# લિ૰ હું આવું છું

## ઝવેરચંદ મેઘાણીનું પત્રજીવન

# લિ૦ હું આવું છું

## ઝવેરચંદ મેઘાણીનું પત્રજીવન






લોકમિલાપ ટ્રસ્ટ • ગ્રંથાગાર • પ્રસાર

ગ્રંથાલયો માટે સૂચીકરણ

મેઘાણી, ઝવેરચંદ કાળીદાસ, ૧૮૯૬–૧૯૪૭.

લિ૦ હું આવું છું : ઝવેરચંદ મેઘાણીનું પત્રજીવન.

ભાવનગર : લોકમિલાપ, અમદાવાદ : ગ્રંથાગાર, ભાવનગર : પ્રસાર, ૧૯૮૮.

વર્ગાંક : 808.86



પહેલી આવૃત્તિ : ૧૯૮૮

નકલ : ૨૧૦૦

રૂ. ૧૫૦

: પ્રકાશક :

ગોપાલ મેઘાણી • નાનક મેઘાણી • જયંત મેઘાણી

લોકમિલાપ ટ્રસ્ટ, ૧૫૬૫ સરદારનગર, ભાવનગર ૩૬૪૦૦૧

ગ્રંથાગાર, નેહરુ મ્યુનિસિપલ માર્કેટ સામે, અમદાવાદ ૩૮૦૦૦૯

પ્રસાર, ૧૮૮૮ આતાભાઈ ઍવન્યૂ, ભાવનગર ૩૬૪૦૦૨

: મુદ્રક :

પ્ર. પુ. ભાગવત

મૌજ પ્રિંટિંગ બ્યૂરો

ખટાઉવાડી, ગિરગામ, મુંબઈ ૪૦૦૦૦૪

# ગાઇ રહ્યું ઝાકળબિંદુ

થોડાં વર્ષો પૂર્વે સૌથી નાની બહેન મુરલી પાસેથી બાપુજીએ બા ઉપર લખેલા પત્રો વાંચવા મળ્યા. અવસાનથી દોઢ માસ પહેલાં પ્રથમ વિમાન–સફર કરીને લખેલા પત્રમાંથી એક વાક્ય ઊડીને આંખે વળગ્યું, "વિગતવાર......તો બધાંને બેસારીને કહીશ પણ એમ લાગે છે કે જન્મ ધરીને એકાવન વર્ષે પહેલી જ વાર આ પૃથ્વીમાતાનું વિરાટ દર્શન કરી હું પાવન થયો." એક સિદ્ધહસ્ત લેખકના શબ્દસામર્થ્ય દ્વારા સંવેદનશીલ કવિહૃદયમાંથી ઊભરાતા પ્રતિભાવને વ્યક્ત કરતા વાક્યને વાંચીને મને થયું કે એમના પરિવાર સમ પ્રેમી વાચકવર્ગને આનાથી વંચિત ન રાખવો જોઈએ.

બાપુજીના અવસાન પછી મહેન્દ્રભાઈએ બાપુજીના લખેલા પત્રો મિત્રો–સ્નેહીઓ પાસેથી મેળવીને ૧૭૬ પત્રોનો સંગ્રહ 'સ્નેહાધીન ઝવેરચંદ' ૧૯૪૮માં પ્રગટ કર્યો ત્યારે એમણે એવી આશા વ્યક્ત કરેલી કે કુટુંબીજનો પરના અને બીજા ઘણા રહી ગયેલા પત્રો મેળવીને ભવિષ્યમાં સમગ્ર પ્રકાશન થઈ શકશે. ત્યારે પ્રગટ ન થયા તેવા અને મોડા મળેલા પત્રો મહેન્દ્રભાઈએ સાચવી રાખેલા.

બા ઉપરના પત્રો પૂ૦ મકરન્દભાઈ દવેને બતાવ્યા ત્યારે એમણે રસ અને ઉમંગથી સંપાદનની જવાબદારી સ્વીકારી. ફરી વારંવાર પોકાર પાડી પાડી અમે પત્રો માટે ટહેલ નાખી, વર્તમાનપત્રો–સામયિકો દ્વારા વિનંતીઓ કરી, વ્યક્તિગત પત્રો લખી આજીજીઓ કરી, સગડ મળતાં વેંત ઘેરઘેર બારણાં ખખડાવ્યાં, અમારાં ભાઈબહેનોને મહામોલા વારસાની લાગણી કરવા સમજાવ્યાં, અચકાતાં કુટુંબીજનોને ગૌરવભંગ કે ઔચિત્યભંગ નહીં થાય એવી ધરપત આપી શકયા અને આખરે ૮૦૦થી વધારે, પ્રગટ અને અપ્રગટ, પત્રો જમા થયા. આ પત્રો આપનારાઓએ મહેન્દ્રભાઈ અને પૂ૦ મકરન્દભાઈની વિવેકશક્તિ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી હતી. અલબત્ત, સચવાયા હોય તેવા ઘણા પત્રો પ્રાપ્ત નથી થઈ શકયા તેની અમને જાણ છે, અપાર રંજ છે. કેટલાક પત્રો પ્રાપ્તકર્તાની સ્પષ્ટ અનિચ્છાને કારણે ન મળ્યા; બીજા ઘણા પત્રો સ્નેહીજનોનાં સંતાનોનાં નિવાસસ્થાનોમાં ભંડકિયામાં કે મેડા ઉપર બીજા હજારો પત્રો–દસ્તાવેજોની સાથે કાળના પ્રવાહમાં વિલીન થતા આવે છે. સંબોધિત વ્યક્તિએ અંગત કારણોસર ન આપ્યા હોય એવા પત્રો પણ હયાત છે. આવા પ્રાપ્તકર્તાઓને સાદ પાડીએ છીએ કે હજીયે આપો, ના પાડશો તો પ્રગટ નહીં કરીએ; આપો, અમે તમારા વતી એનું જતન કરશું.

જમા થયેલા પત્રોની નકલો કરવાનું કામ મને સોંપાયેલું. બે–ચાર માસમાં નકલો કરીને મારે રસ્તે પડીશ એવી ધારણા હતી, પણ કરણહાર કિરતાર. નકલો થતી ગઈ તેમ તેમ પ્રતીતિ થતી ગઈ કે આ તો બાપુજીનું અંતિમ અને અમૂલ્ય શબ્દધન હતું. એમની સમવયસ્ક પેઢીના અવશેષો હજી પણ હયાત છે; એમનાં સર્જન

અને વ્યક્તિત્વના ઓજસે જેમનાં અંતર અજવાળ્યાં હતાં તે મારી સમવયસ્ક બીજી પેઢી પણ સાબૂત બેઠી છે, અને સૌથી મહત્ત્વની છે એ પછીની પેઢી જેણે વાંકડિયા ઝુલ્ફાંધારી વિરાટને જોયા નથી પણ જેણે એમના શબ્દોમાંથી ટપકેલાં સંસ્કારોનો અને મૂલ્યોનો કસુંબી રંગ ઝીલ્યો છે, ઘોળ્યો છે. બાપુજીના નામને વટાવી ખાવા મથતા અને લોકસાહિત્યનાં નાજુક માનવોર્મિ–દર્શનોથી તદ્દન અજ્ઞાત, લોકસાહિત્યને નામે અશ્લીલ વૃત્તિઓને બેફામ ઉત્તેજનારા, વ્યાપારી ગાયકોના એક કહેવાતા 'ડાયરા'માં મુંબઈના એક યુવાને મંચ પર બેધડક છલાંગીને બાપુજીની તસવીર ઉપર રૂમાલ ઢાંકીને ગાયકવૃંદ તરફ હાથ જોડી કહ્યું હતું, "ગાઓ મારા બાપલાં, હવે ફાવે તે ગાઓ તમતમારે!" સ્થાપિત હિતોના રોકેલા ગુંડાઓએ એ યુવાનને માર મારેલો. આ છે એ ત્રીજી પેઢી જેણે સાવઝ શા શાયરને જોયો–સાંભળ્યો નથી છતાં એનાં પ્રિય મૂલ્યોની રક્ષા કાજે જે જાન જોખમમાં મૂકવા તૈયાર છે. આ ત્રણે પેઢીઓને પ્રિય એવા અમારા પિતાની અંતર્છબિ એમના જ શબ્દોમાં ઉપસાવવાના પ્રયત્ન રૂપે આ ગ્રંથ સાદર છે.

કોઈ વ્યક્તિનાં સંતાનોની અને એ વ્યક્તિનાં સર્જન–જીવન દ્વારા સંસ્કાર–ક્રાંતિના આવેગ અનુભવનાર સમાજની પહેલી પેઢીની હયાતી દરમ્યાન અંગત પત્રો પ્રગટ થતા હોય તેવો ગુજરાતી સાહિત્યમાં કદાચ આ પ્રથમ દાખલો હશે. શક્ય નિષ્ઠા અને વિવેકથી સંપાદન થયું હોય તો પણ હયાત સ્વજનો–સ્નેહીઓને, સંબોધિત–ઉલ્લેખાયેલ વ્યક્તિઓને અને એમનાં સ્વજનોને મનદુઃખ થવાની શક્યતા તો સૈકા પછી પ્રકાશન થાય તો પણ નાબૂદ ન ગણાય. મોડું કરવાથી સમકાલીન વાચકોને વંચિત રાખવાનો ભય તો છે જ. અત્યારે પ્રગટ કરતી વેળા અંગત તત્ત્વો તદ્દન કાઢી લેવાથી શબ્દ અને ભાવની ઉત્કૃષ્ટ અસર હણાવાનુ જોખમ. અંગતતા અને ગૌરવ માત્ર પત્રલેખકનાં અને સંબોધિત વ્યક્તિનાં જ નથી સાચવવાનાં, ઉલ્લેખાયેલ વ્યક્તિનાં અને એનાં પુત્રપુત્રીઓ, પૌત્રપૌત્રીઓ અને પેઢી દર પેઢીનાં સંતાનોનાં પણ રક્ષવાનાં છે એવું અમે સતત ભાન રાખ્યું છે. કેટલેક ઠેકાણે તો પહેલાં પ્રગટ કરાયેલાં નામો પણ કાઢી નાખીને એ મીંડાં મૂક્યાં છે. શુદ્ધ સાહિત્ય–સર્જનમાં કદાચ ધોરણો શાશ્વત હશે પણ માટીનાં કોડિયાં સમાં માનવપાત્રોને જ પવિત્ર ગણીને પત્રોમાંના અમૂક ભાગ, ક્યારેક તો અનિચ્છાએ પણ, કાઢી નાખવા પડ્યા છે. પુસ્તકના કદનો ખ્યાલ રાખીને, પત્રના ભાવને હાનિ ન થતી હોય ત્યાં, પ્રાસંગિક કે ઔપચારિક ભાગો છોડી દીધા છે. શબ્દો, વાક્યો, ફકરાથી ઓછું કે વધારે, છોડી દીધાં હોય ત્યાં અનુક્રમે બે, ત્રણ, ચાર, પાંચ કે છ મીંડાં મૂક્યાં છે. જોડણી મહદ્ અંશે સાર્થ જોડણીકોશ પ્રમાણે સુધારી લીધી છે. જૂજ જગ્યાએ શબ્દનું સ્થાનાંતર કરવું પડયું છે.

વિરામ–ચિહ્નો અને તેટલા સરળ કર્યાં છે. સંપાદકનાં લખાણો મુખ્યત્વે કાટખૂણ કૌંસમાં મૂક્યાં છે. પત્રોનો ક્રમ મુખ્ય અંશે સમયના વહેણને અનુસરે છે, પણ બાપુજીના જીવનમાં પરિવર્તનો થયા તે ધ્યાનમાં રાખીને થોડી છૂટછાટ યોગ્ય અસર નીપજાવવા માટે લીધી છે.

પૂ૰ મકરન્દભાઈ સંપાદનમાં મગ્ન હતા ત્યારે તેમણે ફક્ત નકલ કરનાર તરીકે જ નહીં પણ એમની આ વિશેની વિચારપ્રક્રિયાના ઉત્તેજક તરીકે મારી હાજરીનો આગ્રહ રાખેલો. પત્રો પ્રાપ્ત થતા ગયા, નકલો થતી ગઈ, એમનું સંપાદન શરૂ થયું, એ ત્રણેક વર્ષના ગાળામાં એમનું સ્વાસ્થ્ય નબળું પડ્યું. સંપાદનનો એક દોર પૂરો થઈ ચૂક્યો હતો ત્યારે એમણે મુક્તિ માગી અને જયંતને અને મને આ કાર્યમાં પોતે બધી જ મદદ કરશે એવી ધરપત આપી કામ સંભાળી લેવા કહ્યું.

પૂજ્ય મકરન્દભાઈ પ્રિયજન છે, પિતા સાથેના મારા સંપર્કની એકમાત્ર અમૂલ્ય કડી છે. એમની આંગળીએ વળગીને બાળપણમાં મેં ‘ડૉ૰ કોટનીસકી અમર કહાની’ ફિલ્મ જોતાં જોતાં ચીનની સફર કરી. એમણે કહેલી વાર્તાઓની કલ્પનાસૃષ્ટિમાં મેં એકીટશે, શ્વાનસરવે કાને ને ધડકતે હૃદયે શબ્દપાંખો સવારીને નાનસેનના સંગાથે ધ્રુવની સફર કરી છે—એટલા ઓતપ્રોત બનીને કે વિનોદે ધ્રુવ જતાં પહેલાં ગરમ કપડાં ન ભૂલવાં એમ બાપુજીએ લખેલું! પછી તો વ્યવસાયાર્થે સમુદ્રના અને સાહસના સૌમ્ય–રૌદ્ર સામ્રાજ્યમાં ત્રણ દાયકાઓથી ફંગોળાતાં ફંગોળાતાં પણ એમના ઉત્કટ સ્નેહનો ધોધ અવિરત વહી રહ્યો અનુભવ્યો છે અને મારી કુશળતા પાછળ એમની દૈવી અને નિર્મળ પ્રેમશક્તિનો પ્રતાપ સ્વીકારતાં મને અચકાટ નથી. પણ એ જ આંગળીએ વળગીને આ ઝાકળના બિંદુ માટે એક અજબ અને અવનવી, જીવનની સૌથી પાવનકારી, પિતૃલોકની યાત્રાનો પ્રારંભ થઈ ચૂક્યો હતો એનો મને અણસાર પણ નહોતો. મારા સ્રોત સમ પિતાના વિરાટ વ્યક્તિત્વનાં અગમ ઊંડાણોમાં વિહરવાનું અને એમના એકાવન વર્ષના આયુની લગભગ ક્ષણેક્ષણનું એમના જ શબ્દોમાં slow–motion દર્શન પામવાનું મહાભાગ્ય પામવાની અને એમના અંતિમ શબ્દધનનું સ્મારક ચણવામાં નિમિત્ત બનવાની ધન્યતા અનુભવવી તે પણ હચમચાવી નાખતો અનુભવ છે.

પ્રેમસાગર સમ અવધૂતની તબિયત પર અસર થાય તે અસહ્ય હોઈ મેં તત્કાળ એ કામ સ્વીકારી લીધું ત્યારે મારા મનમાં એક તો હતી ઊંડી શ્રદ્ધા કે આ પત્રો પ્રગટ કરવાનો સમય પાકી ગયો હતો, બીજી હતી ધરપત કે જયંતનો સાથ છે, મહેન્દ્રભાઈનું છત્ર છે, મુખ્ય કામ તો પૂ૰ મકરન્દભાઈએ પૂરું કર્યું છે, મારે તો વિગતો જ પૂરવાની હતી. પણ તરત ખબર પડી કે સંપાદક–સંપાદકનાં દૃષ્ટિ, અભિગમ, દર્શન અને રાહ આગવાં હોય છે. પૂ૰ મકરન્દભાઈ સાથે થોડું કામ કર્યાથી બીજું ઘણું ઉપરાંત હથોટીના પાઠ તો શીખ્યો જ હોઈશ. એ આશીર્વાદથી જ આ સંગ્રહનાં પત્રોની પસંદગી, ક્રમવ્યવસ્થા, નોંધોનાં સંકલન અને રજૂઆત અને અનુવાદો મેં નવેસરથી કર્યાં છે. આ સંગ્રહ તૈયાર કરતી વેળા બાપુજીના બાકીની દુનિયા સાથેના સંબંધોને, એમની સાથે સંકળાયેલાં પાત્રોનાં વ્યક્તિત્વોને અને પ્રસંગોને તેમ જ એમના પોતાના પ્રગટીકરણરૂપ એમના જ શબ્દોને પ્રસ્તુત કરીને એમના સમગ્ર વ્યક્તિત્વની સમતોલ પ્રતિભાને ઉપસાવવા પ્રયત્ન કર્યો છે, જેમ સંખ્યાબંધ still framesને

ગતિમાન કરવાથી દૃશ્ય ક્રિયાવંત બને છે તેવું કરવાનું ધ્યેય રાખીને. આ સંગ્રહમાંની ખામીઓ, ત્રુટિઓ અને ભૂલો માટેની સંપૂર્ણ જવાબદારી મારી છે. આ પત્રો પ્રાપ્ત કરવાનું, એનું સંપાદન પ્રેરવાનું અને પોતાની શક્તિ વડે અંતરાયોને દૂર કરી આ પ્રકાશન શક્ય બનાવવાનું શ્રેય સંપૂર્ણપણે પૂ૦ મકરન્દભાઈને અર્પણ છે.

આ સંગ્રહના પ્રકાશનમાં સંખ્યાબંધ સ્વજનો અને સ્નેહીજનોએ મન મૂકીને મદદ કરી છે. સૌથી પ્રથમ આભાર દીર્ઘદૃષ્ટિથી પત્રો સાચવનારાઓ અને ઉદાર દિલે એ આપનારાઓનો માનું છું. શ્રી સવૈયાનાથજી નામના હરિજન સંતે ધંધૂકા પાસે ઝાંઝરકા ગામે સ્થાપેલા શ્રી સવગુણ મંદિરના સાતમી પેઢીના મહંત શ્રી લાલદાસજી મહારાજ પર બાપુજીએ લખેલો એક પત્ર આપવા એમના અનુગામી મહંત અનુયાયીઓ સાથે છેક ભાવનગર આવેલા. શુદ્ધ હિન્દીમાં લખેલો પત્ર (૨૮૫) એ સમયના પત્રો છપાતા હતા ત્યારે જ, તે જ કલાકે, સમાવી શકાયો તે ચમત્કાર જ છે. મહેન્દ્રભાઈએ સંપાદન કરેલા 'સ્નેહાધીન ઝવેરચંદ' પુસ્તકમાંના મોટા ભાગના પત્રો આ સંગ્રહમાં સમાવી લીધા છે. તે માટે સંમતિ મહેન્દ્રભાઈએ અને ઇન્દુબહેને સ્વાભાવિક સ્નેહથી અને ઉદાર હૃદયે આપી છે. પોતે જહેમત અને સૂઝથી ચાર દાયકા પૂર્વે મેળવેલા વણવપરાયેલા પત્રો ઉપરાંત આ સંગ્રહના અમૂલ્ય ભાગ સમા એમની પોતાની પરના પત્રો, પૂ૦ દમયંતી–બા સાથેનો બાપુજીનો પત્રવ્યવહાર અને બાપુજીના બીજા ઘણા પત્રોની નકલો મને સોંપીને મહેન્દ્રભાઈએ જે શ્રદ્ધા સંઘરી હશે તેને લાયક હું નીવડ્યો છું એવી આશા છે. પૂ૦ લાલચંદ–બાપુજી સાથે બાપુજીએ આત્મીયતાભર્યો પત્રસંબંધ જીવનભર સાચવેલો. બાપુજીના બહોળા અને સંઘર્ષશીલ ઊર્મિજીવનનાં અંતરતમ પર પ્રકાશ પાડતા પત્રો રમણિકભાઈએ જતનથી સાચવેલા તે આપવા ઉપરાંત પોતાની પરના પત્રો, સંખ્યાબંધ પરિચય–નોંધો અને પ્રસંગ–નોંધોમાં મદદરૂપ વિગતો અને તવારીખ–સંદર્ભોની ભાળ પણ રમણિકભાઈએ અથાગ ઉત્સાહથી આપી છે.

પત્રોનો સંગ્રહ શરૂ કર્યો ત્યારથી માંડીને દરેક તબક્કે, સંકલન, સંપાદન, છાપકામ, પ્રકાશન અને વિતરણ સુધી મારો નાનો ભાઈ જયંત અને ભત્રીજો ગોપાલ નેપથ્યમાં રહીને મને આધાર અને પ્રોત્સાહન આપતાં આપતાં મારા અજ્ઞાન અને બિનઅનુભવના મૂક પૂરક બની રહ્યા છે. માહિતીઓ, સંદર્ભો, તસવીરો, ચિત્રો અને એનાં પ્રાપ્તિસ્થાનો વગેરે બધું જ એમણે જે રીતે પૂરું પાડ્યું છે તેની મહત્તા શબ્દો દ્વારા વર્ણવવા હું અસમર્થ છું. એટલું ચોક્કસ છે કે એ બંનેનાં સ્નેહભર્યા સદ્ભાવની મને ખાતરી ન હોત તો મેં આ કામ માથે ન જ લીધું હોત. મારાં બીજાં ભાઈબહેનો અને પરિવારજનોએ ધીરજપૂર્વક મારી મર્યાદાઓને ગૌણ ગણીને માગ્યો સહકાર અને અણમાગ્યાં પ્રોત્સાહન આપ્યાં છે.

સંકલિત પ્રસંગ–નોંધો અને પરિચય–નોંધોના લેખકો–પ્રકાશકો, તસવીરકારો અને ચિત્રકારોનો ઋણી છું. જ્યાં જાણ હતી ત્યાં ત્યાં પરવાનગી મેળવવા પ્રયાસ કર્યો છે. અજ્ઞાત એવા મેઘાણી–પ્રેમીઓનો સંપર્ક ન કરી શકવા માટે દરગુજર ચાહું છું. આ વર્ષની

શરૂઆતમાં આમાંના ૭૦–૮૦ પત્રો 'જન્મભૂમિ–પ્રવાસી'માં, 'ફૂલછાબ'માં અને થોડા 'નવનીત–સમર્પણ'માં પ્રગટ થયા હતા. એના પ્રતિભાવથી આ પ્રકાશન કરવા વિશેની રહીસહી શંકાઓ દૂર થઈ હતી. 'ફૂલછાબ'ના એક વાચકે આ પત્રોને 'ઉત્કૃષ્ટ પત્રલેખનના નમૂના' તરીકે વર્ણવીને પાઠ્યપુસ્તકોમાં એવા પત્રો સામેલ કરવા સૂચવ્યું હતું. સુંદર અને સુઘડ ઉપહાર માટે હરીન્દ્રભાઈ દવે, ઘનશ્યામભાઈ દેસાઈ, હિંમતભાઈ મહેતા અને તરુ કજારિયાએ કરેલી માવજતનો હું સાક્ષી છું. મારી મર્યાદાને અને મૂંઝવણોને જાણે કળી ગયા હોય તેમ, અને છતાં મને એ વિશે જરા પણ સભાન કર્યા વગર સ્વાભાવિક સ્નેહથી, હરીન્દ્રભાઈએ સંપાદનસૂઝ કેળવાય તેવાં થોડાં પુસ્તકો પોતાની મેળે જ મને જોવા આપેલાં. તેમાંથી રોબર્ટ ફ્રોસ્ટના પત્રોના સંગ્રહે મને ઘણી દિશાસૂઝ આપી છે. આ સૌનો કૃતજ્ઞ છું.

ચન્દ્રકાન્ત શાહ અને શકુન્તલા ઉદાણી પરિવારજનો જ છે. એમનો આભાર માનવો ઉચિત નથી. આ લાંબા અને થકવી દેનારા રાહ પર દરેક અંતરાયે અને મૂંઝવણે હું એમની પાસે દોડ્યો ગયો છું અને હસતે ચહેરે બંનેએ મને ખૂબ જ સરળતાથી સ્થિર કર્યો છે. પ્રેસ–નકલનો અક્ષરેઅક્ષર બંનેની નજર તળેથી પસાર થયો છે અને પ્રૂફ–રીડિંગ મુખ્યત્વે એ બંનેની સાથે કર્યું છે.

તસવીરોના કેટલાક બ્લૉક સંસ્કાર સાહિત્ય મંદિરના અને સુશોભનોમાંના ઘણાના બ્લૉક 'નવનીત–સમર્પણ'ના સૌજન્યથી મળ્યા છે. પાકિસ્તાનમાં પૂ૦ મકરન્દભાઈના મિત્ર અલ–વાએઝ મહમદઅલી સાહેબે એક પત્ર–પ્રાપ્તકર્તાની ભાળ અને પરિચય મેળવવા જે પ્રયત્ન કર્યો તે માટે તેમનો પણ શુકર ગુજારું છું. બીજા સંખ્યાબંધ સ્નેહીઓનો પણ બધી જ મદદ માટે આભાર માનું છું.

આ પુસ્તક–વિતરણ આરંભમાં નજીવી કિંમતે થઈ શક્યું છે, સારામાં સારો કાગળ વાપરવા છતાં અને શ્રેષ્ઠ છપાઈકામનો ખર્ચ કરવા છતાં, તે બૃહદ પરિવાર તરફથી મળેલી આર્થિક સહાયને આભારી છે. અમારાં પૂ૦ સમજુફૈબાના પરિવારજનોએ, ખાસ તો વીરેન્દ્ર ચુ૦ પારેખે, આ પ્રકાશનની ઉત્કૃષ્ટતા માટે સતત મદદનો હાથ લંબાવેલો રાખ્યો છે. એ ઉપરાંત લેખક–પ્રકાશકો–મુખ્ય વિક્રેતાએ આર્થિક લાભ જતો કરવાથી આ પુસ્તક આટલું સસ્તું સાદર કરી શક્યા છીએ.

વિભાગોના આરંભે મેં લખેલી નોંધોમાં વપરાયેલા 'બાપુજી' શબ્દ સામે નાનો શો વિરોધનો સૂર ઊઠ્યો હતો. સંપાદક પોતાનું અભિજ્ઞાન સ્થાપવાનો પ્રયત્ન કરે છે એવો એમાં ગર્ભિત આક્ષેપ હતો અને 'સ્વર્ગસ્થ' કે 'લેખક' શબ્દ વાપરવાનો આગ્રહ હતો.

કંટાળાજનક ખુલાસાઓમાં ઊતરવા કરતાં એક પ્રસંગ ટાંકું : પુસ્તક છપાતું ગયું તેમ તેમ મૌજ પ્રેસના મુખ્યત્વે મહારાષ્ટ્રીય કાર્યકરોમાં બાપુજી વિશે વાતો ફેલાઈ હશે. એક યા બીજે તબક્કે પ્રૂફ કે ફરમા કંપોઝિટરથી માંડી મૅનેજર સુધી સૌની નજરમાંથી પસાર થયાં હશે. સાત માસમાં મારા વડીલ મિત્ર બની ગયેલા ફોરમેન

દ્વારકાનાથ ભાટકર એક દિવસ પ્રૂફ બતાવીને બોલ્યા, "ઝવેરચંદ–બાપુજીની આ તસવીર અહીં મૂકીએ તો વધારે સારી લાગશે." મનમાં ને મનમાં હું મલકાઈ ઊઠ્યો હતો ! વાચકોને સહિષ્ણુ બનીને મારી પસંદગી સહી લેવા વિનંતી કરું છું.

મૌજ પ્રેસના માલિકો–સંચાલકો પ્રભાકર ભાગવત અને માધવ ભાગવત, મદદનીશ સંચાલક વસંત પાઠક, ફોરમૅન દ્વારકાનાથ ભાટકર અને બીજા સૌ કારીગરો–કાર્યકરોએ જે સમજણ, ધીરજ, ચીવટ અને, બાપુજીનો પરિચય વધતાં, સન્માનથી કામ પાર પાડ્યું છે તે અનુકરણીય છે. ગ્રાહકની ઝીણામાં ઝીણી માગણીઓથી જરા પણ નહીં કંટાળતા એ દરેકને હસતે મોંએ પૂરી પાડવી અને ગ્રાહકના સમયને પણ પોતાના સમય જેટલો જ મૂલ્યવાન ગણવો એ 'મૌજ'ના ગુણોથી સ્વામી આનંદ પ્રસન્ન થઈ ઊઠ્યા હોત !

પૂ૰ મકરન્દભાઈ આ યોજનાના સ્રોત છે અને પૂર્ણાહુતિ પણ એમની પ્રસ્તાવના સાથે થાય તે નિર્મિત ઘટના છે એમ હું શ્રદ્ધાપૂર્વક માનું છું. બાપુજીના સાહિત્યને મનુભાઈ પંચોળીએ સમર્થતાથી મૂલવ્યું. ('ભેદની ભીંત્યું મારે ભાંગવી' શીર્ષક વ્યાખ્યાનમાળા). કનુભાઈ જાનીએ બાપુજીના જીવન–સંશોધન માટે પુરુષાર્થ કર્યો. ('કસુંબીનો રંગ' શીર્ષક હપતાવાર જીવનચરિત્ર 'કુમાર' માસિકમાં પ્રગટ થયું હતું.) માનવ તરીકે મહામોલા અમારા બાપુજીના વ્યક્તિત્વનું અને એમની રુધિર–છલકતી છાતીમાં સ્પંદતા હૃદયનું ગૌરવભર્યું સંપૂર્ણ દર્શન ઋજુતા, પ્રમાણિકતા, નિષ્ઠા, અને પ્રેમથી પૂ૰ મકરન્દભાઈએ માંદગીને બિછાનેથી લથડતે પગે ઊભા થઇ–થઈને કરાવ્યું છે તેથી હું કૃતકૃત્યતા અનુભવું છું.

બાપુજી વિશે ઘણાં સંશોધન થયાં છે, જીવનચરિત્રો લખાયાં છે. અમેરિકામાં ઇન્ડિયાના યુનિ૰માં ડૉ૰ ગોપાલને દુનિયાભરના લોકસાહિત્યના સંશોધનમાં એકલે હાથે કામ કરનારાઓમાં બાપુજીનું યોગદાન અભૂતપૂર્વ ('unparallelled') છે એવું પ્રતિપાદન કરતો પોસ્ટ–ડૉક્ટરેઇટ મહાનિબંધ લખ્યો હતો. આટલા ઉચ્ચ કક્ષાનાં સંશોધનોમાં પણ અમને ભૂલો જોવા મળી છે ત્યારે ત્યારે એ સુધારાવવા અમે શક્ય પ્રયાસ કર્યો છે. એવી જ એક ભૂલ સુધારવા જન્મતારીખ અને જન્મસ્થળ વિશેના સંદર્ભો પરિશિષ્ટ ૨(પા૰ ૭૦૨)માં મૂકવાનું યોગ્ય લાગ્યું છે. આ પત્રસંગ્રહમાંથી સંશોધકોને ઘણી નવી વિગતો અને માહિતીઓ મળશે, પણ એમને સાવચેત રહેવા વિનંતી છે. ઘણા પત્રો પ્રાપ્ય નથી, કેટલાક પત્રો છાપ્યા નથી, છપાયેલ પત્રોમાંથી અંશો કાઢી લીધા છે, જોડણી–વિરામચિહ્નો સુધાર્યાં છે; પહેલાં ચાલીસ વર્ષો દરમ્યાન લખાયેલા પત્રોમાંથી બહુધા પ્રાપ્ય નથી; એટલે હળવે પગ સંચરજો, ફ્લડલાઇટના આંજી દે તેવા અને છતાં ખૂણાઓ અંધારા રાખે તેવા પ્રકાશ–શેરડા સાથે ધસી ન જતા; અંતરતમ અજવાળતી ઊર્મિઓનું કોડિયું અને સ્નેહની ધૂપસળી ધરીને આ પોયણી શા હૃદયમાં પ્રવેશજો. તો જ દેવાલયમાં પ્રવેશ્યાનો આ પ્રયાસ સાર્થક ગણાશે.

હવે સ્વકથનની સમાપ્તિ કરું. સાહિત્ય મારો વ્યવસાય નથી, વાચન મારું નહિવત્ છે. સાહિત્ય–સર્જનની લેશ માત્ર મહત્ત્વાકાંક્ષાથી નહીં પણ વિધિના લેખથી આ કાર્ય મારી પર આવી પડ્યું તે પૂરું કરવામાં મેં મારું સર્વસ્વ લેખે લગાડ્યું છે, એક અવિચલ ઈમાની તોરમાં કે આ શબ્દધન બાપુજીના પ્રેમીજનોને પહોંચાડવું જ છે.

૧૯૨૧માં બાપુજીએ લખેલું : "હું આવું છું." ૧૯૪૫માં પૂ૰ મકરન્દભાઈએ બાપુજીને લખેલું : "એક વાર ગોંડલ આવો તો!... પણ તમે આવો ત્યારેને?... આવશોને?" ૧૯૪૮માં મહેન્દ્રભાઈએ લખેલું : "એ આવશે, એ આવશે!"

આજે નંદિગ્રામમાં પૂ૰ મકરન્દભાઈની બાજુમાં ઊભા ઊભા મેં મારા જીવનનો શ્રેષ્ઠ સૂર્યાસ્ત જોયો. વાદળાંમાંથી ગળાતા તેજને આધારે લાલકસુંબલ અગનગોળો ઊતર્યો, એ વાદળાં વચ્ચેથી પૂરો દૃશ્યમાન બન્યો, જાણે અતીતે ધૂણી ખોલી બતાવીને કહ્યું કે જબ ખોલું તબ આગ! અને પછી લાલ સુરંગી છોળો પાથરતો પાથરતો એ ગેબમાં ગરકી ગયો; પાછળ ચોમેર રેલાઈ રહી એની લાલીમા. ત્યારે ઝાકળનું બિંદુ સૂરજદાદાની તરફ ગણગણી રહ્યું :

> મુજ હૈયે તમને પધરાવું
> શી રીતે, હે જગબંધુ!

ને ચોમેર નીતરતી રક્તવંતી નીરવતામાંથી બુલંદ પડછંદા ઊઠ્યા...આશીર્વાદ છે... તેજસ્વી બનો...આશા ઉલ્લાસ હૃદયમાં પ્રકાશી રહો...પરાક્રમ પ્રગટ થજો...... પછી છેલ્લા કિરણે ક્ષિતિજમાં ખેંચાઈ જતાં પહેલાં તોફાની મલકાટ શો છેલ્લો ઝબકારો માર્યો : ઉત્તર ધ્રુવ જતાં પહેલાં ગરમ કપડાં મગાવી લેશો!

—વિનોદ મેઘાણી

૬–૧૨–૧૯૮૮



દ્વારકાનાથ ભાટકર એક દિવસ પ્રૂફ બતાવીને બોલ્યા, "ઝવેરચંદ–બાપુજીની આ તસવીર અહીં મૂકીએ તો વધારે સારી લાગશે." મનમાં ને મનમાં હું મલકાઈ ઊઠ્યો હતો! વાચકોને સહિષ્ણુ બનીને મારી પસંદગી સહી લેવા વિનંતી કરું છું.

મૌજ પ્રેસના માલિકો–સંચાલકો પ્રભાકર ભાગવત અને માધવ ભાગવત, મદદનીશ સંચાલક વસંત પાઠક, ફોરમેન દ્વારકાનાથ ભાટકર અને બીજા સૌ કારીગરો–કાર્યકરોએ જે સમજણ, ધીરજ, ચીવટ અને, બાપુજીનો પરિચય વધતાં, સન્માનથી કામ પાર પાડ્યું છે તે અનુકરણીય છે. ગ્રાહકની ઝીણામાં ઝીણી માગણીઓથી જરા પણ નહીં કંટાળતા એ દરેકને હસતે મોંએ પૂરી પાડવી અને ગ્રાહકના સમયને પણ પોતાના સમય જેટલો જ મૂલ્યવાન ગણવો એ 'મૌજ'ના ગુણોથી સ્વામી આનંદ પ્રસન્ન થઈ ઊઠ્યા હોત!

પૂ૦ મકરન્દભાઈ આ યોજનાના સ્રોત છે અને પૂર્ણાહુતિ પણ એમની પ્રસ્તાવના સાથે થાય તે નિર્મિત ઘટના છે એમ હું શ્રદ્ધાપૂર્વક માનું છું. બાપુજીના સાહિત્યને મનુભાઈ પંચોળીએ સમર્થતાથી મૂલવ્યું. ('ભેદની ભીંત્યું મારે ભાંગવી' શીર્ષક વ્યાખ્યાનમાળા). કનુભાઈ જાનીએ બાપુજીના જીવન–સંશોધન માટે પુરુષાર્થ કર્યો. ('કસુંબીનો રંગ' શીર્ષક હપતાવાર જીવનચરિત્ર 'કુમાર' માસિકમાં પ્રગટ થયું હતું.) માનવ તરીકે મહામોલા અમારા બાપુજીના વ્યક્તિત્વનું અને એમની રુધિર–છલકતી છાતીમાં સ્પંદતા હૃદયનું ગૌરવભર્યું સંપૂર્ણ દર્શન ઋજુતા, પ્રમાણિકતા, નિષ્ઠા, અને પ્રેમથી પૂ૦ મકરન્દભાઈએ માંદગીને બિછાનેથી લથડતે પગે ઊભા થઇ–થઈને કરાવ્યું છે તેથી હું કૃતકૃત્યતા અનુભવું છું.

બાપુજી વિશે ઘણાં સંશોધન થયાં છે, જીવનચરિત્રો લખાયાં છે. અમેરિકામાં ઇન્ડિયાના યુનિ૦માં ડૉ૦ ગોપાલને દુનિયાભરના લોકસાહિત્યના સંશોધનમાં એકલે હાથે કામ કરનારાઓમાં બાપુજીનું યોગદાન અભૂતપૂર્વ ('unparallelled') છે એવું પ્રતિપાદન કરતો પોસ્ટ–ડૉક્ટરેઇટ મહાનિબંધ લખ્યો હતો. આટલા ઉચ્ચ કક્ષાનાં સંશોધનોમાં પણ અમને ભૂલો જોવા મળી છે ત્યારે ત્યારે એ સુધારાવવા અમે શક્ય પ્રયાસ કર્યો છે. એવી જ એક ભૂલ સુધારવા જન્મતારીખ અને જન્મસ્થળ વિશેના સંદર્ભો પરિશિષ્ટ ૨(પા૦ ૭૦૨)માં મૂકવાનું યોગ્ય લાગ્યું છે. આ પત્રસંગ્રહમાંથી સંશોધકોને ઘણી નવી વિગતો અને માહિતીઓ મળશે, પણ એમને સાવચેત રહેવા વિનંતી છે. ઘણા પત્રો પ્રાપ્ય નથી, કેટલાક પત્રો છાપ્યા નથી, છપાયેલ પત્રોમાંથી અંશો કાઢી લીધા છે, જોડણી–વિરામચિહ્નો સુધાર્યાં છે; પહેલાં ચાલીસ વર્ષો દરમ્યાન લખાયેલા પત્રોમાંથી બહુધા પ્રાપ્ય નથી; એટલે હળવે પગ સંચરજો, ફ્લડલાઇટના આંજી દે તેવા અને છતાં ખૂણાઓ અંધારા રાખે તેવા પ્રકાશ–શેરડા સાથે ધસી ન જતા; અંતરતમ અજવાળતી ઊર્મિઓનું કોડિયું અને સ્નેહની ધૂપસળી ધરીને આ પોયણી શા હૃદયમાં પ્રવેશજો. તો જ દેવાલયમાં પ્રવેશ્યાનો આ પ્રયાસ સાર્થક ગણાશે.

# મનવેધુની અંતરૂછબી

**મકરન્દ દવે**

He looked at his own Soul
with a Telescope. What seemed
all irregular, he saw and
shewed to be beautiful
constellations : and he added
to the consciousness hidden
worlds within worlds.

COLERIDGE, *Notebooks*

તેણે પોતાના અંતરાત્મા ભણી જોયું
દૂરબીન વડે. જે ભાસતું હતું
બધું યે અસ્તવ્યસ્ત, તેણે તે જોયું અને
નીરખતાં લાગ્યું કે એ તો હતાં
રમણીય નક્ષત્રો;
અને પોતાની નિગૂઢ આત્મચેતનામાં
તેણે ઉમેર્યાં
વિશ્વોની અંદર વસેલાં વિશ્વો

**કોલરિજ, 'નોટબુક્સ'**

મેઘાણીભાઈનું સ્મરણ કરું છું ને એક પૂર પંથીલો તરવૈયો નજરે તરે છે. કથા છે :

એક ધૂધવતી ને ઘૂમરી ખાતી નદી વહી જાય છે. તેની એક ભેખડ પર સાધુની ઝૂંપડી છે. જેને જોતાં જ તમ્મર ચડે એવા વમળમાં આ સાધુ રોજ ઝંપલાવે છે ને થોડી વારમાં સામે કિનારે બહાર નીકળે છે. ભલભલા તરવૈયા જ્યાં ડૂબી મરે ત્યાં સાધુને સાજેસમો, તાજેતર બહાર નીકળતો જોઈ કોઈ અચરજ પામી પૂછે છે : "તમે આવા ભયાનક વમળમાંથી બહાર કેવી રીતે નીકળી શકો છો ?" સાધુ જવાબ આપે છે : "હું તો સીધું ઝંપલાવી જાણું છું. નથી માથું બહાર કાઢવા મથતો કે નથી જીવવા તરફડિયા મારતો. આ વમળનાં પાણી જ મને પોતાના વેગથી સામે પાર લઈ જાય છે."

કોઈ વાર માણસજાતના વસ્તી–પત્રકમાં કોઈ નવજાત બાળકનું નામ દફતરે ચડે તે પહેલાં વિશ્વપ્રકૃતિ તેને ખોળે લઈ લેતી હોય છે. તેને ભાલે એ પોતાની

# મનવેધુની અંતર્‌છબી

**મકરન્દ દવે**

He looked at his own Soul
with a Telescope. What seemed
all irregular, he saw and
shewed to be beautiful
constellations : and he added
to the consciousness hidden
worlds within worlds.

COLERIDGE, *Notebooks*

તેણે પોતાના અંતરાત્મા ભણી જોયું
દૂરબીન વડે. જે ભાસતું હતું
બધું યે અસ્તવ્યસ્ત, તેણે તે જોયું અને
નીરખતાં લાગ્યું કે એ તો હતાં
રમણીય નક્ષત્રો;
અને પોતાની નિગૂઢ આત્મચેતનામાં
તેણે ઉમેર્યાં
વિશ્વોની અંદર વસેલાં વિશ્વો

**કોલરિજ, 'નોટબુક્સ'**

મેઘાણીભાઈનું સ્મરણ કરું છું ને એક પૂર પંથીલો તરવૈયો નજરે તરે છે. કથા છે :

એક ધૂધવતી ને ધૂમરી ખાતી નદી વહી જાય છે. તેની એક ભેખડ પર સાધુની ઝૂંપડી છે. જેને જોતાં જ તમ્મર ચડે એવા વમળમાં આ સાધુ રોજ ઝંપલાવે છે ને થોડી વારમાં સામે કિનારે બહાર નીકળે છે. ભલભલા તરવૈયા જ્યાં ડૂબી મરે ત્યાં સાધુને સાજોસમો, તાજોતર બહાર નીકળતો જોઈ કોઈ અચરજ પામી પૂછે છે : "તમે આવા ભયાનક વમળમાંથી બહાર કેવી રીતે નીકળી શકો છો ?" સાધુ જવાબ આપે છે : "હું તો સીધું ઝંપલાવી જાણું છું. નથી માથું બહાર કાઢવા મથતો કે નથી જીવવા તરફડિયા મારતો. આ વમળનાં પાણી જ મને પોતાના વેગથી સામે પાર લઇ જાય છે."

કોઈ વાર માણસજાતના વસ્તી–પત્રકમાં કોઈ નવજાત બાળકનું નામ દફતરે ચડે તે પહેલાં વિશ્વપ્રકૃતિ તેને ખોળે લઈ લેતી હોય છે. તેને ભાલે એ પોતાની

આંગળીથી તિલક કરે છે, સગી માતાની જેમ તેને કાળઝાળ વાયરા ને વખંભર વહેણો વચ્ચે જાળવે છે ને પોતાની દાટી રાખેલી જીવન–મૂડી તેને નામે જમા કરી દે છે. મેઘાણીભાઈ ‘હું પહાડનું બાળક’ તરીકે પોતાની ઓળખ આપે ત્યારે એમાં કલ્પનાનો સંસાર નથી પણ ‘પહાડભેદંતી નદીઓના ઊંડા ધરા ને એ ડુંગરની એકાંત ખોપો’ સાથે વણાઈ ગયેલી પોતાની કુળકથા જ આલેખે છે.

ચોટીલા ડુંગરની તળેટીમાં આ બાળકનો જન્મ થયો હોય, મોટેરા ભાઈઓ બાળકને છાતીએ તેડી તેડી ચામુંડી માતાના ડુંગર ફરતા આંટા લેવરાવતા હોય કે પછી પિતાની નોકરીને બહાને આ બાળક વંકી ને વિકરાળ જગ્યાઓમાં ફંગોળાતો હોય ત્યારે પ્રકૃતિ તેને માત્ર નદીઓના ઘૂઘવાટ ને પહાડોના પડછંદા જ નથી સુણાવતી; આ જગ્યાઓમાં પોતાના પ્રાણ રેડી ગયેલાં નર–નારીની ગાથા પણ એને કાને ગુંજતી કરતી હોય છે. આવું ધરતીનું ધાવણ પી બાળક મોટું થાય ત્યારે ક્યાંક અદૃશ્યથી તેને માતાનો પુકાર સંભળાય છે. માએ પોતાને કાજે સદીઓથી જાળવી રાખેલી ને જતનથી ભોંમાં ભંડારી રાખેલી મોંઘી મિરાતનાં એને સોણાં આવે છે, અને અરધી જાગૃતિ, અરધી ઊંઘમાં, એ બીજું બધું જ પડતું મેલી દોડી આવે છે—પેલા અદૃશ્યમાંથી ઊઠતા સાદને સગડે સગડે.

આ પત્રો માત્ર પત્રો નથી પણ એ દોટ મૂકી આવેલા પ્રકૃતિ–પુત્રનાં પગલાં છે. પોતાની જાતને સતત પાછલી પંગતમાં બેસાડી રાખતા મેઘાણીભાઈના અંતરમાંથી એક વિસ્ફોટની જેમ વાણી ફૂટી નીકળે છે: ‘હું આવું છું.’ એ નાભિ–પુકાર આપણને મેઘાણીમાં રહેલા પ્રાણનો પરિચય કરાવી જાય છે. કેવા છે એ બોલ?

“(કલકત્તા: ૧૯–૯–૧૯૨૧) ફરી વાર કહું છું કે તમે આ વાતો સમજશો નહીં. બે વરસ પહેલાં હું પોતે પણ ન સમજી શકત. દરમ્યાન નવા જીવનની છોળો આવી છે. જીવનનો ગંભીર ધ્વનિ કાને પડ્યો છે. એક અદૃશ્ય હાથની ઇશારત હું મારી સામે જોઈ રહ્યો છું અને જવાબ આપું છું કે ‘આવું છું, આવું છું’. મને ઘણું ય એમ થાય છે કે મારી વાતને હું એક બાળકની બોબડી ભાષામાં સ્પષ્ટ કરું, અલંકાર કે શણગાર બધા અળગા કરી નાખું, પણ એ ફરી વાર બાળક ક્યાંથી બનાય? ભાષાની અંદર વ્યાપી ગયેલો ડોળડામાક ક્યાંથી છોડાય? એ ડામાક જીવનનો છે, માત્ર ભાષાનો નથી.

“આજ લખ્યા જ કરું, મારા જીવનની એક નાની સરખી લીટી સમજાવવા આજ ઉલટાવી–પલટાવીને લખ્યા જ કરું, પણ સ્પષ્ટ નહીં કરી શકું, હું જુદા દેશની વાણી બોલું છું. તમે એ ન પણ સમજી શકો.

“અંધારું થતું જાય છે. ગોધૂલિનો વખત થઈ ગયો. વગડામાંથી પશુઓ પાછાં આવે છે. એના કંઠની ટોકરીનો ગંભીર અવાજ કાને પડે છે, મંદિરમાં ઝાલર વાગવા લાગી. હું પણ એકાદ–બે માસમાં પાછો આવું છું. ઘરાઈને આવું છું. જીવનની આ

ગોધૂલિને સમયે, અંધકાર ને પ્રકાશની મારામારીને વખતે, મારો ગોવાળ મને બોલાવી રહ્યો છે. હું રસ્તો નહીં ભૂલું. એના સાદને હું ઓળખું છું. હું બંધુહીન નથી એમ કહેવા દેજો. વધુ શું? લિ૦ હું આવું છું." (પત્ર ૨૭)

ઝવેરચંદ કાળિદાસ મેઘાણી નામની નાનકડી વ્યક્તિના કલેવરમાં આજ સુધી પુરાઈ રહેલો પેલો મહદ્પ્રાણ પોતાનો 'હું'કાર કરી આ પત્રમાં બેઠો, સાબદો, થઈ ગયેલો દેખાય છે. બંગાળના ઉપસાગરમાં ત્યારે ભરતી–છોળે ઊછળતી ચેતનાએ તેને પોતાની જ ભૂમિનું દૈવત ચીંધ્યું લાગે છે. એ વખતે બંકિમ–શરદની નવલકથાઓ, રવીન્દ્રની કવિતા અને દ્વિજેન્દ્રનાં નાટકોએ ભારતીય પુનરુત્થાનનો શંખનાદ ફૂંક્યો હતો. મેઘાણીને એમાં પોતાની ગામભાગોળે આવેલા અપૂજ મંદિરનાં ઝાલર–ડંકા તાલ દેતાં સંભળાય છે. સોરઠી ભૂમિનાં પહાડ–કંદરા એમાં હોંકારા ભણતાં હશે ને કંઈ કેટલાયે વાચાહીન પોઢી ગયેલાં માનવીઓ એમાં પોતાનો સાદ પુરાવતાં હશે: 'ચાલ્યો આવ! ચાલ્યો આવ!' સોરઠી ભૂમિના પોતાના જ હાથે ઘાટ પામેલો મેઘાણી કેમ ઝાલ્યો રહે?

એમ કહેવાય છે કે કવિ કીટ્સની કાયાપલટ કરી દીધી હોય તો તે ચેપમેને અંગ્રેજીમાં અનુવાદ કરેલા હોમરના વાચને. તેના પોતાના મનોભાવ વ્યક્ત કરતું કીટ્સનું સોનેટ છે: 'રીડિંગ ઇનટુ ચેપમેન્સ હોમર'. ગ્રીસની સૌન્દર્યદૃષ્ટિ અને અંગ્રેજી ભાષાનો વૈભવ જાણે એ કવિનેત્રને એકી સાથે બે મહાસમુદ્રનાં દર્શન કરાવી જાય છે. બંગાળ ઉપસાગરની ભરતી–છોળે મેઘાણીને પોતાના અરબીસમુદ્ર–રત્નાકરનું ગર્જન સંભળાવ્યું. મેઘાણી જ્યારે બંગાળથી આવ્યા ત્યારે તેમની થેલીમાં રવીન્દ્રનાથના ટચુકડા પુસ્તક 'કથા ઓ કાહિની'નો અનુવાદ માત્ર નહોતો પણ આ ભૂમિમાં પડેલી કથાઓને ચેતનવંતી કરતાં પ્રેરણાબીજ એમાં પડ્યાં હતાં. આ અનુવાદને નામ આપ્યું: 'કુરબાનીની કથાઓ'. કુરબાનીને પંથે મેઘાણીનું પહેલું પગલું. મેઘાણીને પોતાનો સ્વધર્મ લાધી ગયો હતો પેલા અદૃશ્ય હાથની ઇશારતમાં, પેલા ગોવાળની સીમ ગજવતી વાંભમાં.

હવે મૅનેજરની ખુરશી, મોટી આમદાની કે દોમદોમ સાયબી એને શું બાંધી રાખી શકે? રામચંદ્ર દા૦ શુક્લ ઉપરના પત્રમાં મેઘાણીભાઈએ આ સમયની પરિસ્થિતિ અને મનોદશા જણાવતાં લખ્યું છે:

"(ભાવનગર: ૧૧–૧–૧૯૨૯) પછી એ પેઢીનું [જીવણલાલ કું૦ નું] ઍલ્યુમિનિયમનાં વાસણ બનાવવાનું કારખાનું કલકત્તામાં તૈયાર થતું હતું તેમાં મૅનેજર તરીકે એમણે મને પલોટ્યો. લગભગ અઢી–ત્રણ વર્ષ કામ કર્યું, સંતોષ આપ્યો, પરંતુ કોણ જાણે અંતર ત્યાં ઠરતું નહોતું. કાઠિયાવાડ જાણે બોલાવતું હતું. જીવણલાલ કું૦ ની ઘણી જ ભલી લાગણી હતી અને ભવિષ્યમાં મને ઘણો ફાયદો આપે તેવા એ ભાઈ હતા પરંતુ હું છૂટો થઈ ધૂનમાં ને ધૂનમાં પાછો આવ્યો." (પત્ર ૫૪)

'મારો ગોવાળ મને બોલાવી રહ્યો છે' કહી જે સલામત છાપરી ફગાવી

નીકળી પડે તેને એ ગોવાળ ઉઘાડા આભ નીચે સંભાળી લે છે અને પોતાના ગોધણનું દર્શન કરાવે છે. પોતાના અંતર્નાદને વફાદાર રહી મેઘાણી નીકળી પડ્યા ત્યારે દિશા ભલે ધુમ્મસછાયી હોય પણ તેમાંથી ધીરે ધીરે પેલા ગોવાળનાં ચરિયાણ સ્પષ્ટ થતાં આવે છે. સોરઠી ભોમનાં ખોવાયેલાં વાછરડાંને શોધવાની કામળી પેલો આકાશચારી ગોવાળ આ છોટેરા ગોઠિયાને ખભે નાખતો લાગે છે. 'પુરાતન જ્યોત'માં આકાશી રોજી રળતા સંત દેવીદાસને કંઠેથી મેઘાણીએ આ ભજન વહેતું કર્યું છે :

ગોધન હાલ્યાં જાય,
આ નવલખ તારાસૂરજ કેરાં
ગોધન હાલ્યાં જાય.

એકલ ધરતી ઊભી ભાંભરે,
વાછરડાં ખોવાય;
સૂનમાં ધરતી શોધ કરે રે
વાછરડાં ખોવાય;
પ્રથમીનાં વાછરડાં ખોવાય,
માતનાં બાળકડાં ખોવાય.

o

ઊઠો ગોવાલા ! નંદદુલારા !
રજની ખાવા ધાય;
કાળી રજનીમાં તમ વિણ કાના
કોણ શોધવા જાય ?
ધરતીનાં વાછરડાં ખોવાય.

o

લીલી એક ડાંખળનું લોભી,
ભેખડ ચડી ઊભું બાળ.
ઊતરી ન શકે, પગલું ન ઠરે,
હેઠળ જળ ભેંકાર;
ઊઠો હો ધરતીના મતવાલ.

આ ભજન અહીં આખુંયે સંભળાવવાનો લોભ એટલા માટે નથી રોકી શક્યો કે મેઘાણીનું સમગ્ર જીવનકાર્ય ખોવાયાંની ખોજમાં અને ખોજી કાઢેલાંને સ્વાભિમાનનું સ્થાન આપવામાં વીત્યું છે.

જે કોઈ આ પત્રોને ઝીણવટથી જોશે તેને મેઘાણીનું આવું દર્શન થશે—પોતાની છાતી ફાડીને રામનાં દર્શન કરાવતા હનુમાન જેવું દર્શન. આ ધરતીનાં નમાયાં, નિમાણાં, ઓશિયાળાં, તરછોડાયેલાં, તિરસ્કારાયેલાં બાળકડાંમાં મેઘાણીના રામ વસ્યા

હતા. એ રામની ઉપાસના તેણે જીવનના છેલ્લા શ્વાસ સુધી કરી ને આ માણસે જાહેરજીવનના ચોકમાં જે હાકલ મારી કહ્યું હતું એ જ અંતરને ખૂણે, આ અંગત પત્રોમાં પણ, પેરે પેરે કહ્યું છે. આવી હાડસાચી છબી બહુ ઓછે જોવા મળે છે.

કોઈને આપણે નોતરું આપીએ તો એના સ્વાગતની તૈયારી પણ કરી રાખીએ છીએ. 'કાઠિયાવાડ જાણે બોલાવતું હતું' એમ મેઘાણીનું હૈયું કહેતું હતું ત્યાં કાઠિયાવાડ પણ સાપ્તાહિક 'સૌરાષ્ટ્ર'નો નવો અવતાર ધરી તેમને હૈયે ચાંપવા તૈયાર હતું. વિવેકાનંદે એક વાર વિનોદમાં કહ્યું હતું કે અમેરિકાની વિશ્વધર્મ પરિષદ માત્ર તેમને માટે જ ભરવામાં આવી હતી. અમૃતલાલ શેઠને 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિક કાઢવાનું મન થયું તે પણ મેઘાણીની મૃતસંજીવની માટે જ હશે એમ લાગે છે. આજે 'સૌરાષ્ટ્ર'માં મોટા અક્ષરે આવેલા અહેવાલો ભુલાઈ ગયા છે, રજવાડાંની ખટપટો ને રાષ્ટ્રીય હિલચાલોનાં મસમોટાં મોજાં ઢળી પડ્યાં છે ત્યારે ઘૂઘવે છે મેઘાણીનો લોકપ્રાણથી ઉચ્છળ સમંદર.

આ પત્રોમાં મેઘાણીનું આત્મચરિત્ર નથી પણ છૂટાંછવાયાં આત્મચિત્રો છે. અત્યંત અંગત ગણી શકાય એવા 'સ્ટ્રિક્લી પર્સનલ' પત્રોને પણ અહીં સામેલ કરવામાં આવ્યા છે. સંપાદકે આ જોખમ ખેડ્યું છે કારણ કે એને લાગ્યું છે કે જે માણસને લોકોએ પ્રાણ ભરી ચાહ્યો છે તેની ગોપનછબી પણ લોકો ભલે નિહાળે. મેઘાણી–કુટુંબે આ પત્રો મને સ્નેહથી, વિશ્વાસથી સોંપ્યા ત્યારે એનું વાચન કરતાં કોઈ પૂજાગૃહમાં કે કોઈના શયનગૃહમાં હું પ્રવેશ કરતો હોઉં એવું મને લાગ્યા કરતું હતું. ક્યારેક ડર લાગતો હતો કે આ પત્રોને વાચકો યોગ્ય રીતે ઝીલશે તો ખરાને? કુતૂહલપ્રેમી અને વાંકદેખી નજરનો એ ભોગ તો નહીં બનેને? પછી એમ પણ થયું કે મેઘાણીએ પોતાના એકાંતમાં, પોતાને હાથે જ દોરેલાં આવાં વિરલ સ્વ–ચિત્રો ક્યાં જોવા મળશે? કેટકેટલા પ્રસંગોમાં કેટકેટલી ભાવભંગી દર્શાવતાં આ ચિત્રોમાં ક્યાંયે ડોળ નથી દેખાવ નથી, 'પોઝ' નથી. જીવનના રણાંગણમાં ઘાવ તો કોને નથી પડતા? પણ સામી છાતીએ ઘાવ ઝીલનારા કેટલા? ઝૂઝતા, ઝઝૂમતા, યાતનાથી ચીસ પાડી ઊઠતા કે વિષાદમાં માથું ઢાળી ફરી આગે બઢતા યોદ્ધાની અહીં આડપડદા હટાવતી છબી પડી છે. આ પત્રો વાંચતાં મને વારંવાર રોબર્ટ બ્રાઉનિંગની પંક્તિઓ યાદ આવ્યા કરી છે :

One never turned his back  
But marched breast forward.  
Never doubted clouds would break  
Never dreamed, though right was worsted,  
Wrong would triumph  
Held we fall to rise, are baffled to fight better.  
Sleep to wake.

નીકળી પડે તેને એ ગોવાળ ઉઘાડા આભ નીચે સંભાળી લે છે અને પોતાના ગોધણનું દર્શન કરાવે છે. પોતાના અંતર્નાદને વફાદાર રહી મેઘાણી નીકળી પડ્યા ત્યારે દિશા ભલે ધુમ્મસછાયી હોય પણ તેમાંથી ધીરે ધીરે પેલા ગોવાળનાં ચરિયાણ સ્પષ્ટ થતાં આવે છે. સોરઠી ભોમનાં ખોવાયેલાં વાછરડાંને શોધવાની કામળી પેલો આકાશચારી ગોવાળ આ છોટેરા ગોઠિયાને ખભે નાખતો લાગે છે. 'પુરાતન જ્યોત'માં આકાશી રોજી રળતા સંત દેવીદાસને કંઠેથી મેઘાણીએ આ ભજન વહેતું કર્યું છે :

ગોધન હાલ્યાં જાય,
આ નવલખ તારાસૂરજ કેરાં
ગોધન હાલ્યાં જાય.

એકલ ધરતી ઊભી ભાંભરે,
વાછરડાં ખોવાય;
સૂનમાં ધરતી શોધ કરે રે
વાછરડાં ખોવાય;
પ્રથમીનાં વાછરડાં ખોવાય,
માતનાં બાળકડાં ખોવાય.

૦

ઊઠો ગોવાલા! નંદદુલારા!
રજની ખાવા ધાય;
કાળી રજનીમાં તમ વિણ કાના
કોણ શોધવા જાય?
ધરતીનાં વાછરડાં ખોવાય.

૦

લીલી એક ડાંખળનું લોભી,
ભેખડ ચડી ઊભું બાળ.
ઊતરી ન શકે, પગલું ન ઠરે,
હેઠળ જળ ભેંકાર;
ઊઠો હો ધરતીના મતવાલ.

આ ભજન અહીં આખુંયે સંભળાવવાનો લોભ એટલા માટે નથી રોકી શક્યો કે મેઘાણીનું સમગ્ર જીવનકાર્ય ખોવાયાંની ખોજમાં અને ખોજી કાઢેલાંને સ્વાભિમાનનું સ્થાન આપવામાં વીત્યું છે.

જે કોઈ આ પત્રોને ઝીણવટથી જોશે તેને મેઘાણીનું આવું દર્શન થશે—પોતાની છાતી ફાડીને રામનાં દર્શન કરાવતા હનુમાન જેવું દર્શન. આ ધરતીનાં નમાયાં, નિમાણાં, ઓશિયાળાં, તરછોડાયેલાં, તિરસ્કારાયેલાં બાળકડાંમાં મેઘાણીના રામ વસ્યા

હતા. એ રામની ઉપાસના તેણે જીવનના છેલ્લા શ્વાસ સુધી કરી ને આ માણસે જાહેરજીવનના ચોકમાં જે હાકલ મારી કહ્યું હતું એ જ અંતરને ખૂણે, આ અંગત પત્રોમાં પણ, પેરે પેરે કહ્યું છે. આવી હાડસાચી છબી બહુ ઓછે જોવા મળે છે.

કોઈને આપણે નોતરું આપીએ તો એના સ્વાગતની તૈયારી પણ કરી રાખીએ છીએ. 'કાઠિયાવાડ જાણે બોલાવતું હતું' એમ મેઘાણીનું હૈયું કહેતું હતું ત્યાં કાઠિયાવાડ પણ સાપ્તાહિક 'સૌરાષ્ટ્ર'નો નવો અવતાર ધરી તેમને હૈયે ચાંપવા તૈયાર હતું. વિવેકાનંદે એક વાર વિનોદમાં કહ્યું હતું કે અમેરિકાની વિશ્વધર્મ પરિષદ માત્ર તેમને માટે જ ભરવામાં આવી હતી. અમૃતલાલ શેઠને 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિક કાઢવાનું મન થયું તે પણ મેઘાણીની મૃતસંજીવની માટે જ હશે એમ લાગે છે. આજે 'સૌરાષ્ટ્ર'માં મોટા અક્ષરે આવેલા અહેવાલો ભુલાઈ ગયા છે, રજવાડાંની ખટપટો ને રાષ્ટ્રીય હિલચાલોનાં મસમોટાં મોજાં ઢળી પડ્યાં છે ત્યારે ઘૂઘવે છે મેઘાણીનો લોકપ્રાણથી ઉચ્છલ સમંદર.

આ પત્રોમાં મેઘાણીનું આત્મચરિત્ર નથી પણ છૂટાંછવાયાં આત્મચિત્રો છે. અત્યંત અંગત ગણી શકાય એવા 'સ્ટ્રિક્લી પર્સનલ' પત્રોને પણ અહીં સામેલ કરવામાં આવ્યા છે. સંપાદકે આ જોખમ ખેડ્યું છે કારણ કે એને લાગ્યું છે કે જે માણસને લોકોએ પ્રાણ ભરી ચાહ્યો છે તેની ગોપનછબી પણ લોકો ભલે નિહાળે. મેઘાણી–કુટુંબે આ પત્રો મને સ્નેહથી, વિશ્વાસથી સોંપ્યા ત્યારે એનું વાચન કરતાં કોઈ પૂજાગૃહમાં કે કોઈના શયનગૃહમાં હું પ્રવેશ કરતો હોઉં એવું મને લાગ્યા કરતું હતું. ક્યારેક ડર લાગતો હતો કે આ પત્રોને વાચકો યોગ્ય રીતે ઝીલશે તો ખરાને? કુતૂહલપ્રેમી અને વાંકદેખી નજરનો એ ભોગ તો નહીં બનેને? પછી એમ પણ થયું કે મેઘાણીએ પોતાના એકાંતમાં, પોતાને હાથે જ દોરેલાં આવાં વિરલ સ્વ–ચિત્રો ક્યાં જોવા મળશે? કેટકેટલા પ્રસંગોમાં કેટકેટલી ભાવભંગી દર્શાવતાં આ ચિત્રોમાં ક્યાંયે ડોળ નથી દેખાવ નથી, 'પોઝ' નથી. જીવનના રણાંગણમાં ઘાવ તો કોને નથી પડતા? પણ સામી છાતીએ ઘાવ ઝીલનારા કેટલા? ઝૂઝતા, ઝઝૂમતા, યાતનાથી ચીસ પાડી ઊઠતા કે વિષાદમાં માથું ઢાળી ફરી આગે બઢતા યોદ્ધાની અહીં આડપડદા હટાવતી છબી પડી છે. આ પત્રો વાંચતાં મને વારંવાર રોબર્ટ બ્રાઉનિંગની પંક્તિઓ યાદ આવ્યા કરી છે:

One never turned his back
But marched breast forward.
Never doubted clouds would break
Never dreamed, though right was worsted,
Wrong would triumph
Held we fall to rise, are baffled to fight better.
Sleep to wake.

□ તેણે કદી પાછી પાની નહોતી કરી
પણ છાતી કાઢી આગળ ધસ્યો હતો.
વાદળાં વિખરાશે એ વિશે એને
કદી શંકા નહોતી
સત્યને ભલે છૂંદી નાખવામાં આવ્યું હોય
પણ અસત્ય જીતી જશે
એવું તો એને સોણું ય નહોતું.
આપણે ફરી ઊભા થવા માટે જ
પછાટ ખાઈએ છીએ,
વધુ સારી રીતે જુદ્ધ ખેલવા માટે જ
આપણે મૂંઝાઈ જઈએ છીએ,
જાગવા માટે જ
નિદ્રાધીન બનીએ છીએ.

આ પત્રોમાં પ્રગટ થતી જીવનની વિવિધ રાગ-રાગિણી વચ્ચે એક સૂર સતત સંભળાયા કરે છે : 'ન દૈન્યં, ન પલાયનં', દાંતે તરણું નહીં ને પારોઠનાં પગલાં નહીં; અને છતાં મેઘાણીએ ક્યાંયે પોતાની મોટાઈ કે આપબડાઈ ગાઈ નથી. પોતાને અલ્પથીયે વધુ અલ્પ ગણવાની ભાવના તેમણે લોહીમાં વણી લીધી છે અને છતાં ખોટી નમ્રતાની વેદી પર આત્મગૌરવને વધેરવા એ હરગિજ તૈયાર નથી. સચ્ચાઈને વફાદાર રહેવા એ હમેશાં મથતા રહ્યા છે.

શોભાગચંદ મો૦ દોશીને પત્રલેખન વિશે લખે છે:

"(રાણપુર: ૨૬–૯–૧૯૨૪)....આપના તમામ પત્રો મળ્યા છે, પણ પત્રવ્યવહાર કરવામાં જે હોંશ હોવી જોઈએ તે મને મારી લેખક તરીકેની જિંદગીમાં નથી રહેતી કારણ કે આખો વખત વપરાતી કલમને લખવું એ વ્યવસાય થઈ પડે છે પણ પત્રવ્યવહાર એ વ્યવસાયનું કામ નથી, બહુ પવિત્ર કામ છે. તેથી હું એને મારી પશ્ચિમાવસ્થાને માટે બાકી રાખી રહ્યો છું. ....." (પત્ર ૩૧)

આત્મગૌરવ વિશે મહેન્દ્રભાઈને લખે છે :

"(રાણપુર : ૧૧–૬–૧૯૩૯) હું આટલું આયુષ્ય વિતાવી ચૂક્યો છું તેમાં મને દુનિયાની દૃષ્ટિએ ઘણાં નુકસાનો થયાં છે પણ મને સંતોષ એક જ વાતનો હતો કે મેં મારું સ્વમાન જરીકે જતું કર્યું નથી. મેં ગર્વથી મસ્તક ઊંચું રાખેલ છે. સ્વમાનને જરાક જ જો મેં દૂર મૂક્યું હોત તો આજે હું મોટર દોડાવતો હોત." (પત્ર ૧૯૦)

ધનસુખલાલ કૃ૦ મહેતાની આત્મકથા 'આથમતે અજવાળે' વાંચ્યા પછી એમને આત્મકથન વિશે લખ્યું છે :

"(બોટાદ : ૨૯–૬–૧૯૪૪) જીવનચરિત્રનું સાહિત્ય મેં બહુ વાંચ્યું નથી. (ખરું કહું તો મેં સાહિત્ય જ ઘણું અલ્પ વાંચ્યું છે.) મુનશીના બે ખંડો તાજા વાંચેલા છે, પણ તમારું 'આ૦ અ૦' જે અસર કરી જાય છે તે મારા અનુભવમાં પ્રથમ વારની છે. મને એને વાક્યે વાક્યે સત્યનિષ્ઠ હૃદયનો રણકાર સંભળાય છે. એ કેવળ લખાણ નથી, આત્માનું મંથન છે; તમે ભુલાઈ જાઓ છો, એક આત્માર્થી પુરુષનું પાત્ર ખડું થાય છે; ઘણું ઘણું અનુભવું છું, પણ તેને શબ્દમાં મૂકી શકતો નથી. મારાં આંગળાંને cramp રૂંધે છે."

"આત્મકથા એ માત્ર મોટા માણસોની જ કથા હોઈ શકે એવી માન્યતા છે. મને તો જેમને જેમને સંવેદનશીલ હૃદય હોય, એ હૃદયમાં શુદ્ધ પ્રતિબિંબો પડે તેવી નિર્મળતા હોય અને જે હૃદય પાસે જેનું સાધારણીકરણ થઈ શકે તેવા જૂજવા અનુભવો હોય, એ અનુભવો ભલે નાના હોય છતાં સાચા અને નિર્દંભી હોય, તે સર્વનો આત્મચરિત્ર લખવાનો અધિકાર લાગે છે, પણ આવાં લક્ષણોનો સપ્રમાણ સુયોગ કેટલા થોડા જ સાધી શકે છે! પગલે પગલે ટાયલામાં, ક્રિશિયારીમાં, પોતાની ઊજળી બાજુને અત્યુક્તિથી રંગવામાં અને ઘેરી બાજુને છુપાવવામાં સરી પડવાનો મોટો ભય છે. તમે એમાંથી મુક્ત છો. તમે માનવતત્ત્વની જ મીમાંસા કરી રહ્યો. એથી જ અંગત ઘટનાઓ દેખીતી રીતે અલ્પતામાં ખપીજાય તેને તમારો આત્મસ્પર્શ સુવર્ણમય બનાવે છે." (પત્ર ૩૯૮)

શારીરિક વેદના અને અકાળે ધસી આવતા વૃદ્ધત્વ સામે યૌવનની વીરશ્રીને વધાવતાં મેઘાણી એ જ પત્રમાં લખે છે :

"હું હમણાં હરસથી પીડાઉં છું. એક પછી એક લફરું આ શરીરને વળગ્યું જ રહે છે. મારી શારીરિક સંપત્તિની મગરૂબીને ઉતારવા એ પણ કદાચ જરૂરી હશે. હું અકાળે વૃદ્ધ બની રહ્યો છું. ત્યારે બીજી બાજુ યુગનો મિજાજ મને યૌવન તરફ ખેંચે છે. આ એક સમરાંગણ બન્યું છે. હાર–જીત તો ગમે તેની થાય પણ ઇચ્છાબળે યૌવનને જ ભજતાં રહેવું અને યૌવનપક્ષે ઝઝૂમી લોહીલોહાણ બનવું, વાર્ધક્યના ઝપાટાનો સામનો કરી રહેવું, એ પણ એક બહુ થોડાંને જ ખબર પડે તેવી જીવનલહાણ છે." (પત્ર ૩૯૮)

અનેકવિધિ વિષમતાઓ વચ્ચે જીવનની જયપતાકાને ફરકાવતો જતો આ ગુલાબી તોર ઉમાશંકરભાઈ ઉપરના પત્રમાં :

"(બોટાદ : ૨૩–૯–૧૯૪૪) ઘેર આવીએ છીએ ત્યારે સંસારની અનેક સમસ્યાઓ બહારના લલકારમય જીવનની અવાસ્તવિકતાની વિડંબના કરતી વધાવે છે, પણ પછી મનને તત્ત્વજ્ઞાન પંપાળી રહે છે કે રે જીવ, આ કાંઈ કોઈની સર્જાવેલી સૃષ્ટિ થોડી છે? પ્રભુને તો ગાળ દેવાનો હક્ક છે જ નહીં, તેં જ તારી રંગભૂમિ ખડી કરી

છે, તારે જ નાટક ભજવી બતાવવાનું છે; રોતાં નહીં—ગાતાં ગુલાબી તોરથી, આગે કદમ!” (પત્ર ૪૧૬)

અને માંદગી તથા મુશ્કેલીઓ વચ્ચે રતિલાલ ઓ૦ ઝાટકિયાને લખેલો એવો જ મોજીલો પત્ર:

“(બોટાદ: ૧૮-૧૨-૧૯૪૪) હું તો અમદાવાદનું વીસ દિવસનું માંદગી-સત્ર પૂરું કરી અહીં આવ્યો ને બીજા પંદર દિવસ માટે પટકાઈ માંડ પગભર થયો છું. ફરી ઊથલાનો ભય ટળ્યો નથી. ...

“હું તો શરીર ગુમાવી બેઠો. કંઈ ભરોસો જ નહીં છતાં સમાપ્તિ તરફ તો singing a song, marching along! [◻ ગાતાં ગુલાબી તોરથી, આગે કદમ!] એ મિજાજમાં જ જવાનું રાખ્યું છે.” (પત્ર ૬૦૬)

ટી. એસ. એલિયટે કહ્યું છે: “We are the music, while the music lasts.” [◻ જ્યાં સુધી સંગીત ચાલે ત્યાં સુધી આપણે જ સંગીત છીએ.] જ્યારે આઘાત લાગે છે ત્યારે જ વીણાના તાર ઝંકૃત થાય છે, છિદ્રો વડે વિંધાઈ જાય ત્યારે જ બંસી બજી ઊઠે ને થાપી પડે ત્યારે જ મૃદંગ સ્નિગ્ધ ને ગંભીર ઘોષથી ધ્વનિત થઈ ઊઠે છે. આપણા આ શરીરના વાદ્યનું, આ ચિત્તતંત્રીનું, પ્રાચીનો જેને ગાત્રવીણા કહેતા તે દેવોની વીણાનું પણ એવું જ કાંઈક નિર્માણ નહીં હોય?

આ ચિત્ર-સંપુટમાં આપણે મેઘાણીને બગસરાના ‘બાળ મિત્ર મંડળ’માં પ્રથમ જોઈએ છીએ. પણ આ તો સમૂહચિત્ર લાગે છે. તેમાં ગુલાબચંદ વખારિયા કાંઈક ઊંચા આસને બેઠેલા દેખાય છે. એ ઉપરાંત પશ્ચાદ્ભૂમાં દરબાર વાજસૂર વાળાનું વ્યક્તિત્વ ગિરનારી ટૂક જેવું સમગ્ર વાતાવરણને ભરી દે છે, અને એ તો જીવન-વાટે અવારનવાર મંગલમૂર્તિની જેમ દેખા દે છે. ગુલાબચંદ ધીમે ધીમે પેલી ખુરશી સાથે જ, અથવા ખુરશીને કારણે જ, વિદાય લે છે. ઊગતી પ્રતિભાને આવા વડીલ-મિત્રો મળતા હોય છે. તેઓ ગીતાના શ્લોક, રામાયણની ચોપાઈ કે વર્ડ્ઝવર્થની કાવ્યપંક્તિઓ ને એમર્સનના ગદ્યખંડો છટાથી બોલતા હોય છે. ઊગતી પ્રતિભા તેને આંખો ભરીને પીતી હોય છે, પણ એ જેમ સજાગ બને છે તેમ આ વાગ્મિતા પાછળનું પોલાણ પારખી જાય છે. એ માત્ર વાગ્જાળ હોય છે, વાગીશ્વરીની ઉપાસના નહીં. ગુલાબચંદને કેવાં કેવાં સંબોધને મેઘાણીએ નવાજ્યા છે! ‘પૂજનીય બંધુ’ (પત્ર ૭), ‘મારા હૃદયરામ’ (પત્ર ૧૪), ‘સદાનો પૂજારી’ (પત્ર ૧૬) પણ આંખો ઊઘડતી જાય છે તેમ આ મુગ્ધ ભક્તિમાંથી આગઝરતી તીક્ષ્ણ અને વેધક ધાર ઊઠે છે:

“(ભાવનગર: ૨૬-૨-૧૯૧૮)......આપની કાગળો લખવાની શૈલી આપણા સ્નેહજીવનની શરૂઆતમાં કેટલી સરળ અને સ્વાભાવિક હતી! સરલ છતાં સુંદર હતી!

અત્યારે પણ...અવાજ તો એ–નો એ જ છે પણ નિરંકુશતા વધી ગઈ છે. .....વિદ્વતા ભૂરી ચીજ છે. ...આ સાધનથી તમે અજાણ્યા પર વશીકરણ કરી શકશો પણ તમારો આડંબર અમારી આંખે તો દેખાઈ આવે છે....” (પત્ર ૨૦) અને

“(કલકત્તા : ૧૮–૯–૧૯૨૧).....આજ તો ગુલાબભાઈ ગોત્યા જડતા નથી..... અટવીમાં ગૂમ થયા છે.....તમોને ઊડતા જ જોયા. તમારી આસપાસનું અમલદારી વાતાવરણ એવી દીવાલ કરી રહ્યું હતું કે તે ભેદીને હું તમારી પાસે પહોંચ્યો જ નથી. તમને એક રાજા તરીકે જોયા, ભાઈ તરીકે ક્યારે જોઈ શકીશ ? તમે રાજાજી બનતા ગયા તેમ તેમ હું બંધુહીન બનતો ગયો. તમે તમારા રાજવી વૈભવનો પરિચય કરાવ્યો તેમ તેમ હું તમોને ભૂલતો ગયો.” (પત્ર ૨૭)

આ પત્રમાં જ પેલા નવજાગરણનો ઘોષ ગર્જી ઊઠે છે : ‘હું આવું છું.’

શરૂઆતમાં પ્રોત્સાહન અને પ્રેરણા આપતી આવી આદર્શમૂર્તિઓ પોતે કક્કો ઘુંટાવ્યાનો ગર્વ લેતી લેતી જોતી રહી જાય છે ને નવલોહિયા વછેરા તો વાડ ઠેકીને ક્યાંયે નીકળી ગયા હોય છે. મેઘાણીના આંતરિક વિકાસની આ મુક્ત છલાંગ જોવા જેવી છે.

ગુલાબચંદ વખારિયા પછી ઘનિષ્ઠ દોસ્તીને આસને કપિલ ઠક્કર આવી બિરાજે છે. ઊર્મિનો જોરદાર ઉછાળો આવે ત્યારે અંગ્રેજીમાં પત્ર લખવાની મેઘાણીને નાની વયથી ટેવ લાગે છે. પાછલી ઉંમરમાં પણ એ ટકી રહી છે અને આપણને એ ભાષાના થોડા ઉત્તમ પત્રો મળ્યા છે. મેઘાણીના ઊર્મિસભર અને પ્રેમભૂખ્યા હૃદયને કપિલ–કુટુંબમાં વિસામો મળ્યો. કપિલ ઠક્કરના કુટુંબની બહેનોએ પોતે ગાઈને તથા ખવાસણ બહેનોને બોલાવી લોકગીતો ગવરાવીને મેઘાણીની છાબ ભરી દીધી છે. કલકત્તા–નિવાસ દરમિયાન લખેલા પત્ર(પત્ર ૨૪)માંથી આ સ્મરણની સુગંધ ઝરે છે. એ પત્રમાં જ અનુપમ ન્હાનાલાલ કવિનાં પિતરાઈ બહેન–બનેવીને ત્યાં જઈ ગીતો ગાવાં ને સાંભળવાં ઉપરાંત રવીન્દ્રનાથની વાતોનો પોતે કરેલો અનુવાદ મેઘાણી વાંચી સંભળાવે છે એનો ઉલ્લેખ છે. લેખન અને કથન—કલમ અને કંઠ—બંને વરદાન એકી સાથે જ મેઘાણીને પહેલેથી મળ્યાં લાગે છે.

ઈશ્વરનું વરદાન ઝીલવાનું સહુને મન થાય પણ એ જીરવવું સહેલું નથી. પ્રહ્લાદની જેમ અગ્નિસ્થંભને બાથ ભીડ્યા વિના અંદરનો નર–સિંહ જાગતો નથી. એક બાઉલ–ગાન છે : ‘ગુરુ આમાર વરણમાલા’; (ગુરુ છે મારી વરમાળા); એની સાથે જ કહે છે : ‘ગુરુ આમાર મરણજ્વાલા’ (ગુરુ મારી કાળઝાળ જ્વાળા છે); પરમ ગુરુની પ્રસાદી એટલે જ કંઠે ધારણ કરવી તે પ્રાણની બાજી લગાવવા જેવું છે. અને છતાં પ્રાપ્તિ છે પૂરણ : ‘હારી તો પિયકી ભઈ, જીતી તો પ્રિય મોર’

આપણે જોયું કે આપણા ‘હું આવું છું’ માટે સૌરાષ્ટ્ર’ની ભૂમિએ તખતો તૈયાર રાખ્યો હતો. લોકસાહિત્યના સંશોધનમાં જનાં સ્મશાનો જગાડવાની સાથે

લોકજાગૃતિના ઉદ્દગાતા બનવાનું પણ એને ભાગે આવ્યું હતું. રાણપુરની સ્મશાન–છાપરી નવા સત્યાગ્રહી નવજવાનોની છાવણી બની જાય એ પણ આ માટીમાંથી જાગતું એક કૌતુક જ ને! પોતાની સાહિત્યની દીવડી લઈ બંગાળથી માલોમ ભણી આવતા અને અંધકારમાં દિશા શોધતા જુવાનિયા માટે આ ભૂમિએ તો સળગતી મશાલ તૈયાર રાખી હતી એ તેણે ઉમંગથી ઉપાડી લીધી.

એક નિર્ધારિત પ્રવાહમાં જીવનનું વહેણ વહેવા લાગ્યું. દમયંતીબહેન સાથે લગ્ન થયાં. રાણપુર અને પછી બોટાદમાં ઘર વસાવ્યું. 'જાગેલું ઝરણું' અને 'સિંધુડો'ના ઉદ્દઘોષ ઘરે–બાહિરે તાલ દેવા લાગ્યા. ત્યાં જ્વાળામુખી ફાટી નીકળ્યો. દમયંતીબહેને અગ્નિસ્નાન કર્યું, દમયંતીબહેન ભડકો બની અંતર્ગૂઢ; વેદના બની ગયાં અને આ અત્યંત કરુણ ઘટનાના ભડકા મેઘાણી માટે જીવનભર ઊઠતા રહ્યા. દમયંતીબહેનનાં થોડા પત્રો અને ડાયરીનાં પાનાં આ સંગ્રહમાં છે. તેમનાં પત્રો ને ડાયરીમાંથી તેમનો આનંદી ને રમતિયાળ સ્વભાવ વરતાઈ આવે છે. લાંબા વિયોગના ગાળામાં પતિ–પત્ની વચ્ચે સ્નેહ અને સમજણની ધારા આ પત્રોમાં વહેતી દેખાય છે. જેલજીવન દરમિયાન લખાયેલો 'બિઝનેસ લેટર' (પત્ર ૭૦) બતાવે છે કે કેવા કેવા સાંકેતિક શબ્દો તેઓ ત્યારે શોધી કાઢતા! 'વેપાર' એટલે સત્યાગ્રહની લડત! 'મૂડી' એટલે શક્તિ! 'રમકડું' એટલે તમંચો! અને કપિલભાઈ પરના પત્રમાં ગાંધીજીનું નવું જ નામકરણ જોવા મળ્યું. તેમને 'કર્મયોગી', 'મહાત્મા', 'યુગાવતાર' કહેનાર નીકળ્યા, પણ તેમને 'બાપુડશંગ કારીગર' તો જેલવાસી જ કહી શકે. ત્યારે આવું અંતિમ પગલું દમયંતીબહેને કેમ ભર્યું? શા કારણે આવો કારમો નિર્ણય? કોઈ પળે ક્યાંક ગંભીર ભૂલ કે ગેરસમજ થઈ હશે? આપણે કશું જ કહેવા સમર્થ નથી. આ પ્રસંગની સ્મૃતિને મેઘાણીએ હોઠ ભીડી હૈયામાં જ ભંડારી દીધી છે, અને કલ્પનાઓ દોડાવવાનો કશો અર્થ નથી. જેને ભાગે કોઈ 'મિશન', કોઈ જીવનકાર્ય કે અવતારકૃત્ય આવે છે તેને એ એવો તો બાહુપાશમાં બાંધી રાખે છે કે એના નિકટતમ સ્વજનોને સોસવું પડે છે. ક્યાંક એકલતા ને અવગણનાના લાંબા પડછાયા તેમની આસપાસ પથરાઈ વળતા ભાસે છે. દમયંતીબહેન પરના પત્રમાં મેઘાણી લખે છે :

"(મુંબઈ : ૮–૩–૧૯૩૦) મારી વહાલી દેવી, ૦૦૦ મારી રાહ જોઈને બેઠી હોઈશ તેને બદલે આ કાગળનો કટકો મળશે ત્યારે તને અત્યંત નિરાશા થશે પણ મારો ઇલાજ ચાલ્યો નથી. આજે નીકળવાનો જ હતો ત્યાં સવારે રાણપુરથી તાર મળ્યો કે મારે રોકાઈ જવું. કદાચ મારે ચારપાંચ દિવસ વધુ રોકાણ થશે. ૦૦૦ મારી વેદના હવે ધીરે ધીરે જાગતી આવે છે.

"તું ભાવનગર જઈ આવી હોઈશ. હું એ સમાચાર વાંચી અત્યંત રાજી થયેલો. તું તારી જાતે પ્રવાસો કરે અને હૃદય સુખમાં રાખે એ મને ખૂબ ગમે છે. મારી સાથે તો ક્યાંયે પ્રવાસો કરવાનું તારું દિલ વધ્યું નથી એટલો હું કમભાગી છું. ખેર. હવે

જો તારી મેળે બીજી રીતેય મન મોકળું કરી ફરે હરે તો હું તેથી મન વાળીશ. ૦૦૦૦૦૦

"તબિયત ખૂબ સાચવજે. કસરત છોડતી નહીં. વધુ શું લખું? ગમતું નથી, ઘર સાંભરે છે. બીજી બાજુ રોજરોજ સત્યાગ્રહનું યુદ્ધ જામતું જાય છે. વલ્લભભાઈ પટેલ જેલમાં પુરાયા. હવે તો શું થશે ને શું નહીં થાય? કોણ જાણે ક્યાં ફેંકાશું? ૦૦૦૦

"કાગળ જરૂર લખજે. ફરી વાર પાછો ગયા વખતની માફક તારા કાગળનો ટેકો જરૂરી લાગે છે. ૦૦૦૦ કાગળ તુર્ત જ જરૂર લખજે. ગભરાઈશ નહીં. તું એમ ન સમજતી કે હું સ્નેહીઓમાં પડી જઈને તને ભૂલી જઈ આંહીં સુખના દિવસો ગાળું છું. એ સુખ કેવું હોય તે તો તારા જ અંતઃકરણને પૂછી જોજે. વધુ શું લખું? તારો વધુ વિચાર, તારું વધુ સ્મરણ, કરીશ તો ધીમે ધીમે ખૂબ વ્યાકુળ બની ધૈર્ય ગુમાવી બેસીશ એવી બીતિથી અટકું છું. લિ૰ તારો સદાનો, કોઈ અન્યનો નહીં એવો, ઝવેરચંદ." (પત્ર ૬૧)

આ પત્ર સંબોધન અને સહી સહિત લંબાણથી એટલા માટે ઉતાર્યો છે કે મેઘાણીના હૃદયનો અંદેશો ને સંદેશો એમાં વ્યક્ત થાય છે. બહારનું વેઠવું પડતું દૂરત્વ ક્યાંક અંદરની નિકટતાને આંચ લગાડે એની વ્યથા ને બીક અહીં વ્યક્ત થઈ છે અને આ કાંઈ અપવાદરૂપે બનતી ઘટના થોડી હતી? આ પત્ર પછી સંપાદકે ઝીણી સૂઝથી 'દર અઠવાડિયે' નોંધ મૂકી છે તે આ પત્ર સાથે જ તોળી લેવા જેવી છે.

દમયંતીબહેનના અકાળ અને અકુદરતી મૃત્યુ પછી મેઘાણીએ પોતાની મનોવેદના મોટા ભાઈ લાલચંદ મેઘાણી અને બોટાદના સરકારી દવાખાનાના ડૉક્ટર અને નિકટવર્તી મિત્ર ડૉ૰ અંબાશંકર ભટ્ટ ઉપરના પત્રોમાં ઠાલવી છે. જ્યારે જીવનમાં 'શૂન્યતા શૂન્યતા જ પડેલી' (પત્ર ૧૦૩) હોય ત્યારે માણસ કાં તો જીવનનો અંત આણવા માગે અથવા હિમાલયની એકાંત ગુફા શોધે કે કોઈ ગુરુ મહારાજનાં ચરણ ચાંપી શાંતિ મેળવવા મથે. પણ સામાન્યજનનો આ ચાહક અને ગાયક જુદી માટીનો ઘડેલો હતો. તેણે મોટા ભાઈની ચિંતા દૂર કરતાં લખ્યું :

"(મુંબઈ : ૨૮-૪-૧૯૩૩) મારું મન સ્થિર કરવા મથું છું. કાળે કરી એ પણ થઈ જશે પણ અંતરની વેદના ઠરવી દુર્લભ છે. એમાં તો સળગવું જ રહેશે, છતાં બાહ્યોપચારથી શાંતિ ધારણ કરીશ; નહીં તો કેટલાક દિવસ મારાં આંસુ ઝીલવા લોકો ઊભવાના છે? લોકાપવાદ મને પજવી નહીં શકે. એ વિશે ચિંતા કરશો નહીં. બીજા નબળા ગણાતા વિચારો પણ મારે માટે શક્ય જ નથી એટલે કુદરતી મૃત્યુ પર્યંત જીવવાનું ને વેઠવાનું રહેશે." (પત્ર ૮૫)

એમ થઈ આવે કે પેલા વડા ગોવાળિયાએ મેઘાણીનો હાથ તરછોડી નાખ્યો લાગે છે; પણ ના, એમ નથી. નિર્જળ પ્રદેશમાં ટળવળતી મનોવૃત્તિઓના ગોધનને તે નવાં ચરિયાણ ભણી લઈ ગયો. મેઘાણીનાં નેત્રો સામે એણે ચિત્રપટોનો વિશાળ પટ

ખુલ્લો કર્યો અને તેમાં રહેલાં જીવન-જળના પારખુ એવા સુહૃદનો ભેટો પણ કરાવી દીધો. વ્યક્તિગત વેદનાને દેશ-વિદેશના માનવીઓનાં સુખ-દુઃખમાં સમાવી લેવાનું ફિલ્મ એક સબળ સાધન બની ગયું. સંવેદનાનું સાધારણીકરણ થતું ગયું. હિમ-થીજેલાં અંગો અકડાઈને બેઠાં હશે એની સામે જ મેઘાણીના શબ્દોમાં 'વિરાટની આંખના વેગવંતા પલકારા' પ્રગટ થયા. એમાં વ્યથિત મનને શાતા આપતાં દૂરસુદૂરનાં પ્રાકૃતિક દૃશ્યોની મેઘાણીએ યાત્રા કરી હશે અને પોતાનો ક્રૂસ કાંધે ઉપાડી જતા માનવીઓ નીરખી તેમની સઘન વ્યથા વિગલિત થઈ હશે. પરિણામે હિમ ઓગળ્યું. મેઘાણીએ જે થોડી ફિલ્મો પરથી 'પલકારા' અને 'પ્રતિમાઓ'ની કથાઓ રચી તેમાં આ મુદ્રા ઊપસે છે. 'પ્રતિમાઓ'ના નિવેદનમાં મેઘાણી લખે છે :

"આ વાર્તાઓના સર્જન સાથે એક એવું નામ જોડાયેલું છે કે જેને સાહિત્ય, કલા અથવા ચિત્રપટની દુનિયામાં ભાગ્યે જ કોઈ સ્થાન આપે. (વસ્તુતઃ ઘણુંખરું મારો જીવનસંબંધ આવી કોઈ 'દ્વારકાની છાપ' વગરના જ સ્નેહીઓમાં સંઘરાયો છે.) આ યુવાન વ્યાપારી સુહૃદે મારા જીવનની એક વિકટ રાત્રિને પહોરે એક દીવો ચેતાવ્યો : ચિત્રપટોનાં દર્શનમાં એણે મને ઊંડો રસ લેતો કર્યો. એક વિવેચકને છાજતી રીતે મને એણે પરદા પર ભજવાતી કથાઓના મર્મ પારખવામાં સહાય દીધી; અને છેવટે, મારાં થીજી ગયેલ આંગળાંને જીવતા મૃત્યુમાંથી ઉગારી લેવા માટે 'કંઈક લખ ! હવે કંઈક લખ !' એવું ધીરું ધીરું પંપાળીને આ વાર્તાઓના લેખનમાં મને પ્રવૃત્ત કર્યો."

ચિત્રપટોનું દર્શન માત્ર સમય પસાર કરવા ને દુઃખ વિસારે પાડવાનું સાધન નહોતું. એ તો ચેતન જગાડતી સાધનાનું અંગ હતું. જીવનની વિધવિધ સમસ્યાઓને પ્રત્યક્ષ કરી એમાંથી સાચા જીવનતત્ત્વને સારવી લેવા માટેની આ દૃશ્ય-દીક્ષા હતી મેઘાણી માટે. ફિલ્મ-દર્શનને એક પ્રકારના યોગ તરીકે કોઈ ઓળખાવે તો તેને બોલે 'સત વચન' કહેવાનું મન થઈ જાય છે.

અંતે કાળી રાતનું પરોઢ ફૂટ્યું. મેઘાણીને ફરી જીવનવાટે કદમ મિલાવનાર સંગિનીનો મેળાપ થયો. ચિત્રાબહેન સાથે પુનર્લગ્ન કર્યાં. થોડો સમય મુંબઈ રહ્યાં અને ફરી સોરઠી ભોમનો સાદ પડતાં બંને એ ભોમકામાં દટાઈ જવા સ્વેચ્છાએ નીકળી પડ્યાં.

જેઓ મેઘાણીના જીવનને માત્ર કરુણતાના ઘેરા રંગોમાં જ જુએ છે તેમને આ પત્રો નવો અનુભવ કરાવશે, એ કરુણતાના વંટોળ વચ્ચે જ એક સ્થિર કેન્દ્રમાં છુપાઈને પડેલી ભવ્યતાનો. એક મુરબ્બી સાહિત્યકાર મિત્રના જીવનની કરુણતા વિશે મેં મેઘાણીને લખ્યું હતું ત્યારે તેમણે જવાબમાં લખેલું :

"(બોટાદ : ૧૨-૨-૧૯૪૬).....ભાઈ વિશે જાણ્યું હતું. લાગી આવ્યું હતું. જે સાચું કરુણ છે તે ભવ્ય હોવું જ જોઈએ, પણ એમના સંબંધમાં કેટલીક જે [વાતો] વિષમય બની છે તેની વાત રૂબરૂ કરશું. ...." (પત્ર ૫૪૩)

એક કરુણતા છે અવદશા, દયનીયતા, ભીરુતા અને સ્વાર્થનાં જાળામાં ફસાયેલી કમજોર માખીની કરુણતા; ત્યારે બીજી છે ભવ્યતાનાં દર્શન કરાવતી કરુણતા, પગ ફસડાઈ જતો હોવા છતાં સીધી કરાડ ચડતા પર્વતારોહકની, ખડકાળ સમંદરજળમાં પાટિયાં તૂટતાં હોવાં છતાં ધુમ્મસ વીંધી હોડી હંકારતા નાવિકની, રણમાં લોહીલોહાણ થઈ પોતાનાં આંતરડાં હાથે ભેળાં કરી ઊઠીને ધસવા માગતા જોદ્ધાની કરુણતા. જીવનના જંગ માટે હજુ તો ભેટ બાંધતા વીસ વર્ષના પુત્રને મેઘાણી લખી શકે છે :

"(Botad : 6-6-1942) We are mere guests that will depart at the nearby sunset. ooooo The devastation of my life should be looked at from the viewpoint of a careful wise man. My shipwreck ought to guide aright a new navigator. Why not try to read my life as a powerful novel and draw a moral out of it? [▫ અમે તો લગોલગ આવી પહોંચેલી સન્ધ્યાટાણે ચાલ્યા જનારા અતિથિઓ છીએ. ooooo મારા જીવનની બરબાદી પ્રત્યે તારે સાવચેત પ્રજ્ઞ પુરુષની દૃષ્ટિથી જોવું ઘટે. ખરાબે ચડી ભાંગી પડીને ખૂંચી ગયેલું મારું વહાણ શિખાઉ નાવિકને માટે દિશાસૂચક બનવું ઘટે. મારા જીવનને એક પ્રભાવશાળી નવલકથાની જેમ વાંચીને એમાંથી બોધ લેવા કેમ પ્રયત્ન નથી કરતો ?" (પત્ર ૨૯૯)

પોતાના જીવનને એક પ્રજ્ઞ પુરુષની જેમ તટસ્થપણે વિલોકતા ને તેમાંથી પ્રભાવશાળી નવલકથાના અક્ષરો ઉકેલતા મેઘાણી ભવ્યતાનાં શિખરો ચડતા દેખાય છે. આ કાંઈ તીરે ઉભા રહી તમાશો જોનારાનું શુષ્ક તાટસ્થ્ય નથી પણ માંહી પડીને બહાર આવેલાનું તરબોળ તાટસ્થ્ય છે. આવી પ્રાજ્ઞ દૃષ્ટિ પામવી એ કલાકારની સાધના છે અને કોઈ રડ્યાખડ્યા કલાવિદ્દની જીવનસિદ્ધિ છે.

રોજેરોજ વહેતો પત્રવ્યવહાર એવો સહજ અને સ્વૈર પ્રવાહ છે કે તેમાં વ્યક્તિ, વિષય કે વ્યવસાય અનુસાર ખાનાં પાડી શકાતાં નથી. કલમને સાચ પાયું હોય તો સ્વજન–પરજનના સીમાડા કે છોટામોટાના વાડા તે પાંખાળા ઘોડાની જેમ ઉલ્લંઘી જાય છે. કોઈ આધેના, ઊગતા, અજ્ઞાત છોકરડાને પત્રલેખક પોતાની હૃદય–ગુહામાં પડેલી વાત અનાયાસ કહી જાય છે. આમ વહેતાં પ્રતિબિંબને કૃત્રિમ કુંડ રચીને ઝીલવા જતાં નદીનું વહેણ સરી જાય છે, પણ આપણી સગવડ ખાતર આ પત્ર–સંગ્રહને આપણે છ વિભાગમાં વહેંચી જોઈ શકીએ : (૧) કુટુંબીજનો, (૨) કિશોરવય તથા ઊગતી યુવાનીના મિત્રો, (૩) સાહિત્યકારો, (૪) ચારણો તથા લોકસાહિત્યના અભ્યાસીઓ, (૫) પત્રકારત્વના સંગાથીઓ અને (૬) પ્રકાશનો તેમજ અન્ય પ્રસંગો દ્વારા પરિચયમાં આવેલા લોકો. મેઘાણીની દૃષ્ટિનું ઊંડાણ અને કાર્યક્ષેત્રનો વ્યાપ આ પત્રોને સથવારે પ્રગટતાં આવે છે.

મેઘાણીને ટેરવે ફરી સંજીવની ફૂટી. ચિત્રાબહેનનું સાહચર્ય મળ્યું. 'કલમ

અને કિતાબ'ની દીવડી સામાન્ય જનને ઘરખૂણે અજવાળું પાથરવા માંડી, તો સાથે સાથે નવી નવલકથાઓ ઘાટ પામવા લાગી. લોકકથા ને ગીતો પણ કંઠમાંથી સ્વર–તાવડી પર ભાત પાડવા લાગ્યાં. મુંબઈનો એક સુખ–નિવાસ શરૂ થયો, ત્યાં પેલી વંકી ભોમમાં કોઈ રાફડા પાસે ડાંગને ટેકે ઊભેલો ગોવાળિયો કાને હાથ દઈ કોણ જાણે કેવો દુહો લલકારી ઊઠ્યો :

ભલ ઘોડા વલ વંકડા, હલ બાંધવા હથિયાર
ઝાઝા ઘોડામાં ઝિંકવો, રે મરણો એકી વાર

(રાંગમાં પાણીદાર ઘોડો હોય, માથે વાંકડિયાં ઝુલ્ફાં ઊડતાં હોય અને ઝડપભેર હથિયાર બાંધી જ્યાં ભારે ધિંગાણું મચ્યું હોય એની વચ્ચે ઝંપલાવવાનું આવે તો પછી બીજું જોઈએ શું ? એક વાર મરવાનું તો લલાટે લખાયું જ છે ને!)

સમાચાર આવ્યા કે 'ફૂલછાબ' ડૂકે છે, સોએક જેટલા કારીગરોની રોજી રઝળી પડે એમ છે, મેઘાણી આવે તો ઊગરે. આ સાંભળી મેઘાણીનો પ્રાણ ઝાલ્યો રહે? ગાંધીજી વિશે કોઈએ, કદાચ રાજાજીએ, કહેલું વાક્ય યાદ આવે છે : "Where would you find Gandhi? Of course, in the thick of the fight!" [□ ગાંધીની ભાળ તમને ક્યાં મળે? અલબત્ત, જ્યાં સહુથી ભારે ઘમસાણ જામ્યું હોય એવે ઠેકાણે જ તો!"]

મેઘાણી અને ચિત્રાબહેન સૌરાષ્ટ્રમાં વસવા માટે આવી પહોંચ્યાં. ફરી બોટાદ અને રાણપુર વચ્ચેના દોડા શરૂ થયા. જે આદમીને 'મિશન' નામનું કોઈ ઝોડ વળગ્યું હોય એનો સંસાર–રથ જગન્નાથનો રથ બની જાય છે. તેના ઘર્ઘર રવે ધપતાં ભારેખમ પૈડાં નીચે કંઈ કેટલાંયે કુમળાં સ્વપ્નાં કચડાઈ જાય છે. એની ચીસ કોને કાને પડે? રંગબેરંગી પતાકા અને જયઘોષ વચ્ચે સુખની એ સોનબાઈ ક્યાં ધરબાઈ ગઈ એ તો પેલા રથે ચડનારનો અંતર્યામી જ જાણતો હોય છે. ચિત્રાબહેન પરના પત્રોમાં મેઘાણીની કલમથી એક વસ્તુ વારંવાર ટપકે છે : ઘરઝુરાપો. મુંબઈ યુનિવર્સિટીની ગૌરવપ્રદ ગણાય એવી ઠક્કર વસનજી વ્યાખ્યાનમાળા હોય, વ્યાખ્યાન સાંભળવા લોકોનાં ટોળેટોળાં ઊમટતાં હોય ત્યારે વક્તા–ગાયકને તો મોજના તોરા ફૂટવા જોઈએ. ત્યારે મેઘાણી ચિત્રાબહેનને શું લખે છે?

"(મુંબઈ : ૨૬–૮–૧૯૪૩) ...આંહીં તો શિર પર સો મણની શિલાનો ભાર. ચાલીસ મણ ઊતર્યો, હજુ સાઠ મણ બાકી છે. ઉપરાંત 'ફૂલછાબ'ની સ્થિતિ, ગગાર વગેરેની ભાંજગડમાં પહેલા ચાર દિવસ ખોપરીના છૂંદા કરવા પડ્યા. હજુ કાંઈ નિશ્ચિત નથી. આંહીં ભાષણ મોંએ ગોખી તૈયાર કરવામાં તેમ જ યુનિ૰ને સોંપવા જેવી સ્વચ્છ નકલો વળી ફરી વાર કરવામાં આખો દિવસ જાય છે. ક્યાંય જઈ શકતો નથી, ફરવા પણ નહીં. રાતે પાંચ–છ કલાક માંડ સૂવા મળે છે. ઊંઘ આવે, ન આવે. વહેલું પતાવીને ઘેર પહોંચી જવા દિલ દોટે છે. ...છોકરાં તો મારા જેવા પ્રેમાળ પિતાને

ન સાંભરે એ તુ માની શકે છે ખરી? પત્ની—તારા જેવી મારી સંભાળ રાખનારી પત્ની—તો ઊલટાની આંહીં દૂર બેઠે વધુ સાંભરે. આપણે બહુ જુદાં રહ્યાં નથી એટલે એકલાં અગવડ પણ ઘણી લાગે. છોકરાં નજર સામે તરવરે છે. ....” (પત્ર ૩૪૬)

મેઘાણીને તો સંશોધન, પ્રકાશન કે વ્યાખ્યાનને નિમિત્તે બહારગામ જવાનું થતું પણ ચિત્રાબહેન સાત વરસ સુધી ક્યાંયે જઈ શક્યાં નહોતાં. ભીમજીભાઈ ‘સુશીલ’ પરના પત્રમાં મેઘાણી લખે છે :

“(રાણપુર : ૧૯–૧૧–૧૯૪૪) અમારી ચડાઈ તમારા પર આવે છે તેના ભણકારા તો વાગ્યા હશે. પાંચેય નાનાં બાળકો અને ચિત્રાદેવી ઉપરાંત એકાદ નોકરને લઈને ચારેક દિવસ માટે ભાવનગર આવતા અઠવાડિયાના શુક્રવારે આવવા ગણતરી છે. ....સાત વર્ષથી ચિત્રાદેવી બોટાદનું બંદીખાનું ભોગવે છે એને ખાતર જ મારે આવવું છે....તમને કષ્ટ તો ઘણું પડશે પણ ચિત્રાદેવીની સાત વર્ષની દશા સંભારતાં એ કષ્ટ સહેવામાં મીઠાશ પણ લાગશે.” (પત્ર ૪૩૦)

“(બોટાદ : ૨૨–૧૧–૧૯૪૪) અમે નીકળવા તૈયાર થયાં ત્યાં તો ત્રણ છોકરાં એકી સાથે તાવમાં પટકાઈ પડ્યાં. હવે તો બે ત્રણ દિવસ પછી સંપૂર્ણ આરામ થયે અથવા આવતે અઠવાડિયે ગુરુ–શુક્રમાં નીકળવાની આશા રાખીએ છીએ.” (પત્ર ૪૩૧)

ભાવનગર તો જઈ શકાયું, પણ સહકુટુંબ વાપી આવવાના સ્વામી આનંદના આમંત્રણને ના લખવી પડી. જેને ભાગે કોઈ જીવનકાર્ય આવે છે તેને કુટુંબસંસાર ને જાહેર કર્તવ્યોની પ્રવૃત્તિ વચ્ચે કેવો ગજગ્રાહ ખેલવો પડે છે તેની આ પત્ર પ્રતીતિ કરાવે છે :

“(બોટાદ : ૯–૫–૧૯૪૬) હું એકલો નીકળી આવવા ઉત્સુક હતો પણ મને guilty conscience સતાવ્યા જ કરે એવી મારી ચિત્તાવસ્થા છે. આ લોકોને અહીં છોડી આવ્યાનો વિચાર ખટક્યા જ કરે.

“મારી હાનિ તો ઘણી મોટી છે. મારે આદિવાસીઓનું જીવન જોવાતપાસવાની આવી અમૂલ્ય તક જતી કરવી પડે છે. એવું તો પુષ્કળ ખોયું છે. કુટુંબસંસારને હું મારા જાહેર કર્તવ્યોની પ્રવૃત્તિ સાથે મેળ ખવરાવી શક્યો નથી. ગુજરાત જેવા નાનકડા વતનનું દર્શન મારું અધૂરું રઝળે છે. આપના જેવા મિત્રોની સહાય ફરી કદી મળનાર નથી ને આવી તકો વારંવાર મળતી નથી.” (પત્ર ૫૨૫)

આવા બીજા પત્રોમાં : પોતાની અને બાળકોની માંદગીને કારણે રાજસ્થાની ચારણોના સંમેલનમાં ઉદયપુર જવાની ના લખવી પડે (પત્ર ૪૬૫); રવિશંકર મહારાજ સાથે જવાનું નક્કી થયું હોય તો પણ પરિયાણ મુલતવી રાખવું પડે (પત્ર ૪૯૮); માધવપુરને મેળે જવું હોય ત્યારે “મારે ‘ફૂલછાબ’ સાથે જકડાઈ રહેવું પડશે. માધવપુરને મેળે આવતી બારશે પહોંચવું હતું તે પરિયાણ રઝળી પડ્યું છે.” (પત્ર ૫૦૦); તરણેતરના મેળામાં જવાની તૈયારી હોય ત્યાં “કેવી કમનસીબી! હું તો

પાછો પગનો દુ:ખાવો લઈ પડ્યો છું, .... એટલે આ વખતે તો તરણેતરનો લાભ ચૂકયા.” (પત્ર ૪૮૦); આવું જ જુનાગઢ ભવેસરના મેળા વિશે હશે : “મેળા પર ન આવી શકાણું તેનો ઓરતો ઘણો રહી ગયો” (પત્ર ૪૬૬); પણ હાથીભાઈ વાંક ઉપરના આ જ પત્રમાં મેઘાણીનો માંયલો બોલી ઊઠે છે : “એ પણ એક મોહ જ હશે કદાચ! ખરું તો કોણ જાણે શું હશે ? પોતાની પરિસ્થિતિની વચ્ચે સમાધિસ્થ બનવું એ જ સાચું જોગીપણું હશે.”

જીવનમાં આગળ ઉલાળ અને પાછળ ધરાળ વચ્ચે ઝોલા ખાતો મેઘાણીનો આત્મા વારંવાર આ વિષમતા વચ્ચે જ અડોલ રહેતી સમતા પર આવી ઠરે છે.

બહોળા કુટુંબની જંજાળ, ‘ફૂલછાબ’ના કામનો ભરડો, આર્થિક તંગી અને ભાંગતી તબિયત વચ્ચે એક સર્જક નવાં ને નવાં શિલ્પો જગતને આપી રહ્યો છે એ દૃશ્ય હૃદયને પીગળાવી મૂકે એવું છે. આદર્શનો મુગટ માથે ચડાવીને ફરવાનું એને ફાવે તેમ નથી અને કોઈ પહેરાવવા બેસે તો એ તેને ફગાવી દેશે. ‘બહુ અણઘડ્યું રહી ગયું, મોટો દુર્મેળ મચી ગયો’—એ ઉદ્‌ગાર તો પોતાના જીવન અને શબ્દ દ્વારા અનુપમ કૃતિ આપવા માગતા સર્જકના છે. કોઈ નિકટના સ્વજન આગળ એ હૈયાવરાળ ઠાલવે છે.

“(રાણપુર : ૩–૯–૧૯૪૨) ....તબિયત ઠીક છે. શરીરનો બળવો પ્રવૃત્તિના બોજા સામે નથી. કામ તો હું ગમે તેટલું ખેંચી શકું તેવો છું પણ જીવનમાં જે ઉત્તરોત્તર અસહ્ય વિષમતાઓ ઘેરાતી જાય છે તેના તરફથી મળતી આ ચેતવણી છે. .....પ્રત્યેક પલે કોણ જાણે શું થશે ને નહીં થાય તેવી પરિસ્થિતિ છે. ....આ બધાંની વચ્ચે હું લાઇલાજ સાબિત થઈ મારું સ્થાન ક્યાંક કુટુંબ બહાર શોધી રહ્યો છું. નાનાં બાળકો સિવાય કોઈમાં મારું દિલ ઠરતું નથી. ....બાકી તો હું ઊખડી ગયેલ મૂળિયાંવાળું ઝાડવું બન્યો છું. ....” (પત્ર ૨૮૭)

પણ પછી તરત જ કોઈ એન્જીન ડ્રાઇવર આગગાડીની ભઠ્ઠીને લોખંડી ઢાંકણું વાસી દે એમ આગભડકા પર તે આગળા ભીડી દે છે.

“(બોટાદ : ૮–૯–૧૯૪૨) ....આપને બધું લખીને નાહક વ્યથા ઉપજાવી. આપની જંજાળો કંઈ ઓછી નથી. એમાં ઉમેરો કરાવવો એ પાપ છે. મારા સંસારમાં તો ચાલ્યા કરવાનું. મારા પોતાના દોષે જ બધું બની રહ્યું છે. તેનો ઓરતો ન હોય. ૦૦૦ જેમનું તેમ નભાવ્યે જવાનું, શક્તિ છે ત્યાં સુધી, તે પછીની સંભાળ પ્રભુ લેશે. ....” (પત્ર ૨૮૮)

અંદર ને અંદર કહેતા હશે, જીવ, વધુ કોલસા ઓરતો જા, હૈયાવરાળને એકઠી થઈ શક્તિ બનવા દે; હજી ઘણા જોજન કાપવાના છે, ઘણા અણપ્રીછ્યા, એટલવાયા, અબોલને વાચા આપવાની છે; ઝૂતવા, ‘આગે કદમ! ગાતાં ગુલાબી તોરથી.’

હા, આ પત્રોમાં ઉગ્રતા, વ્યગ્રતા, આવેશ ને આક્રોશ ભર્યાં છે. સંપાદકે માટીના ચૂલાની વાતો ટાળી નથી. બે પંક્તિઓ વચ્ચેની તરડમાંથી નજર નાખવાની કોઈ કુતૂહલપ્રેમીને તકલીફ ન ઉઠાવવી પડે તેવી સગવડ પણ તેણે કરી આપી છે. માનવ પોતાના હૃદયને એકાંતે જ પ્રિયને કાજે ટહુકે એવાં પ્રીતિવચનો તેણે વિના સંકોચે બહાર આણ્યાં છે. લોકો સમક્ષ એના પ્રિય લેખકનું એક આખું ને નૈસર્ગિક રૂપ ભલે પ્રગટ થાય એવી સંપાદકની વાંચ્છા રહી લાગે છે. આટલું વિપુલ અને સમૃદ્ધ સાહિત્ય એ કોઈ ફૂલવાડીમાં બેસી લખી નથી ગયો પણ આપણા જેવા જ સામાન્ય જીવનનાં ભીંતડાં વચ્ચે બેસી તેણે કલમને ફોરવા દીધી છે, અને એમ જોવા બેસીએ તો ઘેર ઘેર માટીના ચૂલા જ છે ને! એ ચૂલામાંથી ભીનાં લાકડાં ને કરગઠિયાંને ફૂંકી ફૂંકી, ચૂલો સંધરુકવો ને દેવતા પ્રગટાવવો એમાં જ માણસનું દૈવત છે.

સાહિત્યસર્જનની ધૂનમાં, 'ફૂલછાબ'ના ગળાડૂબ કામમાં કે લોકમેદનીને હેલે ચડાવનારાં ગાનમાં મશગુલ મેઘાણીને જોઈ શકાય. પણ ચાલતી ટ્રેને 'સેલ્સમેન'ની ફરજ અદા કરતા મેઘાણીને કલ્પી શકાય? ચિત્રાબહેનને લખે છે :

"(બોરીવલી, ટ્રેઇનમાં : ૬-૫-૧૯૪૫)....સોરઠી શણગારનો સેઇલ્સમેન ઘણો નસીબદાર નીકળ્યો! વીરમગામથી ટ્રેઇનમાં જ એણે પોતાના કમ્પાર્ટમેન્ટમાં એક તડાકે ૩૦ ૪૨ની ચોજો વેચી, અને જાહેરાત કરી!...." (પત્ર ૪૬૨)

મેઘાણીનાં 'સોરઠી લોકગીતો' અને ચિત્રાબહેનના 'સોરઠી શણગાર'ની જુગલબંદી ચાલતી હતી. અનેક વિટંબણાઓ વચ્ચે સ્નેહ અને સામર્થ્યની આ ધ્રુવપંક્તિ સંભળાય છે :

"(મુંબઈ : ૧૧-૧૧-૧૯૩૫) ....કેવું જીવન! સંયોગ ટૂંકા, વિયોગ જ લાંબા. ચક્રવાકોની રાત્રિ જ લાંબી! વિધિ ક્યાંય જંપીને બેસવા કેમ નથી દેતો? ....

"ચિત્તુ મારી! તરવાનો તો દરિયો છે, પણ જોડે તરીશું. થાકતાં થાકતાં એકબીજાંનો ટેકો લેશું. પરસ્પર ધીરજ દેશું. તું ન ગભરાતી. મારા કરતાં તો તું વધુ મનોબળવાળી છે. ન ડગતી. આ દુઃખદરિયાને પણ કોઈક કિનારો હશે. ડૂબવું તો નથી જ નથી. તરી પાર જવું છે. ...." (પત્ર ૧૫૦)

મહેન્દ્રભાઈ પરના પત્રો તો કમળપત્ર પર ઝરતાં જળબિંદુ સમા છે. 'પુત્ર પ્રત્યે પિતા' નામથી આ પત્રગુચ્છનું અલગ પ્રકાશન કરવામાં આવે તો તે પિતા-પુત્ર વચ્ચેના તંતુઓને નવી ઝલક આપે તેમ છે. આ પત્રોમાં મમતા, કાળજી, ચેતવણી, વ્યથા, ગુસ્સો, ઠપકો, ઔદાર્ય, પ્રોત્સાહન, પ્રશંસા, ગૌરવ, આનંદ અને સમાન આસને પુત્રને બેસાડી સલાહ-સૂચનોની આપ-લે કરતા મેઘાણીનું પિતૃત્વ મેઘધનુના રંગો ધારણ કરે છે, અને આ સર્વ ભાવોની પાછળ પેલું સ્નેહનું સદાય લીલુંછમ કમળપત્ર ખોળો પાથરીને બેઠું છે.

આ પત્રો વાંચતાં મને મોતીલાલ નેહરુએ જવાહરલાલ પર લખેલા પત્રો યાદ આવે છે.* પિતાનું વાત્સલ્ય તો સર્વત્ર સમાન હોય છે પણ મોતીલાલ અને મેઘાણીની એ વિશેષતા છે કે પુત્રને એને સ્વતંત્ર માર્ગે જવા દેવાની વિશાળતા દાખવે છે ને સાથે સાથે એને પોતાની નજર સામે જ વિકસતો જોવા ઝંખે છે. પુત્રની વિદાય લેતા પિતાનું હૃદય મેઘાણી અને મોતીલાલ બંનેમાં સમાનપણે ટપકે છે એટલું જ નહીં પણ નાનપણમાં એકલવાયું જીવન અને નબળી તબિયતને લીધે જવાહરને અને મહેન્દ્રને મિત્રોની સંગત, કસરતની જરૂર વગેરે જે છે તેની ઝીણી–મોટી સંભાળ બંને દૂર બેઠા રાખતા જ રહે છે.

પહેલી જ વાર સ્વતંત્ર વ્યવસાય અને સંસાર માંડવા મુંબઈ ગયેલા ૨૧ વર્ષના મોટા પુત્ર મહેન્દ્રને મેઘાણી લખે છે :

"[Botad : 1945] .... Your letter brought me the petals of your heart as well as those of the roses. The hours after your parting hung too heavy on my heart. Added to the pang of parting there was considerable anxiety about the possible hardships of your journey. The only solace was that you were amidst your friends. .... All's well that ends well. .... I assure you that flinging you into the deep waters of life required no less steeling of my heart than your parting with me may have required you to steel yours. .... Whether with me or away from me I want to see you on your legs. If I had felt that you would find that steadiness with me, I would have been the last man to let you go. You know I need you by my side even for practical purposes of life. You know that your disinclination to go was just the opportunity for me to pin you down here, but at a great emotional cost I refused to take such a selfish advantage of the swinging of your mental pendulum, for I now believe that nothing but a very deep dive into the ocean of life would make you steady. No tinkering could do the feat. .... The mighty book of life is laid bare before you. Imbibe it copiously. Shed off all shyness. Take a large view of life and men. Break off orthodoxy and bigotry. ...." (પત્ર 451)

બાકીના કુટુંબને લઈ યુરોપ છોડી સ્વદેશ પાછા વળતાં મોતીલાલ પાછળ યુરોપમાં રહેનારા જવાહરને ભારે હૃદયે લખે છે :

* *The Nehrus : Motilal and Jawaharlal* by B. R. Nanda. London : Allen & Unwin, 1962.

(19-10-1905 : Marseilles) .... You must bear in mind that in you we are leaving the dearest treasure we have in this world, and perhaps in other worlds to come. We are suffering the pangs of separation from you simply for your own good. It is not a question of providing for you, as I can do that perhaps in one single year's income. It is a question of making a real man of you. .... It would be extremely selfish — I should say sinful — to keep you with us and leave you a fortune in gold with little or no education. .... We leave you in flesh but will always be with you in spirit. .... You have enough work to keep you engaged; work includes the preservation of health. Be perfect in body and mind. .... Darling boy, take every care of yourself. In doing so you will be taking care of your parents. ...." (*Nehrus*, p. 68.)

એક લગભગ સમાન લાગતો પ્રસંગ. ચૌદ વર્ષના કિશોર મહેન્દ્રભાઈ ઇન્દુબહેન પર પત્ર લખવાનું ચૂકી જાય છે. બહેનની બાપુજી ઉપર ફરિયાદ છે : બચુભાઈ મને કાગળ લખતા નથી. ગુલછડિયા સમાન પ્રિય પુત્રીને પિતા લખે છે :

"(બોટાદ : ૨૬–૮–૧૯૩૮) ....બચુભાઈને તો બહેનની કિંમત હવે રહી હોય એવું લાગતું નથી. એ તને કાગળ લખતો નથી તેથી મારો જીવ બહુ બળે છે. એને આવી બહેન પામવાનું સદ્‌ભાગ્ય મળ્યું છે પણ એ ક્યાં સમજે છે? બેટા, એ તો હવે આપણા સૌનાથી દૂર થતો લાગે છે. તારે એને કાગળ લખ્યા કરવા, ભલે એ ન લખે. કોઈક દિવસ એનું દિલ પીગળશે. ....હું એને આજે લખું છું. ...." (પત્ર ૨૯૨)

અહીં પણ ભાઇસાહેબ 'નન્ની' (વિજયાલક્ષ્મી)ને પત્ર લખતા નથી. મોતીલાલ સત્તર વર્ષના જવાહરને એ વિશે લખે છે :

"(February 15, 1906) .... You would again have disappointed dear little Nanni had it not been for my foresight. The picture–postcard I posted as from you came in good time and she was well pleased with it. She now wants you to write to her a letter. I am afraid I am not sufficiently advanced in the fine art of forging to pass off on her a letter from me as if it were from you. ...." (p. 75.)

પુત્રોની સાહસિકતાની કદર કરવા છતાં બંને પિતા એટલા જ સચિંત છે. મોતીલાલની બાબતમાં અંતે પિતાનો પ્રેમ તેમને પુત્રની સાથે રાષ્ટ્રીય પ્રવાહમાં ખેંચી ગયો. મેઘાણીની બાબતમાં પુત્ર એના પિતાની પડખે આવીને અડગ બની ઊભો રહ્યો એટલું જ નહીં પણ પિતાના અવસાન પછી પણ તેમના જીવનકાર્યને ખભ્ભે ઝોળી ઉપાડીને ઘેરઘેર પહોંચાડતો રહ્યો.

આ પત્રોમાં જુવાનીના ઉંબરમાં પ્રવેશતા લગ્નોત્સુક જુવાનો માટે પથદીવા પ્રગટેલા છે. ભાવિ પુત્રવધૂ પર તો મેઘાણીનું વાત્સલ્ય મન મૂકીને વરસ્યું છે. પોતે જેની હૃદયશૂળ વેઠી છે એનું ક્યાંયે પુનરાવર્તન ન થાય અને નવદંપતીની ફૂલવાડી મહેકી ઊઠે એની કલ્પના કરતાં કરતાં એના સુખદ સ્વપ્નમાં એ ખોવાઈ જાય છે. આ પત્રો દ્વારા સ્વતંત્ર નિર્ણય અને સાચો ઉમળકો એ બંને પાંખોના બળ પર એકમેકની સંગે મુક્ત ગગનમાં વિહરવા માટે ભાવિ દંપતીઓનાં દ્વાર એ ખોલી આપે છે. નિર્મળાબહેન પર લખાયેલા પત્રો (પત્રો ૩૩૫, ૩૩૬) લગ્નસંબંધ કઈ ભૂમિકા પર ઠરવો જોઇએ તેનું વાસ્તવિક દર્શન કરાવે છે, અને પુત્રવધૂના લક્ષ્મીપગલે શ્વસુરના હૃદયમાં રમતું આ મનોરમ ચિત્ર :

"(બોટાદ : ૨૪–૪–૧૯૪૪) ....તમે આંહીં ગૃહરાણી હો, ઘરના શણગાર કરતાં હો, ફૂલરોપ ઉછેરતાં હો, ખૂટતી સગવડો વસાવવા મારી પાસે માગણી કરતાં હો, આંહીં તમારાં પિયરનાં સ્વજનો તમારે ઘેર ઊતર્યા વગર કાઠિયાવાડમાં પ્રવેશી ન શકે તેવા ઓડા આપણે બાંધ્યા હોય, આંહીં મિત્રો–આપ્તજનો તમારા ગૃહસંસારની છાંયડીએ જીવનનો તડકો ગાળવા આવતાં હોય, અહીં તમે ગાતાં ને બજાવતાં હો, લેખિકાનાં સુંદર અંકુરો વિકસાવીને મને પણ મારા કાર્યમાં સાથ આપતાં હો, .... એવાં એવાં તો હું ઘણાં સુખસોણલાં ભાળી રહ્યો છું. પણ એ તો મનોરથો છે! ખેર, મંગળ મનોરથો હોવા એ પણ કંઈ જેવી તેવી વાત છે!" (પત્ર ૩૯૪)

મહેન્દ્રભાઈ–નિમુબહેન પર લખાયેલું પત્રગુચ્છ એક પરિવાર પૂરતું મર્યાદિત ન રહેતાં આપણી સમગ્ર જુવાન પેઢીની સહયાત્રા માટે ટેકરી પરની મશાલ અને મંગલ પગલે વેરેલી ગુલાબ પાંખડીઓ બની રહે છે.

મેઘાણીએ મહેન્દ્રભાઈને ઘડવાની જે કાળજી લીધી છે તે માટે એક સાખી યાદ આવે છે. આ સાખી બધાં સંતાનોને લાગુ પડે છે :

ગુરુ કુમ્હાર શિષ કુંભ હૈ, ગઢિ ગઢિ કાઢે ખોટ,<br>
અંતર હાથ સહાર દૈ, બાહર બાહે ચોટ.

[જાગ્રત ગુરુ કે પિતા તરફથી ક્યાંક બહાર ટપલાંનો કઠોર માર લાગતો હોય ત્યારે અંદર કોમળ હાથનો સહારો પણ સાથે જ આપવામાં આવતો હોય છે.]

મહેન્દ્રભાઈએ લીધેલા સ્વતંત્ર નિર્ણયોની આડે મેઘાણી કદી આવ્યા નથી. ૧૯૪૨ના ઑગસ્ટની ૯મી તારીખે બીજા લાખો વિદ્યાર્થીઓની સાથે અભ્યાસ છોડીને મહેન્દ્રભાઈએ 'હિંદ છોડો' લડતમાં ઝંપલાવ્યું અને મુંબઈ શહેરમાં ઘૂમતાં ઉત્સાહી જુવાનિયાઓનાં ટોળાં સાથે પોલીસની ઝપટમાં એ પણ આવી ગયા. ત્યારે ભત્રીજા લાભચંદ મેઘાણીએ મહેન્દ્રભાઈને વારવા મેઘાણીને લખ્યું તેના જવાબમાં મેઘાણી લખે છે :

"(રાણપુર : ૧૩–૮–૧૯૪૨) ....ઉમરલાયક સમજણાં સંતાનોને એની જ ઊર્મિ તેમ જ બુદ્ધિને અનુસરવા દઈએ. એ સ્વયંસ્ફુરણા મારી નાખવા જેવી નથી. મને એમ કરવામાં આપણી સ્નેહની નબળાઈ તેમ જ વધુ પડતી ગણતરીબુદ્ધિ લાગે છે. કંઈ નહીં તો એ સ્વાનુભવ પણ તેમને પરિણામે કલ્યાણકારી છે. બાકી તો ઈશ્વર મોટો છે. આપણા રાષ્ટ્ર સમસ્તનાં કર્મોના ભાગીદાર ઇચ્છાએ અનિચ્છાએ કે જાણ્યેઅજાણ્યે પણ આપણાથી બન્યા વગર રહેવાશે જ નહીં. માટે ચિંતા ન કરશો ને મહેન્દ્રને મારા સંપૂર્ણ આશીર્વાદ પહોંચાડજો. મારી અસંમતિની બીકે પત્ર ન લખતો હોય તો તે બીક ન રાખવા કહેશો. ...." (પત્ર ૩૦૬)

૧૯૨૦ માં જવાહરલાલ મસુરી આવ્યા, બીમાર માતા અને પત્નીને લઈને. બરાબર ત્યારે એ જ હોટલમાં અફઘાન રાજપુરુષો બ્રિટીશ સરકાર સાથે વાટાઘાટો ચલાવતા હતા. સરકારે જવાહર પાસેથી બાંહેધરી માગી કે અફઘાન મુત્સદ્દીઓ સાથે એ કોઈ પણ સંપર્ક નહીં રાખે, પણ જવાહરે પોતાને એવી કોઈ ખ્વાહેશ ન હોવા છતાં એવી કોઈ પણ બાંહેધરી આપવા ના પાડી. જવાહરને મસુરી છોડી જવાનું કહેવામાં આવ્યું એટલે માંદાં માતા અને પત્નીને મૂકીને એ અલ્લાહાબાદ આવ્યા. ત્યારે મોતીલાલે ગવર્નરને પત્ર લખ્યો :

"(19–5–1920) .... I wholly appprove Jawaharlal's action. .... His politics and mine are wellknown. We have never made any secret of them .... and we are prepared to suffer any discomfort which may necessarily flow from them. Young Jawaharlal is known throughout India. .... You have yourself had a long talk with him .... and I cannot easily believe that you could doubt the material that he is made of. ...." (*Nehrus*, p. 179.)

પિતાએ પુત્રને શિરે કોમળ પાંદડીઓ વેરી છે તો કડક ઠપકા પણ આપ્યા છે. 'સંપૂર્ણ આશીર્વાદ'વાળા પત્ર (પત્ર ૩૦૬) પછી, લગભગ તરત જ, મેઘાણીભાઈ મહેન્દ્રને લખે છે :

"(Botal : 4-10-1942) .... Let me be frank with you. .... I am exasperated. .... Let us clear it up. This won't do. ...." (પત્ર 307) અને

"(બોટાદ : ૧૮–૪–૧૯૪૩) ....તારી પ્રવૃત્તિની કોશિશ જાણી ખેદ થયો. ....અહીં હું જ્યારે તૂટી મરું છું ત્યારે તું મને 'ફૂલછાબ'માં તેમ જ સાહિત્યસર્જનમાં સહાયભૂત થવાનું છોડી કેમ ભાગ્યો? મુંબઈ માટેનાં તારાં આકર્ષણો unhealthy છે એટલું જ લખું તો બસ થશે. ...." (પત્ર ૩૩૨) અને

"(રાણપુર : ૧૯–૫–૧૯૪૩) ....તેં કાગળ કેમ ન લખ્યો તેનાં કારણો વાંચ્યાં.

વિચિત્ર કારણો ! .... તું તારી જ પસંદગીથી મુંબઈ ગયો છે; મેં મોકલ્યો નથી. મને ગમતી લાઇન લેવા મેં દબાણ કર્યું નથી. તું ભણતો નાનો બાળક હતો ત્યારથી આજ સુધી તારે કઈ શાળામાં ભણવું તેની પણ મેં ફરજ પાડી નથી. .... અહીં તારા કાગળ વગર ભાંડરડાં ટળવળે, મારે પણ નમાયો બાળક વધારાનો નહીં એટલે દિલ બળ્યા કરે.... એટલે આકરા શબ્દો લખાઈ ગયા. ....” (પત્ર ૩૩૩)

પણ સાથે સાથે તેમના શારીરિક સ્વાસ્થ્ય અને માનસિક વિકાસની ખેવના રાખી છે. ૧૯૪૩માં મહેન્દ્રભાઈ લાહોરમાં એક ધાતુના કારખાનામાં જોડાયા હતા. ઓગણીસ વર્ષના પાંખો ફફડાવવાનું શીખતા પુત્રને પિતા લખે છે :

“(રાણપુર : ૧૯૪૩) ....લાહોર જઈ ખોરાક ઇત્યાદિમાં બરાબર અનુકૂળતા રહે તેવે સ્થળે જ રહેજે. શરીર સુધારવા તરફ લક્ષ દેજે. આ ખાવું ને તે ન ખાવું ત્યાં નહીં ચાલે. ....” (પત્ર ૩૩૪)

“(બોટાદ : ૨૭–૬–૧૯૪૩) ....કારખાનાના જીવનથી કંટાળતો નહીં. પ્રત્યેક ખૂણો તારી યુનિવર્સિટી છે એમ માનજે.

....જ્ઞાન મેળવવાનું આવું સાધન મળ્યું છે એ દૃષ્ટિથી જોજે. માનવી અને મશીન બેઉને અવલોકજે, પણ તને ખાસ ભલામણ છે કે જીભને ચુપ રાખી બાકીની જ્ઞાનેન્દ્રિયો વડે મૂંગું જ્ઞાન જ પીજે. મજૂર, મૂડીવાદ, યુદ્ધયત્નો વગેરે કોઈ પણ બાબત પર હમણાં ચર્ચા ન કરતો. ....ભૂખ લાગે તે પ્રમાણમાં પૂરતું ખાજે–પીજે, તપશ્ચર્યા કરી શરીર બાળવું છોડી દે. મોટી તપશ્ચર્યા તો મનની, ઊર્મિઓની, સ્વભાવની છે. વસ્તુ વિના ચલાવી લેવાય તેમ પ્રાપ્તિથી તેનો પૂર્ણપણે રસ પણ લઈ શકાય તો જ ખૂબી છે. ....” (પત્ર ૩૩૯)

આવા પત્રોની સમતુલા જોનારને એની પાછળ રહેલી બહાર ચોટ ને ભીતર સહારાની વાત સમજાશે. મહેન્દ્રભાઈને અંગ્રેજીમાં લખેલા પત્ર (પત્ર ૪૫૧)માં વિવિધ ઊર્મિઓ છલકાય છે. એમાં વિદાય ટાણાની વ્યથા, સ્વતંત્રપણે પગભર થવા દેવાની ઝંખના, જીવનના મહાગ્રંથને જ સાચા ગુરુ તરીકે સેવવાની શીખામણ અને પુત્રની અંદર રહેલી શક્તિઓ પર ભરપૂર ભરોસો દેખાય છે. મહેન્દ્રભાઈએ લખ્યું હશે કે હું તો માત્ર એક તરણું છું, તેના જવાબમાં આ શબ્દો લખાયા છે :

“[Botad : 1945] .... No, you are not a mere blade of grass. You are the very branch and bough of the banyan tree — i.e. you are the very banyan. Your widespread growth is certain. ....” (પત્ર 451)

આખરે મહેન્દ્રભાઈ પિતા સાથે રહેવા અને કામ કરવા બોટાદ આવે છે. એ પછી ઉમેદભાઈ મણિયારે મહેન્દ્રભાઈના લેખો પર ખુશ થઈ મેઘાણીભાઈને લખેલું :

“(૨–૩–૧૯૪૭)....ભાઈ મહેન્દ્રના લેખ જ્યારે જ્યારે વાંચું છું ત્યારે (અલબત્ત,

બીજા જ ક્ષેત્રમાં) મોતીલાલ–જવાહિરની જોડી યાદ આવે છે. ....chip of the old block. ...." (પત્ર ૬૩૦)

મૃત્યુને આરે ઊભેલા અને પુત્રના સાથ અને પ્રગતિથી સંતૃપ્ત મેઘાણીભાઈએ જવાબ આપ્યો હતો :

"(બોટાદ : ૪–૩–૧૯૪૭) ....મહેન્દ્રે તમારો કાગળ વાંચ્યો છે. એ પોતાની ન્યૂનતા પ્રત્યે એટલો સભાન છે કે તમારી પ્રશંસાથી મલકાઈ જતો નથી. ...."(પત્ર ૬૩૧)

આવેની વાત છોડીએ તો આપણે ઘર–આંગણે દલપતરામ–ન્હાનાલાલની જોડી સાથે આ બડા–છોટા મેઘાણીની જોડીને પણ લોકો યાદ રાખશે. મહેન્દ્રભાઈને સાહિત્ય સર્જનના ક્ષેત્રમાં હળ ચલાવવાનું આવ્યું નથી પણ વિતરણના ક્ષેત્રમાં તળ ભૂમિનાં અને દેશપરદેશનાં ખેતરોમાંથી દૂધિયા દાણાનાં ગાડાં ભરીને તેમણે આપણો કોઠાર ભર્યોભાદર્યો કર્યો છે.

સાહિત્યકારો ઉપરના પત્રોમાં ધનસુખલાલ મહેતા અને ઉમાશંકર જોશી સાથે આત્મીયતાની લાગણી વધુ ઊંડા ને બહોળા પટ પર વહેતી અનુભવાય છે. ધનસુખલાલ સાથે નિકટનો પરિચય ઓછો હોવા છતાં તેમનું પ્રશાંત, નિખાલસ વ્યક્તિત્વ (પત્ર ૩૫૭) તથા નિર્દંભી માનવતા (પત્ર ૩૮૦) મેઘાણીને જચી ગયાં છે. ઉપરાંત મેઘાણીના જીવન અને કવનના ઉત્તાલ તરંગોને અંતરાલે જૂઈની સુગંધ જેવી વહેતી કોમલ લાગણીઓને ધનસુખલાલ પ્રીછી અને પ્રમાણી શક્યા છે. (પત્ર ૪૭૭) આમ ધનસુખલાલ ઉપરના પત્રો સંવેદનશીલતાના સુકુમાર તંતુને જીવતો રાખે છે તો ઉમાશંકર પરના પત્રો સર્જનશીલતાના સુકીઉછાળ બીજને ઝીલતા રહે છે. બંને વચ્ચે ઉમરનું અંતર હોવા છતાં એ બે દિલોજાન દોસ્તો—મેઘાણીના શબ્દોમાં 'લંગોટિયા ભાઈબંધ'—હાથમાં હાથ મિલાવીને લટાર મારવા નીકળ્યા હોય એવું દૃશ્ય ખડું થાય છે. ઉમાશંકરની ખૂબી છે કે વાતવાતમાં સર્જનની ટકોર કરે ને સુણનારને નવા ચાસ ખેડવાની ચાનક ચડાવે. દેવેન્દ્ર સત્યાર્થીના દળદાર ને પોલા લોકસાહિત્યના ભંડાર સામે ભભૂકી ઊઠી મેઘાણી આ પત્રમાં આવી કોઈક ભેટ બાંધતા દેખાય છે :

"(બોટાદ : ૭–૫–૧૯૩૭) ....અરે ભાઈ, ગુજરાતમાં તો આ બધું અદ્ભુત લાગે છે કેમ કે ઘરઆંગણે આપણે કલ્પિત કારણો ઊભાં કરી પરસ્પર લડીએ છીએ, નહિતર ગુજરાતના લોકસાહિત્ય પર એક નક્કર ગ્રંથ હું, તમે ને બીજા ભાઈઓ મળી ન આપી શકીએ એમ કેમ બને ? હું તો એકલપંથી ન બની જાઉં તે વાતથી જ ડર્યા કરું છું. એકલા folkloreનું મિશન લઈને બેસવા તો આજ પણ મારા અંતરમાં તલસાટ છે, પણ શું કરું ? સાહિત્યજીવન પણ મારે માટે એક અનંત battlefield બની ગયું છે. ....'કલમ–કિતાબ' માટે દર અઠવાડિયે કંઈક નવીન સામગ્રી મેળવવી જોઈએ. અહીં એ મુશ્કેલી છે. તમે મને કાંઈક કાંઈક મોકલતા રહોને, યાર! કોઈ પેમ્ફલેટ,

કોઈ લિફલેટ, કોઈ સૂચન, કોઈ topic—જે કચરો જડે તે. હવે ? કયારે આવો છો ? એક વાર તો નિરાંતે આવો ! ....” (પત્ર ૧૪૪)

લોકગીતોને લગતા કોઈ ‘તેજીને ટકોરો’ના જવાબમાં મેઘાણી ખળભળી ઊઠી ઉમાશંકરને લખે છે :

“(રાણપુર : ૩૦–૮–૧૯૪૦) ....તમે ઇશારો કરેલ ‘લોકગીતો–લોકસાહિત્ય’ના વિષય પર આવું પણ મને સૂઝતું નથી, હું શું કરું ? તમે કહો છો, પણ હું તો મારા કંઠમાં પાંચસો ગીતો પકડીને બેઠો છું. એ ચાલ્યાં જતાંને મેં હજુય આગમાંથી ઉગારી પકડી રાખેલ છે, પણ હું કરું શું ? કોની પાસે જાઉં ? મારે એક મોટું volume ગીતોનું બનાવવું છે, ‘રઢિયાળી રાત’ના ત્રણ ભાગોની અંદર ન આવી શકેલાં પુષ્કળ છે. ભજનોનું કરાવી રહ્યો છું. પણ એ બધું હું કોના સહકારથી કરું ? મારે પણ બીજી કોઈ પ્રતિષ્ઠા જોઈતી નથી, લોકસાહિત્યની એક જ કલગી બસ છે, ને એને vindicate કરવા માટે મારી પાસે ઘણું છે. ચારણી સાહિત્ય મારા હાથમાં છે. પણ હુ કયાં બેસીને કામ કરું? પેલા વળાવાળા ચારણ–કવિ ઠારણભાઈ અડસઠ વર્ષની વયના છેલ્લા અવશેષ ગઈ કાલે જ ભેટી ગયા. એને ઘેર, મારા ગામથી આઠ જ ગાઉ ઉપર, પાંચસો વર્ષ અંદરની હસ્તપ્રતો–ચોપડાના થોકેથોક પડ્યા છે, પણ હું એનો ભંડાર જોઈને શું કરું ? હું એકલો કેટલુંક કરી શકું ? Revival માટે મેં રસમાર્ગ લીધો તો વિદ્વાનો કહેશે કે આમાં શાસ્ત્રીયતા નથી. અરે ભાઈ, શાસ્ત્રીયતા તો યુનિ૦ ની ડિગ્રી લઈ આવનાર સેંકડો બતાવે છે, મારો છોકરો ય કાલે બતાવશે. પણ પાંચસો ગીતો ને પાંચસો દુહા, આટલાં ભજનો ને આટલા ચારણી કાવ્યો ને એનામાં રસ મૂકતી બીજી થોકબંધ પ્રસાદીઓનો બોજ ખેંચનારને અશાસ્ત્રીય કહીને કાઢી નાખ્યે શો લાભ છે ? ને એમ હું ગળાઈને ઇતિહાસમાંથી કાંકરા–કસ્તર જેવો નીકળી જાઉં તોયે શો અફસોસ છે ? પણ હું મારી પાસે જીવનસત્ત્વ છે તેને કયાં લઈ જાઉ તે કોઈ કહેશો ?” (પત્ર ૨૨૮)

મેઘાણીનો આ દર્દનીંગળતો પત્ર લગભગ આખો જ ઉતાર્યા વિના રહી શક્યો નથી કારણ કે આજે પણ એ જીવનસત્ત્વથી સભર કંઠનો સવાલ ગુજરાતના બહેરા કાને અથડાઈ રહ્યો છે એટલું જ નહીં, અસલી ઢાળ ને પાઠનું ગૌરવથી શોભતું, અભ્યાસના વાતાવરણથી સભર વિદ્યાઆંગણે વધુ ઉજ્જ્વળ બનતું આ લોકધન રેઢિયાળ ડાયરાઓમાં વેડફાઈ, વગોવાઈ રહ્યું છે ત્યારે એની ઇજ્જતની કોઈને ખેવના છે કે નહીં ?

પોતાના કંઠમાં જાળવેલા ભજનસૂરોને કોઈ શબ્દ અને સૂરના પરખંદાને સોંપી જવાની મેઘાણીની ઝંખના હતી જિતુભાઈ પ્ર૦ મહેતા પરના પત્રમાં તે લખે છે :

“(રાણપુર : ૨૧–૫–૧૯૪૫) ....મારા મનમાં એક મોટી અબળખા રહી ગઈ છે. મારે મારી પાસેનાં ભજનોમાંથી બની શકે તેટલાં તમને સંભળાવી દેવાં જોઈતાં હતાં. મેં એના સૂરો મહેનત કરીને પકડ્યા છે. કેટલાય મહિનાઓ સુધી એ સૂરો

લપસણી ભૂમિકા પર રહ્યા તે પછી પકડાયા. મારે એ તમ જેવા સાચા કંઠમાં મૂકી દેવા ઉતાવળ કરવી જોઈએ કારણ કે એ પરંપરાગત વારસે દેવા લેવા કરતાં વધુ સારી બીજી કોઈ હિકમત આ સૂરોની રક્ષા માટે હું જોતો નથી. ગ્રામોફોનવાળા આપણાં ગળાંની પાસેથી પૂરી માવજતથી આ સૂરો નહીં ઝીલી શકે. એ લોકોને તો રોટલાની ઉતાવળ છે. તમારા જેવા એકાદ સમાનધર્મીને હું આ સૂરો સોંપી શકું તો પણ બસ છે. આપણે દુનિયાની કંઈ નથી પડી. એકાદ જખ્મી હૃદયનો સંગ પણ બહુ છે." (પત્ર ૪૬૫)

પેલા પાંચસો ગીતો અને આ ભજનસૂરોનું પછી શું થયું એ પૂછવાપણું નથી રહ્યું. અહીં તો પોતાનાં માનેલા મુકામ–પડાવ પર જ આગ્રહથી પગ મૂકનારા સંઘનો સાથ મળે અને પોતાના નામને અમર કરવાની મહેચ્છા ધરાવતા સંઘપતિની સહાય મળી શકે પણ પોતાની જાતને મિટાવી સાચા શબ્દ ને સૂરને અનુસરનારા મળવા મુશ્કેલ. એવા નરે તો મેઘાણીના જ શબ્દોમાં પોતાને કાંધે ગઠડી ઉપાડી ધણીને દુવારે ઊપડી જવાનું રહે છે. સંઘની વાટ જોતો એ બેસી રહે તો એની દ્વારકાની જાતરા અધવચ્ચે જ રખડી પડે.

મેઘાણીના પત્રો ભૂતકાળને મમળાવવા માટે નથી પણ ભવિષ્યની વાટે ભાતું બંધાવવા માટે છે એની ઝાંખી વારંવાર થતી રહે છે. પોતાની સર્જક તરીકેની પ્રકૃતિ અને સર્જન–પ્રક્રિયા વિશે તેમણે વિગતવાર જવાબો લખ્યા છે. લોકસાહિત્ય ઉપરાંત નવલકથા, નવલિકા, કવિતા વગેરેનાં સર્જનો–અનુસર્જનોને પ્રેરતાં બળોને પણ તેમણે સુપેરે દર્શાવ્યાં છે. રામચન્દ્ર દા૦ શુક્લ (પત્ર ૫૪), શંકરપ્રસાદ હ૦ દેસાઈ (પત્રો ૫૬, ૫૭), મૂળરાજ અંજારિયા (પત્ર ૪૨૧) તેમ જ રણછોડલાલ વાયડા (પત્રો ૪૮૨, ૪૮૩, ૪૮૪) વગેરે પરના પત્રો ઉપર નજર ફેરવતાં તેમની સંશોધક તેમ જ સર્જક તરીકેની દૃષ્ટિ તરી આવશે. પોતાના અનુગામીઓ પન્નાલાલ પટેલ (પત્ર ૨૨૫, ઉમાશંકર જોશી ઉપર), ઈશ્વર પેટલીકર (પત્રો ૪૩૯, ૪૪૦, ૪૪૨), ચુનીલાલ મડિયા (પત્રો ૫૦૯, ૫૧૦ ઈશ્વરલાલ મો૦ દવે ઉપર) વગેરેને પૂરા દિલથી બિરદાવ્યા છે અને નવતર ગ્રામકથા–લેખકોને માટે લાલ બત્તી ધરી છે. ધનસુખલાલ કૃ૦ મહેતાને લખે છે :

"(બોટાદ : ૧૦–૨–૧૯૪૬) ....નવા ગ્રામકથા–લેખકો પણ ગમ્યા છે. માત્ર તેઓ ઉતાવળા થઈ મૂડી ખરચી ન નાખે એવું કઈ રીતે કરવું તેની સૂઝ પડતી નથી. તપશ્ચર્યાનો દોર સાચવે તો ગુજરાતને તેઓ ઘણું સમૃદ્ધ બનાવી શકે." ....(પત્ર ૪૯૫)

પ્રથમ પગલે નવી જ તાજગી ને ફોરમ લઈ આવતા લેખકો ત્રીજા–ચોથા કદમે એ જ વસ્તુને નવે નામે ને રૂપે ચગાવતા થઈ જાય છે. તળપદી વાણી પર આવી ગયેલો કાબૂ એમની જ કબર બની રહે છે. ફાવટ બહુ છેતરનારી ચીજ છે. એને ઢોળ

ચડાવવાને બદલે આંતરિક અનુભવોના ઊંડાણનું પોત પાઈને પાણીદાર બનાવતાં જવી એ જ ઊગરવાનો એક માત્ર કીમિયો છે.

ચારણો, લોકકથાકારો અને લોકગીતો–ગાયકોને મેઘાણીએ 'કેળનાં ઝાડવાં' કહ્યાં છે. રસથી સભર કદલી–સ્તંભો જેવા એ છે પણ તેમના હૃદયસ્રોત ખોલવા માટે પ્રેમસગાઈની જુક્તિ જોઈએ; પાણીના નળની જેમ ચકલી ફેરવતાં જ તેમની કનેથી દરેડા નથી પડતા. લોકસાહિત્યના સંશોધનની લાંબી વાટ પર મેઘાણીએ જે મેળવ્યું તે આવી કાળજું જીતી લેતી કૂંચીને કારણે. મેઘાણી નસીબદાર પણ ખરા. નાનપણમાં જ વાજસૂર વાળાનો ભેટો થયો ને પછી પીંગળશી પાતાભાઈ જેવા પ્રગલ્ભ કાવ્યજ્ઞ ને કવિ મળી ગયા. મેઘાણીએ તેમને પોતાના મુર્શદ તરીકે વંદના કરી છે. લોકવાર્તાના ભંડાર ને વાર્તાકળાના ભેદુ ગગુભાઈ નીલા, ચારણ છંદ અને નવી કાવ્યરચનાના કસબી દુલા કાગ, જૂની પ્રતોના જાળવનારા ઠારણભાઈ ગઢવી (તેમણે મેઘાણીભાઈને આપેલી 'નાગડમણ' કાવ્યરચનાનું શું થયું હશે?), આ તમામ તથા બીજા આવા અનેક સહયાત્રીઓ પાસેથી મેઘાણીએ અસ્થિઓ ભેળાં કર્યાં ને પોતાના પ્રાણની અંજલિ છાંટી તેમને આપણી વચ્ચે દેહ ધરીને રમતાં કર્યાં.

હાથીભાઈ વાંક ઉપરના પત્ર(પત્ર ૪૪)માં 'કાઠી, આહીર, ગોહિલ, ઝાલા, જાડેજા વગેરે એકેએક વીરજાતિઓનો સંપૂર્ણ ઇતિહાસ' પ્રગટ કરવાની મહેચ્છા મેઘાણીએ ૧૯૨૭માં દાખવી હતી. આ મહેચ્છાને કઈ શિલાઓએ કચડી નાખી? ફરી આવી જ નોબત કાઠી, રબારી, મેર, આહીર કોમોના સંશોધનની વાગે છે. ઈશ્વરગિરિ ગોસ્વામીને ૧૯૪૫માં લખેલા પત્ર(પત્ર ૪૭૮)માં એમને આ કામમાં જોતરવાની નેમ છે, પણ એ ય હવામાં મળી ગઈ. મૃત્યુ પૂર્વે બે માસે વડિયાના દરબારનો ફરી સંદેશો આવે છે તેના જવાબમાં મેઘાણી હાથીભાઈ વાંકને લખે છે :

"(બોટાદ : ૧૩–૧–૧૯૪૭) ....કાઠી કોમનો ઇતિહાસ રચાવવાની ના૦ દરબારશ્રીની ઉત્કટ ઇચ્છા જૂના સમયથી છે એ જાણું છું. કામ કરવા જેવું છે પણ એ તો વિકટ કામ છે. ચારણો–બારોટોની વાતો જ બસ નથી. ઇતિહાસનું સંશોધન કપરું છે. એ માટે ઇતિહાસનાં મળ તત્ત્વોના શાસ્ત્રીય અભ્યાસની, બીજા દેશો–પ્રાંતો વગેરેના ઇતિહાસ જાણવાની અને આપને હું ન સમજાવી શકું તેવી બીજી કેટલીક વિદ્યાઓના અન્વેષણની જરૂર છે. હું એ કામ માટે લાયક ન ગણાઉં. ઇતિહાસશાસ્ત્રના જ્ઞાતાને પણ વર્ષો લાગે કારણ કાઠીઓ એ એક પ્રાચીન—ઘણી પ્રાચીન—કોમ છે. એમાં ઘણું સારુનરસું પણ આવે. એમાં એક માણસથી કામ ન થાય, આખી ટીમ જોઈએ. ચારણ–બારોટોની વાતો જૂઠી પણ પડે. સત્યને સુવર્ણકાંટે તોળવા જેવું. પરપ્રાંતોમાં ફરવું પડે. ધુરંધર વિદ્વાનોને મળવું પડે. કામ કપરું છે તેટલું જ આકર્ષક પણ ખરું, પણ એની પાછળ પાંચેક વર્ષો ફાજલ પાડ્યા વગર એ ન થઈ શકે. મારો એ વિષય નથી. હું તો થાકી જ જાઉં. દરિયો ડોળવો પડે. મારી હિંમત નથી. ઇતિહાસના

મહારથીને જ હાથે એ થવું ઘટે. .... આ કામ તો કોઈક સમર્થ પુરાતત્ત્વ–સંસ્થા, કોઈ એકેડેમી, હાથ ધરે તો થઈ શકે. ....” (પત્ર ૬૧૦)

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ગુજરાત યુનિવર્સિટીના એક પ્રારંભરૂપે લોકસાહિત્યની chair સ્થાપવાની અને એમાં મેઘાણીને મૂકવાની નક્કર વાતો થઈ હતી.(પત્ર ૪૫૪) ભાઈલાલભાઈ પટેલે તેમને વલ્લભ વિદ્યાનગર આવી અધ્યાપકનું કાર્ય સ્વીકારવાનું કહેલું તેના જવાબમાં મેઘાણી ભાઈલાલભાઈના પુત્ર રમણલાલ એન્જિનિયરને લખે છે :

“(બોટાદ : ૧૪–૧૨–૧૯૪૬) ....મારા સંબંધમાં સંસ્થાએ જે શુભસંકલ્પ કર્યાનું તમે જણાવ્યું તેથી તો ઉપકારભાવે ભીંજાયો. મારા હૃદયમાં અધ્યાપક બનવાની ઉમેદ તો હમેશાંને માટે જાગ્રત પડી રહી છે પણ એ કામ માટે મારું માનસ બંધબેસતું કહેવાય નહીં. યુનિવર્સિટી શિક્ષણક્રમના ચોકઠામાં જકડાઈને વિષય ભણાવવાના કાર્ય માટે માણસને રૂઢ અર્થમાં પંડિત બનવું પડે. એમાં મૌલિકતાને અવકાશ ઓછો. હું તો રહ્યો આત્મસ્ફુરણાનો જંતુ એટલે એમ. એ. હોત તો પણ આ કામમાં ગોઠવાઈ ન શક્યો હોત કદાચ. ....

“હમણાં હમણાં, ખાસ કરીને તમારો કાગળ લખાતો હશે તે જ ક્ષણોમાં અહીં પથારીમાં પડ્યો પડ્યો હું કેટલાંક ભળતાં મંથનો અનુભવતો જ હતો; એમ કે મારે જીવનને કોઈક સ્થાને ઉત્કટ પ્રવૃત્તિમાં લાગુ પાડી દેવું જોઈએ નહિતર શરીર ને મન રોગમાંથી મુક્ત બની નહીં શકે ને ઘસાઈ જશે. કેવળ લેખનપ્રવૃત્તિમાં રહેલું એકાંગીપણું મને આ વખતે સમજાયું ને સાલ્યું. મારે ગળાબૂડ કોઈ ક્રિયાપ્રધાન પ્રવૃત્તિમાં મન–શરીર રોકી દેવાં જ જોઈએ.....

“ગુજરાતના લોકસાહિત્ય અને લોકજીવન પર કામ કરવાની ઉત્કંઠા ખૂબ હતી. ‘માણસાઈના દીવા’એ એ ઉત્કંઠાને વેગે ચડાવી. પિતાજીએ કહેલ ટુચકાને ‘પહેલું વોળાવું’ તરીકે ‘ઊર્મિ’માં મૂક્યો તેની પાછળ અંતરહિત ભાવ પણ ગૂર્જર લોકજીવનના સંશોધનનો. Field-work કર્યા વગર હું ક્ષુધિત જેવો બન્યો છું એટલે એ વિચાર અમલી બને તેવી તક આદરણીય છે. મુશ્કેલી બહારની નથી, મારી પોતાની અંદરની પડી છે. કેટલીક કૌટુંબિક વિષમતાઓ મૂંઝવે છે, પણ માર્ગ કાઢવો છે.” (પત્ર ૬૦૫)

મૃત્યુને ત્રણ માસ બાકી હતા ત્યારના આ મનોરથો. માર્ગ કાઢ્યો હતો. યુનિવર્સિટીના ચોકઠામાં જકડાઈને નહીં છતાં સંશોધકના જૂથના નેતા તરીકે કામ કરવા ભાઈલાલભાઈ પટેલે એમને visiting professor બનવા નિમંત્રેલા. વલ્લભ વિદ્યાનગરમાં મેઘાણીએ પ્લોટ પણ ખરીદ્યો. મેઘાણીની આસપાસ ખંતીલા સંશોધકોનું જૂથ હોત અને નાણાંની જોગવાઈ થઈ શકી હોત તો કેવું ભગીરથ કામ થઈ શક્યું હોત ! પણ યોજનાઓ કેમ હવામાં ઊડી જતી હતી ?

હતી કે લ્હાણી? મેઘાણીને પોતાના આ સ્ત્રીત્વની ખબર હતી, એટલે તો રતિભાઈ, મંગળાબહેન, જયંતીભાઈ [ ઝાટકિયા ] ને તે પોતાને વિશે મીઠી મજાક કરતાં લખે છે :

"(બોટાદ : ૧૭-૭-૧૯૪૪) .... મંગળાબહેને લખ્યું કે હું વયોવૃદ્ધ હોવા છતાં સૌ સાથે ભળી ગયો : મને આથી ઘણું માઠું લાગ્યું ! કોઈ પણ માણસને—ખાસ કરીને સ્ત્રી જેવા સ્વભાવવાળાને—એની ઉમ્મરની યાદ આપતાં એનું દિલ જખમાય છે ! મેં મોકળાશથી રહેવામાં તમારા કોઈના પર કાંઈ કૃપા નહોતી કરી. મને તો તમારી સૌની વચ્ચે મારી ને તમારી ઉમ્મર વચ્ચેનો તફાવત યાદ પણ નહોતો આવતો. એ તો સારું થયું કે તમે કોઈએ મને 'કાકા' કહીને ન સંબોધ્યો નહિતર મને આપઘાત કરવાનું મન થાત !" (પત્ર ૩૯૯)

સ્ત્રીઓમાં આદમીને પારખી જવાની એક સહજ સ્ફુરણા હોય છે. એનો એક જરા જુદી ભાતનો પ્રસંગ. ખાન અબ્દુલ ગફારખાન ગાંધીજીને સરહદ પ્રાંતની મુલાકાતે લઈ ગયા ત્યારે તેમણે ખાસ સ્ત્રીઓની જ એક સભા રાખેલી. સભામાં મહાત્મા ગાંધી અને સરહદના ગાંધી, બાકી બધી બુરખા ઓઢેલી સ્ત્રીઓ. ગાંધીજીએ ભાષણની શરૂઆત કરી કે થોડી વારમાં સ્ત્રીઓએ બુરખા કાઢી નાખ્યા; કહ્યું : "પીરોંસે પરદા ક્યા?" જે ઘરોમાં લાજ-મલાજાનો રિવાજ હતો ત્યાં મેઘાણી માટે મલાજો દૂર કરવામાં આવ્યો હતો. (વાજસૂર વાળાને ઘેર : પત્ર ૨૪, હાથીભાઈ વાંકને ઘેર : પત્ર ૪૬૬). કેટલીય સ્ત્રીઓને આ બુલંદ કંઠે ગાતા ગાયકના અંતરને છાને ખૂણે લપાઈને બેઠેલી પિયરની પડોશણ કે પ્રિય સખી દેખાઈ હશે.

મેઘાણીની 'ચૂંદડી' ચાર ચોકમાં ફરકી હશે પણ એમાંનાં બે ઠેકાણાં આપણે જાણીએ છીએ : એક જનસમૂહનો ચોક; બીજું વિદગ્ધ જનોનો અભ્યાસખંડ. સામાન્ય જનોની ચાહના જેટલો જ મેઘાણીને વિદ્વાનોના નિષ્પક્ષ અભિપ્રાય પ્રત્યે આદર હતો. લખે છે :

"સ્વ૰ ડૉ૰ સર જીવણજી મોદી : રૉયલ એશિયાટિક સોસાયટીના મારા વાચન-ખંડમાં લગ્નગીતો પર અંગ્રેજી નિબંધ વાંચનારા વૃદ્ધ વિદ્વાન. એ પારસી બુઝુર્ગને મેં લગ્નગીતોના મારા સંગ્રહ 'ચૂંદડી'ની વાત કરી. પહેલો જ પ્રશ્ન એમણે આ પૂછ્યો, 'ચૂંદડી શબ્દની વ્યુત્પત્તિ શું છે?' મારી પાસે ઉત્તર નહોતો. કહે કે 'યુ મસ્ટ નો ધેટ !'[એટલી તો તને ખબર હોવી જ જોઈએ !] એ અર્થ મેં સોળ વર્ષ પછી મેળવ્યો. પ્રશ્ન મન પર રહી ગયો હતો. ઇતિહાસ સંમેલન વખતે શ્રી કેશવરામ શાસ્ત્રીજીને પૂછ્યો. એ કહે કે ચંદ્ર પરથી ચૂંદડી : ચંદ્ર પરથી ચંદ્રકળા, ચંદ્ર જેવી બુટ્ટાળી ભાત હોય છે તે, તે પરથી ચૂંદડી." (પા૰ ૧૦૨)

મેઘાણીને મળેલો શાસ્ત્રીજીનો જવાબ મારે ગળે ન ઊતર્યો. ચંદ્ર પરથી ચંદ કે ચાંદ થાય પણ 'ચૂંદ' કેવી રીતે નીપજે? મેં આ વિશે હરિવલ્લભ ભાયાણીને પત્ર

"...ચૂંદડીનું જૂનું રૂપ 'ચૂનડી' (જેમ 'પર્ણ', પ્રાકૃત 'પન્ન', જૂની ગુજ૦ 'પાન + ડું = પાનડું', પછી 'પાંદડું.' લેટિન tener, જૂ૦ ફ્રેન્ચ tendre = tender. જૂ૦ અંગ્રે૦ thuner > thunder, પંચદશ > પન્નરસ > પન્નહર > પંદર. (વૈદિક) સૂનર > સુન્દર.)

"હિન્દી બોલીઓમાં 'ડ'નો ઉચ્ચાર 'ર' તેથી 'ચૂનરી'.

"આ 'ચૂનરી' કે 'ચૂનડી' એ 'ચૂની'નું લઘુતાવાચક રૂપ છે. 'ચૂની' (ઉચ્ચાર ભેદે 'ચુન્ની')નો એક અર્થ હિન્દી કોશોમાં 'માણેક કે એવા બીજા રત્નનો ઝીણો ટુકડો' એમ નોંધેલો છે. આ ઉપરથી જ નાકની 'ચુન્ની' કે 'ચૂંક'. 'ચૂનરી'નો પણ એક અર્થ 'ચુન્ની' કે 'લાલ રંગ કા નગીન' આપેલ છે. હવે 'ચૂનરી' કે 'ચૂંનરી' કે 'ચૂંદડી' એટલે 'રંગીન વસ્ત્ર, જેની વચ્ચે વચ્ચે સફેદ ટીપકી હોય', કે 'ચૂંદડી પાડવી' એટલે 'ઝીણાં ઝીણાં ટપકાં કે કાણાં પાડવાં' એવા અર્થો અને પ્રયોગોને ધ્યાનમાં લેતાં સહેજે સમજાશે કે વસ્ત્ર પર હીરાકણી કે એવી ટીપકીઓની ભાત હોય તે 'ચૂની'—'ચૂનડી'—'ચૂંદડી'—પછી તો બાંધણી ભાતના સાળુ માટે કે તેને મળતી સાડી વગેરે માટે સમયભેદે અને પ્રદેશભેદે તે વપરાતો થયો હોય. અંદર ચાંદલા જેવાં ટપકાં હોય તોયે શબ્દસ્વરૂપને 'ચંદ્ર' કે 'ચાંદ' સાથે કશો સંબંધ નથી."

ગુજરાતને આંગણે મેઘાણીની મૂર્તિ યુગાંતરની પ્રાતઃસન્ધ્યાએ ઊભેલી છે. એમાં શુક્ર તારકની દીપ્તિ છે અને ગુલાલ ઉછાળી આવતી અરુણિમાની લાલી છે. પોતાના વીર્યવાન પ્રાણથી મેઘાણીએ અંધકારમાં ઓગળી જતા ધૂંધળા ને ધુમ્મસી આકારોને નવું જીવન આપ્યું, સાથે સાથે યુગદેવતાના આહ્‌વાનને માથે ચડાવી સ્વાતંત્ર્યની રણભેરી પણ બજાવી અને સ્વતંત્રતાનો સૂરજ કોર કાઢે તે પહેલાં આંખો મીંચી દીધી. મેઘાણીના કાર્યને મૂલવવું મુશ્કેલ છે કારણ કે એ માત્ર ગત કાળનો ગાયક નથી પણ ભવિષ્યનાં ખેતરોમાં અગ્નિબીજ વેરતો જતો નવનિર્માતા પણ છે.

રુંઝયુંકુંઝયું વળી છે. આખો યે દિવસ પરસેવો ઉતારી ધાન વાઢી ઢગલા કર્યા હતા, ગાંસડીએ બાંધ્યા હતા એ તો પેલી સોના–નાવડીનો સુકાની નાવડીમાં ઠાંસી ઠાંસી ભરીને લઈ ગયો છે. પોતાને માટે તો એ નાવડીમાં તલપૂર જગ્યા નહોતી તેની આ ભોમખેડૂને ખબર છે. કાળના પ્રવાહમાં તો કયો શરીરધારી આગળ વધી શકે? અંધકાર ઘેરો ને ઘેરો થતો જાય છે. પોતે પણ આ અંધકારમાં વિલીન થઈ જશે એની હવે વાર નથી એવી ખબર છે. પણ પાંખા ને પાંખા થતા ઉજાસમાં એ ચોતરફ નજર નાખે છે. ગજા ઉપરવટનું કામ થયું, પણ રે જીવ, ઘણું બાકી રહી ગયું. પેલી દક્ષિણ ગુજરાતની લીલી વનરાઈ ને નીલી સાગરપટી, ચરોતરની વાડીઓ, ઉત્તર ગુજરાતની બળતી રેતી—હજુ યે કોઈ ધૂળધોયાની વાટ જોતા પ્રદેશો—નાં લોકગીતો અને લોકકથાઓ! આ સોનવરણા ધાનના ઢગલા ભેળા કરવાના રહી ગયા. જવાનું ટાણું થઈ ગયું પણ આ ઝંખના, આ ઝુરણા, આ વેણનાં બીજ હવામાં વેરી જાઉં!

પ્રભાત થશે અને બીજા ખેડુ આવશે ત્યારે આ ટહેલ બીજા પડતર ક્યારા ચીંધી જશે. જતાં જતાં એ આટલું સૂચવવાનું ન ભૂલ્યો.

એક કવિ, લોકસાહિત્યકાર, નવલકથાકાર, નવલિકાકાર, પત્રકાર અને સર્જક–અનુસર્જક તરીકે વિવેચકો તેમને ભલે ગમે તે ખાનામાં ગમે તેટલી ગુણવત્તા આપે પણ મેઘાણીનું જે સમગ્ર કાઠું બંધાય છે તે સવા વેંત ઊંચું રહેવાનું એમાં મને શંકા નથી. આ માણસે કેવી ઓજસ્વિની વાણીથી કેટકેટલાં ક્ષેત્રોમાં યુદ્ધ ખેલ્યાં ને પાછી પાની ન કરી એના દસ્તાવેજ જેવા આ પત્રો છે. અને આ બધું જ તેમણે કર્યું અંતરની એક મંજુલ તંત્રીને સદાય રણઝણતી રાખીને.

'સૌરાષ્ટ્ર' અને ફૂલછાબ'ને કેન્દ્રમાં રાખી લખાયેલા પત્રો અભિમન્યુએ એકલે હાથે ખેડેલા ચક્રભેદની યાદ અપાવે તેવા છે. સંસ્થાકીય ક્ષેત્રે મેઘાણીને કેટલું શોષાવું પડ્યું હતું તેની કથા આ પત્રોમાં પહેલી જ વાર પ્રગટ થાય છે. જાહેર ક્ષેત્રે લોકજાગૃતિ અને લોકસંસ્કારને વરેલા પત્રનું સ્વરૂપ કેવું હોય ને તેના તંત્રીની જવાબદારી કેટલી મોટી હોય એ મેઘાણીની સજાગ પહેરગીરી દર્શાવે છે. લાગે છે કે પિતાની સિપાહીગીરી તેમને બીજા ક્ષેત્રમાં બજાવવી પડી. 'સૌરાષ્ટ્ર'નું પત્રકારત્વ ગંદા રાજકારણમાં ને દાઝે બળતા આવેગોમાં સરી પડતું જોઈ મેઘાણીએ 'સૌરાષ્ટ્ર'માંથી છૂટા થવાની માગણી કરી પણ ઠક્કરબાપાની દરમિયાનગીરીથી તે ટકી રહ્યા. (પત્રો ૩૮, ૩૯, ૪૦) આ સમયની મેઘાણીની મનોવેદના એમાંના એક પત્રમાં ટપકે છે :

"(ભાવનગર : ૨૯–૩–૧૯૨૭) ....સાત દિવસ સુધી બને તેટલો શાંતિપૂર્વક વિચાર કરીને આપના હાથમાં આ રાજીનામું મૂકી દેવાના નિર્ણય પર આવ્યો છું. પાંચ વર્ષની સ્નેહગાંઠનું છેદન અત્યારે બહુ વસમું લાગે છે, પણ શું કરું ભાઈ? સહાયું તેટલું સહ્યું છે. હૃદયમાં લગભગ છિદ્રો પડ્યાં છે. અપમાન, જૂઠાણાં, આઘાપાછી અને અનહદ મિથ્યાભિમાનની સંકલનામાં છેલ્લી જે કડી ઉમેરાણી છે તે હવે છેલ્લી જ બને એવી જરૂર હતી. ....પ્રભુ મને મારી ખાનદાની ન વિસરાવે એવું જ માગું છું. ....મારી ગરદન કપાવાનો કોઈ ગંભીર અવસર ઊભો થાય—કરવામાં આવે—તે પૂર્વે જ છોડી જાઉં તેમાં 'સૌરાષ્ટ્ર'નું પણ શ્રેય છે. વધુ શું લખું? ઘણું ઘણું લખ્યું હતું પણ વિસર્જન કરેલ છે. લખીને કોને વંચાવું? લિ૦ આપના નાના ભાઈ ઝવેરચંદના પ્રણામ (પત્ર ૪૦)

'ફૂલછાબ'માં તે ઊંચી કર્તવ્યબુદ્ધિને લીધે તન, મન અને ધનથી ઘસાઈ, છોલાઈ, ઊતરડાઈ ને લાંબો સમય ટકી રહ્યા તેની સિલસિલાબંધ માહિતી આ સંગ્રહના પત્રો પૂરી પાડે છે.

આજે પણ આપણી પાસે જવાબ માગી રહેલા સંસ્થાકીય, સામાજિક અને રાજકીય પ્રશ્નોનો પુકાર આ પત્રોમાંથી સંભળાય છે. ઘણી બીજી વાતો તો અહીં ન છૂટકે જવા દઈને ફક્ત બહારવટિયા ગોવિંદ સોનીનો પત્ર (પત્ર ૩૪૧) જ લઈએ. રોજ ઊઠી આપણે અસામાજિક તત્ત્વો અને આતંકવાદીઓએ વરસાવેલા ત્રાસની વિગતો છાપામાં વાંચીએ છીએ. આનાં મૂળ શોધવાનો અને એને મૂળમાંથી કેવી રીતે ખોદી નાખી શકાય એનો આપણે વિચાર કર્યો? બહારવટિયાના પત્ર પર મનોમંથન વ્યક્ત કરતાં મેઘાણી લખે છે :

"નવાઈ તો છે કે લૂંટો, ધાડો ને ખૂનોને માર્ગે ચડેલ, દુનિયાથી, કાયદાથી ને સમાજથી તેમ જ જીવનથી રદબાતલ બની ગયેલ એક આશાહીન માણસ પોતાનો કેઈસ છાપાં દ્વારા સમાજ આગળ રજૂ કરવાની આટલી બધી તમન્ના સેવે છે, પોતાનો અંજામ અફર અને ભયંકર સમજવા છતાં સમાજ નૈતિક ન્યાય તોળે એવી ધારણા રાખે છે અને ગુનેગાર વધારે ન ઉશ્કેરાય તે સારુ છાપાનાં તંત્રીને સત્ય ચકાસવા પડકાર આપે છે. ....

"લખાણ પૂર્ણપણે તેનો પક્ષ રજૂ કરે છે. કેટલાક ફકરા દિલભેદક છે. પોતે એક કિશોર, સામે વીસ જીવતા કિશોરો, નીચે પડેલી પોતે ઢાળી દીધેલી બે કિશોરોની લોથો; લખાણ દર્દભરપૂર છે. પત્રના વાચનમાં અને અને પાછળના મર્મઉકેલમાં સત્તાવાળાઓને, પોલીસખાતાને, જનતાને, મનોવિજ્ઞાનના-અભ્યાસીઓને, માનવતાના રખેવાળોને ભાગીદાર બનવા નોતરીએ છીએ.

"આવાં બહારવટાંનો ઉકેલ કોણ કરશે? પોલીસો? પિનલ–કોડો? ન્યાય-સત્તાઓ? ફાંસીના માંચડાઓ? દારુગોળાઓ? દમદાટીઓ? ઈનામો? કોઈ બીજો મારગ છે જ નહીં? ઊંડાણે ઊતરીને સત્તાધીશો હજુ વિચારશે નહીં? ચાલુ ઇલાજે તો કાઠિયાવાડને સૈકાઓથી લાગેલો રોગ મટતો નથી. નવી તબીબી–કળા કામે લગાડશો કે નહીં?

"કાગળનો જવાબ શું આપીએ? કાગળે અંતરમાં મર્મપ્રશ્નો જાગ્રત કર્યા છે. રજવાડી ગામડાં, નાનકડા નોકરોની ખટપટો, એની પર તાગડધિન્ના કરતા વ્યાજખાઉ વ્યાપારીઓની શોષણલીલા, અંગત વૈરોમાંથી પ્રજળતી સંહારની ઝાળો, બહાદુર સૈનિકો બન્યા હોત તેવા કૈંકનાં રૂધિરને રમણે ચડેલાં જીવતરો. ....આ બધું તે શું ચાલી રહ્યું છે? કઢંગાઈનો જોટો નહીં જડે તેવી આ કાઠિયાવાડની શાસનરચનાનો કદી જ તોડ નહીં નીકળે કે જેથી વિષમ પરિસ્થિતિ અટકે ને માણસાઈનાં પુષ્પો પ્રફુલ્લે? આંખે અંધારાં આવે છે, મતિ મૂંઝાય છે. માનવતાએ નાદારી ફૂંકી છે!... " (નોંધ, પા૦ ૩૮૨, ૩૮૩)

આ લખાણ આજથી ૪૫ વર્ષ પહેલાં લખાયેલું હતું કે હજી ગઈ કાલે જ પંજાબમાં રુધિરને 'રમણે ચડેલા' જવાનોના સમાચાર આવતા સ્ફુર્યું હતું? કઢંગાઈનો જોટો ન જડે એવી કાઠિયાવાડની શાસનરચનાઓ આજે પણ ચાલે છે કે લોકશાહી શાસન જેવું આ દેશમાં ક્યાંયે છે? 'કૈસર–એ–હિન્દ'ના તા૦ ૭–૯–૧૯૮૮ના

અંકમાં મુખ્ય લેખ છે: Rejecting Amnesty. 'એમ્નેસ્ટી ઇન્ટરનૅશનલ'ના એક રિપોર્ટમાં આવ્યું હતું કે પંજાબમાં કેદીઓને મુકરદમો ચલાવ્યા વિના અટકાયતમાં ગોંધી રાખવામાં આવે છે. વર્તમાનપત્રોના એક સમાચાર મુજબ ગૃહખાતાના રાજ્યમંત્રી પિ૦ ચિદંબરમે લોકસભાને કહ્યું હતું કે 'એમ્નેસ્ટી ઇન્ટરનૅશનલ' જેવી આંતરરાષ્ટ્રીય સંસ્થાઓને જવાબ દેવા ભારત બંધાયું નથી તેમજ એના રિપોર્ટની નોંધ પણ લેતું નથી. પંજાબમાં રાષ્ટ્રીય સંરક્ષણ ધારામાં વધારે સુધારો કરવાના બિલ પર મંત્રીશ્રી બોલી રહ્યા હતા. આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા ધરાવતી એક સ્વતંત્ર સંસ્થા પ્રત્યે આવી આશંકા ને નફરત રાજ્યસત્તા દાખવે ત્યારે એ કોના અભિપ્રાયને માન આપવા તૈયાર થતી હશે? કોઈ પણ ભારતીય સંસ્થા આવો અવાજ ઉઠાવે તો તરત જ એને રાષ્ટ્રદ્રોહી કે પ્રત્યાઘાતી ગણી કાઢવામાં આવે છે. લોકશાહીના પ્રહરી જેવા વર્તમાનપત્રો, રાજકીય વિચારકો અને જાહેર લોકમતની કોઈ જ કિંમત નહીં? મેઘાણી જાણે આજે ય આપણા સત્તાધીશોને પૂછે છે: "નવી તખીખી—કળા કામે લગાડશો કે નહીં?"

થોડા દિવસો પહેલાં પંજાબની પદયાત્રા પૂરી કરી એક ભાઈ આવ્યા હતા. કહે, સતવંતસિંહને ફાંસીની સજા થઈ એ જ દિવસે યશપાલ મિતલ રામધેનના ગામડામાં હતા, 'ગ્રંથસાહેબ'માંથી વાચન કરતા હતા અને શીખ સમુદાય ભાવથી સાંભળતો હતો. આ હિન્દુ પર એ દિવસે એ ગામમાં ગોળી નહોતી છૂટી. આવું વાતાવરણ સર્જવાની દિશામાં કદમ કેમ ન ઉઠાવી શકાય? એક માત્ર પોલીસબળ પર મુસ્તાક રહેવાને બદલે ક્યાંયથી સદ્બુદ્ધિ, સમજણ અને સાવચેતીનો અવાજ આવતો હોય તો એને ઠુકરાવી દેવામાં જ સત્તાધીશો રાચતા રહેશે? ક્યાં સુધી?

મેઘાણીના પત્રોમાંથી આજની અનેકવિધ વિષમતાઓ પર તેજના શેરડા પડે છે. જ્યાં જ્યાં માણસાઈનું અપમાન થતું જોયું હતું ત્યાં ત્યાં તેણે ઊંચે માથે અવાજ ઉઠાવ્યો છે, તે એટલે સુધી કે હાથોહાથની મારામારી કરતાં પણ તે અચકાયા નથી. અહીં પેલા પત્ર(૨૭)માં આલેખેલી 'અંધકાર અને પ્રકાશ વચ્ચેની મારામારી' છેક ભૂમિતળ સુધી જાણે ઊતરી આવી છે. બોટાદ સ્ટેશને મેઘાણીએ કરેલો ગુંડાનો સામનો એવી પ્રકાશભરી હિંમતનો પુરાવો છે (પત્રો 215, 216), એટલું જ નહીં પણ માણસ પોતાની મોટપમાં મહાલતો ને મહોત્સવો ઊજવતો ફરે છે ત્યારે કેટલો વામણો, કેટલો વરવો લાગે છે એ પણ પ્રસંગે પ્રસંગે બતાવ્યું છે (પત્ર ૪૦૧) અને પોતાનું વર્તન એને અનુરૂપ રાખ્યું છે: ૧૯૪૬માં ૨૮મી ઑગસ્ટે એમને પચાસ વર્ષ પૂરાં થયાં ત્યારે પ્રશંસકો અને શુભેચ્છકો એ પ્રસંગ ઊજવવા અને થેલી અર્પણ કરવા માગતા હતા ત્યારે ઇન્કાર કરતા પત્રમાં ગુણવંતરાય આચાર્યને લખે છે:

"....ગુજરાતે આપણને ઘણું આપ્યું છે. ગુજરાત કદરહીન છે એવા મિથ્યાભ્રમમાં આપણે ન પડીએ. સહુ પોતાની શક્તિ પ્રમાણે કાર્ય કરે છે; સહુને નસીબમાં હોય તે મળે છે. ગુજરાતને એક ઝવેરચંદ—એક ગુણવંતરાય—ની ચિંતા નથી; એને તો એક

કરોડની ચિંતા છે. આપણને પેટ પૂરતું આપે પછી એની ચિંતા તો જેઓને પેટ પૂરતું નથી મળતું એને માટે જ હોય. ....” (પત્ર ૫૮૬)

મૃત્યુને આગલે દિવસે પણ એ અવાજ ક્ષીણ નથી થયો :

“(બોટાદ : ૮–૩–૧૯૪૭) ....પિપલ્સ થિયેટરનાં ત્રણ ખેલ પર મુંબઈ સરકારે મૂકેલો પ્રતિબંધ વખોડી કાઢવા અને સખ્ત વિરોધ ઉઠાવવા આપણે સૌએ સંયુક્ત બનવું જોઈએ. આ તો ઘણું અનુચિત કહેવાય. હજુ સુધી કેમ કોઈ બોલતું નથી? મેં એ જોયાં છે ને મને એમાં કશું જ વાંધાભર્યું લાગતું નથી. મુંબઈ સરકારે તો માઝા મૂકવા માંડી છે. Power politicsની ગંદી રમતનું જ આ પરિણામ છે. .... કલાસાહિત્યનો મૂળાક્ષર પણ ન સમજનાર મિથ્યાભિમાની માણસ પગલે પગલે લોકશ્વાસને રૂંધી રહેલ છે. બહુ ઉકળાટ થાય છે. ....” (પત્ર ૬૩૩)

ગાંધીજી પ્રત્યે પૂરું માન હોવા છતાં અને દિલથી તેમનાં ગાન ગાયાં હોવા છતાં જ્યારે ગાંધીજીના પગલામાં ક્યાંક ભૂલ જેવું જણાયું છે ત્યારે મેઘાણીએ નિર્ભીકપણે લખ્યું છે. ૧૯૪૬માં અમદાવાદમાં કોમી રમખાણોમાં શાંતિ સ્થાપવા ગયેલા બે કાર્યકરો—વસંતરાવ હેગિષ્ટે અને રજબઅલી લાખાણી—શહીદ બન્યા ત્યારે મેઘાણી એક મિત્રને લખે છે :

“(બોટાદ : ૬–૭–૧૯૪૬) ....અમદાવાદ જેવું શહેર જોતજોતામાં કતલખાનું બની ગયું. વસંતરાવ, રજબઅલી વગેરે વિશે અમારાં મનોમંથનો પણ તમારાં જેવાં જ ચાલી રહ્યાં છે. ....દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહમાં પડવાની વિચિત્ર વાતો કરનારા મહાત્માજી બીજાંઓને આ વાઘદીપડાની બોડમાં અહિંસા પ્રબોધવા જવાની હાકલ દેવા કરતાં પોતે જો પાંચસોકને લઈ જમાલપુર જેવા એકાદ સ્થળમાં પહોંચી પદાર્થપાઠ આપે તો વધુ શ્રેયસ્કર બને. આટલાં હુલ્લડો થયાં; મહાત્માજીને કે એમના પટ્ટશિષ્યોમાંથી કોઈને એ બૂઝવવા જતા જોયા નથી. ....”(પત્ર ૫૭૪) પા૰ ૬૩૩ ઉપર ‘પોકળ અંજલિ’ શીર્ષક નોંધ પણ આ સંદર્ભમાં નોંધવા લાયક છે.

લોકસાહિત્ય જ્યારે સુશિક્ષિત અને ચોખલિયા ઉચ્ચ વર્ગમાં ‘હલકાં વરણની વાણી’ ગણાતું ત્યારે મેઘાણીએ તેને આદરનું સ્થાન અપાવ્યું. લેખક પુરસ્કાર માગે એ જાણે ગુન્હો હોય એમ મનાતું એવા સમયે તેમણે પુરસ્કાર વિના ન લખવાનું નીમ લીધું (પત્ર ૧૩૬) અને છતાં ગુલાબદાસ બ્રોકરને ટૂંકી વાર્તાઓના સંપાદનમાં પોતાની નવલિકા લેવા સંમતિ આપતાં લખે છે :

“(બોટાદ : ૧–૨–૧૯૪૭) ....પુરસ્કાર માટે એક મનની વાત લખું? ....દરેકને માટે એકધારું જ ધોરણ રાખ્યું છે ને? એટલે કે નાનામોટા દરેક લેખકની એક જ ધોરણે ગણના કરશો એવી મારી નમ્ર સૂચના છે. મને જુદો તારવીને વધુ નહીં આપતા, હોં કે! ઓછું ધોરણ રાખ્યું હોય તો ઓછું સ્વીકારી લઈશ, ભેદ ન પાડશો. ગુણવત્તાનું સમપ્રમાણ એ જ સાચું ધોરણ. ....” (પત્ર ૬૧૧)

લેખકે પોતાનું લોહી નિચોવીને લખેલી સામગ્રી બાપીકી મિલ્કત હોય એમ માનતા કૉપીરાઇટનો ભંગ કરનારા, નાટક–સિનેમાવાળા, ગ્રામોફોન કંપની (નોંધ, પા૦ ૨૧૨–૨૧૪) અને મુંબઈ યુનિ૦ સુધ્ધાંને કાનૂની કાર્યવાહી દ્વારા એ ઠેકાણે લાવ્યા. આ બધું એમણે વ્યક્તિગત લાભહાનિને ત્રાજવે તોળીને નહીં પણ સમાજમાં ઊંચાં મૂલ્યોની પ્રતિષ્ઠા માટે કર્યું.(પત્રો ૪૮૫, ૫૦૩, ૬૧૧) પોતાનાં ગીતો મૂળ ઢાળ પ્રમાણે ગવાવાં જોઈએ એવા આગ્રહને કારણે છેવટ સુધી એમણે પોતાનાં કાવ્યોનાં રેડિયો પર પ્રસારણ માટે રેડિયો સાથે કરાર ન કર્યો અને પુરસ્કાર ભલે ગમે તે હોય પણ નિરાંતે મુસાફરી કરવા માટે સેકન્ડ ક્લાસનું ભાડું આપવા રેડિયો કબૂલ ન થયો એટલે એ પોતે પણ રેડિયો પર ન આવ્યા. (પત્ર ૪૮૯)

આવી ઝીણી–મોટી જાળ અને જંજાળ વચ્ચે તેમની સર્જનશક્તિ આખર સુધી કેમ બે કાંઠે વહેતી રહી હશે એ જ નવાઈ ઊપજાવે છે. આંગળાં વિદ્યુત ખોઈ બેઠાં હતાં પણ ભીતરનો અજેય પ્રાણ નવા સીમાડા ભેદવા લોહીનું બુંદેબુંદ નિચોવી રહ્યો હતો. અવસાનના પાંચ દિવસ પહેલાં ઉમેદભાઈ મણિયારને લખે છે :

"(બોટાદ : ૪–૩–૧૯૪૭) ....ખૂબ લખું છું એમ તો કેમ કહેવાય! સંસારની વિફલ જંજાળોમાં ડચકાં ખાઉં છું. મેરુ જેવડું કામ સામે પડ્યું છે. માંડ કાંકરા વીણી શકું છું. 'કાળચક્ર' તો, ભય છે કે, એના નામનું સાર્થક્ય કરશે. વાચકોનું તો કોણ જાણે, લેખકનું માથું એ દર મહિને વે'રી રહેલ છે." (પત્ર ૬૩૧)

કોઈ ઊંચાં શિખરો સર કર્યાં છે તેનું ગુમાન મેઘાણીને સ્પર્શી શક્યું નથી; નવાં શિખરો સર કરવાં પર નજર રમતી રહી છે. 'કાળચક્ર'ના ઘેરાવામાંથી વારંવાર નીકળીને મેઘાણીનું મન 'કાલાતીત'ને ચરણે, અપારને આંગણે જઈ ઠરતું લાગે છે. આભનાં ચરિયાણે ગૌધન ચારતા ગોકળીના સૂર જાણે હવે વારંવાર પ્રાણના શ્રવણે સંભળાઈ રહ્યાં છે :

ગુરુ! તારો પાર ન પાયો
એ જી! તારો પાર ન પાયો
પૃથવીના માલિક! તારો જી–હો–જી.

હાં રે હાં! જમીં આસમાન બાવે મૂળ વિના માંડ્યાં જી–હો–જી.
એ જી, થંભ વિણ આભ ઠેરાયો
એ વારી! વારી! વારી!—
અખંડ ગુરુજીને ઓળખો જી–હો–જી.

હાં રે હાં! ગગન–મંડળમાં ગૌધેન વ્યાણી જી–હો–જી.
એ જી! માખણ વિરલે પાયો
એ વારી! વારી! વારી!—
અખંડ ગુરુજીને ઓળખો જી–હો–જી.

જેણે સહસ્રવીણાના તાર છેડ્યા હતા તે હવે ખોળામાં એકતારો લઈ અલખ ધણીનો આરાધ માંડતા હોય એમ લાગે છે. 'ગૌ'નો એક અર્થ વાણી પણ થાય છે. મેઘાણીએ ગૌ–ની બરાબર કાળજી લીધી એ બદલ શાબાશી આપવા માટે પેલો વડો ગોવાળિયો હવે ઉતાવળો થતો હશે. કેટલાક પત્રોમાં સ્થૂળ ગાયના અર્થમાં પણ મેઘાણીના હૈયાની ઝીણી તંત્રી કેવી બજે છે! અમદાવાદમાં યજમાનના ઘરની ખોવાયલી વાછરડી વિશે મહેન્દ્રભાઈને લખે છે :

"(બોટાદ : ૬–૬–૧૯૪૬) ....એ ઉપરાંત બટૂડી (વાછરડી) જડી કે નહીં તે પૂછીને જણાવજે. ....અધૂરું રહ્યું તે પૂરું કરવા આવવાનો છું એ ખ્યાલે જ લખવું રહી ગયું છે પણ બટૂડીની ચિંતા રહ્યા જ કરી છે." (પત્ર ૫૫૪)

મહેન્દ્રભાઈ પરના જ બીજા એક પત્રમાં :

"(અમદાવાદ : ૨૫–૧૧–૧૯૪૬) ....તને એક ભલામણ કે હાથીભાઈની મદદે રહી ગાયોની સંભાળ લેવરાવજે. એ મૂંગાં પશુ છે. એને બેહાલ બનતાં વાર ન લાગે· ઊંચી કર્તવ્યદૃષ્ટિએ એટલું કરજે." (પત્ર ૫૬૨)

અમદાવાદમાં આકરી બીમારીમાં પટકાઈ પડ્યા ને 'સખ્ત વેદના' ભોગવતા હતા ત્યારે ચિત્રાબહેનને પુછાવતાં ભૂલતા નથી :

"(અમદાવાદ : ૧૯–૧૧–૧૯૪૬) ....ગાયોને કેમ છે? ઘાસ આવી ગયું?" (પત્ર ૬૦૩)

રોજ રાત્રે સૂતાં પહેલાં દરેક બાળકની પથારી પાસે જઈને ઓઢાડવા–પંપાળવાની ટેવ હતી તેવી જ રીતે રાત્રે છેલ્લું કામ ગાયો પાસે જઈ ઘાસ–પાણી પૂરતાં છે તે જોવાનું એ પોતે કરતા. મૃત્યુના દિવસ સુધી આમાં ફેર નહોતો પડ્યો. એમના મૃત્યુ પછી અશ્રુભરી આંખોએ ગાયો બે–ત્રણ દિવસ ખડનાં તરણાં મોંમાં પકડીને મોટો વખત સૂનમૂન ઊભી જ રહી હતી એ વાત સાંભળતાં જરાય નવાઈ કે અતિશયોક્તિ નથી લાગતી અને પેલા અદ્ભુત પ્રેરિત પત્રના શબ્દો ગુંજી ઊઠે છે :

"(કલકત્તા : ૧૮–૯–૧૯૨૧). ....અંધારું થતું જાય છે. ગોધૂલિનો વખત થઈ ગયો. વગડામાંથી પશુઓ પાછાં આવે છે. એના કંઠની ટોકરીનો ગંભીર અવાજ કાને પડે છે. મંદિરમાં ઝાલર વાગવા લાગી. ....જીવનની આ ગોધૂલિને સમયે, અંધકાર અને પ્રકાશની મારામારી વખતે મારો ગોવાળ મને બોલાવી રહ્યો છે." (પત્ર ૨૭)

આપણા આ ગોચરમાંથી કોઈ અ–ગોચર ક્ષેત્રોમાં મેઘાણીને એનો ગોવાળ બોલાવી ગયો પણ આપણે માટે, આપણાં સંતાનો અને આપણી ભાષા માટે મેઘાણીએ શેડકઢાં દૂધનાં બોઘરણાં અને ગોરસનાં દોણાં ભરી દીધાં છે.

આ પત્રસંગ્રહના પ્રકાશન માટે મેઘાણી–કુટુંબનો જેટલો આભાર માનીએ એટલો ઓછો છે. અત્યંત અંગત અને ખાનગી પત્રોને તેણે આપણા સહુનાં ઘરને સરનામે મોકલી આપ્યા છે. મેઘાણીના બહોળા વિસ્તરતા કુટુંબનો આ સહિયારો

વારસો છે; અને પત્રના લખનારની સહી તો જુઓ : 'લિ૦ હું આવું છું'! મેઘાણી સહુના હતા અને સહુનાં હૃદયમાં નિવાસ કરવા માટે એમનો પ્રાણ બોલી ઊઠે છે : 'હું આવું છું.' આપણે એમના સ્વાગત માટે અંતરનાં બારણાં ખોલીએ.

આ પત્રોનું સંપાદન કરવાનું કામ મેં માથે લીધું હતું. સંજોગોવશાત મેં એ છોડ્યું અને મેઘાણી બંધુઓને એ પૂરું કરવા સૂચવ્યું. આ ગ્રંથ તૈયાર કરવા પાછળ ભાઈ ગોપાલ, જયંત અને વિનોદે કેટલી જહેમત ઉઠાવી છે તે આ સંગ્રહનાં પાનાં, પત્રોની વિપુલ સંખ્યા તેમજ પત્રો પરનાં સુયુક્ત મર્મસ્પર્શી નોંધો અને સંદર્ભો કહી આપશે. આ એક ભગીરથ કાર્ય હતું, પિતૃદેવનું તર્પણ હતું અને તેમની અંતઃસ્થ વાણીગંગાને ગોપાલ–જયંત–વિનોદે અહીં વહેતી કરી છે. બીજાં કેટલાં બધાં મેઘાણી–પ્રેમીઓએ વિવિધ રીતે આ કાર્યમાં સહાય કરી છે તેનું વર્ણન કરવાનું ભાઈ વિનોદ ઉપર છોડું છું.

એક અંગત કથની : મારો એક પત્ર આ સંગ્રહમાં છે. (પત્ર ૬૩૫). કોણ જાણે મને શું સૂઝ્યું કે મેં તેમને લખી નાખેલું : "તમે એક વાર [ગોંડલ] આવો એવું વારંવાર થાય છે. શા માટે? બસ, અમસ્તા જ. પણ તમે આવો ત્યારેને! ....આવશોને?"

મારું આમંત્રણ ખાલી નથી ગયું એનો આજે મને અપાર આનંદ છે. આટલાં વર્ષો પછી મેઘાણીભાઈ મારે ત્યાં આવ્યા અને થોડા દિવસો કલાકો નહીં પણ મહિનાઓ તેમની સાથે ગાળવાનું મને સદ્‌ભાગ્ય સાંપડ્યું. મેઘાણીભાઈને બહુ નિકટથી જોવાનું મળ્યું એમ કહેવા કરતાં કહું કે એમણે પોતાના દિલની ઝીણી વાતું વિશ્રંભે કહી. તમને પણ એ કાનમાં કહી જાઉંને? આ એક મનવેધુનો વારસો છે; એનું જતન કરજો. બસ, એક ભજન–પંક્તિના ગુંજાર સાથે આ ગોઠડી પૂરી કરું :

> રે, વેધુની ઝીણી ઝીણી વાતું
> સનકારે સમજે તો ખૂલે ખાતું.
> રે, સૈયર આટલું કહી દઉં કાને,
> રે, સમજી તું લેને, જરા સાને,
> રે, અઢળક પુંજી લખી પાને પાને—
> રે, વેધુની ઝીણી ઝીણી વાતું.

નંદિગ્રામ **મકરંદ દવે**
૨૦–૧૦–૧૯૮૮ : વિજયાદશમી

## અનુક્રમ



## પત્ર-ક્રમ

[પત્રોના પ્રાપ્તકર્તાઓ અને પ્રેષકોની વ્યક્તિ-સૂચિ માટે જુઓ પા૦ ૭૦૫-૭૧૦, * નિશાની પ્રેષકનું નામ દર્શાવે છે. પત્ર-ક્રમાંકની લિપિ પત્રની ભાષા દર્શાવે છે.]

## વાત્સલ્યની ધારાએ ધારાએ : ૧૯૩૯

પાશવતાનો પ્રતિકાર : ૧૯૪૦

## સાહિત્ય પરિષદ, રાજકોટ : ૧૯૪૬

# પહાડનું બાળક : ૧૮૯૬–૧૯૧૭

[કંકુવરણી પાંચાળના કલેજા સમ ચોટીલામાં ૨૮ ઑગસ્ટ ૧૮૯૬ (સંવત ૧૯૫૨ શ્રાવણ વદ પાંચમ)ને દિવસે બાપુજીનો જન્મ થયો. એ પછી અઘોર ગીરમાં વેરાયેલાં પોલીસથાણાંઓ અને દૂરદૂરનાં ગામોમાંની શાળા–બોર્ડિંગો વચ્ચે ફંગોળાતા પ્રકૃતિ-પારણામાં વીતેલા શૈશવ દરમ્યાન પત્રો લખાયા નહીં હોય? અગિયાર વર્ષની વયે માવતરથી ઊતરડાઈ ને પારકાં ઘરના રોટલાના ટુકડા અને પૂરું છાલિયું પણ નહીં એવી છાશના ઓશિયાળા બાળે વાછરું ગાયથી ખેંચાય તેમ ઝૂરતાં ઝૂરતાં સીસાપેનથી અશ્રુભીના કાગળ પર ક્યારેય અક્ષરો નહીં પાડ્યા હોય? પોસ્ટકાર્ડ માટેની પાઈ પણ નહીં હોય?

મુગ્ધાવસ્થાની ચૌદ વર્ષની વયે સૌથી મોટા ભાઈ ઉપર લખાયેલા પત્રથી આ સંગ્રહનો આરંભ થાય છે. શાળાનાં છેલ્લાં વર્ષો, રજાઓ, કૉલેજજીવન અને કલકત્તા-ગમનને આવરી લેતા કાળ દરમ્યાન મોતીના દાણા શા સ્વચ્છ સુઘડ અક્ષરે લખાયેલા આ પત્રોમાં ભાષાપ્રભાવ, ઊર્મિશીલતા, વેરાન વચ્ચે જળવીરડાની ઝંખના, કાળઝાળ ગરીબી, ગાંધીયુગની સચ્ચાઈના સંસ્કાર, ઉત્કટ સ્નેહ અને દિલાવરી, સમરસિયા કાજેની પિપાસા અને આપખુદ અમલદારશાહીના અકળાવતા વાતાવરણ સામેના વલવલાટનાં પ્રતિબિંબો આંદોલિત થાય છે.]

*

## (૧) લાલચંદ કાળીદાસ મેઘાણી ઉપર

[સૌથી મોટા ભાઈ]

હડાળા : ૫–૬–૧૯૧૦

ભાઈશ્રીની સેવામાં,

તમારા કાગળોનો જવાબ આપવાની ચીવટ રહી નથી તે ખાતર ખેદ થયો છે, પરંતુ જે તપાસ કરાવવાની હતી તેમાં મારે બીજા ઉપર આધાર રાખવાનો હોઈ વિલંબ તે બીજા માણસને જ આભારી છે. તમોએ લખેલ માણસ માટે બગસરામાં તેના સંબંધી પાસેથી અને તે ઉપરાંત ના૦ દરબારશ્રી વાજસૂર વાળા સા૦ તરફથી જાણવાનું મળ્યું છે કે તે છોકરો ભણે છે, બાપ નથી, માને આ સ્ટેઇટ તરફથી રૂ૦ બે માસિક મળે છે. તે ઉપરાંત તે છોકરાના અંગત પરિચયમાં આવેલ હોય તેવો કોઈ પણ માણસ મળ્યો નથી. હવે આ તપાસ કરવા બીજો કાંઈ ઇલાજ હોય તો સૂચવશો.

પિતાશ્રીને રજા મળી નથી. હજુ લખાણ ચાલુ છે. મારું પરિણામ પણ નજદીક છે. બધું નક્કી થવામાં હજુ થોડા દિવસની રાહ છે. ત્યાર બાદ ત્યાં આવવા સગવડ જોઈશ. તમારી મૂંઝવણોમાં મને તત્કાળ હિસ્સો મળવાની તક પ્રાપ્ત થાય તે અંતઃકરણપૂર્વક ચાહું છું.

ચિ૦ બાબુને માતા નીકળ્યા છે. નવ વાસા થઈ ગયા છે. આરામ છે. મારાં ભાભીશ્રીને નમન. ચિ૦ બચ્ચાંઓને પ્રેમ કરશો. ચુનીલાલને ઘટિત. જે ધંધામાં પડ્યા છો તેમાં જોઈતું સાહસ તમારાથી થઈ શકતું હશે કે કેમ વિશેથી શંકા છે. ધીરજ રાખી મૂંઝાશો નહીં અને શરણે પડેલાંને મૂંઝવશો નહીં.

લિ૦ ઝવેરચંદ

*

† વાજસૂર વાળા : વાજસૂર વાલેરા વાળા, બગસરાની ચારમાંથી એક પાટીના અને હડાળાના દરબાર, 'કલાપી'ના ઘનિષ્ઠ મિત્ર, થોડાં વર્ષો પોરબંદર રાજ્યના સિનિયર ઍડમિનિસ્ટ્રેટર.

† ચિ૦ બાબુ : નાના ભાઈ, નાનાલાલ કાળીદાસ મેઘાણી. બાપુજી ૧૯૧૮માં કલકત્તા ગયા પછી ટૂંક સમયમાં દસેક વર્ષની વયે અવસાન થયું.

## (૨) ગુલાબચંદ મૂળજી વખારિયા ઉપર

[બાળપણ અને કિશોરાવસ્થાના નિકટ મિત્ર]

Wadhwan Camp: 1-11-1913

Dear Brother,

After having been rescued from the cruel clutches of the exam. I have come here yesterday. I may however let you know and rejoice that I stand second in the exam. God be thanked. I have no more ambition to appear at the University from which I am both physically and mentally debarred at present. Now tomorrow I shall start for Bagasara with my mother and children. Circumstances will detain me there for a fortnight. Will you come there on Divali? It is my earnest desire to pass three months of the vacation in visiting all my dear friends at different places. Accordingly, you shall be the foremost one with whom I should enjoy for longer period if at all you are in a position to afford me the wished for bliss. Have no anxiety as for my lodging there, for I can arrange that at my friend, the station-master's son. Because I think you are alone and living with your relation there, will you

let me know everything concerning you in detail? I do not know what you are doing here. I have many things to write but no room. Amen.

Yours
Jhaverchand

○○○○

◻ અનુવાદ :

વઢવાણ કૅમ્પ : ૧-૧૧-૧૯૧૩

પ્રિય ભાઈ,

કાલે અહીં આવતાં એવું લાગે છે કે જાણે કોઈએ મને પરીક્ષાના ક્રૂર પંજામાંથી છોડાવ્યો છે, જો કે તમને જાણીને આનંદ થશે કે હું બીજે નંબરે પાસ થઈ ગયો છું. એ માટે પ્રભુનો પાડ. ભૌતિક તેમ જ માનસિક રીતે જેનાથી હું અલિપ્ત થયો છું તે યુનિવર્સિટીમાં ફરી પ્રવેશવાની મહત્ત્વાકાંક્ષા મને રહી નથી. હવે મારી બા અને નાનાં ભાઈબહેનોને લઈને કાલે બગસરા જવા નીકળીશ. સંજોગોને કારણે પખવાડિયાનું રોકાણ થશે. દિવાળીમાં તમે ત્યાં આવશો? રજાના આ ત્રણ મહિના દરમ્યાન જુદે જુદે ગામ રહેતા મારા પ્રિય મિત્રોને મળવા નીકળવાની મારી અભિલાષા છે. એટલે જો તમે આ ઇષ્ટ આનંદ આપી શકો એવા સંજોગો હોય તો જેમની સાથે વધારે સમય ગાળવા ઇચ્છું છું એવા મિત્રોમાં તમારું અગ્ર સ્થાન છે. મારા ઉતારા વિશે ચિંતા ન રાખશો કારણ કે સ્ટેશનમાસ્તરનો દીકરો મારો મિત્ર છે અને તેને ઘેર હું ગોઠવણ કરીશ. ત્યાં તમે કોઈ સંબંધી સાથે એકલા જ રહો છો એમ હું માનું છું એટલે તમારે વિશે મને વિગતવાર વાકેફ કરશો? તમે ત્યાં શું કરો છો તેની મને ખબર નથી. મારે ઘણું લખવું છે પણ જગ્યા નથી. આમીન.

લિ૦ ઝવેરચંદ

*

◆ "ઝવેરભાઈ મૅટ્રિક પાસ થયા ત્યારે બગસરાના દરબારગઢની મેડી ઉપર અમે સૌએ એમને માનપત્ર આપેલું. એ મેળાવડો બાળ મિત્ર મંડળ તરફથી ગોઠવવામાં આવેલો. એનો એમણે સંસ્કૃત શ્લોક ટાંકીને ફક્કડ જવાબ આપેલો." [વાજસૂર વાલેરા વાળાનું સંસ્મરણ, કનુભાઈ જાની લિખિત 'કસુંબલ રંગ'માંથી સાભાર.]

➺

## (૩) બાળ મિત્ર મંડળ(બગસરા)ના સભ્યો ઉપર

[ગુલાબચંદ મૂ૦ વખારિયા, ગિરધરલાલ કા૦ દેસાઈ અને ગિરધરલાલ શુક્લ]

રતનપુર : ૨૮–૧૨–૧૯૧૩

વ્હાલા સ્નેહીઓ,

તા૦ ૨૬નો કરેલ તાર તા૦ ૨૭ના રોજ બપોર પછી મને પછેગામ હું ગામડામાં હતો ત્યાં મળ્યો. શંકા તો સજ્જડ થઈ કે મને શા માટે તેડાવતા હશો. કારણ દર્શાવ્યું હોત તો નિરાંત રહેત. દિલ અફસોસ કરવા છતાં પણ ત્યાં આવી મારી તમોને સર્વ વ્હાલાંઓને મળવાની હોંશ મને દિલાસારૂપ થઈ, આવવાનું નક્કી કર્યું, પરંતુ અરે રે, પરસ્વાધીનતા પાસે મારું શું ચાલે? તારમાં કારણ દર્શાવેલ ન હોવાથી પિતાશ્રીએ ધાર્યું કે માત્ર ગમતને ખાતર જ મને ત્યાં તેડાવતા હશો, એટલે રજા આપતાં તેમનું મન અચકાયું. બંધુ! ક્ષમા આપજો! હું દુઃખી થયો, નિરાશ થયો, વડીલની ઇચ્છાને આધીન બન્યો. તાર દ્વારા કરેલા આમંત્રણને મારે એક નિર્માલ્ય પત્રથી અને તે પણ વળી નિર્માલ્ય બહાનાં લખી નાકબૂલ કરવું પડે છે. અફસોસ! નિરુપાય! પરસ્વાધીન! ૦૦૦૦૦૦ સર્વને મારાં સ્નેહવંદન.

લિ૦ તમારો ઝવેરચંદ

*

◆ "હું, ગુલાબચંદ વખારિયા અને ઝવેરચંદભાઈ એક ગાંઠથી જાણે બંધાયેલા. અમે ત્રણેય એકબીજાના ઘરે જઈએ આવીએ, વહેલુંમોડું થાય તો જમી પણ સાથે જ લઈએ અને જ્યાં જઈએ ત્યાં ભેગા ને ભેગા. અમે બાળ મિત્ર મંડળની સ્થાપના કરી. એ સ્થાપના ઝવેરભાઈના ગળાને આભારી. ઝવેરભાઈ એમાં કશા હોદ્દેદાર નહોતા છતાં આખું મંડળ તેમના ઉપર ચાલતું." [ગિરધરલાલ દેસાઈ લિખિત સંસ્મરણ, 'સ્મરણાંજલિ'માંથી સાભાર.]

## (૪) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

ભાવનગર : ૮–૨–૧૯૧૪

પ્રિય ભાઈશ્રી,

૦૦૦૦ આપને અને બગસરા મુકામે લખેલા મારા બંને છેલ્લા પત્રો જવાબ મેળવી શક્યા નથી એ આશ્ચર્ય લાગે છે કારણ કે આપને માટે તો એ અસાધારણ છે. હું અહીં આનંદમાં છું. આપને સકુટુંબ કુશળ ચાહું છું.

આ ગામના અમુક ભાગોમાં પ્લેગની શરૂઆત થયાના ખબર છાપા દ્વારા જાણી શક્યા હશો. હજુ કાંઈ ભય રાખવા જેવું અમારા તરફ છે નહીં. આંહીં અમારી કૉલેજમાં બી. એ.માં અભ્યાસ કરતા મિ૦ ચંદુલાલ બહેચરલાલ પટેલ કે જે સુરત પટેલ મિત્ર મંડળના પ્રમુખ છે તેમણે આપણી બગસરા લાઇબ્રેરીને 'પટેલબંધુ' નામનું એક માસિક અર્પણ કર્યું છે કે જેનો એક અંક હું આજરોજ બગસરા રવાના કરું છું. માસિક સુંદર છે. બગસરાના કાંઈ પણ જાણવા લાયક નવીન પ્રસંગો જણાવતા રહેશો એવી આશા છે. સાથે સાથે કાંઈક જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખું તો? ૦૦૦૦ ધારું છું કે નિવૃત્તિના વખતમાં પુસ્તકો વાંચવાનું રાખતા હશો. પિતાશ્રીને જેતપુર જતી વખત સવિનય પ્રણામ કહેશો. બીજું તો કાંઈ લખવા જેવું હાલ છે નહીં. અવકાશે વાત.

લિ૦ ઝવેરચંદનાં સ્નેહવંદન

*

† ચંદુલાલ બહેચરલાલ પટેલ : કૉલેજકાળના સહાધ્યાયી, પછી ગોંડલ રાજ્યના વિદ્યાધિકારી, અને 'ભગવદ્ગોમંડલ'ના સંપાદક તરીકે વિખ્યાત.



## (૫) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

ભાવનગર : ૧૦–૮–૧૯૧૪

પ્રિય બંધુ,

ચિરંકાળથી વિયોગ પામેલાં સ્વજનોને એકબીજાનું સ્મરણ પુનઃ તાજું કરાવે એવી પરગજુ બાલિકા કોણ? વર્ષા.

લીલમડાં તરુઓની ગંભીર ઘટામાં શારદાને પીઠ પર બેસારી, પચરંગી કલાની સુંદર છાયા બિછાવી, આનંદમાં નૃત્ય કરતા કલાપી કલ્લોલતા હોય, આછાં આછાં વસ્ત્રથી ઢંકાયેલા કોઈક સુંદરીના વક્ષઃસ્થળ સમાન પર્વત ઉપર બિરાજી બપૈયાઓ જ્યારે આકાશનાં અશ્રુ ઝીલતા હોય, અને પ્રત્યેક રસકુંજમાં મસ્ત બનેલી કોકિલાના કંઠરૂપ સિતારની જ્યારે રમઝટ જામી હોય ત્યારે બરફના સફેદ વસ્ત્રથી વિભૂષિત બનેલી એ બાળા હસતી–રમતી, ગાન કરતી, સ્વર્ગમાંથી નીચે આવે છે. અહો! એ તો જાણે પેલા અદૃશ્ય પ્રભુનું દૃશ્ય હૃદય!

લાંબા વિયોગથી નિસ્તેજ બનેલ કુસુમો આજે પ્રફુલ્લ વદને હૃદયદેવીનાં ચરણમાં પોતાનાં હૃદય આપવાં આતુર બન્યાં હોય એમ તેમના વિકાસ પરથી સૂચન થતું હતું. નિર્દોષ સૌંદર્યની નાનકડી બાળાએ પોતાના પલ્લવ સમા કુમળા કર પ્રત્યેક પુષ્પના ગુલાબી ગાલ ઉપર ફેરવ્યા. તેમાંથી અમૃતરસની અસંખ્ય ધારાઓ ગૂમ થયેલા

બાળકને ઘણાં વર્ષે વિલોકતાં વ્હાલી માતાના સ્તનયુગ્મમાંથી જેમ દૂધ છૂટે તેમ છૂટી પડી. અમીના અમૂલા રસમાં તરબોળ બનેલાં પુષ્પ–હૃદયો બેહોશપણે દ્રવવાં લાગ્યાં અને લતા-ડાળીઓના પલ્લવ સમા ગાલીચા પર ઝૂલવાં માંડ્યાં. આવા નાજુક મહોત્સવના માનમાં, ગગનમધ્ય મચેલી ઘનદલની ગંભીર ગર્જના, પાણીનાં સિંચનથી તરબોળ બનેલાં ખેતરોમાં વિહરતા હર્ષઘેલા ખેડૂતોના મંદમંદ લલકાર અને નાનાંમોટાં અનંત પંખીઓના મધુરમધુરા કિલકિલાટ, એ સર્વમાં ગળી પડતા કવિહૃદયને કયું સૂક્ષ્મદર્શક યંત્ર ઉકેલી શકશે? તેનાં હૃદય–અશ્રુ ઝીલવાને કઈ ચંચળ મયૂરી નિકટમાં ઊભી હશે? કેવી મીઠી મૂર્છા? કેવું સુંદર સ્વપ્ન? અહો! માત્ર કલ્પના, કેવળ ભ્રમણા. ચિતારાની પીંછી કે વર્ણનકારની કલમ આ છેલ્લા બિંદુ પર આવી કેવળ કમતાકાત બને છે. આ સર્વ ઊંડાં રહસ્ય પિછાણનાર શક્તિ જગત પર એક જ છે; અને તે પ્રભુ છે. માટે તેના જ ખોળામાં આપણા સર્વના નમસ્કાર હોજો! અસ્તુ.

૦૦૦૦૦ કંઈક વ્યવસાય, કંઈક વિનોદ અને કંઈક કલ્પાંતમાં આવી રમણીય જિંદગીનાં અર્ધ વર્ષો વીતી ગયાં — વ્યર્થ ગયાં — એવા અચાનક ખ્યાલથી કયા મનુષ્ય-બાળકને કંપ નહીં થાય? યુવાનીની સ્વચ્છંદી કલ્પનામાં ભવિષ્યના અનેક કિલ્લાઓ બાંધતાં બાંધતાં ગાઢ નિદ્રામાં લય પામતો આત્મા આવતી પ્રભાતનું નાજુક કિરણ નિહાળવા કદાચ જાગશે કે નહીં એવો વિચાર કયા પાપીને પણ પરમાત્માનું સ્મરણ નહીં કરાવે? પરંતુ જીવનના પ્રારંભથી અત્યાર સુધી ગુજરેલાં સઘળાં વર્ષમાં જે સત્ત્વની સાથે એક અજાણી વસ્તુ સમાન વર્તન કરવામાં આવ્યું તેની ખરી મુલાકાત હવે પછીના ડગમગતા સમયમાં થઈ શકશે?

ગૃહ અને ગૃહિણી — એ સઘળા સ્થૂળ વૈભવો પર મારી આસક્તિ કદાચ ઢળે એ સ્વાભાવિક છે, કારણ હું યોગી નથી, કિંતુ એ કરતાં કંઈક વધારે ઉમદા નાટક કંઈકની હૃદય–રંગભૂમિ પર ભજવાઈ ગયાં હોય. આર્યભૂમિનાં નાટકો પ્રારંભમાં અગર તો મધ્યમાં ગમે તેટલાં કરુણરસભર્યાં હોય પરંતુ તેનો અંત હંમેશાં સુખ, શાંતિ અને સંયોગમાં જ આવે. ઇંગ્લિશ અને ઈરાની નાટકોની સમાપ્તિ કરુણતાભરી જ રખાય છે. એક જુલિયેટને ખાતર રોમિયો વિષનો પ્યાલો પી ગયો અને મૃત થયેલી પ્રિયાની કબરમાં દફન થયો, અને ફરહાદ,

> ફરહાદ શીરીંને પુકારે પ્હાડ જંગી તોડતો
> બસ એક ખાતર મોતને છેલ્લે બિછાને જઈ સૂતો
> પ્યારું તજીને એકલી શીરીન ના જીવી શકી
> વ્હાલાની મીઠી ગોદમાં ગરકાવ થઈ ચાલી ગઈ

હૃદયના પણ આવા બે પ્રકાર હોય છે. ખરું સુખ અને સાચી મીઠાશ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિમાં નથી પરંતુ તેની આશામાં છે. અરે! તેના કરતાં પણ અધિક સુખ — દૈવી સુખ — નિરાશામાં છે, ખરો વિનોદ તો અશ્રુમાં છે. 'ઉદાસીની ઉદાસીમાં

પ્રભુને તું નિહાળી લે' (સંચિત), જ્યારે ખુદ પ્રભુની હાજરી ઉદાસીના હૃદયમાં જો પ્રત્યક્ષ અનુભવાતી હોય તો પછી વધારે સુખ કયું સ્વર્ગ મને આપી શકશે? અને તો પછી ક્યા દેવની પૂજા કરવા તમે મને કહો છો? માટે પુકારો ખરા અંતરથી કે

આ જિંદગાનીની ખુવારી એક પર કુરબાન હો!
બસ એક પર થાવું ખતમ, આમીન! એ બદલો હજો!

૦૦૦૦મારા જીવનને હું અતિશય ઝીણી નજરે ઘણા જ વખત થયા જોતો આવ્યો છું અને એ ઉપરથી સાબિત કરવા ફતેહમંદ નીવડ્યો છું કે મારાં સ્વજનોનાં અંતર ચીરવાને જ આ જિંદગી નિર્માયેલી છે. પ્રતિદિન મારું હૃદય વજ્ર સમું બનતું જાય છે. તમોને સર્વને એટલી તો ચેતવણી મારે દેવી જોઈએ કે મારા પર મુકાયેલ તમારી સર્વ આશાઓને મારી પાસેથી એક ખંજર સિવાય બીજું કંઈ નહીં મળે. અત્યાર સુધી પણ હું તમોને એ કાળા ખંજર વડે પ્રત્યક્ષ રીતે અને છૂપી રીતે જખ્મો દેતો આવ્યો છું. મારી ખુલ્લી આંખોથી તમારા અનહદ ઉપકારોને હું જોઈ શકું છું, કિંતુ અવસાન સુધી તો તેમાંના એક પણ અહેસાનનો બદલો આપવા મારી શક્તિ નથી. મૃત્યુ પછીનો ભેદ તો કોણ જાણે?

તમે મારા કાલ્પનિક ઓજસમાં શા માટે અંજાતા હશો? મૃગજળને સાચું જળ માની તેની પાછળ દોડતાં તમ સરખાં ઘણાંયે મૃગલાંઓ મર્યાં છે. તમે શા માટે નથી ચેતતા? મહાત્મા 'કલાપી' વાત્સલ્યમાંથી દાંપત્યયોગની અખંડ નિદ્રામાં ગરક બન્યો છતાં પણ જગતના હૃદયમાં તેનો વાજબી બચાવ થયો છે પરંતુ વિશ્વના કેટલાક સંસ્કારી યોગાત્માઓ તે કરતાં પણ વધુ ઊંડા અધ:પતનને પામે છે. ચંદ્રનાં શીતળ કિરણોમાં કે સ્વર્ગના ઠંડા વરસાદમાં એવા આત્માઓનાં અંતરને સાંત્વન કરવાનું સામર્થ્ય નથી. દુનિયાની દયા કે ઇન્સાફ, હે આત્મા, તું યાચીશ નહીં કારણ કે આવી સ્થિતિના ગેબી ભેદ જાણવા દુનિયાને સ્વાનુભવની જરૂર છે. જે ઇન્સાફ માત્ર પરમાત્મા જ આપી શકે છે તે મેળવવા જગતની પાછળ શાને ઝૂર્યા કરવું? અને જે પ્રાયશ્ચિત પ્રભુ પણ નથી અર્પી શકતો તે લેવા દુનિયાનાં કદમ શા માટે ચૂમવાં? ૦૦૦૦પ્રસંગોપાત એ ધ્વનિ અંતદ્વારે અથડાય છે. સંસારની અનેક લાલચોની સામે એ જ ધ્વનિ મારી ઢાલ બની રહે એ જ હું ઇચ્છું છું. આમ કરવા છતાં એ હૃદયને અશ્રુવિનોદ કરવા ઇચ્છા થશે ત્યારે મારું સ્વતંત્ર મનોરાજ્ય અશ્રુ ઝીલનાર કેન્દ્રને હાજર કરશે. જીવનની ઐક્યતા અનુભવવા માટે સૂક્ષ્મ સંયોગ સ્થૂળ કરતાં વધારે લિજ્જત આપી શકે છે. ત્યાં કોઈ પણ પ્રકારની હદ બાંધી નથી. માટે એ નિ:સીમ આલ્હાદસાગરના શાંત તરંગો પર જીવનની કિસ્તી હાલ તો નીડરપણે ઝુકાવવાનું સાહસ મેં કર્યું છે. તેમાં તમારા સર્વના 'આમીન' એવા અંતરના ઉચ્ચારની જરૂર છે. ઇચ્છા થાય તો આપજો. કોઈની દયા હું યાચતો નથી અને યાચીશ પણ નહીં. પછી તો ઇશ્વરેચ્છા.

હૃદયની વાતો કરવાને એક ભાષા છે પરંતુ તે શબ્દ વિનાની છે, અવાજ વગરની

છે. તેમાં ઇશારત પણ નથી. જ્યારે સ્નેહરાગી યુગલ અદ્વૈતભાવમાં વિલીન બને છે ત્યારે એ ઉભય હૈયાંઓ ઉપરોક્ત ભાષામાં વાતો કરે છે. સ્વાનુભવ વિના સર્વ અગમ્ય છે, શુષ્ક છે. મહાત્મા 'કલાપી' આવા જ અદ્વૈતભાવમાં 'કમલિની અને ભૃંગ'ને રસબોળ બનાવે છે. એ સ્વર્ગીય સંયોગ મનુષ્યના લલાટમાં નથી.

તેને સુવાડું રાત્રિયે મમ હુંફવાળા હૃદયમાં
ત્યાં પ્રેમધબકારા ઝીલે બંને દિલો આનંદમાં

તા૦ ૧લીના રોજ આંહીં આવ્યો છું. મારા પિતાશ્રી આજકાલ ઉપડશે.૦૦૦૦

લિ૦ સ્નેહાધીન ઝવેર...



## (૬) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

Lakhapadar : 19-4-1915

Dear Gulabbhai,

You might have received a letter from me dispatched from Bagasara. It was probably on 10th last when I received a postcard from Bagasara in which Girdharbhai asked me to come down there at once. The expressions he had made therein were too strong and too imaginative to permit independent thinking. So the next day morning I started for Bagasara. Having gone there however I found the absurdity of the call that he had hurriedly made. It was still more than a month for the gathering. No dialogue was ready. No sufficient number of students was there. I was totally confused. Can you conceive the [ ? ] task that was before me? To crown all, my health was all of a sudden pulled down. I stayed there for five days in confusion, arranged for three dialogues with help of Panachandbhai and then fearing my unhealthy condition I have come here yesterday. You will be really offended but while writing this postcard I am almost in bed having an attack of fever, cold, headache and even severe cough. I have promised them to go there on the first or the second. oooo

Yrs
Meghani

▫ અનુવાદ :

લાખાપાદર : ૧૯–૪–૧૯૧૫

પ્રિય ગુલાબભાઈ,

બગસરાથી લખેલો મારો પત્ર મળ્યો હશે. છેલ્લી ૧૦મીએ મને ગિરધરભાઈનું પોસ્ટકાર્ડ મળ્યું કે મારે તરત બગસરા આવવું એટલે બીજે દિવસે સવારે હું બગસરા જવા નીકળ્યો, પણ ત્યાં પહોંચતાં જ એમણે કરેલી તાકીદની અર્થહીનતા મને સમજાઈ ગઈ. ગેધરિંગને હજી એક માસથી વધારે વાર છે. એક પણ સંવાદ તૈયાર નહોતો. પૂરતા વિદ્યાર્થીઓ પણ નહોતા. હું સાવ મૂંઝાઈ ગયો હતો. મારી સમક્ષ કેવું [કપરું] કામ ઊભું હતું તેની તમને કલ્પના આવે છે? અધૂરામાં પૂરું, અચાનક મારી તબિયત બગડી. એ અરાજકતામાં હું ત્યાં પાંચ દિવસ રહ્યો, ત્રણ સંવાદો પાનાચંદભાઈની મદદથી તૈયાર કર્યા અને પછી વણસેલી તબિયતની બીકે કાલે અહીં આવ્યો છું. તમને માઠું લાગશે પણ તાવ, શરદી, સરદર્દ અને અતિશય કફથી હું લગભગ પથારીવશ છું. પહેલીએ કે બીજીએ ત્યાં પાછા જવાનું મેં વચન આપ્યું છે. ០០០០

તમારો મેઘાણી

*

† ગિરધરભાઈ : ગિરધરલાલ કાળીદાસ દેસાઈ, બાળપણ અને કિશોરાવસ્થાના નિકટ મિત્ર, બગસરા બાળ મિત્ર મંડળના એક સ્થાપક, અને પછી અગ્રગણ્ય સમાજસેવક.

*

♦ "પરદો ઊપડે અને લોખંડી તારના દોરડાની મદદથી આકાશમાંથી 'ફૂલની પાંખડી લ્યો પ્રાણ!' એ લલિતજીનું ગીત લલકારતા, હાથમાંનાં ફૂલ વેરતા, ઝવેરચંદભાઈ ઊતરે. જુલિયસ સિઝર, રાણો પ્રતાપ, હૅમ્લેટ, સિકંદર અને ડાકુ …… રજૂ થાય. આંતરે આંતરે 'કલાપી', ન્હાનાલાલ–લલિતજીનાં ગીતો ગુંથાતાં આવે. કિટ્સન લાઈટ અને ઉજાગરા, નાસ્તા અને ચા-પાણી, રિસામણાં ને મનામણાં, જાતજાતનાં પોશાક, હથિયારો, પડદા…, ઉત્સાહનો પાર નહીં." [કનુભાઈ જાની લિખિત 'કસુંબલ રંગ'માંથી સાભાર.]

→

## (૭) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

[ લાખાપાદર ] : ૧–૫–૧૯૧૫

બંધુ,

પત્રો બધા મળ્યા. જે વ્યક્તિ મારા ઉપર ગમે તે પ્રકારની આજ્ઞા કરવાનો અધિકાર ધરાવે છે તેને આજ દીન શબ્દો વડે લાચારી કરતા જોઈ મને શું કાંઈ નહીં થતું હોય? મને કાંઈ શરમ નહીં આવતી હોય? એક પૂજનીય બંધુને મારા પગે પડતો જોવામાં હું શું માન લેતો હઈશ? આપની સર્વની માન્યતા એવી થઈ ગઈ છે કે હું કેવળ ગરજ વરતી ગેધરિંગમાં મારી કેટલી અગત્ય છે તે દર્શાવવાના ઇરાદાથી, આ વાત જાણીબૂજીને, ગેરહાજર રહી આપને સર્વને નુકસાનમાં ઉતારવા માગું છું. ખેર! આવી કટોકટીની ક્ષણે મારું આવા પ્રકારનું વર્તન ગમે તેવા સમજુ હૃદયમાં પણ ઉપર પ્રમાણે વિચારને જન્મ આપે એ પણ સહજ છે, સાધારણ છે. હશે! હું આ સમય લંબાણથી લખી મારો બચાવ કરવા ઇચ્છતો નથી. ગેધરિંગની તૈયારી કરવામાં મારો પોતાનો પાઠ લેવા પણ હું હાલમાં અશક્ત છું એટલું જ કહીને આપની ક્ષમા યાચીશ. અલબત્ત, બીમારી તો હવે નાબૂદ થઈ છે. [– – –?] મોજૂદ છે. સાત–આઠ દિવસની ટૂંકી મુદતમાં એકલે હાથે કામ કરવું — અને તે પણ સાધન વિના — એ મારી શક્તિની બહાર છે એ હું હવે જાણતાં શીખ્યો છું. મારી શક્તિને માટે ઉચ્ચ અભિપ્રાય બાંધવાની હાસ્યજનક મૂર્ખાઈ મેં એકદા કરી હશે, પણ હવે મારી આંખો ઊઘડી છે. અલબત્ત, બગસરામાં કાર્ય કરનારાઓને લેશમાત્ર પણ અવકાશ નથી એ હું જાણું છું. હું તેમને દોષિત ગણતો જ નથી. મારા મગજમાં કયું ભૂત ભરાયાનું આપ જાણો છો? બાળકની તબિયત જલદી સુધરો અને આપ બગસરા જાઓ એ ઇચ્છી હાલ તો આંહીં જ વિરમીશ.

લિ૦ ઝવેરચંદ

*

### નામદાર દરબાર શ્રી વાળા વાજસુર વાલેરા તથા વાળા રામ સુળુ સાહેબના સુરબ્બીપણા નીચે સ્થપાયેલ.
### "શ્રી બગસરા બાળમિત્ર મંડળ" તરફથી
### ચતુર્થ વાર્ષિક સોશિયલ ગેધરિંગનું પ્રોગ્રામ (કાર્યક્રમ)
### (તા. ૯–૫–૧૯૧૪ રવિવાર, વખત રાત્રીના ૮)

૧. ઈશ્વર સ્તુતિ............(મી. ગિરજાશંકર વિરેશ્વર શુક્લ) ... ...

૨. આદર ગીત............(મી. લાભુ તથા રવિશંકર)

૩. મંડળનો વાર્ષિક રિપોર્ટ...(મી. ગીરધરલાલ કાળિદાસ દેશાઈ) ... ...

૪. કાળ ત્રિપુટી............(મી. વખારીયા, મી. દેસાઈ, મી. મેઘાણી, મી. જોશી)

૫. સંધ્યાનું આધુનિક મહત્વ (મી. કલ્યાણજી, વખારીયા, જનાર્દન, મંગળદાસ)...

૬. Venice deserted ઇંગ્રેજી સંવાદ
(મી. બધેકા, મી. મેઘાણી, મી. જોશી, ઇત્યાદિ)...

૭. બુદ્ધનું ગૃહત્યાગ...... (મી. ગીરધરલાલ કાળદાસ દેશાઈ) ... ...

૮. "વંદા વધ" કેસ ગુજરાતી સંવાદ—
(મી. છોટાલાલ, મી. મહેતા, બાધેકા, બજરીયા, હરિલાલ, મુળચંદ, અહમદબીન, ભટ). ...

૯. શ્રીમંતાઈનો મદ-ગરીબોની ખુવારી-ગુજરાતી સંવાદ—
(મી. ભટ, મી. જગજીવન વખારીયા, રવિશંકર, અહમદબીન, છોટાલાલ, નરભેરામ, વૃજલાલ, ગિરિજાશંકર, પન્નાલાલ લાલચંદ, લક્ષ્મીચંદ). ...

૧૦. બહાદુર લુટારો......... (મી. રતિલાલ, મી. ઝવેરચંદ, લાભુ) ...

૧૧. ભરતમિલાપ......... (મી. ગિરિજાશંકર ડાહ્યાલાલ કલ્યાણજી, મુળચંદ)

૧૨. ગ્રામ્ય ગમત......... (મી. મેઘાણી તથા મિ. રતિલાલ) ... ...

૧૩. પહેલે પાર............ (મી. વખારીયા, મી. જોશી, ગીરજાશંકર, માણેકલાલ, પન્નાલાલ, ડાહ્યાલાલ) ... ... ...

૧૪. Charge of Light Brigade ઇંગ્રેજી કાવ્ય—
(મી. મેઘાણી તથા મી. વખારીયા)

૧૫. વિદાય ગીત......... (મી. વખારીયા) ... ... ...

૧૬. ગેધરીંગના મે. પ્રમુખ સાહેબનું ભાષણ ... ... ... ...

૧૭. આભાર દર્શક વાણી...... (મી. ગુલાબચંદ મુળજી વખારીયા) ... ...

૧૮. ફુલ હાર, પાન સોપારી.........................................

વિનંતી સેવક,

**બગસરા ભાયાણી** **સુંદરજી કાળિદાસ માંડાણી**

સ્થળ જગેશ્વર ધર્મશાળા સેક્રેટરી બગસરા બાળમિત્ર મંડળ.

## (૮) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

[સૌથી મોટા ભાઈ]

[બાહુદ્દીન] કૉલેજ રેસિડેન્સી
બ્લૉક ૪, રૂમ નં૦ ૩૯
જૂનાગઢ : ૧૫–૭–૧૯૧૫

વડીલ ભાઈશ્રીની સેવામાં,

આપનો પત્ર લાંબા કાળ પછી આવ્યો. ઉપકાર થયો. મેં optional માં Literature with Sanskrit in Honours લીધેલ હોઈ શામળદાસ કૉલેજમાં તે ક્લાસ ન હોવાથી મારે અહીં આવવું પડ્યું છે.

આપણા કુટુંબની અશાંત સ્થિતિ બદલાવવા માટે તમોએ જે ઉચ્ચ પ્રકારની યોજના ઘડી છે તે વાંચી મને હર્ષ થાય એ સહજ છે, અને આથી એક મોટા ભાઈ તરીકે તમારા માટે મને ઉપજતા માન ઉપરાંત એક વ્યક્તિ તરીકે પણ તમારા માટે મારા મનમાં માન પેદા થાય છે. યોજનાની અંદર જે જે ઉચ્ચાશયો છે તેના પ્રતિ મારી સર્વથા સંમતિ જ છે. બાકી બધા મુદ્દાઓની તુલના કરવાની અને ઓછું–વધતું સૂચન કરવાની મારામાં શક્તિ નથી. કારણ, તમે સર્વ જાણી શક્યા હશો અને હું પોતે પણ સમજું છું કે હું બુદ્ધિનો ઉપયોગ બહુ થોડો કરી જાણું છું. તેમ છતાં પણ મારી તદ્દન ચુપકીનો ઊલટો અર્થ થશે એમ માની યથામતિ ઉત્તર આપવા યત્ન કરું છું.

હું વિશ્વાસપૂર્વક માની જ લઉં છું [કે] આ યોજના એ ઘણા લાંબા કાળ સુધી કરેલા પુખ્ત વિચારનું નિશ્ચયાત્મક પરિણામ જ હશે, એટલે કે માત્ર એક ક્ષણે ઉત્પન્ન થયેલા લાગણીના ઉમળકાથી નહીં પરંતુ કેવળ બુદ્ધિથી જ તમે સર્વે આ નિશ્ચય ઉપર આવ્યા હશો કારણ કે બીજી વ્યક્તિઓ કરતાં આપ બુદ્ધિની કસોટીએ બરાબર ચડ્યા છો અને લાગણીઓ કેટલી બધી ક્ષુલ્લક હોય છે તે જાણી શક્યા છો. આમ છતાં પણ આપણી શાંતિની સલામતી ખાતર અને ધારેલ યોજના કર્તવ્યમાં મુકાયા પછી થોડેઘણે કાળે પણ એ સંયુક્ત જીવન તમારામાંના — આપણાંમાંના — કોઈને પણ અસહ્ય ન થઈ પડે તેટલા માટે વિચાર કરવાનો હજુ વધારે અવકાશ લેવાય તો અધિક સારું છે. સાધારણ રીતે આ યોજનામાં કોઈએ ખરા અંતઃકરણથી, કોઈએ માત્ર પિતૃભક્તિ બજાવવાની અગત્ય જાણીને અને કોઈએ કેવળ દાબ અને શરમને લીધે અનુમોદન આપ્યું હશે — આપવું પડયું હશે. આમ લખી હું આક્ષેપ દેવા નથી માગતો કારણ કે મનુષ્ય સ્વભાવ આવાં રૂપાંતરો અનેક વાર પકડે છે. ટૂંકામાં હજુ વધારે લાંબા વખત સુધી વિચાર અને બુદ્ધિનો ઉપયોગ થાય અને તમારા આંતર્–ધ્વનિમાં દરેક હૃદયનો પ્રતિધ્વનિ પડતો આપ જોઈ શકો ત્યારે બેધડક આવા ઉચ્ચ આશયોને કર્તવ્યમાં પ્રગટ કરશો. મારું હૃદય પણ તમારી ઇચ્છાઓને ‘અસ્તુ’ કહી વધાવી લે છે.

હવે મારે માટે લખીશ. પિતાશ્રીની હાલની અશાંતિ અને ઉપદ્રવનું કારણ મારો અભ્યાસ મુખ્યત્વે કરીને છે એ હું સારી રીતે સમજું છું અને એ અશાંતિને થોડે અંશે પણ ઓછી કરવા મેં અત્યાર સુધી બની તેટલી કાળજી રાખી છે અને હવે હું તેને મારી તરફના ઉપદ્રવમાંથી તદ્દન મુક્ત કરવાના નિશ્ચય ઉપર આવ્યો છું. રાજકોટવાળા શેઠ મોતીચંદ ઓધવજી લોન–ફંડમાંથી મારા અભ્યાસખર્ચ પૂરતી લોન લેવાનું ધાર્યું છે અને તે તુરતમાં બની જશે. આ લોન વિનાવ્યાજે મળે છે અને અભ્યાસ પૂરો થયે ૩૦ પચાસનો પગાર થતાં દર માસે ૩૦ દસ પ્રમાણે દેણું પાછું દેવાનું છે. મારો અભ્યાસ વડીલની શાંતિમાં આડો આવે છે એવી મને વહેલી ખબર પડી હોત તો હું આ યોજનાને પ્રથમથી જ અમલમાં મૂકી તેમના આશીર્વાદ લઈ શકત, પરંતુ લાચાર છું.

મને ત્યાં બોલાવી અભ્યાસનો બોજો ઉપાડી લેવાની તમારી સર્વની ઇચ્છાને માટે તમારો સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનવા ઉપરાંત હું બીજું કાંઈ નહીં કરી શકું એ માટે [– – – ?]

લિ૦ ઝવેરચંદ



## (૯) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

Lakhapadar : 23-11-1915

Dear Brother,

I was in bed when I got your favour. I came here on the 9th last and was confined to bed for more than a week. It is only for the last three days that I have been free from fever but the illness has told upon my health so heavily that I could not give you any information about myself because I was unable to do so. ooo Yes, you are quite right in saying that in such a serious state of my health I ought to have wisely come to the Camp. I am also quite confident that I would have been lookd after as well at the hands of both of you as my own parents here. But my staying there would have thrown my parents in much anxiety and so it was that I managed wisely to come here. I hope you would not suspect any other reason why I did not halt there. My father has arranged that we all should go to Bagasara after a couple of days and that

I might then start to Junagadh after [– – – ?]. You can see thus that it is not certain when I would pass by Jetalsar. What I [– – – ?] therefore is to request you kindly to send one beggage of mine, my breeches, my [– – – ?], my stocks and one dhoter of mine — to send these articles to the station and to hand them over to Manilal (signaller). Kindly ask him to keep these things on the station so that whenever I happen to come there I may readily get them. Please [– – – ?] to arrange this in a day or two. Kindly don't fail for the baggage contains all the necessary books and some of my clothes.

Yrs
Meghani (?)

□ અનુવાદ

લાખાપાદર : ૨૩-૧૧-૧૯૧૫

પ્રિય ભાઈ,

તમારો પત્ર મળ્યો ત્યારે હું પથારીવશ હતો. હું અહીં હમીએ આવ્યો અને અઠવાડિયાથી વધારે સમય પથારીવશ રહ્યો. છેલ્લા ત્રણ દિવસથી હું તાવમાંથી તો છૂટયો છું પણ મારી તબિયત પર માંદગીની એટલી આકરી અસર થઈ છે કે મારે વિશે તમને કંઈ પણ માહિતી આપવાની પણ મારામાં શક્તિ નહોતી. ૦૦૦ હા, તમારી વાત સાચી છે કે આવી ગંભીર હાલતમાં મારે કૅમ્પ આવવાનું ડહાપણ બતાવવું જોઈતું હતું. મારાં માતાપિતાની જેમ જ તમે બંનેએ ત્યાં મારી સંભાળ લીધી હોત એવી મને શ્રદ્ધા છે પણ ત્યાં રહેવાથી મારાં માતાપિતા એટલી બધી ચિંતામાં પડી જાત કે જેમતેમ કરીને હું અહીં પહોંચ્યો તે જ યોગ્ય થયું. ત્યાં ન આવવા વિશે બીજાં કોઈ કારણોની તમે શંકા નહીં કરો એવી આશા રાખું છું. અહીંથી સૌએ બે-ત્રણ દિવસ પછી બગસરા જવું અને [– – – ?] પછી મારે જૂનાગઢ જવું એવું મારા પિતાશ્રીએ ગોઠવ્યું છે. એટલે જેતલસરથી ક્યારે હું પસાર થઈશ તે નિશ્ચિત નથી. તો તમને વિનંતી છે કે મારો સામાન, મારાં બ્રિચીસ, મોજાં અને એક ધોતી — આટલા મુદ્દાઓ સ્ટેશને મોકલી મણિલાલ સિગ્નલરને સોંપી દેશો અને એને આ બધું સ્ટેશને જ રાખવા કહેશો કે જેથી હું જ્યારે નીકળું ત્યારે તરત એ બધું સાથે લઈ શકું. આ બધું એક-બે દિવસમાં જ પતાવશો. કૃપા કરીને ભૂલશો નહીં કારણ કે એ સામાનમાં મારી બધી જ જરૂરી ચોપડીઓ તેમ જ કેટલાંક કપડાં પણ છે.

તમારો મેઘાણી (?)

*

## પ્રકૃતિ–પારણું

"ગીરનાકા પરનું એ લાખાપાદર નામનું પોલીસ આઉટપોસ્ટ. આ સંસ્કારહીન અને કોઈએ નહીં ઘડેલા શૈશવનું એ પ્રકૃતિ–પારણું હતું. એજન્સી પોલીસના માણસો લાખાપાદર થાણે બદલી થતાં ધ્રૂજી ઊઠતા, એને કાળું પાણી સમજતા. ત્રીસ માઈલ તો જ્યાંથી તે કાળે રેલ્વે વેગળી, શાકપાંદડું પણ જ્યાં સોગંદ ખાવાય ન જડે, પાણી જ્યાં ગીર–ઝાડવાંનાં ઝેરી મૂળિયાં ગળેલાં પીવાં મળે, નિશાળ ને દવાખાનું જ્યાં નામનાં, વસ્તી જ્યાં કાઠિયાઈ—છોતાં બની ગયેલી, વેપારી જ્યાં સાદાબે: એવા, દોષિત નોકરને સજારૂપે મોકલવા માટે વપરાતા લાખાપાદર થાણાનું આકર્ષણ મારાં બાળચક્ષુઓમાં ઊલટા જ પ્રકારનું હતું. ... બી.એ.માં ભણતો હતો ત્યાર વેળાનું પિતાધામ બનેલું આ લાખાપાદર હરહંમેશ, રાત્રિ ને દિવસ બહારવટિયા રામવાળાને ભણકારે ધ્રૂજતું હતું. વાવડી ને ધારગણી રામભાઈનાં વતનગામ એ તો લાખાપાદરને અડીને ઊભાં હતાં. હું જ્યારે મારાં પોથાં વાંચવામાં પડ્યો હતો ત્યારે બેઠી દડીના અને એકવડિયા છતાં કસાયેલ બદનના પિતા ઘોડાની પીઠ પર બહારવટિયાની સામેના બંદોબસ્ત નિમિત્તે ભટકતા હતા." ['પરકમ્મા'માંથી સંકલિત]



## (૧૦) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

જૂનાગઢ: ૧૫–૧–[૧૯૧૬]

ભાઈશ્રી,

પત્ર પહોંચ્યો. ગોળનું બનાવેલ ભોજન તો નિરંતર સ્વાદિષ્ટ જ હોય, કારણ સાકર–ખાંડની કૃત્રિમતા તેનામાં નથી. ઈશ્વરી પ્રેરણાના દૈવી પ્રેમરસનું જ અહોનિશ તેમાં સિંચન થતું રહે છે. માટે આજે ચખાડ્યું છે તેવાં જ—ગોળનાં—ભોજન આવતી કાલે આ ગરીબને પીરસી પાવન કરશો.

લાંબા સમયનો નિવાસ–પરિચય એ પરિચિત વસ્તુની પ્રિયકરતા વધારતો નથી પણ ઊલટો તેને લૂંટી જાય છે. લાખાપાદરનાં અરણ્ય હવે તો આત્માને અકળાવતાં દીસે છે. ૦૦૦૦ મારી બહેનો અને માતાપિતાને મેં મારો પ્રેમ અર્પ્યો નથી, પ્રેમપૂજા શીખવી નથી, તેમનાં અંતર વિકાસ્યાં નથી, પણ ઊલટાં તેમને મારા ક્રોધ તળે ચગદ્યાં છે. એટલે પછી ત્યાં તમને કેટલી આશા રહે? એ બિચારાં ગભરૂડાં સ્નેહી–પૂજાની અજાણી રીત ક્યાંથી સમજે? છતાંયે આનંદી શક્યા હો ને આનંદ લઈ પણ શક્યા હો તો એ કાંઈ નવીન નથી. વશીકરણનો મંત્ર આપની પાસે જ છે. ભલે, હું આમીન કહીશ. હા! વિનોદની વાતો સાંભળી હૃદય કલ્પાંત કરે પરંતુ તુરત સમજી જાય છે કારણ કે અતિતૃપ્તિની પીડા તો અનુભવી લીધી છે.

લિ૦ આપનો

*

● ઉપરના પત્ર સાથે મોકલેલાં નૂતન વર્ષના આગમન વિશેનાં લખાણો :

Prose

"પધારો! પ્રભાનાથ! પધારો! અમારી માતાઓ અને બ્હેનો આજે તો આંસુડે ઓવારણાં લે છે, આદિત્યદેવ! પૂજામાં પુષ્પ તો નથી મળ્યાં, નાથ! અમારી ભસ્મીભૂત વાડીમાં કરુણાનાં એક-બે કિરણો ઉતારજો, પ્રભુ! કે પછી પ્રભાતે પ્રભાતે પુષ્પનાં જ સ્વાગત દેવાય, દિનેશ!

"સ્વર્ગમાંથી કોઈ સંદેશો લાવ્યા છો, દેવ? શાંતિનો છેલ્લો શબ્દ ક્યારે ઊતરશે, દયાલુ? હવે કાંઈ ધર્મની ગ્લાનિ અધૂરી છે, પિતા? પૃથ્વીનાં ફૂલસમાં સંતાનોનું યુદ્ધની વિકરાલ અગ્નિમાં બલિદાન દેવાય ને ચોધાર આંસુ રેડતી માતા-પત્નીઓનાં હૈયાં ચિરાઈ જાય એ દુઃખ જગતને ક્યાં સુધી જોવાં બાકી છે, પ્રભાવી!

"હૃદયનિવાસી પરમાત્મા! જાગૃત થા! બિચારા બંધુજનો હવે તો તારી ગિલા કરે છે, તેજસ્વી! સત્વર પ્રકટ થા! ત્હારા અપૂર્વ તેજનું દર્શન કરાવ! વૈરીના વૈરને વિદારી દે! લાગણીનાં બંધનો ભેદી નાખ!

"ઓ ઈસુ! ઓ કૃષ્ણ! મહમદ! મહાવીર! અમારાં અંતઃકરણની ગાદી પર ઊભો થા! ત્હારા મહાન બાહુને એક વાર ઊંચા કરી દે કે દુનિયાને સંતાપતી દુષ્ટતા સત્વર સ્તબ્ધ બની જાય! ત્હારાં અનેરાં સંગીત છેડી દે કે અમારાં હૈયાં પ્રેમથી ગળી પડે! ત્હારો મનોહર સુવાસ વિસ્તારી દે કે અમારી ભાવનાઓ દયાથી ભીની થઈ જાય!

"વ્હાલાં દીન બંધુડાં! આશ્વાસન લ્યો. આપણો આશાનાથ આવે છે. શરમાશો નહીં. શ્રીમાનોના સુવર્ણમય ગાલીચા કરતાં આપણી ફાટેલ ગોદડી એ દિવ્ય મહેમાનને અધિક વ્હાલી છે. પ્યારાંઓ! ત્હમારાં વિશુદ્ધ હૃદયનું પુષ્પ લેજો! પ્રીતિનું એક અશ્રુબિંદુ એ ફૂલ પર મેલજો ને આપણા હૃદયરાજને ખોળે એનું સમર્પણ કરજો, વ્હાલાંઓ! ત્હમારી ભેટ પ્રથમ સ્વીકાર પામશે, પ્રિયજનો!

"સુખીઆં બંધુજનો! કાંઈ તૈયારી કીધી છે? આપણો અતિથિ અચાનક આવી ક્યાં ઊભો રહેશે? હૃદયમાં કાંઈ સ્થાન રાખ્યું છે? આતિથ્ય શાનું કરશો? ભોળાંઓ! હીરામોતીની ભેટને તો એ સ્વામી તિરસ્કારે છે, હો! કોહિનૂર પ્રતિ પણ એને આસક્તિ નથી. એ યોગી તો માત્ર આત્મભોગની જ ભિક્ષા માગે છે, દાનવીરો!

"ઇસ્લામી બિરાદરો! પેગમ્બર આવે છે, ખુદાનો પેગામ સાથે લાવે છે કે મ્હારાં બચ્ચાંને કાફર કહેશો નહીં, નિર્દોષને ગળે છૂરી ચલાવશો નહીં: અગર મ્હારું દિલ દુઃખાશે, બચ્ચાંઓ! હાથ સાથે હાથ મિલાવજો! આલમ આખી મ્હારી છે! રહેમત મને પ્યારી છે! પશુનો પણ હું પિતા છું, પાલક છું, પરવરદેગાર છું, પ્યારાંઓ! આમીન!"

*

Verse

નિહાળું છું આજે, જગત રમતી મંગલ પ્રભા,
હજારો વ્હાલાંનાં, હૃદય પણ કલ્લોલ કરતાં;
હસી, ભેટી, ચુમ્બી, લઇ-દઈ વિનોદો અવનવા,
સુખો કૈં મ્હાલે છે, પ્રિયતમ, સખા, ને પ્રિયતમા.
ઊભો છું હું જોતો, ટગમગ બધું વિસ્મિત બની
અને પૂછું 'ભાઇ, શીદ અહીં હશે મેદિની મળી ?'
'અરે ઘેલા, ભોળા' કહી સહુજનો મશ્કરી કરે
'નથી શું જાણ્યું કે નવ વરસ આજે શરૂ થશે ?'
પડ્યા શબ્દો કાને, અરર! વદતાં કમ્પ વછૂટે
'ગયાં ચાલ્યાં રે શું ! મુજ જીવનનાં વીશ વરસો !
'પ્રભાતો કૈં આવાં, ઝળહળ પ્રકાશી વહી ગયાં,
'છતાં મ્હારાં નેત્રો, કયમ નવ અરે ! જાગૃત થયાં ?'



## (૧૧) વ્રજલાલ ધરમચંદ મેઘાણી ઉપર

[ પિતરાઇ ભાઈ ]

બાહુદીન કૉલેજ, જૂનાગઢ : ૨૯–૧૧–૧૯૧૫

પ્રિય વ્રજલાલભાઇ,

મારી તબિયત બીમાર હોવાથી હું અત્યાર સુધી લાખાપાદર હતો. ત્યાંથી બગસરા આવી ત્યાં ત્રણ દિવસ રોકાઈ જઈ પરમદિને આંહીં આવ્યો છું. તમારો પત્ર મને મળ્યો. ઉત્તર આપવાનું આજે જ બની શકે છે. તમારો પત્ર ગઈ ટર્મમાં પણ મને મળેલ પરંતુ જવાબ ન આપવામાં મારો પ્રમાદ જ દોષિત છે. મને આ દિવાળીના તહેવારો ઉપર બગસરા આવવાનું મન હતું પણ તે જ અરસામાં મારે રાજકોટ જવાનું થયું હતું.

તમને એચ. એ. માં પ્રવેશ મળ્યો તે બહુ સારું થયું. પૈસા વિનાના માણસોને અત્યારે તો નાખી નજર પહોંચે એવું ક્યાંય પણ નથી. દરેક લાઇનમાં કેળવણીના ખર્ચો વધ્યા છે અને કિંમત ઘટી છે પરંતુ ગમે તેટલી હાડમારી વેઠી કુટુંબનું પોષણ કરવા જેટલી સ્થિતિએ પહોંચ્યા વિના અત્યારે છૂટકો નથી. તમે ચોક્કસ સમજજો કે અત્યારની મુશ્કેલીમાં હું અને તમે સરખી હાલતમાં જ પડ્યા છીએ. તમને ખબર હોય તો રાજકોટવાળા મરહૂમ શેઠ મોતીચંદ ઓધવજીના નામનું એક લોન–ફંડ છે. તેનો કારભાર કરવા કેટલાએક ટ્રસ્ટીઓ નિમાયા છે. આપણી જ્ઞાતિના ગમે તે

લાઇનમાં કેળવણી લેતા યુવાનોને એ ફંડમાંથી વિનાવ્યાજે ઉધારી લોન મળી શકે છે, એવી શરતે કે આપણો પગાર થયા પછી દર માસે અમુક રકમ પ્રમાણે તે ભરી આપવાના. મેં પણ આ ફંડમાંથી ૩૦ ચારસોની લોન લીધી છે. તમારે માટે પણ એ જ યોજના કરવા રા૦ ગિરધરભાઈને તથા તમારા વડીલને એ વાત કરેલ છે.

ગમે તેવી નિર્માલ્ય કોટિમાં જીવન હોય તો પણ કર્તવ્ય આપણી સમક્ષ તૈયાર છે. ડૉ૦ ની લાઈન કોમળ હૃદયવાળા માટે જ છે એમ સમજજો. અત્યારના સ્વાર્થી ડૉક્ટરો પૈસા લૂંટી પ્રજાની કતલ કરે છે એ તમે જાણો છો. એવા સેતાનોને બદલે તમારા જેવા સદ્‌વિચારવાળા અને સેવાધર્મ સમજનારા માણસો પ્રજાનું કેટલું કલ્યાણ કરી શકશે તે વિચાર. બીજા વિદ્યાર્થીઓ ફૅશનમાં પડ્યા હોય ત્યાંથી આપણને શો ફાયદો છે? માત્ર હૃદય દૃઢ હોવાની જરૂર છે. મહાત્મા ગાંધી અગર ભાઈ વાલજી જેવાની જીવનદિશા જોઈ આપણા જીવનને વ્યર્થ સમજવામાં તમારી ભૂલ છે. એ જ

લિ૦ ઝવેરચંદ

*

† ભાઈ વાલજી : વાલજી ગોવિંદજી દેસાઈ, ગાંધીજીના અંતેવાસી અને અંગ્રેજીના વિદ્વાન અધ્યાપક.

## (૧૨) વ્રજલાલ ધ૦ મેઘાણી ઉપર

જૂનાગઢ : ૧૯–૧–૧૯૧૬

પ્રિય વજુભાઈ,

નાતાલની રજામાં હું બહારગામ ગયેલ તે દરમ્યાન તમારો પત્ર આંહીં આવેલ તે મને મળ્યો છે. જવાબ આપવામાં વિલંબ થયો તેનું કારણ આળસ અને વિસ્મરણ સિવાય બીજું નથી. રજા દરમ્યાન મારું બગસરા જવું થયેલ ત્યારે મુરબ્બી જેચંદ ઓધવજી સાથે વાતચીત થતાં તેમના તરફથી જણાવવામાં આવ્યું કે લોન સંબંધે તમારી વાત તેમણે રા૦ શેઠ રતિલાલભાઈ રૂબરૂ રજૂ કરેલ, પરંતુ 'હાલ ફંડમાં વિશેષ અવકાશ ન હોવાથી દિલગીર' એવો જવાબ મળેલ. આ વાત મેં માતાપિતાને કરેલ છે. હવે રસ્તો માત્ર એક છે. તે એ કે મને મંજૂર એવી લોનના ૩૦ ચારસોમાંથી મારે એક વર્ષના અભ્યાસ દરમ્યાન માત્ર ૩૦ બસોની જરૂર પડશે અને બાકીના તમારા નામ ઉપર ટ્રાન્સફર કરાવી આપવામાં હું તૈયાર છું. જો આ બાબતમાં તમે સંમત થાઓ તો મને સત્વર જણાવશો કે હું રા૦ શેઠ રતિભાઈને નામ વિનંતી કરું. આર્થિક

મુશ્કેલી સર્વને સામાન્ય છે એમ માનવું એ જ આપણો છેલ્લો દિલાસો છે અને એ દિલાસો લઈને જ હોંશથી આપણા કાર્યમાં મથ્યા રહેવા વિના છૂટકો નથી. પરમાત્મા તમારી ઉમેદ સફળ કરવામાં તમને સહાય કરો એવું હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું અને તમારી ઉચ્ચ ભાવનાઓ તમારા સર્વદા અસ્તુ કહેશે એવો વિશ્વાસ રાખજો. ૦૦૦૦૦

મારા નામથી તમને ત્યાં ચાહનારા એવા કોણ છે? મને નથી લાગતું કે મારી ઓળખાણવાળા ત્યાં એક–બે કરતાં કોઈ વધારે હોય. જો માત્ર 'મેઘાણી' શબ્દમાં એવું સામર્થ્ય હોય એમ તમને લાગે તો એ સામર્થ્યને અધિક સમર્થ બનાવો એ જ મારી અંતિમ લાગણી છે. આંહીંનું કામકાજ વિનાસંકોચે લખશો. એ જ

લિ૰ હિતેચ્છુ ઝવેરચંદ



## (૧૩) લાલચંદ કા૰ મેઘાણી ઉપર

લાખાપાદર : ૯–૩–૧૯૧૬

વડીલ બંધુની સેવામાં,

લિ૰ ઝવેરચંદનાં નમન. આપના બંને પત્રો મળ્યા. મારા તરફથી તુરતમાં જવાબ ફરી ન મળવાથી આપને સહજ લાગ્યું હશે. પ્રથમનો લાંબો પત્ર મારી આગળથી ઘટિત સત્કાર પામી નહીં શક્યો હોય તો પણ ખરું કારણ એ જ આપીશ કે જે લખાણ મારી લાગણીઓને બહુ જ ઉછાળી મૂકે છે તેનો ઉત્તર તુરત જ ન આપતાં લાગણીઓના તોફાનને શમી જવા જેટલો વખત પસાર થવા દેવો એ હવે મારો એક નિયમ થઈ પડ્યો હશે. ભૂતકાળમાં મેં કેવળ ક્ષણિક લાગણીઓના વેગમાં તણાઈ જઈને ઘણીયે વાર પત્ર લખવામાં મૂર્ખાઈભર્યું સાહસ કર્યું છે અને એ સાહસમાંથી નીપજેલાં પરિણામો હજુ પણ સાંભરી આવતાં મને બેહદ ખેદ થઈ આવે છે. તેટલા માટે જ આ વખતના હૃદયના વેગને ઘણા યત્નથી દાબી રાખી મેં ગેરસમજણ થવાને જોખમે પણ જોઈતો કાળ જવા દીધો છે. આશા છે કે આ કારણથી આપ સંતોષ પામશો. હવે હું શાંતિથી ક્રમવાર જવાબ લખવા યત્ન કરીશ.

આપે મને મારા અભ્યાસમાં કાંઈ પણ મદદ ન આપવા છતાં પણ હું આપની સ્થિતિને યાદ લાવી બળું છું એમ જાણી આપને અચંબો થાય છે અને તેમ ન કરવાની મને ભલામણ કરો છો એ વાત સહેજ ખેદ ઉપજાવે છે. અન્યના દુઃખથી દુઃખી થવામાં કાંઈ કારણોની જરૂર પડતી હશે ખરી કે? આનો અર્થ એમ કે હું મારા સ્વાર્થની ખરીદી કરવા માટે પણ મારી લાગણીઓનું વેચાણ કરી શકું ખરો! એક બાજુ મારામાં અતિ આત્મભાવ અનુભવો છો અને બીજી તરફ મારામાં એ જ પ્રકારની

લાગણી છે કે નહીં તે વિશે શંકા સેવો છો; હું ઇચ્છું છું કે ભવિષ્યમાં આ વિરોધને શમાવી દેવા જેટલું હું કરી શકું.

મારા અભ્યાસ માટે હું પોતે કેવળ નિષ્ફિકર છું એટલે પછી અન્ય પાસેથી સહાય મળે યા ન મળે, મને કદી એ વિચાર આવ્યો નથી. મારા લાભ અને ગેરલાભની દૃષ્ટિ અંતઃકરણની લાગણીના કુદરતી પ્રવાહને જો કદી રોકી શકે તો હું માનવ તરીકેનો અગર એક પશુ તરીકેનો દાવો પણ કેમ કરી શકું?

આપ લખો છો તેમ જ, કદાચ સર્વકોઈને માટે નહીં તો પણ આપના જેવી શારીરિક અને માનસિક સ્થિતિવાળાઓને માટે તો હાલના દ્રવ્યપ્રાપ્તિના રસ્તાઓ કેવળ પ્રતિકૂળ જ છે. મને એટલો તો ખ્યાલ હતો કે આપને મળતી આવક સંચય કરવાનો અવકાશ આપે તેવી તો નથી જ, પરંતુ કુટુંબના પોષણ માટે કરજ પણ કરવાં પડે છે એવી દયાજનક સ્થિતિની જાણ તો મને આ પત્રથી જ થાય છે.

હા! ખાલી હાથે પાછા આવનારને જગતની સંકુચિત નજરમાં સત્કાર મળવો બહુ જ મુશ્કેલ છે અને એ વિચાર આપની સ્થિતિને અધિક દયામણી કરી મૂકતો હશે. મારી પરવશતા મારી ગમે તેવી લાગણીઓને હાલ તો દાબી રાખે છે તો પણ જેના ઉપર કોઈનો પણ અધિકાર નથી તેવા મારા સ્વતંત્ર હૃદયમાં હું તમોને સઘળાંને પૂર્ણ આનંદથી સત્કારી લઈશ. વખતની પ્રતિકૂળતા સર્વકોઈને લાચાર બનાવી આપે છે તો પણ મગરૂબી સાથ હું કહીશ કે પિતામાતા બંનેનાં હૃદયમાં આપને માટે વાત્સલ્યની લાગણી છે જ અને માત્ર પત્રવ્યવહારની શિથિલતા આપને અવળી કલ્પના ન કરાવે એમ હું ઇચ્છું છું.

સ્વદેશસેવાની આવી મહાન ભાવનાઓમાં હું માત્ર અસ્તુ જ કહીશ અને એ ઉત્તમ ભાવનાઓને ધર્માત્મા ગાંધીશ્રીના ચરણે નહીં તો બીજે કયે યોગ્ય સ્થળે સમર્પી શકાય? હું પણ બંને ચિરંજીવીઓ માટે એવા જ પ્રકારનું સૂચન કરવાનું ઇચ્છતો હતો અને મારા જ કુટુંબમાંથી એ બાળકો ભવિષ્યમાં સ્વભૂમિના સેવકો બની નીકળે અને આખા કુટુંબને એ સેવાના તેજથી અજવાળે એથી અધિક આનંદનો કયો ઉત્સવ મને હોઈ શકે? આ બધી બાબતોમાં પણ સર્વોપરી આનંદ આપનારી એ વાત છે કે આ બંને બચ્ચાંઓને એ આશ્રમમાં મૂકતાં આપ એ બાળકોને ગુલામગીરીમાંથી બચાવવાનું મોટું પુણ્ય મેળવી શકશો. જો કે આમ કરવા જતાં સંબંધીઓની નિંદા સાંભળવી પડશે, અણસમજુ દુનિયાને મોઢે વગોવાવું પડશે અને બહિષ્કારનો ભય પણ સામે આવશે — જો ગાંધીશ્રીના 'કૉસ્મોપોલિટન' વિચારોમાં અનુમત થશો તો જ. પરંતુ તોયે શું? એ સઘળું સહન કરીને પણ એક પિતા તરીકેનું કર્તવ્ય બજાવવા આપને તત્પર થતાં જોઈને હું કેટલો આનંદ અનુભવું છું!

માત્ર એક વાત. વિલાસમાં ઊછરેલાં બચ્ચાંને આશ્રમના વિકટ સંયમ પાળતાં જોઈ પુત્રઘેલાં પિતામાતા પોતાની લાગણીઓ કઈ રીતે દબાવી શકશે? વળી આશ્રમમાં મળતો ખોરાક ગમે તેવો નિર્દોષ અને સાત્ત્વિક હોવા છતાં પણ સંપૂર્ણ રીતે પૌષ્ટિક

નીવડે છે કે નહીં અને જેને આપણે સાચા બળવાન બ્રહ્મચારીઓ કહી શકીએ એવા બ્રહ્મચારીઓ તે ખોરાકમાંથી ઉત્પન્ન થઈ શકે કે નહીં એ ખાતરી પ્રથમ કરવાની જરૂર છે. હું અને બીજા ઘણાયે એમ ઇચ્છીએ છીએ કે વિલાસના પાપમાં પડેલી દુનિયા શ્રીયુત ગાંધી જેવાના પ્રયાસ વડે હવે જલદી પ્રાચીન કાળના સાદા જીવનને પ્રાપ્ત કરી લે કેમ કે એ વિના ઉગરવાનો બીજો આરો નથી. અત્યારનું civilisation કેવળ નાશનું જ શસ્ત્ર થઈ પડ્યું છે અને આખું હિંદ બહુ જ સહેલાઈથી તેનો ભોગ થઈ પડ્યું છે પરંતુ શ્રી ગાંધીનો આશ્રમ અત્યારે તો માત્ર એક પ્રયોગ જ છે. હિંદની પ્રાચીન અવસ્થાનો પુનરુદ્ધાર કરી આ કાળે હિંદની અસલની સુખી સ્થિતિ પ્રાપ્ત કરી શકાય એ વાત સાબિત કરવાનો આ પ્રયોગ છે અને આવા સ્વભૂમિના કલ્યાણ અર્થે જે પ્રયોગ ચાલે છે તેને વિશેષ સરલ બનાવવા એ મહાન પ્રયોગકારના હાથમાં બે શક્તિવાન બાળકો સાધનરૂપે મુકાય તો તેમાં પણ એ બાળકોનાં અને તેનાં પિતામાતાનાં અનેક [?] થાય છે. માટે મારી રંક સલાહ પ્રમાણે તો હું આપની ઇચ્છામાં અસ્તુ કહી ચૂક્યો છું. પરિણામ પરમાત્માને હાથે સોંપાય છે. જો કે બુદ્ધિપૂર્વક વિચાર કરવાની અને લાંબી નજર વાપરી ભવિષ્યને અવલોકવાની મારામાં શક્તિ નથી, હું પણ પ્રવાહમાં તણાતો એક ક્ષુલ્લક જીવ છું અને સલાહ આપવાનું સાહસ ખેડતાં (એક સાધારણ બાબતમાં પણ) હું હવે અચકાઉં છું છતાં પણ આપના લખ્યા મુજબ આ સૂચન મારા તરફથી આપના તરફના ભક્તિભાવને લીધે જ થઈ જાય છે.

સેવા કરવાની આપની અશક્તિ ઉપર બહુ જ વિચાર કરી ખેદ કરવો ઘટતો નથી. એ અશક્તિને માટે બધો દોષ પોતાના ઉપર શા માટે વહોરી લેવો જોઈએ? આપના અભ્યાસ વખતેની આપણા ઘરની તંગી, જન્મની જ શારીરિક નબળાઈ વિગેરે બીજાં ઘણાં કારણો આપની અશક્તિ લાવવામાં સામેલ હતાં કેમ કે અભ્યાસમાં એક પગલું આગળ વધતાં આપનું ભાગ્ય ચોક્કસ ફરી ગયું હોત અને તે પગલું ભરવામાં આડે આવનાર આપણા ઘરની આર્થિક તંગી અને વિશેષે કરીને તો કેળવણીની કિંમત તે કાળે ન સમજનાર આપણા વડીલ કારણભૂત છે. વળી સંસારની ઉપાધિઓ પણ અકાળે આવી આપના સાહસિક સ્વભાવને કાંઈક અંશે કચરી નાખવામાં જવાબદાર છે. પણ હવે એ વાસ્તેનો શોચ શા માટે? શું પોતાનો અને પોતાની ઉપર અવલંબી રહેલા ત્રણ આત્માઓનું પોષણ કરનાર માણસ સ્વદેશની સેવા નથી કરતો? દુનિયાના એક કુટુંબને પણ સુખી કરતો માણસ ગોખલેની સોસાયટીને અગર ગાંધીશ્રીના આશ્રમને એક ઈશ્વિરી મદદ નથી આપતો? આ બધા મહાન સેવકોના પ્રયાસ હિંદના સર્વ કુટુંબોને સુખી કરવાના છે તો પછી પોતાના કુટુંબની સંભાળ લેનાર માણસ તેટલે અંશે એ સેવકોનો બોજો ઝીલી નથી લેતો? આમ દરેક પુરુષ જો પોતાના બચ્ચાનું ભવિષ્ય સુધારી આપે તો ત્રીસ કરોડ આત્માઓનો ઉદ્ધાર થવામાં શી વાર છે? વળી, ગમે તેવો અશક્ત મનુષ્ય પોતાની સાચી અને દાઝવાળી લાગણીઓનાં આંદોલનોથી એ મહાન સેવકોની સેવામાં કેટલું સામર્થ્ય રેડી શકે છે! એક

ગુપ્ત ફિરસ્તાની પેઠે કેવી ઉત્તમ સહાય ખરા અંતઃકરણવાળો માણસ પોતાને ઘેર બેઠો બેઠો પણ આપી શકે છે! અને એ લાગણીઓને જગત પરની હવામાં વેગ આપતાં આપ કેટલી બધી સેવા કરી રહ્યા છો! કેટલું પુણ્ય મેળવી રહ્યા છો! મને આ સિદ્ધાંત ઉપર પૂરતી શ્રદ્ધા છે અને હું તેમાંથી જ સંપૂર્ણ સાંત્વન લઈ શકું છું.

બગસરામાં ખૂલેલ ફેક્ટરીમાં સારાં અને સુંદર કપડાં બને છે. માલિકને હું એક સદ્‌વિચારવાળો માણસ માનું છું, જો કે આપણાં દેશી મિલના માલેકોએ અને વ્યાપારીઓએ અનેક જાતના દગાફટકાથી સમસ્ત અજ્ઞાન પ્રજાનો વિશ્વાસ ગુમાવ્યો છે અને આ રીતે પોતાના નીતિશાળી બંધુઓની પ્રતિષ્ઠાને પણ ધક્કો પહોંચાડ્યો છે અને તેથી જ કદાચ આ ફેક્ટરીના માલને હાલ તુરતમાં તો જોઈએ તેટલી ફતેહ નહીં મળે; તો પણ હું ઇચ્છું કે ભવિષ્યમાં પરિણામ સારું આવશે. તાત્કાલિક અને દેખીતા લાભને શોધનારી અજ્ઞાન પ્રજા આપણા દેશી કાપડ તરફ નથી ખેંચાતી એનું બીજું પણ કારણ છે : મુકાબલે મોંઘા ભાવ અને ઉપરનો ઓછો ભભકો. આ બધી ખુવારી કરનાર આપણી વિલાસવૃત્તિ.

ઇચ્છા વિરુદ્ધ પણ જે લાંબો કાગળ આપનાથી લખાઈ ગયો તે મારા સદ્‌ભાગ્યની જ પ્રેરણા હશે. જે બાબત આપને ગમગીન નથી બનાવતી તે મને લેશ માત્ર પણ દુઃખ નહીં આપે. જો આપ પોતાની સ્થિતિમાં સુખ માનતા હો તો મને તેમાં દુઃખ પામવાનું કારણ નથી.

વ્હાલાં બચ્ચાંઓને બોલાવશો. ચિ૦ લાભુની આંખમાં ચળકતું તેજ મને કંઈક અવનવું ભવિષ્ય સૂચવે છે. તેને ગુરુકુળનો બ્રહ્મચારી થતો જોવાને હું કેટલો આતુર છું! ૦૦૦૦૦ એક વિનંતી : ત્યાંના કોઈ સારા વિદ્વાન વક્તાઓનાં લેક્ચરોનાં કોઈ પેમ્ફલેટો અગર એવી કોઈ ચોપડી બની શકે તો ક્વચિત્ મોકલાવતા રહેશો. આંહીંથી માતુશ્રી તથા બહેનો બધાંને બહુ જ સંભારે છે.

લિ૦ ઝવેરચંદ

*

† 'બંને ચિરંજીવી' : લાલચંદ કા૦ મેઘાણીના પુત્રો, લાભચંદ અને રમણિક.

*

## ♦ લાલચંદ કા૦ મેઘાણી

[રમણિક મેઘાણી લિખિત પરિચય]

"મારા બાપુજી [લાલચંદ કાળીદાસ મેઘાણી] એ જીવનની કારમી વાસ્તવિકતાનો અતિ અનુભવ સાવ બાળપણથી જ કરેલો. એમનાં બા જન્મ આપીને ચોવીસ કલાકમાં મૃત્યુ પામેલાં. બાપુજીનું બાળપણ મોસાળ પક્ષે વીતેલું. એમના મોટાબાપુજીએ એક

ભરવાડણને શિશુ દૌહિત્રને ધવરાવી ઉછેરવા વિનંતી કરેલી. થોડા માસ ગોપાલ માતાનું ધાવણ બાપુજી ધાવ્યા હતા. નાનપણમાં બગસરામાં ઘેર રાત્રે સૌ ઊંઘી જાય પછી રસ્તા પર સુધરાઈના દીવે એ પોતાનું પ્રિય લેખનકામ અને અભ્યાસ કરતા. મૅટ્રિકનું ફૉર્મ ભરવાની ફી જેટલી મામુલી રકમ પણ પિતાએ ન આપતાં આગળ ભણવાનું અટક્યું. કેવળરામ માવજી નામના શિક્ષણપ્રેમી સજ્જને કાળીદાસબાપાને સૂચવેલું કે લાલચંદને પોતે ઉછેરશે ને ભણાવશે, પણ કુટુંબની આબરૂને બટ્ટો લાગવાની બીકે બાપાએ ના પાડી. મારા બાપુજીએ નાનપણમાં મિત્રોના ઘરના રોટલા, ઊતરેલાં કપડાં ને મિત્રોનાં પાઠ્યપુસ્તકોનો લાભ લઈને અભ્યાસ કરેલો. નાની વયથી જ લખવાની અતિ રુચિ. પોતાના અનુભવો પરથી 'વિશ્વરાજ' અથવા 'વિશ્વરાજય' નામની નવલકથા પણ લખેલી. સામાન્યજનને જિંદગી જીવવામાં સહાયક બનવાની ઝંખનાના ફળ સ્વરૂપ 'સાધન' નામનું સામયિક ૧૯૩૪માં કલકત્તામાં શરૂ કરેલું."



## (૧૪) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉમર

લાખાપાદર : ૯–૩–૧૯૧૬

પ્રિય ભાઈ,

મેં તો આપને આશા દઈને રાખ્યા. તા૦ ૨૮ મીએ સવારમાં ત્યાં આવવું અને સાંજની ટ્રેઈનમાં, બની શકે તો આપને સાથે લઈ, જેતપુર જવું એ નિશ્ચય લાંબા કાળથી કરીને જ હું નિર્મલ દિવસની રાહ જોતો હતો પરંતુ કાંઈક મારી બેદરકારીથી અને કંઈક તો સરતચૂકને લીધે પડ્યું રહેલ એક જરૂરી કામ તે જ દિવસે સાંભરી આવ્યું, પ્રોગ્રામ વીંખાઈ ગયો, અને જેતલસરની ચાર કલાકની યાત્રામાં પણ વિઘ્ન પડ્યું. પરબારો સાંજની ટ્રેઇનમાં જેતપુર ગયો. મારા મામાનાં ઘણા લાંબા વખતનાં મેણાં વારંવાર સહન કરવા ઠીક ન લાગ્યાં એટલે આ વેળા તો મારી સ્નેહયાત્રાને પણ મારે જતી કરવી પડી છે. જૂનાગઢ કૉલેજમાં આવતાં અનાયાસે જે સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે તેમાંથી બની શકે તેટલો શ્રમ વેઠીને પણ યથાશક્તિ મારા રંક જીવનને અપાવવું, અને આવતી–જતી વેળા મારા હૃદયરામના બે વખત દર્શન પામી કૃતાર્થ થવું એ પણ મારા જીવનનાં સૂત્રોમાંનું એક છે. પરંતુ સંસ્કારો એટલા નબળા કે કાં તો એ સૂત્રનું સર્વાંશે પાલન કરવાની દૃઢતા ચળી જાય અગર તો તે પ્રિય મૂર્તિની સમીપ ગયા છતાં તેના અંતરમાંથી દ્રવી પડતી ગંગાસમી સ્નેહભાવનાઓને ઝીલવામાં હૃદય નિશાન ચૂકી જાય.

થાકી ગયેલો પ્રવાસી જ્યારે કોઈ સુંદર જળાશયને કિનારે તૃષા છિપાવવા બેસે ત્યારે તો એમ થાય કે જળાશયનું સઘળું પાણી ગટગટાવી જાઉં અને અનેક જિંદગીની

તરસ એક સાથે છિપાવી લઉં! પરંતુ પાત્ર જેટલું સમાવી શકે તેટલું જ પીવાયને તો પછી હું પણ, ભાઈ, એ મહાન હૃદયમાંથી કેટલુંક લઈ શકું? ૦૦૦૦૦ એક વખત મેં મારી રજાના અમુક દિવસો બગસરે ગાળવાની મારી ઇચ્છા આપને દર્શાવી હતી. હજુ પણ એ ઇચ્છા મોજૂદ છે. તેમ કરવામાં મારા બે આશય છે. એક તો તમારા સર્વની ગેરહાજરીમાં આપણું મંડળ જે મૂર્ચ્છા અનુભવે છે તેને થોડે અંશે દૂર કરવી અને બીજું રસોઈ વિગેરેનો બંદોબસ્ત જાતે જ કરી લઈ જીવનનો બોજો પોતાની મેળે કેમ ઉપાડી શકાય તે જાણવું અને તમારા જેવા સાધુજનોના સ્પર્શથી આ અધ:પતનમાંથી કાંઈ ઊંચે ચડી શકાય કે નહીં તે અનુભવવું. પરાધીન દશા અને પિતામાતાનો ચિંતાભર્યો વાત્સલ્યસ્નેહ આ નિર્દોષ ઇચ્છાને ક્યાં સુધી સફળ થવા દેશે એ હવે જોવાનું છે.

આંહીંની એકલદશામાં જીવન કેટલું મંદ અને શિથિલ બની જાય છે તે તો આપ કલ્પી નહીં શકો કારણ કે જંગલનાં ઝાડ અને પહાડ-પથરાંમાંથી પણ જીવનસાથીઓ ઉત્પન્ન કરવાનું જાદુ આપ જાણી શક્યા છો.

પુત્રશોકની પીડા હવે તો અળગી થઈ હશે. એટલું જ લખીશ કે સામાન્ય મનુષ્યોને સહજ એવા જિંદગીના ઊડતા જતા પલટાઓમાં અન્યની પેઠે જો આપની મનોવૃત્તિઓ પણ ડગી જતી હોય તો પછી પામર મનુષ્યો અને એક સંયમી આત્મા એ બેની વચ્ચેનું અંતર તુરત તૂટી પડશે. મને વિશ્વાસ છે કે કુદરત પોતાના ક્રમમાં એવા ફેરફારને અવકાશ આપવા જેટલી બેશરમ નહીં બને. અસ્તુ. ૦૦૦૦૦૦ 'ઇસ્ટર હોલીડેઇઝ'માં કદાચ આંહીં ન પહોંચી શકાય તો અમરેલી મુકામે આપણે મળીએ એવી યોજના થશે? કુશળ ઇચ્છી આંહીં જ વિરમીશ.

લિ૦ આપનો, ઝવેરચંદ

તા૦ ક૦ આપણા નાતાલના પ્રવાસ દરમ્યાન આપણે કરેલા ખર્ચનો હિસાબ કરતાં મારી પાસે આપનાં લેણાં રૂ૦ ૫–૧૨–૦ નીકળે છે. આ હિસાબ બારીકાઈથી કાઢવામાં આવ્યો નથી એથી કદાચ આ કરતાં વધુ પૈસા મારી પાસે લેણાં હોવાનો સંભવ છે. વિનંતી એટલી કે ફરી હિસાબ કરતાં મારી પાસેથી વિશેષ લેણું નીકળે તો બેધડક જણાવવાની આપની ફરજ છે. હાલ તો સદરહુ રકમ મોકલું છું તે સ્વીકારી પહોંચ બીડશોજી.

લાખાપાદર આવી પારકે ઘેર ઊતરવું અને ઘેર આવી કાકીને બે મીઠા શબ્દોથી સારું લગાડી જવું આપને યોગ્ય લાગ્યું, તો ખેર! ફરી વખત હું પણ વિચાર કરીશ. હવે હું ધીમે ધીમે સમજવા લાગ્યો [છું] કે જગતમાં મારે અતિશય નિખાલસ અને સરલહૃદયી થવું ન જોઈએ. ધ્વનિને પ્રતિધ્વનિ ન મળ્યો એ સૂચવે છે કે કુદરત પોતાનું ગૌરવ ચૂકી. અસ્તુ.

લિ૦ એ જ

મધનો શીશો (પોણો ભરેલ) આપની ગેરહાજરીમાં ત્યાં આવેલ છે. મળી ગયો હશે. આંહીં શીશાની જરૂર હોઈ ખાલી શીશો પાર્ટીવાળા સાથે મોકલશોજી.

One more thing. I have a mind to engage myself in service for the period of these three months of my vacation. That will bring me a partial provision for my future college expenses. Will you enquire at Rajkot or at any other place if there is any vacancy (of course, proper for me) in the educational department?

Yrs sincerely,
Jhaverchand

□ અનુવાદ :

એક બીજી વાત. વેકેશનના આ ત્રણ માસ દરમ્યાન નોકરી કરવાની મારી ઇચ્છા છે. ભવિષ્યમાં કૉલેજના ખર્ચમાંનો થોડો આમાંથી નીકળી જશે. રાજકોટ અથવા બીજી કોઈ જગ્યાએ શિક્ષણ ખાતામાં (મારે લાયક) ખાલી જગ્યાની તપાસ કરશો ?

તમારો સાહૃદયી
ઝવેરચંદ

*

● નિસર્ગલાલન

"...વેકેશન ખૂટી જતાં ફરી પાછા ઘોડીની કે ઊંટની પીઠ પર, લપસણી બિહામણી તોયે શિશુહૃદયસોહામણી શેલને સામે પાર સપાટ ખૂમચા જેવી ભોમકા પર વહેતું થતું વાહન, પાછળ ફરી ફરીને કેટલીય વાર નિહાળેલાં ચૂનાબંધ ખોરડાં, ફરી પાછાં બીજા માર્ગે આવતાં રંક અને રોટીવિહોણાં એ ગામડાં — એ માણાવાવ, પાદરગઢ, હાલરિયું, ફૂલરિયું, ફરી પાછી ત્યાંયે ભેટતી ને છાનો દિલાસો દેતી મંગળમૂર્તિ ભદ્રવાહિની, પહોળા પટવાળી સુજલા સુફલા સોરઠી શેત્રુંજી. ...ઊતરીને પાણી ખોબે ખોબે પીતો, પગ ઝબોળીને ટાઢો થતો,— ને સાંજે તો પાછી શરૂ થઈ જતી પારકા ટૂંબા ખાઈને રોટલો પામતી ઓશિયાળી વિદ્યાર્થી અવસ્થા. રે! પાયામાં જોઉં તો કશો જ નક્કર કુલસંસ્કાર, રક્તસંસ્કાર, નગરસંસ્કાર, ધર્મસંસ્કાર નથી જડતો. જડે છે ફક્ત આ શેત્રુંજી, સાતલ્લી અને શેલ સમી નદીઓનાં નીરસમીરણ મારફતનાં થોડાં નિસર્ગલાલન ..." [ 'પરકમ્મા'માંથી ]

## (૧૫) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

લાખાપાદર : ૨૬-૩-૧૯૧૬

પ્રિય બંધુ,

પ્રીતિની અતિતૃપ્તિ શું આખરે અણગમો ઉત્પન્ન નથી કરાવી દેતી? અગર તેમ ન હોય તો પછી પત્રવ્યવહારની અંદર આવી મંદતા પેસી જવાનું શું કારણ? મારા વડીલ સાથે મોકલેલ નિમંત્રણ મળ્યું પરંતુ પત્રદર્શનની આશા તો હજુ આશા જ રહી ગઈ છે. ૦૦૦૦

૦૦૦ એક વખતનું અજ્ઞાન હૃદય, જે આંહીંની હવાને કેવળ નિર્દોષ માની રહ્યું હતું તે જ હૃદય, હવે કંઈક સમજણું થયું હોઈ આંહીંના પાપી પવનને અનુભવતાં અતિશય પીડાય છે અને એ નિત્યની પીડામાંથી છુટકારો પામવા અંતઃકરણ હવે આગ્રહ કરે છે. અનીતિથી દુષિત બનેલ હવાના આંચકા સામે ટકી રહેવા જેટલું કૌવત આ નબળા અંતઃકરણમાં હવે નથી, પરંતુ પરાધીનતાના બલાત્કાર તળે આંહીં માત્ર ચગદાવા વિના બીજો શો ઉપાય? મારો છુટકારો કોણ કરે?

કેળવાયેલી નિર્દયતા કરતાં એક અજ્ઞાન અને અબુધ કસાઈની છરી ઓછી જુલમગાર હોય છે કેમ કે તે સત્વર છુટકારો કરી નાખે છે, પરંતુ આપણા શિક્ષણ પામેલા અમલદારો પ્રાચીનકાળનાં પેલાં ત્રાસદાયક, પ્રાણ લેવાનાં, યંત્રોને પુનર્જીવન આપી પોતાના પૂર્વજો તરફની વફાદારી અને અનન્ય ભક્તિ હવે સિદ્ધ કરવા લાગ્યા છે. હું આપને આંહીંની શું વાત કરું? વાત કરીને ઊલટી આપની આપદામાં વધારો કરવા જેવું જ છે. જ્યારે તમારી સરકારનાં બધાં ખાતાંઓમાં અત્યારે ચાલી રહેલ નિર્દયતા નજરે પડેલી ત્યારે મારા જેવા માણસના મનમાં તો રાજભક્તિની પવિત્ર ભાવનાને ટકી રહેવા જેટલું સ્થાન રહેતું નથી. આપના આંહીંના પ્રવાસ દરમ્યાન દાસભાઈ તથા આપ પોતે માત્ર જીહ્વાગ્રના માધુર્યથી મોહ પામી જઈ અંદરના હાલાહલને ઓળખી નહીં શક્યા હો. પ્રજાના કલ્યાણની ભાવનાથી જ બધાં પાત્રોને ભરપૂર માન્યાં હશે. આમાં તમારો કોઈનો દોષ નથી. આપણે બધાં સહેલાઈથી આમ ઠગાઈએ છીએ. જો અધર્મને તેના નગ્ન, ભયાનક, ભીષણ સ્વરૂપમાં આપણે બધાં એકદમ જોઈ શક્યાં હોત તો પછી ગુરુકુળો અને સત્યાગ્રહ–આશ્રમો આપણા દેશમાં ઠેર ઠેર સ્થપાઈ ગયા હોત. નોકરીની, ગુલામગીરીની, વાસનાઓ તત્કાલ તૂટી પડી હોત. ચાઇના–સિલ્કનાં પહેરણોને બદલે આપણા અંગ ઉપર માત્ર દેશસેવાની કાળી કફની પહેરાઈ ચૂકી હોત, આપણા [---?] આપણા પીડાતા બંધુઓની દાઝમાં જ બળીને ભસ્મીભૂત બન્યાં હોત, પરંતુ આપણે બધાં ગુલામગીરીમાં જ આનંદ માનીએ છીએ. કદાચ જગત પરનું સત્ય પોતાના નગ્ન સ્વરૂપમાં અચાનક દૃષ્ટિએ પડી જાય એવા ભયથી તો આપણે આંખો મીંચીને જ ચાલીએ છીએ. ઇંગ્લૅન્ડના ઇતિહાસમાંનો પેલો બહાદૂર યુવાન કે જેને Pretender II ના નામથી ઓળખાવવામાં આવે છે તેણે મહાન વિક્રમ દખાવી

પોતાના અધિકારની સત્યતા સાબિત કરવા ઘણુંયે કર્યું પરંતુ જ્યારે તે બિચારો પોતાના સર્વ યત્નોમાં નિષ્ફળ થયો ત્યારે પોતાના અંતઃકરણમાં બળતી જગતના અન્યાયની જ્વાળાને ઠારવા અને બધી પીડા ભૂલી જવા તેણે દારૂનો સખત ઉપયોગ ચાલુ કર્યો. દારુના નશામાં તેણે નગ્ન સત્યને વિસારે પાડી દીધું અને બની શકે તેટલા વિલાસમાં પોતાનું અવશિષ્ઠ જીવન પૂરું કરી તે બિચારો છાનોમાનો મરી ગયો. આપણે પણ અધર્મ નજરે ન ચડે એટલા માટે અને કદાચ કમભાગ્યે (!) પ્રત્યક્ષ થવા પામ્યું હોય તો તેને સત્વર ભૂલી જવા ખાતર સ્વાર્થ, વિલાસ, સત્તા આદિ કોઈ એવી કેફી વસ્તુનું શરણ પકડી લઈએ છીએ. રે! પેલા યુવાને તો સર્વસ્વ ગુમાવ્યું ત્યાં સુધી એ અધર્મનો પીછો છોડ્યો નહોતો. ક્યાં છે આપણામાં એવો વિરલ યોદ્ધો? Ignorance is bliss! રાજ્યભક્તિ? શું આપણા દેશી રાજ્યો અને ઉઘરાણું કરવા નીકળતા પિ. એ. અને ડિ. એ. પિ. એ. ને પાનબીડી, સોપારી-સૂકો, તજ-લવિંગ-એલચી ઇત્યાદિનાં પોટકાં આપનારા પેલા વકીલો, શેઠિયાઓ, અમલદારો, જેવા તુચ્છ માણસોના હૃદયમાં શું રાજ્યભક્તિ જેવી પવિત્ર ભાવનાની ગંધ પણ હોઈ શકે ખરી? બેલ્જિયમના નિરાધાર કહેવાતાં કુટુંબો માટે લાખોની સખાવત (!) અને પોતાના દેશને દ્વારે ભૂખથી મરી જતાં ભાંડુઓ માટે એક દુકાનીનો પણ અભાવ! હા! નહીં તો પછી ઇલ્કાબ ક્યાંથી મળે? હું તો ઇચ્છું છું કે હિંદુસ્તાનમાં લૂંટારા અને ચોર, બહારવટિયા ને ધાડપાડુ, ખૂબ વધી જાય અને દેશી રાજ્યોના તથા ધનવાનોના ખજાનાઓ સુખેથી ઉપાડી જાય.

You will think all this to be the outpourings of a mad man. Be it so. It would give very little pain to one who is burning with a lot of agonies at the thought of what he finds around him here. Amen.

My father has already spurned away and laughed at my idea of making a long stay at Bagasara. I am helplessly confined to this dungeon. So then, I simply intend going to Bagasara for a couple of days and not more. This can be done only when Mr. Desai comes here, as I learn from my father that he returns from Porbandar for the time being. Will you please to inform me if he has passed Jetalsar uptill now?

[□ અનુવાદ :

આ બધું તમને એક ગાંડાની લવારીઓ જેવું લાગશે. ભલે લાગે. ચોમેર દૃષ્ટિપાત કરતાં આવતા વિચારોથી પ્રજ્વલિત વેદનાઓમાં જલી રહેલ વ્યક્તિને એથી ખાસ દુઃખ નહીં થાય. આમીન. બગસરામાં લાંબા રોકાણના મારા વિચારને મારા પિતાએ હસી કાઢી ઠૂકરાવી દીધો છે. લાચારીથી હું આ કેદખાનામાં ગોંધાઈ રહ્યો છું. એટલે બગસરા તો હવે બેએક દિવસ જ, વધુ નહીં, જવા ધારું છું. શ્રી દેસાઈ અહીં

આવે પછી જ હું નીકળી શકીશ કારણ કે મારા પિતાશ્રીના કહેવા પ્રમાણે પોરબંદરથી હાલ પૂરતા એ પાછા ફરવાના છે. જેતલસરથી એ પસાર થઈ ગયા છે કે નહીં તે જણાવવા કૃપા કરશો ?]

હુતાશની ઉપર બગસરે જવાના છો એમ જરા લખી જણાવ્યું હોત તો અવશ્ય આવવાનું બની શકત. કદાચ યાદ નહીં આવ્યું હોય. ૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

◆ તમારા રાજદ્વારોના ખૂની ભભકા નથી ગમતા,
મુસીબતની મુરવ્વત જ્યાં, ખુશામતના ખજાના જ્યાં.
['કલાપી']

*

● દૂધપાક બગડ્યો

"થાણદાર સાહેબને સંભળાય તે રીતે મહીપતરામ પોતાના માણસોને ઊલટાવી ઊલટાવી જુદી જુદી ચાલાકીથી કહેતા હતા, 'એલા, ચાલીસ પાટલા ઢાળ્યા છે કે? જોજો હો, વધુ પાંચ ઢાળી મૂકજો. વખત છે, ભાઈ, કોઈક મહેમાન આવી ચડે. આવે, કેમ ન આવે ? ચાલીસ માણસને રસોડે પાંચ વધુ જમી જાય એમાં શી નવાઈ?'

"જમણ પોણા ભાગનું પૂરું થવા આવ્યું ત્યારે કોઈકે ધ્યાન ખેંચ્યું કે 'ભાણાભાઈનો દૂધપાકનો વાટકો તો હજુ ભર્યો ને ભર્યો પડેલો છે.'

'કેમ ભાણા! ત્રીજો વાટકો કે?'

પીરસનારે કહ્યું, 'ના જી; પે'લો જ વાટકો છે.'

'એમ કેમ ?'

'અડ્યા જ નથી.'

'કેમ ભાણા ?'

'મને ભૂખ નથી.'

'જૂઠું. બોલ, શું છે ?'

'પછી કહીશ.'

'પછી શીદ ? આંહીં કોની શરમ છે ? મારી તો સરકારી ટપાલોય ઉઘાડેછોગ ફૂટે છે તો તારે વળી ખાનગી શું છે — સરકારથીય વધારે !'

'મારું મન નથી.'

'કાં ?'

'પેલાએ કહ્યું'તું ને ?'

'કોણે ? ક્યારે ? શું ?'

'કાલ રાતે દૂધ લઈને આવેલા તે કહેતા'તા કે નાનાં છોકરાંને પાવા માટે પણ રાખ્યા વિના બધું દૂધ અહીં લઈ આવ્યા છે.' એટલું કહીને ભાણાનો ચહેરો ઉનાળાના મધ્યાહ્નના બાફમાં બફાઈ વરાળો કાઢતા ચીભડાની ફાડ જેવો ગરમ, લાલ ને પીળો બની ગયો. મહીપતરામનું મોં ઉજ્જડ વગડા જેવું બન્યું." ['સોરઠ, તારાં વહેતાં પાણી' નવલકથામાંથી.]



## (૧૬) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

લાખાપાદર : ૧૮-૪-૧૯૧૬

ભાઈશ્રી,

વિશ્વાસ તો ગુમાવ્યો છે એટલે નિરર્થક શું લખવું ? મારા વિચાર, મારી વાચા અને મારું વર્તન એ ત્રણેનું જુદી-ઊલટી-દિશામાં ગમન થાય છે એવો સંશય આપના તથા પ્રિય શ્રી દેસાઈના હૃદયમાં પેદા થયો છે એ વાત હું જાણી શક્યો છું. આ વખતના મર્મપ્રહાર મારા હૃદયમાં શલ્યની પેઠે ખૂંચી ગયા છે. વખતોવખત જૂઠો પડતો આવ્યો છું. આ વખત તો એ આક્ષેપમાંથી મુક્ત થવા આપેલ વચને ગમે તેવા સંજોગોમાં પણ મળવું એ મારો નિશ્ચય મારી પોતાની ઢોંગાઈથી કહો કે મારી લાચાર સ્થિતિથી અત્યારે ઊડી જતો જોઉં છું. બધી વાત સ્ફુટ કરતાં [કરીશ તો] આપને કેવળ કંટાળો જ આવશે: બધી વસ્તુસ્થિતિ ઉજમશીભાઈ પાસેથી અગર મારા વડીલ પાસેથી સમજી લેશો. એવું થાય છે કે જાણે સમાજનાં અને કુટુંબનાં બધાં બંધનોને ભેદી નાખી ક્યાંક ચાલ્યો જાઉં અગર તો આપને ચરણે આવી ચોંટી જાઉં! મારા નિર્માણનો ભેદ બતાવશો, ભાઈ? મારા ભાવિના ભણકારા મને કેમ અનિષ્ટ જણાતા હશે, ભલા!

ચાર-પાંચ દિવસનું તો આંહીં બંદીખાનું વેઠવું લખાયું છે. પછી મુક્ત થઈ શકીશ. બોલો, ક્યાં આવું ? બગસરા કે જેતલસર ? ગેધરિંગ ભરવામાં મેં જો કાંઈ પણ સહાનુભૂતિ દર્શાવી હોય તો તે એટલા માટે જ કે તેમાં આપશ્રી તથા પ્રિય શ્રી દેસાઈ એક પ્રકારનો આનંદ મેળવતા હો એમ જાણવાથી જ. મારી શક્તિઓ અકાલે ક્ષીણ થઈ જવાને લીધે મેં સ્ટેઇજ પર પાઠ લેવાની ના પાડી આપની ઊંડી

ઇચ્છાને જરા વાર ચગદી મારવાનું પાપ વહોર્યું તે બદલની શિક્ષા મારા અત્યારના પશ્ચાતાપ રૂપે જ મને મળી ગઈ છે. વિશેષ પ્રાયશ્ચિતની જરૂર છે?

પ્રિય શ્રી ગિરધારીના અંતઃકરણને પણ મેં સહેજ દુભવ્યું હશે. ત્યાં આવી રજાના અવશેષ્ઠ દિવસો સ્વહસ્તે રસોઈ કરી વિતાડવા અને મારી ગરીબ સેવાનું મારા રામની પવિત્ર પાદુકા (મંડળ) પાસે સમર્પણ કરવું એ મારી લાંબા કાળની ઇચ્છાનો એમણે તથા આપે પણ જુદો જ આશય કલ્પી લીધો અને તેથી જ ઉભય હૃદય દુભાયાં હશે. બીજાને બોજારૂપ થઈ ન પડવું એવું આત્મભોગનું મહાન સૂત્ર સ્વીકારનાર તો કોઈ વિરલો સંયમી જ હોઈ શકે. મારા રંક નામની પાસે એ પવિત્ર શબ્દોને મૂકતાં મને તો નહીં પરંતુ એ પવિત્ર સૂત્રને શરમાવવા જેટલો આપના હાથે અન્યાય થાય છે એવું તહોમત મૂકતાં હું લેશ માત્ર પણ ડરતો નથી. ભાઈશ્રીને વિનવીને કહેશો કે અનુભવ લેવા માટે યોજેલી એ નિર્દોષ યોજનામાં દોષ ન કલ્પતાં મને ત્યાં આવવાની પરવાનગી આપે. છતાં પણ જો એમનું હૃદય ન કબૂલતું હોય તો જૂઠાં બહાનાં દઈ છટકી જનાર તરીકેનો આક્ષેપ સુખેથી સ્વીકારી હું આંહીં જ રહી સંતોષ પકડીશ.

આપની પાસે અગર તો પ્રિય શ્રી ગિધુભાઈ પાસે આવવામાં જે કાંઈ ખેંચાણ થાય છે તે સેવાબુદ્ધિનું હોય અગર તેમ કરવામાં આત્મભોગની કોઈ પણ ભાવના મને પ્રેરણા કરતી હોય એવી ભ્રમણામાં પડી શા માટે અસ્થાને માન આપો છો? કેવળ આનંદ મેળવવાની સ્વાર્થબુદ્ધિ જ મને નિરંતર આપના સર્વના પ્રતિ ખેંચી રહી છે. આ તુચ્છ જીવન તમારા સર્વના ઉપર જ ટકી રહ્યું છે. બાકી તો સર્વત્ર વેરાનની જ સૃષ્ટિ નિહાળું છું. ખૂણેખાંચરે પડેલાં કોઈ કોઈ છૂપાં પુષ્પોને નિહાળું છું. પવિત્રતાની સુવાસ અનુભવું છું, નેત્રોને ઠારું છું અને કદી કદી ક્રૂર બની કચરી પણ નાખું છું. તથાપિ તમારા આત્માની સુવાસ તો સર્વદા વધુ વધુ મનોહર જ બનતી જાય છે. ભાઈ! મને બાલકને ગમે તેવા સંજોગોમાં પણ નિભાવી લેજો. સમીપમાં હોઉં કે દૂર હોઉં, ગમે તે સ્થિતિમાં હોઉં પણ તમારાં દર્શન અને તમારાં સ્મરણ ઉપર જ આ જીવન અવલંબી રહ્યું છે. માત્ર તમારાં લાલનપાલન જ નહીં પરંતુ તમારા આક્ષેપો, તમારી ઇતરાજી અને તમારો તિરસ્કાર પણ મને કોઈ સ્વર્ગીય આનંદ આપી શકશે એ ચોક્કસ સમજશો. किंबहुना—

ગેધરિંગ ભરવાનો દૃઢ વિચાર છે? તો સેવા માટે તૈયાર છું. પરંતુ ભાઈ! મારી જરા દયા ખાશો? માન મેળવવાની લાલસાથી અગર તો ઘડીભરની હોંશથી કદાચ હું બધી જવાબદારી મારે શિરે લઈ લેવાનું સાહસ કરી જઈશ પરંતુ હવે એ બોજાનું વહન કરવાની આ દૂબળા અંગમાં કે કમતાકાત મગજમાં પૂરી શક્તિ નથી. સાધનો તૈયાર કરી આપશો? હું એ સાધનોને યથામતિ ઉપયોગમાં મૂકીશ. બાકી સ્વતંત્રપણે કામ પૂરું કરવાની હિંમત તો નથી ચાલતી. કહો! હવે રૂબરૂમાં બધી સૂચના લેવાની જરૂર હોય તો ક્યાં આવું? બગસરા ક્યાં સુધી મુકામ રાખ્યો છે? વળી આપે જણાવેલ તારીખ તો બહુ જ નજદીક આવી જતાં કઈ રીતે પહોંચી વળશું? હવે

બધી વાત જેને હું સુજ્ઞ માનું છું તેની બુદ્ધિ ઉપર મૂકું છું. ૦૦૦૦૦૦ હાલ તો એ જ.

લિ૦ સદાનો પૂજારી, ઝવેરચંદ

*

† 'પ્રિય શ્રી ગિરધારી,' શ્રી દેસાઈ, શ્રી ગિધુભાઈ : ગિરધરલાલ કા૦ દેસાઈ.



## (૧૭) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

બગસરા : ૧૪–૫–૧૯૧૭

ભાઈશ્રી,

બહેન સમજુને જૂનાગઢ તેડવા ગયેલ ત્યાંથી તેર દિવસનું ગામતરું કરી ગઈ કાલે આંહીં આવ્યો છું. તમારો કાગળ મળ્યો છે. તમારો આગ્રહ એટલો મજબૂત છે કે મને ત્યાં આવવા લગભગ લલચાવી નાખે છે પરંતુ હાલ પરિણામ આવતાં સુધી તો આંહીંથી નીકળવાની મારી ઇચ્છા નથી. વળી ઘર છોડતાં પહેલાં શરીરની સ્થિતિ પણ સુધારી લેવાની જરૂર જણાય છે. એટલે ત્યાં આવવાની ઇચ્છા હાલ તુરતને માટે અમલમાં મૂકી શકતો નથી. તમારે મારી જરૂર છે એ જાણી હું મારું સદ્‌ભાગ્ય સમજું છું પણ મને હજુ મારી દિશા સૂઝતી નથી. વ્યાપારી જીવન મને અનુકૂળ નથી એમ જણાવવામાં અગર તેમ માનવામાં હું કાંઈ માન નથી સમજતો. બેશક, તેમ માનવામાં હું મારી નિર્બળતા કબૂલ કરું છું.

શ્રી ચુનીલાલ ત્યાં આવ્યા હશે. તેની સાથે આવેલ ભાઈ વઘાણીને બનતી મદદ આપશો. તે એક બુદ્ધિશાળી યુવાન છે. અભ્યાસમાં બરાબર ન ફાવવાથી કિસ્મત અજમાવવા તે ત્યાં આવેલ છે. હું ઇચ્છું છું અને મને ભરોસો છે કે તેમને ત્યાં લાંબે વખતે વિજય મળશે. ૦૦૦૦૦૦ મારાં ભાભીશ્રીને મારાં નમન કહેશો. તેમના આરોગ્ય સંબંધે ખબર લખશો. ત્રણે બચ્ચાંઓને બોલાવશો. બધાંની તબિયત સંભાળશો. આંહીં બધાંની વતી ત્યાં બચ્ચાંઓને તથા મારાં ભાભીને યથાયોગ્ય. એ જ

લિ૦ ઝવેરચંદનાં નમન

*

† બહેન સમજુ : નાનાં બહેન, સમજુબહેન ચુનીલાલ પારેખ.

† શ્રી ચુનીલાલ : બનેવી, ચુનીલાલ કપુરચંદ પારેખ.



## (૧૮) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

Bagasara : 15-6-1917

Dear,

My reply to your wire has been delayed by a day on account of a sudden collapse in my health. You might send my sincere thanks to Motibhai. I do not know his address otherwise I would have done that myself. There was no need on your part to undergo the telegram expenses. I received a wire from a friend on 12th. This time I had not made any arrangement for the wire as I preferred the idea of knowing the result two days later, but your unselfish joy made you all blind to any merchantile policy of profit and loss. I would however not omit to offer you an humble advice that my graduateship need not be a thought of too serious [ ? ]

I am afraid my luck, whether ill or good, will very shortly remove me from Kathiawad. Before I leave, therefore, I must see you once. I could have come to you but for my ill-health. oooo

Yrs
Jhaverchand

☐ અનુવાદ :

બગસરા : ૧૫-૬-૧૯૧૭

પ્રિય,

મારી તબિયત અચાનક ભાંગી પડવાથી તમારા તારનો જવાબ એક દિવસ મોડો અપાય છે. મોતીભાઈને મારો અંતઃકરણપૂર્વકનો આભાર કહેવડાવશો? મને એમનું સરનામું ખબર હોત તો હું જ એમને લખત. તારનો ખર્ચ કરવાની જરૂર નહોતી. ૧૨મીએ એક મિત્રનો તાર મને મળેલો. પરિણામ બે દિવસ મોડું જાણવા મળે તો સારું એવા આશયે આ વખતે મેં કોઈને તાર કરવા કીધું નહોતું પણ તમારા નિસ્વાર્થ આનંદને લીધે તમે સૌએ ખર્ચ બચાવવાની વેપારી વૃત્તિને અવગણી. મારે એક નમ્ર સૂચન તો કરવાનું જ છે કે હું સ્નાતક બન્યો એ બિનાને બહુ ગંભીર [સ્વરૂપ] ન આપશો.

મારું નસીબ — સારું કે નરસું — ટૂંક સમયમાં જ મને કાઠિયાવાડથી દૂર લઈ જશે એવું મને ભાસે છે. એટલે જતાં પહેલાં મારે તમને એક વાર તો મળવું જ છે. મારી તબિયત ખરાબ ન હોત તો હું આવી શક્યો હોત. ૦૦૦૦

તમારો, ઝવેરચંદ

*

સત્યની યાત્રા

"હું મને પોતાને ધરતીનું ધાવણ ધાવેલો તેમ જ યુનિવર્સિટીના ખોળામાં ઊછરી મોટો થયેલો માનું છું કેમ કે લોકસાહિત્ય પ્રત્યે મને અભિમુખ કરી લોકસાહિત્યનાં મૂલ્યાંકન શીખવનાર પણ મને યુનિવર્સિટીમાંથી મળેલી કેળવણી છે એ મારી માન્યતા છે. તુલનાત્મક અભ્યાસદૃષ્ટિ અને સત્યાન્વેષણની સાન આપણને વિદ્યાલયોમાંથી મળે છે, આપણી ઊર્મિ અને આસક્તિ ભલે જન્મગત હોય. ઊર્મિ અને આસક્તિ એકલાં નકામાં છે. એની વિદ્યુતચેતનાને જો વિદ્યાપીઠે દીધેલી વિવેકબુદ્ધિ સાથે જોડીએ તો જ સત્યની યાત્રા કરી શકાય છે." [ 'લોકસાહિત્ય : ધરતીનું ધાવણ'ની પ્રસ્તાવનામાંથી.]



## (૧૯) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

સનાતન સ્કૂલ : ભાવનગર : ૨–૮–૧૯૧૭

ભાઈશ્રીની સેવામાં,

લિ૦ ઝવેરચંદનાં નમન. પિતાશ્રી ત્યાં પહોંચ્યાનો કાગળ તમારા બધાંના હસ્તાક્ષરોવાળો મળ્યો. તે ઉપરાંત તેમની આંખો માટે દવા શરૂ થયાનું શ્રી ગિરધર-લાલના કાગળ પરથી જાણ્યું. તમે સર્વ ત્યાં સુખરૂપ હશો. મને આનંદ છે.

આંહીં પ્લેગ ચાલે છે પરંતુ હું ગામ બહાર રહેતો હોવાથી ભય નથી. માટે મારી બાબતમાં નિશ્ચિંત રહેવાનું વડીલશ્રીને કહેશો. બગસરાથી કાગળો આવેલ. બધાં કુશળ છે. ખાસ લખવાનું કે અત્યારે થયેલી જાગૃતિની તક લઈને અમે આંહીંના કેટલાએક વિદ્યાર્થીઓએ સ્વદેશી સ્ટોર ખોલેલ છે. હજુ કામ રીતસર શરૂ નથી થયું. સ્વદેશી વસ્તુઓ બનાવતી કંપનીઓને કાગળો લખી હકીકત પુછાવીએ છીએ. હાલમાં તો અમારું કાર્યક્ષેત્ર ટૂંકું રાખી વિદ્યાર્થીઓની સામાન્ય જરૂરિયાતો પૂરી પાડવાનું ધાર્યું છે. તો ત્યાં એક એસ. આઈ. ડી. કું૦ નામની પેન્સિલ, હોલ્ડર, બટન, વિગેરે બનાવનારી જે દેશી કંપની છે ત્યાં શી શી વસ્તુઓ મળે છે, તેના ભાવ શું છે, જથાબંધ લેનારને કેટલા ભાવથી, કેટલું કમિશન આપે છે, તેની ચોકસ માહિતી મેળવવા જરૂર છે. ઉપરાંત ત્યાંની બીજી એવી કોઈ દેશી કંપની હોય તો તેનાં પણ પ્રોસ્પેક્ટસ મોકલવાનું બને તેમ કરશો. મીણબત્તી, કાગળ, વિગેરે દેશી માલ ત્યાં મારા ધારવા મુજબ બનતો હશે. હું ધારું છું કે આટલું સૂચન બસ થશે. અમારા નવા સાહસમાં એક મુશ્કેલી મોટી છે. તે કોઈ અનુભવી, વ્યાપારી બુદ્ધિવાળા, માણસની ખોટ. આટલા માટે અમારા કાર્યમાં રસ્તો બતાવી શકે તેવી સૂચના પણ બને તો કરશો.

ચિ૦ ત્રણે બચ્ચાંઓને મારા વતી પ્રેમ કરશો. મારાં ભાભીશ્રીને આશિષ. કામકાજ લખશો. એ જ

લિ૦ ઝવેરચંદ



## (૨૦) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

ભાવનગર : ૨૬–૨–૧૯૧૮

પ્રિય ભાઈ,

૦૦૦૦૦ તહેવારના દિવસો મિત્રોની ભક્તિમાં ગુજારવાની તમારી ભાવનાઓ યથાર્થ છે કારણ મિત્રોમાં જ તમે તમારું સર્વસ્વ ઠલવતા આવ્યા છો પરંતુ આપણા ધર્મની ભક્તિનાં જે તત્ત્વો પ્રાચીન કાળમાં ઊંચ હતાં તે અત્યારે કેવળ આડંબર ને કૃત્રિમતાથી ભરેલાં જોવામાં આવે છે. તે અનુસાર તમારી ભક્તિ પણ આડંબરનું સ્વરૂપ ન પકડે એટલી વાત ચેતવાની છે. વારંવાર લખતો આવ્યો છું કે જે શક્તિનું સામર્થ્ય સિદ્ધ થઈ ચૂક્યું છે તેને હવે નકામી બાબતોમાં રોકવા કરતાં સારે માર્ગે વાપરો અગર એમ ન થાય તો ભવિષ્યને માટે સંઘરી રાખો તો જ ઠીક છે. આપની કાગળો લખવાની શૈલી આપણા સ્નેહજીવનની શરૂઆતમાં કેટલી સરલ અને સ્વાભાવિક હતી! સરલ હતી છતાં સુંદર હતી! અત્યારે પણ તે જ હૃદય બોલી રહ્યું છે. અવાજ તો એનો એ જ છે પણ નિરંકુશતા વધી ગઈ છે. લાગણીઓને જેમ થોડા શબ્દોમાં મૂકશો તેમ તે વધારે પ્રગટ થશે. જેમ છૂટી મેલશો તેમ તે આડંબર કરવા દોડશે. વિદ્વતા બૂરી ચીજ છે. હૃદયને તે ચાંપી દે છે. શબ્દો–ભાષા એ એક ઊંચી મિલ્કત છે. જ્યાં ત્યાં શબ્દોને ફેંકી દેવાના નથી, પણ તમારી સદાની આદતના પરિણામે જે લખાણ તમે કરો છો તે મારા ધારવા પ્રમાણે તમારા મિત્રો અને સાધારણ સ્નેહીઓ એ સર્વને માટે સામાન્ય ઉપયોગમાં જ તમે લેતા હશો. એટલે એના ઉપર વધારે વજન મેલવાની જરૂર નથી. આ સાધનથી તમે અજાણ્યા ઉપર વશીકરણ કરી શકશો પણ તમારો આડંબર અમારી આંખે તો દેખાઈ આવે છે.

મારામાં શું છે ને શું નથી એની વાતો કરવાની નથી. સૌએ સ્વયમેવ સમજવાનું છે. તમે કોણ છો અને શું છો એ જાણવામાં મેં પાંચ વર્ષોનો અભ્યાસ કર્યો છે. એ અભ્યાસે [– – – ?] આપી ન શકે તેવું ઘણુંયે મને આપ્યું છે.

મિસિસ બિસેન્ટ તા૦ [– – – ?] મીએ આવે છે. ૯ અને ૧૦ આંહીં રહેશે. તે પ્રસંગ ઉપર ભાવનગર કાઠિયાવાડનું તીર્થસ્થાન બનશે. ગિરધરભાઈ, દરબાર સાહેબ, ઇચ્છુભાઈ, આવવાના છે. તમારે રજા મેળવવી જ પડશે. સાત દિવસની કેઝ્યુઅલ લઈ તુરતમાં જ આવો. આવ્યા વિના નહીં ચાલે. આ પ્રસંગનો લાભ લેવા ચૂકશો તો જીવનભર ખેદ રહી જશે. કેટલુંક લખું? ક્યારે આવો છો? મારું ઠેકાણું : નાનભા

શેરીમાં, વ્રજલાલ ઓધવજીના મકાન સામે. સ્ટેશનથી તદ્દન નજદીક છું. અચાનક આવો તો ફક્ત મજૂર કરી લેશો. ક્યારે આવો છો? અવાશે કે નહીં તે નથી પૂછતો. માત્ર આવવાની તારીખ લખી નાખશો. ૦૦૦

લિ૰ આપનો ઝવેરચંદ

*

† દરબાર સાહેબ : વાજસૂર વાલેરા વાળા, સોરઠી સાહિત્યમાં બાપુજીને પ્રવેશ કરાવનાર વડીલ સુહૃદ, હડાળાના દરબાર, થિયોસોફીના અભ્યાસી.

† ઇચ્છુભાઈ : ઇચ્છાશંકર દુર્ગાશંકર ધોળકિયા, હડાળા દરબારના અને થોડાં વર્ષો ભાયાવદરના કારભારી. થિયોસોફી વિશેના એક પુસ્તકના સહઅનુવાદક.

*

## ♦ Mysticism : અંતરની ચાવી

"થિયોસોફિકલ લૉજની પ્રવૃત્તિમાં સક્રિય રસ લેવાનું શરૂ કર્યું. 'જગતગુરુનું આગમન'—(The Coming of the World Teacher) ની માન્યતામાં એમની વૃત્તિ સાચી અને શ્રદ્ધામય હતી. અદૃશ્ય ભુવનો માટે જાણવાની વૃત્તિ સતેજ બની. સ્વભાવમાં ભક્તિભાવના હતી એણે આ રીતે રહસ્યવાદનું સ્વરૂપ લીધું. થિયોસોફીનાં પુસ્તકો અભ્યાસપૂર્વક વાંચ્યાં અને મનન કર્યું. 'Order of the Star in the East' (પૂર્વના તારકનું મંડળ)ની મિટિંગોમાં હાજરી આપવા લાગ્યા. 'મારી મહેમાનદારી' નામનું એ માન્યતાને લગતું કાવ્ય બહુ ભાવના સાથે એ ગાતા. આખરે ડૉ૰ બેસન્ટનું ભાવનગરમાં આગમન થયું ત્યારે એમને હાથે થિયોસોફિકલ સોસાયટીના સભાસદ પણ બન્યા. આ વાતાવરણમાં જે બીજ એમનામાં રોપાયાં એ અનેક સ્વરૂપે ખીલી નીકળ્યાં હતાં. Mysticism એ એમના અંતરની ચાવી હતી. [કપિલ ઠક્કર લિખિત જીવનકથામાંથી ટૂંકાવીને.]

# આંગ્લ-ઝંકાર : ૧૯૧૮-૧૯૨૧

[પૂ૦ લાલચંદ-બાપુજીની બીમારીને કારણે ભાવનગરના વ્યવસાયો—શિક્ષણ અને સ્વદેશી સ્ટોર,—કુટુંબ, મિત્રો, સૌને અચાનક છોડીને કલકત્તા આવ્યા ત્યારે પખવાડિયાનું ધારેલ પરિયાણ લંબાઈ ગયું. ઘેર પિતા આઘાત પામ્યા, વર્ષોના સહવાસી મિત્રોને વિયોગ વસમો થઈ પડ્યો, સનાતનધર્મ શાળાના સંચાલકો કરારભંગથી નારાજ થયા, સ્વદેશી સ્ટોર અને ઔદિચ્ય વિદ્યાર્થીગૃહ રઝળી પડ્યાં.

સૌરાષ્ટ્રની વનરાજિ અને ગિરિકંદરાઓના પ્રકૃતિ-પારણે ઝૂલેલા શૈશવના સંસ્કારો ઉપર, કલાપીના ઊર્મિ–આવેગોમાં તણાયેલા કિશોર હૃદયની આંદોલિત ચંચળતા ઉપર અને રાષ્ટ્રીયતા–સ્વદેશી–થિયોસોફીના આદર્શભાવથી તરબોળ યુવાનીની ભીની માટી પર ટાગોરનું વિરાટત્વ ઝળૂંબવા લાગ્યું, દ્વિજેન્દ્રની માનવતાને દશ્યમાન કરવાની શબ્દશક્તિનું મોજું પથરાઈ ગયું, બ્રહ્મોસમાજનું કારુણ્ય વરસવા લાગ્યું. એની સાથે સાથે, વચ્ચે રજાઓમાં વતનની સફરો દરમ્યાન, અભ્યાસથી પરિપક્વ બુદ્ધિમત્તા અને સોરઠી લોકસાહિત્યના જ્ઞાન અને પ્રેમથી સભર વાજસૂર વાલેરા વાળાનું ધીર, ગંભીર અને ઉમદા વ્યક્તિત્વ છવાઈ ગયું.

વિરાટોના સંગમ શા એક દિવસની સંધ્યાએ સારીયે હસ્તીમાંથી ઊમટતા અને ધસમસતા સર્જનના આવેગો એકત્રિત થઈને ફુવારાની જેમ ઊઠયા. દિશાસૂઝ વિનાનો એ આંતરધ્વનિ જળરાશિની તરંગમાળાના અહર્નિશ પછડાટની જેમ ઘુઘવાટ કરવા લાગ્યો અને સમષ્ટિને પોકારવા લાગ્યો, 'હુ આવું છું, હું આવું છું, હું આવું છું......']

*

## (૨૧) કપિલ પરમાનંદ ઠક્કર ઉપર

[કૉલેજકાળના સહાધ્યાયી અને નિકટ મિત્ર]

C/o Jeewanlal and Co.
55 Canning Street, Calcutta : 17-9-1918

Dear K,

Even before the time I parted from Bhavnagar I felt that I had been removed at a distance from you. I do not know why this feeling should arise in my case. It may be however inevitable in the life of love, and who knows, perhaps my removal from Bhavnagar must have been affected by the Unseen Power purposely to avoid a more difficult plight. Old

emotions return with, of course, a diminished force and I fear Mr. Meghani as a sentimentalist will always remain as an object of ridicule to you.

This letter is sure to surprise you. Perhaps you might have known nothing about the sudden step I have taken. My letter of resignation will reach the school along with this one to you. I have already written a letter to Gopaljibhai explaining to him the circumstances that are responsible for the quite sudden alteration in my direction. The matter I believe might be in the air by this time and I do not see the necessity of repeating it.

You already know that the idea of going in for M.A. was forced upon me by my father and Darbar Saheb. I came to Bhavnagar with that very object and tried to make myself at home. Throughout however I have been feeling that the ground on which I took my stand was giving way. Indeed, I had to hide my intention from my father out of a respect for his tender feelings but even when I came here the idea of changing my direction was all along whispering in my ears. With all this, however, I was ready to proceed back. This decision took place three days back and I have succumbed to the temptation around me. I do not know what you will think of me. The word 'impostor'! Does it ring in your ears?

Did you go to Hadala? I hope you have enjoyed the trip. How is Bapu Shri? ooooo My parents, I believe, will leave Bhavnagar for Bagasara in a few days. I wish you will do me one service : (1) Some cloth out of the bale that we brought last time from Bagasara lies with you in one of the trunks in your room. There is also a bag in Ramubhai's room — probably in your room — containing some glassware. Will you kindly hand over these things to my father? They are to be returned to Girdharbhai. (2) A few boxes belonging to the Swadeshi Stores lies in the house. They are four, I think. There are five covers also aolng with these. One of the boxes contains a few boxes of soap. Will you please see that they are handed over to Mr. Dinkarrai Gulabrai when he comes to you? (3) I remember to have given you 'Plutarch's Lives' for father's use. I hope you will search it out and return it to Prof. Shahani in my name. (4) Our account — the ominous matter — is still

pending. I shall receive my papers from my father and then shall post you the paper of account which you might see and kindly clear the things at your leisure. (5) Please see if my father needs your help in any matter.

All this I venture to write to you with full confidence that you will not subject it to that habitual હોતા હૈ ચલતા હૈ. Do you think I trespass my limits while charging you with this much frank-heartedness? If so I hope to be excused. Please pay my many many respects to your parents, your kindhearted wife and to sisters. What more?

Yours sincerely,
Jhaverchand

P.S. One or two troubles please. (1) Kindly ask Mr. Dani on my behalf to pay the price of the dhotars to my father. I believe it amounts to Rs. 5-12-0. (2) Kindly see Mr. Vaishnav and tell him to return the pencils that may be with him to my father and kindly enquire of him whether he has purchased any dhotar from the stores of which he might not have paid the money. I would have liked to bother you more but am short of weapons. Yrs JKM.

□ અનુવાદ :

C/o જીવણલાલ ઍન્ડ કં૦
૫૫ કેનિંગ સ્ટ્રિટ, કલકત્તા : ૧૭–૯–૧૯૧૮

પ્રિય ક,

ભાવનગર છોડયું તે પહેલાં જ તારાથી વિખૂટો પડી ગયો હોઉં એવું લાગવા માંડયું હતું. આવી લાગણી મને શા માટે ઉદ્ભવવી જોઈએ એ ખબર નથી. કદાચ સ્નેહસૃષ્ટિમાં આવું અનિવાર્ય હશે, અને કોને ખબર છે કદાચ એ અદૃશ્ય શક્તિએ જ હેતુપૂર્વક, વધુ ભયંકર મૂંઝવણ નિવારવા માટે, મને ભાવનગરથી ખસેડી લેવાનું યોજ્યું હશે. ભૂતકાળની ઊર્મિઓ, બેશક ઓછા આવેગથી, ઊમટયા કરે છે અને મને ભીતિ છે કે ઊર્મિશીલ મિસ્ટર મેઘાણી હંમેશાં તારા તિરસ્કારને પાત્ર રહેવાના.

આ પત્રથી તને નવાઈ તો લાગશે જ. મેં લીધેલા અચાનક પગલા વિશે કદાચ તને અણસાર પણ નહીં હોય. આ પત્ર તને પહોંચશે એ સાથે જ મારું રાજીનામું શાળાને મળશે. મારી જીવનદિશામાં આટલું ઓચિંતું પરિવર્તન લાવવાના કારણરૂપ

સંજોગો સમજાવતો પત્ર મેં ગોપાળજીભાઈને લખી નાખ્યો છે. હવે તો વાત ચોમેર ફેલાઈ હશે એટલે દોહરાવવાની જરૂર નથી લાગતી.

તું જાણે છે કે એમ. એ. નું કરવાનો વિચાર મારા પિતા અને દરબારસાહેબ તરફથી મારી પર લાદવામાં આવ્યો હતો. હું ભાવનગર એ ઇરાદાથી જ આવેલો અને થાળે પડવા મેં પ્રયત્ન કર્યો, પણ મને સતત લાગ્યું છે કે મેં જે કારણોસર એ ભૂમિકા સ્વીકારેલી તે કારણો વીખરાવા લાગ્યાં હતાં. ખરેખર, મારા પિતાશ્રીની નાજુક લાગણીઓને માન આપવા મેં મારા સાચા ઇરાદાઓ એમનાથી છુપાવ્યા હતા. અહીં પહોંચ્યો ત્યારે પણ જીવનદિશા બદલવાના વિચારો તો સતત સળવળી જ રહ્યા હતા છતાં પણ હું પાછો આવવાનો જ હતો. આ નિર્ણય ત્રણ દિવસ પહેલાં જ લેવાયો છે અને હું મારી આસપાસની લાલચોને તાબે થયો છું. તું મારે વિશે શું ધારીશ એ મને ખબર નથી. 'ફરેબી'! એ શબ્દ તારા કાનમાં ગુંજે છે ને?

તું હડાળા જઈ આવ્યો? મજા પડી હશે. બાપુશ્રી કેમ છે? ૦૦૦૦૦૦ હું માનું છું કે મારાં માતાપિતા થોડા દિવસોમાં ભાવનગર છોડી બગસરા પાછાં જશે. મને એક મદદ કરવા વિનંતી: (૧) બગસરાથી જે તાકો આપણે લાવેલા તેમાંનું થોડું કાપડ તારા ઓરડામાં ટૂંકોમાં છે. રામુભાઈના કે કદાચ તારા ઓરડામાં એક બૅગમાં કાચનાં વાસણો છે. આ બધું મારા પિતાશ્રીને સોંપી દઈશ? એ બધું ગિરધરભાઈને આપવાનું છે. (૨) સ્વદેશી સ્ટોરની કેટલીક પેટીઓ ઘેર પડી છે. બનતા સુધી ચાર છે. એની સાથે પાંચ કવર પણ છે. એક પેટીમાં સાબુનાં ખોખાં છે. દિનકરરાય ગુલાબરાય તારે ઘેર આવે ત્યારે આ પેટીઓ એમને સોંપવાની ગોઠવણ કરીશ? (૩) 'પ્લુટાર્કસ લાઇવ્ઝ' મેં પિતાશ્રી માટે તને આપેલું એવું મને સાંભરે છે. એ શોધી કાઢીને મારા વતી પ્રૉ૦ શહાણીને પહોંચાડવાનું છે. (૪) આપણો હિસાબ — વકરી વાત — હજી બાકી છે. મારા પિતાશ્રી પાસેથી મારાં કાગળિયાં મળશે પછી તને હિસાબ મોકલીશ. ફુરસદે વાંચીને એનો નિકાલ કરજે. (૫) મારા પિતાશ્રીને તારી મદદની જરૂર હોય તો આપજે.

'હોતા હૈ ચલતા હૈ' એવી બેપરવાઈ આ કામોમાં તું નહીં જ બતાવ એવી પૂરી શ્રદ્ધાથી તને ચીંધવાનું સાહસ કરું છું. આટલી નિખાલસતાથી ટકોર કરવામાં હું મર્યાદાભંગ કરતો હોઉં એવું તને લાગે તો માફ કરજે. વધુ શું?

તારો સહૃદયી ઝવેરચંદ

તા૦ ક૦ એક-બે વધુ તકલીફો: (૧) શ્રી દાણીને કહેજે કે ધોતિયાંની કિંમત મારા પિતાશ્રીને ચૂકવે. રૂ૦ ૫-૧૨-૦. (૨) શ્રી વૈષ્ણવને મળીને કહેવાનું કે એમની પાસે છે તે પેન્સિલો મારા પિતાશ્રીને પરત કરે અને પૂછવાનું કે સ્ટોરમાંથી એમણે ધોતિયાં

ખરીદ્યાં હોય તો પૈસા બાકી છે? વધારે તકલીફો આપવી છે પણ બાણોનું ભાથું ખાલી થઈ ગયું! તારો જે. કે. એમ.

*

† ગોપાળજીભાઈ: ગોપાળજી ઠક્કર, જેમના ભાવનગરના ઘરનો એક ભાગ બાપુજી વાપરતા.

† રામુભાઈ: રામુ ૫૦ ઠક્કર, કપિલ ઠક્કરના ભાઈ.

† દાણી: અમૃતલાલ દાણી.

*

● સ્વ૦ દાણીના પ્રતાપ

"બોટાદકરની કવિતાનું લાલન કરનાર એ અમૃતલાલ દાણી હતા. મારી આ કવિતાકૂંપળોને પણ એ જ અમૃતલાલે અમૃતમય ઉત્સાહે સિંચી-ઉછેરી. 'બ્હેન હિંદવાણી'નું મારું ગીત ભાઈ અમૃતલાલના આત્માને સ્વરહિલ્લોલ પર ચડાવી ડોલાવી શક્યું હતું. આડકતરી તેમ જ સીધી ઉભયવિધ જુક્તિ વડે મારામાં કવિતાસર્જકતાનો આત્મવિશ્વાસ રોપનાર પણ અમૃતલાલ દાણી હતા. સામા માણસને પોતાની પ્રભા વડે આંજી દેવો, પોતાના તેજપુંજથી ચકિત, મુગ્ધ, સ્તબ્ધ, બનાવી દેવો, પોતાનો નમ્ર આશ્રિત ભક્ત બનાવવો એ સહેલ છે. સામા માણસની સુષુપ્ત શક્તિઓને પારખી લઈ ને પછી એની લાઘવગ્રંથિનું આવરણ ઉખેડી લેવું, એનામાં નિજશકિતભાન સંચારવું અને એને આ નિજશક્તિના અતિભાનથી ઊગારી લેતે લેતે સર્જનપ્રવૃત્તિને પંથે પળાવવો એ વિકટ કામ છે. દાણીમાં એ આવડત હતી. મારી કાવ્યસર્જકતાનો રોપ સીધેસીધી રાષ્ટ્રોત્થાનભાવની જોખમભરી ભૂમિમાં પડતો બચી ગયો અને નિસર્ગલક્ષી બાળગીત, કૌમારગીત તેમ જ દાંપત્યગીતની ક્યારીમાં રોપાયો એ સ્વ૦ દાણીના પ્રતાપ." ['પરકમ્મા'માંથી ટૂંકાવીને]

(૨૨) **કપિલ ૫૦ ઠક્કર ઉપર**

Calcutta: 12-10-1918

Dear Kapilbhai,

Please accept my thanks for your letter that has reached me this morning. I need not be surprised at it since I have been given to understand that it proceeds from compulsion.

You have in your letter offered me a chance, which I should have never expected, of explaining the 'why' of my conduct. Take my hearty thanks for this but for the present I withhold myself from such an attempt since I suppose that it would be a botheration to one who has ceased of late to be interested in me. I feel grateful to you for this sympathetic curiosity on your part but would beg you not to worry yourself with these things.

I am already in receipt of the letter from the head master. This letter was preceded by one from Revered Pranjivanbhai, and both of them were preceded by a long silence. This silence I wrongly interpreted to be a whole–hearted assent but I understand it now that it was a silence that precedes a storm. The storm has done its work. It has left a ruin where it fell. Was it all a plan deliberated in the course of that seductive stillness?

I have written both to Pranjivanbhai and the head master explaining them the causes that led me to my late conduct. I have too long played an apologist. Regarding my alleged desertion of the boarding house I have but little to say. I plead guilty. Its weight was crushing my feeble heart and I have shamelessly fled from the battlefild to save my soul from suicide or at least from bloodshed. The Swadeshi Store is not in a chaotic state. The other secretary is there to manage it and I am still living to make the matters clear to him by means of communications. He has already given repeated assurances to me that he would manage it. Upon this assurance I rely.

As regards the arrangement intended for me by Prof. Shahani and supported by you and other wellwishers my thanks are due to Prof. Shahani in particular and you all in general. I hope you will kindly convey to him my heartfelt gratitude for the deep solicitude he has been all along cherishing for me and which has reached its culminating point in the present matter. I hope to be worthy of all this regard at his hands but I am sorry to see the advisability of declining this well–meant and really a rare offer for the present. I regret that I cannot adequately express my gratefulness to him. I hope that you will kindly convey to him this reply of mine in a

manner that might not make my attitude offensive. I have once again to repeat my thanks to you and others who have joined you in recommending the offer in question to me. Yet for the present I believe the work to be beyond my power. Once more I thank you for the mighty work which you associate with my future. My aspirations are, however, too poor for all this and hence I beg you to excuse me.

As regards the alleged paradox of my step in joining this firm I may be allowed to say a few words. The people for whom I cherish a dislike have nothing to do with this firm. ooooo. Besides, I have chosen this firm as it ensures me the safety of something I have loved the most in my life. I think I have worried you by this time. If you have either lost or resigned your rights, mine are strangely forefeited. If you have received a wound at my hands, those very hands now pray to Time to heal it as they have no power to heal it themselves.

I do not feel uneasy here except when I receive any post from Bhavnagar. My love to Ramubhai and pranams to parents. My regards to your ever good wife and sisters.

Yours
Meghani (that is)

P.S. I have already sent the account-paper to Mr. Dani in my second letter to him. You are requested to secure it. J.K.M.

□ અનુવાદ :

કલકત્તા : ૧૨-૧૦-૧૯૧૮

પ્રિય કપિલભાઈ,

આજે સવારે મળેલા તમારા પત્ર માટે આભાર સ્વીકારશો. દબાણને વશ થઈને એ પત્ર લખાયો છે એવી મને જાણ કરાઈ હતી એટલે મને એ પત્ર આવ્યાથી આશ્ચર્ય નથી થયું. જેની મને જરા પણ અપેક્ષા નહોતી એવી, મારા વર્તનના કારણોનો ખુલાસો કરવાની, તક તમારા પત્રમાં આપી છે એ માટે કૃતજ્ઞ છું પરંતુ હાલ પૂરતો હું એવો પ્રયત્ન કરતાં અચકાઉં છું કારણ કે હમણાં હમણાં જેને મારામાંથી રસ ઊડી ગયો છે તેવી વ્યક્તિને એવા ખુલાસાઓ ખલેલરૂપ બનશે. તમારી અનુકંપાભરી જિજ્ઞાસા માટે હું આભારી છું પણ આવી ચિંતા ન કરવા તમને વિનંતી કરું છું.

હેડમાસ્તરનો પત્ર મને મળી ગયો છે. એ પહેલાં પ્રાણજીવનભાઈનો પત્ર આવ્યો હતો અને એ બંનેની પહેલાં એક લાંબી ચુપકીદી હતી. એ ચુપકીદીનો અર્થ મેં ભૂલથી



(જીવણલાલ લિં, કલકત્તા, ૧૯૧૯, પાસપોર્ટ.)

**... ખૂબ જ પ્રિય એવું તત્ત્વ અહીં જતન પામશે ...**

'સંપૂર્ણ સંમતિ' એવો ઘટાવ્યો હતો. પણ હવે સમજાય છે કે એ તો આંધી પૂર્વેની નીરવતા હતી. આંધીએ પોતાનું કામ સિદ્ધ કરી લીધું છે. ત્રાટકી ત્યાં વિનાશ વેર્યો છે. એ ટટળાવતી મોહક નીરવતામાં જ કાવતરું રચાયું હતું ?

પ્રાણજીવનભાઈ અને હેડમાસ્તર બંનેને મેં મારા આ છેલ્લા પગલાનાં કારણો સમજાવતા પત્રો લખ્યા છે. ક્ષમાયાચકનો ભાગ ભજવ્યાના દિવસો પૂરા થયા ગણું છું. છાત્રાલયને રઝળાવ્યાના આક્ષેપ વિશે ખાસ કંઈ કહેવાનું નથી. ગુનો કબૂલ કરું છું.

મારું નાજુક દિલ એ કામના બોજા તળે કચડાતું હતું અને મારા આત્માને આપઘાત અથવા યાદવાસ્થળીમાંથી ઉગારી લેવા માટે શરમ નેવે મૂકીને હું યુદ્ધના મેદાનમાંથી ભાગ્યો છું. સ્વદેશી સ્ટોરમાં જરા પણ અંધાધૂંધી નથી. વહીવટ કરવા બીજા મંત્રી તો ત્યાં છે જ અને સંચાર–સંપર્કથી સ્પષ્ટતાઓ કરવા હું હજી જીવતો બેઠો છું. એમણે ફરીફરીને મને ખાતરી આપેલી કે એ બધું સંભાળી લેશે. એ ખાતરી પર મેં આધાર રાખ્યો છે.

પ્રા૦ શહાણીએ મારે માટે યોજેલી અને તમે તથા બીજા હિતેચ્છુઓએ જેને ટેકો આપ્યો હતો તે ગોઠવણ માટે ખાસ તો પ્રા૦ શહાણીનો અને તમારો સૌનો આભારી છું. આ બધાં વર્ષો એમણે હૃદયમાં સંઘરેલી અને હવે પ્રગટ કરેલી મારા માટેની કાળજી માટે મારા અંતરતમમાંથી ઝરતા આભારની લાગણીથી એમને વાકેફ કરશો. એમને હસ્તે થતા આટલા સન્માનને લાયક હું બનીશ એવી મને આશા છે. શુભેચ્છામાંથી જન્મેલી અને આટલી મૂલ્યવાન ઑફરનો હાલ સ્વીકાર ન કરી શકવાનો મને રંજ છે. મારી કૃતજ્ઞતાની લાગણી હું પૂરી વ્યકત નથી કરી શકતો એતું પણ મને દુઃખ છે. એમને મારું વલણ ધૃષ્ટતાભર્યું ન લાગે એવી રીતે મારો આ પ્રતિભાવ એમને તમે પહોંચાડશો એવી આશા રાખું છું. આ ઑફર સ્વીકારી લેવાની ભલામણ કરવા બદલ તમારો અને તમારા બીજા સાથીઓનો ફરી આભાર માનું છું પણ અત્યારે તો એ કામ મારા ગજા બહારની વાત છે. ભગીરથ કાર્યોની સાથે મારા ભવિષ્યને સંકળાયેલું તમે જોઈ શકો છો એ માટે પણ તમારો આભારી છું પણ મારી ક્ષુદ્ર આકાંક્ષાઓ એવા કાર્ય માટે પૂરતી ન ગણાય, એટલે મને મુકત કરવા યાચના કરું છું.

આ પેઢીમાં કામે જોડાવાથી ઉત્પન્ન થતા વિરોધાભાસના આક્ષેપ વિશે થોડા શબ્દો : મારા મનમાં જેમની તરફ અણગમો છે એવી વ્યક્તિઓને આ પેઢી સાથે કોઈ નિસ્બત નથી. ૦૦૦૦૦૦ વળી, જીવનમાં ખૂબ જ પ્રિય એવું કંઈક તત્ત્વ અહીં જતન પામશે એવું લાગવાથી હું આ પેઢીમાં જોડાયો છું. મેં તમને ચિંતા કરાવી હશે. તમારો અધિકાર તમે ગુમાવી બેઠા અથવા સ્વેચ્છાએ ત્યજી દીધો હોય તો મારો અધિકાર તો જપ્ત જ થયો ગણાય. મારા હાથે તમે જખ્મી થયા હો તો એ હાથોમાં ઘા રુઝાવવાનું સામર્થ્ય તો નથી પણ રુઝાવટ માટે કાળદેવતાને પ્રાર્થના કરવામાં એ હાથો જોડાયેલા છે.

ભાવનગરથી ટપાલ આવે એ સિવાયના સમય દરમ્યાન હું સ્વસ્થ રહું છું. તમારાં બા–બાપુજીને અને રામુભાઈને મારા પ્રણામ. તમારાં પત્ની અને બહેનોને આદરપૂર્વક યાદી.

તમારો

મેઘાણી (છે તે)

તા૦ ક૦ હિસાબનો કાગળ મારા બીજા પત્રમાં મેં શ્રી દાણીને મોકલી દીધો છે. એમની પાસેથી મેળવવા વિનંતી.

*

† પ્રા૦ શહાણી : તેજુમલ કરમચંદ શહાણી, ત્યારે ભાવનગરની શામળદાસ કૉલેજમાં અંગ્રેજી સાહિત્યના પ્રાધ્યાપક, પછી પ્રિન્સિપાલ.



(૨૩) કપિલ પ૦ ઠક્કર ઉપર

Calcutta: 9-1-1920

My Dear Kapil,

I write this that you might soon receive a shock and then get over it by the time we meet in the evening. Ramoobhai's wife is no more among us. You will find his letters and other ones also with my brother L. K. Meghani. It was an irony of fate, dear Kapil, that she should have breathed her last when my telegram of 'all well' was despatched from here. Was it not a very cruel destiny that I should be an agent of such a painful delusion and that you should be chosen as a victim?

I do not know what feeling or what insensibility it was that made me commit a mistake. I had a letter from Ramoobhai while leaving Bombay for Bhavnagar. It was meant for you and partially for me. From that I knew the deceased was serious. This was before your telegram and yet, why should I have withheld the news from you? Probably that was under the influence of a postcard from father, who wrote that Shanti was improving. The tone in which it was written did not justify me in striking you with terror. Another thing. A postcard from Mangoobhai will let you know that Nanukaka is serious. This also I knew before I wired, and I kept you in the dark! God forbid but if my telegram should after all be responsible for dividing you from anyone of your nearest and dearest, you will pardon a poor soul, dear Kapil.

If my telegram has betrayed you into a temporary relief, then let God be blessed for that relief, and mine will be the credit for the betrayal resulting in a frightful disillusion. Such a division is quite proper. I know your power to feel, but then

do I not know your power to bear and suppress? What consolation do you need — from me? I do not know what turn your mind will take when you have known all this. Perhaps you might think of starting the next morning. In that case the time will be very short for me to be with you and hence it is that I write this. I know it from Anupam that Shantiniketan was yet unvisited. I therefore thought that I should accompany you when you return. Should you still find yourself able to sustain a day more we might start either Saturday evening or Sunday morning and return Monday morning quite in time to catch Nagpur mail for Bombay. If the former, you might phone me instantly that I might join you directly on the station in the evening.

Indeed, I have hardly any hope of finding any joy in you when I meet now and would not therefore urge any programme upon you but for the consideration that when you have come so far you might as well take a chance of meeting Rabindranath, not now as a matter of rejoicing but in order that that longing of yours may not have to lie unfulfilled for ever in this life. Ramjeebhai left on the very day I arrived. Anupam was also gone the next day. I know that you will find it very lonely without a friend by your side during the hours you may have to pass in Calcutta. What can I do for you?

I have nothing more to write. I stayed in Kathiawar for about a week. For a greater part of my time Bapu took me up with himself. His attitude towards me had not at all altered in spite of all that I have turned out to be. He hinted at nothing unpleasant. The same Hadala, the same entertainment and the same reminiscences of Kalapi! The same sitar, and song, and last the same sweet memories of Ram Pyari! It is something that I should vainly struggle to speak out. The remembrance of that all fills the heart with a violent agitation till at last the violence is melted into a song: 'तुम्हे याद हो कि न हो, हमें याद है सब याद है!' Deep shadows are looming over the sky of Hadala. The lonely recluse is seated in his chamber eagerly gazing at the departing day from whom he waits for a call to follow. In spite of all that be joyous in him, something sad is sitting on his face making it all the more sweet. I should dwell on it no more. ooooo

I know that when you have known the sad things you will like to be left alone. You cannot be alone in this office. The old joy of the office will appear to have vanished. I therefore propose that you might go to the house of our friend, my colleague Mr. Pathak, whom you will meet in the office. It was he who proposed this arrangement. There is none else at his place, none, not even he will be there till the evening. The place is quiet, just near Ramjeebhai's place. I cannot be with you till the evening. I cannot receive you at the port. My work is of such a nature. Should you need anything Mr. Pathak will see to that. It will not matter if you go to our kitchen and sup in my absence. I will be so late. I shall try to return earlier.

If the trip of Shantiniketan be fixed upon, the earliest [train] will be at 5 p.m. Saturday evening. We shall reach there at midnight and be able to come back the next day in the evening. I should leave it to you to decide. There is absolutely nothing to stand in the way of your arranging the programme as whatever way you think best. Shall I be able to find you pacified when we meet?

Yours sincerely,
Jhaverchand

□ અનુવાદ :

કલકત્તા : ૯–૧–૧૯૨૦

મારા પ્રિય કપિલ,

આ અત્યારે એટલા માટે લખું છું કે આ વાંચીને તરત તને લાગનારી ચોટની અસરમાંથી સાંજે આપણે મળીએ ત્યાં સુધીમાં તું થોડો મુક્ત થઈ શકે. રામુભાઈનાં પત્ની હવે આપણી વચ્ચે નથી. રામુભાઈના અને બીજાના પત્રો તને મારા ભાઈ એલ. કે. મેઘાણી પાસેથી મળશે. કિસ્મતનો એ કટાક્ષ છે, પ્રિય કપિલ, કે એમની સારી તબિયતના સમાચાર આપતો તારી પરનો મારો પત્ર અહીંથી રવાના થયો એ પળે જ એમણે ત્યાં છેલ્લા શ્વાસ લીધા. હું આવી દુઃખદાયક ભ્રમણાનું સાધન બન્યો અને તું એનો શિકાર થયો એ પણ વિધિની ક્રૂરતા જ છે ને ?

કેવી લાગણીએ કે કેવી જડતાએ મારી પાસે ભૂલ કરાવી એ હું જાણતો નથી. ભાવનગર જવા મુંબઈ છોડતી વખતે રામુભાઈએ તારા પર લખેલો એક પત્ર આપેલો. એ પત્ર થોડો મારી ઉપર પણ હતો. એમાંથી સદ્‌ગતની ગંભીર તબિયતની મને જાણ

થયેલી. તારો તાર આવ્યો એ પહેલાંની આ વાત છે, છતાં પણ મેં શા માટે તને સમાચાર નહીં આપ્યા હોય? શાંતિની તબિયત સુધારા પર છે એવું પિતાજીએ પોસ્ટકાર્ડમાં લખેલું એની અસર નીચે મેં કદાચ આવું કર્યું હોય. એ પોસ્ટકાર્ડમાંથી ઊઠતા સૂર પરથી મને કદાચ લાગ્યું હોય કે તને ખોટી ચિંતાના ત્રાસથી બચાવવો. બીજી એક વાત : મંગુભાઈ તને જણાવશે કે નાનુકાકા ગંભીર છે. એની જાણ પણ તાર કરતાં પહેલાં મને હતી, અને છતાં તને અંધારામાં રાખ્યો! ભગવાન એવું ન કરે, પણ તારા નિકટતમ અને સુપ્રિય સ્વજનથી વિખૂટો પાડવામાં મારો તાર નિમિત્તરૂપ બને તો આ ક્ષુદ્ર આત્માને માફ કરજે, પ્રિય કપિલ.

મારા તારથી ભરમાઈને પણ તને થોડી પણ રાહત થઈ હોય તો ભગવાનનો પાડ. ભયંકર ભ્રાંતિમાં પરિણમતા મારા છળનું પાપ મારે ખાતે જ મંડાશે. એ ભાગલા બરાબર પાડ્યા ગણાશે. સંવેદનો અનુભવવાની તારી શક્તિથી હું પરિચિત છું તો તારી સહનશક્તિ અને વેદનાને રૂંધવાની શક્તિથી ક્યાં અજાણ છું? દિલાસાની—અને તે પણ મારા—તને શી જરૂર હોય? આ સમાચાર મળશે પછી તારા ચિત્તતંત્રમાં થનારા પરિવર્તનની મને કલ્પના નથી. કાલે સવારે જ પાછા નીકળી જવાનો વિચાર તું કદાચ કરીશ તો મને તારી સાથે ઘણો ઓછો સમય મળશે એટલે આ લખું છું. અનુપમ પાસેથી જાણેલું કે [તારે] શાંતિનિકેતન જોવાનું બાકી છે એટલે તું અહીં પાછો આવ પછી તારી સાથે એ સફર કરવાનો મેં વિચાર કરેલો. તું જો એકાદ દિવસ રોકાવા જેટલો સ્વસ્થ રહે તો શનિવારે સાંજે કે રવિવારે સવારે જઈને સોમવારે સવારે, નાગપુર મેઈલ પકડવા સમયસર, પાછા પહોંચી જવાશે. શનિવારે સાંજે જવું હોય તો તરત મને ફોન કરજે એટલે હું સાંજે સીધો સ્ટેશને મળી શકું.

અલબત્ત, તને ઉલ્લાસમાં જોવાની તો અપેક્ષા ન જ હોય અને એટલે કોઈ કાર્યક્રમ તારી ઉપર લાદી ન શકું, પણ એમ થાય છે કે આટલે દૂર આવ્યો છો તો રવીન્દ્રનાથને મળવાની તક પણ ઝડપી લે, મોજસફર તરીકે નહીં પણ તારી ઝંખના આ જીવનકાળ દરમ્યાન અપરિપૂર્ણ ન રહી જાય એ ખાતર. હું આવ્યો તે જ દિવસે રામજીભાઈ ગયા. બીજે દિવસે અનુપમ પણ ચાલ્યો ગયો. કલકત્તામાં જે થોડા કલાકો તારે પસાર કરવા પડશે એ દરમ્યાન કોઈ પણ મિત્ર અહીં ન હોવાથી તને એકલતા ઘણી સાલશે. હું તારે માટે શું કરી શકું?

વધુ કંઈ લખવાનું છે નહીં. કાઠિયાવાડમાં હું એક અઠવાડિયું રહ્યો. મોટા ભાગનો સમય બાપુએ જ મને રોકી રાખ્યો. ૦૦૦ એમનું મારા તરફનું વલણ જરા પણ બદલાયું નથી. કંઈ પણ અપ્રિય બન્યું હતું એવો ઇશારો પણ એમણે નથી કર્યો. એ જ હડાળા, એ જ મહેફિલો અને એ જ 'કલાપી'નાં સંસ્મરણો! એ જ સિતાર, ગીતો અને રામપ્યારીની યાદની એ જ મહેક! શબ્દોથી વર્ણન કરવું તે તરફડિયાં મારવાં જેવું છે. એ બધું યાદ આવતાં હૃદયમાં તીવ્ર કંપન જાગે છે, અને અંતે એ કંપન પીગળીને એક ગીતના શબ્દો બનીને ટપકવા લાગે છે : 'तुम्हे याद हो कि न याद हो,

हमे याद है सब याद है!' હડાળાના આકાશમાં ઘેરી છાયા છવાઈ ગઈ છે. કાળના કહેણની પ્રતીક્ષા કરતો એકલ અવધૂત પોતાના ખંડમાં બેઠો બેઠો વિદાય લેતા દિવસ ઉપર ઉત્સુકતાપૂર્વક નજર બિછાવે છે. એના અંતરમાંથી ઊમટતા પરમ આનંદ વચ્ચેથી પણ ઉદાસીની એક ઝાંય દૃશ્યમાન બને છે અને એ ઝાંય ચહેરાને વધારે મીઠપભર્યો રંગે છે. મારે વધારે ન લખવું જોઈએ. ૦૦૦૦૦

અપ્રિય ઘટનાની તને જાણ થશે પછી તું એકલો રહેવાનું પસંદ કરીશ એ હું જાણું છું. આ ઓફિસમાં તને એ એકલતા નહીં મળી શકે એટલે આપણા મિત્ર અને મારા કાર્યસાથી શ્રી પાઠકને ઘેર તું જા એમ હું સૂચવું છું. શ્રી પાઠક તને અહીં મળશે. એમણે જ આવી ગોઠવણ સૂચવી છે. એમને ઘેર બીજું કોઈ નથી અને સાંજ સુધી એ પોતે પણ નહીં હોય. એ શાંત સ્થળ રામજીભાઈના ઘરની પાસે જ છે. હું તો સાંજ સુધી તને નહીં મળી શકું. બંદરે તને લેવા પણ નહીં આવી શકું એવા પ્રકારનું મારું કામ છે. તારે જોઈએ તે શ્રી પાઠક પૂરું પાડશે. મારી ગેરહાજરીમાં પણ તારે અમારે રસોડે જમવા જવું હોય તો વાંધો નથી. હું ઘણો મોડો આવીશ પણ બને તેટલો જલદી આવવા પ્રયત્ન કરીશ.

શાંતિનિકેતન જવાનું નક્કી થાય તો વહેલામાં વહેલું શનિવારે સાંજે પાંચ વાગે નીકળી શકાય. ત્યાં મધરાતે પહોંચીને બીજે દિવસે સાંજે પાછા આવી શકશું. નિર્ણય તારી ઉપર જ છોડું છું. તને ઉત્તમ લાગે તે રીતે કાર્યક્રમ ગોઠવવામાં કંઈ જ હરકત નથી. આપણે મળીએ ત્યાં સુધીમાં તું સ્વસ્થ થયો હોઈશ ?

તારો સહૃદયી
ઝવેરચંદ

*

† અનુપમ : અનુપમ ન્હાનાલાલ કવિ
† રામજીભાઈ : રામજી હંસરાજ કામાણી
† શ્રી પાઠક : પુરુષોતમ પાઠક

*

## બાપુ

● "વાજસૂર વાળા એટલે તો જીવનસ્મૃતિઓના મહાનિધ. ...... આઠ-દસ વર્ષનો એક કુંવરડો જેને સૂરસિંહજી 'કલાપી' નામના કિશોર ભેટચા, બેઉ કિશોરોનાં મન મળ્યાં, બેઉની ઓળખાણ એકના મૃત્યુ સુધી ગાઢ મિત્રાચારીમાં પરિણમી. ...... દરબારશ્રી પાસે જઈ આઠેક દિવસ નિરાંતે બેસું તો તો 'સોરઠ, તારાં વહેતાં પાણી'નો નવો ખંડ કરવા જેટલી રોમાંચક, ભેદી અને બહુરંગી સામગ્રી ઝંઝેડી શકું. ...... પોતે

અમારું માન્યું હોત તો સિત્તેર વર્ષના સૌરાષ્ટ્રને જવાબ દેતું 'બેસ્ટસેલર' રચી શકત, એવો ગ્રંથ એક પ્રપંચમુક્ત નીરોગી માનસવાળા સંસ્કારવંત રાજવીનો દસ્તાવેજ હોઈને સાચા સોરઠનો માર્ગદર્શક બનત. ...... એમનો ઘનગંભીર ઉદ્‌ગાર 'વેલ, ઝવેરભાઈ!' એ અને એમની યૌવનસંગિની સિતાર, એ અને એમનાં કલાપી-સ્મરણો, એ અને 'કેકારવ'ની કઈ કૃતિ કયા પ્રસંગે રચાયેલી તેની માહિતી, એ અને શોભનાને પોતે લાઠીના રાજગઢમાં પહેલીપ્રથમ બાનડી રૂપે ક્યારે જોયેલી તે પ્રસંગ, એ અને 'કલાપી'ના શોભના સાથેના લગ્નવાળા ભેદક બનાવનો એમને પોતાને ઘેર જે કરુણ પડઘો પડેલો તેનો ચિતાર ......" ['પરકમ્મા'માંથી સંકલિત.]



## (૨૪) કપિલ પ૦ ઠક્કર ઉપર

Bagasara : 18-9-1920

My Dear Kapilbhai,

Yesterday I was at Hadala and was just going to drop you a few lines when your letter came to hand. Here is an humble attempt to give a reply.

I am sorry and so also are others who love you when we learnt that you could not come. From the moment your programme was announced Ba Saheb was delivering that happy news to whomsoever she met and that too more than once to the same person! Such was the height of her feelings, and we humbler hearts were also awaiting the advent of that long-known stranger with perfect eagerness though we could not be so vocal. But after all, the guest does not come and the creatures of earth drown themselves into earthly things, forgetting that there was ever a guest to arrive. Only Ba Saheb remains to murmur over the lesson of hope and despair you have taught her by postponing the visit. I am sorry that father has a relapse. Kantabahen had told me at Bombay about father's illness and I was anxious to know further about his health. I hope there is no such thing as would create anxiety. No. I myself would not like you to leave father in that condition. I never thought that you would take a chance to come to me during my short stay in Kathiawar. If you had come I would have been happy. Nothing more.

I thank you for your invitation, nay, it is more than an invitation; it sounds to me like a call of duty. My attachment and my gratefulness to the soil of Bhavnagar have not suffered at all by the lapse of time or by any other feelings. I am conscious I owe a life to Bhavnagar for six long years. Night after night the stars of that blessed sky have brooded over my soul. I stood before them like a long-neglected orphan. Thus I am bound by sacred ties to go to that mother of motherless and offer the homage of an ever-awake gratefulness. A stronger and still more tender tie binds me to you and to those of your dear ones who had taken me so close to their bosom. It is an old story. And your [ ? ] bear a silent testimony that few, and perhaps none, had the privilege of being loved by you as I had and still have, though none can shake my belief in the fact that I was not a perfectly worthy recipient of your inmost bounties. In spite of all that took place in course of the last two years, in spite of the resignations and forfeitures of each other's rights, in spite of the sins committed and love denied, in spite of the silence, the sobs and the midnight tears, in spite of all this uproar, that which was true has endured and it stands once more before the world with all its clouds removed from its serene brow. Perhaps there never was a cloud as such. The lamp was burning there, in that ruined temple, with its light unimpaired. That light has been made visible once more and the benighted pilgrim will follow it in his journey as he did it for ages that have gone behind. This is a promise given and taken right up from where and when Eternity began. And the same promise will for ever bind me to you and you to me however remote we wander in this life.

But for the fact that we are little remote from each other, my preparations were and are yet poor. It appears that we chanced to meet at the crossways. This meeting was desired and devised by the higher powers only in order that I might catch a glimpse of you, but no more. My trials were not yet over; my training was yet to begin. I should have departed soon after the glimpse was allowed to me. ooooo

After all this has been spoken out let me come to the earthly affairs attended to in your letter. Your pictures, yes; Ba Saheb has shown me once and I should send the copies when

I go back. Your letter contained no list of those that you want. Post it to me early and I should send them the earliest I can. Your cover does not contain any letter for Anupam. Perhaps you might have posted direct to him. oooo Now let me turn to a few pleasant topics. I would be happy for you to know how I am passing my life in Calcutta. On all weekdays, of course, I remain absolutely busy with my factory work, but the monotony is broken on Saturday evenings when at Anupam's invitation I go away to the place remote from the city, where he lives with his sister (cousin) and his brother-in-law. Theirs is a small family, jolly and affectionate, and in their midst I feel happy to sing my usual songs which they all have learnt to relish. The sister also sings in her sweet and bashful voice which reminds me of your wife and Kanchanbahen. Half of the next day also I pass with them, translating before them all a story from Tagore, which also they all like to hear. It is a peaceful spot and there is nothing artificial or unusually pompous in their hospitality. As however the shadows of the Sunday evening begin to thicken over the saddened sky, the heart also grows heavy with its own joy and becomes sad. 'વિના કંઈ પાપ પસ્તાવું નસીબે આ લખાયું છે.'

I have been spared to come to Hadala once more in this life. Every time I come I feel myself drawn nearer to the heart of this sport. It is a blessing to be with Bapu Shri in these last years of his life. I look at the blue sky above me and then I look at this hoary friend, and I feel as if there is something akin to each other in the depths of their hearts. The tempests are not entirely over. Fresh rumblings can be heard in the hearts of the both. The wrinkles on his face are such as can be counted, and each wrinkle looks like a line of some romance. It is sad that none of his photographs bear a complete likeness to his face.

I have twice sung out to him 'અશ્રુની સૈયારી ધારા'. The lines have touched him. He never knew that केकारव contained the lyric. He told us a few stories and I also in my turn translated to him a few fables from Tagore. One more thing has taken place to crown my happiness. You know that unlike you are [ allowed ], I was denied the sight of Ba Saheb till now. The veil has been thrown open now and I had a few

blessed moments of being with her. She looked very kind. She spoke to me with very tender feelings. This has all come to me without my seeking it and without my yearning for it and yet, it has a value far higher than many things that are prized in this petty life. Veils after veils are thus lifted up but there is a veil that can never be rent asunder. What a mysterious destiny it must be which makes one sad in the midst of all these blessed things! Is there no one here to tell me why there should be such unspeakable agony day and night tearing the heart of innocence wihout a reason? Night after night the ever awake agony sits by the pillow of the sleepless heart showering on its brow the kisses that melt poison. There seems to be committed a sin still undiscovered. Oh, who is there to bless the innocent sinner in the midst of all this mockery?

ooooo It was whispered in the dead of the night that some fool read my past lives and another fool believed in certain big stories concerning my past births. I know that it is all these stories that have snatched from your heart your peace and joy. Alas, that the delusion should come over a heart that sinned against none in the universe. Meghani is no more than a dead atom. He was never more. ooo Is it this Meghani that has been preying upon your mind, robbing your composure and also the composure of those who drink at your fountain for their life? Pluck him off and cast him away. He will not mourn his fate.

I have nothing more to add. My best wishes to your wife and Kanchanbahen. My pranams to your parents. I remain praying for your peace.

Yours sincerely,
Jhaverchand

□ અનુવાદ :

બગસરા : ૧૮–૯–૧૯૨૦

મારા પ્રિય કપિલભાઈ,

ગઈ કાલે હું હડાળા હતો અને તમને કાગળ લખવાનો જ હતો, ત્યાં તમારો કાગળ મળ્યો. જવાબ વાળવાનો આ એક નમ્ર પ્રયાસ છે.

તમે નહીં આવી શકો એ જાણીને હું અને તમારાં બીજાં સ્નેહીજનો દિલગીર થયાં છીએ. તમારો અહીં આવવાનો કાર્યક્રમ જાહેર થયો એ જ ઘડીથી બાસાહેબ એ

સુખદ સમાચાર જે સામે મળે તેને—કેટલીક વાર તે એકની એક વ્યક્તિને ફરીફરીને—આપવા માંડ્યાં હતાં. આવો એમનો ઉમંગ હતો. અમે બીજા ક્ષુદ્ર આત્માઓ પણ અતિપરિચિત આગંતુકના આગમનની પ્રતીક્ષા પૂર્ણ ઉત્સુકતાથી કરતા હતા, જો કે વાણીમાં વ્યક્ત કર્યા વિના. પણ હવે અતિથિ નથી જ આવવાનો. અમે ધરતીનાં વસનારાં એ આવવાનો હતો એ વાત ભૂલી જઈને રોજિંદા કામકાજમાં રત બની જઈશું. મુલાકાત મુલતવી રાખીને બાસાહેબને તમે આશા અને નિરાશાનો પાઠ શીખવ્યો છે એટલે એ તો કંઈ ને કંઈ ગણગણ્યા કરે છે. પિતાશ્રીને ફરી ઊથલો આવ્યો એથી મને રંજ થયો છે. કાંતાબહેને મુંબઈમાં એમની માંદગીની વાત કરેલી એટલે હું સમાચાર જાણવા ઉત્સુક હતો. કંઈ ચિંતાજનક નથી એવી આશા રાખું છું. ના, પિતાશ્રીને એવી સ્થિતિમાં છોડીને તમે આવો એવું મને ન જ ગમે. કાઠિયાવાડમાં મારા આટલા ટૂંકા રોકાણ દરમ્યાન તમે મને મળવા આવશો એવું હું માનતો પણ નહોતો. તમે આવ્યા હોત તો આનંદ થાત. એથી વિશેષ કંઈ જ નહીં.

આમંત્રણ બદલ આભાર. ના, એ માત્ર આમંત્રણ જ નથી, ફરજનું કહેણ હોય એવું લાગે છે. ભાવનગરની ધરતી તરફનાં કૃતજ્ઞતા અને ખેંચાણ સમય-અંતરથી કે બીજા કોઈ પણ કારણે જરા પણ ઝંખવાયાં નથી. રાત્રીઓની રાત્રીઓ એ ધન્ય ગગનમંડપના ઉદાસ તારલાઓ મારા અંતર પર ઝબૂક્યા છે અને ઝળૂંબ્યા છે એવાં છ છ વર્ષોના મારા ત્યાંના રહેવાસનું મારી પર ભાવનગરનું લેણું છે. ચિરકાળથી ઉવેખાયેલા અનાથ શિશુ સમો હું એ ટમટમતા તારાગણની ઓથે ઊભો રહ્યો હતો. આમ એક માતૃવિહોણાની જનેતા સમાન નગરીને મારી સદા સભાન કૃતજ્ઞતાની અંજલિ આપવા પવિત્ર તાંતણે હું બંધાયેલો છું. તમારી સાથે અને મને ઉરે નિકટતમ રાખનારાં તમારાં સ્વજનો સાથે હું એથી પણ દૃઢ અને નાજુક ઊર્મિઓથી સંકળાયેલો છું. એ તો જૂની વાત થઈ. તમારી અંતરતમ લાગણીઓના અભિષેકને હું પૂર્ણ લાયક નહોતો એ મારી માન્યતા અડગ છે પણ તમારો પ્રેમ પ્રાપ્ત કરવાનું સન્માન પામનાર અને હજી પામતા મારા જેવા જૂજ હશે અથવા બીજું કોઈ ન પણ હોય એનું તમારું [?] નીરવ સાહેદ છે. છેલ્લાં બે વર્ષોમાં જે કંઈ બન્યું છે તે છતાં, અન્યાયો અને પ્રેમની અવગણના છતાં, ચુપકીદીઓ, ધ્રુસકાઓ, મધરાતનાં આંસુઓ અને આટલા ઊહાપોહ છતાં સત્ય સાબૂત રહ્યું છે, એની સૌમ્ય ભ્રૂકુટિ પર ઘેરાયેલાં વાદળાં વિખેરાઈ ગયાં છે અને જગત સમક્ષ એ સત્ય ફરી એક વાર અંકિત બનીને ઊભું છે. અત્યારે તો એવું લાગે છે કે વાદળાં હતાં જ નહીં. ભગ્ન મંદિરમાં દીપક સતત જલતો જ રહ્યો છે. એના ઉજાસને જરા પણ આંચ નહોતી આવી. એ ઉજાસ ફરી એક વાર દેદીપ્યમાન બન્યો છે અને અંધકારમય રાત્રીઓનો યાત્રી યુગયુગોથી એ ઉજાસના પથ પર ચાલ્યો છે તેમ ચાલતો રહેશે. અનંતતાનું ઉત્થાન થયું ત્યારથી અને ત્યાં લીધેલ અને દીધેલ એ કોલ છે અને આપણે જીવનમાં ક્યાંયે આથડતા હશું પણ એ કોલ તો સદાકાળ માટે મને તમારી સાથે અને તમને મારી સાથે સાંકળી રહેશે.

આપણી વચ્ચે અંતર નથી પણ મારી તૈયારી જ અપૂર્ણ હતી અને હજી અપૂર્ણ છે. એવું લાગે છે કે રસ્તાઓ મળીને પાછા ફંટાઈ જાય એવા ચોકમાં આપણું મિલન થયું હતું. તમારી તો માત્ર ઝાંખી જ કરાવવાની ઇચ્છાથી જ દૈવી શક્તિઓએ આ મિલન યોજ્યું હતું. એથી વધારે કોઈ સંકેત નહોતો. મારી કસોટીઓ હજુ પૂરી નહોતી થઈ, મારી સાધના હજુ શરૂ પણ નહોતી થઈ. તમારા દર્શન પામ્યા પછી મારે વિદાય લેવી જોઈતી હતી. ૦૦૦૦૦૦

હવે તમારા પત્રમાં ઉલ્લેખાયેલા કેટલાક દુન્યવી વિષયો પર આવું. હા, તમારા ફોટાઓ બાસાહેબે મને એક વાર બતાવેલા. પાછો જઈશ ત્યારે નકલો મોકલીશ. તમારે કયા ફોટાઓ જોઈએ છે તેની યાદી તમે મોકલી નથી. જલદી મોકલો તો હું શક્ય ઝડપથી નકલો મોકલી શકું. તમારા કવરમાં અનુપમ પર કોઈ પત્ર હતો નહીં. કદાચ તમે સીધો એને બીડ્યો હોય.

૦૦૦૦ હવે થોડા સુખદ વિષયો. કલકત્તાના મારા જીવન વિશે લખવાનું મને ગમશે. સોમથી શનિ તો, અલબત્ત, કારખાનાના કામમાં હું રત હોઉં છું, પણ શનિવારે સાંજે એ એકધારા જીવનની નીરસતાનો અંત આવે છે, અને અનુપમના નિમંત્રણે હું શહેરથી દૂર એનાં પિતરાઈ બહેન અને બનેવીને ઘેર જાઉં છું. એમનું એક નાનકડું આનંદી પ્રેમાળ કુટુંબ છે. એમની સમક્ષ મારાં પ્રિય ગીતો ગાવાનું મને ગમે છે અને એ સૌ પણ એ ગીતો માણતાં શીખી ગયાં છે. અનુપમની બહેન મીઠા અને શરમાળ કંઠે ગાય છે ત્યારે મને તમારાં પત્ની અને કંચનબહેન સાંભરી આવે છે. બીજો અડધો દિવસ ટાગોરની એકાદ વાર્તાનો અનુવાદ સંભળાવું ત્યાં પસાર થઈ જાય છે. એમને સૌને પણ એ સાંભળવું ગમે છે. વિસ્તાર શાંત છે અને એમના આતિથ્યમાં કૃત્રિમતા કે અજુગતો આડંબર નથી, પણ રવિવારની સાંજના ઓછાયા ઉદાસ બનતા અંબરમાં ઘેરાવા લાગે છે એમ એમ હૈયું પણ આનંદના બોજા તળે ભારે થવા લાગે છે અને ગમગીની છવાતી જાય છે. 'વિના કંઈ પાપ પસ્તાવું નસીબે આ લખાયું છે.'

આ જીવનકાળ દરમ્યાન હડાળા જવાની આ એક વધુ તક મળી. જેમ જેમ વધારે વાર અહીં આવું છું એમ એમ આ પ્રવૃત્તિ તરફ મારું ખેંચાણ વધતું ચાલ્યું છે. બાપુશ્રીના જીવનમાં છેલ્લાં વર્ષોમાં એમની સાથે રહેવાનું મળે છે તે આશીર્વાદ જ છે. મારી ઉપર વ્યાપેલા નીલા વ્યોમને નિહાળું છું અને પછી આ વયોવૃદ્ધ મિત્રને નીરખું છું ત્યારે બંનેનાં અંતરતલમાં એક સમાનતા ભાસે છે : ઝંઝાવાતો હજી સાવ શમ્યા નથી લાગતા; બંનેનાં હૃદયમાં નવા ગહન ગડૂડાટ સંભળાય છે અને એમના ચહેરા પર અંકિત એક એક કરચલીઓ નિતનવા પ્રેમાલાપનાં વાક્યો સમી ભાસે છે. એમનો એક પણ ફોટો પૂરેપૂરો એમના જેવો નથી લાગતો એ પણ એક બલિહારી છે.

'અશ્રુની સૈયારી ધારા' મેં બે વાર એમને ગાઈ સંભળાવ્યું. એ પંક્તિઓ એમને સ્પર્શી ગઈ છે. આ ગીત 'કેકારવ'માં હતું એવી એમને ખબર નહોતી! એમને થોડી વાર્તાઓ સંભળાવી તો મેં એમને ટાગોરની કથાઓનાં ભાષાંતર સંભળાવ્યાં. મારા

આનંદમાં ઓઘ આવે એવું કંઈક બન્યું છે : તમને ખબર છે કે બાસાહેબ તમને દર્શન આપતાં પણ મારો મલાજો પાળતાં; હવે ઓઝલ ઊંચકી લેવામાં આવ્યો છે. મેં એમની સાથે થોડી પળો ગાળી, એ ઘણાં પ્રેમાળ લાગ્યાં. મારી સાથે એમણે માધુર્યથી વાતો કરી. અપેક્ષા કે અભિલાષ વિના આ બન્યું છે છતાં પણ સ્થૂળ જીવનમાં જિજીવિષાને કારણે અણમોલ લાગતી આકાંક્ષાઓની સિદ્ધિ કરતાં આ બિનાનું મૂલ્ય ઘણું ઊંચું છે. પડદા પછી પડદા ઊંચકાતા જાય છે અને છતાં એક એવો પડદો છે જે ઉપાડી નહીં જ શકાય. આટલાં બધાં પાવનકારી તત્ત્વો વચ્ચે પણ માનવીને ખિન્ન બનાવી દેતો વિધાતા કેટલો રહસ્યમય છે ! દિનરાત નિર્દોષતાના ઉરને વિદારતી, વ્યક્ત ન થઈ શકે તેવી, વેદનાની હસ્તીનાં કારણો સમજાવી શકે એવું અહીં કોઈ જ નથી ? અનિદ્રાથી પીડાતા અંતરનાં નયનોના ઝરૂખાને ઝેરને પણ પીગાળી શકે તેવાં ચુંબનોથી નવાજતો એ સંતાપ એને ઓશીકે રાત્રીઓની રાત્રીઓ સદા જાગૃત બેઠો રહે છે. હજી પણ ન ધોવાયું હોય એવું કોઈ પાપ થઈ ગયું લાગે છે. અરે, આ ઉપહાસ વચ્ચે નિર્દોષ પાપીને પાવન કરનાર કોણ છે ?

ooooo એક મધરાતે ગણગણાટ સંભળાયેલો કે એક મૂર્ખે મારા પૂર્વજન્મોની વાતો કહી અને બીજો મૂર્ખ એમાંની કેટલીક બડાશોને માની પણ બેઠો. આ વાતોએ તમારા મનનાં શાંતિ અને ઉલ્લાસ હરી લીધાં છે એ હું જાણું છું. ખેર, સૃષ્ટિમાં કોઈને જરા પણ અન્યાય ન કરનાર હૈયા પર આવી ભ્રમણા વીંટળાઈ વળી છે તે પણ વિચિત્રતા છે. મેઘાણી તો માત્ર એક મૃત પરમાણુ છે. એથી વધુ કંઈ એ હતો પણ નહીં. તમારી અને તમારા સ્રોતમાંથી જીવનરસના ઘૂંટડા ભરનારાની સ્વસ્થતાનો શિકાર કરનાર આ જ મેઘાણી ? એને ઉખેડીને ફગાવી દો ! એ પોતાના ભાગ્યને રડવાનો નથી.

કંઈ ઉમેરવું નથી. તમારાં પત્ની અને કંચનબહેનને મારી શુભેચ્છાઓ. તમારા માતાપિતાને પ્રણામ. તમારી શાંતિ પ્રાર્થતો,

તમારો સહૃદયી
ઝવેરચંદ

*

† [અનુપમનાં] પિતરાઈ બહેન અને બનેવી : બાળાબહેન અને લાલજી ભગવાનજી ત્રિવેદી.

† બાપુશ્રી : વાજસૂર વાલેરા વાળા.

† કંચનબહેન : કપિલ ઠક્કરનાં બહેન.

*

## ઊર્મિગીતો આપનાર

"જેમ સુકાય તારી જૂઈનાં ફૂલ
　　　　　　　　　મારા વાલાજી રે!
તેમ તારી ગોરાંદે કરમાય
　　　　　જઈને કે'જો મારા વાલાને રે!

"લોકગીતોમાં જેને ઉત્કૃષ્ટ ઊર્મિગીતો ગણું છું તેમાંનું આ એક મને કોણે
પ્યું? ભાવનગરનાં બહેનોએ; મારા મિત્ર કપિલ ઠક્કરના કુટુંબનાં બહેનો મારે માટે
ાસણોને પોતાને ઘેર તેડાવી રાસડા લેવરાવતાં. 'જઈને કે'જો મારા વાલાને રે!'
ગીત એ બહેનોના કોમળ કંઠેથી પ્રથમ વાર જાગ્યું ત્યારે મન પર મોરલી વરસી..."
પરકમ્મા'માંથી ટૂંકાવીને. ]

*

## ચરામાં આમંત્રણ

અશ્રુની　સૈયારી　ધારા:
સૈયારી　નિશ્વાસે　જ્વાળા:
પ્રેમની　સૈયારી　પીડા:
આ　છે　ખાકે　સૈયારી—વ્હાલાં સૈયારી!

સાથી　ના　મૂકીને　જાશે:
સાથી　સાથે　રોશે　ગાશે:
દિલની　ખાક　દિલે　ચોળાશે:
ચોળો　હર્ષે　સૈયારી—વ્હાલાં સૈયારી!

શાનાં　સૈયારી　વિણ　સુખડાં?
સૈયારી　ત્યાં　શાનાં　દુઃખડાં?
તોફાને　હસવીશું　મુખડાં:
લાવો　નૌકા　સૈયારી—વ્હાલાં સૈયારી

સૈયારી　સપનામાં　આવ્યાં:
કફની આ ભગવી ત્યાં લાવ્યાં:
પ્હેરાવીને　ના　પ્હેરી　કાં?
આવો　આવો,　સૈયારી—વ્હાલાં સૈયારી

આનંદમાં ઓઘ આવે એવું કંઈક બન્યું છે : તમને ખબર છે કે બાસાહેબ તમને દર્શન આપતાં પણ મારો મલાજો પાળતાં; હવે ઓઝલ ઊંચકી લેવામાં આવ્યો છે. મેં એમની સાથે થોડી પળો ગાળી, એ ઘણાં પ્રેમાળ લાગ્યાં. મારી સાથે એમણે માધુર્યથી વાતો કરી. અપેક્ષા કે અભિલાષ વિના આ બન્યું છે છતાં પણ સ્થૂળ જીવનમાં જિજીવિષાને કારણે અણમોલ લાગતી આકાંક્ષાઓની સિદ્ધિ કરતાં આ બિનાનું મૂલ્ય ઘણું ઊંચું છે. પડદા પછી પડદા ઊંચકાતા જાય છે અને છતાં એક એવો પડદો છે જે ઉપાડી નહીં જ શકાય. આટલાં બધાં પાવનકારી તત્ત્વો વચ્ચે પણ માનવીને ખિન્ન બનાવી દેતો વિધાતા કેટલો રહસ્યમય છે! દિનરાત નિર્દોષતાના ઉરને વિદારતી, વ્યક્ત ન થઈ શકે તેવી, વેદનાની હસ્તીનાં કારણો સમજાવી શકે એવું અહીં કોઈ જ નથી? અનિદ્રાથી પીડાતા અંતરનાં નયનોના ઝરૂખાને ઝેરને પણ પીગાળી શકે તેવાં ચુંબનોથી નવાજતો એ સંતાપ એને ઓશીકે રાત્રીઓની રાત્રીઓ સદા જાગૃત બેઠો રહે છે. હજી પણ ન ધોવાયું હોય એવું કોઈ પાપ થઈ ગયું લાગે છે. અરે, આ ઉપહાસ વચ્ચે નિર્દોષ પાપીને પાવન કરનાર કોણ છે?

ooooo એક મધરાતે ગણગણાટ સંભળાયેલો કે એક મૂર્ખે મારા પૂર્વજન્મોની વાતો કહી અને બીજે મૂર્ખે એમાંની કેટલીક બડાશોને માની પણ બેઠો. આ વાતોએ તમારા મનનાં શાંતિ અને ઉલ્લાસ હરી લીધાં છે એ હું જાણું છું. ખેર, સૃષ્ટિમાં કોઈને જરા પણ અન્યાય ન કરનાર હૈયા પર આવી ભ્રમણા વીંટળાઈ વળી છે તે પણ વિચિત્રતા છે. મેઘાણી તો માત્ર એક મૃત પરમાણુ છે. એથી વધુ કંઈ એ હતો પણ નહીં. તમારી અને તમારા સ્રોતમાંથી જીવનરસના ઘૂંટડા ભરનારાની સ્વસ્થતાનો શિકાર કરનાર આ જ મેઘાણી? એને ઉખેડીને ફગાવી દો! એ પોતાના ભાગ્યને રડવાનો નથી.

કંઈ ઉમેરવું નથી. તમારાં પત્ની અને કંચનબહેનને મારી શુભેચ્છાઓ. તમારાં માતાપિતાને પ્રણામ. તમારી શાંતિ પ્રાર્થતો,

તમારો સહૃદયી
ઝવેરચંદ

*

† [અનુપમનાં] પિતરાઈ બહેન અને બનેવી : બાળાબહેન અને લાલજી ભગવાનજી ત્રિવેદી.

† બાપુશ્રી : વાજસૂર વાલેરા વાળા.

† કંચનબહેન : કપિલ ઠક્કરનાં બહેન.

*

## ઊર્મિગીતો આપનાર

"જેમ સુકાય તારી જૂઈનાં ફૂલ
મારા વાલાજી રે!
તેમ તારી ગોરાંદે કરમાય
જઈને કે'જો મારા વાલાને રે!

"લોકગીતોમાં જેને ઉત્કૃષ્ટ ઊર્મિગીતો ગણું છું તેમાંનું આ એક મને કોણે આપ્યું? ભાવનગરનાં બહેનોએ; મારા મિત્ર કપિલ ઠક્કરના કુટુંબનાં બહેનો મારે માટે ખવાસણોને પોતાને ઘેર તેડાવી રાસડા લેવરાવતાં. 'જઈને કે'જો મારા વાલાને રે!' એ ગીત એ બહેનોના કોમળ કંઠેથી પ્રથમ વાર જાગ્યું ત્યારે મન પર મોરલી વરસી..."
['પરકમ્મા'માંથી ટૂંકાવીને.]

*

## યજ્ઞમાં આમંત્રણ

અશ્રુની સૈયારી ધારા :
સૈયારી નિશ્વાસે જ્વાળા :
પ્રેમની સૈયારી પીડા :
આ છે ખાકે સૈયારી — વ્હાલાં સૈયારી !

સાથી ના મૂકીને જાશે :
સાથી સાથે રોશે ગાશે :
દિલની ખાક દિલે ચોળાશે :
ચોળો હર્ષે સૈયારી — વ્હાલાં સૈયારી !

શાનાં સૈયારી વિણ સુખડાં ?
સૈયારી ત્યાં શાનાં દુઃખડાં ?
તોફાને હસવીશું મુખડાં :
લાવો નૌકા સૈયારી — વ્હાલાં સૈયારી

સૈયારી સપનામાં આવ્યાં :
કફની આ ભગવી ત્યાં લાવ્યાં :
પ્હેરાવીને ના પ્હેરી કાં ?
આવો આવો, સૈયારી — વ્હાલાં સૈયારી

કહાવશે. જરૂર એક આંટો જઈ આવશો. અગર તેમને બે-ત્રણેક દિવસ હડાળે રહી જવાનું મન હતું, હજુ પણ રાખ્યું હોય ને વળી બાપુશ્રીની રૂબરૂમાં બધા વિચારો વધુ સ્પષ્ટપણે થઈ શકશે. તો તેમના જવાબની રાહ જોશો. તેમનું સરનામું પુરુષોતમ [–]ણારામ પાઠક, ચોરવાડ, ચોરવાડ રોડ, સોરઠ. ૦૦૦૦૦ હવે છેલ્લો મુદ્દો: તમારા સંજોગોએ તમને ગભરાવી નાખ્યા લાગે છે. એ ગભરાટ આજે મારી પાસે ખુલ્લો કરો. તેમાં સંકોચ રાખવાનું કારણ નથી. તમારી મનોવેદનાઓને તમે ક્વચિત જ ઉચ્ચારી છે. તમે એ સંયમ રાખીને એક સાચા મરદનું કામ કર્યું છે પણ મન ખોલવાનાં કોઈક સ્થાન તો અવશ્ય જોઈએ. જો હમણાં આ બધી વિચારસૃષ્ટિ જ સંકેલી લેવી હોય, પૈસા જ કમાવાની જરૂરિયાત હોય ને પરદેશ ખેડવા તૈયાર હો તો પછી મૂંઝાઈ રહેવાની જરૂર નથી. અલબત્ત, આવતાં પહેલાં આંહીંની સ્થિરતાનો વિચાર કરજો. મોટી કમાણી કરવાના જે અભિલાષો આંહીં સહેલાઈથી ફળતા તેવો હવે સમય નથી. ભાઈ હરજીવન તથા બીજા ઘણાયે દલાલો કમાતાં હશે પણ એ જીવન તમારે માટે નથી. તમોને માફક પણ ન આવે. માટે એક દસકાનો વિચાર બાંધીને જ આવજો. આવો તો કાંઈ ભય નથી. શરૂઆત ગમે તેવી નબળી પણ પરિણામે તો તમારી શક્તિ સારું કામ કરી શકે. માટે આવવાની ઇચ્છા હોય તો જરા પણ મૂંઝાશો નહીં. આંહીં આવી જાઓ, વસ્તુસ્થિતિ સમજી લ્યો, પછી જેવી ઇચ્છા. જોવાને બહાને જ આવો. ચાર-પાંચ-છ મહિના, જ્યાં સુધી મન ન ચોંટે ત્યાં સુધી, અખતરા રૂપે આવો. પછી વળી જેમ ઠીક લાગે તેમ કરશો. એમ ન માનતા કે હું આ આમંત્રણ કરું છું તે વેપાર તરફના કશા પક્ષપાતને લીધે. ના, જરા પણ નહીં. આ શહેરોના મોટા વેપારોનું રહસ્ય હું ઠીક સમજી ગયો છું. તમારાં જેવાં હૃદયોને હું કદી પણ તેમાં રજોટાવા ન બોલાવું. હું વેપારની અનીતિ કે પ્રપંચોની વાત નથી કરતો. હું તો તેની માનસશાસ્ત્રની દૃષ્ટિએ વાતો કરું છું. [પરમ...?] પંથે ચાલનારા માટે આ જીવન ત્યાજ્ય જ છે. દેશનો વેપાર ઘણો સારો. તેના માર્ગો ઉપર તો એક મહાત્મા પણ ચાલી શકે. પ્રયત્ન રાખજો. હું આંહીં વેપારી નથી પણ એક મજૂરની પંક્તિનો આદમી છું, કારખાનામાં દેખરેખ રાખું છું, પણ મને ઊંડો આત્મસંતોષ છે કે ત્યાં હું એક મોટો મજૂર જ છું. જીવન આકરું પણ થોડા કાળને માટે એ જીવન સ્વીકારવાની જરૂર જણાય તો સુખેથી આવો. કામ પૂરું થયે તમારી જૂની પુણ્યશાળી સુંદર ભૂમિમાં પાછા ચાલ્યા જજો. આંહીંનો અનુભવ પણ લેવો ઘટે છે. દસ વરસ કે પાંચ વરસ નીકળી જતાં એક પલકની જ વાર લાગશે. પરંતુ બીજા બધા ઇલાજે જો હારી જવાયા હોય તો જ હું તો આ ઇલાજને અનુમોદન આપું, નહીં તો નહીં. એક સરલ, સાદું, કરકસરયુક્ત, પરમશાંતિમય જીવન ગાળવાનો બીજો માર્ગ નથી જ શું? દિવસરાત એક પ્રચંડ આંદોલન ઉપજાવી મૂકે એવા ઉગ્ર, અશાંત, અનારોગ્યવાળા આ શહેરી જીવનને સ્વીકારતાં પહેલાં જરૂર વિચાર કરવો ઘટે છે.

મેં તો હરજીવનદાસ સાથે બધી વાત કરી હતી ને તેમણે પણ કબૂલ કર્યું હતું

કે તમોને પોતે આહીં પાછા ફરતી વખતે સાથે લેતા આવશે, પણ તેમણે કહ્યું હતું કે તમો જ હજુ આવવાના નિર્ણય પર નહોતા પહોંચ્યા. હવે નિર્ણય કરી લેશો? હવે આમ ક્યાં સુધી મૂંઝાઈને જીવન ગાળવાનું? નિર્ણય કરી લ્યો. આ સંબંધે વધુ તો શું લખું? બાપુશ્રીની ને તમારી રૂબરૂ મસલતો હવે તો તમારે આટોપી લેવી જોઈએ. હવે તમારે જે કહેવાની ખૂબ ખૂબ અગત્યની વાત છે તે સંબંધે હું તર્ક કરવા લાગ્યો છું. જો તમારે કંઈ કહેવાનું હોય તો કહી નાખવું જ જોઈએ. અરધે ઉચ્ચારે અટકવું ન જોઈએ. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ



## (૨૬) શોભાગચંદ મોતીચંદ દોશી ઉપર

[કલકત્તાવાસના મિત્ર અને કાર્યસાથી]

કલકત્તા : ૨૭–૬–૧૯૨૧

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦૦૦ તમે કુશળ હશો. શું વ્યવસાયમાં જોડાયા તે જણાવશો. બગસરા સંબંધે મેં તમોને વાત કરેલી તે સંબંધે કાંઈ ચોક્કસ સ્વરૂપમાં વાત આવી નથી પણ વહેલામોડું કાઠિયાવાડમાં એવું એક જીવન ઊભું થવાની જરૂર છે, અને થશે જ, કે જેથી કાઠિયાવાડને પોતાના બધા જુવાનોને પારકા પ્રાંતની દયા ઉપર નહીં છોડવા પડે. આવી સ્થિતિ ઊભી કરવામાં આપણે પણ ખપમાં લાગવું જોઈશે. મારા વિચારો બહુ વેગથી હવે કાઠિયાવાડ તરફ ધસી રહ્યા છે. ૦૦૦૦૦૦ તમે આનંદમાં હશો. દાઢી પાછી દેખાણી હશે. ભાઈ નૃસિંહપ્રસાદજી આંહીં છે. મારી પાસે જ બેઠા છે. એની મસ્તી તો સદાય એવી ને એવી જ. એનું હસવું કદીય ખૂટયું નહીં. ૦૦૦ હરખજીભાઈ પણ મજામાં છે. માખણનું વેચાણ સારું હોય તે દિવસ મ્હોં મલકતું હોય, બાકી તો એ ના એ સૂકલ લકડી. ૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

### કલકત્તાવાસના સાથીઓ

[રમણિક મેઘાણી લિખિત નોંધ]

"હરખજીભાઈ: હરખજી વ્યાસ, 'શાહજાદો પુશરુ' નામની બંગાળી નવલકથાનો એમનો અનુવાદ 'વીસમી સદી' માસિકમાં પ્રગટ થયો હતો. વ્યવસાયે ઘી–માખણનું વેચાણ કરતા અને પછી જીવણલાલ લિમિટેડમાં જોડાયેલા.

"શોભાગચંદ મોતીચંદ દોશી જીવણલાલ લિમિટેડમાં કામ કરતા તે વેળા બાપુજી તથા અનુપમ ન્હાનાલાલ કવિની સાથે મહેતા બિલ્ડીંગમાં રહેતા. ચાંદાભાઈના હુલામણા નામે મિત્રોમાં ઓળખાતા શોભાગચંદભાઈ બાપુજીની જેમ જ ટાગોર–સાહિત્યના અને કૃષ્ણમૂર્તિનાં પ્રવચનોના પ્રેમી હતા. એ કાળે આપણા સમાજમાં સ્ત્રીઓની દશા બહુ જ દયામણી હતી એ કારણે બાપુજી પરણવાની ના પાડતા અને ચાંદાભાઈ એ જ કારણસર અપરિણિત રહેલા. વર્ષો પછી ચાંદાભાઈ રંગૂન ગયા અને ત્યાં ધંધામાં પડ્યા. બીજા મહાયુદ્ધ દરમ્યાન હિજરત માટે પોતાને મળેલી પરવાનગી બીજા વધુ જરૂરિયાતવાળાને આપીને પોતે ત્યાં જ રોકાઈ ગયા હતા. સુભાષબાબુ બ્રહ્મદેશમાં હતા ત્યારે આઝાદ હિંદ ફૌજમાં ચાંદાભાઈએ ઘણો સાથ આપેલો. પ્રસિદ્ધિથી પોતાની જાતને હંમેશાં વેગળી રાખતા.

"સ્વ૦ નૃસિંહપ્રસાદ પઢિયાર પણ એ અરસામાં જીવણલાલ લિમિટેડમાં કામ કરતા. બંગાળી અને ટાગોર–સાહિત્યના પ્રેમી હતા."



## (૨૭) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

કલકત્તા : ૧૮–૯–૧૯૨૧

પરમ પૂજ્ય ભાઈશ્રી,

આખરે તો મારે જ હાર માનવી પડી. મનમાં ઘણુંયે એમ હતું કે બરાબરનો રિસાઈ જાઉં, મને બોલાવો તો પણ બોલું નહીં, પણ એ બાળકનું કામ તો મારાથી થયું નહીં, થઈ શક્યું નહીં.

હું જાણું છું કે તમે તો હવે બરાબરના વંટોળે ચડ્યા છો. મેં તો એવી આશા રાખેલી કે આ ભયાનક વાવાઝોડાને પેલે પાર હું તમારી શાંત સૌંદર્યમય મૂર્તિને પામી શકીશ અને આપણા બંનેના મિલનની ઉપર થઈને ગમે તેવાં પ્રબળ ઘમસાણો પણ વિના અડક્યે ચાલ્યાં જશે. પણ એમ થયું નહીં. સૂકેલાં પાંદડાંની જેમ હું અને તમે બધાય ઊડવા મંડ્યા.

કદાચ હું ભૂલતો હોઈશ. તમારું શાંત સ્વરૂપ હજુય કદાચ અખંડિત, રે વધુ શાંતિપૂર્ણ, વિરાજતું હશે, આ કોલાહલ અને ધક્કામુક્કીની અંદરથી મને એ સાદ કરી રહ્યું હશે; હજુ એ સાદ સ્પષ્ટપણે સંભળાયો નથી પણ મારી ઝંખનાનો વેગ વધતો જાય છે. એક કબુતરની માફક તમારે પડખે આવીને બેસી જાઉં, તમારી ચોપાસનાં સરકારી કાગળિયાં પવનમાં ઊડવા મંડે, તમારી અમલદારી ને યુક્તિ–પ્રયુક્તિ શરમાઈને સરી જવા માંડે, તમારી મોટરો ભાંગી જાય અને એ બધી શોભાથી નિરાળા, સાચા, નિર્મળ ગુલાબભાઈને હું ભેટી શકું એવો દિવસ ક્યારે આવે?



**...એક અદૃશ્ય હાથની ઇશારત જોઈ રહ્યો છું,**
**અને જવાબ આપું છું કે 'આવું છું, આવું છું.'...**

આજ તો ગુલાબભાઈ ગોત્યા જડતા નથી. આજે ગુલાબભાઈ કોઈ અટવીમાં ગુમ થયા છે કે એને શોધનારા રસ્તો ભૂલ્યા છે એ બેમાંથી શું સાચું હશે? શોધનારો જ કદાચ માર્ગ ભૂલ્યો હશે? કદાચ તમને આ વાતો નહીં સમજાય. અત્યાર સુધી તમે

જાણે મારી પાસે જ હતા. પાસે હોવાથી જ તમારો ખરો પરિચય પામવાની તાલાવેલી કદી નહોતી વ્યાપી. આજ આપણે એકબીજાથી છેટા બેઠા છીએ. આજ તમોને પૂરેપૂરા પિછાનવાની ભૂખ જાગી છે.

ગયા એક વરસમાં હું બે વાર કાઠિયાવાડમાં આવી ગયો. બંને વખત લાંબી મુદત સુધી રહ્યો. તમે પણ વારંવાર અને બહુ જ વખત મળ્યા પણ તેમાં તો જાણે મેં તમોને ઊડતા જ જોયા. તમારી આસપાસનું અમલદારી વાતાવરણ એક એવી દીવાલ કરી રહ્યું હતું કે તે ભેદીને હું તમારી પાસે પહોંચ્યો જ નથી. તમને એક રાજા તરીકે જોયા. ભાઈ તરીકે ક્યારે જોઈ શકીશ ?

મારી અભિલાષાઓ છેક અસ્પષ્ટ જ રહી ગઈ. જેમ જેમ તમે રાજાજી બનતા ગયા તેમ તેમ હું જાણે બંધુહીન બનતો ગયો. તમે મને તમારા રાજવી વૈભવનો પરિચય કરાવ્યો તેમ તેમ હું તમોને ભૂલતો ગયો. મારી સહુ અભિલાષાઓની પાછળ એક પામર આશા પોકારી રહી છે : તમે એક વાર પાછા પાંખો બીડીને ક્યારે ઘરમાં બેસો, શાંતિથી બેસો, તમે ગીતાનું ગુંજન કરો, હું તે સાંભળી રહું, દિવસરાત વરસાદ વરસી રહે, તમારી પાસે બેસીને હું મારી આ મુસાફરીમાં પેદા કરેલી થોડી ઘણી પૂંજી ઉખેળું, ગીતાંજલિનાં ગાન સંભળાવું, જે જે ભવ્યતા મને કોઈ કોઈ કાળે આ મારી ક્ષુદ્રતાની વચ્ચે થઈને પણ સ્પર્શી ગઈ છે તેની વાતો કરું, મારા ઉત્પાતને તમારી શાંતિ સાથે ભેટ કરાવું. હું ક્ષુદ્ર તમારામાં જે મહાન છે તેની પિછાન લઉં, ફરી પાછો હુ મારા બંધુને પકડી પાડું અને એ હાથને ફરી વાર કદી પણ છોડું નહીં.

હું ફરી વાર કહું છું કે તમે આ વાતો સમજશો નહીં. બે વરસ પહેલાં હું પોતે પણ ન સમજી શકત. દરમ્યાન નવા જીવનની છોળો આવી છે. જીવનનો ગંભીર ધ્વનિ કાને પડ્યો છે. એક અદૃશ્ય હાથની ઇશારત હું મારી સામે જોઈ રહ્યો છું અને જવાબ આપું છું કે 'આવું છું, આવું છું.' મને ઘણુંય એમ થાય છે કે મારી વાતને હું એક બાળકની બોબડી ભાષામાં સ્પષ્ટ કરું, અલંકાર કે શણગાર બધા અળગા કરી નાખું, પણ એ ફરી વાર બાળક ક્યાંથી બનાય ? ભાષાની અંદર વ્યાપી ગયેલો ડોળડામાક ક્યાંથી છોડાય ? એ ડામાક જીવનનો છે, માત્ર ભાષાનો નથી.

આજ લખ્યા જ કરુ, મારા જીવનની એક નાની સરખી લીટી સમજાવવા આજ ઉલટાવી–પલટાવીને લખ્યા જ કરું, પણ સ્પષ્ટ નહીં કરી શકું. હું જુદા દેશની વાણી બોલું છું. તમે એ ન પણ સમજી શકો.

અંધારું થતું જાય છે. ગોધૂલિનો વખત થઇ ગયો. વગડામાંથી પશુઓ પાછાં આવે છે. એના કંઠની ટોકરીનો ગંભીર અવાજ કાને પડે છે, મંદિરમાં ઝાલર વાગવા લાગી. હું પણ એકાદ–બે માસમાં પાછો આવું છું. ધરાઈને આવું છું. જીવનની આ ગોધૂલિને સમયે, અંધકાર ને પ્રકાશની મારામારીને વખતે, મારો ગોવાળ મને

બોલાવી રહ્યો છે. હું રસ્તો નહીં ભૂલું. એના સાદને હું ઓળખું છું. હું બંધુહીન નથી એમ કહેવા દેજો. વધુ શું?

લિ૦ હું આવું છું.

*

સાંજ પડયે આવું છું સજની!
એવું કહીને ગયો;
આજ યુગાન્તર વીત્યે, વ્હાલા!
તારાં પગલાં પાછાં વળે
દીવડો ઝાંખો બળે
રે મારો દીવડો ઝાંખો બળે.

[કલકત્તાવાસ દરમ્યાન રચાયેલ પ્રથમ કાવ્ય 'દીવડો ઝાંખો બળે'માંથી.]



# પ્રભુજીના દેશમાં : ૧૯૨૨

[ પોતે એકલ દશામાં જીવવા માગતા હતા એવું કહેલું અને લખેલું છતાં વતન પાછા વળ્યા પછી લગ્ન માટે કુટુંબ અને મિત્રોનો આગ્રહ વધતો ચાલ્યો. ક્ષયની મૃત્યુશૈયાએથી નાનાં બહેન લાસુબહેને હઠ લીધી, "તારા લગ્ન જોઈને જવાથી મારા જીવને શાંતિ મળશે." બહેનની ઇચ્છા માનીને "મારે તો ખેતરે ભાત લઈને આવે એવી વહુ જોઈએ" એટલું પરિવર્તન આણ્યું. જગવિખ્યાત ક્રિકેટર રણજીની દાંડી પહેલે જ દડે ખેરવી નાખનાર, અને એજન્સીના અમલદાર, માસા શિવલાલ ગોસળિયાએ અઢાર વર્ષની મુંબઈવાસી ભાણેજ દમયંતી માટે માગું નાખ્યું. ગામડામાં રહીને ઝૂંપડામાં વસવાની અને ભથવારી બનીને ખેતરે ભાત લઈ જવાની તૈયારી કન્યાએ બતાવી. મિત્રો સાથે કન્યા જોવા જેતપુર જઈ આવ્યા પછીનો આ પત્ર. ]

*

## (૨૮) ગુલાબચંદ મૂ૦ વખારિયા ઉપર

બગસરા : વૈશાખ શુદ ૧૪ : [ ૧૦–૫–૧૯૨૨ ]

ભાઈશ્રી,

૦૦૦૦૦ મ્હારે પણ જો આપની માફક કોઈ પરાયા જીવનની વાર્તા કરવાની હોત તો હું પાનાં ને પાનાં ચીતરી શકત. આપને આપના પોતાના જીવન ઉપર લખવાનું હોત તો કલમમાં આટલો વેગ ન આવત. કલ્પના ઘણું ઘણું લખાવત પણ પેલું કઠોર સત્ય આપને ચૂપ કરી દેત.

આપના કાગળોમાં આપનું અંતઃકરણ જ ઝરે છે. એમાં ખડી કરેલી દુનિયા કાં તો આપની કલ્પનામાંથી નીચે આવેલી છે અગર પુસ્તકોમાંથી ઊતરેલી છે, પણ આ ધરતીમાંથી તો નથી ઊઠેલી. આપની ચિત્રકલા સત્યમય નથી, કલ્પનામય છે. એમાં કોઈ Reality, આપને હાથ આવી ગઈ હોય એમ નથી. પ્રાપ્તિનો એ હુલ્લાસ નથી, એ તો કેવળ ઝંખના છે. જે સત્ય આપે જોયું છે ને જોઈને નિરાશ થયા છો એ જ સત્યને આપ મનગમતો શણગાર સજાવીને મનમાં ને મનમાં આનંદ કરી રહ્યા છો. મને મનાવવાની દલીલો શા સારુ કરતા હશો? આપની આખી ચર્ચામાં માત્ર એક જ વાત ચર્ચાણી છે : રૂપગુણની તુલના. આપને એમ જણાતું હોય કે એ તુલના મારાથી નથી થઈ શકી, તો તેમ. ગુણની તુલના આપને કરવાની હતી, રૂપની મારે. આપે આપનું કામ કર્યું. મેં તેમાં વાંધો જ ન ઉઠાવ્યો. હિંદુ સંસારની અંદર તે તુલના કરવાનો અવકાશ મને નથી. ગુણની પરીક્ષામાં પણ આપે કાંઈ લાંબો ને અંગતનો સમાગમ નથી લીધેલો. એમાં મેં જેમ રૂપની પરીક્ષામાં પલવારમાં પતાવ્યું તેમ આપે

પણ એકાદ કલાકના સમાગમમાં પતાવ્યું હશે. બીજો તો રસ્તો જ નહીંને! તફાવત માત્ર એટલો જ કે આપની દૃષ્ટિ વધુ તીક્ષ્ણ ને તલસ્પર્શી એટલે પલવારની પરીક્ષામાં પણ સાચને પારખી લ્યે. મારી દૃષ્ટિમાં જેટલી ઉચ્છૃંખલતા ને મસ્તી તેટલા પ્રમાણમાં પરીક્ષા કાચી.

આપને વધુ પરિચયે વધુ ને વધુ રહસ્ય ભાસી રહ્યું છે. મારે પણ આમીન છે. મને મોહાવવા માટે કશીયે દલીલની જરૂર નથી. આપની દલીલોમાં ગોટાળો એક ઠેકાણે થાય છે. જો મારી પલવારની દૃષ્ટિપરીક્ષામાં આપને બેવકૂફી જ લાગી તો પછી એ પરીક્ષાની આપે અગત્ય જ કાં ગણી? હજુયે કાં ગણો છો? ધબકારાની કે પરસ્પર આંતર–ઊર્મિના ઝંકારની વાત જ કાં કરો છો? એમાં તો આપને ભ્રાંતિ ભાસી! પણ હું ઇચ્છું છું કે એ ભ્રાંતિ જ ઠરજો.

'વ્રજમાં આવીને કોણે બંસી વગાડી?' આ સવાલ પૂછીને વળી એક વધુ ભ્રાંતિ કાં ખડી કરો છો? કોઈના હૃદયવ્રજમાં એવું મહિમામય સ્થાન મને મળ્યું હોય એવું શા માટે માનો છો ને મનાવો છો? કદાચ તમે પોતે આ નળાખ્યાનની અંદર હંસનું કાર્ય કર્યું હોય તો નવાઈ નથી પામતો. બાકી વ્યર્થ કલ્પનાને વેગ આપશો મા. નવલકથાની અંદર એ બધું શોભે, જીવનમાં એની મશ્કરી જ થાય, પણ આપણી અત્યારની વાર્તામાં આવો સ્નેહલગ્નનો કે ઇચ્છાલગ્નનો અવકાશ જ ક્યાં છે? આજે હું આવ્યો ને નંદનવનની બંસી વાગી. આવતી કાલે હરકોઈ આવે ત્યારે પણ એ બંસીને સ્તવગાન કરવું જ પડે ને પરીક્ષામાં બેસતા નિશાળિયાનો પાઠ ભજવવો જ પડે! હાય રે, આ સંસાર! પણ મારે તો બોલવાપણું જ ક્યાં છે? હું તો ખેંચાતો જ ચાલ્યો છું. ગમે તેને આ કાંડું વળગાડજોને! પ્રભુકૃપાએ હું જે ઇચ્છતો હતો તે બની શક્યું છે. જે ચહેરો મેં જોયેલો તેના ઉપર એક પડદો ઢંકાઈ ગયો છે. મોજાંના ઉછાળાની વાત વીસરી શક્યો છું. ફરી વાર એ સૃષ્ટિ અદૃશ્ય બની ગઈ. અદૃશ્ય સૃષ્ટિનું જે રહસ્ય અને જે કૌતુક હૃદયને આતુર બનાવી રાખે એ રહસ્ય અને કૌતુક ફરી મને સાંપડ્યાં છે. આશા રાખીને બેસીશ કે એક દિવસ અચાનક એ પડદો ઊઘડશે ને તેમાંથી જે દેખાશે તેને 'મારું તે જ મારું' એમ કહીને ભેટી લેતાં વાર નહીં લાગે. પલવારમાં એ મમત્વ બંધાઈ જશે. ત્યાર પછી કાળા–ગોરાનો ટંટો નહીં રહે, 'જોમેટ્રિકલ' કે 'સિમેટ્રિકલ'નો પ્રશ્ન નહીં જાગે, 'રસસાગરનાં પાન કે શ્યામવર્ણી બાળાના ગાલ' એ તત્ત્વ આપને મારી પાસે ડોળવું નહીં પડે. એક વખત 'મારું' થયા પછી એને લેશ માત્ર ખટક વિના પૂજી શકાશે.

ના! ત્યાર પછી જીવનભરનો વિરહ–પરિતાપ કે ધબકારની સામે નિશ્વાસ, એ કશાનો ભય રાખશો નહીં. એનો સંદેહ મને જો હોત તો હું તમારા જેવા મારા દેવાધિદેવને પણ એક નિરપરાધી જીવનું બલિદાન આપવા દેવા તૈયાર ન જ થાત, ચોખ્ખી ના પાડી દેત, પણ મને મારામાં વિશ્વાસ છે એથી વધુ તમારામાં છે. એ વિશ્વાસના બળે જ હું કહી શકું છું કે હું એટલો બધો નહીં લપસી જાઉં. જ્યારે



(૧૯૨૨)

**...પલવારમાં એ મમત્વ બંધાઈ જશે...**

લપસવાનો ભય આવશે ત્યારે મારા એ દેવાધિદેવને શરણે આવીને કહીશ કે 'ત્રાહિ મામ્'. આ તો બધી આપણી દુનિયાની વાતો થઈ. આંહીંની ધરતી ઉપરની દુનિયા ઉપર પણ ઘણી ઘણી વાતો બની ગઈ છે. એ બધું તો દેશાઈજી આપને તા૦ ૧૨મીએ સવારે રૂબરૂમાં આવીને કહેશે. એ બધી વાતો ઉપરથી સમજી શકશો કે મારા ભવિષ્યનો સંસાર કેવો દુઃખમય બની જવાનો. આપે જે વાતની હઠ પકડી છે તેની સામે મારી કશીયે દલીલ નહીં ચાલે, હસવામાં જ કાઢી નાખશો, પણ હું આપને આવું તો છેલ્લામાં છેલ્લે જણાવી દઉં છું કે ત્યાં સુધીમાં મને સંસારી બનાવીને તો આપ મારા જીવનનો વિનાશ જ કરી બેસશો. ફરી વાર હું આપને આ વાત સંભારી નહીં આપું.

તમે કહેશો કે એ બધાં ક્ષુલ્લક કારણો છે, પલવારમાં આપણે એને ટાળી નાખશું, પણ યાદ રાખજો, હું આ ક્ષુલ્લક કારણોની વાત નથી કરતો. હું વાત કરું છું લેણાદેવીની. એ લેણાદેવીનો એક પણ અક્ષર તમે નહીં ભૂસી શકો. હું એક એવી હોળી સળગાવીશ કે તેમાં તમે પણ જીવતા બળશો. હજુ પણ ચેતશો ? સમય છે.

હું જરૂર ત્યાં આવત. તૈયાર જ બેઠો છું પણ લાભુને છોડાય તેમ નથી. દિવસે દિવસે લાભુ બિછાનામાં નંખાતી જાય છે. હમણાં રોજ ઇન્જેકશનો અપાય છે. રાતે પણ ઉજાગરો કરવો પડે છે. બાપુ એક રાત માટે હડાળે લઈ જવા માગતા હતા પણ ત્યાં પણ ગયો નથી. હમણાં બહાર નહીં જ નીકળી શકું, નહિતર જરૂર હું વેરાવળ પણ આવીને રહેત. ૦૦૦૦૦૦ સાથે સાથે આપની ધીરતાનું ભાન થઈ આવે છે. આપની ચોપાસ જ્વાળા સળગે છે. એ જ્વાળા આપને બાળે છે અને સાથે સાથે આપના જીવનને ઈશ્વરી પ્રભાથી ઉજાળે છે. વધુ તો શું લખું ?

લિ૦ તમારો ઝવેરચંદ

*

## પ્રેમસાગર પ્રભુજીના દેશમાં

સાત વાદળ વીંધીને વ્હાણ લઈ જશું,
ત્રિશ કોટિ તારાની સાથ ખેલશું,
ચંદ્ર-સૂરજ ખીસામાં ચાર મેલશું.

હાં રે દોસ્ત હાલો ચાંદરડાંના દેશમાં
હાં રે દોસ્ત હાલો દાદાજીના દેશમાં
એ......પ્રેમસાગર પ્રભુજીના દેશમાં.

[લગ્ન પછી બગસરા પાછા ફરીને નવવધૂ અને જાનૈયાઓ સમક્ષ ગાયેલા બીજા સ્વરચિત કાવ્યગીતમાંથી.]



# 'સૌરાષ્ટ્ર'ની સૃષ્ટિમાં : ૧૯૨૨-૧૯૩૦

[વતન પાછા ફર્યા પછી સર્જનની આરઝૂ તીવ્ર હોવા છતાં દિશાશૂન્યતા વ્યાપી હતી. લોકવાણીમાં સંઘરાયેલ અને લુપ્ત થતા જતા સાહિત્ય માટે થતા દર્દને વ્યકત કરતા અને વાજસૂર વાલેરા વાળાના દરબારગઢની ઓસરી પર જામતી મિજલસોમાં રસાતા સાહિત્ય-ખજાનાને આધારે લખાયેલા બે લેખો, 'ચોરાનો પોકાર' અને 'મોતીની ઢગલીઓ' તાજા આરંભાયેલા 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકના તંત્રી અમૃતલાલ શેઠની નજરમાં વસી ગયા. તાર કરીને એમણે બાપુજીને રાણપુર બોલાવ્યા અને ત્યારથી શરૂ થયા સાહિત્યરંગી પત્રકારત્વનાં અને લોકસાહિત્ય-સંશોધનનાં સોનેરી વર્ષો. સોમથી ગુરુ 'સૌરાષ્ટ્ર'માં સોરઠી સાહિત્યના, જગત ઇતિહાસના અને વિવિધ વાઙ્મયના રંગબેરંગી સાથિયા પૂરીને શુક્રવારે બાપુજી ઝોળી લઈને નીકળી પડતા વાર્તાઓ, દુહાઓ, લગ્નગીતો ને નાવિકોનાં ગીતો, વ્રતકથાઓ ને વીરકથાઓની શોધમાં, ઘોડા પર ગીરમાં તબડાટી બોલાવતા, રણની રેતીમાં રાત્રે ઊંટ ઝુકાવતા, પહાડી સમુદ્રતરંગોની ટોચેથી પછડાતા મછવાના માલમની તગતગતી આંખોમાં આંખો પરોવી ભયને ખંખેરતા, ગીરને નેસડે વાછરું તાણી જનાર ડાલામથ્થાને ડાંગથી ડારતી ચારણકન્યાને

ગીરના કુત્તા ઊભો રહેજે...!
'સાવઝ થઈ છોડીથી ભાગ્યો...!'

એવી ત્રાડથી બિરદાવતા, મેરાણી ઢેલીબે'નને બોન કરીને એની પાસેથી રાતભર રાસ અને લગ્નગીતો સાંભળતા ને ઢાળો શીખતા અને એમની સમક્ષ પોતાના ખજાનામાંથી બંગાળી લોકગીતોનાં અનુરણન ગાતા, ચારણ કવિઓને દિલોજાન દોસ્તો બનાવી ગળે વળગાડતા બાપુજીનું વ્યક્તિત્વ પોતાના પ્યારા કાઠિયાવાડની સાથે એકાકાર થવા લાગ્યું. સોમથી ગુરુ, શુક્રથી રવિ, સોમથી ગુરુ, શુક્રથી રવિ, સોમથી ગુરુ...... બીજા કશાની જાણે હસ્તી જ ન રહી.]

*

## (૨૯) ગૌરીશંકર જોશી (ધૂમકેતુ) ઉપર

રાણપુર : ૨૯-૧૨-૧૯૨૨

ભાઈશ્રી,

○○○○○ આપના તરફથી વાર્તા ક્યારે મળશે તેની અચોક્કસતાને લીધે મારે અત્યારની વાર્તા શરૂ કરવી પડેલી. એને મારે આ અંકમાં જ ખતમ કરવી હતી પણ જગ્યા ન મળી. હવે પછીના બીજા અંકમાં એ પૂરી કરી તા. ૧૩મીએ આપની શરૂ

કરીશું. લખેલી સૂચના પ્રમાણે કરવા બનતું થવાનું જ. જાહેરખબરોનો કચરો ખરે જ કલાની ખામી બતાવે છે. એ વાત આંહીં મૅનેજરને અમૃતભાઈ કહી નથી ગયા છતાં મેં મૅનેજરને એ વાત વિચારવા વિનવ્યું છે. એમના તરફથી મૂંઝવણો બતાવાશે, પણ જોઈ લઈશ. વાર્તાની શોભા સાચવવામાં ખુદ પેપરનું જ હિત રહેલું છે. વાર્તાને એક અત્યંત આકર્ષક અંગ બનાવવા માટે અમૃતભાઈ તલસે છે એટલે આપ નિશ્ચિંત રહેજો. મારો અભિપ્રાય હું વાંચીને મોકલાવીશ. 'નવચેતનની'ની સમાલોચના સંબંધે તમારો ઠપકો હું સમજી શક્યો છું. 'પૃથ્વીશ' સંબંધે મારો એ નિખાલસ અભિપ્રાય જ હતો. તમારા તરફ પક્ષપાત હોવાનું મને કારણ નથી. અલબત્ત, તુલનાશક્તિનો દોષ હોય. 'પૃથ્વીશ'ની અંદર હું કાંઈક નવીન નિહાળી રહ્યો છું. પણ હવે મને એમ થાય છે કે આપને શરમાવવા જેવી સ્થિતિ પેદા ન કરી હોત તો ઠીક થાત જો કે મારો અંગત મત તો જે છે તે જ છે.

સમાલોચનાને critical બનાવવાનું ક્ષેત્ર હજી 'સૌરાષ્ટ્ર'માં નથી. એટલે જ, લગાર પ્રોત્સાહન ને લગાર ટકોરથી જ પતાવવું પડે છે. 'માસિક સમકાલીન સાહિત્ય-સૃષ્ટિ'ની તમારી યોજનાને હું વેળાસર અમલમાં લાવવા યત્ન કરીશ. તમે પ્રસંગોપાત્ત કાંઈક ફાળો ન આપો? 'સૌરાષ્ટ્ર'ની ખામીઓ આપણે સૌ સમજીએ છીએ. ધીરે ધીરે દૂર કરી દેવા કોશિશ કરવી જ ઘટે. તમારા તરફથી વારંવાર ધ્યાન ખેંચાતું રહે તો સારું. પ્રત્યેક અંકને લગતી ખૂબી કે ખામી ન બતાવો?

લિ૰ સેવક ઝવેરચંદ

*

† અમૃતભાઈ: અમૃતલાલ શેઠ

† 'પૃથ્વીશ': 'ધૂમકેતુ'ની એક કૃતિ



## (૩૦) ગૌરીશંકર જોશી ('ધૂમકેતુ') ઉપર

રાણપુર: ૨૬-૧૨-૧૯૨૩

ભાઈશ્રી,

આપના તરફથી 'રસજીવ ને રસાયન' તથા 'રાજમુગટ'ની પ્રસ્તાવના વગેરે મળ્યાં છે. ০০০০ પ્રૂફોની ભૂલો માટે આપની ફરિયાદ સાચી છે, પરંતુ 'રસધાર' વગેરે અમારાં બીજાં પુસ્તકો કરતાં 'રાજમુગટ' ઓછું જખમાયું છે એ સમજીને હું તથા તમે સંતોષ લઈએ. હું કેવળ સાહિત્યમંદિર પૂરતો જ જવાબદાર હોત તો વખત પુષ્કળ રહેત અને બની શકે તેટલું પ્રૂફો ને 'ગેટ-અપ'માં પણ ધ્યાન રાખત પણ એ

ન બનવાથી સારા સાહિત્યરસિક પ્રૂફરીડરને અભાવે આપણે સોસવું પડે છે. બીજો ઇલાજ નથી. બને તેટલાં ધ્યાન–કાળજી કરીએ છીએ.

પ્રસ્તાવના વાંચી ગયો છું. ફેરફાર તો શું કરવાનો હોય? આપની વિવેચકબુદ્ધિ અને કલાવિધાન મારામાં નથી. અમૃતલાલભાઈ હોત તો વધુ બારીકીથી જોઈ શકત. આપનો લેખ : કોમ્પોઝ તો કરાવી રાખ્યો છે. ઘણો સુંદર છે પરંતુ મહાસભાની સામગ્રીઓનો મારો ચાલ્યો છે. હજુ અમૃતલાલભાઈ તરફથી તારો ચાલ્યા જ આવે છે, જો કે હજુ એ લેખની જગ્યા તો મેં નિરાળી કઢાવી રાખી છે; બનતાં સુધી એને આંચ નહીં આવે. છતાં છેલ્લી ઘડીએ કંઈ ઘસારો થાય ને મુલતવી રાખવું પડે તો કશાં બીજાં કારણો કલ્પી મને અન્યાય નહીં આપો એવી આશા રાખીશ. મારે આપને કેટલાક દિવસ થયા એક કાગળ લખવાનો વિચાર થયા કરતો હતો પણ આપને અમારા પરત્વે એકાદ–બે વાર વિનાકારણ ધોખો થયેલો એ જાણતો હોવાથી અટકતો હતો, છતાં મારે 'સૌરાષ્ટ્ર' તરફથી નહીં તો મારી અંગત જવાબદારી પર અને અંગત દાવે લખવું જોઈએ. આપની વાર્તાઓ, લેખો, સંવાદો ઇ૦ હું જ્યાં હોય ત્યાંથી શોધીને વાંચી જાઉં છું, વાંચીને મને લાગે છે કે કાઠિયાવાડને આપ કાંઈક કહેવા માગો છો, તો પછી આપની વાણીનું વાહન 'સૌરાષ્ટ્ર' કાં ન બને? હું આપને 'સૌરાષ્ટ્ર'ની ઉપર અહેસાનની લાગણીથી 'સૌરાષ્ટ્ર'નાં પાનાં ભરવાનું કહેણ નથી મોકલતો. ગમે તેનું નોતરું મળતાં આપ કંઈક ને કંઈક લખી કાઢો તેવું 'સૌરાષ્ટ્ર' માટે શરમાવીને લખાવવાની મારી આકાંક્ષા નથી. No, I want Dhumketu at his best in Saurashtra'. [▫ના, મારે તો 'સૌરાષ્ટ્ર'માં 'ધૂમકેતુ' પૂરબહારમાં જોઈએ છે.] ચાલીસ–પચાસ હજાર સૌરાષ્ટ્રવાસીઓને તેમની વાણીમાં કંઈક અઠવાડિયે પખવાડિયે કહી સંભળાવો એ હું માગું છું, બસ શોખથી, શરમ કે શિષ્ટાચારથી નહીં.

એક વિષય સૂચવું? રાજકુમાર કૉલેજોમાં કાઠિયાવાડી બાળકુમારોની હાલત તો જાણતા હશો. નાટ્યસંવાદરૂપે કંઈક ન લખો? બાકી તો 'ગોવિંદનું ખેતર' આલેખનાર 'ધૂમકેતુ' એ જ ગોવિંદને ઝેર ખવરાવી હણી નાખનાર અમદાવાદ શહેરમાં રહે એટલે વિશેષ તો શું આશા રખાય? oooooo રસધાર ભાગ (૨)નું વસ્તુ એકઠું કરીને બેઠો છું. હવે લખું તે અગાઉની શૈલીએ જ ને? કાંઈ નવી લાઇન લેવા જેવી હોય તો કહેશો. તમારું 'રા' નવઘણ મેં વાંચેલ નથી, નહીં તો કદાચ વધુ સારી શૈલીનો ખ્યાલ આવત, હાલ એ જ

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણીના વંદન

*

† સાહિત્યમંદિર : સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર

## (૩૧) શોભાગચંદ મો૦ દોશી ઉપર

રાણપુર : ૨૬–૯–૧૯૨૪

સ્નેહી ભાઈશ્રી,

oooo આપના તમામ પત્રો મળ્યા છે, પણ પત્રવ્યવહાર કરવામાં જે હોંશ હોવી જોઈએ તે મને મારી લેખક તરીકેની જિંદગીમાં નથી રહેતી કારણ કે આખો વખત વપરાતી કલમને લખવું એ વ્યવસાય થઈ પડે છે પણ પત્રવ્યવહાર એ વ્યવસાયનું કામ નથી, બહુ પવિત્ર કામ છે. તેથી હું એને મારી પશ્ચિમાવસ્થાને માટે બાકી રાખી રહ્યો છું. બાકી તો મારા સંબંધમાં જે જાણવું હોય તે કહેનાર કાસદ† ત્યાં આવેલ છે.



(૧૯૨૪)

**...પત્રવ્યવહાર એક પવિત્ર કામ છે...**

તમે કુશળ હશો. સ્વતંત્ર કામ કરતા લાગો છો. મારા સરખું કામસેવા જરૂર ફરમાવશો અને કાઠિયાવાડમાં આવો ત્યારે રાણપુરને ક્યાંઈક રસ્તામાં લેશો. કપિલભાઈ મજામાં હશે.

લિ૦ સેવક ઝવેરચંદનાં વંદન

*

† કાસદ : કપિલ ઠક્કર

## (૩૨) નૃસિંહપ્રસાદ પઢિયાર ઉપર

[કલકત્તાવાસના મિત્ર અને કાર્યસાથી]

રાણપુર : ૨૯–૧૦–૧૯૨૪
નવે વર્ષે

પ્રિય ભાઈશ્રી નૃસિંહપ્રસાદજી,

આજ બેસતે વર્ષે તમને અને તમારા પરિવારને મારી અનેકાનેક દુવાઓ છે. બેસતા વર્ષની બોણી પણ મારે તમને કરાવવી પડે છે. તમને તો આજે કંઈક કામ સોંપી જ દેવું જોઈએ કે જેથી આખું વર્ષ એ નિમિત્તે પણ આપણો સ્નેહસંબંધ તાજો રહે. મારા સ્નેહીશ્રી ભીમજીભાઈ હરજીવન 'સુશીલ' ત્યાંનાં બંગાળી માસિકોના ગ્રાહક થવા માગે છે. તે માસિકોનાં નામ 'પ્રવાસી', 'ભારતવર્ષ', 'ભારતી', 'સબૂજ', 'સાહિત્ય' અને આવી કોટિનાં બીજાં જે કોઈ ઉચ્ચ માસિકો હોય તે બધાં મળી આશરે દસ માસિકના ગ્રાહક તરીકે તેમનું નામ તમે નોંધાવજો અને એના કુલ કેટલા રૂપિયા તમને મોકલવાના છે તે જણાવશો એટલે તે મોકલી શકે.

તે ઉપરાંત શરત્બાબુનાં પુસ્તકો પણ જોઈએ છે. 'વસુમતી' ગ્રંથમાળામાં એમની કેટલીએક નવલકથાઓ આવી ગઈ છે, પણ તેમાં ન આવી હોય તેવી જે જે નવલકથાઓ છૂટક મળતી હોય તે તે તમે ખરીદ કરીને રવાના કરશોજી. ૦૦૦૦૦ તે ઉપરાંત મેં કલકત્તા યુનિવર્સિટીના પબ્લિસિટી ડિપાર્ટમેન્ટ પાસેથી Eastern Bengal Ballads — Mymensing નામની ચોપડીનાં અસલ બંગાળી ટેક્સ્ટ્સ મગાવ્યાં છે પણ તે લોકો જવાબ નથી આપતા. તમે ત્યાં જશો? અને આ વાત યાદ દેવરાવશો? તે લોકોએ રવાના ન કરેલ હોય તો વિ. પી. થી રવાના કરાવશો? તે તે સિવાય પણ બંગાળ ઉપરાંતના અન્ય પ્રાંતોની Folklore અને Folk-literature સંબંધે કશાં પુસ્તકો યુનિવર્સિટીએ બહાર પાડ્યાં હોય તો જરૂર રવાના કરાવશો.
એ જ

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદનાં વંદન

## (૩૩) તંત્રી, 'કૌમુદી' ત્રૈમાસિક, ઉપર

હડાળા : ૧–૮–૧૯૨૬

[તંત્રીશ્રી,]

(૧) મારા નમ્ર પ્રયાસમાં આત્મીય ભાવે આટલો રસ લેનાર બંધુનો હું અંતઃકરણથી આભારી બનું છું.

(૨) સોરઠી સાહિત્ય એટલે સોરઠ દેશમાં સરજાયેલું, સોરઠી જીવનને આલેખતું અને સોરઠી ભાષામાં ઊતરેલું સાહિત્ય. આ ભાષાની અંદર કાઠિયાવાડી ડિંગળી ભાષા તેમ જ મારવાડી ભાષાનું મિશ્રણ છે, કચ્છી ભાષાની છાંટ છે, વ્રજ ભાષાનો પણ રંગ છે. ચારણી સાહિત્યને માટે યોજાયેલી ભાષા સામાન્ય રીતે બોલાતી પ્રચલિત ભાષાથી આ રીતે જુદી પડે છે.

(૩) સાંગા ગોડની ઘટનાનું સ્થાન કચ્છમાં આવેલું નાગડચાળા નામનું ગામડું છે એવું મને મારવાડના એક પ્રતિષ્ઠિત ચારણ અચળદાનજીએ કહેલું. આંહીંના ચારણો તો એ સ્થળને કાઠિયાવાડમાં જ હોવાનું માને છે. એ નામનો કોઈ દેશ હોવાની જાણ નથી. કચ્છ અને કાઠિયાવાડની સંસ્કૃતિને હું એકત્રિત સમજું છું.

(૪) ઈસરદાનજી મૂળ મારવાડના હતા પરંતુ તેમનું સમસ્ત કવિજીવન જામનગરમાં જ વીતેલું હોવાનો દાવો કાઠિયાવાડ કરી રહ્યું છે. એમણે સરજેલ સાહિત્ય તેમ જ એમના સંબંધમાં બનેલી ઘટનાઓ ઉપર પણ સૌરાષ્ટ્ર પોતાના મમત્વનો અધિકાર ધરાવે છે. ઉદાહરણ: (૧) દાદવો અને ઈસરદાસ (૨) હરિરસ અને ઈસરદાસ (૩) વજા સરવૈયાના કુંવર કરણનું પુનર્જીવન, ઇત્યાદિ.

(૫) 'રાજીઆ'ના દુહા સંબંધે મારું અજાણપણું સ્વીકારી લઉં છું.

(૬) 'ભાગીરથી'ના દુહા વિશેની ઘટના મારવાડી કવિ પૃથ્વીરાજજીના સંબંધમાં બનેલી હોવાનું મેં કવિશ્રી અચલદાનજી પાસેથી જાણેલું હતું પરંતુ મેં સૂચવેલી રાજદે–ભાગીરથીની સોરઠી ઘટના પણ મને ચારણો કનેથી જ મળી છે અને તે મેં આખેઆખી રસધાર ભાગ (૪) માં ઉતારી છે. ૦૦૦ ત્રીજી ઘટના, આપણે જાણીએ છીએ તેમ, સંસ્કૃત કવિશ્રી જગન્નાથ વિશે પણ મનાય છે. આ ત્રણેમાંથી ઇતિહાસ તો એકેયને સમર્થન નહીં આપે પણ લોકકથાની દૃષ્ટિએ તો એ ત્રણમાંથી એકેયને જૂઠી કાં માનીએ? રાજદે–ભાગીરથીના સમર્થનમાં તો આખું એક સ્વતંત્ર ઐતિહાસિક ગીત પણ મેં રસધાર ભાગ (૪) માં આપ્યું છે તે વાંચી જવા વિનતિ કરું છું.

(૭) 'એક હજાર વર્ષ પૂર્વે' નામની વાર્તા(રસધાર ભાગ ત્રીજામાં)માં સમળીને મામાની આંખો ઠોલતી અટકાવનાર ભાણેજની ઘટના જૂઠી અને 'પૃથુરાજ રાસો'માં જણાવેલી સાચી એમ પણ કયે ન્યાયે મનાય? ચર્ચાપત્રી બંધુ કયે આધારે કોને કોના ઉપરથી નકલ હોવાનું માને છે? અગર પોતે એ બેમાંથી ઐતિહાસિકતાનો લાભ કોને આપશે? 'પૃથુરાજ રાસો'ની ઘણીયે હકીકતોને ઇતિહાસનો આધાર નથી એ આપણે જાણીએ છીએ.

(૮) હા. એક પ્રદેશમાં બનેલી ઘટનાઓને ધીમે ધીમે બીજા પ્રદેશોનું લોકસાહિત્ય અપનાવી લે છે તેનાં દૃષ્ટાંતો ઘણાં છે. કેવળ મારવાડ અને સૌરાષ્ટ્ર વચ્ચે જ નહીં પણ દૂરદૂરના ખંડો વચ્ચે પણ એ તકરારો આજે ચાલુ છે અને એના નિર્ણયો આપવામાં

આસપાસના સંજોગો પરથી અનુમાનો બાંધવા સિવાય બીજું કશું બની શકતું નથી. આપણે ત્યાં પ્રેમાનંદ વિશે અને ઇન્ગ્લાંડમાં શેકસપિયર વિશે ચર્ચાનો અંત નથી પણ તેથી કરીને એ બંને વ્યક્તિઓ વિશેની ઐતિહાસિકતાને આપણે અધ્ધર લટકાવી રાખતા નથી. જદુનાથ સરકાર સરખા પ્રામાણિક ઇતિહાસવેત્તાનાં સંશોધનો પણ સર્વાંશે હજુ આપણા ઐતિહાસિક ખયાલોને પલટાવી શકેલાં નથી માટે એક વસ્તુ ઉપર ઇતિહાસની' મુદ્રા છપાતાં સુધી રાહ જોઈ શકાતી નથી. ઇતિહાસ તો અપંગ છે. 'એ અનુમાનો પરથી જ ઘણો મોડો મોડો લખાય છે. એ તો રામાયણ–મહાભારતની કથાનોયે સર્વાંગ સ્વીકાર કરતો નથી તેથી કાંઈ સીતાજી પૃથ્વીમાં સમાયાંની ઘટના અનૈતિહાસિક કહી આપણે થોડા તિરસ્કારી શકીએ ?

(૯) જનકથા અને ઇતિહાસ વચ્ચેના સીમાડા રોજેરોજ લોપાતા જાય છે. ઇતિહાસે જનકથાનો આશ્રય બહુ લીધો છે. બીજી બાજુ આધારભૂત મનાઈને સેંકડો વર્ષો સુધી ગોખાયેલી ઐતિહાસિક હકીકતો પણ કાળક્રમે રદ થયેલી છે. માટે હું તો જનહૃદય પર રાજ કરી રહેલી લોકકથાઓને પણ ઇતિહાસનો બળવાન આધાર લેખું છું. એ કથાઓમાં ઇતિહાસનો સાચો પ્રાણ ધબકે છે. તેમ છતાં ઇતિહાસ જે દિવસ ગામડે ગામડે અને પાળીએ પાળીએ પહોંચી સત્યાસત્યને તારવી કાઢશે અને દેશ દેશ વચ્ચેની તકરારી સામગ્રીને સમતોલપણે વહેંચી દેશે તે દિવસ આપણે સહુ એના નિર્ણયને નમી પડશું. અત્યારે તો ઇતિહાસ જડ છે, અપંગ છે, અંધ છે, જ્યારે જનકથાઓ કંઈક અંશે પણ જીવંત ઇતિહાસની દિશા દેખાડે છે, પરંતુ એ વિષય તો બહુ લંબાણભરી ચર્ચા માગી લેતો હોવાથી હું અટકું છું.

ચર્ચાપત્રી બંધુએ કથાઓનો પોતાનો જેટલો પરિચય બતાવ્યો છે તેટલો જ પરિચય સોરઠી કથાઓની સાથે જો થઈ જશે તો એમના વલણનું એકપક્ષીપણું નીકળી જઈ વિશાળ દૃષ્ટિ સાંપડશે. ફરી એક વાર ચર્ચાપત્રીબંધુના સૌહાર્દમય સહકાર બદલ આભાર દર્શાવી, હું ભૂલ કરતો હોઉં ત્યાં મારું ધ્યાન ખેંચવાનું વિનવીને, વિરમું છું.

ઝવેરચંદ મેઘાણી

*

['કૌમુદી' ત્રૈમાસિક અંક (૪) (અષાઢ ૧૯૮૨) માં રમણીક ચી૦ મહેતાના બાપુજી લિખિત સોરઠી સાહિત્ય વિશેની લેખમાળા અંગેના લઘુલેખના જવાબમાં લખાયેલો પત્ર.]



(રાણપુરનો કિલ્લો : ૧૯૨૬)

**...ગામડે ગામડે ને પાળિયે પાળિયે પહોંચી વળવા...**

## (૩૪) ગગુભાઈ રામભાઈ નીલા ઉપર

[લોકસાહિત્ય અને ચારણી સાહિત્યના વિદ્વાન]

જેતપુર : ૩૦–૭–૧૯૨૬

સદા માનવંતા સ્નેહીશ્રી ગગુભાઈની પવિત્ર સેવામાં,

લિ૰ સદાના આભારી સેવક ઝવેરચંદ મેઘાણીના ઘણા જ હેતથી રામરામ વાંચજો. લખવા વિનતિ કે હું હમણાં એક મહિનાની રજા લઈને આંહીં આવ્યો છું, તે ખબર મેં આપને એક પોસ્ટકાર્ડથી આપ્યા પણ હતા અને એમાં મેં આપને આંહીં પધારવા વિનતિ પણ કરેલી પરંતુ આપનો કંઈ જવાબ નથી. આપ જાણો છો કે ઘણા ઘણા દિવસોથી આપને મળવા મારું દિલ તલખે છે. આપણને મળ્યા એક વરસ ઉપર થઈ ગયું. આપને મળીને આનંદ લેવો છે તેમ જ બીજાં જરૂરી કામ પણ છે. ટપાલની મુશ્કેલી અર્થે હું ત્યાં આપને લખીને કાંઈ ખબર પહોંચાડી શકતો નથી. હડાળે દરબારને તાર કરેલો પણ તેમનો જવાબ નથી. છેવટે આજ સનાળી આવવા તૈયાર થયો પણ આપ ક્યાં છો તેની ખાતરી નથી એટલે આજે ખાસ ખર્ચ કરીને માણસ મોકલું છું. વિનતિ એટલી કે આપ આંહીં પધારો. આપણે મળીએ પછી આપ કહેશો તે મુજબ આપણે સનાળી, વડિયા અગર હડાળા જઈશું, પણ એક વાર આપ આંહીં સુધી મોઢે આવી જાવ. શિવલાલભાઈ પણ આપને મળવા ઉત્સુક છે. વિશેષ શું લખું? જરૂર આવતી કાલે બપોરે આંહીં પહોંચશો એવી આશા છે. ચારપાંચ દિવસમાં પાછું મારે બહાર નીકળી જવું છે એટલે પછી મેળાપ ક્યારે થશે તેની કંઈ ખાતરી નથી. માટે પધારી શકો તેવું ન હોય તો પછી લાચારીથી મારે અહીંનાં બીજાં કામો છોડી ત્યાં આવવું પડશે.

સહુ ભાઈઓને મારા રામરામ, ઘણા ઘણા કરીને.

લિ૰ સેવક ઝવેરચંદ મેઘાણીના રામરામ

*

### શિવલાલભાઈ

"ભાદરકાંઠે જેતપુર ગામ, બીલખાનો દરબારી ઉતારો, માસાજી શિવલાલ ગોસળિયા એ રજવાડાના સરકાર–નીમ્યા હાકેમ. હોકો પીતાં પીતાં, ઊંચા મોટા મેજ ઉપર રેંટિયો મૂકીને કાંતતાં કાંતતાં, હાકેમી કરતા '૨૨ના રાજદ્વારી વિપ્લવયુગને ખરે મધ્યાહ્નને. જૂના–નવા યુગની સંક્રાંતિ–ધારે ઊભેલા કાઠિયાવાડના સમકાલીનોમાં સુશિક્ષિત હતા, કરડા હતા, ચોખલિયા હતા ને લોકગીતો જેવી અળખામણી વાણીને ઘરમાં ચૂપ કરનાર હતા. કવિતા સાથે કજિયો કરી બેસે એવા ડરામણા એ વડીલ એક વાર કહે કે 'સંભળાવો તો!'. સંકોચ પામતે પામતે મેં ગાયો ગોપીચંદનો ગરબો :

...નહીં રે વાદળડી ને નહીં રે વીજળડી
ઓચિંતા નીર ક્યાંથી આવ્યાં રે ભરથરી...

"જેમ જેમ સાંભળતા ગયા તેમ તેમ જવાંમર્દ અને કરડા ગોસળિયા રડતા ગયા. કહે કે ચૌદ વર્ષનો દીકરો સાતેક વર્ષ પર મૂએલો તે સાંભર્યો. ચકિત બન્યા કે 'લોકગીતોમાં શું આવું ભેદક તત્ત્વ ભર્યું છે? મને તો ખબર જ નહોતી!'

"ખાદીધારી, રેંટિયો કાંતતા, પાકા સ્વમાની અને ડાંખરા શિવલાલ ગોસળિયા વર્ષો સુધી જેમને કલેજે ખટકતા હતા તેમણે છેવટે એની ત્રીસ વર્ષની જબ્બર નોકરીને એક ઝટકે ખૂંચવી લીધી—કારણ કે અમને '૩૦ના બેએક રાજકેદીઓને સાબરમતી જેઇલે માત્ર વ્યવહારના કામસર પાંચ મિનિટ મળવા આવ્યા હતા." ['પરકમ્મા'માંથી ટૂંકાવીને.]



## (૩૫) ગગુભાઈ રા૰ નીલા ઉપર

જેતપુર : ૩૧–૭–૧૯૨૬

માનવંતા સ્નેહીશ્રી ગગુભાઈની સેવામાં,

લિ. સેવક ઝવેરચંદના પ્રણામ. જત મારા કાગળનો જવાબ ભાઈશ્રી કાનજી-ભાઈના હસ્તક લખેલ અત્યારે મળ્યો. દરમ્યાન હડાળાથી દરબારસાહેબનો પત્ર પણ મળ્યો, અને એમણે મને આવતી કાલે સવારે ત્યાં ચોક્કસ બોલાવ્યો છે તેથી હવે હું આવતી કાલે સવારે ત્યાં જ જાઉં છું. આપ પણ આવતી કાલે એટલે કે રવિવારે સવારે મને નવ વાગ્યાની ટ્રેઇન વખતે કુંકાવાવ આવી મળો કે જેથી આપણે બંને જણા હડાળા જઈએ. ત્યાં આપની સગવડ હશે તેટલું જ રોકીને આપને મુક્ત કરીશ. મારે માત્ર જરૂરી કારણસર આપને મળવું છે તેથી એક વખત ભેટો થઈ જવા જરૂર છે. પ્રભુની ઇચ્છા અત્યાર સુધી એવી જ રહી કે આપણે પરસ્પર પરિયાણ કરી કરીને થાક્યા પણ મળવાનો સંજોગ જ ન થયો. માટે હવે આપ જરૂર સવારે કુંકાવાવ મળજો.

કાનજીભાઈ, મેકરણભાઈ, વગેરે સહુને ઘણા કરીને રામરામ. દોડાદોડીમાં છું, નહિતર સનાળી આવવાની બહુ જ મજા પડત.

લિ૰ સેવક ઝવેરચંદના પ્રણામ

*

† કાનજીભાઈ, મેકરણભાઈ : ગગુભાઈના પુત્રો.

● ગગુભાઈ નીલા સનાળીવાળા

"મને ભેટચા ૧૯૨૫માં વાજસૂર વાળાના સૌજન્યથી. મારા ચારણ સ્નેહી ગગુભાઈ કાઠી દરબારોની જ કચેરીનું કંકણ, બીજે ક્યાંય જાય નહીં. હડાળા દરબારગઢમાં ગગુભાઈને સાચા ઓળખ્યા. એક દિવસમાં તો દિલ દઈ દીધું. બેસતાં, સૂતાં, ખાતાં-પીતાં, હરતાં ને ફરતાં, ગગુભાઈની રસના રેલાતી જ રહી. વિરામે વિરામે 'પછી તો ઝવેરભાઈ!' એ એમનો પ્રિય ટૌકો. મેઘની ધારા છૂટે તેમ વાગ્ધારા છૂટે. પોતાના કથનની વીર-કરુણ ઊર્મિઓમાં પોતે પણ ઘસડાઈ જાય. સંપર્ક પાંચ-સાત વર્ષ ટક્યો. રાત્રિ અને દિવસ અમે ભેળા રહ્યા, ભેળાં ખાધાં ને પીધાં. 'રસધાર'ની કૈંક વાતો, કૈંક ટુચકા, બહારવટિયાના કૈંક કિસ્સા ગગુભાઈની પ્રસાદી છે." ['પરકમ્મા'માંથી સંપાદિત.]



## (૩૬) ગગુભાઈ રા૦ નીલા ઉપર

રાણપુર : ૨૯-૧૦-૧૯૨૬

સદા માનવંતા સ્નેહીશ્રી ગગુભાઈની પવિત્ર સેવામાં,

લિ૦ સેવક ઝવેરચંદ કાળીદાસ મેઘાણીના ઘણા જ હેતથી રામરામ વાંચી ઉપકૃત કરશોજી. લખવા વિનતિ કે આ વખતે તો ખાસ અમારા ભાઈશ્રી હરગોવિંદદાસ પંડિતને આપની પાસે મોકલ્યા છે જેથી કાગળમાં વધુ લખવાની જરૂર નથી રહેતી. મેં ગયા જેઠ મહિનામાં ઘણી ઘણી મહેનત કરી પણ કરમસંજોગે આપણાથી મળાયું નહીં. ત્યાર પછી તો કાગળપત્રનો વ્યવહાર પણ થઈ શક્યો નથી. હવે આંહીં આપણે મળીએ એવી મારી બહુ જ બળવાન ઇચ્છા છે. હું ત્યાં આવત પરંતુ અત્યારે મારા ઘરમાં મારા પિતાશ્રી બીમારીમાં પથારીવશ સ્થિતિ ભોગવે છે જેથી ક્યાંયે બહાર નીકળી શકાય તેવું નથી. માટે જો આપ કૃપા કરીને આંહીં આવો તો આપણે શાંતિથી મળીએ અને કાઠિયાવાડની પ્રાચીન વાતો સાહિત્ય વગેરેનું શોધન કરવાની આખી ગોઠવણ કરીએ. આ બધી વાતો [પત્ર]માં કરી શકાય તેવું નથી માટે આપ જરૂર આંહીં પધારો. દિવાળી આંહીંની જ કરો. બીજું કોઈ નોતરું સ્વીકારશો નહીં અને જો દિવાળી ઉપર કોઈ પણ રજવાડામાં જવા બંધાઈ જ ગયા હો તો પછી હમણાં જ બે ત્રણ દિવસ આવી જાવ. જરૂર આવો. વિશેષ લખતો નથી. ભાઈશ્રી પંડિતજીને ખાસ આપની પાસે આંટો ખાઈ જવા મોકલીએ છીએ. તેમને મળીને આપને પણ આનંદ થશે. એમને પણ આપને મળવાનો લાભ મળશે. એ જ

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદ મેઘાણીનાં વંદન

તા૦ ક૦ ભાઈઓને મારા વતી ઘણા જ હેતથી સંભાર્યાનું કહેશો. ભાઈશ્રી હરગોવિંદભાઈને ત્યાંથી જે બાજુ જવું હોય તે બાજુ સ્ટેશન સુધી આપનો ઘોડો આપી શકશો તો બહુ જ ઉપકાર માનીશ.

લિ૦ સેવક ઝવેરચંદ

*

## નરી પ્રાર્થના, નરી આરજૂ

“અકબર-દરબારના રત્ન નેકપાક શાહિર સેનાપતિ ખાનખાનાન પર મહારાણા પ્રતાપના પુત્ર અમરસિંહે મુગલ સામ્રાજ્યના પીડનોથી તોબાહ પુકારતા બે દુહા મોકલ્યા. તેના જવાબમાં ખાનખાનાન ભાવિની વાણીથી ભરેલો દુહો મોકલે છે :

ધર રહસી રહસી ધરમ્મ
ખપ જાસી ખુરસાણ
અમર! વિશંભર ઉપરે
રાખ નહચ્ચો રાણ

(ધરા રહેશે, ધર્મ રહેશે, ખોરાસાનીઓ—પરદેશી પીડકો—ખપી જશે. હે અમરસિંહ, વિશ્વંભર પર વિશ્વાસ રાખજે.)

“ગગુભાઈની પાસે આ ત્રણ દુહા ઉચ્ચારતી વેળા નરી પ્રાર્થના, નરી આરજૂ, નરી આપદા, છવાઈ રહેતી, આંખોમાં જળના ટશિયા આવતા. ‘ધર રહસી રહસી ધરમ્મ’ શબ્દો એમના કંઠેથી પ્રથમ વાર ઊઠયા ત્યાર વેળાનું મોં અત્યારે પણ નજરે તરવરે છે. એ મોં પર ખાનખાનાનનું આત્મસંવેદન ઝલક મારતું હતું, પસીનાનાં ટીપાં બાઝતાં. સુંદર ગુલાબી ઝીણી કિનારવાળા દુપટ્ટાનો છેડો લઈને પોતે મોં લૂછતા, હાથના પંજાને ઝટકો મારીને કહેતા ‘ખપ જાસી ખુરસાણ!’. ‘ધર રહસી’ બોલતે ધરણીના પરમ સ્થૈર્યનું મહાસ્વરૂપ હાથની સ્થંભમુદ્રાએ ખડું કરતા અને આકાશ સામે આંગળી ચીંધાડીને માનવના તૂટતા મહાસામર્થ્યને ટેકવી લેતા હોય તેમ બોલતા, ‘અમર! વિશંભર ઉપરે રાખ નહચ્ચો રાણ!’ આશા અને આસ્થાના શા એ બોલ હતા! થોડાક જ બોલ, પણ ચારણના બોલ, વલોવાઈ જતા એક મુસ્લિમના હૈયાબોલ : ધર રહસી રહસી ધરમ્મ...!” [‘પરકમ્મા’માંથી ટૂંકાવીને.]

## (૩૭) ગગુભાઈ રા૦ નીલા ઉપર

કુંકાવાવ : ૨૬-૧૨-૧૯૨૬

માનવંતા ભાઈશ્રી,

બહુ દિવસ વાટ જોઈને આજે રાણપુર જાઉં છું, ત્યાં તો સ્ટેશને ઓધડભાઈ મળ્યા અને આપની બીમારીના ખબર મળ્યા. દિલગીર થયો. હવે જલદી આરામ કરી લેશોજી. અહીં ખબર આપશો કે જેથી હું આવી પહોંચું અને આપણે બંને જણા ઊપડીએ. રાણપુર કાગળ લખશોજી. ભાઈઓને ઘણાં હેતથી રામરામ.

લિ૦ સેવક ઝવેરચંદના રામરામ

*

### ● ત્રીજી લાએ તો ભુક્કા!

"સિંહને [ગગુભાઈ] આમ વર્ણવે : ભૂહરી લટાળો, પોણા પોણા હાથની ઝાડું, થાળી થાળી જેવડા પંજા, સાડાઅગિયાર હાથ લાંબો, ગોળા જેવડું માથું, ગેંડાની ઢાલ જેવડી છાતી, કોળીમાં આવે એટલી કડ, દોઢ વાંભનું પૂંછડું, એનો ઝંડો માથે લઈને આવે ત્યારે વીશેક ભેંસુંની છાશ કરતી હોય તેવી છાતી પોણા ગાઉ માથેથી વગડતી આવે છે, ગળૂં ધુમવટા ખાતું આવે છે, પોણા પોણા શેરનો પાણો મોઢા આગળ ત્રણ ત્રણ નાડા'વા ચણેણાટ કરતો આવે છે, ને જે...ની ઘડીએ પગની ખડતાલ મારે છે તે...ની ઘડીએ ત્રણેક ગાડાં ધૂડ ઊડે છે. ઘે! ઘે! ઘે! કરતો ધખીને આવ્યો, એક લા નાખી, બીજી લા ને ત્રીજી લાએ ભુક્કા!" ['પરકમ્મા'માંથી.]



## (૩૮) અમૃતલાલ વિ૦ ઠક્કર તરફથી

[ઠક્કરબાપા]

સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા
મુંબઈ : ૨૯-૬-૧૯૨૬

ભાઈ ઝવેરચંદ—રાણપુર,

ગઈ કાલે અમૃતલાલ શેઠ અત્રે આવ્યા હતા. તેમના અને તમારા સંબંધની ઘણી વાતો થઈ. કાગળથી લખાય કે જણાવી શકાય તેવી તે વાતો નથી. રૂબરૂમાં જ ખુલાસો કરી શકાય.

'સૌરાષ્ટ્ર' એ સાધારણ વર્તમાનપત્ર નથી, એક સંસ્થા છે. કાઠિયાવાડીઓની મૂડી છે. એક નવા જમાનાનું સુંદર હથિયાર છે. તેની રચનામાં અમૃતલાલનો, તમારો

તથા બીજાઓનો હિસ્સો છે તે અભિમાનથી મારા જેવા કેટલાએકો— અનેકો— જોઈ ને રાચે છે. તમારા જેવાએ તે સંબંધ તોડીને જુદા પડવું એ તો ન જ બની શકે, અસહ્ય થાય, દુશ્મનો રાચે, તેની ઉપયોગિતામાં ખામી આવે.

તમે ભાવનગરમાં ઘર પણ ભાડે રાખી ચૂક્યા છો એમ સાંભળ્યું છે. મારી વિનંતી છે કે હાલ છો ત્યાં જ રહેશો, નભાવી લેશો. હુ રવિવાર ચોથી જુલાઈએ ત્યાં આવીશ. તે દિવસે ભાઈ અમૃતલાલ પણ ત્યાં જ હશે. અમૃતલાલ, તમે, નાથાભાઈ તથા હું ચારે મળી તમને રુચે તેવો તોડ કાઢીશું. ભાઈઓમાં વિખવાદ કંઈ થાય ત્યારે કોઈ વડીલ જ પતાવે. મને વડીલ તરીકે માનતા હો, અને તમે માનો છો એમ હું દાવો કરું છું, તો આવતા રવિવાર સુધી કાંઈ નવું પગલું ભરશો મા, બધું મોકૂફ રાખશો, અને પછી બધો નિકાલ કરશું. ૦૦૦ હું તમને તાર કરવાનો હતો પણ તેથી ઊલટી ગેરસમજ વધે તેથી તેમ કર્યું નથી. મારી માગણી જરૂર કબૂલ રાખશો.

અમૃતલાલ વિ૦ ઠક્કરના બંદેમાતરમ્

*

## સાહિત્યપ્રેમી પત્રકાર

"અમૃતલાલ શેઠના સ્વયંસ્ફુરિત પત્રકારત્વે ગુજરાતમાં નવી ભાત પાડી હતી. ૧૯૨૧-૨૨ માં એ લેખનશૈલી લોકોને મુગ્ધ કરતી. આવી નવીનતા ભાઈ અમૃતલાલમાં કોણે પૂરી હતી? દેશી રાજ્યોની આપખુદી જોડે બાખડનાર લડાયક જુસ્સાએ? મહાસભાની નવપ્રદીપ્ત નિર્ભયતાએ? ના, એ નવીનતા સાહિત્યસેવનમાંથી નીપજી હતી. શ્રી શેઠ પત્રકાર બન્યા તે પૂર્વે ઘણાં વર્ષના જૂના સાહિત્યસેવી હતા, કવિ પણ હતા. 'ચાલો, વ્હાલી, જગતભરનાં ભોગમોજો ત્યજી દો!' એ મંદાક્રાન્તા કાવ્યના કર્તા શેઠ છે એવું તો એ કાવ્ય પર અનુરાગ થયા પછી મેં આઠેક વર્ષે જાણેલું. એ સાહિત્યપ્રેમે જ શેઠના પત્રકારત્વને ભાષાવૈભવ, ઊર્મિરંગો અને કલ્પનાયુક્ત કલાવિધાન ચડાવ્યું." ['હું પહાડનું બાળક' શીર્ષક આત્મકથાત્મક સંકલનમાંથી ટૂંકાવીને.]



(૩૯) **અમૃતલાલ વિ૦ ઠક્કર તરફથી**

ભીલ સેવા મંડળ
દોહદ : ૩૦-૯-૧૯૨૬

ભાઈ ઝવેરચંદ—મુ૦ રાણપુર,

તમારો પત્ર મળ્યો. વિગતથી લખ્યો તે સારું કર્યું. તમારા મનની સ્થિતિ હું સમજી ગયો છું. મને તો શંકા હતી કે તમે રાણપુરમાં હશો કે નહીં. છ માસ માટે

ત્યાં કામ કરવાનું કબૂલ રાખ્યું તે મારા કહેવાથી જ તે હું જાણું છું. તેને તમે ચીવટાઈથી વળગી રહ્યા છો તે તમારી મિત્રોને loyalty બતાવી આપે છે. આ ૭ માસની મુદત બાદ હું તમને કહી શકું નહીં અને તે પ્રમાણે શેઠને પણ લખી જણાવું છું. 'સૌરાષ્ટ્ર'નું પત્રકારત્વ વધુ ને વધુ ambitious બનતું જાય છે એમ કહેવા કરતાં અમૃતલાલ પોતે દહાડે દહાડે મહત્ત્વાકાંક્ષી બનતા જાય છે એમ કહેવું વધારે યોગ્ય લાગે છે. ધારાસભામાં બેસીને ત્યાંનું ખરેખરું કામ કરનાર તે જવાબદાર વર્તમાનપત્રના અધિપતિનું કામ કેમ કરી શકે? એક માણસ બે ઘોડે ન ચડી શકે. ૦૦૦ સાહિત્યમાં જેને રસ લાગ્યો હોય તેને વર્તમાનપત્રના કામમાં બહુ અનુકૂળ ન આવે, વૈતરું લાગે, એ તો દેખીતી વાત છે, પણ સાહિત્ય તરફ વળતાં તમારું કાયમનું ધ્યેય તે જ રહેશે કે કેમ તે વિચારી લેશો. ધ્યેય બબ્બે-ચારચાર વર્ષે બદલવું નહીં. એક ધ્યેયમાં ઘણાં વર્ષો સુધી કામ કરવાથી માણસ કાંઈક ઉપયોગી કામ કરી શકે છે. તે બાબતમાં સ્વામી અખંડાનંદ અને કર્વેદાદા એ બે દાખલા આપણી પાસે મોજૂદ છે. ૦૦૦ આ વિશે તમને વિશેષ કહેવાનું ન હોય કારણ કે એક અરુચતા કામમાં તમે ત્રણ-ચાર વર્ષ કાઢ્યાં છે તેમ ફરી કરવાનો વારો ન આવવા દેવો જોઈએ. ૦૦૦

લિ૦ અમૃતલાલ વિ૦ ઠક્કરના બંદેમાતરમ્

*

## સાહિત્યરંગી તોર

"હું જોડાયો ત્યારે જોયું કે માટીનાં જીર્ણ ભીંતડાં વચ્ચે બેસીને અમૃતલાલ શેઠ અને 'સુશીલ' 'સૌરાષ્ટ્ર'નાં પાનાં પર સાહિત્યરંગી સાથિયા પૂરતા હતા. તેઓનું કસબકામ ખીજડાના ઝાડને છાંયે અને કાગળોની ચેટીઓ ઉપર ચાલતું. આનું નામ Literary Tone : સાહિત્યરંગી તોર.

"મને તેડ્યો હતો સાહિત્યની શાખા ચલાવવા, પણ પત્રકારત્વથી નિર્લેપ રહી શકું એવી બંધિયાર કૂંડીએ બાંધેલી એ બંને પૃથક શાખાઓ નહોતી. ક્રમેક્રમે પત્રકારત્વ મને વેરાનરૂપ લાગ્યું. એ વેરાનમાં રેતીના વંટોળ ચડતા હતા, આંખો અંધી બનતી હતી, પગદંડીઓ નહોતી જડતી. એ વેરાનમાં બત્તી હતી કેવળ સાહિત્યરસની. એના ઝાંખા પ્રદીપે સાચી દિશાનો દોર ચૂકવા ન દીધો." ['હું પહાડનું બાળક' શીર્ષક આત્મકથાત્મક સંકલનમાંથી ટૂંકાવીને.]

## (૪૦) અમૃતલાલ દલપતભાઈ શેઠ ઉપર

ભાવનગર : ૨૯–૩–૧૯૨૭

પૂજ્ય ભાઈશ્રી,

લિ૦ સેવક ઝવેરચંદના પ્રણામ. સાત દિવસ સુધી બને તેટલો શાંતિપૂર્વક વિચાર કરીને આપના હાથમાં આ રાજીનામું મૂકી દેવાના નિર્ણય પર આવ્યો છું. પાંચ વર્ષની સ્નેહગાંઠનું છેદન અત્યારે બહુ વસમું લાગે છે, પણ શું કરું ભાઈ? સહાયું તેટલું સહ્યું છે. હૃદયમાં લગભગ છિદ્રો પડ્યાં છે. અપમાન, જૂઠાણાં, આધાપાછી અને અનહદ મિથ્યાભિમાનની સંકલનામાં છેલ્લી જે કડી ઉમેરાણી છે તે હવે છેલ્લી જ બને એવી જરૂર હતી. હવે તો એ જૂઠાણાં અને આધાપાછીથી ભરેલી અપમાનપ્રેમી વૃત્તિ પર નાથાલાલભાઈ સરખા વિરલ બાંધવનું બલિદાન પણ ન લેવાય એ 'સૌરાષ્ટ્ર'ની સલામતી ખાતર જરૂરનું છે. હું અને મારા પૂર્વગામીઓ ચડી ગયા તેનો ઓરતો નથી કેમ કે એ બધા અનિવાર્ય નહોતા, પણ બીજો નાથાલાલ નથી મળવાનો એ ન ભૂલતા. ઈશ્વર આપની રક્ષા કરે એટલું જ માગું છું. પ્રભુ મને મારી ખાનદાની ન વિસરાવે એવું જ માગું છું.

મારો સામાન ઉપાડી જવા જેમ બને તેમ જલદી તજવીજ કરીશ. હું જાણું છું કે હવે મકાન ખાલી થવાની જરૂર ઊભી થશે. છૂટા થયાની તારીખ ગમે તે ગણાય તેનો મને કશો વાંધો નથી. મારી ગરદન કપાવાનો કોઈ ગંભીર અવસર ઊભો થાય—કરવામાં આવે—તે પૂર્વે જ છોડી જાઉં તેમાં 'સૌરાષ્ટ્ર'નું પણ શ્રેય છે. આપની મૈત્રી–આપની છત્રછાયા–તો સદા લીલી જ રહેશે એવી શ્રદ્ધા છે. વધુ શું લખું? ઘણું ઘણું લખ્યું હતું પણ વિસર્જન કરેલ છે. લખીને કોને વંચાવું?

લિ૦ આપના નાના ભાઈ ઝવેરચંદના પ્રણામ

*

† નાથાલાલભાઈ : નાથાલાલ મ૦ શાહ

*

### ● ઝાંખી સાહિત્યદીવીની વાટ

"ચોથે વર્ષે મેં 'સૌરાષ્ટ્ર'ના સંપાદનમાંથી મુક્તિ માગી કેમ કે એની અંદર આવશ્યક લેખાતા મતાગ્રહો, દુરાગ્રહો, પૂર્વગ્રહો ને દાઝભર્યા આવેગોને સહેવા જેટલું પાકું રીઢું મારું મનોબળ ન બની શક્યું વેરાનમાં વંટોળા અને આંધીઓ વધતાં જતાં'તાં. પ્રચારલક્ષી, કેવળ વિઘાતક પ્રચારલક્ષી, વિચારદાવાનલની રોશની વધુ ને વધુ આંખો આંજતી હતી. મેં મારી સાહિત્યદીવી લઈને જુદી વાટ ઝાલી. એ ઝાંખી

બત્તીએ મને દિશાદોર ચૂકવા દીધો નથી : મારાં ગીતો, વાર્તાઓ અને વિવેચનોનાં નવાં નવાં ફૂટચે જતાં ચાંદરણાંનું પણ એ ઝાંખી બત્તીએ જ દર્શન કરાવ્યું. સાહિત્યના પ્રદેશમાં મારું આજનું જે કંઈ સ્થાન છે, જે કેટલીક નવપગલીઓ મારાથી પડી શકી છે ને હજુય જે વણચૂક્યું દિશાપ્રયાણ ચાલુ છે તે બધાંની પાછળ પ્રતાપ એ નાની બત્તીનો છે. એ બત્તી ચેતાવનાર 'સૌરાષ્ટ્ર'ના પત્રકારત્વની સાહિત્યરંગી જ્યોત." ['હું પહાડનું બાળક' શીર્ષક આત્મકથાત્મક સંકલનમાંથી ટૂંકાવીને.]

(૪૧) **અમૃતલાલ દ૦ શેઠ તરફથી**

'સૌરાષ્ટ્ર' કાર્યાલય
રાણપુર : ૩૦-૩-૧૯૨૭

વહાલા ભાઈશ્રી ઝવેરચંદભાઈ,

૦૦૦ આવી ઉતાવળની લગીરે જરૂર નથી. તમારું રાજીનામું સ્વીકારવાની હું ના પાડું છું. આપણે એકલા મળીએ ત્યાં સુધી બધું મુલતવી રાખો. તમે આ અઠવાડિયે ન આવ્યા તે ઠીક ન કર્યું. રાજીનામું મંજૂર થયા પહેલાં આમ બંધ કરો તે ઠીક નહીં. આવતે અઠવાડિયે જરૂર આવશો.

ઘર ખાલી થવાની જરૂર ઊભી થઈ છે એ તમને કોણે કહ્યું? જરૂરો ઊભી થતી જશે તેમ તેમ એનો નિકાલ થતો જશે. એમાં તમારે ખાલી કરવું એવું શા પરથી લઈ બેઠા? ફરીથી, તમે નોકરી ઉપર છો, છૂટા નથી.

તમારા અમૃતલાલનાં વં૦

(૪૨) **રામચંદ્ર દા૦ શુક્લ ઉપર**

[વિવેચક, સંપાદક અને વ્યવસાયી વકીલ]

ભાવનગર : ૧૯-૭-૧૯૨૭

રા૦ રા૦ ભાઈશ્રી,

આપનો કાગળ મળ્યો છે. હું હમણાં ભાવનગરમાં જ સ્થાયી નિવાસ કરી રહ્યો છું તેથી પ્રયોજન પડ્યે કાગળપત્રો આંહીં જ લખશોજી. આપના નવલિકાસંગ્રહમાં મારી વાર્તાઓ મૂકવાની ઇચ્છા બદલ ઋણી છું. એમાં પરવાનગી લેવાનો કશો સવાલ જ ન હોય પણ માત્ર જાણ ખાતર લખું છું કે મારાં બધાં પુસ્તકો 'સૌરાષ્ટ્ર'ની જ

માલિકીનાં છે. એનો અર્થ એમ નથી કે તેઓ આપની સામે કશો વાંધો ઉઠાવે. આપ સુખેથી ઉપયોગ કરશો.

મારી કૃતિઓમાં ઉત્તમ કઈ તેનો નિર્ણય આપવાનો અધિકાર મને શી રીતે હોઈ શકે? આપ જ એ નક્કી કરી લેશો. હું તો માત્ર એટલું જ વિનવી લઉં છું કે 'રસધાર'ના અત્યાર સુધીના ચારેચાર ભાગ તેમ જ ઑગસ્ટ માસમાં જ પ્રગટ થનાર પાંચમો ભાગ—એ પાંચેયને પૂરેપૂરા વાંચી ગયા પછી જ આપ ચૂંટણી કરશો તો આભારી થઈશ. એ જ.

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણીનાં વંદન



## (૪૩) પત્ર-સ્મરણ : દુલા ભાયા કાગનું

"'રસધાર' લખાતી હતી. પોરસાવાળાના દુહા થોડાક વધારે મળે તો ઠીક એમ એમણે મને કહેલું. હું મારા દીર્ઘસૂત્રી સ્વભાવ પ્રમાણે ભૂલી ગયેલો. ઉપરાઉપર ત્રણ પત્તાં આવ્યાં એટલે સાત દુહા ઘરના જ બનાવી મોકલી દીધા.

"વળતાં એમનો કાગળ આવ્યો કે 'દુલાભાઈ! આ દોહા જો તમારા લખેલા હોય તો થોડાક વધારે લખી નાખોને!'. કાગળ વાંચી હું તો ઠરી ગયો. વાહ મેઘાણી! કયા પુણ્યથી પ્રભુ માણસને આવી અક્કલ આપતો હશે? આ દુહા :

વાછરડું વાળા! ભાંભરતાં ભળાય,
પણ પર નો આતમ થાય, પરસ્યા વિણના પોરહા!
ઊડી મન અંબર ચડે, સકવાં જી સદાય
ત્યાં કફરી રાત કળાય, હજું પો ન ફાટે પોરહા!

['સ્મરણાંજલિ'માંથી સાભાર]

*

† 'પોરસાવાળાના દુહા' : 'રસધાર' ભાગ (૫) માં 'રતન ગિયું રોળ' શીર્ષક વાર્તાના દુહા.

*

### સફર સાથી : દુલા ભગત

"દુલાભાઈનો પ્રથમ મેળાપ ભાવનગરમાં થયો. પ્રભુના ને ચારણી દેવીઓના નિજરચ્યા છંદો મને સંભળાવ્યા. ડિંગળી બાની પર સારો કાબુ, કલ્પનાઓ ઊંચી, પણ ઝડઝમક—ઝડઝમક—બેહદ ઝડઝમક. આજે તો એની વાણી એ તમામ ઝડઝમકને

ગાળી નાખીને સાદા સલૂણા સર્વભોગ્ય કાવ્યપ્રકારોમાં આસાનીથી રમે છે, અને કેટલાંક તો અપૂર્વ ગણી શકાય તેવાં સ્વરૂપોને સિદ્ધ કરી ચૂકી છે. સહજમાં સ્નેહ બંધાઈ જાય તેવા રસિક અને હેતાળ જુવાન ....” [‘પરકમ્મા’માંથી.]



(૪૪) **હાથીભાઈ વાંક ઉપર**

[વડિયા તાબાના વહીવટદાર અને વડિયા દરબારના મંત્રી]

ભાવનગર : ૧૨–૧૦–૧૯૨૭

પ્રિય ભાઈ,

૦૦૦ ‘રસધાર’ પ્રતિની લાગણીઓ મને અત્યંત પ્રોત્સાહિત બનાવે છે. આપના નામનો ઉલ્લેખ તો કેમ ન કરું? આપના દ્વારા મને મળેલી વાર્તાઓએ તો ‘રસધાર’ને શોભાવી છે, ખાસ કરીને વાલજીભાઈની વાર્તાએ. હવે? ભૂલી ગયો હતો પણ આજે એ ‘રસધાર’ રવાના કરાવું છું. વાલજીભાઈને તથા દાદાભાઈને આપી દેશોજી. પહોંચ લખશોજી.

‘રસધાર’ બંધ થાય છે પણ એ પ્રવૃત્તિ બંધ નથી જ પડવાની. બહારવટિયાના બે ભાગ થશે, ભક્તોના પણ બે ભાગ થશે, પ્રેમકથાઓનું અલાયદું પુસ્તક બનશે અને સહુથી વધુ મહત્ત્વની ચિરસ્થાયી પ્રવૃત્તિ સોરાષ્ટ્રના ઇતિહાસની હાથ ધરું છું. આવતા વર્ષથી ઇતિહાસની ભેટ શરૂ થશે. કાઠી, આહિર, ગોહિલ, ઝાલા, જાડેજા વગેરે એકેએક વીર જાતિઓનો સંપૂર્ણ ઇતિહાસ પ્રગટ થશે. એ કામમાં આપની સહાયની કેટલી જરૂર છે જાણો છો? આપ મારા હાથ રૂપ છો. આહિરો, કામળિયાઓ, કાઠીઓ વગેરે વિશેની માહિતીઓ આપે આજથી જ મેળવવાની છે. એ વાતમાં હવે મારા જેટલી જ તીવ્ર આતુરતા રાખીને આપ લાગી જશો. મારો અંતરાત્મા આપને બહુ જ આશિષ દેશે. સૌરાષ્ટ્રની શૂરવીર જાતિઓનો ઇતિહાસ આપી દઈને હું મારું જીવનકાર્ય ખલાસ થયું માનીશ. મારે પછી જીવવાની પણ જરૂર ન હોય તોયે વાંધો નથી. મારી ઉત્કંઠાને સમજી આપ મને આહિરો વિશેનો ઇતિહાસ એકઠો કરાવી આપો. આપણે યોગ્ય રકમ ખર્ચવાનો પણ જરાય સંકોચ નથી. પ્રાથમિક જે કાંઈ ખર્ચ થાય તે કરશોજી. દાદાભાઈ જેવાના ચોપડામાંથી ઘણું નીકળશે. એમને રીઝવશો. હું દિવાળી પછી તુરત જ નીકળી પડીશ. એ જ

લિ૦ સેવક ઝવેરચંદ

*

## વાતડાહ્યા શિલ્પીઓ

"વાલજી ઠક્કર : અકાળા ગયેલો ૧૯૨૭માં. ગામથી સ્ટેશનના બે ગાઉના પંથમાં ગાડામાં ખોજા વાલજીભાઈ ઠક્કર સંગાથી બન્યા ને એક જ કલાકની વાટમાં મારી ખોઈ છલકાવી દીધી. હીપા ખુમાણની વાત, બહારવટિયા ચાંપરાજ વાળાની વાત..., દરેક વાત ઘડીબંધ અને કડીબંધ. સોરઠના વાતડાહ્યા માણસો નિરર્થક અલંકાર–ઠઠેરા કર્યા વગર, લોચા વાળ્યા વગર, ગેંગેંફેંફેં કર્યા વગર, થોથરાયા વગર, પાસાબંધી અને સંઘેડાઉતાર શૈલી કેળવતા હતા તેના નમૂના લેખે વાલજી ખોજાએ બળદગાડીમાં સંભળાવેલી કહેણી, સાદી ઉપમાઓ, યાદ રહી ગઈ છે : 'બાપ–દીકરાનું દોથા જેટલું ડિલ, શેરેક માટીમાંથી ઘડેલ હોય તેવા'; 'ઘોડીઉંનો રંગ કોરી જગન્નાથી જેવો'; 'વેણની ડોઢય વળતી ગઈ'. કબરમાં પોઢી ગયેલા વાલજી ઠક્કરનું વ્યક્તિત્વ એ મીટ જેવડા જ મેળાપની 'ફ્રેઇમ' વચ્ચે મઢાઈને પ્રત્યક્ષ થાય છે. ગામડાનો વેપારી, વયે પચાસેક વર્ષનો, મોભાદાર અને અડીખમ આ માણસ પોતે એક 'એમેચ્યોર' શિલ્પી હતો. વાલજીભાઈ જેવા તો કુટુંબે–કુટુંબે હતા. ચોરે ને દાયરે, નદીઓની વેકુરીમાં કે દુકાનોને ઓટે તેઓ બેસતા. નિવૃત્ત વૃદ્ધોને, પેન્શનરોને, સદાના આજારોને, બેકારોને, જુવાન દીકરા જેના ફાટી પડ્યા હોય તેવા હતાશ પિતાઓને, સંપત્તિની ટોચે ચડીને પટકાઈ પડેલાઓને, બાકીની આવરદા જીવવા જેવી કરી આપનાર આ વાતડાહ્યા વાલજી ઠક્કરો જ હતા.

"દાદાભાઈ ગઢવી : આસોદર ગામના આખેડ ચારણ હતા. ખુશામદ આવડે નહીં, બોલવે–ચાલવે ચાવળાઈ નહીં. વાતું યાદ આવતી જાય એમ ઠાવકી ઢબે કહેતા જાય. ત્રણ દિવસ સાથે રહ્યા તેમાં તો ગઢવી દાદાભાઈ સોળે કળાએ ખીલી ઊઠ્યા. એની કથાઓમાંથી આજે પણ પ્રધાન ધ્વનિ આ રહ્યો છે : ધરધણી માણસની ઠંડી તાકાત અને મરદાઈ; ચમરબંધી સામે પણ આમજનતાનો પ્રતિનિધિ અન્યાયનો પ્રતિકાર કરતો ઊભો રહે એવો હતો દાદાભાઈએ વર્ણવેલો આહિર ભીમો ગરણિયો ('રસધાર' ભાગ ૫), 'તલવાર કાઢી તાડ જેવડો થયો ને બોલ્યો : જોજે હો! ટોચો પડ્યો તો કાંડાં ખડ્યાં સમજજે! ... હું તો આયર, મરી જઈશ તો ચપટી ધૂળ ભીંજાશે. ... તમને જો આ તરવાર અડશે તો લાખ તાંસળી ખડખડી પડશે.'... 'અરે, કાતરામાં ધૂળ ભરી દઉં!'... 'અઢારસેં પાદરના ધણી આઠ કદમ સામા આવ્યા'...

"આવા શિલ્પીઓને હું ફરી વાર કેમ ન મળ્યો, તેમને વધુ પિછાન્યા વગર કેમ આ દુનિયામાંથી જવા દીધા, એ વિચારે પસ્તાઉં છું ને ગુમાવ્યું તેનો શોચ કરું છું."
['પરકમ્મા'માંથી ટૂંકાવીને.]

## (૪૫) અનકચંદ્ર ભાયા વાળા ઉપર

[ભાયાવદર રાજ્યના કુમાર, પુરાતત્ત્વ, ખગોળ અને ઇતિહાસના અભ્યાસી]

ભાવનગર : ૨૪–૧૨–૧૯૨૭

માનવંતા સ્નેહી કુમારશ્રીની સેવામાં,

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદના ઘણા ઘણા હેતથી રામરામ વાંચશો. આપને પત્ર લખવાનું કરતો હતો ત્યાં એક બાજુથી આપનો પત્ર મળ્યો ને બીજી બાજુ રાજુલાના ફોટોગ્રાફર તરફથી સાણાના ફોટા મળ્યા.

હું તુલસીશ્યામના પ્રવાસે ખાસ કરીને ગીરની ઐતિહાસિક જગ્યાઓ જોવા માટે જઈ આવ્યો. ગામડાંમાં મને ખબર મળેલા કે આપ સાણામાં સારી પેઠે રહી, નોંધ કરી, ફોટા પણ લઈને ગયા છો. મારે ને આપને બે જ દિવસનો ફેર રહી ગયો એ બદલ દિલગીર છું. આપે મને ખબર આપ્યા હોત તો હું વહેલો આવત. એવી કોઈ જગ્યાનો પ્રવાસ ગોઠવો ત્યારે બની શકે તો મને જોડાવા દેવો. ના, મેં સાણાની છબીઓ લીધી નથી. મારી પાસે કેમેરા પણ નહોતો પરંતુ આપે લીધેલી છે એવું સાંભળીને નકલો માગવા માટે જ કાગળ લખવાનો હતો ત્યાં તો મારા એક મિત્રના કહેવાથી રાજુલાવાળા ફોટોગ્રાફર ભાઈએ મને આઠેક ફોટા મોકલ્યા છે પણ હું એનો ઉપયોગ નથી કરવા માગતો કેમ કે આપ 'મૉડર્ન રિવ્યુ'માં એ આપવાના છો. બે જણાએ એકસામટો ઉપયોગ કરવો ન જોઈએ, તેમ જ એ ફોટા ઉપર બીજા કોઈનો અધિકાર જ નથી. હું તો ઊલટો અત્યંત હર્ષ પામું છું કે એવી અંધારે પડેલી સરસ જગ્યાને પ્રકાશમાં મૂકવાનું આપને દિલ થયું. જરૂર જલદી લેખ તૈયાર કરો ને અમને વંચાવવાની જરૂર લાગે તો તેમ કરો. હું ચારપાંચ દિવસમાં હડાળા આવું છું. આપને જણાવીશ. આપ કહેશો ત્યાં મળીશું. સાણો જોઈને તો હું નાચી ઊઠ્યો છું. એક મહાન વિદ્યાપીઠ થઈ શકે તેવું સ્થળ છે. 'રસધાર' ભાગ (૫)માં મેં 'દેહના ચૂરા' વાર્તામાં સાણાને વર્ણવ્યો છે, પણ જોયો તો હમણાં જ. એ અંધારે પડ્યો રહ્યો તેનું જ મને આશ્ચર્ય છે. હવે એનો ઉદ્ધાર કરવો ઘટે.

લિ૦ ઝવેરચંદના પ્રણામ

*

સાણો : અક્ષયપાત્ર

[સાંભળેલી વાતો પરથી કલ્પનાને આધારે
'દેહના ચૂરા' પ્રેમવાર્તામાં કરેલું સાણાનું વર્ણન]

"પેટાળમાં માટી ને નાનાં નાનાં ઝાડવાં અને મથાળે માનવીએ ચડાવી ચડાવીને ગોઠવી હોય તેવી સો સો મણની કાળી શિલાઓ : ડુંગરો શિહોર પાસેથી શરૂ થાય

છે. ત્યાંથી ચાલતો થઈ, વચ્ચે વચ્ચે ધરતીનાં પડો નીચે સમાતો, ક્યાંક થોડો બહાર દેખાતો, ને ક્યાંક વાદળીઓ સાથે રમવા ઊંચે ઉછાળા મારતો એ ડુંગરો લોંચના ડુંગરની નજીક જઈ રસ્તાને રામરામ કરતો, રાજુલાનો ડુંગર, સોમનાથનો ડુંગર, ફાતરધાર અને ધુંવાસનો ડુંગર એવાં એવાં નામ ધારણ કરતો ગીરની સરહદ ઉપર સાણા ડુંગરને નામે ઊભો રહ્યો છે. ગીરની અનેક ટેકરીઓ એને વીંટળાઈ વળે છે. આખીયે શિખરમાળાએ મોટાં ફળઝાડ કે બહોળી નદીઓનાં નીર નિપજાવ્યાં નથી, બાવળ અને કેરડાંની ઝાડીમાં થોડો ગુંદર અને ગરીબોનું અથાણું જ ઉત્પન્ન કરેલ છે. છતાં એણે જોગીદાસ બહારવટિયાને ઓથ દીધી છે અને ચારણો–આહિરોની ગાયો–ભેંસોને અખૂટ ઘાસનું અક્ષયપાત્ર દીધું છે. આ છેલ્લો ડુંગર આશરે એંસી વીઘાંની જમીન પર પલોંઠી વાળીને બેઠો છે. આખોય ડુંગર પોલો કહેવાય છે કેમ કે અંદર અનેક ભોંયરાં છે, અંધારાં, સાંકડાં, હિંસક પ્રાણીઓને છુપાવાનાં ભોંયરાં નહીં પણ સરખેસરખા કંડારેલા ઓરડાઓ જેમાં આજે પણ માલધારીઓ ઢોર લઈ જઈને ઉતારા કરે છે. એક પણ ગુફા અણઘડ રીતે કોરેલી નથી, કોઈ પ્રવીણ કારીગરે શોભીતા પ્રમાણસરના ઘાટમાં ઉતારેલી દેખાય છે. ફક્ત બારણાં જ ચડાવવાં બાકી હોય એવાં સરખાં તો પથ્થરનાં બારસાખ છે. ત્રણ–ત્રણ ઓરડે અક્કેક મીઠા પાણીનું ટાંકું છે. ગુફાએ ગુફાએ બંદૂકો માંડવાના મોરચા છે. એ બધુંય પથ્થરોમાંથી કંડારી લીધેલું છે. સાચેસાચ તો એ પુરાતન બૌદ્ધ સાધુઓનો વિહાર છે.''

*

## સાણો : કંડારેલું મહાકાવ્ય

[સાણાના પ્રવાસ પછી કરેલું વર્ણન, 'પરિભ્રમણ'માંથી]

"અખંડ પહાડમાં જ કૈં વર્ષો પૂર્વે કોરી કાઢેલી પચાસ–સાઠ સરસ ગુફાઓ તથા મીઠાં મોતી જેવાં નિર્મળ પાણીનાં મોટાં ટાંકાં, અંદરના ખંડમાં ઊભેલો બૌદ્ધ ધર્મનો સ્તૂપ વગેરેનો બનેલો સુંદર બૌદ્ધ વિહાર વીસરાતો નથી..... શબ્દોમાં ગૂંથેલું નહીં પણ પથ્થરોમાં કંડારેલું મહાકાવ્ય; ચારણી ગીત–છંદો કરતાંયે શતકો જૂનું એ કાવ્ય; સૌરાષ્ટ્રિય તવારીખના સુયશકાળનો એ અબોલ સાક્ષી; બૌદ્ધ વિહાર. દૂરદૂરથી એ કાળા ડુંગરની ગુફાઓ દેખાઈ અને દિલ જાણે ઊંટ પરથી કૂદકો મારીને મોખરે દોડવા લાગ્યું. નાનીશી નદીને કાંઠે ગીરના તમામ ડુંગરાથી નિરાળો એકલ ઊભેલો સાણો શિહોરના ડુંગરાથીયે નીચેરો અને નાજુક છે. વચ્ચે વિશાળ ચોગાન છે, અને બંને બાજુથી જાણે કોઈ રાજમહેલની અટારીઓ ચઢી છે. ગુફાઓ! ગુફાઓ! નજર કરો ત્યાં ગુફાઓ! નીચેથી તે ટોચ સુધી! સંપૂર્ણ હવા–પ્રકાશ આવી શકે તેવી બાંધણીના એમાં ઓરડા ઉતાર્યા છે. ઠેકઠેકાણે ઓરડાની બાજુમાં પાણીનાં મોટાં મોટાં ટાંકાં કોરી

કાઢેલાં છે. ડુંગર પરનું પાણી ખાસ કોતરેલી સરવાણીઓ વાટે ચોમાસે ટાંકાંમાં ચાલ્યું આવતું હશે. કદી કોઈએ એ ટાંકાં ઉલેચ્યાં નહીં હોય છતાં પાણીમાં નથી દુર્ગંધ કે નથી કુસ્વાદ. ચડવા–ઊતરવાનાં પગથિયાં, સ્થંભોવાળી રૂપાળી ગુફાઓના કારીગરીવાળા ઘાટ, એવી પચાસ ગુફાઓ અને એ બધું નક્કર કઠોર પાષાણમાંથી જ કોતરી કાઢ્યું છે, જાણે મીણના પીંડામાં કરેલી એ કરામત છે.”



## (૪૬) ગગુભાઈ રા૦ નીલા ઉપર

ભાવનગર : ૧૯–૪–૧૯૨૮

સ્નેહી ભાઈશ્રી,

ક્યાં છો? એક–સવા વર્ષથી મળ્યા જ નથી તે યાદ છે ને? હવે તો હદ થઈ કહેવાય. મળવાની બહુ ઉત્કંઠા છે. સનાળી આવું કે? જલદી ખબર લખશો. સરનામું મારું નામ અને ‘ભાવનગર’ કરશો. જલદી.

લિ૦ ઝવેરચંદ મેઘાણીના રામરામ



## (૪૭) ગગુભાઈ રા૦ નીલા ઉપર

ભાવનગર : ૭–૬–૧૯૨૮

સ્નેહી ભાઈશ્રી ગગુભાઈની સેવામાં,

આપણે જુદા પડ્યા પછી હું ચલાળા લુવારિયા થઈ આંહીં આવેલ અને આંહીંથી રાણપુર ગયેલો તે કાલે આવ્યો છું. હમણાં આંહીં જ છું.

ભાઈશ્રી કરણભાઈના વિવાહના વધાવાના રૂ૦ પચીસ મેં ‘સૌરાષ્ટ્ર’ તરફથી આપને મનીઑર્ડર કરી મોકલી આપવા સૂચના દઈ દીધી છે. તે મળ્યેથી સ્વીકારી લેશોજી. સંકોચ રાખશો નહીં. ફૂલની પાંખડી માની લેવાની છે.

ગુલમામદભાઈનું સરનામું મેં મોકલ્યું છે તે નીચે મુજબ છે: ગુલમામદભાઈ (મકરાણી), ફોરેસ્ટ ખાતાના ઉપરી સાહેબ, મુ૦ જામવાળા, પોસ્ટ તલાળા, થઈ ગીર. આ સરનામે આપ તુર્ત જ કાગળ લખી નાખશોજી. ઢીલ કરશો નહીં. આપણે જેમ બને તેમ વહેલા જઈ આવવું છે. બીજું, તાલાળી અથવા ઉજળા નજીક એક ગોરા સાહેબે શિકાર કરતાં કરતાં એક બારોટના છોકરાને મારી નાખેલો તે સાહેબનું તથા માણસનું નામઠામ, સાલસંવત, સ્થળ, વગેરે જલદી લખી મોકલશોજી. મારે જરૂર છે. ક્યારે નવરા થશો? હવે જલદી નવરા થાઓ તો ઠીક.

લિ૦ ઝવેરચંદ

*

## ગુલાબનો ગોટો

"…. અલાદાદ, દીનમામદ, ગુલમામદ વગેરે [બહારવટિયા કાદુ મકરાણીના સાથીઓ] તમામ પકડાઈ જનારાઓને ફાંસીની સજા ફરમાવી. હજુ નહોતા લટકાવ્યા. દરમ્યાન નવાબ બહાદુરખાનજી જૂનાગઢની જેઇલ જોવા આવ્યા. તમામ ખૂનીઓની વચ્ચે ગુલમામદને દીઠો. ચૌદ વર્ષનો નાજુક બેટો : નમણી મુખમુદ્રા, ગુલાબના ગોટા જેવું લાલી નીતરતું બદન; નવાબ નીરખી રહ્યા. 'આને ફાંસીની સજા ? ના, ના, એને જન્મકેદ રાખો. એનો જાન લેશો મા.' ગુલમામદ જીવતો રહ્યો. કાદુની સાથે ગામડાં ભાંગવામાં ભેળો રહેનાર અને બહારવટિયાના સિતમોનો સાક્ષી બાલક ગુલમામદ જાગી ગયો. ખુદાના રાહ પર ઊતરી ગયો. જેલમાં કેદીઓ પાસે કુરાનેશરીફ પઢે, નમાજ પઢાવે અને અનેક ફાંસીએ ચઢનારા ગુનેગારની આખરી ઘડી ઊજળી બનાવે. મરતાંને હિંમત આપે ને જીવતાંને નેકી શીખવે. ખુદ નવાબ પણ પોતાની નમાજ પઢવા ગુલમામદને તેડાવવા લાગ્યા. આખરે ગુલમામદ માફી પામ્યો. છૂટો થયો. નવાબે પોતાની જ પાસે રાખ્યો, નોકરી આપી, પરણાવ્યો. આજે એ નેકપાક આદમી ગુલમામદ જંગલ ખાતાના આસિસ્ટંટ ઉપરી છે, ખુદાની બંદગી કરે છે અને પોતાને ઇન્સાનિયતને માર્ગે ચડાવનાર નવાબની દુવા ગુજારે છે." ['સોરઠી બહારવટિયા' ભાગ (૩) માંથી ટૂંકાવીને.]

*

## ગુલમહમદસાહેબદાદનાં સલામ

"મું૰ સનાલી કવિરાજ ગગુભાઈ રાંમભાઈને પોચે ઈસ્ટેશન કુકાવાવ થઈ સનાલી પોચે. તા૰ ૧૬-૯-૨૮ જુનાગઢથી સનેહી કવીરાજ ગગુભાઈ રાંમભાઈની સેવામાં મુ૰ સનાલી આપનો પત્ર મને આજે મલ્યો વાંચી હકીકતજાણી હું હાલ રજા પર આવેલ છું અને હાલ ૧૦।૧૨ દીવસ જુનાગઢ રોકાવાનો છું અગર આપને ફુરસ્ત હોય જુનાગઢ તલાવદરવાજે અમારા મકાને આવી જસો હાલ એજ ત્યાં કણે અમોને જે યાદ કરે તેઓ સર્વેને અમારા સલામ કેસો તા૰ સદર દા૰ જમાદાર ગુલમહમદસાહેબદાદનાં સલામ"

*

## ખુશબો સંગ ગુફ્તેગ

"એનું નામ જમાદાર ગુલમહંમદ. તાલાળા ગામે મને તેડવા આવતા એ અસવારની સૂરત મેં છેટેથી દીઠી : રાંગમાં પાણીદાર ઘોડી રમતી હતી, ને મેં એ ચહેરાને મીંડવી જોયો—પેલા બોલની જોડે, 'ગુલાબના ગોટા જેવો'—ને ખાતરી થઈ કે ગગુભાઈના વર્ણનમાં અલંકાર-ભભક નહોતી, સુંદર સત્ય હતું. સાઠ વર્ષની

લગોલગ અવસ્થા ખેડતો આદમી પોતાના ચહેરા પર તારુણ્ય ગુલો રમાડી શકે એ એક નવાઈ પામવા જેવી તો ભલેને નહીં પણ ખરેખર પ્રસન્ન થવા જેવી વાત હતી. ખાખી પોષાકમાં એની શ્વેત દાઢીથી મઢેલી સિપાહીગીરી શોભતી હતી; ને હું એમની પાછળ પાછળ મારી ઘોડીને હાંકયે જતો સાસણના ઘાટે ગીર માર્ગે અજાયબ થતો હતો કે આ શું એ જ ગુલમહંમદ જે કાદરબક્ષ બહારવટિયાની જોડે દસ-અગિયાર વર્ષની ઉમરે દિવસરાત ગીરના ડુંગરા ખેડતો હતો! આ શું એ જ બાલક જેને ફાંસીની સજા થયેલી! આના દીદાર ઉપર તો ગેરઇન્સાનિયતની રેખાય નથી કળાતીને!

"રસ્તામાં સાંજ આથમતી હતી. ગાઢાં જંગલોને વાઢી વાઢી ખેડ માટે ખુલ્લી કરવામાં આવેલી ધરતી ઉપર અમે વેગમાં ઘોડાને લીધે જતા હતા. અઢારભાર વનસ્પતિમાંથી ગળાઈ ગળાઈને લીલોતરીની ગંધ ચૂતી હતી. છ ગાઉનો પલ્લો ખેંચવાનો હતો, ને મારી જિજ્ઞાસા દબવી દબાતી નહોતી. હું એ ગુલાબના ગોટા શા ચહેરાવાળા જૈફ આદમીને ગુફ્તેગોના કૂંડાળામાં પેસાડવા પ્રયત્ન કરતો હતો. 'આપની ઉમર ત્યારે કેવડી હતી?' 'ફાંસીની સજામાંથી આ સ્થિતિ પર, જંગલખાતાના આસિસ્ટંટ ઉપરી અધિકારીની પાયરી પર, આપ શી રીતે મુકાયા?' ગુલમહંમદભાઈ ફક્ત એટલો જ જવાબ દેતા, 'મુકામે જઈને પછી તમામ વાતો કહીશ, તમામ કહીશ.'

"પછી સાસણના સરકારી થાણામાં પોતાના મકાનમાં બેસી તસ્બીના પારા પડતા મૂકતાં મૂકતાં એમણે મને વાતો કહી. ત્રણ દિવસ લગી અમારી બેઉની એકધારી બેઠક પહોંચી. વચ્ચે એ પાંચેય નમાઝ પઢતા જાય, તસ્બી ફેરવતા રહે ને એના બે-ત્રણ રિન્દબલોચ નોકરોને મકરાણી જબાનમાં પૂરા સ્વાસ્થ્ય સહિત કામકાજની સૂચનાઓ કરતા જાય. એની વાર્તામાં એનું સાચ તરી આવતું હતું. કાદુ બહારવટિયાને વિશે અલકમલકની જે જે વાતો મેં ઢૂંઢી હતી તેમાંની એક પછી એકને હું એમની નજર તળે કસાવતો ગયો. એમણે આખું બહારવટું નજરે જોયેલું; કાદુના ભાઈ અલાદાદના ખભા ઉપર બાળક ગુલમહંમદની સવારી થતી; નાનું બચ્ચું થાકી જાય, ઘોડાં બહારવટિયાને પોસાય નહીં ને કોણ જાણે કેમ પણ આ નાનો બાળક બહારવટામાં ગયેલો એટલે પછી વેઠવો પણ પડેલો. એ નાનપણની રજેરજ સાંભરણ ગુલમહંમદભાઈએ મારી પાસે ધરી દીધી." ['પરકમ્મા'માંથી ટૂંકાવીને.]

## (૪૮) ગગુભાઈ રા૦ નીલા ઉપર

રાણપુર : ૩-૮-૧૯૨૮

પ્રિય ભાઈ,

હાલમાં ક્યાં છો? હું આવતા અઠવાડિયે ગોંડળ, જૂનાગઢ વગેરે સ્થળે જવા માગું છું. ભક્તો અને બહારવટિયાનું કેટલુંક ભેગું કરવું છે તેમાં આપની જરૂર છે.

આપે સાથે આવવું જ પડશે. દશેક દિવસની મુસાફરી માટે તૈયાર રહેજો. હું લખું તે મુજબ કુંકાવાવ મને મળી જજો. આ વખતે કાંઈ બહાનાં ચાલવાનાં નથી. કામકાજ હોય તે આટોપી લેજો. કરણભાઈ વગેરેને રામરામ.

લિ૦ ઝવેરચંદના રામરામ

*

## ફરું છું ઘેલીતૂર

"દાસી જીવણ નામે જાણીતા પ્રેમલક્ષણા ભક્તિ ગાતા ચમાર સંત જીવણદાસના ગામ ઘોઘાવદરની યાત્રા.... સોએક વર્ષ પૂર્વે થઈ ગયેલા સંતનું ઘર ચમારોનાં ખોરડાંની સાથે આંબલીઓના ઝુંડ વચ્ચે ઊભું હતું. ચામડાં ધોવાનો સંતનો કુંડ પણ બતાવવામાં આવ્યો. એના ચહેરાનું ટૂંકું વર્ણન: દાઢીના કાતરા, મોટી મૂછો, માથે રૂમાલ બાંધે. આંબલીઓના ઝુંડ નીચે એક ચમાર બાઈ ઊભી હતી. મીઠે સાદે એણે તો દાસી જીવણનું પદ ગાવું શરૂ કરી દીધું :

ચકચૂર, ઘેલીતૂર,
બાયું, મુંને જોગીડે કરી છે ચકચૂર,
બાયું, મુંને શામળીએ કરી છે ચકચૂર,
કોક વલાતીડે મુંને કેફ કરાયો રે,
તે દી'ની ફરું છું ઘેલીતૂર—બાયું."

['પરકમ્મા'માંથી ટૂંકાવીને.]



(૪૯) **ગગુભાઈ રા૦ નીલા ઉપર**

બોટાદ : ૧૯–૧–૧૯૩૩

પ્રિય ભાઈશ્રી,

વંદે માતરમ્. આપનો પત્ર મળ્યો. વાંચી ઘણો આનંદ થયો. જૂનાગઢ તરફ ગયો હતો. વચ્ચે ઊતરવા મન હતું પણ આપ ત્યાં છો કે નહીં તેની ખબર નહોતી. ઇતિહાસની હકીકતો આપને મળતી જાય છે જાણી આનંદ પામું છું. મને પણ આપની પાસેથી ઘણું જાણવાનું મળી શકશે. મારે લખવા જેવી વાર્તાઓના મુદ્દા કંઈ મળ્યા હોય તો જણાવવા કૃપા કરશો.

જેતપુરવાળા વકીલ ભૂરાભાઈ કરાળચંદ એક જેતપુરની ડિરેક્ટરી લખે છે જેમાં કાઠી ઉત્પત્તિ વગેરેનું એક પ્રકરણ લખવા માગે છે. મેં તેમને લખ્યું છે કે આપનો

લાભ લઈને આપની કંઈક કદર બૂજે તો એને ઘણું મળી રહેશે. ત્યાં પ્રિય દરબારશ્રી ને હાથીભાઈને મારાં સ્નેહસ્મરણ. ભાઈશ્રી કાનજીભાઈ વગેરેને ઘણા જ પ્રેમથી રામરામ.

લિ૦ ઝવેરચંદ

*

† હાથીભાઈ : હાથીભાઈ વાંક, વડિયા તાબાના વહીવટદાર અને વડિયા દરબારના મંત્રી.

† દરબારશ્રી : વડિયાના દરબાર સુરગભાઈ વરુ.

† કાનજીભાઈ : ગગુભાઈના પુત્ર.

## (૫૦) જિલ્લા મેજિસ્ટ્રેઈટ, અમદાવાદ, ઉપર

Ranpur : 26-8-1928

Sir,

Re. My Tamancha

I the undersigned have the honour to invite your kind attention to my grievance against the Ranpur police sub-inspector in connection with my above Tamancha at present under the police custody. I beg to submit that the said Tamancha was handed over by me to the Ranpur police on the demise of my late-lamented father who held it on the Agency Police License for over thirty years. I was told that I should apply for a license but when I found that my license for the revolver was cancelled by your office, I thought it hopeless to apply for another weapon and obtained a license for the said Tamancha from the Bhavnagar police.

Then I communicated with the Ranpur police asking them to return the Tamancha to me. The Ranpur police however directed me to you for reasons best known to themselves and I submitted myself to your office accordingly, But I was not replied to nor was my letter acknowledged. Eventually, however, the Ranpur sub-inspector opened

communication with me directly and also through the Bhavnagar police. In that long–drawn correspondence the Ranpur police has evaded the delivery of my weapon on one pretext or another. I have not been able to scan their motives.

I respectfully submit that I am entitled to a safe return of my Tamancha either here or at Bhavnagar. It is not my look out to show to the Ranpur police the way of its delivery. Either your police ought to authorise me to carry the Tamancha to my destination from Ranpur or they should deliver it through the Bhavnagar police. If, however, your police does not make it possible for me to receive my Tamancha in due course, I shall be forced to the painful conclusion, sir, that the Zilla police intends to deprive me of my weapon for no fault of mine. I trust, however, that you, sir, will set the matter right and prevent your police from an arbitrary action in this matter. I have the honour to be, sir,

Your most obedient servant
J. K. Meghani

□ અનુવાદ :

રાણપુર : ૨૬–૮–૧૯૨૮

સાહેબ,

વિષય : મારો તમંચો

અત્યારે પોલીસના કબજામાં છે તે મારા તમંચા અંગે રાણપુરના પોલીસ સબ-ઇન્સ્પેક્ટર સામે મારી ફરિયાદ તરફ આપનું ધ્યાન દોરવાની મારી ઇચ્છા છે. એજન્સી પોલીસના પરવાના હેઠળ મારા પિતાએ આ તમંચો ત્રીસ વર્ષથી વધારે સમય રાખ્યો હતો. એમના અવસાન પછી એ તમંચો મેં રાણપુર પોલીસને સોંપી દીધો હતો. પરવાના માટે અરજી કરવાનું મને કહેવામાં આવેલું પણ એ જ પોલીસ અધિકારીના જૂઠા આક્ષેપોને કારણે આપની ઑફિસે મારી રિવૉલ્વરનું લાઇસન્સ રદ કરેલું એટલે બીજા હથિયાર માટે પરવાનાની અરજી કરવાનું વ્યર્થ માનીને મેં તમંચા માટે ભાવનગર પોલીસ પાસેથી પરવાનો મેળવ્યો.

પછી મારો તમંચો પાછો આપવા મેં રાણપુર પોલીસને કહ્યું. રાણપુર પોલીસે મને આપની પાસે રજૂઆત કરવા જણાવ્યું, શા માટે તે તો તેમને જ ખબર, પણ એ પ્રમાણે આપની ઑફિસ સમક્ષ મેં રજૂઆત કરી છતાં ન તો મારા પત્રનો જવાબ

મળ્યો, ન તો પહોંચ મળી. આખરે રાણપુરના સબ-ઇન્સ્પેક્ટરે મારી સાથે સીધો અને ભાવનગર પોલીસ દ્વારા પણ સંપર્ક સાધ્યો. એ લાંબાલચ પત્રવ્યવહાર દ્વારા એક યા બીજાં ઓઠાં હેઠળ રાણપુર પોલીસે મારો તમંચો પાછો આપવાનું ટાળ્યું છે. આ પાછળનો એમનો આશય હું પામી શક્યો નથી.

મારો તમંચો મને અહીં અથવા ભાવનગરમાં સલામત પાછો સોંપાવો જોઈએ એવી મારી સાદર રજૂઆત છે. રાણપુર પોલીસે એ કામ કેવી રીતે પાર પાડવું તે શીખવવાનું કામ મારું નથી. એ તમંચો રાણપુરની બહાર લઈ જવાની પરવાનગી આપની ઑફિસે મને આપવી જોઈએ અથવા ભાવનગર પોલીસ હસ્તક એ મને પાછો સોંપાવો જોઈએ. આવતા દિવસોમાં તમંચો મને સોંપવામાં એ નિષ્ફળ જશે તો મારા વાંક વગર મારો તમંચો જિલ્લા પોલીસ પડાવી લેવા માગે છે એવું દુ:ખદ અનુમાન કરીશ, પણ મને શ્રદ્ધા છે કે આપ આ બાબત ન્યાય કરશો અને આપની પોલીસને આપખુદ પગલું લેતાં અટકાવશો.

લિ૦ વિનીત, જે૦ કે૦ મેઘાણી

## (૫૧) જિલ્લા મૅજિસ્ટ્રેઇટ, અમદાવાદ, ઉપર

Ranpur : 8-9-1928

Sir,

My Tamancha

I have the honour to acknowledge the receipt of your memorandum no. P.O.L.S.R.B. 551 of the 30th August and I thank you for due attention to my complaint. As per the instructions given in the above memo I have the honour to submit herewith a four anna stamp, and hereby apply for issuing me a journey license to carry my Tamancha to Bhavnagar. I beg to hope that since my Tamancha was handed over to the police at Ranpur, it will be delivered to me here at Ranpur, and not at Ahmedabad. I have the honour to remain, Sir,

Your most obedient servant
J. K. Meghani



(૧૯૨૮)

**જોખમ વચ્ચે જ દમ ઘૂંટો, દોસ્તો!**

□ અનુવાદ :

રાણપુર : ૮-૯-૧૯૨૮

સાહેબ,

## મારો તમંચો

આપના ૩૦ ઑગસ્ટના મેમોની પહોંચ સ્વીકારું છું અને મારી ફરિયાદ તરફ જરૂરી લક્ષ આપવા બદલ આભાર માનું છું. એ મેમોમાં આપેલી સૂચના પ્રમાણે આ સાથે ચાર આનાની ટિકિટ મોકલું છું અને તમંચો ભાવનગર લઈ જવા દેવા માટે મુસાફરી-પરવાનો આપવા વિનંતી કરું છું. તમંચો મેં રાણપુરમાં પોલીસને સોંપ્યો હતો એટલે આશા રાખું છું કે એ રાણપુરમાં જ પરત થશે, અમદાવાદમાં નહીં.

લિ૦ વિનિત, જે૦ કે૦ મેઘાણી

*

## 'જોખમના ભય વચ્ચે જ દમ ઘૂંટો, દોસ્તો!'

"ખોપરીમાં એક ખુમારી ભરી હતી. જતાં ને વળતાં, પગે ચાલતાં, જે સાંકડી [હુલ્લડગ્રસ્ત] ગલીઓ વટાવતા હતા ત્યાં ત્યાં મારો હાથ છાતીના ડાબા પડખા પર કમજાના અંદરના ભાગની જેબ પર જતો હતો. કેટલો રોમાંચક એ સ્પર્શ હતો! ગીરનાં પરિભ્રમણોમાં સાથે ઘૂમેલી નાનકડી રિવૉલ્વરનો એ સ્પર્શ દેહમાં નખશિખ નવલું સ્પંદન જગાવતો હતો; આજે સમજું છું કે હુલ્લડખોર ટોળાંની વચ્ચે ઘેરાઈ ગયે આ રિવૉલ્વર એના માલિકનો જાન બચાવી તો ભાગ્યે જ શકી હોત, છતાં એને હાથમાં લઈને ઘોડો ચાંપતાં ચાંપતાં છ ગોળીબાર કરી લીધા પછી પટકાવાની એક મોજ પડી હોત, અથવા કદાચ એક દગલબાજ છૂરીના સપાટાએ આ હથિયાર બહાર કાઢવાનોયે સમય ન આપ્યો હોત. તે બધું આજે તો સ્પષ્ટ સમજાય છે. તે દિવસે દિલમાં રંચ માત્ર ફફડાટ ન હતો. મુકાબલાનો મોકો મળતાં કતલખાનાના બકરા પેઠે નહીં મરવું પડે એવો એક મિજાજ મનનાં છિદ્રોને ભરી રહ્યો હતો. 'Live dangerously : જોખમના ભય વચ્ચે જ દમ ઘૂંટો, દોસ્તો!' એ સુભાષચંદ્રનું સૂત્ર આજે લાખો કલેજાંને સર કરી ચૂક્યું છે એમાં આશ્ચર્ય નથી. તે દિવસની સહચરી રિવૉલ્વર આજે છાતીસરસી નથી રહી છતાં એની યાદ પણ થીજેલા લોહીમાં થોડો અગ્નિરસ સિંચે છે." ['પરકમ્મા'માંથી ટૂંકાવીને.]

## (૫૨) હાથીભાઈ વાંક ઉપર

મુંબઈ : ૬-૧૧-૧૯૨૮

પ્રિય ભાઈ,

૦૦૦૦૦ શાબાશ! સવાસો ગીતો આપશો એ વાંચીને મારી છાતી ખૂબ ફૂલે છે. તમારાં કાઠી કોમનાં લગ્નગીતો, રાસડા લઈ રમવાનાં ગીતો, હાલરડાં, છોકરાંનાં જોડકણાં, અરે રોવાનાં રાજિયાં પણ—જે કાંઈ બની શકે તે—સંઘરજો. હું આપનો ઘણો બધો ઋણી બનીશ! તે ઉપરાંત કાઠી કોમનાં લગ્નની વિધિઓ, મૃત્યુની વિધિઓ, સીમંતની, બાળકના જન્મની, વગેરે જેટલી બને તેટલી બધી જૂની વિધિઓ ટપકાવી લેજો. બની શકે તો એવી વિધિઓમાં વપરાતી કોઈ વિચિત્ર જૂની ચીજો પણ સંઘરજો અને લગ્ન વખતે આપના ગોર શું બોલે છે તેનો ખ્યાલ મેળવી લેશો? અમારી કોમથી જુદું શું શું છે તે હું જાણવા આતુર છું. આપના આ કાર્યમાં મારાં બહેનશ્રીનો હિસ્સો પણ મોટો મંડાશે એમ માની એમના પ્રત્યે આ પત્રમાં મારી કૃતજ્ઞતાની લાગણી પ્રદર્શિત કરું છું. દિવાળી પછી તુરત દેશમાં આવીશ. કાંઈ લેતો આવું?

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

*

### ક્ષત્રિય લગ્નગીતો

"જેના સૌંદર્યમાં સુરા ભરેલી છે તે કન્યા કેવે શબ્દે આલેખાઈ? મરઘાનેણી, દાડમનેણી, દાડમદંતી અને થોડાબોલી; પિયરપૂરી, મોસાળમોંઘી, અંતરભીની અને રંગભીની; ચોટાળી, કડલાળી ને ચૂડાળી; વરની આંખ વખણાય તો કન્યાની પાંસોડલી (દેહનું પાસું) વખણાય. એ જ્યારે વરને નિમંત્રે છે ત્યારે

રાયવર! વેલેરો આવ,
સુંદરવર! વેલેરો આવ,
તારાં ઘડિયાં લગન રાયવર વહી જશે

એવા સૌમ્ય અને આર્દ્ર શબ્દે વા સ્વરે નહીં, પણ અક્ર્યૂર શબ્દે :

ઘૂઘરિયાળો ઝાંપલો વરરાજા!
રમતા આવો રે હું વારી જાઉં!
ડોલરિયા! વેલેરા પધારો માણારાજ!
પાતળિયા! ચોંપેથી પધારો માણારાજ!

'એમ રમતા રમતા આવો'નું રૂપ બાંધે છે.

"એ ગીતોની સંજીવનીએ આ બળતા વેરાન વચ્ચે આતમ-ભૂમિને રસવાનું જે ચિરકાલીન કામ બજાવ્યે રાખ્યું છે તેની વાત કરવા બેસતાં વાચા વિરમી જાય છે."
[લગ્નગીતસંગ્રહ 'ચૂંદડી'ના પ્રવેશકમાંથી અને 'પરકમ્મા'માંથી, સંકલિત.]



## (૫૩) હાથીભાઈ વાંક ઉપર

મુંબઈ : ૧૦-૧૨-૧૯૨૮

પ્રિય ભાઈશ્રી,

ગીતોનું પરબીડિયું ગુરુવારે મળી ગયેલું. ૦૦૦ ગીતો સરસ છે. એ માયલાં કેટલાંક હડાળેથી પણ મળેલાં છે, પરંતુ તેની કશી હરકત નથી. મેળવવાંથી સાચા શબ્દપ્રયોગો મળી આવે. આપે મોકલેલાં વધુ શુદ્ધ અને મેળવાળાં છે. કેટલાંક તો નવાં છે.

આપે આટલાં મોકલીને તો મને ઊલટાનો લોભમાં નાખ્યો. હવે તો હું સમજી શક્યો છું કે ગીતોની મોટી ખાણ જ હોવી જોઈએ. કૃપા કરીને હવે એ ખોદાણકામ ચાલુ રખાવશો. કંજૂસ બનશો નહીં. મારા પર ઘણો મોટો ઉપકાર થશે. હું વિશેષની રાહ જોઉં છું. જે કાંઈ ગીતો-રાસડા, ગરબી, લગ્નગીતો, સીમંતના ગીતો, રમતગમતનાં હાલરડાં, જે કંઈ સ્મરણમાં ચડી આવે તે તમામ લખાવી લેશોજી. ઢાળની તો મારે બહુ જરૂર છે. ઢાળ તો આ ગીતોની મુખ્ય ખૂબી છે, પરંતુ તે તો હું કેવી રીતે પ્રાપ્ત કરી શકું? ૦૦૦

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વંદન

*

### 'ચૂંદડી'ની વ્યુત્પત્તિ

"સ્વ૦ ડૉ૦ સર જીવણજી મોદી : રૉયલ એશિયાટિક સોસાયટીના મારા વાચનખંડમાં લગ્નગીતો પર અંગ્રેજી નિબંધ વાંચનારા વૃદ્ધ વિદ્વાન. એ પારસી બુઝુર્ગને મેં લગ્નગીતોના મારા સંગ્રહ 'ચૂંદડી'ની વાત કહી. પહેલો જ પ્રશ્ન એમણે આ પૂછ્યો, 'ચૂંદડી શબ્દની વ્યુત્પત્તિ શું છે?' મારી પાસે ઉત્તર નહોતો. કહે કે 'યુ મસ્ટ નો ધેટ! [તું એટલી તો તને ખબર હોવી જ જોઈએ!]'. એ અર્થ મેં સોળ વર્ષ પછી મેળવ્યો! પ્રશ્ન મન પર રહી ગયો હતો. ઇતિહાસ સંમેલન વખતે શ્રી કેશવરામ શાસ્ત્રીજીને પૂછ્યો. એ કહે કે ચંદ્ર પરથી ચૂંદડી; ચંદ્ર પરથી ચંદ્રકળા, ચંદ્ર જેવી બુટ્ટાળી ભાત હોય છે ને, તે પરથી ચૂંદડી." ['પરકમ્મા'માંથી.]



## (૫૪) રામચંદ્ર દા૦ શુકલ ઉપર

ભાવનગર : ૧૧–૧–૧૯૨૯

ભાઈશ્રી,

૦૦૦૦૦ આપે મગાવેલી માહિતી નીચે મુજબ છે :

(૧) અંગ્રેજી અને સંસ્કૃત ભાષાઓ લઈને ભાવનગરની શામળદાસ કૉલેજમાંથી ૧૯૧૬ માં બી. એ. થયો.

(૨) અભ્યાસ દરમ્યાન લોકસાહિત્યનો તો ખ્યાલ સરખો પણ નહોતો આવ્યો. ગુજરાતી સાહિત્યમાં તો વિશેષે કરી 'ન્હાનાલાલ' વાંચતો. સ્કૂલના અભ્યાસ દરમ્યાન 'કલાપી' મારો પ્રિય કવિ હતો. ભાષાની સરલતા અને ભાવોની ભીનાશ મને એણે ઘણા પ્રમાણમાં આપી જણાય છે. એણે મને વધુ પડતો ઊર્મિલ બનાવી નુકસાન પણ કર્યું હતું. ન્હાનાલાલના રાસે કૉલેજ–જીવનમાં મારી લોકગીતો તરફની રસવૃત્તિ જાગ્રત કરી હોય એમ જણાય છે. અંગ્રેજી કવિઓમાં બાયરન જેવો બીજો નહોતો ગમ્યો. સંસ્કૃત નાટકો નહોતાં ગમતાં. 'રઘુવંશે' જ મને સંસ્કૃત રસસાહિત્ય પ્રતિના અભાવમાંથી ઉગારી લીધો છે.

(૩) બી. એ. થયા બાદ હું એમ. એ. માટે આંહીં રહી વાંચતો હતો, પણ એ વખતે મિસિસ બેસન્ટનો મધ્યાહ્ન અને મહાત્માજીનો ઉષાકાળ હતો. હું અભ્યાસ મૂકીને સ્વદેશી વસ્તુના પ્રચારની સ્વયંસેવક તરીકેની પ્રવૃત્તિમાં ઊતરી પડ્યો અને છેવટે બંને બગાડ્યાં.

(૪) ઓચિંતો કૌટુંબિક કારણે ૧૯૧૭માં કલકત્તા જઈ ચડ્યો. ભાવનગરની પ્રવૃત્તિને રઝળતી મૂકી ત્યાં વેપારમાં રહી ગયો. જીવણલાલ કું૦ નામની એક પેઢીમાં રહ્યો. ભાઈ જીવણલાલ મને વિલાયત લઈ ગયા. ત્યાંના વેપારકામમાં હું એમને નકામો નીવડ્યો. વેપારમાં શૂન્ય જ સાબિત થયો. ચાર મહિને એમની સાથે જ પાછા આવવું પડ્યું. થોડીક કુનેહ હોત તો તે મને વિલાયત રાખી આવ્યા હોત, પણ હું hopeless હતો.

(૫) પછી એ પેઢીનું એલ્યુમિનિયમનાં વાસણ બનાવવાનું કારખાનું કલકત્તામાં તૈયાર થતું હતું તેના મેનેજર તરીકે એમણે મને પલોટ્યો. લગભગ અઢી–ત્રણ વર્ષ કામ કર્યું, સંતોષ આપ્યો, પરંતુ કોણ જાણે અંતર ત્યાં ઠરતું નહોતું. કાઠિયાવાડ જાણે બોલાવતું હતું. જીવણલાલ કું૦ની ઘણી જ ભલી લાગણી હતી અને ભવિષ્યમાં મને ઘણો ફાયદો આપે તેવા એ ભાઈ હતા પરંતુ હું છૂટો થઈ ધૂનમાં ને ધૂનમાં પાછો આવ્યો.

(૬) કલકત્તામાં જતાં જ થોડે દિવસે બજારનાં સાઇનબોર્ડ પરથી ભાષા શીખી ગયો. તુરત જ બંકિમચંદ્રની નવલો શરૂ કરી. ભાષા સહેલી તેથી સડસડાટ પાર નીકળ્યો.

પછી નાટકો જોવા જતો. દ્વિજેન્દ્ર રાયનાં નાટકો વાંચવાની ફાવટ આવી ગઈ. બ્રાહ્મોસમાજની રવિવારની ઉપાસનાઓમાં જતો. ત્યાંથી પણ ભાષા આવડી. કારખાનાના કામ પર મજૂરની માફક પ્રભાતે સાતે ચડતો, સાંજે સાતે ઊતરતો, વચ્ચે ફક્ત બપોરનો અરધો કલાક જમવાનો લેતો. તેમાંથી વીસ મિનિટ બચાવી દ્વિજેન્દ્ર, રવિબાબુ વગેરેનું વાચન કરતો. બંગાળી સમજવાની ઘણી મોટી ફાવટ એ જીવનમાં જ આવી ગયેલી. છૂટકછૂટક નાટકના પ્રવેશો, ગલ્પો, વગેરેના અનુવાદો પણ કરતો, ને તે સારા થતા. બંગાળી સાહિત્યે મને ઘણું આપ્યું છે.

(૭) કાઠિયાવાડમાં હું દિશાશૂન્ય હતો. ખેતી, વણકરી, વગેરેના ઉધામા જોરથી આવેલા અને એમાં ક્યાંક ભરાયો હોત તો જીવન ખરાબે જ ચડી જાત, પરંતુ પ્રભુ મોટો છે. ઓચિંતા બે–ત્રણ લેખો 'સૌરાષ્ટ્ર' પત્રમાં લખી મોકલ્યા. તદ્દન ઉદ્દેશ વગર મોકલેલા, પણ અમૃતલાલ શેઠનું ધ્યાન ખેંચાયું. એમને છાપાની પ્રવૃત્તિ સાથોસાથ સાહિત્યપ્રવૃત્તિ ખોલવી હતી. તાર કરીને બોલાવ્યો. ઘણા જ પ્રેમથી, ઘણી ઉદારતાથી, દરમાયો વગેરે નક્કી કરીને મને ઊંચકી લીધો. તે વખતે તો ફક્ત અનુવાદ–સાહિત્યની જ યોજના હતી. એનું પ્રથમ ફૂલ 'કુરબાનીની કથાઓ'.

(૮) લોકસાહિત્યની શરૂઆત : 'સૌરાષ્ટ્ર'માં રહ્યા પૂર્વે બગસરા ગામના ભાગદાર અને હડાળા–દરબાર તરીકે જાણીતા દ૦ શ્રી વાજસૂર વાળા મને બચ્ચાની પેઠે રાખી હડાળા ગામમાં પોતે જૂના વખતના ચારણો પાસેથી સાંભળેલી—ખાસ કરીને દરબારના મૃત દસોંદી (કે જેને હમીર કાવ્યમાં 'કલાપી'એ આલેખેલ છે)ની કહેલી—વાતો કહેતા. એ વાતો મને મીઠી લાગી. મેં એ કશા ઉદ્દેશ વગર લખવા માંડી. આ મારી લોકસાહિત્યની દીક્ષા, અને ત્યારથી આજ સુધી એ પ્રવૃત્તિમાં આ સાથ દેનાર મહાન ઉપકારક શ્રી વાજસૂર વાળા. પૈસાથી નહીં પણ પોતાની અભિરુચિ વડે, રસદૃષ્ટિ વડે અને પોતે કાઠી હોઈને કાઠિયાવાડની જૂની વીર જાતિઓના રીતરિવાજની ખાસિયતો ખૂબીઓ વગેરેની માહિતી વડે એણે મારા ઝરણને પોષ્યું છે. એ ચાર વાર્તાઓ 'સૌરાષ્ટ્ર'માં છાપેલી. લોકોનું ખૂબ ધ્યાન ખેંચાયેલું. મને પણ આનંદ ચડી. તે પછી તો થોડા મહિના ગયા. 'સૌરાષ્ટ્ર'ની ભેટ તરીકે 'રસધાર' આપવાની જાહેરાત ઓચિંતા મારી ગેરહાજરીમાં અમૃતલાલભાઈએ કરી નાખી. એટલે હાજર થઈ ને ભટકવાનું ને સંશોધનનું કામ જોરથી ઉપાડ્યું. પહેલો ભાગ બહુ જ ઉતાવળે, કશા ભાન વિના, લખવો પડ્યો. પરિણામે પ્રથમ આવૃત્તિમાંની કચાશ જોઈ શકશો. (બીજી આવૃત્તિ છપાય છે. તમે જરૂર એ જોઈ જશો. પછી જ મારાં લખાણની પસંદગી કરજો.)

લોકગીતોની લગની પોરબંદરના બરડા મહાલના બગવદર ગામની એક મેરાણી બહેન દેવીએ લગાડી. તે તરફ ગયેલો કથાસાહિત્ય માટે, પણ આંટો નિષ્ફળ લાગ્યો. મેરાણીઓના રાસડા વિશે બહુ સાંભળેલું. પ્રત્યક્ષ સાંભળવા મન હતું. ઘણી મહેનત

કરી. તેમાં કેટલો કેટલો નાસીપાસ થયો પછી એક બહેન એવી મળી કે જેણે પોણી રાત જાગીને એ સંભળાવ્યાં. એ રાત નહીં ભૂલું.

મારા પર એક મોટી અસર મારા જન્મસ્થાનની પણ જણાય છે. મારો જન્મ પાંચાળના સુપ્રસિદ્ધ કેન્દ્ર ચોટીલામાં–ચોટીલા ડુંગરની તળેટીમાં જ–થયો છે, અને મને કહેવામાં આવ્યું છે કે બચપણમાં મને તેડીને એ ડુંગરની આસપાસ ફેરવતા હતા. તે પછી મેં પાંચાળ ત્રીસ વર્ષે જોયો પણ મને લાગ્યું કે મારો 'સ્પિરીટ' mountain spirit છે અને એ મારા ગર્ભધારણને આભારી છે. મારી માતા ઘણા જ મધુર કંઠથી રાસડા ગાઈ સંભળાવતાં. ઘંટી પર એ દળતાં દળતાં ગાતાં તેના પડઘા મને આજે ઘણાં વર્ષે સ્પષ્ટ સ્મરણ ન હોવા છતાં સંભળાય છે.

બીજી અસર—મારા પિતાઃ કાઠિયાવાડ એજન્સી પોલીસ નોકર તરીકે બદલી થઈ થઈને જુદાં જુદાં થાણાંમાં જતા. આમાંનાં ઘણાંખરાં થાણાં વિકટ જગ્યાઓ પર, ડુંગરા, નદીઓ, ખીણો અથવા રણ વગેરેથી ભરેલી વિકટ છતાં રમણીય જગ્યાઓ પર આવેલાં. હું પોતે હથિયારો, ઘોડેસવારી, ગામડાંના પ્રવાસો, કુદરતની ભયાનકતા ને રમ્યતા, એકાંત, ગ્રામ્ય જનતા વગેરે સાથે એ રીતે પરિચયમાં આવેલો હતો. બચપણના એ સંસ્કારો દબાઈ રહીને હવે બહાર આવ્યા હોય એમ જણાય છે.

બાકી તો, મારી આ પ્રવૃત્તિમાં મૂંગો રસ લઈ, જોઈએ તેટલાં સાધનો શોધવા જવામાં મને અનિયંત્રિત છૂટ દેનાર અને મારી બાંય પકડનાર ભાઈશ્રી અમૃતલાલ શેઠનું પ્રેરક બળ તો સર્વોપરી છે. એ પોતે વીર છે, વીર જાતિઓના પૂજક છે. એના સંસર્ગે મને યત્કિંચિત પણ એના જેવો બનવાને પંથે મૂકેલો છે.

વધુ કેટલું લખું? પાનાંનાં પાનાં ભરાય તેવું છે પણ નિરર્થક મારો અહંભાવ કેટલોક ગજાવું? ૦૦૦૦૦

લિ૦ સેવક ઝવેરચંદનાં વંદન

*

† 'આપે મગાવેલી માહિતી' : ગુજરાતી વાર્તાઓના સંપાદન 'નવલિકા સંગ્રહ' (પુ૦ ૨)માં લેવા મંગાવેલી જીવનવિષયક માહિતી.

*

## 'એ રાત નહીં ભૂલું'

[નેવુ વર્ષનાં જાજવલ્યમાન ઢેલી આઈએ ૧૯૭૫માં નરોત્તમ પલાણને કહ્યા પ્રમાણે.]

"મને બધાં ગીતો બહુ યાદ છે એવું સાંભળીને મેઘાણીભાઈ એક દિવસ મારી પાસે આવ્યા, ધોળાં ધોળાં લૂગડાંમાં; મોટી મોટી આંખો નીચે ઢાળીને મારે આંગણે ઈ ઊભા'તા. જોતાં જ આવકાર દેવાનું મન થાય એવો માણસ! મેં તો ઓટલીએ ગોદડું પાથરી દીધું ને બેસાડ્યા. હું હેઠે બેસવા જતી'તી ત્યાં પગે પડીને 'હં ... હં ...

હે... તમે અહીં ઉપર બેસો નહિતર હુંય નીચે બેસું છું' એમ કહીને મનેય ઉપર બેસાડી. પછી તો એમને જે ગીતો જોતાં'તાં તેની અર્ધી અર્ધી કડીઓ પોતે બોલે ને હું આખું ગીત પૂરું કરી દઉં. નીચી મૂંડકી રાખીને ઝીણા ઝીણા અક્ષરમાં ટપકાવ્યે જાય. મને ગીત ગાયા વિના બોલતાં નો આવડે એટલે પોતે હસે, અને હું તો જેના જેવા રાગ તેમ મન મૂકીને હલકો કાઢીને ગાઉં! આજુબાજુનાંય ભેળાં થઈ ગ્યાં અને છેક બપોર સુધી ગીતો ગાયાં.

"જમવા બેઠા. પાટલો ઢાળ્યો હતો પણ પોતે પાટલે નો બેઠા. હું નીચે બેઠી બેઠી રોટલા ઘડતી'તી તે પોતેય નીચે બેઠા. ઘણું કહ્યું તો કહે, 'રોટલા ઘડનારી નીચે બેસે અને ખાનારો ઊંચે બેસે એ કયાંનો ન્યાય?' મને તો અમારા ગાર્યવાળા ઘરમાં એનાં લુગડાં બગડે એનો જ ભે હતો, પણ પોતે એકના બે નો થયા, અને હજી તો પૂરા જમી નો લે એની મોર્ય તો આખું ગામ ઓસરીમાં ભેળું થઈ ગ્યું. અમારી કોમમાં ગીતો ગાવાં–સાંભળવાં બઉ ગમે.

"જમીને એમણે એક ગીત ગાયું—અસલ અમે ગાઈએ એ જ ઢાળમાં! અમે તો બધાં એના મોઢા સામું જોઈ જ રિયાં! ને પછે તો એક પછે એક રોંઢો ઢળ્યા સુધી એની પાસે ગવડાવ્યે રાખ્યું! પછી અમારો વારો આવ્યો. અમે આઠ દશ બાયુંએ ગીત ગાવાં માંડ્યાં પણ બધી બાયું ભેળી થાય એટલે બેસીને કેમ ગવાય? થયાં ઊભાં અને ફળિયામાં જ રાસડા માંડ્યા. પોતે તો હમણાં ઢગલોએક હસી નાખશે એવા થતાં થતાં કાગળિયામાં ટપકાવ્યે જાય. જોણાંને ને રોણાંને તેડું થોડું હોય? ઢગ બાયું ભેળી થઈ અને અંધારું થયા સુધી રાસડા હાલ્યા. વાળુ કરીને પાછાં ભેળાં થ્યાં તે એક પછે એક નવાં નવાં ગીત મધરાત સુધી ગાયાં; છેલ્લે પોતે થોડાંક મરકડાં કીધાં અને સઉને હસાવ્યાં.

"થોડાંક રહી જતાં'તાં તે ગીત સવારે પણ મેં ગાયાં, અને પોતે તો મારાં વખાણ કરતાં કરતાં નીચી મૂંડકી રાખીને લખ્યે જાય. મનેય ગીત બઉ મોઢે; સવારો-સવાર ગાઉં પણ એકેય ગીત બીજી વાર નો આવે. અહીંથી પોતાને બખરલા જવું'તું એટલે શિરામણ કરીને ગાડું જોડયું, પણ પોતે કહે, 'હું ગાડામાં નો બેસું. એક જીવ તાણે અને બીજા જીવથી અમથું અમથું નો બેસાય.' અમારી સંધાયની આંખમાં પાણી આવી ગ્યાં. પોતેય જાણે કોઈને ભાર નો લગાડવો હોય એમ લૂગડાં સંકોરતાં સંકોરતાં સૌને હાથ જોડીને ચાલતા થ્યા. ઓહોહો! આવો માણસ મેં કોઈ દી' જોયો નથી! એની હાજરીનો કોઈ કરતાં કોઈને ભાર જ નો લાગે!" ['કુમાર' માસિકના સપ્ટેમ્બર ૧૯૭૫ના અંકમાંથી સાભાર.]



'રઢિયાળી રાત' ખંડ ૪, (૧૯૪૨)

અર્પણ :
અઢાર વર્ષો પૂર્વે આ લોકગીતોની પ્રથમ લહાણી આપનાર
બગવદરનાં મેરાણી બહેન ઢેલીને.



(૫૫) **હાથીભાઈ વાંક ઉપર**

ભાવનગર : ૨૭–૨–૧૯૨૯

પ્રિય ભાઈ,

કાગળ મળ્યો. હા, ખૂબ વ્યવસાય, દોડાદોડી અને લખાલખ. મુંબઈના આંટા વ્યાખ્યાનમાળાને અંગે ઘણા થાય છે. ભેટના પુસ્તક તરીકે †'સંતો' આપવાનું નક્કી કરીએ છીએ. આપની સહાયની ઘણી જરૂર પડશે. અવસરે આવી પહોંચીશ. ઉતાવળે.

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદનાં વંદન

*

† 'સંતો' : 'સોરઠી સંતો' નામનું પુસ્તક.

*

ગુરુમંત્રનું સતત ગુંજન

"૧૯૨૯ની સાલ, ફેબ્રુઆરીથી એપ્રિલના એ મહિના. મુંબઈની જ્ઞાનપ્રસારક મંડળીના આશ્રયે છ વ્યાખ્યાનોનું સત્ર મળ્યું હતું. કાવસજી જહાંગીર હૉલમાં શ્રોતાસમૂહ ચિકાર રહેતો. પ્રમુખસ્થાને બેસતા ડૉ૦ સર જીવણજી મોદી. યાદ આવે છે છેલ્લા વ્યાખ્યાનની સંધ્યા. રણજિતરામ સુવર્ણચંદ્રકનું પહેલવહેલું સન્માન પામીને મુંબઈ છેલ્લું ભાષણ દેવા ગયો હતો. પોતે કડક હતા, કરડા હતા, સહેલાઈથી પ્રસન્નતા બતાવતા નહીં, શિખાઉ માણસ મલકાઈ–છલકાઈ જાય એવી રીતે વર્તતા નહીં. મારો ચંદ્રક હાથમાં લઈ પંપાળી પંપાળી શ્રોતાસમૂહને એ બતાવી મને કહ્યું, 'આ ચંદ્રકથી તારી જવાબદારી ઘણી વધી જાય છે. સંશોધન કરતો રહેજે, મલકાઈ જતો ના.' સેંકડો ગુજરાતીઓની સાક્ષીએ સ્વીકારેલો એ ગુરુમંત્ર સતત કાનમાં ગુંજતો રહ્યો છે. યથાશક્તિ એનું પાલન કર્યે ગયો છું." ['પરકમ્મા'માંથી ટૂંકાવીને, સંકલિત.]

*



(રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રસંગે, ૧૯૨૮)
ચૈતન્યપ્રસાદ દીવાનજી, રામનારાયણ વિ૦ પાઠક, કેશવ હ૦ ધ્રુવ, ડૉ૦ હરિપ્રસાદ દેસાઈ,
હાજીમહમ્મદ અલારખિયા, બાપુજી અને 'ધૂમકેતુ'



(રણજિતરામ સુવર્ણચંદ્રક : ૧૯૨૮)

... સતત ગુંજતો ગુરુમંત્ર ...

(૫૬) **શંકરપ્રસાદ હરપ્રસાદ દેસાઈ ઉપર**

[સૌરાષ્ટ્રનાં ઇતિહાસ અને સંસ્કૃતિના અભ્યાસી]

ભાવનગર : ૬-૪-૧૯૨૯

સ્નેહી ભાઈશ્રી,

મુંબઈથી આપના પત્રની પહોંચ લખ્યા પછી રઝળતો રઝળતો ત્રણ દિવસ પર જ આંહીં ઘેર આવ્યો છું અને 'બહારવટિયા'ની નવી આવૃત્તિમાં આપે લખેલી હકીકતો ગોઠવતો જાઉં છું. જેમ જેમ વિચારું છું તેમ તેમ આપના લખેલા પ્રસંગો વધુ ને વધુ સરસ લાગે છે અને મારા અંતરમાં આશા ઉદ્ભવે છે કે આપ બીજું ઘણું ઘણું જાણતા હશો, ને બધી માહિતી નિરર્થક ન જાય તેટલા માટે વિનતિ કરું છું કે ભલા થઈને એ બધું મારા પર પત્રરૂપે લખતા રહો અથવા ભલે આપની પાસે જ સંઘરી રાખો પણ જરૂર જરૂર લખી કાઢો. ખરી રીતે તો હવે આપને રૂબરૂ મળીને સાંભળી લેવા જ હું તલખું છું પરંતુ એવો સુયોગ કોણ જાણે ક્યારે હરિ મેળવશે. આપનું

આંહીં આવવું સંભવિત ખરું? અથવા રાણપુર 'સૌરાષ્ટ્ર' કાર્યાલય જોવાને બહાને એક વાર ન આવો?

તાત્કાલિક જરૂરની એક વાત: ગીગલા મહિયા વિશે આપ શું શું જાણો છો? એકંદર મહિયાઓનો પ્રશ્ન શો હતો? કનડા ડુંગર પરની કતલની વિગતો શી શી છે? એ બધું કઈ કઈ સાલમાં બન્યું? ગીગાનાં બહારવટાના પ્રસંગો કશા યાદ છે? અથવા એ ક્યાંથી મળે? ભાઈ રાયચુરાએ ગીગાની જે વાત લખી હતી તે બરાબર છે કે નહીં?

તે જ રીતે છેલ્લો બહારવટિયો રામવાળો. એને વિશે કશી હકીકત મળી છે? ખાસ ગીર તરફની વાર્તા માગું છું. બાકીના હું સંપૂર્ણપણે જાણું છું. મોવર સંધવાણી વિશે કાંઈ? આપ અવકાશ લઈ લખશો તો હું આપનો સવિશેષ ઋણી બનીશ. આપના જેવા યુવાન ભાઈનો ભેટો મને અગાઉ થયો ન હતો. હું તો બહાવરા જેવો બનીને એવા સમાનધર્મીઓને શોધું છું. મારાથી આ જૂની lore નો ધ્વંસ સહેવાતો નથી. જો હું છૂટો હોત તો ગામડે ગામડે અને ઝાડે ઝાડે ભમત પરંતુ ગૃહસ્થાશ્રમી છું. મનધાર્યું રખડી શકતો નથી તેથી જ આપ જેવાઓના અનુભવો સંઘરવા મથું છું. વધુ શું લખું? ઉમેદ તો એવી છે કે કાઠિયાવાડમાં એક વાર આપની ભેળો હું પ્રવાસ કરી શકું. તે તો ભાવિને હાથ છે. એ જ

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદનાં વંદન

તા૦ ક૦ નવી આવૃત્તિ તૈયાર થયે આપને મોકલીશ. આપનાં કોઈનાં નામઠામ નહીં આપું તેની ખાતરી રાખશો. ઝવેરચંદ

*

## દેસાઈ કુટુંબની જવાંમર્દી

"નાઘેરમાં સરસ્વતીને કાંઠે બીજ નામનું ગામડું છે. નામ એવી જ રૂડપ. લોકો પડેલા પહોરની મીઠી નીંદરમાં પડેલા. લૂંટારા છાનામાના ગામમાં પેસી ગયા. સડેડાટ સરકારી ઉતારા પર પહોંચ્યા. ભેળો જાણભેદુ હતો એને પૂછ્યું, 'ઓસરીએ ઈ ઊંચા ઢોલિયા ઉપર કોણ સૂતું છે?'

'પાટણવાળા દેસાઈ ઉદેશંકર.'

'ઉદેશંકર કાકો? તયીં તો સાવધાન રે'વા જેવું. જો જાગી ગ્યો તો ઈ નાગરબચ્ચો આપણા પાંચને ઠામ રાખશે.' હળવે પેંતરે ઢોલિયે પહોંચી જઈને ગીગલો એ સૂતેલા પડછંદ આદમીની છાતી ઉપર ઉઘાડો જમૈયો લઈ ચડી બેઠો. આદમી જાગ્યો. તારાના તેજમાં છાતી ઉપરનો માણસ ઓળખાયો નહીં. પૂછ્યું, 'કોણ તું?'

'ઉદેશંકરકાકા! ન ઓળખ્યો મને?'

'ગીગલો કે? હે કમતિયા! મારે ને તારે શું વેર કે આમ ચોરટાની જેમ છાતીએ ચડી બેઠો? હેં બાયલા! પડકારીને ન આવી શક્યો? મરદનાં પારખાં તો થાત!'

'કાકા, મારે ક્યાં તમારી હારે વેર છે? તમે તો સોમનાથજીના ગણ છો. પણ તમે એકવચની અને ધરમવાળા કહેવાઓ છો એટલે તમને મારા અંતરની બે વાતું કહેવા આવ્યો છું.'

'તો કહે.'

'ના, આંહીં નહીં. ગામ બહાર હાલો.'

'ભલે, હાલો.'

"... દાયરો દેસાઈને લઈને ગીર તરફ ગયો. સારી પેઠે આઘા આવ્યા પછી ગીગાએ દેસાઈને કહ્યું કે 'કાકા, મારા પેટની આટલી જ વાત કહેવી હતી કે મારું અકાળે મોત થાશે, પણ મારે દીકરા નથી એટલે મારી ઉત્તરક્રિયાનો બંદોબસ્ત કરું. તમે ધરમવાળા છો તે પાણી મેલો કે મારી વાંસે બ્રાહ્મણ જમાડશો. આટલું કરો તો મારા પેટમાં ટાઢક થાય.'

"દાંત કાઢીને દેસાઈએ કહ્યું, 'ગીગા, આટલા સારું આવડી ખટપટ કરી? હાલતે રસ્તે કહેવરાવ્યું હોત તોય હું ન કરી નાખત?'

'બસ, કાકા, હવે પધારો. કોઈ તમારું નામ ન લ્યે.'

'રામરામ, ગીગા.' . .

"આ દેસાઈ કુટુંબની જવાંમર્દી આ વૃત્તાંતોમાં ઠેર ઠેર ઝલકે છે. .... હર [પ્રસાદ] ભાઈ તે આ ઉદયશંકરના જ પુત્ર." ['સોરઠી બહારવટિયા' ભાગ (૩)માં 'ગીગા મહિયા'માંથી ટૂંકાવીને.]



## (૫૭) શંકરપ્રસાદ હ૦ દેસાઈ ઉપર

રાણપુર : ૧૧-૪-૧૯૨૯

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦૦૦ આપને મેં ઘણો શ્રમ આપ્યો. આપ સ્પષ્ટપણે બહુ ન લખી શકો તે મુશ્કેલી હું સમજું છું છતાં આપે મારા પર આટલો વિશ્વાસ મૂક્યો તે કાંઈ ઓછું નથી. હું વિવેક નથી કરતો, સાચું કહું છું. મારે આપની પાસે આવીને જ બધી વાતો સાંભળવી જોઈશે. અમદાવાદ આવવાનો હવે પછી જ્યારે પણ યોગ થશે ત્યારે આપની પાસે ચોક્કસ થોડા કલાક માગી લઈશ. ગયે વખતે આપણે ઘણા મોડા

મળ્યા. મારે મુંબઈ ગયા વિના ઇલાજ નહોતો એટલે મને ઘણો વસવસો રહી ગયો છે. પ્રભુકૃપાએ પુનઃ મળીશું.

હું તો બરાબર જેને શોધી રહ્યો હતો તેવી જ વ્યક્તિ મને મળી ગઈ માનું છું. એક દિશામાં સોરઠી folklore પ્રતિ આટલી મમતા ને બીજી દિશામાં સમતુલા રાખી તપાસનાર શાસ્ત્રીય દૃષ્ટિ એ બેનો સંગમ આપનામાં છે. મળીએ તો મારી ત્રુટિઓ પણ આપ બતાવો એવું માગું છું. બની શકે તો પત્રવ્યવહારથી પણ આપ મને મારાં પુસ્તકોની ખામીઓ તેમ જ મારા outlook ના દોષો બતાવો. ખાતરીથી માનજો કે હું ઘણો રાજી થઈશ. એ રીતે વિષયની વિશુદ્ધિ કરી શકીશ.

આપે લખેલો દુહો 'ભેંસું ભાયાણી'વાળો મને પણ પરિચિત છે પરંતુ આ બનાવ બગસરાના ભાયાણ કાઠીને ઘેર નહીં પણ જેતપુરના વીરાણી–જેતાલને ઘેર બનેલો. તેથી જ મને તે દુહો એ કથાનો નથી લાગ્યો, પરંતુ આપને દુહાઓનો પરિચય પણ એટલો ગાઢ છે તે જાણી તથા મારી ચોપડી એટલી ઝીણવટથી વાંચતા હોવાનું જાણીને હરખાઉં છું.

આપે મારા માટે જે ઉદ્‌ગારો કાઢ્યા તેનો હું અધિકારી બનું, હંમેશાં બની રહું, એટલું જ પ્રભુ પાસે માગું છું. બાકી તો યુગદેવતા સહુની પાસે કાંઈક કાંઈક કાર્ય કરાવી લે છે અને હું એનું યત્કિંચિત્ વાહન બની શક્યો હોઉં તો તે આભારની લાગણી નીચે મારું મિથ્યાભિમાન છૂંદાય છે. એ જ

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદનાં વંદન

*

## અસ્થિઓ ઉપર ઊર્મિની અંજલિ

"સિલસિલાબંધ જોગીદાસ–કથા તમે વાંચતા હશો ત્યારે થતું હશે કે અંકોડાબંધ એ કોઈ એકાદ માણસે ઉતરાવી આપી હશે ! એ મારી કથાને નાટક લેખે વાપરનારાઓ, બહારવટિયાનાં વૃત્તાંતોને રેડિયો ઉપર કથનારાઓ, બીજી ત્રીજી રીતે જાહેર પાસે મૂકનારાઓ, સહુ એવો સંતોષ ને દાવો ધરાવતા હશો કે આ તો છે પ્રચલિત સાહિત્ય, આ તો છે સર્વકોઈના સ્વાધિકારની સામગ્રી. તમને ભાગ્યે જ આ સત્ય સમજાશે કે એ કથાનું સમગ્ર પટ વણવા માટે કેટલે કેટલે ઠેકાણેથી ત્રાગડા મેળવી મેળવી મારે વાણાતાણા કરવા પડ્યા છે. ગઢવી માધવદાને, પીંગળશી પાતાભાઈએ, સ્વ૦ ભુપતરાયભાઈએ, ગગુભાઈ ગઢવીએ, સૂરા બારોટે, જેઠસૂર બારોટે, ગઢવી દાદાભાઈએ, ખોજા વાલજી ઠક્કરે, આ ડુંગરના સંધી પસાયતાએ — નામો નથી સાંભરતાં એવા બીજા પણ કેટલાકેટલાએ અક્કેક અસ્થિ આપ્યું, આખું કલેવર એ અસ્થિઓને બંધબેસતાં કરીકરીને ઘડવું પડ્યું અને તેના પર ઊર્મિની અંજલિ છાંટી પ્રાણ જગાડ્યો." ['પરકમ્મા'માંથી ટૂંકાવીને.]

## (૫૮) પીંગળશી પાતાભાઈ નરેલા અને હરદાનભાઈ પીં૦ નરેલા ઉપર
[ભાવનગરના રાજ્યકવિ અને એમના પુત્ર]

રાણપુર : ૧૦-૬-૧૯૨૯

પૂજ્ય કવિરાજ પીંગળશીભાઈની તથા સ્નેહી ભાઈશ્રી હરદાનભાઈની પવિત્ર સેવામાં,

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણીના ઘણા જ પ્રેમપૂર્વક રામરામ સ્વીકારશોજી. આજે લખવા પ્રયોજન એ છે કે આપશ્રીને ફરી વાર તસ્દી આપવી છે. આપને અગાઉ લખ્યા મુજબ ઋતુગીતોનું મારું પુસ્તક તૈયાર થાય છે તેમાં 'સોય તણી રત સંભરિયાં'ના છંદની આઠ કડી જે બાકી રહેલી તે તો આવી જ નહીં. તેથી લાચારીથી મારે ચાર જ કડીઓ લઈ લેવી પડી છે. હવે એ પુસ્તકની પ્રસ્તાવના લખવામાં મારે નીચેની માહિતીની જરૂર છે ને તે આપ જ આપી શકો તેવું છે, તો વેળાસર મને લખી એટલો જ વિશેષ આભારી કરશોજી :

(૧) નીચેના છંદોનો માત્રામેળ [?] વગેરેના નિયમો, એકબીજા વચ્ચે [?] : છંદ સારસી, દોમળિયા, ગજગતિ વગેરે.

(૨) એ જ પ્રમાણે ગીત સપાખરું, જાંગડું વગેરે.

(૩) એ જ પ્રમાણે દોહા–સોરઠા વચ્ચેનો ભેદ અને તેના માત્રામેળ, વર્ણસગાઈ વગેરેના નિયમો.

(૪) રતનુ મીર, ઉદીઆ, ઢાઢી, રાંવળ, મોતીસર વગેરેની ઉત્પત્તિ, દરજ્જો, કાવ્ય-શક્તિ એવી એવી ઐતિહાસિક બીનાઓ.

(૫) આપણાં અને મારવાડી દોહા તેમ જ ગીતો–છંદો વચ્ચેનો તફાવત.

આટલું કૃપા કરીને જરૂર વેળાસર લખી મોકલશોજી. આપનું કુશળ ચાહું છું.

લિ૦ આભારી સેવક ઝવેરચંદ મેઘાણીના રામરામ

*

### અજાતશત્રુ મુર્શદ

"મારા મુર્શદ કહી શકું તેવા ભાવનગર રાજકુળના દસોંદી સ્વ૦ પીંગળશી પાતાભાઈ. અડીખમ દેહના એ મેઘકંઠીલા ચારણનું ગરવું ગંભીર વ્યક્તિત્વ એમણે એકેય કવિતા ન રચી હોત તો પણ સોરઠી જીવનને સમૃદ્ધ કરવા બસ હતું. એમની દિલાવરી, એમનો રોટલો, એમની અજાતશત્રુતા, માથું વાઢી લેવા વાંછનારને પણ ખમા કહેનારી એમની મનમોટપ, એની વાતો ઘણાંઘણાં હૃદયોમાં સંઘરાઈને પડી રહેશે. એમનાં પ્રભુભક્તિનાં પ્રેમલક્ષણાયુક્ત પદો અત્યારે પણ મીરાં, નરસિંહ, જીવણ આદિ સંતોની વાણીની સાથે સ્થાન મેળવી એકતારાના તાર પર ગવાઈ રહ્યાં છે. ભક્તહૃદય ભદ્રપુરુષ સવારે બપોરે ડેલીની ચોપાટમાં બેઠા હોય; હું જઈ ઊભો રહું, જૂની માહિતીઓ માગું,

તેના જવાબમાં ધનગંભીર કંઠે 'હા...આ...આ!' એવો અવાજ કરી, આંખ સંકોડી, યાદશક્તિને ઢંઢોળી, પછી વાતો કરે, પ્રોત્સાહન આપે, પીઠ થાબડે; એ મનોમૂર્તિ નખશિખ મોજૂદ છે.'' ['પરકમ્મા'માંથી.]

*

◆ સંગેમરમરની પૂતળી સમી સુડોળ કવિતા

શ્રાવણ જલ બરસે, સુંદર સરસે
બદ્દલ ભરસે અંબરસે,
તરુવર ગિરિવરસેં, લતા લહરસેં
નદિયાં પરસે સાગરસેં;
દંપતી દુઃખ દરસે, સેજ સમરસેં
લગત જહરસેં દુઃખકારી
કહે રાત્રે પ્યારી, હું બલિહારી
ગોકુલ આવો ગિરધારી

[પીંગળશી પાતાભાઈ નરેલા રચિત 'બારમાસી' કાવ્યમાંથી, સાભાર.]

(૫૯) ગગુભાઈ રા૦ નીલા ઉપર

[રાણપુર] : ૨૪–૩–૧૯૩૦

સદા માનવંતા સ્નેહીશ્રી ગગુભાઈની સેવામાં,

હું અમદાવાદથી આજે આવતાં આપનો ઘણા દિવસે કાગળ આવ્યો. વાંચીને અત્યંત આનંદ પામ્યો છું. ૦૦૦૦ મુંબઈએ આપની કદર કરી હોય એમાં પણ નવાઇ નથી. અત્યારે લડતનો સમય ન હોત અને વેપાર–રોજગારની ઊથલપાથલ ન હોત તો જરૂર આપનું મૂલ્ય વધારે ઊંચું અંકાત. મુંબઈ જઈ આવ્યા એ જ ઘણા હર્ષની વાત છે. અમે તો અત્યારે ગાંધીજીની લડતમાં ગળાબૂડ છીએ. ધમાલ ચાલે છે. ક્યાંયે બહાર નીકળવાનો સમય નથી. ઘણા વખતથી મળ્યા નથી તેથી જીવ વળગી રહે છે. ભાઇશ્રી મેકરણને હવે આરામ હશે. જરૂર ખબર લખશો. મારા સરખું કામકાજ ફરમાવશો. કાનજીભાઈને મારા ઘણા કરી રામરામ.

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદ મેઘાણીનાં વંદન

*

† મેકરણ : ગગુભાઈના ત્રીજા પુત્ર.

# જ્વાળામુખીના શૃંગ પર : ૧૯૩૦

[હિંસક બીનાઓને કારણે મોકૂફ રાખેલી ૧૯૨૦ની અસહકારની લડતના જુવાળને રચનાત્મક પંથે વાળીને દસ વર્ષની તૈયારી પછી ૧૯૩૦માં ગાંધીજીએ ફરી રણશિંગું ફૂંક્યું. ના-કર સત્યાગ્રહનો એક પડઘો તે ધોલેરા સત્યાગ્રહ. દેશી રજવાડાં-ઓના આપખુદ અંધેર અને અંગ્રેજ સલ્તનત સામે ઝૂઝતા 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકના તંત્રી તરીકે બાપુજી આ લડતમાં અગ્રણી હતા.

'નયન ફાડ માર ત્રાડ જરીક વાર જાગને,
બીક કોની, બીક કોની, બીક કોની મા તુંને !'

એવાં ચિનગારીને ભડકો બનાવતાં રાષ્ટ્રીયતાનાં ગીતોનો સંગ્રહ 'સિંધુડો' જપ્ત થયો, પણ ગામેગામ, ચોરે ને ચૌટે, સરઘસોમાં, પ્રભાતફેરીઓમાં અને ઝંડાવંદનોમાં, લાઠીની ઝડીઓ, સણસણતી ગોળીઓ, ધરપકડો, મારપીટ અને જુલ્મોમાંથી ઊઠતી ચિચિયારીઓને વીંધીને 'સિંધુડો' તરઘાયા સમ ધડૂકતો રહ્યો, વીરતાના સંસ્કાર સિંચતાં શિવાજી અને વનરાજનાં હાલરડાંની હલકની દોરીએ ઘેરઘેર ઘોડિયાં હિંચોળાતાં રહ્યાં, કંકુ ઘોળાતાં રહ્યાં, કેસર ચોળાતાં રહ્યાં.... હકૂમતને ફાળ પડી. જૂઠા આરોપ હેઠળ બાપુજીને ગિરફતાર કરાયા, જૂઠા સાહેદોની જૂઠી જુબાનીથી જૂઠો ખટલો ચાલ્યો અને સજા થઈ.]

*

## (૬૦) પૂ૦ દમયંતી–બા ઉપર

મુંબઈ : ૪-૩-૧૯૩૦

મારી વહાલી દમુ,

કાગળ કાલે મળ્યો. એ ટૂંકા લખાણમાંયે કેટલી પ્રીતિ, કેટલી મીઠાશ, ઝરતી હતી તે હું તને લખીને નહીં સમજાવું. સાચી વાત : હું આ વખતે કાગળ નથી લખી શક્યો. આ વખતે તારો સ્નેહ મારા પર વિજયી નીવડ્યો પણ સ્નેહને અભાવે હું શાંત હતો એમ તું માને ખરી ? દિવસરાત તું મારી સાથે મારી ગોદમાં જ હતી પણ ગયા વખતે બનેલું તેમ આ વખતે મારું દિલ તારા તરફ ખેંચાઈ જઈ દુર્બળ ન પડી જાય એટલા માટે મારી એ સ્નેહસ્મૃતિને હું લાંબી વાર નહોતો ઉખેળતો. દિવસરાત કામની જ ધૂનમાં રહેતો, તું તારી માનસિક મસ્તીમાં ડોલતી હોઈશ એવું સમજી તારી ચિંતા કર્યા વિના ઘૂમતો હતો અને કામ પતાવી ક્યારે પાછો વળું તે ઝંખતો હતો. હા, આ વખતે હું ઝૂરતો નથી. કોણ જાણે કદાચ આપણે આ વર્ષમાં જુદાં પડવું સરજાયું હશે

તેથી જ કદાચ કુદરત મને બળ દઈ રહી હશે. ગમે તેમ હો, પણ હું આ વખતે તારી ગેરહાજરીમાં પણ સ્વસ્થ રહી શક્યો છું. આવો અનુભવ આજ પહેલી જ વારનો છે.

બચુ ગઈ કાલથી મારી સાથે જ છે. આંહીં સૂતો છે. ગઈ કાલે સિનેમા જોવા લઈ ગયો હતો. એણે તારો કાગળ વાંચ્યો છે. ઉપલા ભાગ પર મેં હાથ દબાવી રાખ્યો હતો તેથી એને વિસ્મય થયું હતું. બિચારો આપણાં વ્હાલા–વ્હાલીનાં સંબોધનોનું ઊંડાણ શું સમજે? ૦૦૦૦૦ ફ્રૂટ અને કાપડ તમને મળી ગયાં હશે. મેં કાંડા–ઘડિયાળ લીધી છે પણ જરા મોટી લેવાઈ ગઈ છે. તને એ બાંધવી ગમશે ખરી? મોટી ઘડિયાળ દુરસ્ત કરાવવા આપી છે. ૦૦૦૦૦૦ બાપુ, દુ:ખ ન લગાડીશ. તારા પર આ વેળા હું નિષ્ઠુર બન્યો લાગીશ, પણ એની ક્ષમા તો હું તારા ખોળામાં માથું નાખી [?] કરીશ. હું મોડામાં મોડો તા૦ ૯ મીની સાંજે તો અવશ્ય પહોંચીશ. ઇન્દુનું સ્મરણ તો રોજ નાથાભાઈની ઇન્દુ જેવી જ રૂપાળી ને હેતાળ છોકરીને જોઈને થાય છે.

લિ૦ તારો ઝવેરચંદ

*

† બચુ : જ્યેષ્ઠ પુત્ર, મહેન્દ્રભાઈ.

† ઇન્દુ : પ્રથમ પુત્રી, હાલ ઇન્દુબહેન અનિલ શાહ.

*

## સ્નેહનું ચિરસ્મરણ

"એનું નામ નાથાલાલ દોશી છે. આ યુવાન વ્યાપારી સુહૃદે મારા જીવનની એક વિકટ રાત્રીને પહોરે એક દીવો ચેતાવ્યો : ચિત્રપટોના દર્શનમાં એણે મને ઊંડો રસ લેતો કર્યો. એક વિવેચકને છાજતી રીતે એણે પરદા પર ભજવાતી કથાઓના મર્મ પારખવામાં સહાય દીધી, અને છેવટે મારાં થીજી ગયેલ આંગળાંને જીવતા મૃત્યુમાંથી ઉગારી લેવા માટે 'કંઈક લખ ! હવે કંઈક લખ !' એવું ધીરું પંપાળીને આ વાર્તાઓનાં લેખનમાં મને પ્રવૃત્ત કર્યો. લખાઈ તૈયાર થતી વાર્તાઓને તપાસી તપાસી સમજમાં ફેર પડતો હોય ત્યાં નવસંસ્કરણ કરાવ્યું. એ નામનો ઉલ્લેખ કરું છું સ્નેહના ચિરસ્મરણને સારુ." [ફિલ્મવાર્તાઓ પરથી રૂપાંતર પામેલી વાર્તાઓના સંગ્રહ 'પ્રતિમાઓ'ની પ્રસ્તાવનામાંથી ટૂંકાવીને.]

(૬૧) પૂ૦ દમયંતી–બા ઉપર

મુંબઈ : ૮–૩–૧૯૩૦

મારી વહાલી દેવી,

તમારો કાગળ મળ્યો. મારી રાહ જોઈ ને બેઠી હોઈશ તેને બદલે આ કાગળનો કટકો મળશે ત્યારે તને અત્યંત નિરાશા થશે, પણ મારો ઇલાજ ચાલ્યો નથી. આજે નીકળવાનો જ હતો ત્યાં સવારે રાણપુરથી તાર મળ્યો કે મારે રોકાઈ જવું. કદાચ મારે ચારપાંચ દિવસ વધુ રોકાણ થશે. મુંબઈ આવું છું ત્યારે આમ જ થાય છે. મારી વેદના હવે ધીરે ધીરે જાગતી આવે છે.

તું ભાવનગર જઈ આવી હઈશ. હું એ સમાચાર વાંચી અત્યંત રાજી થયેલો. તું તારી જાણે પ્રવાસો કરે અને હૃદય સુખમાં રાખે એ મને ખૂબ ગમે છે. મારી સાથે તો ક્યાંયે પ્રવાસો કરવાનું તારું દિલ વધ્યું નથી એટલો હું કમભાગી છું. ખેર. હવે જો તારી મેળે બીજી રીતેય મન મોકળું કરી ફરે હરે તો હું તેથી પણ મન વાળીશ. જરૂર, જરૂર. તારે માટે બંગડી અને ઇન્દુ માટે મોટર જરૂર લેતો આવીશ, પણ બંગડી



(૧૯૩૦)

...ગમતું નથી, ઘર સાંભરે છે...

લાલ-કાળી સિવાયની તો રબરની મળતી જ નથી એમ લીલીબહેન કહેતાં હતાં. તો પછી કાચની લાવું? એમાં શો વાંધો છે? નંદવાઈ જાય તેટલું જ ને? કાંઈ ફિકર નહીં. સરસ રંગની કાચની જ લાવીશ.

ઘડિયાળ : હા, મારા કઢંગા કદરૂપા જાડા હાથમાં તો હવે ભળતી આવે છે પરંતુ તું જો મારા સોગંદ ખાઈને ઘડિયાળ કાંડે બાંધવા બંધાતી હો તો હું જરૂર નાની સરસ વધુ કિંમત ખરચીને લાવું. પણ લાવ્યા પછી તું ન બાંધે તો નકામી થાય. માટે ઓ નાજુક હાથવાળાં મારાં સ્નેહરાણી! બોલો, લાવું?

તબિયત ખૂબ સાચવજે. કસરત છોડતી નહીં. વધુ શું લખું? ગમતું નથી, ઘર સાંભરે છે. બીજી બાજુ રોજેરોજ સત્યાગ્રહનું યુદ્ધ જામતું જાય છે. વલ્લભભાઇ પટેલ જેઇલમાં પુરાયા. હવે તો શું થશે ને શું નહીં થાય? કોણ જાણે ક્યાં ફેંકાશું? વિજયાબહેન મળ્યાં હતાં. તને બહુ જ યાદ કરે છે. કહે છે કે 'કોઈ રીતે આંહીં મોકલો, આંહીં હું ભણું છું તેમ દમયંતી (બહેન) પણ ભણશે.' એ તો તારા ભારી વખાણ કરે છે. રાણપુરમાં ફક્ત એક તારી સાથે જ એનું દિલ લાગી ગયું છે. એને પરબારાં ચૂડા થઈને ચાલ્યાં જવું ન પડ્યું હોત તો તારી સાથે જરૂર થોડા દિવસ ગાળત. એ તો હવે સત્યાગ્રહમાં જોડાવાની તૈયારી કરે છે. મેં એને કહ્યું છે કે તું પણ તલપી રહી છો.

કાગળ જરૂર લખજે. ફરી વાર પાછો ગયા વખતની માફક તારા કાગળનો ટેકો જરૂરી લાગે છે. તારા વતી સહુને સ્મરણ કહેલ છે. સહુએ તને એટલા જ વ્હાલથી સંભારી છે. ૦૦૦૦૦૦ બચુને આવતી કાલે બોલાવેલ છે. સિનેમા બતાવીશ. કાગળ તૂર્ત જ જરૂર લખજે. ગભરાઇશ નહીં. તું એમ ન સમજતી કે હું સ્નેહીઓમાં પડી જઈને તને ભૂલી જઈ આંહીં સુખમાં દિવસો ગાળું છું. એ સુખ કેવું હોય તે તો તારા જ અંતઃકરણને પૂછી જોજે. વધુ શું લખું? તારો વધુ વિચાર, તારું વધુ સ્મરણ, કરીશ તો ધીમે ધીમે ખૂબ વ્યાકુળ બની ધૈર્ય ગુમાવી બેસીશ એવી ભીતિથી અટકું છું.

લિ૦ તારો સદાનો, કોઈ અન્યનો નહીં એવો ઝવેરચંદ

*

† બચુ : જ્યેષ્ઠ પુત્ર, મહેન્દ્રભાઈ.

† લીલીબહેન : મોટા ભાઈ લાલચંદ મેઘાણીનાં પ્રથમ પુત્રી, લીલીબહેન બાવચંદ ચિતળિયા.

† વિજયાબહેન : વિજયાબહેન દુર્લભજી પરીખ.

*

● દર અઠવાડિયે

"પાનાં ફરે છે, ગીતો વહે છે, પેન્સિલનો વેગ અને અક્ષરોના મરોડ એવો ભાસ કરાવે છે કે દોડતી ટ્રેઇનમાં ગીતો ટપકાવ્યાં હશે. પ્રવાસે તો દર શુક્રવારે પરોઢની ટ્રેઇનમાં ચડી જતો. એવું એક પરોઢ, ચાર વાગ્યાનો સમય, સાંભરી આવે છે. અંધારિયું હતું. સ્ટેશને ઊભો હતો, ગાડી આવી, અને ઘેરથી પાછળ સ્વ૦ ... દોડતી આવી. 'આ લ્યો ઘડિયાળ; ભૂલીને આવ્યા છો!'

પૂછ્યું, 'અરે, આ ભયાનક અંધકારમાં તું છેક ઘેરથી આવી શી રીતે?'

કહે 'ચાલતી, દોડતી!' રાણપુરનો ઘરથી સ્ટેશન સુધીનો મારગ તે વેળાએ ભેંકાર હતો. ફાળ ખાતો ગાડીએ ચડ્યો હતો. તાજી પરણેતર, મુંબઈ શહેરની સુકુમારી, એક બાળક, બંનેને ફફડતાં મૂકીને, નીરસ ધૂડિયા વાતાવરણમાં ધકેલી દઈને, દર અઠવાડિયે ચાલી નીકળતો." ['પરકમ્મા'માંથી ટૂંકાવીને.]



## (૬૨) પૂ૦ દમયંતી—બા ઉપર

અમદાવાદ : ૧૧–૩–૧૯૩૦

મારી વ્હાલી વ્હાલી વ્હાલી દમુ,

ગઈ કાલે પહેલવહેલો નિરાંતે ઘાટકોપર તારી બાને મળવા જાઉં છું અને ઘર પાસે પહોંચું છું ત્યાં તો રતિભાઈ† તાર લઈને ઊભેલા. તાર રાણપુરથી હતો. મને રાતે ને રાતે ઊપડી અમદાવાદ આજે સવારે આવી મળવાની સૂચના હતી. માત્ર એક જ કલાક ગાડીને બાકી હતો. તારી બાને ઊભાઊભ મળી ચાલી નીકળ્યો. આંહીં સવારે આવ્યો પણ રાણપુરથી કોઈ આવ્યું નથી. શા માટે મને તેડાવ્યો અને હવે આંહીંથી ક્યાં જવું તેના કશા જ ખબર નથી. કદાચ ખાસ યુદ્ધ-ખબરપત્રી તરીકે મારે ગાંધીજીની ટુકડી સાથે ઊપડવું પડશે. પછી તો દિવસોના દિવસો થશે. મળીએ ત્યારે ખરાં. બહાદૂર બનજે. મૂંઝાઈશ નહીં. જેનું અહોભાગ્ય હશે તે આ સંગ્રામમાં ભાગ લઈ શકશે. હું તો જ્યાં હઈશ ત્યાં તને મારી હૃદયેશ્વરી કરીને નિરંતર સાથે જ રાખીશ. તારી દૃઢતા ઉપર મારું અવલંબન રહેશે. વધુ શું લખું? મૂંઝવણ થાય તો મુંબઈ જઈને રહેજે પણ એકલી ઓસવાતી નહીં.

ઇન્દુને માટે મોટર ન લેવાણી. બાપુજી એને હવે મોઢું શી રીતે બતાવે? બચુ બહુ જ મજામાં છે. આ રવિવારે પણ તેડાવેલો. સિનેમા જોવા તેડી ગયેલો. કાગળ 'કુમાર' ને સરનામે લખવો.

લિ૦ તારો સદાનો, ઝવેરચંદ

*

† રતિભાઈ : રતિલાલ શેઠ.



## (૬૩) પૂ૦ દમયંતી–બા તરફથી

રાણપુર : ૧૨–૩–૧૯૩૦

મારા હિંમતવાન વહાલા,

૦૦૦૦૦ અમદાવાદથી લખેલો આજનો કાગળ મળ્યો. વાંચીને મન ફુલાય છે. માત્ર એક જ વસવાટ રહી જાય કે આપણે છેવટની ઘડીએ મળ્યાં હોત તો સારું. ઠીક! એની મરજી હશે ત્યારે ભેગા થઈશું. બીજું, મને હવે અહીં સારી કંપની વગર ચેન નથી પડતું. મને પણ કામ કરવાની ઇચ્છા થાય છે. મને તમારી સાથે ત્યાં ન બોલાવો? મેં વાચ્યું છે કે અમદાવાદની ઘણી સ્ત્રીઓ સત્યાગ્રહમાં ભાગ લેવા બહાર પડી છે, તો તેને માટે કંઈ કંઈ જાતની તાલીમ લેવાની જરૂર છે તે જણાવશો. અત્યારે હું સાવ નિશ્ચિંત છું. મારાથી દુનિયાનું થોડું ઘણું કામ કરી શકાય તેવું કરવું એમ મારી ઇચ્છા છે. માટે મારો કાર્યક્રમ જરૂર જણાવશો. અહીંઆ તો એક બાજુ પુરુષો ગુલામગીરીની બેડીમાંથી મુક્ત થવાનો પ્રયાસ કરે છે ત્યારે બીજી બાજુ તેની સ્ત્રીઓ જૂના રિવાજો અને વહેમમાં જકડાઈ રહેવા મથે છે. કોઈને શૂર નથી ચડતું અને બીજાંની વાતો કરવી બહુ ગમે છે.

ઇન્દુ મજામાં છે. તેની ચિંતા કરશો નહીં. મુંબઈ જવાની મારી બિલકુલ ઇચ્છા નથી. વિશેષ ઇચ્છા ત્યાં આવવાની છે. માટે જવાબ જલદી જણાવશો. હું જરાયે મૂંઝાતી નથી માટે તે વિશે બેફિકર રહેશો. તમારા કાર્યમાં ફત્તેહ નીવડો એ જ મારી શુભાશિષ. એ જ

લિ૦ તમારી જ દમુ



## (૬૪) કપિલ પ૦ ઠક્કર ઉપર

[રાણપુર] : ૨૬–૩–૧૯૩૦

પ્રિય ભાઈ,

૦૦૦૦૦૦ હું અઢારેક દિવસ મુંબઈ રહી આવ્યો. તે પછી અમદાવાદ તા૦ ૧૨ મીએ 'હિસ્ટોરિક માર્ચ' [ઐતિહાસિક કૂચ] જોઈ અહીં સહુ સાથે આવ્યો. તે પછી આંહીં છું. હાલમાં ક્યાંય જવાનો પણ નથી કેમ કે અમૃતભાઈ તો આજે છેવટને માટે ઊપડી ગયા છે. મને અને કક્કલભાઈને આંહીં પૂરવામાં આવ્યા છે, પણ હું ક્યાં સુધી જીરવી શકીશ તે જોવાનું રહે છે. તમે વેદના અનુભવો છો એ જાણ્યું, પણ ઉતાવળ નથી. સ્થિતિ ઉગ્ર બનશે, ખરી જરૂર પડશે, ત્યારે આપણે કોઈ બાકી નથી રહેવાના. હાલ તુરતને માટે તો તૈયારી રાખવી એમ લાગે છે. શરૂમાં તો મોટાં

પૂર વહેશે. જ્યારે એ પૂર ધીરાં પડવાની સ્થિતિ આવશે ત્યારે તમારી અને બીજાં ઘણાંની જરૂર પડશે.



**....ખબર છે આટલી કે માતની હાકલ પડી છે....**

મારું mock-heroic તમને નથી ગમ્યું એમ લાગે છે. એમાં perspirationનું તત્ત્વ તો વધારે પડતું નથી લાગ્યુંને? બાકી તો આપણે ક્યાં 'એશિયાના કવિ' છીએ જે? oooooo તમારી તો ટીકામાં પણ ગુપ્ત સ્તુતિ જ રહી હોય છે. વળી હું ક્યો મોટો નરસિંહરાવ કે બલવંતરાય? After all, I am a rhymer! [□ આખરે હું તો જોડકણાં જોડનારોને!] ooooo ઉતાવળે.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦

*

† કક્કલભાઈ: કક્કલભાઈ કોઠારી.

† 'મને અને કક્કલભાઈને ... પૂરવામાં આવ્યા છે.': અમૃતલાલ શેઠની ધરપકડ પછી લડતના સંચાલકોએ સૂચના આપી હતી કે ધરપકડ થાય એવું કંઈ પણ કક્કલભાઈએ કે બાપુજીએ ન લખવું કે ન છાપવું કારણ કે એમ થવાથી ધરપકડ થાય તો 'સૌરાષ્ટ્ર' તંત્રીવિહોણું બની જાય.

♦ છેલ્લા પછાડા પાપના

"૨૭ એપ્રિલ ૧૯૩૦ : ઝવેરચંદ મેઘાણી ગિરફ્તાર થયેલા ભાઈઓને મળવા અને અભિનંદવા ઇસાનીને બંગલે ગયા. બરવાળાની અદ્‌ભુત જાગૃતિની ખૂબ વાતો કરીને બરવાળાને બિરદાવ્યું. છૂટા પડવાની તૈયારી કરતા હતા ત્યાં ઇન્સ્પેક્ટર પઠાન આવ્યા. મેઘાણી સાથે હાથ મિલાવી કહ્યું, 'તમને ૧૧૭ મુજબ ગિરફ્તાર કરું છું.'

'આભાર,' મેઘાણીએ કહ્યું. બીજી જ મિનિટે તેમને મોટરમાં બેસાડી પોલીસ-સ્ટેશને લઈ ગયા. દમયંતીબહેન ત્યાં હાજર હતાં. તેમણે 'ઇન્કિલાબ'ની ઘોષણા કરી. ધરપકડના સમાચાર ફેલાતા ગયા તેમ તેમ ગામેગામ હડતાળો પડી. રાણપુરની નદીની રેતમાં પરદેશી કાપડની હોળી શ્રી દમયંતીબહેનને હાથે પ્રગટાવવામાં આવી."
[કાન્તિલાલ શાહ લિખિત 'ધોલેરા સત્યાગ્રહ'માંથી સંપાદિત.]



## (૬૫) લાલચંદ કા૰ મેઘાણી અને પ્રભાશંકર કા૰ મેઘાણી ઉપર

[જ્યેષ્ઠ અને વચલા ભાઈ]

ધંધૂકા : ૨૮–૪–૧૯૩૦

બંને ભાઈઓ,

આંહીંના સત્યાગ્રહને અંગે મને એક કલ્પિત ભાષણ કર્યા બદલ કેદ પકડી, કેઇસ ચલાવીને કાલે સજા કરી, સાબરમતી જેઇલ મોકલાવનાર છે. કદાચ બે વર્ષ મળશે. મારું મહાન સદ્‌ભાગ્ય કહેવાય. તમે ઉચાટ કરશો નહીં. આંહીં દમયંતી અને બંને બાળકો મજામાં છે. ચિંતા કરશો નહીં. કોઈકિ વાર દેશમાં ઊતરો તો તેઓની સંભાળ લેશો. જેઇલ–જીવન એવું છે કે ક્યારે છુટાય તેની ખાતરી નહીં એટલે બોલ્યું–ચાલ્યું માફ કરશો. મળીએ ત્યારે ખરા. છોકરાંને સ્નેહથી સંભારશો.

લિ૰ ઝવેરચંદ

*

● ગાંડિવનો ટંકાર

"આ સરકારની અદાલતોમાં મને જરાયે ઇતબાર નથી. જો ઇતબાર હોત તો પોલીસે ઊભાં કરેલાં જૂઠાણાં-પ્રપંચને જમીનદોસ્ત કરવા બરવાળાના લોકોમાંથી હું સેંકડોને આ ઓરડામાં ખડા કરી દેત. મારો રાહ જુદો છે. ન્યાયના નામે અત્યાચારથી ખદબદી રહેલા આ તંત્રમાં મને લગીરે ઇતબાર નથી. ન્યાયના નામે અત્યાચારની

આણુ વર્તે છે એ અમલમાં સ્વાર્થી ગોરી નોકરશાહી અને પતિત કાળી પોલીસ એકત્ર થઈ કાવતરાં કરે છે, અમુક માણસોને જાળમાં લેવા પસંદ કરે છે, તેમને ફસાવવા જાળ બિછાવે છે, ખોટો પુરાવો ઊભો કરે છે, તેમને આપવાની સજા સુદ્ધાં આગળથી નક્કી કરે છે, અને એ રાંધેલો ખોરાક બિચારા ભીરુ મેજિસ્ટ્રેઇટની મરજી વિરુદ્ધ તેના ગળામાં રેડવામાં આવે છે, અને કિન્નાખોર કારોબારી નોકરોના આ કાવતરાની વિરુદ્ધ વર્તવાની હામ મેજિસ્ટ્રેઇટ ભીડી શકતો નથી.

"આ કારણે આ પ્રપંચમાં તમારા હાથે ન્યાયના નામે ભયંકર અન્યાય થાય તોયે હું તમને દોષ દેવા નથી ઇચ્છતો. મને તમારી દયા આવે છે. અંતરાત્માની સાથે છેતરપિંડી ખેલવાની ફરજ પાડનાર માનસિક મનોમંથન અનુભવતા દોજખી જીવનમાંથી તમે અને તમારાં સંતાનો જલદી મુક્ત થાઓ એવી મારી બંદગી છે. જેને માટે હું બિલકુલ લાયક નથી એવી કીર્તિ અને નામનાથી તમે મને નવાજી રહ્યા છો. મારા અંતરની



(ધંધૂકા અદાલત : ૧૯૩૦)

**....આ સરકારની અદાલતોમાં મને ઇતબાર નથી....**

વાત કહું તો કોઈ અદ્ભુત જાગૃતિ બતાવી રહેલા આ તાલુકાના યશસ્વી સત્યાગ્રહ સંગ્રામના સુકાની બનવાનો કોઈક દિવસ અવસર મેળવવાની અને એ માનની પૂરેપૂરી કિંમત સરકારને ચોપડે જમા કરાવવાની મારી ઊંડી અભિલાષા હતી, પરંતુ સ્વાધીનતાની દેવીએ પ્રશસ્તિ ગાનારા મારા જેવા નિષ્ક્રિય આદમી ઉપર બહુ વહેલાં કૃપાસ્મિત વરસાવ્યાં. મારા સાથીઓએ સ્વાતંત્ર્યના દેવાલયમાં જે યજ્ઞધૂપ પ્રગટાવ્યો તેની બધી સૌરભ હું ઝડપી જઈ રહ્યો છું; હર્ષથી નાચી રહેલા મારા હૃદયને આ એક જ ખ્યાલ દુઃખી કરી રહ્યો છે.

"મારા સાથીઓનાં વીરતાભર્યાં દૃશ્ય જોઈને મારી છાતી ગજગજ ઊછળે છે. તેમનું અડગ અહિંસક વીરત્વ જોઈને, તેમના આત્મભોગની ગંગા અનંત અને અખૂટ વહેતી જોઈને, હું અભિમાન અનુભવું છું. યુગજૂની શૌર્ય અને વીર્યની ભૂમિએ, મારા પ્યારા કાઠિયાવાડે, આ ધર્મયુદ્ધમાં તેનાં પ્રિયતમ પુત્રપુત્રીઓમાંથી વીણીને સુંદર ફાલ મોકલી આપ્યો છે અને મારી શ્રદ્ધાને સાચી પાડી છે તે જોઈને મારું હૃદય ગર્વ-ઉન્માદથી નાચે છે. તમારાથી મને ફાંસીના માંચડાની ભેટ થઈ શકતી હોય તો વધાવી લેવા તૈયાર છું. એ ભેટને હું મારું પરમ સૌભાગ્ય સમજીશ. અફસોસ એટલો જ રહી જાય છે કે કાયદા તોડવાના આ પરમ યશસ્વી સંગ્રામમાં મારાથી સીધી ભાગીદારી જમા નહોતી કરાવાઈ અને બીજા બિરાદરોએ આજ સુધી જે યાતનાઓ બરદાસ્ત કરી છે તેનો લહાવો હું નથી લઈ શક્યો.

"મારા દેશના જુવાનોને હાથે લખાઈ રહેલા જ્વલંત શૌર્ય-ઇતિહાસ માટે અભિમાન અનુભવતો, મારી પોતાની અપાત્રતા માટે શરમ અનુભવતો, ઇચ્છાએ કે અનિચ્છાએ પરદેશી જુલ્મગારોના હાથમાં હથિયાર બની રહેલા મારા વિમાર્ગી બંધુઓ માટે — એકલોહિયા સ્વજનો માટે — પરિતાપ પામતો, હું સૌની રજા લઉં છું એવી આશા સાથે કે પૂર્ણ સ્વરાજ્યમાં એ જ ભાઈઓને વિશુદ્ધ બનેલા, પ્રજાકીય જમાતમાં જોડાયેલા અને એટલા માટે ખૂબ વધારે વહાલને પાત્ર ઠરેલા બંધુજનો તરીકે ફરી વાર ભેટી શકીશ." [૨૮-૪-૧૯૩૦ના રોજ અદાલતમાં બાપુજીએ કરેલી રજૂઆત, કાંતિલાલ શાહ લિખિત 'ધોલેરા સત્યાગ્રહ'માંથી ટૂંકાવીને, સાભાર.]

*

## છેલ્લી પ્રાર્થના

"એ પછી મેઘાણીએ બુલંદ કંઠે પ્રાર્થના ગાવાનું શરૂ કર્યું. આજે તેમની છાતીના બંધ તૂટી ગયા હતા. રુંધાયેલા ગળામાંથી નીકળતા આર્તસ્વરો અદાલતમાં ગુંજી ઊઠ્યા :

'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ ......'

"પ્રાર્થના આગળ ચાલી તેમ સેંકડોની માનવમેદનીની આંખો ભીની થઈ,

ગરદનો ટટ્ટાર થઈ ગઈ. વાતાવરણ લાગણીભીનું બની ગયું. પ્રેક્ષકો હીબકે હીબકે રડવા લાગ્યા.

'તૂટે છે આભશિખા આપણા આશામિનારા
હજારો ભયતણી ભૂતાવળો કરતી હુંકારા
છતાં વહેશે સમર્પણની અણખૂટ ધારા
મળે નહીં માવડીને જ્યાં લગી મુક્તિકિનારા'

"મેઘાણીભાઈનાં વાંકડિયાં કાળાં ઝુલફાં, ઉન્નત મસ્તક, લાલ ઘેઘૂર આંખો, ઊંચા પહોળા હાથ, એક ભવ્ય ચિત્ર ઉપસાવતાં હતાં. એ ખુરશી પર બેસી ગયા. અદાલતમાં ચુપકીદી છવાઈ ગઈ. મેજિસ્ટ્રેટ મિ૦ ઈસાનીની આંખમાં પણ આંસુ આવી ગયાં." [કાંતિલાલ શાહ લિખિત 'ધોલેરા સત્યાગ્રહ'માંથી સંપાદિત, સાભાર.]

*

◆ ફેંસલો અને વિદાય

"આ કહેવાતા કાવતરા કે બનાવટી તરકટની વિગતવાર ચર્ચા કરવાનો અર્થ નથી. પોલીસ અમલદારોને પણ મેઘાણીએ મૂકેલા આરોપમાંથી નિર્દોષ ઠરાવવાની જરૂર નથી. ધંધૂકા તાલુકામાં જે ઉત્પાત થઈ રહ્યો છે તે ધપાવવામાં તેમનો હિસ્સો છે, એ રાજકીય ખળભળાટ મેઘાણીના અખંડ પ્રયત્ન અને વ્યક્તિગત હિલચાલોનું સીધું પરિણામ છે, એ વાતનો તે પણ ઇન્કાર નથી કરતા.

"મિ૦ મેઘાણી ઉચ્ચ કેળવણી પામેલા છે. એક સારા લેખક અને કવિ પણ છે. એમણે અદાલતમાં કરેલ પઠન સાંભળ્યા પછી મને ચોક્કસપણે લાગે છે કે કાઠિયાવાડના ઉદ્દામ રાજદ્વારીઓ કે સત્યાગ્રહ–સંગ્રામની છાવણીમાં થતી યોજનાઓ ઘડનારું મગજ શ્રી મેઘાણીનું છે. યોજનાઓનો અમલ કરનારો હાથ શ્રી અમૃતલાલ શેઠનો છે. બંને એકબીજાના સાથી છે, પૂરક છે. એક જણ ચેતના આપે છે, બીજો બુદ્ધિ–સામર્થ્યથી વ્યૂહ યોજે છે. બંનેનો સંયોગ એવી શક્તિ ઉત્પન્ન કરે છે કે અવિરોધ બની રહે છે મેઘાણીના અખંડ પ્રયત્નોને લીધે ધંધૂકા જેવા વિશાળ તાલુકામાં પરિસ્થિતિ કટોકટી-ભરી ને ભયંકર થતી જાય છે, શાંતિ અને વ્યવસ્થા ગંભીર દહેશતમાં છે. હું એમને બે વર્ષની સાદી કેદ ફરમાવું છું. સાહિત્યની દુનિયામાં એમણે સંપાદન કરેલી સિદ્ધિઓ જોતાં હું ભલામણ કરું છું કે મિ૦ મેઘાણીને 'અ' વર્ગના કેદી રાખવા." [મેજિસ્ટ્રેટ ઇસાનીએ આપેલા ચુકાદામાંથી ટૂંકાવીને.]

*

"ધોળી–મા અને દમયંતીબહેન વિદાય આપવા એકઠાં મળ્યાં હતાં. તેમણે અક્ષતકુમકુમ કરીને સૂતરના હાર પહેરાવ્યા અને સૌ સ્ટેશને ગયાં." [કાંતિલાલ શાહ લિખિત 'ધોલેરા સત્યાગ્રહ'માંથી સંપાદિત, સાભાર]

# કારાવાસ અને પછી : ૧૯૩૦–૧૯૩૧

[ 'સ્વાધીનતા' શબ્દ સાંભળતાં જેનાં લોચનમાં કસુંબલના ટશિયા ફૂટે, જેના ઉરમાં વતનની મુહોબ્બતની છોળો છલકાઈ ઊઠે, જેનું દિલગુલાબ પમરાતું પમરાતું ઝૂલવા લાગે, એવા સાવઝ શા શાયરની વાણ–સમશેર તુરંગની ભોગળોમાં મ્યાન થઈ, પણ ઊર્મિધોધ અવિરત વહી રહ્યા. છૂપી ચિઠ્ઠીઓ દ્વારા કાવ્યો–ગીતો કારાગાર ભેદીને બહાર આવતાં રહ્યાં. શહીદ ભગતસિંહની ચિતામાં ઇંધણ ઓછાં પડચાં ત્યારે શેરદિલમાં જ્વાળા ભભૂકી ઊઠી અને આંતરડી કકળી ઊઠી.

વીરા ! તારી ચિતામાં ધખધખતી વરાળ
નવ નવ ખંડે લાગિયું હો......જી
વીરા ! તારી નહીં રે ઝંપે પ્રાણઝાળ
ઠારેલી ભલે ટાઢિયું હો.. ...જી

બહારથી પૂ૦ દમયંતી–મા પોરસ અને ધરપત પ્રગટાવતાં રહ્યાં, બાળકોને કિલ્લોલ કરાવતાં રહ્યાં, વિદેશી કાપડની હોળીઓ ચેતાવતાં રહ્યાં, જપ્તીરાજને હંફાવતાં રહ્યાં અને પોતાને પણ સંગ્રામમાં ઝંપલાવવા દેવા વિનવતાં રહ્યાં. સરદાર પટેલ, મહાદેવભાઈ દેસાઈ, રામનારાયણ વિ૦ પાઠક, અમૃતલાલ શેઠ વગેરેના સહવાસમાં અગિયાર માસ વીત્યા ત્યારે વાઇસરોય અરવિન અને ગાંધીજી વચ્ચે થયેલી સુલેહને પરિણામે સત્યાગ્રહી કેદીઓની મુક્તિ થઈ.]

*

(૬૬) **કપિલ પ૦ ઠક્કર ઉપર**

For Business સેન્ટ્રલ જેઇલ : સાબરમતી : ૩૦–૭–૧૯૩૦

પ્રિય ભાઈશ્રી,

તમારો સવિસ્તર કાગળ ગઈ કાલે મળ્યો. ૦૦૦૦ ખાસ ઉપકાર તો મારે માનવંતા શ્રી પટ્ટણીજીનો માનવાનો રહે છે. મને તો માત્ર એટલી જ ખબર પડી છે કે મારા પર ગુજરેલા અન્યાયને મિટાવવાની લડત તેઓશ્રીએ જાતે જ ઉપાડી હતી. ભલે અત્યારની પરિસ્થિતિમાં એ મહેનતનું પરિણામ ન આવ્યું, નહીં જ આવે, અને ભલે એ પરિણામની અંદર આસક્તિ રાખવાનો મારો ધર્મ જ મેં નથી માન્યો તે છતાં શ્રી પટ્ટણીજીનું ઋણ તો મારા માથા પર ચડ્યું જ ગણું છું. કોઈક વાર મળો તો મારાં વંદન સાથ આભારની મારી લાગણી પ્રદર્શિત કરશો.

મારા કાંતણના સંબંધમાં તમારી સલાહ વાજબી જ છે. હાલ તો એકદું જ કરું છું. બાપુડશંગ કારીગર મહીસાગર ઊતરીને પાછો આવશે ત્યારે વણાવશું. કદાચ

## ‘ઝુલ્ફેમેં તેરે ગુલબદન’

“ફાંસીખોલીમાં અમે પાડોશીઓ તરીકે રહ્યા. બુઝર્ગ તૈયબજી સાહેબ એમનાં ઝુલ્ફાને ઉદ્દેશીને વારંવાર ગાતા :

ઝુલ્ફેમેં તેરે ગુલબદન
દિલ તો હુવા જો હો સો હો.

“જેઇલમાં મુલાકાતનો દિવસ જેઇલવાસીને માટે અનેરો દિવસ. મેઘાણીભાઈના એવા એક દિવસનું ચિત્ર ‘કોઈ કહેશો યુવક ક્યાં સિધાવતો હતો!’ કાવ્યમાં મેં લખેલું.” [રામનારાયણ વિ૦ પાઠકનાં સંસ્મરણમાંથી ટૂંકાવીને, સાભાર.]

*

## કોઈ કહેશો ?

કોઈ કહેશો ?
યુવાન ક્યાં સિધાવતો હતો ?
વર્ષના લાંબામાં લાંબા દિવસોનો
તે વિયોગ-લાંબો મધ્યાહ્ન હતો.
આંગણે અશ્વત્થનું ઝાડ
કાલરાત્રિએ અર્ધદૃષ્ટ કો ભૂતપતિની પેઠે
અર્થહીન અટ્ટહાસ્ય કરતું હતું.
લીલા લીમડા તેને કાજે
કડવી લીંબોળીઓ ખેરવતા હતા.
નિજ વાસની જડ દીવાલો ભેદી
બાહ્ય મુક્ત જીવનમાં રાચતી તેની
કલ્પનાનિશ્ર દૃષ્ટિ
આજે તેણે સંકેલી હતી.
ખોવાયેલી વીજળીની શોધમાં
મેઘમંડળી છોડી જતા એકલ મેઘ સમો
મેઘશ્યામ યુવાન જતો હતો.
ફૂલમાળા સંતાડી, પ્રગલ્ભ પણ શરમાતો,
સુખી પણ દુઃખી, આશાભર્યો પણ નિરાશ,
તે દીન પણ ઉત્સુક પગલે ચાલે છે.

નળને દમયંતી માટે
જે ગમગીની થઈ નથી,
દુષ્યંતને શકુન્તલા માટે
જે ઉત્સુકતા થઈ નથી,
અર્જુનને દ્રૌપદી માટે
જે ચિંતા થઈ નથી,
તે ચિંતા, તે ઉત્સુકતા, તે ગમગીની,
તેની આંખમાં ભરી હતી.
ગગનનો ગુંબજ ભેદી
વીજળીનો ચમકારો થાય તેમ
તેના સહવાસીઓને પ્રશ્ન થયો :
કહેશો—કોઈ કહેશો?
યુવાન ક્યાં સિધાવતો હતો?

[રામનારાયણ વિ૦ પાઠક રચિત કાવ્યમાંથી ટૂંકાવીને, સાભાર]



## (૬૯) પૂ૦ દમયંતી–બા તરફથી

રાણપુર : ૨૨–૯–૧૯૩૦

"શ્રી મેઘાણીજી",

છેવટે વચન પાળ્યું તો ખરું! મને તે વિશે બહુ જ શંકા રહેતી હતી પણ આજે તો તે શંકા ટળીને હૃદય ખૂબ જ પ્રફુલ્લિત બન્યું છે. તમે આ કાગળ લખ્યો ત્યાર પછી તો આપણે મળ્યાં એટલે હવે તે વિશે લખવાપણું રહેતું નથી. ટૂંકમાં એટલું જ કહું છું કે તમે જરાયે મૌન સેવશો નહીં. મૌનપણાનું ગંભીર પરિણામ આવે છે માટે તમને જે મનમાં ઊગે તે તરત જ તમારે અહીં મોકલી દેવું. હું તમને ખાતરી આપું છું કે ગમે તેવું લખાણ હશે છતાં અત્યારે મને જરાયે માઠું નહીં લાગે. માઠું ક્યારે લાગશે? તમારા મૌનપણાથી. માટે સાગરનાં પૂર ઉતારવાં જ નહીં. એક પછી એક વાંચન લેખન વિ૦માંથી અર્કની શીશીઓ મોકલતાં જ રહેવું. એ શીશીનો ઉપયોગ કરતાં નહીં આવડે તો રૂબરૂમાં તમારી પાસેથી શીખી લઈશ. માટે તમે તમારો માલ બનાવવાનું જલદી શરૂ કરી દેજો. વિચારવાયુનો ઇલકાબ તમને નહીં આપું. એ વિશે બેફિકર રહેજો.

અહીં આવીને તરત જ બીજે દિવસે હું માણેકલાલને મળી. તેણે તો મારા આવ્યા પહેલાં 'રમકડાં'ની વ્યવસ્થા કપિલભાઈની સલાહ પ્રમાણે કરી નાખી. તેણે

તમને તે વિશે વિગતવાર કાગળ લખ્યો છે તેમ તેઓ કહેતા હતા. તેમણે વ્યવસ્થા કરી છે તે તમને ઠીક લાગે છે કે નહીં? ફેરફાર કરવાનો હોય તો જણાવશો.

"તમારા અંતઃકરણના પ્રવાહની આડે પત્થરો ન ફેંકું" [એવું તમે લખ્યું છે], પણ વળી વીરડામાં પ્રવાહ કેવા? કદાચ પત્થરો પડે તો પણ તે તો તળિયે બેસી જાય. પત્થર વીરડાને જરાય નડતો નથી, પણ તે જ પત્થરથી વીરડાનું સૌંદર્ય વધે છે. મને કોઈ રોકી શકનાર નથી તેનો અર્થ તમે બહુ જ ઊલટો લીધો હોય તેમ લાગે છે. 'કોઈ' શબ્દમાં તમારો સમાવેશ થતો નથી. હા! કદાચ તમે મને મારો 'વેપાર' સાવ બંધ કરવાનું કહો તો ઘડીભર પગથી માથા સુધી લાગી આવે, પણ તે ઝાઝો વખત ટકે નહીં. તમે મને અમદાવાદમાં રહેવાની જે વાત કરી તે બાળકોની દૃષ્ટિએ તો ઘણી જ સરસ લાગે છે. મારા બાપુ આવ્યા પછી એમની સાથે બધી સ્પષ્ટ વાતો કરીને નક્કી કરી લઈશ. દિવાળી સુધી તો અહીં જ રહેવું ઠીક લાગે છે કારણ કે દિવાળી પછી 'વેપાર'ની પણ મોસમ ઊઘડશે એમ લાગે છે. બીજા થોડાક નેતાઓ પણ બહાર આવશે એટલે દિવાળીની રાહ જોઈને અહીં જ બેસી રહીશ. છોકરાંઓને રઝળતાં મૂકીને હું 'વેપાર'માં નહીં ઝંપલાવું તેની ખાતરી રાખજો. અત્યારે હું ધીમે ધીમે 'વેપાર' કરું છું તે મને મારા હૃદયથી તો જરાયે નથી ગમતું પણ બાળકોની ખાતર નિભાવી લઉં છું. હજી એક વાર મને તમારા સુવર્ણપિંજરમાં આવવાની ઇચ્છા બહુ થાય છે, પણ બધું પાર પાડ્યા સિવાય તે ઇચ્છાને હું ફળીભૂત નહીં થવા દઉં. તમારા પિંજરામાં આવ્યા પછી મારી જે સ્થિતિ તમે કલ્પો છો તેમાં હજુ મને શ્રદ્ધા નથી આવતી, પણ કદાચ મારી ભૂલ થતી હશે કારણ કે તમે તેનું સેવન પાંચ મહિનાથી કરી રહ્યા છો. મુંબઈમાં જે આગેવાન બહેનો કામ કરીને તમારા ક્ષેત્ર ભણી આવ્યાં છે તેને પણ ફક્ત ત્રણ જ માસ મળ્યા છે. તેની સાથે મારા કામની સરખામણી કરું તો તેના એક ટકા જેટલું પણ મેં કાંઈ કામ કર્યું નથી. બીજી એક વાત : આ 'વેપાર'માં મારા શરીરનો જરાયે ઘસારો નથી થતો. તમે છેલ્લી વખત જોઈ શક્યા કે મારું શરીર હમણાં સારું થયું છે. શરૂઆતમાં શરીર ઘસાણું તેનું કારણ જુદું હતું. તે કારણ તમે કલ્પી લેજો. હવે તો કોઠે પડી ગયું એટલે તેની બહુ અસર નથી રહેતી.

મારી સમક્ષ અત્યારે સારા સલાહકારો, માતૃભક્તિ ગાનારાં, વીરત્વ પ્રેરનારાં છે, પણ તેને હું મારી દૃષ્ટિથી સાચાં નથી માની શકતી અને તેને માટે તમે તમારી ગણતરી જે સાવ ખોટી જ બાંધી છે તેને ભૂંસી નાખજો. મહેરબાની કરીને આટલું કોતરી રાખજો કે હું કોઈની દોરવાઈ નહીં જ દોરવાઉં. મારો દોરનાર અત્યારે ભલે કાળી દીવાલોની પાછળ ગોંધાઈ રહ્યો પણ તેથી મારી લગામ કોઈ ઝાલી શકશે જ નહીં. હું અત્યારે મારા પગ પર ઊભી થતાં શીખીશ. માટે તમે આવી કલ્પનાઓને બિલકુલ સ્થાન આપશો નહીં. તમારા કાગળમાંથી ઘણું લખવાનું સૂઝે તેમ છે પણ

અત્યારે ટપાલનો ટાઇમ ભરાઈ ગયો છે અને આપણે તે સંબંધમાં રૂબરૂ ખુલાસો થઈ ગયો છે તેથી હવે બંધ કરું છું. ૦૦૦ આ સાથે મારી ત્રણ દિવસની ડાયરી પણ મોકલું છું. આવી ડાયરીથી તમારું મન આનંદમાં રહેતું હશે તો જરૂર મોકલતી રહીશ. અમે કાંઈ તમારા જેવા લેખક છીએ કે ભાષાને ખૂબ ઓપ ચડાવીએ! ગાંડીઘેલી ભાષામાં લખી છે. તેમાં જે સૂચનાઓ કરવાની હોય તે જરૂર નિઃસંકોચપણે લખશો. ડાયરી તમે આવી ઝીણી ઝીણી વાતોની માગો છો કે આખા દિવસમાં કોઈ સારા પ્રસંગ બન્યા હોય તેની? કે આથી પણ વધારે ઝીણી બાબતોની? આથી ઝીણી બાબતોની જોતી હોય તો તેને માટે મારે એક ઘડિયાળ જોશે! હાથ ઉપરના ઘડિયાળમાં જોતી જઈશ અને મિનિટેમિનિટનો હિસાબ આપતી જઈશ! કેમ, શું જોઈએ છે? બચુભાઈનો કાગળ આ સાથે બીડ્યો છે. તેણે જે સૂઝયું તે લખ્યું છે. મેં એક પણ પોઇન્ટ આપ્યો નથી. ઇન્દુબહેન મોરલાને જોઈને બહુ રાજી થયા છે.

લિ૦ દમયંતીનાં વંદન

*

† માણેકલાલ : માણેકલાલ દવે, 'સૌરાષ્ટ્ર'ના પ્રેસ–મેનેજર.

† કપિલભાઈ : કપિલ પ૦ ઠક્કર.

† બચુભાઈ : જ્યેષ્ઠ પુત્ર, મહેન્દ્રભાઈ.

† ઇન્દુબહેન : પ્રથમ પુત્રી, ઇન્દુબહેન અનિલ શાહ.

† "છોકરાંઓને રઝળતાં મૂકીને હું 'વેપાર'માં નહીં ઝંપલાવું...." : બાપુજીના કારાવાસ દરમ્યાન પૂ૦ બા પણ ધરપકડ–સજા વહોરી લે તો છોકરાં રઝળી પડે એનો ઉલ્લેખ.

† 'રમકડું' : તમંચો.

*

## પૂ૦ દમયંતી–બાની ડાયરીમાંથી

તા૦ ૧૪–૧૦–૩૦ : ડાયરીની હડતાળ ચાર દિવસે આજ ઊઘડે છે. રાત્રિના વિચારોને લીધે સવાર સુધી આળોટવાનું જ ચાલુ રાખ્યું ત્યાં તો પ્રભાતફેરીનો પડઘો સંભળાણો. આજ તો ઘણી સારી સંખ્યા હતી. નવા ફતવાનો અમલ થવાથી પ્રજામાં ઘણો જ ઉત્સાહ આવ્યો છે. વિથિમાંથી પસાર થતી હતી ત્યાં 'છોકરો' ટપાલ આપવા આવ્યો. સાબરમતીનું કવર જુદું જ દેખાઈ આવતું હતું કારણ કે એનું તેજ જ

કોઈ અનેરું દેખાતું હતું. એટલે સૌથી પહેલાં તેને માન આપ્યું, પણ કાંઈ ઉતાવળે આંબા પાકે? આ તો અણધારેલું નામ નીકળી પડયું. મારું નામ નહોતું પણ મારું પ્રતિબિંબ તો ચોક્કસ જણાતું હતું. બે દિવસનો મનનો બોજો ઘડીભર ક્યાંયે દટાઈ ગયો. પછી તો સાફસૂફીનાં કામમાં રોકાણી અને છેવટે રસોડાનો ચાર્જ સંભાળવો પડયો. આરોગવા બેઠાં. એક વાગ્યે ફારગ થઈ પછી તમારી ખુરશી શોભાવતી હતી ત્યાં ઓચિંતાં બા તથા લલિતા આવી પહોંચ્યાં તેમનું સ્વાગત કર્યું. ત્યાં તો (સરદાર) દેવીબહેનનું આગમન. થોડી વિચારણા અને પરિણામે અમે બધાં બરવાળા ઊપડયાં. ત્યાં જપ્તીરાજ પધારવાના હતા તેમનું ખાસ સ્વાગત કરવા અમે પાંચ બહેનો સાથે ગયાં, પણ 'મોટારાજ' કાંઈ એમ પધારે? ત્યાંની બહેનો સાથે ભાષણરૂપે થોડીક વાતો અને છેવટે પ્રીતિભોજન કરીને ઊપડયાં પાછાં મોટરમાં. ત્રણ બહેનોને મૂકી આવ્યાં કારણ કે અચાનક 'મહેમાનો' આવી પહોંચે તો? તેમનું સ્વાગત કરવા તે બહેનોને રોકી છે, અને અમે તો લહેર કરતાં કરતાં, મસાણ–છાપરીની વિઝીટ લેતાં લેતાં, દરવાજે આવી પહોંચ્યાં. ઘરમાં પ્રવેશ કર્યો. બાળકો ઊંઘતાં હતાં. પાણી વિ૰ વિધિમાંથી મુક્ત કરીને થોડીક વાતો કરી. બચુભાઈની થોડીક ફરિયાદો સાંભળી. પછી ફોસલાવી પોઢણ કરાવ્યાં, અને હવે હડતાળ ખુલે છે.

૧૫–૧૦–૩૦: સવારના પ્રભાતફેરી, ત્યાર પછી પાણીફેરી! આજ તો દાઝ કાઢી. ઘણા દિવસે વારો આવવાથી આજ તો બરાબર દસ વાગ્યા સુધી તે કામ ચલાવ્યું. પ્રેસ પાસેથી ત્રણ બેડાં અને નદીએથી બે બેડાં લાવી. કેટલી બધી બહાદુરી કરી! ૦૦૦૦ હવે રસોડાફેરી શરૂ કરી. એક વાગ્યો પછી બાળકોને નવરાવવાનું તથા માથાં ઓળવાનું આદર્યું. બે વાગ્યા. બંને છોકરાંને સુવાડી દીધાં અને અમે ગયાં સભામાં. ખાસ બહેનોની સભા રાખી હતી. દરેક વખતે સભા થાય છે ત્યાં મહાજને તાળું લગાવી દીધું હતું. માણસો દોડાવ્યા પણ કાંઈ જવાબ જ ન મળ્યો. પછી બરાબર રસ્તા ઉપર કામ શરૂ કર્યું! પૂર્ણાહુતિ થઈ એટલે તેમનો એક માણસ ચાવી લઈને આવ્યો. અમે પણ વિરોધ દર્શાવવા બહેનોનું સરઘસ કાઢ્યું. આવ્યાં સીધાં શાંતિભુવનમાં. થોડો આરામ લઈને ગયાં રેંટિયાના શરણે. અરધોએક કલાક કાંત્યું ત્યાં છ વાગ્યા. ફરવા જવાનું એકાએક મન થઈ ગયું. ત્રણે છોકરાંઓને લઈને હું તો ઊપડી. આજ તો પેલા પુલ નજદીક જવાની ઇચ્છા થઈ તેને બરાબર માન આપ્યું. પાછાં વળ્યાં. રસ્તામાં નવી છાવણી જોવાનો લાભ મળ્યો. ઘેર આવ્યાં. પ્રીતિભોજન કર્યું. તમારા ઑર્ડિનન્સનો ભંગ કરીને બાળકોને સુવડાવી દીધાં. હવે બેઠી પોથાં ચીતરવાં. બસ, હવે અમારું કામ પૂરું. ઉપરાઉપરી બગાસાં આવવાં લાગ્યાં. સંભવ રહે છે કે નિદ્રાદેવીનું વહેલું આગમન થશે. [ટૂંકાવીને.]



**ધન્ય મુજ ગૃહલક્ષ્મી, સુખધામ! વિશ્રામ!**

ધન્ય મુજ ગૃહલક્ષ્મી

યુદ્ધઘેલડી! હું નીરખું તું ચડે એહ સંગ્રામ
આજ ધન્ય થાયે મુજ તેત્રીસ વત્સર તણો વિરામ
ધન્ય મુજ ગૃહલક્ષ્મી! સુખધામ!
ધન્ય મુજ કામધેનુ! વિશ્રામ!

[કારાવાસમાં પોતાની જન્મતિથિએ બાપુજીએ પૂ૰ દમયંતી-બાને સંબોધીને લખેલા કાવ્ય 'એક જન્મતિથિ'માંથી]

## (૭૦) પૂ૦ દમયંતી–બા તરફથી

રાણપુર : ૧૯–૧૦–૧૯૩૦

"શ્રી મેઘાણીજી",

તા૦ ૧૬ મીએ લખેલ બિઝનેસ લેટર કાલે સાંજના મળ્યો. ૦૦૦ મારા ઉપર બીજા જે કોઈએ પ્રતિબંધ કર્યો છે તેની હું પરવા હવે કરતી જ નથી કારણ કે મારી ઇચ્છા મુજબ મને તમારા તરફથી પૂરતી છૂટ મળી છે. મારે કોઈની જરૂર ન હોય પણ તમારી ઇચ્છા તો જાણવી જ જોઈએ. તેમાં મતભેદ હોય તો જરૂર આપણે અરસપરસ પડદો ખેંચી શકીએ પણ હવે તેવું કાંઈ છે જ નહીં એટલે સૌ પોતપોતાની દુનિયામાં સુપંથે પ્રયાણ કરી શકે છે.

મારી પ્રવૃત્તિને અંગે આર્થિક રકમ વાપરવાનો જે મોટો ભોગ બતાવ્યો તેથી ઘણો આનંદ. આ તમારી કલ્પનાનો મને જરાયે ખ્યાલ નહોતો આવતો અને ઘણી વખત ભવિષ્યને માટે હું પણ મૂંઝવણમાં પડી જતી, પણ તે તો બધું ક્ષણિક. ઇશ્વિર જેવો મહાન ધણી છે પછી આપણે શી ચિંતા કરવાની હોય? માટે તમે પણ મારાથી ચિંતામાંથી મુક્ત થશો. ૦૦૦૦૦ છોકરાંઓને જેતપુર રાખવાની ઇચ્છા મેં બતાવી જ નથી. તમે કદાચ કહો તો પણ હું તે માન્ય ન રાખું. પહેલાં તો મને મારા માસાના કાગળ ઉપરથી એમ થતું કે ક્યાંયે પાટો ન બાઝે તો પછી બાળકોને ત્યાં સોંપવાં અને મારે મારા કામે લાગી જવું, પણ આ વખતનો અનુભવ જુદો જ થયો. આપણાં બાળકો ડાહ્યાં છે તે તમારી વાત સાચી પણ સાથે સાથે બચુમાં અમુક પ્રકારની જડતા અને રીસ પણ બહુ છે, હઠ તો છોડતો જ નથી, બહુ ફોસલામણાં કરવાં પડે છે. તેને તો કોઈ સંસ્થામાં મૂક્યા વગર પાટો નહીં બાઝે.

તા૦ ૧૪મીના કલાકો તમારા પણ એટલા ગરમાગરમ પસાર થયા જાણીને આનંદ થાય છે. આનંદ એટલા જ પૂરતો કે આપણે જુદી જુદી દુનિયામાં વિચરીએ છીએ છતાં આપણો પ્રવાહ એક જ રૂપમાં મળી શકે છે. આવી જ આપણી એકાત્મતા પ્રભુ જાળવી રાખે તેવી તેના પ્રત્યે પ્રાર્થના છે. મેજર સાહેબે તથા મિ૦ ફર્નાન્ડીઝે ઠીક તમને રસ્તે ચડાવી દીધા. તમારું [મન] કેટલું મજબૂત છે તે એ લોકો જાણે છે, અને તેથી જ તમારી માગણીનો સ્વીકાર થયો હશે. તમારા જીવનની વૈવિધ્ય જોઈને ખરેખર અદેખાઈ આવે છે! તમે બહાર આવશો ત્યારે તમારી પાસેથી ઘણું નવીન મળશે એટલે કે મને પણ તમારે શાંતિ ને સબૂરીના પાઠો શીખવવા પડશે, માટે ખૂબ જોરથી અભ્યાસ ચાલુ રાખજો. શિવુભાઈના મરણપ્રસંગે મેં જે મક્કમતા રાખી તેને માટે હું તમારા પ્રત્યે કરજ નથી ચડાવતી પણ અભિમાન ધરાવું છું. તમારા આવ્યા પછી હું જરાયે ઘરમાં બેસવાની નથી કારણ કે હવે રખડવાનો જ મારો ધંધો થઈ પડ્યો છે. કદાચ મારે ને તમારે કજિયો ન થઈ પડે તો

સારું! ૦૦ નું વર્તન સાંભળીને ઘણું જ લાગી આવે છે. મને ઈશ્વર જલદી જલદી ખૂબ લાંબાં શિંગડાં આપે તો હું તેનું બરાબર વ્યાજ સહિત વેર વાળીશ! ૦૦ માટે જે સૂચના આપી તે બરાબર ધ્યાનમાં રાખીશ. એને આ પ્રવૃત્તિમાં ઘસડી જનારાં ઘણાં ભેગાં થયાં છે પણ પોતે મક્કમ છે એટલે વાંધો નહીં આવે. જો કે હું પણ તેને આગ્રહ કરતી હતી પણ હવે તે ફેરવી નાખ્યો છે, માટે હવે નિશ્ચિંત રહેજો. મને પણ તમારો વિચાર સારો લાગે છે. ૦૦૦૦ અમે સહુ આનંદમાં છીએ. પગનાં છડાંનું મને બિલકુલ યાદ જ નહોતું પણ હવે જરૂર નવાં કરાવી લઈશ. બીજું શું શું નવું કરાવું? ગ મ ત જવાબમાં શ અને મ! એ જ

લિ૦ તમારી જ દમુ, ખરું ને?

*

† 'તમારી માગણીનો સ્વીકાર' : કારાવાસનું કેટલુંક કારકુની કામ બાપુજીને એમની વિનંતીથી સોંપાયું તેનો ઉલ્લેખ.

† શિવુભાઈ: શિવલાલ ગોસળિયા, પૂ૦ દમયંતી–બાના માસા.



## (૭૧) મહેન્દ્ર ઝવેરચંદ મેઘાણી અને ઇન્દુ ઝવેરચંદ મેઘાણી ઉપર

[સાબરમતી જેઇલ] : ૧૦–૧૧–૧૯૩૦

પ્યારા બચ્ચા મહેન્દ્રપ્રતાપ ઉર્ફે બોખારામ ઉર્ફે મોટું માથું બોત રૂવાબ! ઉર્ફે ગળેલ ગરદન પતલા પાવ! ઉર્ફે ભાષણખોર, દાતણના ચોર, ઊંઘણશી ઘોર, બા કહે છે ચાડીખોર!

મને વચન આપ્યા પ્રમાણે આજથી તમે
બાના ડાહ્યા દીકરા થયા હશો,
રાતે ઇન્દુને વાર્તા કહેતા હશો,
બાને ગીત સંભળાવતા હશો,
કાન ઝાલીને દૂધ પાતા હશો,
છાવણીમાં થોડું જાતા હશો,
ફળિયામાં લાઢીદાવ રમતા હશો,
બાપુજીને કાગળ લખતા હશો.



**પ્યારા બચ્ચા મહેન્દ્રપ્રતાપ, બોત રૂવાબ!**

સરનામું: ઝવેરચંદ મેઘાણી, સાબરમતી જેઇલ. વારુ! તમે 'મહેન્દ્ર' તો હતા પણ પાછું 'પ્રતાપ' ક્યાંથી બેસાડી દીધું? એવું કયું પરાક્રમ કરી નાખ્યું? દાંત તો કોઈએ લાત મારી પાડી નાખ્યા છે ને ભાઈ કહે છે 'મહેન્દ્રપ્રતાપ'!

ઇન્દુબહેન!
અણમાનેતાં ઇન્દુબહેન!
બાને દવલાં ઇન્દુબહેન!
તમને એકલાં સૂતાં મૂકીને
બે ચોર અહીં આવ્યાં હતાં.
ચોરના કાન ખેંચજો, ધબ્બા મારજો!
અને ફરીવાર હવે એ બેયને સૂતાં મૂકીને
ગાડીમાં બેસી અથવા મોરલા પર ચડીને
આકાશમાં થઈ ને આંહીં આવજો.
આપણે એકલાં એકલાં મળશું,
વાતો કરશું, ફૂલના હારગજરા ગૂંથશું.
તમે એ બેમાંથી કોઈને કહેશો નહીં કે
બાપુ સાથે શી શી વાતો કરી!
ખાનગી! ખાનગી! ખાનગી!



**અણમાનેતાં ઇન્દુબહેન!**
**વાતો કરશું, ખાનગી! ખાનગી! ખાનગી!**

આંહીં આવી મને છાનાંમાનાં કહી દેજો કે
બા તમને સૂતાં સૂતાં વાર્તા કહે છે કે નહીં,
ગીત ગાય છે કે નહીં,
આંખો આંજીને દોકડા દે છે કે નહીં!

લિ૦ બાપુજી



**(૭૨) લાલચંદ કા૦ મેઘાણી અને પ્રભાશંકર કા૦ મેઘાણી ઉપર**

શારદા મંદિર : અમદાવાદ : ૯–૩–૧૯૩૧

બંને ભાઈશ્રીઓ,

હું ગઈ કાલે છૂટીને ઘેર આવી ગયો છું. તમારા સર્વેના આશીર્વાદ માગું છું.

આવતી કાલે સાંજે હું તથા દમયંતી અમારી આંખોની સારવાર માટે મુંબઈ જઈએ છીએ. ત્યાંથી બે-ત્રણ દિવસમાં જ પાછાં આવશું. છોકરાંને આંહીં છોડીને જ જશું. સહુને અમારાં બંનેનાં સ્નેહસ્મરણ.

લિ૰ ઝવેરચંદના પ્રણામ

(૭૩) **લાલચંદ કા૰ મેઘાણી ઉપર**

રાણપુર : ૨૧-૩-૧૯૩૧

ભાઈશ્રી,

મુંબઈ સાત દિવસ રહી, ત્યાંથી અમદાવાદ આવી, હાલ તુરત પૂરતો આંહીં



(૧૯૩૧)

...છૂટીને ઘેર આવી ગયો છું ..

કાલે આવ્યો છું. છોકરાંને ટર્મ પૂરી થતાં સુધી અમદાવાદ જ રાખવાનું રાખ્યું છે. બાને આંહીં તેડાવ્યાં છે તે સોમવારે આવી જશે. હું હાલ રાણપુર–અમદાવાદ વચ્ચે ગયો–આવ્યો રહીશ. તમારા તથા છોકરાંના કાગળો પહોંચ્યા છે. તમારા સહુની મારા પર અથાગ લાગણી છે. હું તો દોષોથી ભરેલો, આવેશમય અને બિનવ્યવહારુ માણસ છું. તમારે સહુએ મારી મર્યાદાઓ પ્રતિ ક્ષમાદૃષ્ટિ રાખવી રહે છે. અમારી બંનેની વતી તમામ બાળકોને તથા મારાં ભાભીને સ્નેહસંભારણાં કહેશો.

મુંબઈમાં દમયંતીની આંખોની તપાસ કરાવતાં જે એક આંખ ગઈ છે તે તો કાયમને માટે ગઈ જ ઠરી છે. એનો કશો ઇલાજ થઈ શકે તેમ નથી. બીજી આંખ સારી છે તેનું રક્ષણ કરવાનું જ હવે તો રહ્યું છે. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ



(૭૪) **ગગુભાઈ રા૦ નીલા ઉપર**

રાણપુર : ૨૪–૩–૧૯૩૧

માનવંતા સ્નેહી ભાઇશ્રી,

આપનો કાગળ શ્રી અમૃતલાલભાઈ પરનો આંહીં આજે સવારે મળ્યો છે. આપના સદ્‌ભાવ બદલ આભાર માનું છું ને આપના પત્રથી આનંદ પામું છું. આપની તબિયત નાદુરસ્ત જાણી અફસોસ થાય છે. જલદી આરામ થાય અને મળીએ એમ ઇચ્છું છું.

હું જેઇલમાંથી છૂટી મારી તથા મારાં પત્નીની આંખોના વ્યાધિના ઉપચાર માટે મુંબઈ ગયો હતો. ત્યાંથી હજુ હમણાં જ આંહીં આવ્યો છું. કુટુંબ હજુ અમદાવાદ છે. મારે પણ આજે પાછા અમદાવાદ જવાનું છે. મારી આંખે સખત ખીલ ઊપડ્યાં છે અને તમારાં બહેનની તો એક આંખ તદ્દન ગઈ છે. મોટા દાક્તરોએ પણ કહી દીધું છે કે એનો હવે કશો ઇલાજ નથી. જેવી પ્રભુ–ઇચ્છા!

આમ હમણાં તો થોડો રઝળપાટ રહેશે પણ આંહીં શાંતિથી સ્થિર થઈએ એટલે પછી આપ પણ સાજા થઈ જરૂર આનંદ ખાતર આવી જાઓ એવી અમારી સહુની ઇચ્છા છે. હું આપને કાગળ લખીશ. હાલમાં આપ કાગળ લખો તો ઠે૦ શારદા મંદિર, એલિસબ્રિજ, અમદાવાદ એમ કરશો.

આપને ત્યાં અમારાં બહેન, તમામ ભાઈઓ વગેરે ખૂબ આનંદમાં હશે. સહુને મારા ઘણા ઘણા કરીને રામરામ કહેશો. આપનો સ્નેહ યાદ આવ્યા વિના તો જેઇલમાં પણ રહેતો નહોતો.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વંદન



(૭૫)

## લાલચંદ વોરા ઉપર

[બાળપણ અને શાળાસમયના મિત્ર અને
બગસરાના અગ્રગણ્ય રચનાત્મક કાર્યકર]

રાણપુર : ૨૭-૪-૧૯૩૧

પ્રિય ભાઈ,

૦૦૦ સ્વધર્મે નિધનં શ્રેય [સ્વધર્મે મરવું ભલું] એ ભાવે શ્રદ્ધાપૂર્વક ખાદીનું જ કર્યા કરો. બીજી વાતોથી ન અકળાતા. જેનું જેમાં નિર્માણ હશે, સ્વભાવથી, સંજોગોથી કે સ્વાર્પણથી, તેઓ તે કર્યા જ કરશે. સર્વ દિશામાં જરૂર છે. ક્રાંતિ અને યુદ્ધની મનોદશાવાળાઓ તમારું ક્ષેત્ર નહીં જ ખેડી શકે માટે તમારા જેવાએ તો ખૂંચી જ જવું, મિશનરીના ભાવથી. હું તો અહીંથી ખસી શકું તેમ નથી એટલે દિલગીર છું.

આંખોનાં ખીલ તો અંત સુધીનાં સંગી કહેવાય. પંપાળી પંપાળીને રાખવાં રહ્યાં. ઇચ્છિત શાંતિ મળો એ આશિષ સાથે,

તમારા ઝવેરચંદનાં વંદન

(૭૬)

## લાલચંદ કા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૨-૭-૧૯૩૧

મુ૦ મોટાભાઈ,

૦૦૦ શ્રી ચુનીલાલ† ને વ્યાધિ આટલી હદે વધી ગયો વાંચી અફસોસ થાય છે. રાજકોટ લઈ ગયા તે સારું કર્યું. ડૉ૦ રતિલાલ શાહ હુશિયાર ગણાય છે. મારે નિકટનો સંબંધ તો નથી પણ પિછાન છે. એ મારા પ્રતિ સારો ભાવ રાખે છે પણ એના પર કશો હક્ક ધરાવું તેવી મૈત્રી નથી. તે છતાં એણે જ્યારે સંબંધ સંભાર્યો છે ત્યારે એને માટે જુદો કાગળ લખવો જોઈએ તે આ સાથે લખું છું. આપશો.

એક જરૂરી વાત. બિલ થાય તેનો ઉચ્ચાર ડૉ૦ શાહ ચુનીલાલ પાસે ન કરે અને આપણા પાસેથી જ પરબારું વસૂલ કરે એમ તમે ગુપ્ત રીતે ગોઠવશો. આ જરૂરી છે. એમણે તો ચુનીલાલને એમ જ કહેલું કે મેઘાણીના સંબંધી પાસેથી બિલ ન હોય. આ વાતનું એના કાગળમાં નહીં લખું. તમે રૂબરૂ જ કહેજો. સમાચાર તુરત જણાવશો. મારા આવવાથી કશી સારી અસર હોય અથવા શ્રી ચુનીલાલની એવી ઇચ્છા હોય કે મારે આવવું તો જણાવશો. હું જરૂર આવી જઈશ. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદનાં વં૦

*

† ચુનીલાલ : ચુનીલાલ કપુરચંદ પારેખ, નાનાં બહેન સમજુબહેનના પતિ.

(૭૭) **લાલચંદ કા૦ મેઘાણી ઉપર**

રાજકોટ : ૧૩-૭-૧૯૩૧

મુ૦ મોટાભાઈ,

૦૦૦ હું આંહીં મંગળવારે સવારે આવ્યો છું. ૦૦૦૦૦૦ મેં દમયંતીને આંહીં એના શરીરની દાક્તરી તપાસ માટે તેડાવેલ છે. લોહી તથા ઝાડાની તપાસમાં બહુ ગંભીર પરિણામ જણાયું છે. સર્જન આજે સાંજે તપાસશે ને પછી દવા નક્કી કરશે. પછી તેઓ રાણપુર જશે. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ



(૭૮) **લાલચંદ કા૦ મેઘાણી ઉપર**

રાજકોટ સદર : ૨૪-૭-૧૯૩૧

મુ૦ મોટાભાઈ,

૦૦૦૦૦૦ દ૦ના સંબંધમાં કોઈએ ભડકાવ્યાથી હું ખોટો ભડકેલ નથી. ખાસ ભડકવા જેવું કશું નથી પણ શરીર દિવસે દિવસે ઘસાતું જતું હોવાથી વાત તો પ્રત્યક્ષ છે એટલે ઉપચાર કરવો જોઈએ. દર્દો બહુ છેતરામણાં હોય છે. બાકી એના મન પર કશી જ નબળી અસર નથી. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ



## ખમા! ખમા! લખ વાર! : ૧૯૩૧



સિંહણબાળ ભૂલી ગયાં, ખુદ જનનીની કુંખ,
આતમભાનની આરસી ધરી એની સન્મુખ;
મુગતિ કેરી ભૂખ, જગવણહાર ઘણું જીવો!

બાબા! જીત અજીત સબ, તેં ધરિયાં ધણીદ્વાર,
મરકલડે મુખ રંગિયાં, દિલ રંગ્યાં રૂધિરાળ;
રૂદિયે ભરી વરાળ, હસનારા! ઝાઝી ખમા.

[ગાંધીજીના ઓગણસિતેરમા જન્મદિને લખેલા ત્રણ પંક્તિવાળા સાત દુહામાંથી બે. 'બાપુનાં પારણાં'માંથી.]

*

### (૭૯) દેવદાસ ગાંધી તરફથી

[જહાજ 'રાજપૂતાના' પરથી જહાજની છબિવાળા પોસ્ટકાર્ડ પર લખેલ પત્ર]

[પોર્ટ તૌફિકથી રવાના : ૬–૮–૧૯૩૧]

પ્રિય ઝવેરચંદભાઈ,

તમારા કાવ્યના પહેલે જ દિવસે બાપુએ મુક્ત કંઠે વખાણ કરેલા. એની ખૂબી માત્ર કાવ્યશક્તિમાં નથી. તમે બાપુના દિલમાં પેસી શકયા છો. જેવું સુંદર ચિત્ર છે

તેવું જ કાવ્ય છે. શાબાશ, પણ ન્હાનાલાલ કવિ ગુસ્સે થશે હો! પછી તમે જાણો. આવું આવું લખીને એને ઝંખવાણા પાડો — અને જાણી જોઈને પાછું — એ ચાલે કે? ખબરદાર!!

સુંદર મુસાફરી ચાલી રહી છે. અમને કોરડાના માર ઠીક પડતા રહે છે, 'નવજીવન'માં કંઈક ખ્યાલ અપાયો છે. રેડિયોથી સંખ્યાબંધ તારો — સ્ટીમરો તરફથી તેમ જ શહેરોથી — આવ્યા કરે છે. મિત્રમંડળીને [?]

લિ૦ દેવદાસ

*

● ભોમિયો ભગવાન છે, બાપુ!

જા બાપ! માતા આખલાને નાથવાને,
જા વિશ્વહત્યા ઉપરે જળ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને.
ઘનઘોર વનની વાટને અજવાળતો, બાપુ!
વિકરાળ કેસરિયાળને પંપાળતો, બાપુ!
ચાલ્યો જજે! તુજ ભોમિયો ભગવાન છે, બાપુ!
છેલ્લો કટોરો ઝેરનો પી આવજે, બાપુ!

[ઘણા મનોમંથન પછી ગોળમેજી પરિષદમાં ભાગ લેવા લંડન જવાનો ગાંધીજીએ નિર્ણય કર્યો એ પ્રસંગે, સમુદ્રમંથનમાંથી ઊમટેલા ઝેર પી જનારા નીલકંઠનો નિર્દેશ કરીને, રચાયેલું કાવ્ય 'છેલ્લો કટોરો' ગાંધીજીના પ્રયાણ સમયે મુંબઈના બારામાં જહાજ 'રાજપૂતાના' પર એમને પહોંચાડાયેલું તેમાંથી.]

*

♦ SS "Rajputana", Aug. 29, 1931

"Though I see nothing on the horizon to warrant hope, being a born optimist I am hoping against hope. My faith is in God and He seems to have made my way clear for me to go to London. Therefore I expect He will use me as His instrument for the service of humanity." ◻ અનુવાદ : એસ. એસ. "રાજપૂતાના" ઑગસ્ટ ૨૯, ૧૯૩૧. ક્ષિતિજ પર આશાની લાલી પણ નથી કળાતી છતાં, જન્મસંસ્કારથી હું આશાવાદી હોવાથી નિરાશાની ડારતી દીવાલ સામે ઊભા ઊભા પણ મને આશાનો આભાસ થાય છે. મારી, શ્રદ્ધા સર્વશક્તિમાનમાં છે અને

લંડન જવાનો મારો રસ્તો એણે જ સાફ કરી દીધો છે એવું મને લાગે છે, એટલે માનવતાની સેવાર્થે એ મને નિમિત્ત બનાવશે એવી મને અપેક્ષા છે. [લંડન જતી વેળા ગાંધીજીએ કરેલા નિવેદનમાંથી.]

## (૯૦) મહાદેવ દેસાઈ તરફથી

લંડન : ૨૦–૧૦–૧૯૩૧

પ્રિય ભાઈ,

તમારે આભારનો પત્ર લખવાની કશી જરૂર નહોતી. હું મારા પ્રેમનો ઉભળકો ન શમાવી શક્યો એટલે લખ્યું, બાપુએ એક વાર મારો લેખ વાંચી જોયો, છાપવાની ના કહી, પછી મેં વિનવ્યા, પછી હા કહી! તમે ઘણું ઘણું જીવો અને આવાં અનેક અમર કાવ્યો રચો એથી વધારે સારી શુભેચ્છા મારા જેવો અકવિ શી બતાવે? કવિ હોત તો કાવ્યમાં ધન્યવાદ લખત, અકવિ હોઈને તમારા કાવ્યની થોડી ગદ્યાત્મક પ્રશંસા કરીને કૃતકૃત્યતા માની.

હજી તો તમારે અનેક ભયાનક પ્રસંગોને માટે તમારા તાન સંઘરી રાખવા પડશે એવા અહીં ચાળા દેખાય છે. તમે તો કહ્યું જ હતુંના, લે છેલ્લો કટોરો પીવા જાઓ છો બાપુ! પણ બાપુનું નેત્રસુધા અહીં અનેકની આંખો ઠારી ચૂક્યું છે, અને એ લોકો બાપુને અને હિંદને કદિ ન ભૂલે. આવ્યા એ તો સરસ જ થયું એમ લાગે છે. અહીં અજબ મોહિની ફેલાવી છે, પણ એમાં 'અજબ' શું? સૂર્યના પ્રકાશને આપણે ક્યારે અજબ કહીએ છીએ? હા; કો'કવાર અવનવા રંગ ધરતા સૂર્યાસ્ત અને મનમોહક બાલસૂર્યની ઉપર વારી જઈએ છીએ ખરા! તેવા બાપુના કો'ક ખંડ-દર્શનથી આપણે ચકિત થઈએ એ સ્વાભાવિક હોય, તમારું પહેલું કાવ્ય બીજાની કોટિએ આવે એવું ન લાગ્યું. બીજામાં સાગરગાંભીર અને સાગરનો ઘુઘવાટ છે તે પ્રથમમાં નથી. દેવદાસ તમને ખૂબ યાદ કરે છે. શેઠ રોજ મળે છે.

લિ૦ સ્નેહ૦ મહાદેવ

*

† શેઠ : અમૃતલાલ શેઠ

*

◆ 'પંદર દિવસનો સતત સાક્ષી'

"બંદર ઉપર હજારોનાં ટોળાં, આગબોટ ઉપર કદી ન ભેગી થયેલી મેદની વગેરેનું સ્મરણ કરતાં કિનારા ઉપરનાં પ્રેમાળ મુખો ઝાંખાં થતાં ગયાં અને દૃષ્ટિથી લુપ્ત

થયાં ત્યાં સુધી આંખ તાણી તાણીને જોતાં અને છેવટે બધું દેખાતું બંધ થયું એટલે 'સમુદ્રવસના' દેવીનું સ્મરણ કરતાં અમારી ઓરડીમાં બેઠાં. ફરીબંધ તારો અને કાગળો આવેલા તે વાંચવા માંડ્યાં. વાંચી રહ્યા બાદ મેઘાણીનો 'છેલ્લો કટોરો' બાપુના હાથમાં આવ્યો. બાપુ કહે, 'મારી સ્થિતિનું આમાં વર્ણન થયું છે તે તદ્દન સાચું છે.' મીરાંને કહે, 'એનું ભાષાંતર મહાદેવ કરશે પણ એનું કાવ્ય અને એની ભાષા તને શી રીતે આપી શકશે?' મેઘાણીના કાવ્યને વાંચતાં તો જાણે મેઘાણીનો આત્મા ગાંધીજીના છેલ્લા પંદર દિવસનો સતત સાક્ષી રહ્યો હોય એમ પ્રતીત થાય છે. ૧૧ મી ઑગસ્ટથી માંડીને ૨૭ મી સુધીનું દરેક પગલું જાણે મેઘાણીજીએ ક્યાંક છુપાઈ ને —અંધેરપછેડો ઓઢીને—જોયા કીધું હોય એમ લાગે છે." [૨૦-૯-૧૯૩૧ના 'નવજીવન'માં પ્રગટ થયેલી મહાદેવ દેસાઈની નોંધમાંથી સંકલિત, સાભાર.]

*

## આશાહીન એકલો આવે

માતા તારો બેટડો આવે,
આશાહીન એકલો આવે...

જો જો મારો બેટડો આવે
સંદેશાઓ બેપિયા લાવે.

રોમે રોમે તારે દાંત ભીંસી ઝેરી
કરડ્યા કાળુડા નાગ,
ફૂંકે ફૂંકે દૂધની ધારા,
રેલી તારા દેહથી પ્યારા!—માતા૦

[ગોળમેજી પરિષદ નિષ્ફળ જતાં ગાંધીજી વતન પાછા ફર્યા ત્યારે રચેલ કાવ્ય 'માતા તારો બેટડો આવે'માંથી.]

*

## 'ધગશ દ્વારા નિરૂપણ'

"ગાંધીજી વિશેની મારી કૃતિઓ માટે આટલું કહી શકું કે હું એમનો અનુયાયી નથી, એમના રાજકારણવાદ અથવા અધ્યાત્મવાદનો અભ્યાસી વા ભક્ત પણ નથી. રામાનુરક્ત તુલસીદાસના કે અમારા સોરઠી સંત વેલાના ભક્ત રામ બાવાના ઉત્કટ શરણાગતભાવ અને મુગ્ધતાથી કાવ્યમાં ગુરુ-ઉપાસના કરવાનું મારા જેવા માટે શક્ય નથી. મેં તો પ્રત્યેક પ્રસંગે તેમનાં વલણો, મંથનો ને આત્મવેદનાઓ કેવાંક હશે તેનું કેવળ પરલક્ષી અદાથી, છતાં બેશક મારી ધગશ દ્વારા, નિરૂપણ કર્યું છે." [ગાંધીકાવ્યોની પુસ્તિકા 'બાપુનાં પારણાં'ના નિવેદનમાંથી.]

# સૌ રોતો સંસાર, (એને) લોચનિયે લોહી ઝરે

[ 'આવું છું'નું ગુંજન ગર્જન બન્યું હતું. 'રસધાર', 'બહારવટિયા', 'સંતો'ના સંશોધનગ્રંથો દિલ ડોલાવી રહ્યા હતા, 'વેણીનાં ફૂલ' અને 'કિલ્લોલ'નાં બાળકાવ્યોની ફુમાશમાંથી રણઝણી ઊઠયો હતો 'સિંધુડો'. સંગ્રામ અને અદાલતમાં કરાવેલી 'માતની હાકલ'ની પ્રતીતિથી લોકપ્રિયતાનાં શિખરો સર થયાં હતાં. છેલ્લો કટોરો'માં પ્રગટેલ કાવ્યભાને રાષ્ટ્રપિતા પાસેથી રાષ્ટ્રિય શાયરનું બિરદ અપાવ્યું હતું. પ્રથમ રણજિતરામ સુવર્ણચંદ્રકને પાત્ર બનેલા બાપુજીનું સામ્રાજ્ય એક દિવસ, અચાનક, બસ, પલવારમાં તૂટી પડ્યું. શકિતના ધોધ અને સ્નેહની સરવાણીના વીરડા સમાં પૂ૦ દમયંતી–બાએ અગ્નિસ્નાન કર્યું. વેદનાની ચૌદિશ ભભૂકતી જ્વાળાઓમાં સ્વેચ્છાએ સસડતાં સસડતાં મુંબઈમાં વિતાવેલા વસવાટની અનંત પળોની, બે વર્ષના બેલડાઓને ઉરથી અળગા કર્યાની, અને તાત બની રહેલ પ્રિય મહેન્દ્ર અને પ્રિય ઇન્દિરાની મૂક વ્યથા વાચકે પણ જીરવવી જ રહી. મિત્રોનાં સ્નેહકિરણોથી હિમ પીગળ્યો, ઠારથી ઠરડાયેલાં આંગળાંઓમાં ઝૂઝતા પુરુષાર્થે સંચાર કર્યો. નષ્ટ કુટુંબ–જીવનને વ્યવસ્થિત કરવા બાપુજીએ ફરી વાર દાંપત્યમાં પગલાં માંડ્યાં, બેલડાઓને ફરી એક વાર ગળે વળગાડી વાત્સલ્યની વાડી વસાવવા મથ્યા. વતન વળીને 'ફૂલછાબ' સંભાળ્યું, સાક્ષર–મિત્રોનો સંપર્ક ફરી ખીલવ્યો, કલમ ફરી એક વાર ભર્યે કાંઠે વહેતી ભાદરની જેમ ધસમસવા લાગી. ]

*

## (૮૧) લાભચંદ લાલચંદ મેઘાણી ઉપર

[સ્વયંનિર્મિત ચિત્રકાર, ભત્રીજા]

બોટાદ : ૨૫–૭–૧૯૩૨

ચિ૦ ભાઈશ્રી લાભુ,

૦૦૦ જવાબ દેવામાં ઘરની ઉપાધિઓને લીધે સરતચૂક થવાથી મોડું થયું છે. ૦૦૦ અમે આંહીં ખુશીમાં છીએ પણ નાના બેલડાના ઉછેરમાં છેલ્લા સાતેક મહિનાથી મુશ્કેલીઓ ભોગવીએ છીએ. ધીરે ધીરે સુધારો થતો આવે છે પણ બે હોવાથી કેટલીક મુશ્કેલીઓ તો અનિવાર્ય છે. ૦૦૦૦૦ અમને તો જેલમાં હતા તે મહિનાઓની માફક આ મહિનાઓમાં પણ માસિક ૩૦ ચાલીસ જ આપવામાં આવે છે. કામ તો બેશક ઊલટું બેવડા જોરથી કરવાનું. બચત કરી હોય તે અત્યારે કામ આવે છે, નહીં તો મુશ્કેલી પડે. આ મામલો ઘણો લાંબો ચાલવાની ધાસ્તી છે, માટે ખૂબ વિવેકબુદ્ધિથી વ્યવહાર ચલાવવાનું આપણા જેવા મધ્યમ કક્ષાનાં કુટુંબોએ જોવું પડશે.

તમારાં માતુશ્રીને અમારાં ઘણાં ઘણાં કરી સંભારણાં કહેશો. બ્હેન લીલીને પણ ખૂબ પ્રેમથી યાદ કરેલ છે. એનો કાગળ અગાઉ આવેલ ત્યારે તમારાં કાકી ને છોકરાં-બેલડાની બહુ ખરાબ તબિયતને લીધે બે માસ માટે ગોંડલ ગયેલાં. અમસ્તી પણ એની આંખો એટલી બગડી છે ને પળોજણ એટલી બધી રહે છે કે કાગળો લખી શકતાં નથી. તેનો ધોખો ન કરવો. સ્નેહભાવ જેવો છે તેવો નિભાવવો. ૦૦૦

લિ૦ ઝવેરચંદનાં શુ૦ આ૦

*

† બેલડા : જોડિયા પુત્રો, મસ્તાનભાઈ અને નાનકભાઈ.



## (૮૨) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૦–૩–૧૯૩૩

મુ૦ ભાઈશ્રી,

વંદેમાતરમ્. ત્યાંનાં ખુશીખબરથી આનંદ થયો છે. આંહીં નરમગરમ ચાલ્યું જાય છે. નાના છોકરાને હોજરીની ઉપાધિ છે એટલે નબળો રહે છે. મોટો ઠીક છે. બા છે એટલે છોકરાં સચવાય છે. દમયંતીને ગયું આખું વર્ષ ઉજાગરા વગેરેથી શારીરિક ને માનસિક ઘસારો ખૂબ રહ્યો છે, પણ તેમાં બહારની મદદ જરૂરી નથી. માનસિક આનંદનો ઇલાજ મળવો દુષ્કર છે.

હમણાં એક નવું પરાક્રમ આદર્યું છે : બોટાદમાં નાનું એવું મકાન બંધાવવાનું. સોંઘવારીના સમયનો લાભ લીધો છે. છોકરાંને આશરો અને અમારાં તકદીરમાં હોય તો તમનેય કોઈક કોઈક વાર શાંતિથી તેડાવીને રાખવા જેવું, પણ એ તો લેણાદેવી જ લેવાય છે.

લિ૦ ઝવેરચંદ



## (૮૩) ડૉ૦ અંબાશંકર ભટ્ટ ઉપર

[બોટાદ સરકારી દવાખાનાના ડૉક્ટર અને નિકટ મિત્ર.]

મુંબઈ : ૨૩–૪–૧૯૩૩

પ્રિય અંબુભાઈ,

સ્ટેશને તો આપણે ચૂપચાપ છૂટા પડ્યા પણ માર્ગે હું તમને ભૂલી શક્યો નથી. આંહીં સુખરૂપ પહોંચ્યા છીએ. કાલે નાના છોકરાઓને વિદાય દેવાની છે. મારો મોહ

મને રડાવશે પણ એ બેઉનું શ્રેય બીજી દિશામાં જ છે. ઈશ્વર પાસે માગું છું કે એ કાળસ્મૃતિને આપના મનમાંથી ભૂંસી મને એકલાને જ ભોગવવા આપે. ભાઈ, એના છેલ્લા શાંતિદાતા આપ હતા એ વાતને આપના દુઃખછાબડાની સામે મૂકજો. મૃત્યુમાં આપને એણે બંધુ બનાવ્યા તે કરતાં જીવનસમેત જ એ આપને ઘેર કાં ન દોડી શકી? આટલા નજીક હતા છતાં? પણ આ બધાં વિચારગોથાંને તો હવે વિધિને ખોળે જ મૂકું છું. ચારેક દિવસ માથેરાન જવું છે. પછી આંહીં જ હશું. દિનુભાઈને વંદન.

લિ૦ ઝવેરચંદનાં પ્ર૦

તા૦ ક૦ બહુ થંભી થંભીને એક વાત લખું છું. જેઠાભાઈ, પ્રાણશંકર, વિનોદિનીબહેન, એમને તે દિવસના શ્રમ માટે કંઈ આપીએ તો? હું આમ લખવામાં વિવેકભ્રષ્ટ નથી બનતોને? બુદ્ધિ મરણ પામી છે માટે જ આપને છાનો પૂછું છું. લિ૦ ઝ૦

*

† 'નાના છોકરાઓને વિદાય' : ૧૩–૪–૧૯૩૩ના રોજ પૂ૦ દમયંતી-બાના અવસાન પછી બાપુજી બોટાદ છોડી મુંબઈ આવ્યા અને બે વર્ષના બેલડા મસ્તાનભાઈ–નાનકભાઈને વાત્સલ્યની હૂંફ મળતી રહે એ માટે કલકત્તા પૂ૦ લાલચંદ–બાપુજીને ઘેર ઉછેરાવા મોકલવાના હતા.

† જેઠાભાઈ, વિનોદિનીબહેન : બોટાદ સરકારી દવાખાનાનાં કંપાઉન્ડર અને નર્સ.

## (૮૪) ગજાનન વિશ્વનાથ જોશી ઉપર

[ભાવનગર રાજ્યના કેળવણી ખાતાના એક અધિકારી]

મુંબઈ : ૨૮–૪–૧૯૩૩

ભાઈશ્રી,

હું પાંચ દિવસથી અહીં છું. તમારો આશ્વાસન–પત્ર આજે મળ્યો. અત્યારે તો મનની અવસ્થા એટલી કંગાળ છે કે દરેક આશ્વાસનથી દુઃખ સહેવાના બળમાં ઉમેરો થાય છે. સહેવાનું તો જીવનના અંતપર્યંત રહેવાનું છે. કેટલુંક તો ન વહેંચી શકાય એવું ઊંડું દર્દ છે. હું હમણાં પખવાડિયું અહીં જ છું.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદનાં વં૦

*

તું જ્વાલા સમી દિગ્દિગંતે ભમી ઓ અનામી
તું ગુંજી જીવનશંખમાં ઘોર સિંધુ સમી ઓ અનામી

(૧૯૩૩)

....વડલા તારી વરાળ, પાને પાને પરજળી,
(હું) કિસેં ઝંપાવું ઝાળ, (મને) ભડકા લાગે....

## (૮૫) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૨૮–૪–૧૯૩૩

મુ૦ મોટાભાઈ,

૦૦૦૦૦ બાળકોની ચિંતા તો તમને ભળાવવાની સાથે જ મેં તજી છે. સ્મૃતિ પણ છોડવા યત્ન કરું છું. એ બાળકો તમારાં છે. મારું મન સ્થિર કરવા મથું છું. કાળે કરી એ પણ થઈ જશે પણ અંતરની વેદના ઠરવી દુર્લભ છે. એમાં તો સળગવું જ રહેશે, છતાં બાહ્યોપચારથી શાંતિ ધારણ કરીશ; નહીં તો કેટલાક દિવસ મારાં આંસુ ઝીલવા લોકો ઊભવાના છે? લોકોપવાદ મને પજવી નહીં શકે. એ વિશે ચિંતા કરશો નહીં. બીજા નબળા ગણાતા વિચારો પણ મારે માટે શક્ય જ નથી એટલે કુદરતી મૃત્યુ પર્યંત જીવવાનું ને વેઠવાનું જ રહેશે.

તમારા સહુના પ્રત્યે હું મારી એક પણ ફરજ અદા કરી શક્યો નથી. આજ સુધીનો જીવનકાળ અટવાયા કરવામાં જ વીત્યો છે. અત્યારે મારું દુઃખ તમે તમારું કરી લીધું છે એ જોઈને મને બધું યાદ આવે છે, પણ બાળકોની મા તમને સહુને ચાહતી હતી એટલે તમે પાળો છો તે મારાં નહીં પણ એનાં મેલેલાં છે એમ ગણશો.

માથેરાનમાં મહેન્દ્ર–ઇન્દુને લહેર પડી હતી. પૂ૦ મણિભાઈ અને દિવાળીબાઈ પણ કઠણ રહ્યાં છે. માતુશ્રીને પ્રણામ કહેશો. મનને સમતામાં રાખવા કહેશો. મારી કોઈ વાતની ચિંતા ન કરે. સહુને ક્ષમાપના સાથે વંદન.

લિ૦ ઝવેરચંદનાં વં૦

*

† મણિભાઈ અને દિવાળીબાઈ : પૂ૦ દમયંતી-બાનાં પિતા અને માતા, મણિલાલ અને દિવાળીબહેન ખારા.

*

પિતા શિશુ બન્યો : શિશુ ! બની રહ્યાં તમે તાત શાં.

નથી ખબર, અંતરે અગન કેટલી બા હર્યાં!

સળગ સહતાં, નથી મતિ હીણાં, બળો બાળુડાં,

બળો તમજ તાતનાં, પ્રિય મહેન્દ્ર, પ્રિય ઇન્દિરા!

## (૮૬) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૧૭–૫–૧૯૩૩

મુ૦ મોટાભાઈ,

ઇન્દુએ પોતાને હાથે બેઉ નાના ભાઈઓ પર લખેલ કાગળ આ સાથે બીડું છું. પહોંચ તમે ઇન્દુના નામ પર જ લખજો કેમ કે હું આ કાગળ એના ભાઈઓ પર નહીં મોકલું એવી તેને બીક રહી ગઈ છે. ત્રણ-ચાર દિવસથી ઇન્દુએ નાના ભાઈઓની પાસે આવવાનું વેન લીધું છે. "ભાઈજી પાસે જવું છે, ભોદાને (મોટાને) રમાડવો છે, મને સથવારો ગોતી દ્યો." એવું સખત વેન લીધું છે. હું ખૂબ ઇચ્છા કરું છું કે મોકલું. આ ભાઈઓ જોડે જ મોકલત પણ વચ્ચે બે રાત જેટલો સમય ઇન્દુ અજાણ્યાં લોકો જોડે કાઢે નહીં એ બીકે અટક્યો છું. વળી અહીં દિવાળીબાઈ ને મણિભાઈ પણ ઇન્દુને કલકત્તા મોકલવાના મારા વિચારથી કોચવાય છે.

ઇન્દુને મેં કહ્યું કે તું ત્યાં મા સાથે કજિયા કરીશ. એ કહે, "ના, હવે તો બા મરી ગયાંને, એટલે મારે મા સાથે શાના કજિયા હોય?" બે-ચાર મહિને પણ ત્યાં એને મારે મોકલવી તો રહેશે. તમને કશી મુશ્કેલી અત્યારની સ્થિતિમાં દેખાય છે ખરી? વધુ બોજો ઉપાડી શકાશે?

મહેન્દ્રને સખત તાવ આવી ગયો. હવે ઊતરી ગયો છે પણ નબળાઈ હજુ છે. બોટાદના મકાનનું કામ તો બહુ વિલંબમાં પડ્યું અને ખર્ચનો આંકડો પણ રૂ૦ ૩૫૦૦ ઉપર જવાના ખબર મળ્યા છે? નિરુપાય. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

† ભાઈજી : લાલચંદ કા૦ મેઘાણી.

† ભોદા (મોટા)ને : બેલડા પુત્રોમાંના પ્રથમ પુત્ર મસ્તાનભાઈ.

† મા : માતુશ્રી પૂ૦ ધોળી-મા.

*

હતા વાદળાંના મિનારા
હતા ઝાંઝવા–નીર આરા
હતાં વ્યોમ–પુષ્પો રૂપાળાં
હતાં સિંધુ ને નીર–છાંયા
ભલે સૌ ભુંસાયા, અનામી

## (૮૭) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૨૫–૫–૧૯૩૩

ભાઈશ્રી,

૦૦૦૦૦૦ બાળકોની તબિયત તો એમ નરમગરમ રહ્યા કરશે. નવાં હવાપાણી અનુકૂળ થતાં સમય જશે. એ વિશે મને ચિંતા નથી. ૦૦૦ તમને ત્રાસ ન પડવો જોઈએ. બોજો લાગે કે તૂર્ત જ આપણે બીજી યોજના વિચારવી જોઈએ.

મહેન્દ્રને ૦૦માં ૦૦ને ત્યાં રાખવાનો પ્રયોગ કરું છું. એની પ્રકૃતિમાં ગજબ ગૂંચો છે. મારું રક્ષણ એને હિતકર નથી. હું દૂર રહીને જોવા માગું છું. પણ એ બધા અખતરા છે. ઇન્દુ અત્યારે તો શ્રી મણિભાઈ પાસે જ છે. એને કલકત્તા મોકલવા સંબંધે મારો વિચાર હમણાં હમણાં એ જ કલ્પનાથી મોળો પડ્યો હશે. ત્યાંની મુશ્કેલીઓ વધારવા નથી માગતો. સોંપી છે તેટલી જવાબદારી ઘણી છે. તમે બીજી ચિંતા કરશો નહીં. ૦૦૦૦૦ મારી માનસિક સ્થિતિ હજુ ખૂબ ગૂંગળાય છે, પણ ફિકર કરશો નહીં. દિવસો વીતે છે.

લિ૦ ઝવેરચંદના વંદન



## (૮૮) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૮–૬–૧૯૩૩

મુ૦ ભાઈશ્રી,

૦૦૦૦૦ છોકરાંના ખુશીખબર વાંચી સહુ રાજી થયાં હતાં. મજામાં હશે. અહીંથી કંઈ જોઈતું હોય તો મગાવશો. બિસ્કિટ તો ઇન્દુના આગ્રહથી જ મોકલેલ. એ બહુ જ યાદ કરે છે. દિવાળી ઉપર બંને ભાઈઓને મળવા કલકત્તે જવાનું રટણ કરે છે. મહેન્દ્રનું ઠીક ચાલે છે. નિશાળ હજુ ઊઘડી નથી. ઊઘડશે એટલે દાખલ કરી દેશું.

હું હજુ અહીં જ છું. બોટાદનું મકાન હજુ પૂરું નથી થયું. બરાબર ગળેફાંસો આવી ગયો છે. ૦૦૦૦ શ્રી ભગવાનજી મહેતાને મળી શકાયું નથી. તેઓ કારજની જંજાળમાં પડ્યા હશે. દુઃખી માણસો! સમાજ ભાંગીને ભૂકો કરી નાખે તો પણ કબૂલ રાખે.

લિ૦ ઝવેરચંદ

*

† શ્રી ભગવાનજી મહેતા : ભગવાનજી ચાંપશી મહેતા, ત્યારે ડેડાણના વહીવટદાર અને કામદાર.



## (૮૯) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૦–૬–૧૯૩૩

મુ૦ ભાઈ,

હું મુંબઈથી કાલે અહીં આવ્યો છું. ૦૦૦૦ ત્યાંના ખબર જાણ્યા. થોડું દુઃખ થયું. તમે અકળાઓ ત્યારે મને જરૂર વગર સંકોચે જણાવજો. બીજો માર્ગ કાઢીશું. બીજું જે કાંઈ હું કરી શકું તે મને કહો, પણ નકામી મૂંઝવણ રાખશો નહીં.

મકાનને પૂરું થતાં દિવસ પંદરની જ વાર છે. ખર્ચ વધીને રૂ૦ ચાર હજાર પર ગયું છે, પણ ઘર સારું થયું છે. રૂ૦ પંદર જેટલું માસિક ભાડું ઊપજશે. હું પાછો આઠ–દસ દિવસમાં જ મુંબઈ જઈશ. ત્યાં કંઈ વ્યવસાય સૂઝે તો કરીશ. આંહીં રહેવાની હિંમત તો નથી. ૦૦૦

લિ૦ ઝવેરચંદ



## (૯૦) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૩૧–૭–૧૯૩૩

મુ૦ ભાઈશ્રી,

૦૦૦૦૦૦ તમે લખી તે હકીકત જાણી. એ કારણે મારે ત્યાં આવવાની જરૂર નથી. આવવાની ત્રેવડ પણ નથી. ૦૦૦ હાલ તુરત કેટલોક ખર્ચનો બોજો ઓછો કરવો રહેશે. કલકત્તાનો પ્રવાસ રૂ૦ દોઢસો સહેજે માગે. વળી મારું મન ઘણું વ્યગ્ર છે.

છોકરાની બાબતમાં તો પ્રથમથી એક જ નિશ્ચય છે કે તમારી સાથે જ રહે; તમે સાચવી શકો ત્યાં સુધી ફેરફાર કરવાનો જ નથી. એ વાતમાં કોઈ બીજાને કશું કહેવાપણું નથી. બા† એ ઘણું સહ્યું છે. મારા માટે કોણે નથી સહ્યું? છોકરા સાથે એમનો જીવ વળગી રહે એ સહજ છે. ૭ મહિનાથી એ સાચવી રહ્યાં છે પરંતુ એમના શરીરનું હવે ગજું નહીં. હું પણ સાથે રહી શકું નહીં. બે જીવને ઉછેરવા જતાં દુઃખનો પાર ન રહે. મારા વતી બાને પગે લાગીને કહેવું કે આ બાબતમાં દિલને દુઃખ ન લગાડતાં છોકરાના સુખનો જ વિચાર કરીને હૈયું કઠણ બનાવી દેશમાં ચાલ્યાં જાય. એમની ઇચ્છા હોય તો બોટાદ રહે, બગસરે રહે, બીજે રહે. મન પર વળગણ ન રાખે. મારા મન પરનો બોજો બહુ જબરો છે. વધુ લખી શકાતું નથી.

લિ૦ ઝવેરચંદ

*

† બા : માતુશ્રી પૂ૦ ધોળી-મા.



## (૯૧) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૫–૮–૧૯૩૩

સુ૦ ભાઈશ્રી,

૦૦૦૦૦ છોકરાઓ બાબતમાં મેં કહ્યું છે કે કશી જ ફેરવણી કરવાની નથી. બાને સમજાવી–પટાવી દેશમાં મોકલવાં ને કોઈ રીતે ન બની શકે તો પછી કડક પણ થઈ જવું. છોકરાનો ઉછેર તમારી જ પદ્ધતિએ ને ઇચ્છા અનુસાર થવો જોઈએ. એ બાબતમાં મારી સલાહ–સૂચનાની રાહ જોતા નહીં.

ગઇ કાલે દાગીનો ઘણોખરો વેચી નાણાં ઇન્દુના નામ પર મૂકેલ છે. પરચુરણ ઉપયોગી ચીજો જ રાખી છે કે જેની કિંમત કંઈ બહુ ન હોય. ૦૦:૦૦૦

લિ૦ ઝવેરચંદનાં વં૦



## (૯૨) કાનજીભાઈ ગગુભાઈ નીલા ઉપર

[મુંબઈ] : ૧૨–૮–૧૯૩૩

ભાઈશ્રી કાનજીભાઈ,

આજ આપનો છાપેલો કાગળ બોટાદ થઈને અહીં મળ્યો. તેમાંથી પિતાજીનું મૃત્યુ થયું જાણીને મને પારાવાર દિલગીરી થઈ છે. મારું મોટું દુર્ભાગ્ય છે કે મારે ઉપરાઉપરી મારા સ્નેહીજનોની ખોટ પડવા લાગી છે.

પિતાશ્રીની બીમારીની મને તો ઘણા વખત સુધી ખબર જ નહોતી. ચાર મહિના ઉપર મારા ઘરમાં કારમો બનાવ બની ગયો ત્યારથી હું ભાન ભૂલીને ઠેરઠેર ભટકું છું. અહીં એક વાર દરબારસાહેબને મળેલ ત્યારે ખબર મળ્યા હતા કે પિતાશ્રીને વિચારવાયુ થઈ ગયેલ છે. પછી મારે બોટાદ જવું પડેલું ત્યારે મનમાં હતું કે એક આંટો વડિયા જઈ આવીશ, પરંતુ મારા ચિત્તની અવસ્થા એટલી બધી અકળાયેલી છે કે ક્યાંય જઈ શક્યો નહીં. છોકરાં આંહીં હોવાથી પાછો અહીં આવ્યો ને આજ આ ખબર વાંચતાં હૃદયને ખૂબ ઘા પડ્યો છે.

છેલ્લાં સાત વર્ષની અમારી બંનેની મિત્રતાનો દરેક પ્રસંગ મને અત્યારે યાદ આવે છે. મારા ઉપર એમનું વહાલ કેટલું બધું હતું! મને ભાઈ જેવો ગણતા, અમે ઘણી ઘણી સુખદુઃખની વાતો કરતા, એમની પાસે આવતો ત્યારે મારું દિલ શાંતિ પામતું. મારા એક સન્મિત્ર અત્યારે ચાલ્યા ગયાનો અફસોસ છે.

છેલ્લી વાર, કાઠી ઇતિહાસનું સંશોધન કરવા એ નીકળ્યા ત્યારે, અમે મળેલા. પોતે એ કામમાં પડ્યા તેથી હું અત્યંત રાજી થયેલો. દરબારસાહેબે એમની વિદ્વત્તાનો આવો ઊંચો ઉપયોગ કરવાનું ઠરાવ્યું હતું પરંતુ વિધાતાનું નિર્માણ ઊલટું, ત્યાં આપણે શું કરીએ?

છેલ્લાં ત્રણ વર્ષોથી મારું જીવન છિન્નભિન્ન છે. અત્યારે તો મારા ચિત્તને ઠેકાણે લાવવા પ્રયત્નો કરતો અહીં તમારાથી દૂર પડ્યો છું. ત્યાં મોંએ આવવાની મારી માનસિક અશક્તિ છે. નથી આવી શકતો તેનો ધોખો કરશો નહીં. મને દરગુજર કરશો. કાઠિયાવાડમાં હોત તો જરૂર આવત. પણ બાપુના મૃત્યુથી આપણો સંબંધ ઓછો નથી થતો. તમે સહુ ભાઈઓ સંપીઝંપી એમની પછવાડે એમની કીર્તિને ઉજ્જવલ રાખો એવી મારી દુવા છે. ગં૰ સ્વ૰ માતુશ્રીને મારા તરફથી આશ્વાસન આપશો. મનુષ્યદેહ તો જન્મ્યો ત્યારથી પડવાને સર્જાયેલો જ છે, પણ એની સુવાસ નથી જતી. પિતાશ્રીએ કાઠિયાવાડમાં ઘણી સુવાસ પાથરી છે એવું વિચારીને દિલ કઠણ કરવું. હું આ ખબર 'સૌરાષ્ટ્ર'ની ઑફિસે લખી મોકલાવું છું.

લિ૰ સ્નેહ૰ ઝવેરચંદના વં૰

*

મિત્ર

મિતર કિજે મંગણાં
અવરાં આળપંપાળ
જીવતડાં જસ ગાવશે
(અને) મુવાં લડાવણહાર

(અર્થ : હે માનવીઓ ! મિત્ર કરો તો માગણને–ચારણને–જ કરજો. બીજા મિત્રો તો મિથ્યા છે; ચારણ તો તમારા જીવતાં લગી તમારા જશ ગાશે ને તમારા મૂઆ પછી તમને કાવ્યમાં લડાવશે.)

['ચારણો અને ચારણી સાહિત્ય'માંથી.]

(૯૩) **લાલચંદ કા૰ મેઘાણી ઉપર**

મુંબઈ : ૧–૯–૧૯૩૩

પૂ૰ ભાઈશ્રી,

૦૦૦૦૦ ચિ૰ ઇન્દુ માટે મોકલેલ કપડાં ત્રણ મળ્યાં. આજે જ એને આપવા જવાનો છું. એને ઘાઘરી–પોલકું બહુ જ ગમે છે. ખૂબ રાજી થશે. બંને છોકરાં અહીં ખુશીમાં છે. અઠવાડિયાને ગાળે મળવા તેડાવું છું અથવા જઈ આવું છું. મણિભાઈ–દિવાળીબાઈ પણ કુશળ છે. દિવાળીબાઈને માનસિક વ્યથા તો અતિશય છે જ, ને ગૃહક્લેશના કોઈ કોઈ પ્રસંગો એ વ્યથાને જાગ્રત કરે છે ત્યારે ચિંતા ઉપજાવે છે. હું ખાસ કશું સાંત્વન આપી શકતો નથી.

મેં કશી પ્રવૃત્તિ હાથ ધરી નથી. 'સૌરાષ્ટ્ર' સાથેનો સંબંધ છે તે ચાલુ જ છે. ૩૦ પંચાવન માસિક ત્યાંથી લઉં છું. સિનેમા લાઇનમાં પડવા જેવું તો કંઈ હતું જ નહીં, છાપાંનાં ગપ્પાં, પણ મારાં ગીતો ને વાર્તાઓ મારા મુખેથી જ સિનેમાના પડદા પર મૂકવાની વાતો ચાલે છે. એ પાકતાં વાર થશે. એની સફળતા પણ હજુ સંદિગ્ધ ગણાય. એટલે છાપાંની વાતોમાંથી ૯૯.૯ ટકા બાદ જ સમજશો.

માનસિક ક્ષુબ્ધતાને પરિણામે હજુ લખવાનું કંઈ બનતું નથી. હાલ તો દિવસો ખેંચવાના રહે છે. તેમાં સિનેમા જોવા વગેરેની મદદ લઉં છું. દુર્લભજીભાઈને ઘેર સમુદાય પણ ઠીક ઠીક રહેતો હોવાથી સમય નીકળે છે. ૦૦૦૦૦૦ મારી પ્રકૃતિ અત્યારથી જ એકલતા સહેવા દેતી નથી. જીવન કોઈ એક કામ પાછળ મચી જાય એવો સંભવ નથી. અધ્યાત્મદશાથી કરોડો ગાઉ દૂર પડ્યો છું. દસ વર્ષના લગ્નજીવને મોહ અને તૃષા જાગ્રત કર્યાં તેની સાથોસાથ મૃગજળની જ નદી બતાવીને કાળી દોડાદોડ કરાવી. સાચું પાણી ન જ બતાવ્યું. ઓછામાં પૂરું એવી દશા થઈ છે કે દિવસરાત છાતી ઉપર ચડી બેસેલો એ બનાવ કોઈ નવા સંબંધની સહાય વિના ક્યારે ભૂંસાશે તે કલ્પી શકાતું નથી. અત્યારની બધી મોજમજાહ તો કેવળ આત્મવંચનાનું જ એક ઢાંકણ છે, એટલે પ્રમાણિકપણે તો કબૂલ જ કરું છું કે આમ જીવન ખેંચી કાઢવાની શ્રદ્ધા નથી, ઇચ્છા પણ નથી. બીજી બાજુ, ક્યાંય ધ્યાન પહોંચે તેવું નથી, આપણા વિચારોને બંધબેસતું પાત્ર મળવાનું કઠિન; પાત્રો ઘણાં હોય છતાં આવા કલંકિત જણાતા જીવનમાં પ્રવેશવા જ કોણ આવે? બાળકોની સંખ્યા પણ બહારથી જોનારને ડરાવે. એ બધી વાતના નિરાકરણ પછી પણ ભવિષ્ય વિશે વીમો ખેડવાનો. બેશક, જીવન પોતે જ હમેશાં જોખમ ખેડવાની વસ્તુ છે. હવે આટલાં વીતકો વીત્યાં પછી હું જોખમનો ડર છોડીને જ બેઠો છું, પણ આ તો બધી મારે પક્ષે થયેલી તૈયારીની વાત છે. સામે કોઈ મોહ ન દેખાય ત્યાં સુધી આ તો આત્મવિડંબના જેવું છે બધું. બાકી તો હું પુરુષાર્થ — એકલા પુરુષાર્થ — ઉપર આસ્થા રાખતો હવે મટ્યો છું. મારા જીવનમાં પગલે પગલે જ્વાળામુખીઓ જ ફાટ્યા છે. હજુ શી વીતી, શી વીતશે!

પૈસા સંબંધી : ૦૦૦૦૦૦ દ૦ સ્મારકના ૧૦૦૦ કાઢ્યા તેમાંથી ૧૦૦ તો દાક્તર અંબુભાઈને તેમના હસ્તક વાપરવા આપી દીધા છે. ૯૦૦નું ખાતું બેન્કમાં દ૦ સ્મારક તરીકેનું ખોલાવ્યું છે એ પણ કટકે કટકે સારા કામમાં વપરાઈ જાય એમ હું ઇચ્છું છું, પણ એનો વહીવટ હું દ૦ નાં માતાપિતાને જ સોંપું છું, ઠીક પડે તેમ વાપરે. એ રકમ મૂળ એમની જ હતી. બધું દસ્તાવેજ પર મૂકીએ ત્યારે મારી ઇચ્છા એવી છે કે નાના બેઉની રકમ ગાર્ડિયન તરીકે તમારી ટ્રસ્ટીશિપમાં મૂકીએ. મારે પછી એ વાત સાથે લેવા દેવા ન રહે, બીજા કોઈની દખલ ન રહે, આંહીંનાં બેઉ બાળકોની રકમની ટ્રસ્ટીશિપ પણ મણિભાઈને આપી દઉં. બેઉ વાત મને બાળકોના હિતની લાગે છે. કોઈ લાગણીના આવેશથી ખેંચાઈને લખું છું એમ ન માનશો.

નાના બાળકોની તબિયતનાં ખબર મોહનભાઈએ બરાબર આપ્યાં હતાં. ૦૦૦ તમારો કાગળ વાંચીને પણ સુખ પામું છું. તમે મને ત્યાં આવવા કહેવડાવ્યું પણ એવી કશી જરૂર નથી. તમારે આ બાબતમાં મારા મનોભાવ સ્પષ્ટ સમજવા જોઈએ. નાના બેઉને યાદ કરવામાં પણ મારું દિલ દુર્બળ બની જાય છે. હું એમને જોઈ શકું તેવી હિંમત નથી. ભૂલી જવા યત્ન કરું છું. એ બેઉના દોઢ વર્ષના ઉછેર સાથે મારી કેવી સ્મૃતિઓ જડાઈ છે તેની કલ્પના તમને કોઈને નહીં આવે. આટલું લખું છું તે પણ સંયમ ગુમાવી બેસીને લખું છું. મારા મનોભાવ તો આમ છે કે બેઉ નાનાને તમે કાયમને માટે તમારા કરી સ્વીકારી લ્યો તો હું તેમને એટલું પણ જાણવા દેવા માગતો નથી કે તેમનાં માતાપિતા કોણ હતાં. દૂર રહ્યો રહ્યો હું એને માટે જરૂરી સહાય કરતો રહીશ. જીવનના આ પ્રકરણને સીધી સાંસારિક દૃષ્ટિએ અથવા ઉચ્ચ જ્ઞાનદૃષ્ટિએ જોવાનું મારાથી બને તેમ નથી.

નાણાંપ્રકરણ આ કાગળમાં પૂરેપૂરું સ્પષ્ટ થાય છે. અંગત મારી પાસે કશું નથી. વીમા પોલિસી છે તેને હજુ બાર વર્ષ બાકી છે. પેઇડ–અપ કરાવેલી પોલિસીના ૩૦ ચારસો પણ કંપની ચૌદ વર્ષે પછી જ ચૂકવશે. હાલ તુરત કોઈને assign નથી કરતો કેમ કે વર્ષ એકાદ દરમ્યાન જીવનમાં નવું પરિવર્તન આવવાનું હોય તો તે કાળે નિર્ણય વધુ ચોક્કસ થઈ શકે. બાકી તો એ રકમ બાળકોની જ છેને? ૦૦૦૦૦ તમે સહુ કુશળ હશો. ભાઈ બાવચંદ રોજ મળે છે. સરસ જુવાન છે. ઘણો પ્રેમાળ છે. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

⁕

† દુર્લભજીભાઈ: દુર્લભજી ઉમેદચંદ પરીખ.

† ભાઈ બાવચંદ: બાવચંદ ચિતળીઆ, લાલચંદ કા૦ મેઘાણીનાં જ્યેષ્ઠ પુત્રી લીલાવતીબહેનનાં પતિ.

*

## પીગળતું હિમ

"કાળસંયોગો મુંબઈ લઈ આવ્યા. જીવતર પર એક હિમ પડ્યું હતું. આંગળાંનેય એ હિમે થિજાવ્યાં હતાં. એ હિમ પર મિત્રોનાં સ્નેહકિરણો ચમકતાં રહ્યાં ને મારાં છુટાં થયેલાં આંગળાંએ ફરીથી કલમ લીધી. 'પ્રતિમાઓ' ને 'પલકારા'ની વાર્તાઓ લખી. ચિત્રપટો હું મારી વિશિષ્ટ દૃષ્ટિથી જોતો. કેટલાંય વિવેચનો જન્મી શકે એવી રહસ્યાવસ્થાઓ અમુક ચિત્રપટોમાં પડી હોય છે. એ રહસ્યમંથનને મારા સાહિત્યનું એક પ્રિય અંગ માન્યું હતું." ['હું પહાડનું બાળક' શીર્ષક આત્મકથાત્મક સંકલનમાંથી ટૂંકાવીને]

(૯૪) **લાલચંદ કા૦ મેઘાણી ઉપર**

મુંબઈ : ૨૯–૯–૧૯૩૩

મોટાભાઈ,

તમારો કાગળ મળ્યો છે. ઇન્દુને ઘણા દિવસથી ઉધરસ મટતી ન હોવાથી કાલે મારા એક દાક્તર–મિત્રને બતાવતાં એને ડાબી બાજુના ફેફસામાં સોજો લાગે છે. તેથી બરાબર નિરીક્ષણ કરવા એમણે ઇન્દુને થોડા દિવસ પોતાને ઘેર રાખી છે. હું સાથે રહ્યો છું. મૂળ સરનામે જ લખશો.

તમારું શરીર લથડ્યું છે તે હું જાણી શકું છું. તમારી મુસીબતોમાં ભાગ લેવા કે ફક્ત આશ્વાસનરૂપ થઈ પડવા જેટલી પણ મારી શક્તિ હોત તો હું ત્યાં આવત પણ મારી પ્રકૃતિ નવા ગૂંચવાડા ક્યાંય ઊભા ન કરે તે સારું હું સહુથી બને તેટલો દૂર રહેવા ઇચ્છું છું. ઘણાં ઘણાં કારણોસર ત્યાં આવવા ઇચ્છા થતી નથી. ઇન્દુ–મહેન્દ્ર આવવાનાં હતાં પણ ઇન્દુને રજા પડતી નથી, વળી એનું શરીર પણ રોગી બન્યું છે. મહેન્દ્રની ઇચ્છા વધતી નથી. મણિભાઈને નાકમાં હાડકું વધે છે તેનું ઓપરેશન કરાવવું પડે તેમ છે એટલે અહીંથી ખસાય તેવું નથી. દિવાળીબાઈની આંખો પણ ખરાબ થઈ ગઈ છે. મોતિયાનું ઓપરેશન કરાવવું પડશે. આ સ્થિતિ છે. ત્યાંના ખબર લખતા રહેશો.

લિ૦ ઝવેરચંદનાં વંદન

(૯૫) **લાલચંદ કા૦ મેઘાણી ઉપર**

મુંબઈ : ૪–૧૦–૧૯૩૩

મુ૦ ભાઈશ્રી,

આજરોજ સવારે બા અહીં ખુશીખાતે પહોંચી ગયાં છે. ફિકર કરશો નહીં. ૦૦૦૦૦ તમે કશી વાતનો ખેદ કરશો નહીં. તમારી ધીરજ અને સહિષ્ણુતાની કસોટી ઘણાં વર્ષોથી થાય છે ને તમે અમારા પ્રત્યે તો ક્યાંય ચૂક કરી નથી. બાનો સ્વભાવ અને તેમાં છેલ્લા બનાવથી થયેલી માઠી અસર, નાનાં બચ્ચાં પ્રતિની મમતા, જૂના વિચારો વગેરે તત્ત્વોનાં જે ઘર્ષણો તમે છ મહિના સુધી વેઠયાં છે એ ઓછું નથી. એમની અત્યારની દશા એટલી દયાજનક છે કે હું એક ત્રાહિત તરીકે (દીકરા [ તરીકે ] તો નહીં જ) એના પ્રત્યે ઘૃણા કરતો અટકું છું. એ મનોદશાનો હવે કોઈ ઇલાજ નથી. તમારું ઘર એમને ઠરીઠામ થવાનું છેલ્લામાં છેલ્લું સ્થળ હતું. ત્યાં પણ એમણે દુ:ખદ સ્મરણો મૂકેલ છે એટલે હવે તો જિંદગીના અંત સુધી એમણે પ્રકૃતિના ઘા ખમવા જ રહેશે. હું તો કોઈ મેળનો નથી. એમને લઈ ક્યાંય રહી શકું તેમ નથી.

છોકરાં સંબંધમાં એમની સાથે કશી જ વાત કરવા હું માગતો નથી. એમને આજ આખો દિવસ એ તક આપી જ નથી, ને એમની વાતો સહી શકું તેટલું ધૈર્ય નથી. શાંતિથી એ વડિયા પહોંચી જાય એ ઇચ્છું છું. બાળકો વિશે હું નિશ્ચિત અને લગભગ નિસ્પૃહ છું એટલે તમે મારા સંબંધી એ વસવસો મનમાં ન રાખશો. તમારો કાગળ મેં વિચારપૂર્વક વાંચ્યો છે. તમે બહુ ડહાપણથી લખ્યું છે પરંતુ મારા ચિત્તની ગતિ બહુ અટવાયેલી છે એટલે હાલ કશો જવાબ લખતો નથી. ત્યાં તો નહીં આવી શકું. આવવા મન નથી. છોકરાઓ પ્રત્યે નવું મમત્વ જાગે એવી સ્થિતિ માટે મારું નબળું મન તૈયાર નથી.

પ્રભાશંકરભાઈ†ને કહેજો કે એમણે પણ બાને હમેશાં જે ભાવે સાચવ્યાં છે તે ભાવ, હું પેટનો દીકરો છતાં ન જ ધારણ કરી શકું એવી વિષમ પ્રકૃતિ [છતાં], હું સમજું છું. હું તો ખાખ થઈ ગયો છું એટલે તમારી બેઉની ધીરજનું મૂલ્ય બરાબર આંકી શકું છું. તમે એક મોટી કસોટીનો કાળ અમને પાર ઉતરાવ્યો છે. વધુ શું લખું?

લિ૦ ઝવેરચંદ

*

† પ્રભાશંકરભાઈ: પ્રભાશંકર કાળીદાસ મેઘાણી, વચેટ ભાઈ.



## (૯૬) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ: ૧૨–૧૧–૧૯૩૩

મોટા ભાઈ,

કવર મળ્યું. જવાબમાં: ००००० અહીં દિવાળીબાઈ પથારીવશ છે. છોકરાં કોઈ મેળનાં નથી રહ્યાં. મહેન્દ્રને એપ્રિલ સુધી ફેરવાય તેમ નથી. ઇન્દુને હું બોટાદ લઈ જવા માગું છું. આઠેક દિવસમાં હું કદાચ મુંબઈ છોડીશ, પણ દિવાળીબાઈએ છોકરાને ખેસવવાની વાતથી આજ સવારથી લાંઘણ શરૂ કરી છે. બધી રીતે પરિસ્થિતિ ભયાનક છે. મારા સંજોગો મને પાછો બોટાદ જવા ફરજ પાડે છે.

ભાઈ લાભુને લખવાનું કે મારાં ગીતો હું જે ઢબે ગાઉં છું તે જ ઢબે રેકોર્ડમાં ઉતરવાં જોઈએ, માટે મારી પાસેથી રાગ સાંભળ્યા વગર હુ તેને રજા ન આપી શકું. ००એ† જે રીતે ગાયું છે તેથી તો મને મારું એક પ્રિયમાં પ્રિય બાળક કતલ થયું હોય એવો ખેદ છે, પણ નિરુપાય. ભૂલ મારી છે.

[લિ૦ ઝવેરચંદ]

*

† '००એ જે રીતે ગાયું છે': 'કોઈનો લાડકવાયો'ની રેકોર્ડનો ઉલ્લેખ. જુઓ પત્ર ક્ર૦ ૧૫૦ને અંતે મૂકેલું નિવેદન.

મારાં ગીતો હું જે ઢબે ગાઉં છું એ જ રીતે ઊતરવાં જોઈએ.

(૭૧૧)

તમે મારાં દેવનાં દીધેલ છો
તમે મારાં માગી લીધેલ છો
આવ્યા ત્યારે અમર થઈને રો

મહાદેવ જાઉં ઉતાવળી ને
જઈ ચડાવું હાર (૨)
પારવતી પરસન થયાં ત્યારે
આવ્યા હૈયાના હાર
તમે મારું નગદ નાણું છો } ૨

~~આવ્યા ત્યારે અમર થઈને રો~~

તમે મારું ફુલવરણું છો – (૨)
આવ્યાં ત્યારે અમર થઈને રો

તમે મારાં દેવનાં દીધેલ છો
તમે મારાં માગી લીધેલ છો
આવ્યાં ત્યારે અમર થઈને રો

[ગાવા માટે સ્વર-જોડાણની સૂચના, બાપુજીના હસ્તાક્ષરમાં.]

## (૯૭) લાલચંદ ડૉ૦ મેઘાણી ઉપર

નગીનદાસ મેન્શન, દાદીશેઠ બીજી ગલી, બાબુલનાથ,
મુંબઈ: ૯-૧૨-૧૯૩૩

મુ૦ ભાઈશ્રી,

૦૦૦ એપ્રિલ સુધી અહીં જ રોકાવાનું ઠર્યું છે. ઉપલે ઠેકાણે અલાયદું મકાન રાખી રહ્યો છું. છોકરાં મારી સાથે રહે છે. બધી રીતની અનુકૂળતા છે. મકાન બહોળું, હવા-ઉજાસ ને પાણીની સરસ સગવડવાળું, શહેરના કોલાહલથી દૂર છે. નવા વસવાટની ધમાલમાં કાગળ ન લખી શક્યો.

છોકરાઓ મજામાં જાણી આનંદ. જોવા આવવાની કશી જરૂર નથી. હવે તો અહીં મકાન છે ત્યાં સુધી તમે કોઈ આવો તો સાથે ઊતરવાની સગવડ છે. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ



## (૯૮) ડૉ૦ અંબાશંકર ભટ્ટ ઉપર

મુંબઈ: ૨૧-૧૨-૧૯૩૩

પ્રિય ભાઈ,

પત્રનો જવાબ લખવામાં મેં એવું આળસ કર્યું છે કે હવે તમને મારા પરત્વે વિલંબ થયાની શરમ નહીં જ રહે. રોજ જવાબ લખવા માટે કાગળ મારી સાથે જ ફેરવતો હતો. આખરે આજ બને છે, ને તે પણ શાહી અને કાગળ વડે તેમ જ એથીય વધુ રેઢિયાળ ટાંક વતી.

હું અહીં જુદો એક ફ્લેટ લઈ ને બેઉ મોટાં છોકરાં ભેગો રહું છું. એક નોકર છે. હાથે રસોઈ કરવાની છે. બોટાદમાંના પહેલા ઉનાળાના દિવસો યાદ આવી જાય છે; અને એ ઉનાળાને તો અંત હતો, આજની દશાનો અંત મૃત્યુકાળે જ હશે એવું એવું, કોઈકને જ કહેવા જેવું, ઘણું ઘણું મનમાં થયા કરે છે. સુભાગ્યે અહીં પણ પાડોશી કુટુંબ તમારા જેવા સ્નેહી ડૉ૦ ભાનુરાય શુક્લનું છે. એમના ઘરની હૂંફ છોકરાંની માતૃહીનતાને ઠીક ઠીક પૂરી રહી છે. હેંગિંગ-ગાર્ડન્સની તળેટી, નજીક ચોપાટીનો દરિયો વગેરેથી બાળકો પ્રસન્ન રહે છે. ચારેક મહિનાની અવધ નાખીને પડ્યો છું. મનોવસ્થા બોટાદ આવવા જેવી થવાની રાહ જોઉં છું.

સહેવાની મોજ, તમે ધરાવો છો તેવી, થોડીક જ મારી પ્રકૃતિમાં પણ ઉદ્ભવી હોત! પણ આ તો કાયર બની રહીને સહ્યા કરવાનો સ્વભાવ એટલે દુ:ખ જાણે મનુષ્યત્વને અપમાન દેતું હોય એમ જ લાગ્યા કરે છે. બોટાદમાં રહ્યો હોત તો

દુઃખની તમારી રીતે બરદાસ્ત કરવાનું ઊલટાનું મારે જ શીખવાનું મળત. હજુય મન ત્યાં દોડે છે પણ હવે આવીશ ત્યારે તો તમારા ઉપર જાણે કે બહુ અવલંબન લેવું પડશે કારણ કે બીજું કોઈ ન મળે, તમે ને લખુભાઈ.

પેલું નાટક તો છેવટે બહુ બહુ બહુ મૂંઝવણને અંતે મારે ટૂંકાવીને સમેટવું પડ્યું. ઉત્તર વિભાગ છોડી જ દેવો પડ્યો; એના મૃત્યુને જુદી રીતે ભવ્યતા આપી. તમે વાંચીને દુઃખ નહીં જ પામો. ઉત્તર વિભાગ તો એક નવા જ નાટકનું વસ્તુ પૂરું પાડે છે. એ હું વાપરવાનો જ છું. ભેગાં બીજાં બે–ત્રણ નાનાં નાટકો મૂકીને ચોપડી કરીશ.

મકાનને જે રીતે આપે ખપમાં લીધું તે સંબંધે : રજાબજા મગાવવાની હોય જ કેમ? એવો વિચાર શા સારુ કરવો? બીજું, હું સમજું છું કે ભાડું ન આવે પણ બીજી બાજુનું કર્તવ્ય મને ભાડાના વિચારમાંથી પાછો વાળે છે. ભાડૂત નીચે રહે તો માસ્તરને ઉપર મોકલી શકીએ એવું કોઈ કાયમી કાળજીવાળું ભાડૂત મળે તો ના નથી, પણ આજે માસ્તરને ક્યાં રઝળાવું? મારું અંતઃકરણ કબૂલતું નથી. આપને તો મારી ખાસ વિનંતી કે અવારનવાર જઈ મકાનની સાફસૂફી ને સુરક્ષિત સ્થિતિ તપાસતા રહેશો. ઉપર પણ માસ્તર ખૂબ સાફસૂફ રાખે તેમ કરાવશો. હું આવીશ એટલે પછી બીજો માર્ગ આપોઆપ નીકળશે. ૦૦૦૦૦૦ કલકત્તા બચ્ચાં સારાં છે. હું તો તેઓનાં સ્મરણનાં દ્વાર પણ બંધ કરીને બેઠો છું. એ પણ મને કદી ન ઓળખે એવું ઇચ્છું છું. બાકી તો શું લખું?

ઝવેરચંદના વં૦

*

† લખુભાઈ: લખુભાઈ શાહ (ભાલાણી), બાપુજીના બોટાદવાસના નિકટ મિત્ર.
† 'પેલું નાટક' : 'જયમનનું રસજીવન' નામનું નાટક 'વંઠેલાં અને બીજી નાટિકાઓ' પુસ્તકમાં ગ્રંથસ્થ થયું છે.



## (૯૯) ડૉ૦ અંબાશંકર ભટ્ટ ઉપર

મુંબઈ : ૬–૨–૧૯૩૪

પ્રિય ભાઈ,

આપનો લગભગ એક માસ પરનો કાગળ લઈને ભાઈ ૦૦ કાલે આવેલા. છાપામાં આવતા સમાચારે મારા વિશે જબરી ભ્રાંતિ ઉત્પન્ન કરી જણાય છે. સિનેમાની સૃષ્ટિમાં હું મહાપુરુષ બની ગયો કલ્પાયો છું જ્યારે વસ્તુતઃ અહીં મારે એક સિનેમાના માલિક શ્રી ચંદુલાલ શાહની જોડે એક યોજના વિશે થોડી ચર્ચા સિવાય કશું

જ લાગતું વળગતું નથી. તે છતાં હું ભાઈ ચંદુલાલ શાહને મળીશ ત્યારે જરૂર આપનો કાગળ બતાવીશ. ૦૦૦૦૦ કુશળ હશો. સહુને મારાં સ્નેહસ્મરણ. મારું ગાડું પોરા ખાતું ખાતું ચાલ્યું જાય છે.

લિ૦ ઝવેરચંદના વં૦



(૧૦૧) **ડૉ૦ અંબાશંકર ભટ્ટ ઉપર**

મુંબઈ : ૩-૩-૧૯૩૪

પ્રિય ભાઈ,

૦૦૦૦૦ સંભારું છું તો લગભગ હંમેશાં, પણ હમણાં સવિશેષ યાદ આવ્યા કેમ કે પેલું નાટક બીજી બે નાટિકાઓ ઉમેરીને છપાઈ તૈયાર થયું છે તે પુસ્તકનું અર્પણપત્ર તમારા નામનું લખીને ચાર દિવસ પર જ મેં મોકલ્યું. પૂરી પરવાનગી મેળવ્યા વિનાનું એ અર્પણ તમને દુઃખકર તો નહીં જ થઈ પડે એવી આશા રાખું છું. એમાં મેં ફક્ત આટલું જ લખ્યું છે : 'દિલના અને દેહના દાક્તરમિત્ર અંબુભાઈને'. બીજું કશું જ નથી ડોળ્યું.

સિનેમાસૃષ્ટિમાંનો મારો માયાવી અવતાર આટલો બધો વિરાટ બન્યો છે તે જોઈને લગભગ રડવું આવે છે. ઠેકઠેકાણેથી બારોબાર સિનેમા કં૦ને સરનામે મારા પર નોકરી માટેના વિનંતીપત્રો આવે છે. મોટા મોટા માણસો ચિઠ્ઠીઓ આપી આપીને અનેક યુવાનોને સિનેમાનટો બનાવવા મારી કને મોકલે છે. વળી મને રૂ૦ બે હજારનો માસિક પગાર થયો છે એ વાત પણ જોશભેર ચાલી છે. (કઈ બૅન્કમાં આ નાણાં જમા થાય છે તે કોઈ કહેતું નથી!) વસ્તુતઃ હું તો હજુ સુધી તમારા જેટલો જ સિનેમાસૃષ્ટિથી વેગળો પડ્યો પડ્યો મારા દિવસો વિતાવું છું ને હાથે રાંધણું રાંધી છોકરાંનું ભણતર સંભાળું છું. ઘણો ખરો ફુરસદનો સમય ઊંઘમાં ને જાગૃતિનો થોડો ફાજલ સમય થોડુંક લખવા-વાંચવામાં ઘસડી રહ્યો છું, ને 'સૌરાષ્ટ્ર' જિવાઈ આપે છે તે પર ચલાવું છું. મન ઘણી વાર બોટાદ તરફ દોડે છે પણ ત્યાં આવીને પાછું મન નાસવા ન લાગે તે સારુ હજુ થોડો વધુ સમય સમતા કેળવવામાં અહીં ગાળવો છે.

મકાન વિશે સમાચાર લખુભાઈ તરફથી મળ્યા કરે છે. ૦૦૦૦ વેચવાની વાત ચાલે તેમાં શી નવાઈ? સહુને આશા થાય કે લગભગ નકામું બનેલું ઘર હું સસ્તી કિંમતે કાઢી નાખીશ પણ એવી કશી જ જરૂર નથી. મને મકાન પર અભાવો નથી આવ્યો. ઊલટાનો હું તો હંમેશાં એને મારો છેલ્લો આશરો ગણું છું. છોકરાંનું પણ એ રક્ષણસ્થાન છે ને સ્વર્ગસ્થનું એ સમાધિ-મંદિર છે. મારે મન એ પવિત્ર છે.

દુઃખની તમારી રીતે બરદાસ્ત કરવાનું ઊલટાનું મારે જ શીખવાનું મળત. હજુયે મન ત્યાં દોડે છે પણ હવે આવીશ ત્યારે તો તમારા ઉપર જાણે કે બહુ અવલંબન લેવું પડશે કારણ કે બીજું કોઈ ન મળે, તમે ને લખુભાઈ.

પેલું નાટક તો છેવટે બહુ બહુ બહુ મૂંઝવણને અંતે મારે ટૂંકાવીને સમેટવું પડ્યું. ઉત્તર વિભાગ છોડી જ દેવો પડ્યો; એના મૃત્યુને જુદી રીતે ભવ્યતા આપી. તમે વાંચીને દુઃખ નહીં જ પામો. ઉત્તર વિભાગ તો એક નવા જ નાટકનું વસ્તુ પૂરું પાડે છે. એ હું વાપરવાનો જ છું. ભેગાં બીજાં બે-ત્રણ નાનાં નાટકો મૂકીને ચોપડી કરીશ.

મકાનને જે રીતે આપે ખપમાં લીધું તે સંબંધે : રજાબજા મગાવવાની હોય જ કેમ ? એવો વિચાર શા સારુ કરવો ? બીજું, હું સમજું છું કે ભાડું ન આવે પણ બીજી બાજુનું કર્તવ્ય મને ભાડાના વિચારમાંથી પાછો વાળે છે. ભાડૂત નીચે રહે તો માસ્તરને ઉપર મોકલી શકીએ એવું કોઈ કાયમી કાળજીવાળું ભાડૂત મળે તો ના નથી, પણ આજે માસ્તરને ક્યાં રઝળાવું ? મારું અંતઃકરણ કબૂલતું નથી. આપને તો મારી ખાસ વિનંતી કે અવારનવાર જઈ મકાનની સાફસૂફી ને સુરક્ષિત સ્થિતિ તપાસતા રહેશો. ઉપર પણ માસ્તર ખૂબ સાફસૂફ રાખે તેમ કરાવશો. હું આવીશ એટલે પછી બીજો માર્ગ આપોઆપ નીકળશે. ૦૦૦૦૦૦ કલકત્તા બચ્ચાં સારાં છે. હું તો તેઓનાં સ્મરણનાં દ્વાર પણ બંધ કરીને બેઠો છું. એ પણ મને કદી ન ઓળખે એવું ઇચ્છું છું. બાકી તો શું લખું ?

ઝવેરચંદનાં વં૦

*

† લખુભાઈ : લખુભાઈ શાહ (ભાલાણી), બાપુજીના બોટાદવાસના નિકટ મિત્ર.
† 'પેલું નાટક' : 'જયમનનું રસજીવન' નામનું નાટક 'વંઠેલાં અને બીજી નાટિકાઓ' પુસ્તકમાં ગ્રંથસ્થ થયું છે.

## (૯૯) ડૉ૦ અંબાશંકર ભટ્ટ ઉપર

મુંબઈ : ૬-૨-૧૯૩૪

પ્રિય ભાઈ,

આપનો લગભગ એક માસ પરનો કાગળ લઈને ભાઈ ૦૦ કાલે આવેલા. છાપામાં આવતા સમાચારે મારા વિશે જબરી ભ્રાંતિ ઉત્પન્ન કરી જણાય છે. સિનેમાની સૃષ્ટિમાં હું મહાપુરુષ બની ગયો કલ્પાયો છું જ્યારે વસ્તુતઃ અહીં મારે એક સિનેમાના માલિક શ્રી ચંદુલાલ શાહની જોડે એક યોજના વિશે થોડી ચર્ચા સિવાય કશું

## (૧૦૨) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ: ૨૨–૪–૧૯૩૪

ભાઈશ્રી,

૦૦૦૦૦ માતુશ્રી દેશમાંથી ઓચિંતાં અહીં પાંચેક દિવસ પર આવ્યાં છે. જીવ ક્યાંય જંપતો નથી એ કારણે આવ્યાં જણાય છે. હમણાં રોકાશે. ૦૦૦૦ છોકરાંએ બોટાદ જવાનું વેન લીધું છે. મારે મકાનને સંભાળવા તથા કાયમી ભાડૂત નક્કી કરવા એક આંટો રહેશે. ભવિષ્ય હજુ કાળું ઘોર છે એટલે સ્થાયી ક્યાં રહેવું તે નિર્ણય થઈ શકતો નથી. ૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

બંદા કહેતા, મૈં કરું, કરણહાર કિરતાર;
તેરા કહા સો ના હુવે, હોસી હોવણહાર.
હોસી હોવણહાર, [illegible]
[illegible]
કહે દીન દરવેશ, હુકમ સેં પાન હલંદા,
કરણતાર કિરતાર, [illegible] બંદા

## (૧૦૩) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ: ૩–૫–૧૯૩૪

મુ૦ ભાઈ,

મારો બીજો કાગળ આજે મળ્યો. ૦૦૦૦૦ અમે સહુ ઘાટકોપર રહેવા ચાલ્યાં અને ખુશીમાં છીએ. ત્યાંનાં બાળકો કિલ્લોલ કરે છે એ ઘણા જ સુખના હું તો કશી જ ફિકર એને તમારી સાથે વળાવ્યા તે ઘડીથી જ કરતો નથી. ઓ આંહીં પાડેલી તે ઊઠી નથી. હવે ત્યાં સગવડે પડાવી લેજો.

વહેલોમોડો પણ હું ત્યાં આવીને જ બેસવાનો છું. આપ અને લખુભાઈ એની સંભાળ લ્યો છો ત્યાં સુધી જ હું એને વિશે નિશ્ચિંત છું, નહીં તો હું વહેલો આવીને પણ સંભાળી લેત.

અહીં દાક્તરમિત્રની કૌટુંબિક ઓથમાં બંને મોટાં બાળકો ઊઝરે છે. મારે તો દાક્તરમિત્રોનું જબરું લેણું નીકળ્યું છે. જેઓ મળે છે તેઓ માત્ર 'પ્રોફેશનલ' નથી પણ જીવનનાં ઊંડાણો તાગવા મથનારા તત્ત્વજ્ઞો ને રસિકો હોય છે અને અહીંનો સંપર્ક પ્રત્યેક પળે આપનું સ્મરણ કરાવે છે. ઘરમાં સહુને વંદન. કામકાજ જરૂર લખશો.

લિ૦ ઝવેરચંદના પ્ર૦

*

● જયમનનું રસજીવન

"લેખકે એને autobiographical caricature (આત્મજીવનનું ઠોળચિત્ર) મનાવવા પ્રયત્નો કર્યા પણ તે વાતનો વિશ્વાસ કરવા કોઈ તૈયાર નહોતાં. લેખકના નિજજીવનમાં એક સર્વભક્ષી ભડકો ન થયો હોત તો પ્રસ્તુત કથાને પોતાનું જ વક્રચિત્ર મનાવવાનો માનભર્યો આગ્રહ એ ચાલુ રાખત. આજે એ આત્મવિડંબનાને એક દારુણ ઘટનાએ અણછાજતી (undignified) બનાવી દીધી છે એટલું કહીને જ મૌન ધરવું રહે છે." ['વંઠેલાં અને બીજી નાટિકાઓ'ની પ્રસ્તાવનામાંથી ટૂંકાવીને.]

(૨૦૧) ડૉ૦ અંબાશંકર ભટ્ટ ઉપર

મુંબઈ: [૧૯–૪–૧૯૩૪]

પ્રિય ભાઈ,

બા પહોંચ્યાં છે. આપનો કાગળ મળ્યો છે. આપની લાગણીઓ વિશે તો શબ્દો વાપરીને શું શું કહું? ઘણું અણકથ્યું રહેશે. ૦૦૦૦ જાતે જ આવવા ધારું છું. મે મહિનામાં આવી જઈશ, બધું ઘોર અંધકારમય છે. લખ્યું જતું નથી. લંબાણથી લખવાની શક્તિ હારી બેઠો છું. રૂબરૂ પર રાખું છું. પુસ્તકો આપને મળી જશે. મારામાં એટલા પૂરતો રસ લેતા રહો છો એ આપની ઉદારતા. મારે તો એ છેલ્લા ડચકા જેવું થયું છે. ૦૦૦૦૦૦ ઝાઝું લખી શકતો નથી. સહુને વંદન.

લિ૦ ઝવેરચંદ

## (૧૦૨) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૨૨-૪-૧૯૩૪

ભાઈશ્રી,

૦૦૦૦૦ માતુશ્રી દેશમાંથી ઓચિંતાં અહીં પાંચેક દિવસ પર આવ્યાં છે. જીવ ક્યાંય જંપતો નથી એ કારણે આવ્યાં જણાય છે. હમણાં રોકાશે. ૦૦૦૦ છોકરાંએ બોટાદ જવાનું વેન લીધું છે. મારે મકાનને સંભાળવા તથા કાયમી ભાડૂત નક્કી કરવા એક આંટો રહેશે. ભવિષ્ય હજુ કાળું ઘોર છે એટલે સ્થાયી ક્યાં રહેવું તે નિર્ણય થઈ શકતો નથી. ૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

બંદા કહેતા, મેં કરું, કરણહાર કિરતાર;
તેરા કહા સો ના હુવે, હોસી હોવણહાર.
હોસી હોવણહાર, બોર નર યૂં હી લેવે
અનજરા કર અપાર, બાત નારાયણ ખોવે
કહે દીન દરવેશ, હુકમસેં પાન હલંદા
કરણહાર કિરતાર, તું હી કર કરસી બંદા

## (૧૦૩) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૩-૫-૧૯૩૪

મુ૦ ભાઈ,

તમારો બીજો કાગળ આજે મળ્યો. ૦૦૦૦૦ અમે સહુ ઘાટકોપર રહેવા ચાલ્યાં ગયાં છીએ અને ખુશીમાં છીએ. ત્યાંનાં બાળકો કિલ્લોલ કરે છે એ ઘણા જ સુખના સમાચાર. હું તો કશી જ ફિકર એને તમારી સાથે વળાવ્યા તે ઘડીથી જ કરતો નથી. બાળકોની છબિઓ આંહીં પાડેલી તે ઊઠી નથી. હવે ત્યાં સગવડે પડાવી લેજો. ઉતાવળ નથી.

બોટાદ જતાં હજુ દસ–બાર દિવસો લાગશે. મકાન તૈયાર થઈ રહે એટલે જઈને કબજો કરી લઉં; બને તો ભાડે આપવા તજવીજ કરું. બીજે કોઈ કારણે તો જવા મન નથી થતું. મકાનની ઉપાધિ કાયમ રહેશે. ૦૦૦૦૦૦ મને સ્વસ્થ થતાં હજુ સમય જશે. પ્રયત્ન કરું છું. સૂવાનું દુર્લભજીભાઈ ખેતાણીને ત્યાં ઘાટકોપરમાં રાખું છું. બધા સ્નેહીઓ દિલસોજ છે. હજુ વ્યવસાયમાં ચિત્તને પરોવાતાં વાર લાગશે પણ ચિંતા કરશો નહીં. ત્યાં સર્વને મારા પ્રણામ. માતુશ્રીને ખૂબ શાતા રહેતી હશે. એમને મારા પ્રણામ કહેશો. હું તો મેં જેનાં જેનાં જીવતરોને ધૂળ મેળવ્યાં છે તે તમામની દિવસરાત ક્ષમા ચાહી રહેલ છું. જીવનના આખા ભૂતકાળ ઉપર નજર કરું છું ને ઊંડો ખેદ અનુભવું છું. શૂન્યતા શૂન્યતા જ પડેલી છે.

તમે લેશ પણ ગ્લાનિ મન પર ન આવવા દેશો. તમારે ભાગે તો અત્યારે અમારા સહુના આધાર બનવાનું મહાપુણ્ય આવ્યું છે.

લિ૰ ઝવેરચંદનાં વં૰



## (૧૦૪) લાલચંદ કા૰ મેઘાણી ઉપર

મુંબઈ : ૧૪–૭–૧૯૩૪

મોટા ભાઈ,

ખબર આપું છું કે મેં પુનર્વિવાહ કર્યો છે. અસલ નેપાળી બ્રાહ્મણ પણ જન્મથી જ મુંબઈમાં રહેતાં બાળવિધવા, પિતાના ઘરથી ત્યજાયેલ, ચોવીસ વર્ષનાં એક બાઈ જોડે ગઈ કાલે મેં સંબંધ જોડ્યો છે. લગ્ન તો સિવિલ મૅરેજ ઍક્ટ નીચે થઈ શકે એટલે કાયદા પ્રમાણે હજુ દસ દિવસ પછી રજિસ્ટ્રેશન નોંધાશે પણ હું વધૂને કાલથી જ ઘેરે લઈ આવેલ છું. નામ ચિત્રાદેવી. આ લગ્નમાં સહુ મિત્રો, સ્નેહીઓ ને સંબંધીઓની સંમતિ છે, મને સંતોષ છે, બાકી તો તકદીરની વાત બળવાન છે.

લિ૰ ઝવેરચંદનાં વંદન



## (૧૦૫) લાલચંદ કા૰ મેઘાણી ઉપર

મુંબઈ : ૨૦–૭–૧૯૩૪

સુ૰ ભાઈ,

૦૦૦ કામકાજ બહુ હોવાથી જવાબ ટૂંકમાં ને મોડો અપાય છે. પૂર્વકથા લાંબી છે. મને લખવા જેટલી ધીરજ નથી. અત્યારે પ્રારંભ તો સારો થયો છે. ભાવિ દૈવાધીન. આઠેક દિવસ માટે છોકરાંને લઈ અમે બેઉ દેવલાલી જઈએ છીએ. બા થોડા

...મેં કોઈ સુધારક દૃષ્ટિએ લગ્ન કર્યું નથી ...

[ડૉ૦ વ્રજલાલ ધ૦ મેઘાણીને કહ્યા પ્રમાણે.]

દિવસ બાદ દેશમાં જશે. ખોરડું કાઢી નાખ્યા વિના છૂટકો નથી. તમે બેઉ જણા રજા આપો નહીં તો પડીને પાદર બનશે.

લિ૦ ઝવેરચંદ

*

† 'તમે બેઉ જણા' : મોટા ભાઈઓ, લાલચંદ મેઘાણી અને પ્રભાશંકર મેઘાણી.

† ખોરડું : બગસરાનું ઘર



બા

અમારાં પૂ૦ બાનાં વડવાઓ મૂળ નેપાળવાસી બ્રાહ્મણો. પિતામહ ત્યારના નેપાળના મહારાજાના રાજ્યસ્થાપિત શાસ્ત્રી અને જ્યોતિષી હતા અને એમણે મહાયજ્ઞ કરીને પંડિતશિરોમણિ દીક્ષિતાચાર્યની પદવી પ્રાપ્ત કરી હતી. માતામહી પણ વિદુષી હતાં. નોકર બનીને રાજ્યનું વર્ષાસન સ્વીકારવાનો પિતામહે ઇન્કાર કરેલો અને ધર્મશાસ્ત્રોના અભ્યાસ પાછળ જીવન વિતાવેલું. બાના પિતા પંડિતશિરોમણિ હરિહર શર્મા રાજકુટુંબ સાથે મતભેદ થવાથી નેપાળ છોડી મુંબઈ આવી વસેલા. એમના ત્રીસ વર્ષના મુંબઈવાસ દરમ્યાન પુત્રી ચિત્રાદેવીનો જન્મ ૧૦-૩-૧૯૧૦ના રોજ થયેલો.

ચાર ભાઈઓ વચ્ચે એક બહેન એમ પાંચ સંતાનોનાં પંડિતા-માતા દુર્ગાદેવીએ ગોરખાલીમાં પુસ્તકો લખ્યાં છે. બાર-તેર વર્ષની બાળા વિજ્યાદેવીનું લગ્ન એક નેપાળી જુવાન સાથે થયું હતું પણ બે વર્ષમાં ૧૯૨૪-૨૫ના અરસામાં તેઓ વિધવા થયાં. વૈધવ્ય પછી થોડા માસ નેપાળ ગયાં હતાં તે બાળી વતનની પહેલી અને છેલ્લી સફર. પાછાં ફર્યાં પછી રાષ્ટ્રશાળાના વર્તુળમાં રેંટિયામાં અને ખાદીકાર્યને વ્યવસાય બનાવ્યો. વિજ્યાબહેન દુર્લભજી પરીખની સાથે સત્યાગ્રહ કરીને યરવડા જેલમાં ગયાં. કારાવાસમાં પૂ૰ દમયંતી-બાના અવસાનના સમાચાર 'ફૂલછાબ'માં વાંચ્યા પછી મન બાપુજી તરફ આકર્ષાયું. કારાવાસ પછી મુંબઈમાં વિજ્યાબહેનની સાથે રહેતાં ત્યારે ત્યાં અવારનવાર આવતા બાપુજી સાથે પ્રથમ મિલન થયું. વિજયાબહેન એ પરિચય વધારવામાં પૂરક બન્યાં અને ૧૩-૬-૧૯૩૪ના રોજ લગ્ન થયાં.



(૧૯૭૧)

અમે ત્રણ ભાઈઓ અને બે બહેનોનાં બા ગોરખાલી ઉપરાંત ગુજરાતી, હિંદી અને મરાઠીમાં પ્રવીણ હતાં અને ત્રણે ભાષાનાં સાહિત્યના અત્યંત રસિક ભોક્તા હતાં. તેર વર્ષના દાંપત્ય દરમ્યાન સંશોધન, લેખન અને પત્રકારત્વમાં વ્યસ્ત બાપુજીની વારંવાર અને લાંબી ગેરહાજરીને કારણે ઘરવહીવટ અને બાળકોના ઉછેરની સંપૂર્ણ જવાબદારી સંભાળતાં સંભાળતાં સૌરાષ્ટ્રની અસલ ભરતકળાના ઉત્થાન અને પ્રસાર માટે 'સોરઠી શણગાર' નામની સંસ્થા સ્થાપી. ગામડાંની સ્ત્રીઓ પાસે દીવાસળી અને ગેરુથી કાપડ પર ભાતો આળેખાવી, એમને કાપડ-હીર-આભલાં-સોયદોરાં આપીને ભરત ભરાવી, કપડાં સિવડાવીને મુંબઈ વેચાણ માટે મોકલવાનાં પાર્સલો હાથે સીવી પોસ્ટઑફિસે લઈ જવાં સુધીનાં કામ એકલે હાથે કરતાં. બાપુજીના મૃત્યુ પછી સત્યાવીસ વર્ષો સુધી બાળકોને જતનપૂર્વક ઉછેરી, પાંખો પામતાં પુત્રપુત્રીઓને જોઈ હર્ષાશ્રુ છલકાવતાં, છેલ્લે અમારી સૌથી નાની બહેન મુરલીને કથકમાં નિપુણ બનેલી જોઈને ૧૯-૩-૧૯૭૪ના રોજ ચક્ષુદાન કરીને મૃત્યુ પામ્યાં ત્યારે

પૂ૦ ડૉ૦ અંબાશંકર ભટ્ટના સુપુત્ર ડૉ૦ ચંદુભાઈ ભટ્ટની માવજત નીચે હતાં તેને અમે સદ્ભાગ્યની વાત ગણીએ છીએ : મુરલી, અશોક, પદ્મલા, જયંત અને વિનોદ.



(૧૦૬) **લાલચંદ કા૦ મેઘાણી ઉપર**

મુંબઈ : ૨૨–૮–૧૯૩૪

ભાઈશ્રી,

અમને દેવલાલીથી આવ્યા બાર દિવસો થયા. કુશળ છીએ. છોકરાં મજામાં છે. સાથે ચિત્રાદેવીનો મારાં ભાભી પર કાગળ છે. ગુજરાતી લખવામાં ભૂલ પડે તે માટે હિંદીમાં લખેલ છે. અમારું ગાડું સારું ચાલે છે.

ભાભીને માલૂમ થાય કે તમારો ઠપકો વાજબી છે પણ હું તો જીવન ફક્ત જીવવા જેવું બને તેવા પ્રયત્નો કરું છું. એથી કાંઈ ગયેલા જીવનમાં બનેલ ઉલ્કાપાત ભુલાય નહીં ને એમાંથી નાના બેઉ છોકરાને તો હું બચાવવા જ માગું છું. મારે એમને મળવું નથી, એમને ઓળખવા નથી કે નથી મારી ઓળખાણ આપવી. એને તમે તમારા જ ગણી મોટા કરજો ને મારી સાથેના એના સંબંધની જાણ ન જ કરાવજો. ટૂંકામાં લખું છું. વધુ લખી શકાતું નથી. એ જ

લિ૦ ઝવેરચંદ



(૧૦૭) **લાલચંદ કા૦ મેઘાણી ઉપર**

મુંબઈ : ૨૬–૧૦–૧૯૩૪

ભાઈશ્રી,

૦૦૦૦૦૦ તમને તેમ જ મારાં ભાભીને ઠીક નથી રહેતું જાણી દિલગીર થાઉં છું. અહીં હવાફેર કરવા આવવા કહેવું જરૂરનું નથી. મન થાય તો જરૂર થોડા દિવસ આવો.

'સાધન' જોયું છે. છાપાખાતાનું નવું કામ ફાવી જાય તો તો સારું. હરીફાઈ બહુ છે પણ જો 'સાધન' ચાલે તો ઘણો ટેકો મળે. બની શકે તો કલકત્તામાં ગુજરાતીઓ આવી વસ્યા તેનું પ્રથમથી લઈને એક તવારીખ–પુસ્તક તૈયાર કરાવો ને કંઈક ગુજરાતીઓની ડિરેક્ટરી તૈયાર કરો, દા૦ ત૦ જાણીતી ગુજરાતી પેઢીઓનું ફોટા સહિત સાહસ-વૃત્તાંત. ત્યાં હજુ જૂનાં સ્મરણો કરાવનારા કચ્છી–કાઠિયાવાડીઓ હશે. એની કને જઈને ભાઈ લાભુ તેમ જ રમણિક ઘણું સંગ્રહી શકે. આવી ચોપડી

કલકત્તામાં ગુજરાતીઓને ઘેરે ઘેરે જશે. 'સાધન'માં એવી એકેક પેઢી કે વ્યક્તિની કથા લખી શકાય.

મહેન્દ્રે આ વખતે કલકત્તા આવવાનો નિશ્ચય કર્યો છે. સંગાથ મળતાં તુરતમાં જ નીકળશે. ઇન્દુ પણ કદાચ આવે. ચિત્રાદેવીને એક આંટો ત્યાં આવી જવા સમજાવું છું. થાય તે ખરું. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

## 'સાધન'

"વરસોની ઝંખના [પૂ૦ લાલચંદ-બાપુજીની] છાપું કાઢવાની. છાપું એવું કે સામાન્યજનને જિંદગી જીવવામાં સહાયક બને, સાધન બને. એ કારણે સાપ્તાહિકનું નામ 'સાધન' રાખેલું. ૨-૮-૧૯૩૪ના રોજ પ્રથમ અંક પ્રગટ થયો. 'સાધન'ના જન્મકાળે હું કમ્પોઝ પણ કરતો, મશીન પણ ચલાવતો અને બાઇન્ડરને ત્યાં જઈ તેની નકલોને 'પીન' પણ કરી લાવતો. માંદગીને કારણે સોળ અઠવાડિયાં પછી બંધ કર્યું. લવાજમ બે રૂપિયા હતું. છાપું પૂરું વરસ ચલાવીએ તો જ લવાજમ લેવાનો અધિકાર આપણો ગણાય એટલે દોઢસો-બસો ગ્રાહકોને પૂરેપૂરા બે રૂપિયા મનિઓર્ડરથી પરત મોકલ્યા." [રમણિક મેઘાણી લિખિત નોંધ, ટૂંકાવીને.]



## (૧૦૮) લાલચંદ કા૦ મેઘાણી અને લાભચંદ લા૦ મેઘાણી ઉપર

મુંબઈ: ૪-૧૧-૧૯૩૪

મુ૦ ભાઈ તથા ભાઈ લાભુ,

૦૦૦ તબિયતના ખબર જાણી દુઃખ થયું. મારી લાઇલાજીના વિચારથી દુઃખ વધ્યું. છોકરાઓને પાળવાની તમારી મુશ્કેલી સમજી શકું છું. છોકરાઓને ખરે ટાણે આશરો આપ્યા પછી અત્યારે છોડવાના તમારા વિચાર પાછળ પારાવાર સંતાપ ભર્યો હશે પણ છોકરાઓના હિતની દૃષ્ટિથી તમે આ વિચાર પર આવ્યા હશો. મને તમારા પ્રત્યે આ વાતનો અફસોસ તો કેમ જ હોય? હું તો ત્યાંની સ્થિતિ સમજું છું. તમને મુશ્કેલી લાગે કે તુરત જ છોકરાઓને ખેસવવાનો મારો ધર્મ છે ને મેં અહીં ઘરમાં ગઈ કાલે એ વાતની ચર્ચા પણ કરી લીધી છે. ચિત્રાદેવી પૂરા હૃદયથી સંમત થાય છે. હવે બંને રમતા-ભમતા થઈ ગયા હોવાથી એકાદ માણસને રાખી લેવાથી ઉછેરવાનું સરળ બની જશે એમ લાગે છે. ૦૦૦૦૦૦ મારા મનમાં તો એક પ્રાયશ્ચિતના રૂપમાં જ સંકલ્પ હતો કે નાના બેઉને મારા જીવનમાં પાછા ન લાવતાં એને મળેલાં અત્યારનાં

માતાપિતાનાં જ સંતાનોરૂપે ઊછરવા દેવા, ખડતલ બનવા દેવા ને એમનાં જીવનમાં કોઈ ભૂતકાળની છાયા પડવા ન દેવી, પરંતુ એટલું બધું તો શક્ય નથી એ હું જાણું છું. તમારે ખોળે જેટલી બને તેટલી લાંબી મુદત રહેવા દેવા મન હતું.

ત્યાંની આર્થિક સ્થિતિમાં મારા જોગો કંઈક હિસ્સો ઉપાડવા માટે મેં અહીં નવાં સાધનો ઊભાં કરવાની બનતી તજવીજો આદરી પણ ફાવ્યો નહીં. 'સૌરાષ્ટ્ર'-વાળાઓ માસિક ૩૦ બસો આપે છે ને બહારનું કામ લેવા ના પાડે છે એટલે આટલી પ્રસિદ્ધિ તેમ જ શક્તિ મેળવ્યા પછી પણ હું મારા ઉપરાંત કોઈને કામ લાગું તેવું ન કરી શક્યો. તેમ છતાં બને તેટલા પ્રયત્ને તમને કંઈક રાહત આપી શકું તેવું કરવા મારી તજવીજ છે.

હવે ટૂંકામાં : ત્યાંની ને અહીંની સ્થિતિને તોળી જોતાં બહુ જ નિખાલસ દિલે વિના સંકોચે તમને લાગે કે બાળકો અહીં આવે એ તેમને માટે ઇષ્ટ છે તો તાર કરજો જેથી હું તા૦ ૮મી પહેલાં દિવાળી કન્સેશનનો લાભ લઈ આવી શકું ને ૧૫મીએ પાછો વળું. તાર જલદી કરશો. ઢીલ કરશો નહીં. બાળકોના સંબંધમાં નિર્ણય કરો તે મારાથી જરીકે ડરીને, સંકોચાઈને કે શરમાઈને ન કરતા. હું એમને સુખેથી સંભાળી લઈશ. આપણે તો એમનું હિત વિચારવાનું છે. બીજા બધા સંજોગો ઉપર વિજય મેળવવો જ રહેશે. માટે જલદી તાર કરશો. એ જ

લિ૦ ઝવેરચંદ



## (૧૦૯) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૨૬-૧૧-૧૯૩૪

ભાઈશ્રી,

પહોંચી ગયાં છીએ. રસ્તામાં કશી તકલીફ નહોતી. બહુ થોડું રોકાઈ શકાયું તેથી જીવ બળે છે. નાના છોકરા બહુ યાદ આવે છે. અહીં સહુ પૂછે છે કે કેમ ન લાવ્યા? ૦૦૦૦૦૦ ચિત્રાદેવી મારાં ભાભીને બહુ યાદ કરે છે. એને જેઠાણી પ્રત્યે ઘણો ઊંડો ભાવ જન્મ્યો છે. તમે તબિયત જાળવજો. અસ્થિર ન બનજો.

લિ૦ ઝવેરચંદ

*

† 'પહોંચી ગયા છીએ' : કલકત્તા ઉછેરાતા બેલડા પુત્રો સાથે દિવાળી ગાળવા પુત્ર મહેન્દ્રભાઈ અને પુત્રી ઇન્દુબહેન ગયાં હતાં. પછી બા અને બાપુજી પણ ગયાં અને બેલડાને લીધા વિના જ પાછાં આવ્યાં.



## (૧૧૦) લાભચંદ લા૰ મેઘાણી ઉપર

[મુંબઈ : ૨૬–૧૧–૧૯૩૪]

ભાઈ લાભુ,

આપણે રૂબરૂ ઘણી વાતો થઈ છે. કશું જ વિશેષ લખવાનું રહેતું નથી. કામમાં તલ્લીન બનશો તેટલી શાંતિ મળશે, નહીં તો ફુરસદ તમને ખાઈ જશે. સ્વતંત્રતા તમે શોધો છો પણ એ તો માનસિક વસ્તુ છે એટલું ફરીથી યાદ આપું છું.

ગઈ કાલે હું બાપુનો ભૂતકાળ યાદ કરતો હતો. બગસરામાં એમને એક હાટડી માંડવી પડેલી. તે પછી તો ઘણાં ઘણાં વીતકો વીત્યાં. ગૃહક્લેશના કેટલા કેટલા ભડકામાંથી એ નીકળેલ છે તેની મને હું છેક પાંચ વર્ષનો હતો ત્યારથી સ્મૃતિ છે. આ બધું જો હું તમને ચિત્રપટ પર બતાવી શકું તો તમે ઠરી જ રહો. હું તો બીજું શું લખું? તમારી આસપાસની કઠોર વસ્તુસ્થિતિને તમે સમજી લ્યો એટલે તરંગવિહાર આપોઆપ ઓછો થશે. ૦૦૦૦૦

લિ૰ ઝવેરચંદ

*

† બાપુ : મોટા ભાઈ, લાલચંદ કા૰ મેઘાણી.

## (૧૧૧) રમણિક લાલચંદ મેઘાણી ઉપર

[લાલચંદ મેઘાણીના બીજા પુત્ર, બંગાળીના નિષ્ણાત, સિદ્ધહસ્ત અનુવાદક, પત્રકાર અને લેખક.]

[મુંબઈ : –૧૨–૧૯૩૪]

ભાઈ રમણિક,

વધુમાં વધુ અફસોસ તો તારી જોડે નથી બેસાયું તેનો રહી ગયો છે. તારી એકચિત્ત જીવનગતિ જોઈને હું બહુ બહુ રાજી થયો. મારે તને બે જ વાતો યાદ દેવાની છે. એક તો વહેલામાં વહેલાં ચશ્માં લઈ લેવાં ને બીજું રોજ સવારે અથવા સાંજે ખુલ્લી હવામાં જઈ આવવું. ટાઇપોની તપાસ કરીને મોકલી આપીશ. ૦૦૦૦૦૦

લિ૰ ઝવેરચંદ

(૧૧૨) **રમણિક લા૰ મેઘાણી ઉપર**

[ મુંબઈ ] : ૨૨–૧–૧૯૩૫

ભાઈ રમણિક,

૦૦૦૦૦૦ હમણાં હમણાં મને નાનાં બેઉ બાળકો વિશેષ સાંભરે છે. સ્વપ્નામાં આવે છે. બાને કહેજો કે મારા કાગળનો ધોખો ન ધરે. આખો દિવસ લખલખ કરતાં કાગળો લખવાનો પણ ત્રાસ થાય છે.

'સાધન' માટે લખી મોકલવાની મારી કાળજી ફોગટ જાય છે. આંહીંનું કામ ઘણું બળ હરી લ્યે છે છતાં કાલે પ્રયત્ન કરીશ ને નિયમિત લખી શકાય તેવી વેતરણ ઉઠાવીશ. તમે બાપુની બાજુએ રહી હિંમત દેજો. 'સાધન' બંધ કરવું પડે તો શરમ–સંકોચ વગર કરવું. અહીં સહુ ખુશીમાં છીએ. બાને પ્રણામ. ૦૦૦

લિ૰ ઝવેરચંદ



(૧૧૩) **લાલચંદ કા૰ મેઘાણી ઉપર**

[ મુંબઈ ] : ૧૯–૩–૧૯૩૫

મુ૰ ભાઈશ્રી,

હું બે દિવસ અમદાવાદ ગયેલો. ત્યાંથી આવ્યા પછી શરીર જરા નરમ છે. ૦૦૦૦૦ હવે તમારી લથડતી તબિયતે નાના બેઉ છોકરાનો પ્રશ્ન વધુ વિકટ બનાવ્યો હશે. હું એ વિચાર કરી જ રહ્યો છું. કાં તો મારાં ભાભીને આ તરફ આવવાની સગવડ આવે તો મહિનો–માસ ભેળાં રહીને હેળવી આપે અથવા કહો [તો] મહેન્દ્રને ત્યાં મોકલું ને એનાં હેવાયાં થઈ ગયે અહીં લાવીએ. બાળકોનો ખરો હડચો બીમાર તબિયત વેળા બહુ જણાય. તમને બાળકોથી છૂટા પડતાં દુઃખ લાગશે ઘણું ઘણું પણ આપણે કેટલાક સુખને ભોગેય રસ્તો કાઢવો રહે છે. તમારા બેઉનાં શરીરો તરફ જોતાં હવે આ વિચાર જોરથી આવવા લાગ્યો છે. ૦૦૦૦૦

લિ૰ ઝવેરચંદનાં વં૰



(૧૧૪) **ડૉ૰ અંબાશંકર ભટ્ટ ઉપર**

મુંબઈ : ૧–૬–૧૯૩૫

પ્રિય ભાઈશ્રી,

આખરે આપે બોટાદ છોડ્યું. ૦૦૦૦૦૦ બોટાદ તરફ મને આકર્ષનાર એક મોટું બળ તૂટી ગયું. હવે તો દરેક મહાલ આપના ઉપર દાવો બજાવશે એટલે ફરીથી

બોટાદમાં મારું ને આપનું ભેગા થવાનું અંજળ કલ્પના બહારની વાત બની જાય છે. આપ તો હશો ત્યાં નિજાનંદે મસ્ત જ રહેશો પણ બોટાદનો હું હવે વિચાર કરું છું ત્યારે એ દિશા જ ખાવા ધાય છે. ફરી પાછાં ગીર અને ગામડાં ખૂંદવાનો સંભવ પણ મારા જીવનમાંથી ૯૫ ટકા ઓછો થયો એટલે આપને ક્યાં ને ક્યારે પકડી પાડીશ તે શું કહું? આ જગતમાં સારું એટલું બધું જ જાણે કે હાથતાળી દઈ ને જતું રહે છે.

આપનું સ્મરણ બીજું પણ ઘણું ઘણું સ્મરાવે છે. સપાટી પર જીવી જીવી નીચે પડેલાં જીવન–ઊંડાણોને ભૂલવા મથનારો માણસ કોઈક વાર આવી સ્મૃતિઓને ભારે અંદર ખેંચાય છે ત્યારે તળિયું બહુ ભયાનક દેખાય છે. ૦૦૦૦૦

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદના વં૦



## (૧૧૫) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ: ૧૬–૬–૧૯૩૫

ભાઈશ્રી,

કાગળ તેમ જ તાર મળ્યા હતા તે મુજબ આજે સહુ સુખરૂપ પહોંચી ગયાં છે. રવિવાર હોવાથી તાર કર્યો નથી. આંહીંની ચિંતા કરશો નહીં. બાળકો હળવાં લાગ્યાં છે. આંહીં રમે કરે છે. ૦૦૦૦૦ એ જ

લિ૦ ઝવેરચંદ

*

† 'સહુ ... પહોંચી ગયાં છે.': છેવટે બેલડા કલકત્તાથી પિતાઘેર ઊછરવા પાછા ફરે છે.



## (૧૧૬) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ: ૧૮–૬–૧૯૩૫

ભાઈશ્રી,

કાગળ કાલે મળ્યો. ૦૦૦૦ મોટી નાનો ધીરે ધીરે હળતા જાય છે. હળવામાં સમય લાગશે એમ મને થાય છે. ત્યાંનો સ્નેહ તેઓને પણ મૂંગા મૂંગા પીડતો જણાય છે. સ્વપ્નામાં રમણિકભાઈને મળી આવે છે, દુકાને જવાનું વેન કરે છે. ભુલાશે એ તો. તમે સહુ એમના અહીં આવવાથી અત્યંત સ્નેહદુઃખ પામતાં હશો એ જોઈ શકાય છે. બીજો ઇલાજ શો?

લિ૦ ઝવેરચંદ





(૧૯૩૫)

**પૂ૦ ચિત્રાદેવી–બા, મહેન્દ્રભાઈ, બાપુજી, ઇન્દુબહેન, મસ્તાનભાઈ અને નાનકભાઈ**

(૧૧૭) **લાલચંદ કા૦ મેઘાણી ઉપર**

મુંબઇ : ૧૯–૬–૧૯૩૫

મુ૦ ભાઈ,

૦૦૦૦૦ મોટો તથા નાનો હું સ્ટેશનેથી ઘેર ગયો ત્યારે મજા કરતા હતા. ફરવા લઈ ગયો. આવીને જમ્યા. જમાડીને પછી એમણે કહ્યું આંટા મરાવો. ખૂબ ફેરવ્યા. પછી પાછા રાતે રમ્યા. મારી પાસે જ સુવાડ્યા. રાતે બે વાગ્યે મોટો જાગ્યો, કહે મોટીબેન પાસે જવું છે. હું તુરત જ ત્યાં લઈ ગયો. પાંચ મિનિટમાં જ એ ત્યાં

સૂઈ ગયેલો. નાનો તો મારી પાસે જ સૂતો રહ્યો. સવારે કશો જ કજિયો કર્યા વગર દાતણ કરી ખાધું. મેં નવડાવ્યા. હું દસ વાગે ઑફિસમાં આવ્યો ત્યાં સુધી લહેર કરતા હતા. વિશેષ કાલે.

લિ૦ ઝવેરચંદ



## (૧૧૮) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૧-૭-૧૯૩૫

ભાઈશ્રી,

૦૦૦ જવાબ મોડો લખું છું. અહીંની જંજાળો બહુ વધી હોવાથી સ્વસ્થતાપૂર્વક લખી શક્યો નથી. ૦૦૦૦૦૦ રમણિકનું સ્થાન અહીં કેવી રીતે કરવું તે કંઈ જ સૂઝતું નથી. હું પોતે પણ થાકીને પાછો બોટાદમાં બેસી જવાના ખૂબ જોરથી વિચારો કરું છું. અહીં ખર્ચ નીકળી શકશે નહીં એમ લાગે છે. તમે હાલ તુરત એમ ને એમ ચલાવો. ચારેકોર દાવાનળ છે. પગ મૂકવાની જગ્યા નથી. જે પુરુષાર્થ તમારો ને રમણિકનો ત્યાં ફળશે તે બીજે ક્યાંય ફળવાનો નથી.

આંહીં સહુ કુશળ છીએ. છોકરા હવે ઝટઝટ હળવા લાગ્યા છે. હળી જશે. વાંધો નહીં આવે. ૦૦૦ હાલ ઉતાવળે આટલું જ લખું છું.

લિ૦ ઝવેરચંદ



## (૧૧૯) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૨૩-૮-૧૯૩૫

ભાઈશ્રી,

તમારો તથા મારાં ભાભીનો કાગળ મળ્યો છે. મોટો [અને] જીકો ખૂબ ખૂબ મજા કરે છે. ફરવાહરવા નિયમિત જાય છે. દાતણથી માંડી સૂવા સુધીની ક્રિયાઓ ઉલટથી નિયમિત કરે છે. તમને યાદ આવે ને સ્નેહદુઃખ થાય એ સહજ છે પણ ભય કે ચિંતા ન રાખજો. બધું સારું ચાલે છે. વિલેપારલે રવિવારે રહેવા જશું કે તુરત બાળમંદિરમાં મૂકશું. ઘાટી સારો મળી ગયો છે. રમાડે છે. રોવાનું તો તદ્દન બંધ છે. બાકી તો તમારા જીવનમાંથી એ છોકરાઓ કદી જ કેમ ભૂંસાય? તમારાથી એમને

વિછોડાવવામાં મને સુખ નહોતું. મારે પણ નવેસર માયામમતાનાં બંધનોમાં પડવાનું બન્યું. ઇચ્છા થાય ત્યારે જરૂર આવો. તેડાંની રાહ ન જોશો.

લિ. ઝવેરચંદ

*

† મોટો : મસ્તાનભાઈ, છોટો : નાનકભાઈ.

## (૧૨૦) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

નાસિક : ૨–૧૧–૧૯૩૫

ભાઈશ્રી,

તમારા સહુનો કાગળ આવ્યાને પંદર દિવસ થવા આવ્યા પણ જવાબ આજે આપી શકું છું. ચિત્રાદેવીના હાથને ત્રણ મહિનાથી ન્યુરેલ્જિયાનું દર્દ લાગેલું. દિવસે દિવસે વધતું જ ગયું. રાતના ઉજાગરા અને દર્દનો થાક શરીર પર ખૂબ અસર કરી ગયા. દવાઓ ઘણી ફેરવી, પણ વ્યર્થ. આખરે સ્થળફેર અને હવાફેર માટે ભાનુભાઈ વગેરેની સલાહ પડી એટલે ગઈ કાલે આંહીં આવ્યાં છીએ. નાનો, મોટો અને નીલમણિ સાથે છે. ઇન્દુ–મહેન્દ્રને સ્કૂલ ઉઘડી એટલે નથી લાવ્યાં. આંહીં આ સેનેટોરિયમમાં બે ઓરડીઓ મળી છે. સ્થળ સારું છે. દવાપાણી મજાનાં છે. સ્થિર થઈ ગયાં છે. મહેન્દ્ર–ઇન્દુ મુંબઈ હોવાથી હું સોમવારે મુંબઈ જઈશ. અઠવાડિયે અઠવાડિયે આવ-જા કરીશ. આંહીં એક સ્નેહી નજીકમાં રહે છે. જેઓ અમારો વાટી છે. કશી અડચણ નહીં આવે. મહિનો–બે મહિના રહેવાથી ઠીક થઈ જશે. મોટો, છોટો, નીલમણિ બહુ જ આનંદ કરે છે. ખૂબ સુખી છે. ઓછામાં ઓછું સતાવે છે. તાલીમ પણ બરાબર લે છે. એ બેઉની કોઈ વાતે ચિંતા ન રાખશો. ०००००० ચિત્રાદેવીની શારીરિક સ્થિતિ આવી, છોકરાં પાંચની પળોજણ, નાનું બાળક ને અનુભવ પણ ઓછો, એટલે બહેન લીલીની પ્રસૂતિ પછીની સ્થિતિની જવાબદારી ઉપાડવાની મારી હિંમત નથી ચાલતી. એ સ્થિતિને પહોંચી વળવા માટે તો મારાં ભાભીએ જ લાગટ ત્રણ મહિના રહેવું જોઈએ અથવા તો–બે મહિને દસકત્તે લઈ જવાં જોઈએ કેમ કે લીલીની નાની વય અને નાજુક તબિયત જોતાં સેવા પણ ઘણી સંભાળથી ન ચલાવી લેવાય. એનાં બેહાલીને પણ નાનું બાળક એટલે ત્રાસ પડશે. આ બધું સ્પષ્ટ લખું છું તેથી તમે કોઈ દુઃખ નહીં લગાડશો. મારાં ભાભીને ત્યાંથી ખસવું એટલે ત્યાંની તકલીફનો પાર નહીં રહે. સમજી શકાય છે પણ રસ્તો નથી. ०००००

[લિ૦ ઝવેરચંદ]

† ભાનુભાઈ: ડૉ૦ ભાનુરાય શુક્લ, નિકટ મિત્ર.

† નાનો, મોટો ને નીલમણિ : પત્રો નાનકભાઈ, મસ્તાનભાઈ અને વિનોદ.

† બહેન લીલી : પૂ૦ લાલચંદ-બાપુજીનાં પ્રથમ પુત્રી, લીલાવતી બાવચંદ ચિતળિયા.



## (૧૨૧) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૧૦-૧-૧૯૩૬

ભાઈશ્રી,

કાગળ મળ્યો. સહુએ વાંચ્યો. મોટા-જીકાએ કાગળમાં પોતાનાં નામ છે જાણી ઘણો ગર્વ અનુભવ્યો. ચિત્રાદેવીએ જાતે જ કાગળ વાંચ્યો પણ 'સુંદર અક્ષરો'ની વાત તેણે સ્વીકારી નથી. બધાં ખુશીમાં છીએ.

ભાઈ રમણિક, 'નિરંજન'નું લખાણ તો એની સ્વાભાવિક ગતિએ વહ્યું, છતાં પુસ્તકરૂપે મૂકતી વેળા એની ન્યૂનતાઓ વધુ સ્પષ્ટ જણાશે એટલે ઠીક કરીશ. 'યુગવંદના' હજુ બહાર નથી પડ્યું. સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિરનાં કોઈ પણ પ્રકાશનનો હક્ક મને નથી મળ્યો. રૂ૦ પચાસ માસિક મળતા તે પણ ઊલટાના બંધ પડ્યા છે ને ત્યાં અંધેરમાં સ્ટૉક ઘણો પડ્યો હોવાથી નવી આવૃત્તિઓ પણ થવી કઠિન. એવો કોઈ સંજોગ આવશે ત્યારે વાત નીકળશે, પણ મને કશી આશા નથી. એ વસ્તુ ગળે ઉતારવી મુશ્કેલ છે. હવે તો રોજની રળેલી બાજરી જ ખાવાની. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ



## (૧૨૨) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૪-૫-૧૯૩૬

ભાઈશ્રી,

૦૦૦૦૦૦ મોટો-જીકો ખૂબ મજામાં છે. વધુ ને વધુ ખીલતા જાય છે. તમે માનો છો તેવું કોઈ અનિષ્ટ દબાણ તેઓ નથી અનુભવતા. ઊલટાના ખૂબ સ્નેહપૂર્વક નિયમો પાળે છે ને તેથી સુખ અનુભવે છે. ચિત્રાદેવીની પ્રકૃતિમાં થોડું ઉતાવળાપણું હોવા છતાં આ બે બાળકો પર તો એને હૃદયની મમતા છે. ખૂબ વહાલ કરીને બેઉને રક્ષે છે. હું ખાતરી આપું છું કે છોકરા અત્યારની રીતે જ ખરા સુખી છે. જીકો તો અજબ વિકાસ બતાવી રહેલ છે. આથી વધુ મારી આજની સ્થિતિમાં હું ન કરી શકું. એવું કરવાથી પણ છોકરાઓનું હિત નથી વધતું. એ કજિયાળા બનશે તો એ જ

દુ:ખી થશે. મને દમન ગમે છે એમ ન માનો. છોકરાંને છૂટાં મૂકવાનો તો મારા પર આક્ષેપ છે. એટલે હું પણ મુક્ત તોફાની જીવન ઇચ્છતો છતાં આજે છે તેટલા નિયમનનો તો હિમાયતી બન્યો છું.

ચિત્રાદેવીને 'બા' ન કહેવાનો તો મારો જ આગ્રહ છે. હુ નવી માને 'મા'ના સ્થાને મૂકી જ ન શકું. એ બનાવટી વસ્તુ છે. છોકરાઓ મોટા થઈ નેય ભલે મારાં ભાભીને બા ગણે, પણ ચિત્રાદેવીને તો હરગિજ નહીં. હું એને બાળકોની પાલિકા માનું છું, બા નહીં. તમે કોઈ ચિંતા ન કરતા. ભાઈ લાભુને પુછાવવાથી ખાતરી થશે કે છોકરા કેવા લહેરમાં રહે છે. મને જે દિવસે સહેજ પણ લાગશે કે આ છોકરા પર દમન છે તે દિવસે હું સહન નહીં કરું, તુર્ત જ છોકરાને તમારી પાસે મોકલીશ. ૦૦૦૦૦૦ મહેન્દ્ર વડિયા જૂનાગઢ થઈ બોટાદ આવ્યો હશે. ત્યાંથી અહીં આવશે. એ પરીક્ષામાં સારે નંબરે પાસ થયો છે. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ



## (૧૨૩) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

મુંબઈ: ૩–૭–૧૯૩૬

ભાઈશ્રી,

૦૦૦૦૦૦ અમે વિલેપારલેમાં સ્ટેશન નજીક મોટું ઘર લીધું છે. સગવડ, હવાપાણી વગેરે સારાં છે. ભાઈ રમણિક, તમે જરૂર આવશો અથવા બાપુને મોકલશો. સહુને સંભારશો.

લિ૦ ઝવેરચંદ



## (૧૨૪) રમણિક લા૦ મેઘાણી ઉપર

મુંબઈ: ૨૨–૭–૧૯૩૬

ભાઈશ્રી રમણિક,

તમારો તથા ભાઈ લાભુનો બેઉ કાગળો મળ્યા. તમારો કાગળ હજુ જીકો ગજવામાં ફેરવે છે. બેઉને વાંચી સંભળાવેલ. ૦૦૦૦૦ જીકો–મોટો દાતણ કરવામાં પાવરધા બની ગયા. ગાયનો પણ કંઠે કરીને ગાય છે. મોટાને ચડ્ડીની નાડી બાંધતાં આવડી ગઈ ને જીકો મોટાની આંખો સુધી ઊંચો થઈ ગયો. આ બધું જોવા તમે જરૂર આવો. એટલી નિવૃત્તિ ઉપજાવી કાઢો ને તમારા આવી ગયા પછી બાપુ આવે

અથવા પહેલાં [એમને] મોકલો. જો કે આ વખતે તો બાનો વારો કહેવાય. એ આવે તો છોકરાંને જોઈ બહુ સંતોષ પામશે.

શ્રી ચાંપશીભાઈ† અને 'નવચેતન' વિશે વાત જાણી. તમે જોયું હશે કે મેં એમના છેલ્લા અંકને આપોઆપ જ ઉપાડ્યો છે ને હવે તો ખાસ ચીવટ રાખીશ. એમને મારા નમસ્કાર કહેશો. મારી કલમથી 'કલમ–કિતાબ'ની કટારોમાં જે કાંઈ



(કલમ-કિતાબ : ૧૯૩૫)

**'જન્મભૂમિ'ની ઑફિસમાં**

કરવું ઘટિત તે હું બેલાશક કરતો રહીશ. ૦૦૦૦૦ બાપુ કેમ ચૂપ છે? ત્યાં કેમ ચાલે છે? ભાઈ લાભુને કહેશો કે ખાસ તો કંઈ લાવવાનું નથી. મોટા–જીકા માટે બાપુનો, બાનો ને તમારો એક ગ્રુપ ફોટો લેતા આવે. ઉતાવળે એ જ

લિ૦ ઝવેરચંદનાં વં૦

*

† શ્રી ચાંપશીભાઈ : ચાંપશી ઉદેશી, 'નવચેતન' માસિકના તંત્રી

(૧૨૫) **લાલચંદ કા૦ મેઘાણી ઉપર**

મુંબઈ : ૧૧-૮-૧૯૩૬

ભાઈશ્રી,

૦૦૦૦૦ તમારા અગાઉના કાગળમાંથી એવું અનુમાન થઈ શક્યું કે તમે મનથી બહુ સ્વસ્થ રહેતા નથી. એનો ઇલાજ તો કામકાજ અને ઉદ્યમ સિવાય અન્ય શો હોઈ શકે? અહીં જ્યારે મરજી થાય ત્યારે આવી શકો છો. અમે તો બહુ રાજી થવાનાં.

છોકરાં મજામાં છે. મને હમણાં હમણાં એક મહિનાથી આંતરડાં નબળાં રહે છે, જોઈએ તેવું ઠીક નથી રહેતું. દિવાળીની રજાઓમાં બોટાદ જવાનું દિલ છે. આંહીંની પરિસ્થિતિ જેની તે જ છે. કોઈ ફેરફાર નથી. રૂ૦ પચીસ ફક્ત પગારમાંથી ઘટ્યા છે.

ચિત્રાદેવી મજામાં છે. આજે તો કહેતી હતી કે કલકત્તાનો કાગળ લખી જ રાખીશ, પણ અત્યારે આ રવાના કરું છું. એ લખશે તો જુદો પોસ્ટ કરીશ. ભાઈ રમણિક, બાને કહેવું કે છોકરાઓ મજામાં છે, ખૂબ આનંદ કરે છે. નવું મકાન બાળકોના જીવનને બહુ અનુકૂળ છે. ૦૦૦૦૦ સહુને વંદન.

લિ૦ ઝવેરચંદ



(૧૨૬) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

મુંબઈ : ૩૦-૯-૧૯૩૬

ભાઈ રમણિક,

૦૦૦૦૦૦ અમે બધાં વીસ-પચીસ દિવસ પછી કાઠિયાવાડ જવાની ગણતરી ગણીએ છીએ. બોટાદના મકાનને સંભાળવાનું છે, માણેકવાડિયા જવાનું છે, જૂનાગઢ પણ જશું. ખાસ તો મારે આરામ લેવો છે. ૦૦૦૦૦૦ મોટી-જીકો ખૂબ મજા કરે છે. સવારે ઊઠી નિયમિત દાતણ શિરામણ વગેરે પતાવી પછી આંગણું ઝાડુથી સાફ કરે છે. બગીચાને સંભાળે છે.

તમે બધાં ત્યાં મજામાં હશો. ચોપડીઓ લીલી સાથે મોકલીશ. 'વેણીનાં ફૂલ', 'કંકાવટી', બીજું કાંઈ? બાપુને હવે કેમ છે? મૂડમાં છે કે નહીં? સહુને વંદન.

લિ૦ ઝવેરચંદ



## (૧૨૭) લાલચંદ કા૰ મેઘાણી ઉપર

મજેવડી : ૩૦–૧૦–૧૯૩૬

ભાઈશ્રી,

૦૦૦૦૦ અમે તા૰ ૨૦ મી મંગળના રોજ મુંબઈ છોડ્યું. આંહીં જ છીએ. હવે શનિ-રવિ ગિરનાર જોઈ સોમવારે બોટાદ તરફ જશું. પછી ત્યાં જ રહેશું. હુલ્લડમાં અમને તો શી અડચણ આવે? પરાંમાં રહેનારાંને શાંતિ હતી. ૦૦૦૦૦ અહીં સૌ મજામાં છીએ. અમને આનંદ પડ્યો છે. ગામનાં હવાપાણી, સૃષ્ટિસૌંદર્ય વગેરે સુંદર છે.

બગસરાવાળા ઘરની હકીકત ચુનીભાઈના કાગળથી જાણશો ને હવે જલદી નિકાલ આવી જાય તેમ કરશો.

લિ૰ ઝવેરચંદ

## (૧૨૮) લાલચંદ કા૰ મેઘાણી ઉપર

બોટાદ : ૨–૧૨–[૧૯૩૬]

સુ૰ મોટાભાઈ,

૦૦૦ તબિયત નબળી જાણી દિલગીર. હવાફેર કરવા આંહીં આવી શકો કે નહીં? વિચારજો.

'નિરંજન' વિશેની વિચારસરણી ભવિષ્યની બીજી વાર્તા માટે રાહ જોશે. એ વિષય જ અલગ છે. ૦૦૦૦૦ બહેન લીલી, ખરેખર, હાલ તુરત તો અમે તારાથી બહુ છેટાં પડી ગયાં. તું અમને બહુ યાદ આવે છે. પણ શું કરવું?

ભાઈ રમણિક, 'ફૂલછાબ' વિશે નિખાલસ ટીકા વાંચી. બરાબર છે. પેલી જાહેરખબર તો તેં લખ્યું તે પૂર્વે આપોઆપ બંધ પડી છે. મેં એ કાગળ મેનેજિંગ ડિરેક્ટર નાથાભાઈને વંચાવેલ છે. આંહીંનો ગંદવાડ એક જ સપાટે કાઢી શકાશે નહીં. ગયેલા ભાઈઓએ આર્થિક તેમ જ અન્ય બધા પ્રકારે મોટો ધ્વંસ કરેલ છે. હું દિવસરાત મારાથી બનતું કરું છું. જોઉં છું.

લોકોની આર્થિક સ્થિતિ સુધારવાના રસ્તા કશું જ લખવાથી ઊઘડે તેમ નથી. એની આડે પડેલી શિલાઓ રાજકારણી છે. ઔદ્યોગિક પુનર્ઘટના કરનારો આંહીં કોઈ નથી. ૦૦૦૦૦૦ મોટા ભાઈ, એક વાત રહી ગઈ હતી. બગસરાનું મકાન ઠેકાણે પાડવાનો પ્રશ્ન આપણા ત્રણેયની સહી–ફારગતી પર અવલંબેલ છે. એ કડાકૂટ હું કે તમે કોઈ નથી કરવાના, અને ચુનીલાલ લાગણીથી કરે તો તમને શો વાંધો છે? અત્યારે

મેં ત્યાં ભાડૂતને ભળાવેલ છે પણ હર વર્ષે મરામત ને માટીનાં ચૂંથણાં કોણ કરે એ જ મૂળ પ્રશ્ન છે. નાણાં તો નામનાં જ ઊપજશે. એ રકમ કાંઈ મારે જોતી નથી, તેમ નથી ચુનીલાલ અડવાના. વાત ધૂડ જેવી છે, પણ એની હાલાકી, વાર્ષિક વેરો વગેરે આપણને અકળાવે છે.

ઝ૰



## (૧૨૯) ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા ઉપર

બોટાદ : ૧૬–૪–૧૯૩૨

સ્નેહી ભાઈશ્રી,

કાગળની પહોંચ આટલો મોડો લખું છું કેમ કે હું હમણાં જડતા કેળવીને આવતા જન્મ માટે પાડાના અવતારની તૈયારી કરું છું ! તમે મારા પર ખૂબ સદ્ભાવ ઠાલવ્યો છે. ગુજરાતી સાહિત્યમાં નગદ લેખન કરી રહેલ ભાઈઓમાં હું તમને અને શ્રી જ્યોતીન્દ્ર દવેને ઘણા ઊંચા સ્થાને બેસાડું છું. હું કંઈ નર્મરસના સાહિત્યનો અભ્યાસી નથી પણ એક વાચક તરીકે બનતો વિવેક કરીને જોઉં છું તો તમારું મૂંગું, પ્રસિદ્ધિની ઘેલછા વિનાનું, સાહિત્ય–આરાધન મને ભાવભીનો કરે છે. આપણે નામના જ મળ્યા છીએ છતાં તમારો સોરઠી વાતાવરણ સાથેનો આત્મીય ભાવ અને તમારા અંગત જીવન પર પડેલા દુઃખના પડછાયા એવું એવું લગાર જાણી શક્યો છું.

નર્મસાહિત્યના સાચા proletariat ધુરંધરોને—'મસ્તફકીર'ને, ધનસુખલાલને, જ્યોતીન્દ્રને કે પાઠકને—વિસારનાર ને કેવળ રમણભાઈમાં ઇતિશ્રી કલ્પનાર માનસ aristocratic જ હોય. નર્મસાહિત્યના નવયુગસર્જનની ઐતિહાસિક દૃષ્ટિએ ઓલિયા જોશીને, જાગીરદારને અને ખંધડિયાને પણ હું તો અમુક સ્થાન આપું જ. રમણભાઈ તો ચોક્કસ back number છે. અત્યારનો નર્મરસ ટોળટપ્પાંનો કે વૈચિત્ર્યમાંથી નિપજાવેલો ન હોય, જીવનનો જ એ રસ છે ને તમે તથા 'મસ્ત ફકીરે' એ ઝીલ્યો છે. તમે તો ઊંડા, ખૂબ ઊંડા, ગયા છો, પણ ભાઈ, મારું વર્તુળ તો બહુ જ પરિમિત છે. હું પોતે જ હવે તો back number બની રહેલ છું, વળી એકદેશીય ગણાઈ ગયો છું એટલે 'ગુજરાત' (મુનશીના માસિક)ની સાહિત્યનોંધો લખતાં કલમ ધ્રૂજે. વળી હવે તો મને એવો કોઈ થાક ચડ્યો છે, અથવા વિષાદ આવ્યો છે, કે મારું પોતાનું લખવા પણ મનભંગ બન્યો છું. અત્યારે તો મારું મગજ છેક જ muddled છે એટલે હાલ તુરત તો તમારી ક્ષમા માગું છું; ને હું પણ લખીશ ત્યારે છાતી પર હાથ મૂકીને ચોખ્ખુંચટ થોડું લખી શકવાનો છું ? કોણ સાંભળવાનું છે ? સૌને પરસ્પર સ્તુતિ જોઈએ છે. ૦૦૦૦૦

લિ૰ સ્નેહાધીન ઝવેરચંદ મેઘાણી



## (૧૩૦) ગૌરીશંકર જોશી ('ધૂમકેતુ') ઉપર

strictly personal બોટાદ : ૨૮–૯–૧૯૩૨

પ્રિય ભાઈશ્રી,

૦૦૦૦૦ મારાં પ્રકાશનો સંબંધે : ૦૦વાળાની શરતો જાણી. તમે લખો છો તેમ પ્રસ્તાવના-સંગ્રહને માટે એ ઠીક લાગી. ૦૦ કરતાં આ પ્રકાશકો વધુ જાણીતા એટલે પચાસ રૂ૦ ઓછા આવે તેની અડચણ નહીં. આવૃત્તિ એટલી વહેલી ખપી જાય. ભાઈ ૦૦ ખૂબ મહેનતુ શ્રમજીવી છે. એનો ઉત્કર્ષ મને ગમે છે. એ ભાઈઓ જો આ શરતો કબૂલ રાખે તો હું એમને વધુ પસંદ કરું. એ જાતમહેનત કરીને ચોપડીઓ ખપાવે.

હવે મુશ્કેલી માત્ર આટલી રહે છે. હું આંહીં બેઠો છું, પ્રકાશકો સાથે સમાગમ નથી, કામ પાકું નથી. એ લોકો શરતોમાં ભંગ કરે અથવા બારસોને બદલે પંદરસો–બે હજાર છૂપી રીતે છપાવી કાઢે તો પકડવા ક્યાં જાઉં? વળી અત્યારની રાજપ્રકરણી સ્થિતિમાં તો મને બ્રિટિશ હિંદમાં ઊભો જ ન રહેવા આપે. તકરાર પડે તો અદાલતે ચડવાની તૈયારી ન મળે. એટલે પ્રકાશક ખૂબ વિશ્વાસપાત્ર હોય તો જ ચાલે. તમારી પેઠે હું on the spot ન ગણાઉં. આ સંબંધમાં તમારું શું માનવું છે? cash અથવા instalmentનો પ્રશ્ન સારા પ્રકાશક સાથે થોડો જ રહે છે પણ માથાફોડ કરાવનાર નીકળે તો હું પહોંચી ન શકું.

સાઇઝ, કાગળ, છપાઈ વગેરે તમારા 'તણખાં' જેવાં decent હોવાં જોઈએ. અંદર એ લોકો જાહેરખબર વગેરે કેવુંક પેસાડે? તમને જો ૦૦ ઠીક જણાતા હોય તો એને એક આંટો આંહીં મોકલશો? હું એને મારાં ત્રણ–ચાર પ્રકાશનોની યોજના બતાવીને terms નક્કી કરાવું ને પછી કોઈ સારા વકીલને હાથે document કરાવી લઈએ. ૦૦૦૦

'તણખાં'ના અવલોકન સંબંધમાં બારોબાર ભાઇ ૦૦ને મોકલીને લખશો? હું દિલગીર છું. મેં ૦૦ સાથેનો સંબંધ છોડ્યો છે અને મારા તરફના કશા જ લખાણથી હું એને moral support પણ આપવા નથી માગતો. એ ભાઈઓની નવી નીતિ ૦૦ને મૂળ આદર્શથી નીચું પછાડીને ઝટઝટ નાણાં રળી લેવાની છે. મહેનત કોઈને કરવી નથી. મળેલી પ્રતિષ્ઠા પર થોડાં નખરાં કરીને ગદરવું છે.

તમારા જવાબની રાહ જોઉં છું. એક ખાસ વાત લખવાની છે : મારા સંબંધમાં હું તમારા સિવાય અન્ય કોઈને વચમાં નાખવા ઇચ્છતો નથી. ભાઈ ૦૦ને આ વાટાઘાટમાં રસ ન લેવરાવશો. એ ભાઈની અંદર હજુ કશું ઠરેલપણું નથી; ખાસ કશું mischievious તત્ત્વ ભલે નહીં હોય પણ ન સહેવાય તેવી impertinence છે. તમે પણ એમને બહુ મનમાં ન દેતા અથવા સાવધ રહેશો. પત્ર વાંચીને રદ કરશો.

લિ૰ સ્નેહાધીન ઝવેરચંદનાં વંદન

## (૧૩૧) ગૌરીશંકર જોશી ('ધૂમકેતુ' ઉપર)

મુંબઈ : ૯–૩–૧૯૩૫

પ્રિય ભાઈ,

કાગળ મળ્યો છે. આ અગાઉનું કોઈ પણ પત્ર–લખાણ મને મળ્યું નથી. મળ્યું હોય તો પહોંચ લખ્યા વિના રહું જ કેમ?

મારી શૈલીનું સ્વત્ત્વ સાચવવાની તમારી ભલામણ સાચે જ બરાબર છે. પત્રકારત્વની સંક્રામણ વચ્ચે એની જેટલી રક્ષા કરી શકાય તેટલી કરવા મથું છું. બાકી તો તમે જાણો છો કે અમુક સંસ્થાના અંગભૂત હોવાને કારણે પણ આપણી સામેના જોરાવર પૂર્વગ્રહો પ્રવર્તતા હોય છે એટલે આપણા લખાણને પોતાનું વ્યક્તિત્વ બાંધવામાં નડતરો થયા જ કરે છે.

Sentimentને નામે આજકાલ જે ફુગ્ગાઓ બહાર પડી રહેલ છે—દાખલા તરીકે 'પદ્દ્ધ્વનિ', 'વાલ્મિકીનું આર્ષદર્શન' વગેરે—તેને વિશે સ્પષ્ટપણે કહેવું જ જોઈએ. તમે વાંચી જજો. તમારું કેવું હીન અનુકરણ થઈ રહેલ છે! કહીએ છીએ તો કડવા લાગીએ છીએ કેમ કે 'વાહવા જી!' કરનાર વર્ગ ઘણો મોટો છે. બીજી બાજુ ismનોય એટલો અતિરેક થઈ રહેલ છે. 'સર્વ જુનવાણી સ્વરૂપોને ભાંગવાની' કમ્મર કસનાર અમારા સૌરાષ્ટ્રિય ભાઈઓને જગતની શક્યતાઓ તથા જીવનની continuityને વિશે કશું જ ભાન નથી. તેઓ તો આંધીમાં ઊડ્યે જાય છે.

અને ઠાકોરની કવિતા! એની pedantryની તો કોઈ હદ નથી રહી. ને આપણે ત્યાં વિદ્વતા, પાંડિત્ય વગેરે શબ્દોનાં લેબલ ચોડીને 'રસ' અને 'કલ્પના'ના ડબા પણ વેચી શકાય છે. આ પંડિતો આપણી સામે દાંત કચકચાવે છે. એમના ગ્રહી બનનાર સિવાયના સર્વ એમને મન તુચ્છ, ભગતરાં, છે. 'ભગતરાં' શબ્દ ઠાકોરે વાપર્યો છે તેથી ટાંકું છું.

એટલે ભાવના અને પાંડિત્ય વચ્ચેના આ વિગ્રહમાં આપણને કમજોર એ જ લોકો કરી મૂકે છે કે જેઓ ભાવનાને નામે નિર્માલ્યતા સરજી રહેલ છે. They take the wind out of our sails. તમને ઠીક લાગે ત્યારે ચર્ચવા યોગ્ય વસ્તુઓ ભલેને ટૂંકાણમાં પણ લખતા રહેશો.

લિ૦ ઝવેરચંદ

(૧૩૨) **ડૉ૦ [?] ઉપર**

બોટાદ : ૨૭-૯-૧૯૩૨

માનવંતા સ્નેહી ભાઈશ્રી,

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદ મેઘાણીનાં વંદન. હું અહીં હોવાના ખબર તો તમને હશે જ. આ તરફ કોઈ વાર આવો છો ખરા? એક ખાસ શ્રમ આપું છું. મારા એક ઘણા નજીકના સ્નેહી ભાઈ પોપટલાલ છગનલાલ વડોદવાળા એમના નાના ભાઈની સંગ્રહણીની બીમારીને અંગે આપને લઈ જવા માગે છે. હું અંતઃકરણથી ઇચ્છું છું કે આપના હાથમાં આ કેઇસ આવે ને આપને યશ મળે. મારી વિનતિ છે કે આપ બહારગામ જવાની આપની ફી વગેરે શર્તોમાં જેટલી રાહત આપશો તેટલી હું મારા પ્રત્યેની આપની મિત્રભાવના સમજીશ. વધુ લખવા જરૂર નથી.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદ મેઘાણીનાં વંદન

(૧૩૩) **અમૃતલાલ દ૦ શેઠ ઉપર**

મુંબઈ : ૧૫-૬-૧૯૩૫

મુ૦ ભાઈશ્રી,

આપ આંહીંથી જાઓ તે પહેલાં ગમે ત્યારે અનુકૂળતાએ આપે નીચે લખ્યા મુદ્દાઓ પર નિર્ણય આપવાનો છે એ યાદ કરાવું છું :

૧. રાણપુર સંસ્થામાંથી મારી સંપૂર્ણ ફારગતી.
૨. ત્યાંના આજ સુધીનાં મારાં પુસ્તકો જોડેનો [?] હવે પછીનો સંબંધ.
૩. આંહીં ખાતેની મારી ઉપસ્થિતિનું સ્વરૂપ — કાયમી કે મુદ્દતબંધી?
૪. આંહીં ખાતેનાં મારાં લખાણો પરના મારા અધિકાર.
૫. આંહીંના કામની સાથોસાથ બહારનું લેખન કામ કરવાની છૂટ.

આ ચોખવટ જેટલી વહેલી થાય તેટલી કરવા વિનતિ.

ઝવેરચંદ

(૧૩૪) **રવિશંકર મહાશંકર રાવળ ઉપર**

મુંબઈ : ૯-૭-૧૯૩૫

પ્રિય ભાઈશ્રી,

તમારો કાગળ મળ્યો. તે પૂર્વે બહેનશ્રી નર્મદાબહેનનો કાગળ પણ મળેલો ને તે મેં શ્રી શેઠને વાંચવા મોકલેલો. તમારો કાગળ પણ તંત્રીકામ કરનારા ભાઈને વંચાવ્યો, રૂબરૂ ચર્ચા પણ કરી હતી.

પ્રથમ વાર શ્રી નર્મદાબહેનનો ફોટો મગાવી એમની જાહેરાત કરનાર જ હું પોતે હતો પણ એ પછી અહીં તંત્રીકામ કરનારાઓને કાને બીજી કેટલીક ભળતી વાતો પહોંચી. એ વાતો પહોંચાડનાર વ્યક્તિની જોડે મેં મારી વાત પણ રજૂ કરી પરંતુ જોયું કે બધું એટલેથી ન અટક્યું. એ લોકો એમ કહે છે કે બે–ત્રણ વિરોધી ચર્ચાપત્રો આવીને પડેલાં વગેરે વગેરે. હું તો બહુ જ પરિતાપ પામું છું. વર્તમાનપત્રો એ આ યુગનું એક જબરું પાપ છે, એક એવી ચક્કી છે કે જ્યાં એકે ય દાણો બાકી રહેતો નથી. અસત્ય અને અર્ધસત્ય એનો આધાર છે. 'જન્મભૂમિ'ની બાબતમાં આવા અનર્થથી ઊગરવા કેટલીક ઠીક ઠીક કાળજી રખાય છે પરંતુ એનાં પાનાં ઉપર પણ અનેક નાનીમોટી વ્યક્તિઓના પૂર્વગ્રહો, દુરાગ્રહો ને અત્યુક્તિદોષો ચીતરાયા કરે એમાં નવાઈ નથી. મારો એ વાત પર કશો કાબૂ નથી. હું તો મારો સાહિત્યખૂણો સાચવતો બેઠો છું. હું ધારું છું કે શ્રી શેઠે ગઈ કાલે એક ચર્ચાપત્ર પ્રગટ કરીને થોડુંક નિવારણ કર્યું છે.

લિ૰ સ્નેહ ઝવેરચંદ

*

† 'નર્મદાબહેનનો કાગળ' : રવિશંકર રાવળનાં બહેન નર્મદાબહેને ભાવનગરમાં ભૂલકાંઓ માટે creche જેવું બાલગૃહ શરૂ કરેલું. તેની ફી આકરી હોવાની ફરિયાદ કરતાં ચર્ચાપત્રો 'જન્મભૂમિ'માં છપાયાં એ વિશે નર્મદાબહેને લખેલો પત્ર.

## (૧૩૫) રમણિક લા૰ મેઘાણી ઉપર

મુંબઈ : ૧૧–૧૦–૧૯૩૫

ભાઈ રમણિક,

બેઉ કાગળ મળ્યા છે. સહુ ખુશીમાં છીએ. ચિત્રાદેવીને હાથે હજુ આરામ નથી. ૦૦૦૦૦ કેઇસની મુદત ડિસેમ્બરની પડી છે. ગયા બુધના અંકમાં તેઓએ ઉપલા પાના પર જ 'અફવા ખોટી છે' લખી દિલગીરી બતાવી છે. કેઇસ તેથી વધુ મજબૂત બને છે. હું છોડવાનો નથી. 'ધૂપ–છાયા' હજુ બહાર નથી પડ્યું. 'યુગવંદના' ચાલે છે. સહુને વંદન.

લિ૰ ઝવેરચંદ

*

† 'કેઇસની મુદત' : બાપુજી વિશે બદનક્ષીભરી અફવાઓ 'વિશ્વદર્શન' સાપ્તાહિકમાં પહેલે પાને છપાયેલી એ વિષે કરેલી કાનૂની કાર્યવાહી પછી સાપ્તાહિક દ્વારા માફી મગાતાં સમાધાન થયેલું.

### (૧૩૬) મોહનલાલ દ૦ દેસાઈ ઉપર

[જૈનાચાર્યશ્રી આત્માનંદ જન્મશતાબ્દી સ્મારક-ગ્રંથના સંપાદક]

મુંબઈ : ૨૪-૧-૧૯૩૬

[ભાઈશ્રી,]

કાગળ મળ્યો છે. આપનો સ્નેહ તો મારા પર એટલો બધો છે કે મારે સામો વિનય કરવાનું ન ઘટે પણ લેખ તો હું પુરસ્કાર વગર ક્યાંય ન આપવાનો નિયમ રાખી બેઠો છું. કલમ પર જીવનારને એમ કર્યા વિના છૂટકો નથી. આવા શતાબ્દી-ગ્રંથને માટે બહોળો ખર્ચ કરશો તેમાં કલમને જ એકલીને શા માટે વેઠે પકડો ભલા ?

[લિ૦ ઝવેરચંદનાં વં૦]



### (૧૩૭) હાથીભાઈ વાંક ઉપર

મુંબઈ : ૨૪-૪-૧૯૩૬

પ્રિય ભાઈશ્રી,

આપનો પત્ર વાંચી અમારા મનમાં બહુ સુખ થયું છે. મહેન્દ્ર પ્રત્યેનો આપનો આત્મીય ભાવ મને સ્વાભાવિક લાગ્યો છે. હું જ આપને લખવાનો હતો કે જો બની શકે તો એને ગામડાં બતાવજો, પણ આપે તો મનોમન સાક્ષીની વાત સિદ્ધ કરી છે. મારાં બહેન પણ સાથે હતાં એટલે મહેન્દ્રને માતૃત્વનું પડખું મળ્યું હશે. એ બહુ ખડતલ, આનંદી ને પ્રિય થઈ પડે તેવો છોકરો છે.

હું તો, ભાઈ, તમારાથી બહુ દૂર પડી ગયો છતાં તમને લેશમાત્ર ભૂલ્યો નથી. તમારી સ્મૃતિ બહુ જ તાજી ને જીવંત છે. ઘણી ઘણી વાર મેળાપ માટે ઝંખ્યો છું. માહ મહિને જૂનાગઢ જતો હતો ત્યારે નક્કી વડિયે ઊતરીને પછી તમારી જોડે જ મેળો જોવા તેમ જ પરબ જોવા જવાનો નિશ્ચય હતો, પણ હું ઊંઘી રહ્યો, સ્ટેશન પસાર થઈ ગયું. ઘણી વાર તો મન પાંખો માટે ઝંખે છે. પરબની વાત 'પુરાતન જ્યોત' ચોપડીરૂપે છપાય છે. પૂરી થયે હું ચોક્કસ મોકલીશ. મારી બીજી ચોપડીઓ પણ મોકલું છું. મારી નમ્ર સ્નેહભેટ સ્વીકારશો.

લિ૦ સ્ને૦ ઝવેરચંદ

*

● 'લોહીમાંસકા એક રંગ'

"ગિરનારથી દસબાર કોસ પર એકલવાયા ઊભેલા એ પરબ-વાવડીના થાનકમાં હું ગયો હતો ને ત્યાંનાં સ્ત્રી-મહંત શ્રી ગંગામાઈ પાસેથી જાણ્યું હતું કે મૂળ આંહીં સરભંગ ઋષિનો આશ્રમ. ઋષિ કોઢિયા હતા. રામાવતાર સુધી રાહ જોવાની હતી.

પછીના કાળમાં આ થાનકનો અહાલેક શબ્દ હતો : 'સત સરભંગ! લોહીમાંસકા એક રંગ!' પછી આ પડતર થાનકને ચેતાવ્યું કચ્છી ડાડા મેકરણે. એના જ કાળમાં અમૂલાબાઈ નામના એક સાધ્વી સાથે જસો (રબારી) ને વોળદાન કાઠી આવ્યા, મક્કેમદીનેથી લાવેલી આંબલીનું એમણે દાતણ રોપ્યું. જગ્યાનું ડીંટ બંધાયું દેવીદાસથી.

"દેવીદાસ રબારીના દીકરા. ગિરનારના થાનક રામનાથમાં જોગી જેરામભારથી રહેતા. નજીકમાં રબારીઓ નેસ નાખીને પડેલા. દેવીદાસ જન્મ્યા કહેવાય છે જેરામભારથીના વરદાને કરી. પછી દેવીદાસ આ જગ્યાનો ટેલવો બન્યા. દેવીદાસ ગોબર ઉપાડતા, નારણદાસ ભંડાર કરતા. પરિપક્વ કાળે ગુરુએ અરધો રોટલો નારણદાસને આપી કહ્યું, 'જા ઉત્તર તરફ, ભૂખ્યાંને દેજે.' આજ પણ ખાખીજાળિયાની જગ્યામાં રોટલો બે ટુકડા કરીને જ પીરસાય છે. દેવીદાસને ગુરુએ ટુકડો જ દીધો, 'જા, ટુકડા જ દેજે.' આજ પણ પરબની જગ્યામાં ટુકડા પીરસાય, આખો રોટલો નહીં."
['પુરાતન જ્યોત'ની પ્રસ્તાવનામાંથી ટૂંકાવીને.]



## (૧૩૮) હાથીભાઈ વાંક ઉપર

બોટાદ : ૯–૧૧–૧૯૩૬

પ્રિય ભાઈશ્રી,

૦૦૦૦૦ કાઠી ઇતિહાસને વિશે દરબારસાહેબની દૃષ્ટિ મારા પર પડી તે તેમની મારા પ્રત્યેની મમતા તેમ જ કાઠી ઇતિહાસ વિશેની ધગશ બતાવે છે. હું તો એવા કામનો કેટલો પ્રેમી છું તે તમે જાણો છો પરંતુ અત્યારના મારા સંજોગોમાં આ બધી સામગ્રીને વલોવવા બેસવાનો કાળ હજુ થોડો દૂર છે. હું કદાચ એકાદ મહિનો કાઠિયાવાડમાં રહીશ એટલે અવકાશે જરૂર મળશું. દરબારસાહેબને ઘણા પ્રેમપૂર્વક વંદન. ૦૦૦૦૦ તેલ રોજ માથામાં નાખું છું ત્યારે આપને ને મારાં સૌ૦ બહેનને ખૂબ યાદ કરું છું. તેલની સુગંધ જેવી છે તેવી જ સ્નેહની સુગંધ સદાકાળ રહે તો બસ છે.

લિ૦ સ્ને૦ ઝવેરચંદ



## (૧૩૯) શોભાગચંદ મો૦ દોશી ઉપર

બોટાદ : ૧૦–૧૧–૧૯૩૬

ભાઈશ્રી,

તમારો કાગળ મુંબઈ થઈ અહીં મળ્યો. હું હમણાં રજા પર આંહીં દેશમાં છું. ૦૦૦૦૦૦ ભાઈશ્રી અમૃતલાલ દોશીનું મને સ્મરણ નથી આવતું. ઘણાં વર્ષો થઈ

ગયાં. દીઠે બેશક ઓળખું. મારું એવા પ્રેમભાવે સ્મરણ કરનાર ભાઈને હું ઓળખું કે ન ઓળખું તો પણ એ લાગણીની કીમત ઘણી મોટી છે. એમને મારા ઘણા જ સ્નેહપૂર્વક નમન. મારી પ્રાર્થના યાદ નથી. એ તો બચપણના ખેલ હતા. હજુય જે ઘણું ઘણું આપણે કરીએ છીએ તે છોકરાંની ધોલકી જેવું જ છેને? મુંબઈ હું પંદર-વીસ દી' પછી જઈશ.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદ

*

## 'મારી પ્રાર્થના : બચપણના ખેલ'

[પૂ૦ મકરન્દભાઈ દવે લિખિત પ્રસંગનોંધ.]

શ્રી અમૃતલાલ કાલિદાસ દોશીએ મને મેઘાણીના કિશોરકાળનાં સ્મરણો કહ્યાં અને એ કાળે મેઘાણીએ રચેલું એક ગીત ગાઈ સંભળાવ્યું ત્યારે મારી કંઈક આવી સ્થિતિ થઈ હતી : કેવું અદ્ભુત ! કેવું નવીન !

શ્રી દોશી ૧૯૧૩માં મેટ્રિકના અભ્યાસ માટે અમરેલી જૈન બોર્ડિંગમાં રહ્યા હતા. તે પહેલાંના વર્ષે મેઘાણી પણ જૈન બોર્ડિંગમાં રહી મેટ્રિકનો અભ્યાસ કરી ગયા હતા. શ્રી દોશી આવ્યા ત્યારે બોર્ડિંગમાં રોજ મેઘાણીએ રચેલી એક પ્રાર્થના ગવાતી હતી. અત્યારે છાંસઠ વર્ષની ઉંમરે પણ તેમણે મને બહુ ઉમંગથી પ્રાર્થના ગાઈ સંભળાવી. આ પ્રાર્થનાની એક જ કડી શ્રી દોશીને યાદ રહી ગઈ છે :

ધર્મશીલ ધરાપિતા, દીનબાલ પાલિતા,
સત્યજ્યોતિ શિર ધારી ક્રૂર કર્મને વિદારી
તુજ પ્રતાપ હૃદય સ્થાપ, તિમિર કાપ, ઓ પિતા !

સ્વાભાવિક રીતે જ આ કાવ્યકડીમાં ઊગતી કળીની કચાશ છે પણ પાછળથી મેઘાણીમાં જે શબ્દની ઝમક, ભાવની તીવ્રતા ને દૃષ્ટિની વિશાળતા આવી તેનો આછો પાતળો ઇશારો અહીં જોવા મળે છે.

જૂલ્મો, ક્રૂર કર્મોની સામે જંગ માંડતી સત્યજ્યોતિ અને ઘેરા તિમિરને ભેદતી પ્રતાપી હૃદયશક્તિની પ્હો અહીં પ્રગટતી લાગે છે. આગળ જતાં દુનિયાના દીનહીનો સાથે જાતિ-કુળ-ધર્મના વાડા ફગાવી એકરૂપ થયેલા મેઘાણીની માનવતા પણ અહીં જાણે પરમ પિતાને આંગણે પ્રથમ પગલાં માંડે છે. [ટૂંકાવીને.]



## ૭ જાગેલું ઝરણું : સર્જનની પરિપૂર્ણતા

[ લાવણીની લઢણમાં ]

પૃથ્વી તણા પેટાળ મહીં કો' ઝરણું સળવળ થાય,
ચોગમ નજર કરંતાં એનાં ચકિત નેત્ર લહેરાય
ખબર નવ પડે આ શું થઈ જાય !
આ શું મુજ ઉરમાં થનગન થાય !
આ અતલ ઘોર ગહ્વરે, પ્રાણ મુજ પરે,
સૂર્ય-કર પડે, ખબર શી ક્યાંથી ?
આ ગુહા તણે અંધાર, પંખી-કિલકાર
પ્રવેશ્યા ક્યાંથી !

આ નવી ઝંખના, નવી પ્યાસ, કો' અવરુંધન નવ માને,
આ દિલને શું થઈ ગયું, જાય નવ સહ્યું, રહ્યું નવ ભાને !
આ થર થર કમ્પે પ્હાડ, મારી ચોધાર,
શિલા હલમલે, ફૂંફાડે ફીણ ફારમા રોપે,
ચોગરદમ ઘૂમરી ખાય, છૂટવા ચા'ય
હાય પણ દ્વાર જ ક્યાં છે !
રે હાય દૈવ ! આ કેદ કેમ ?
પાષાણ-ચણી આ જેલ કેમ ?
હું બંદીવાન જંજીર તોડી,
મારીશ છલંગ બાહેર દોડી.

હું લહર લહરની ગદા કરીને દઈશ ઘાવ પર ઘાવ,
આ હૃદય મસ્તીને ચડ્યું, મૃત્યુના માને કેમ રુકાવ ?
હું વિચરીશ જગ મોઝાર, કરુણા-ધાર સદા રેલવતું,
હું કરીશ ભોમ તરબોળ, સલિલ-હિલ્લોળ હેતથી ઢળતું.
હું વિચરીશ છૂટે કેશ, પાગલી-વેશ, પુષ્પ વીણન્તું,
ને મેઘધનુષ-ટાંકેલ પાંખ પર ગેલ કરી ઊડન્તું.
હું શૃંગેશૃંગ કૂદીશ, હાસ્ય ઢળીશ સૂર્યને કિરણે,
તાળી દે પૂરીશ તાલ, બજવી કરતાલ વિહંગમ-સૂરે.
મુજ અંતરમાં વાતો અપાર, ગીતો અપાર,
ચેતના-ધાર નવ માય;
ઓ સુખ અપાર ! આંસુ અપાર,
સંસારધાર છલકાય.

રે મને આ શું થઈ ગયું! પ્રાણ કયમ જાગે!
રે પ્રાણ આટલા લઈ કોઈ કયમ કારાગૃહ નવ ભાંગે!
હું સૂણું દૂરથી મહાસિંધુનું ગાન, કોઈ નવ રોકો!
આવે પ્રભાતે, દ્યો કરાઘાત, આખરી જોર દઈ ઝીંકો!

*

## જાગેલું ઝરણું : અનુસર્જન

[ઢાળ : પ્રભાતનો]

કોણ જગાડે, કોણ જગાડે, આવીને કોણ જગાડે રે!
જુગજુગોની નીંદ થકી મારા પ્રાણને કોણ જગાડે રે!
ગોમ-ગુફાની ગોદમાંથી મારાં નેનને કોણ જગાડે રે!

આંહીં ક્યાંથી પરભાતનું કિરણ
પેઠું ઘોર અંધારે રે?
પંખી કેરું ગીત ક્યાંથી
શરણાઈ લલકારે રે—કોણ જગાડે૦

થીજેલ મારા પ્રાણમાં જળની
ઝાલક કોણ ઉડાડે રે?
ફૂટિયા ક્યાંથી રંગફુવારા
ધધખ ધધખ ધારે રે—કોણ જગાડે૦

ધરણી કેરાં પડ ધ્રૂજે ને
ફાટ પડી પ્હાડે પ્હાડે રે,
ભેખડ કેમ ભેદાઈ રહી છે
આજ મારી ચોધારે રે!—કોણ જગાડે૦

ફીણ વાળા મારા નીર-ઘોડીલા
આકુલ થૈ ખોંખારે રે;
ઘૂમરી ખાતા રોષમાં તાતા
પાગલ પગ પછાડે રે—કોણ જગાડે૦

ખેસવો પાખાણ, બારણાં ખોલો,
નહિ રહું અંધિયારે રે,
પ્રાણ જાગ્યા પછી હામ કોની મુંને
પૂરવા પાતાળ-તાળે રે—કોણ જગાડે૦

લેર લાગી મુંને ઝંખના જાગી,
છૂટવા બંધન બા’રે રે;
ભાંગીશ પાખાણ, ભેદીશ અંધાર,
ભાર નથી કો’ના ડારે રે—કોણ જગાડે૦

મેઘ-ધનુમાં પાંખ બોળીને
ઊડીશ આરે આરે રે,
મોકળે કેશે દેશવિદેશે
દોડીશ ભોમ પલાળ્યે રે—કોણ જગાડે૦

ગીત પંખીનાં ને વાત વાદળની
શીખવાના કોડ મારે રે,
સૂરજ કેરાં કિરણોમાંથી
હાસ્ય લઈશ હારે રે—કોણ જગાડે૦

વાત ગીતો અને રંગ અનંતા
માય નહિ ઉરે મારે રે,
સોણલાં નવ સમાય નેણાંમાં
સભર હું સુખભારે—કોણ જગાડે૦

કેમ કરી આજે જાગિયો આતમ
પુરાયેલ પતાળે રે;
શું રે થયું કાંઈ સૂઝ પડે નૈ,
ભેદુ કોણ ભેટાડે રે—કોણ જગાડે૦

દૂર દૂરે મહાગાન સિંધુનું
કાન વિશે ભણકારે રે,
સાન પડી એનાં તેડલાં આવ્યા,
કેમ રહું કારાગારે રે—કોણ જગાડે૦

[ નિર્ઝરેર સ્વપ્નભંગ : ટાગોર ]

*

## લોકોત્તરતાનાં લક્ષણો

રવીન્દ્રનાથની લોકોત્તરતા મુખ્યત્વે શામાં રહી છે? એ મને એની સર્વતોમુખિતામાં રહેલી લાગે છે. સર્વતોમુખી અને એટલા જ સર્વતોભદ્ર, કવિ એટલે સર્વગામી, પારગામી, એ આદર્શનું પાલન આજે તો રવીન્દ્રનાથે કરી બતાવ્યું છે. ‘જાગેલું ઝરણું’થી લઈ મેં એની સર્વતોમુખિતાના એક પછી એક નમૂના બતાવ્યા છે. થીજેલું કાવ્ય-નીર સૂર્યને પ્રથમ કિરણપાતે પ્રવાહી બની ઊઠીને ભૂતળનાં પડો પછી પડો ભેદતું આગળ વધે છે. વાતગીતો અને રંગ અનંતા એના ઉરમાં માતાં નથી, સ્વપ્નો નયનમાં સમાતાં નથી, અને એ મુક્ત માર્ગે પોતાને કોઈ મળે—પંખી, ઇન્દ્રધનુ કે સૂર્ય—તેમાંથી ગીતો વીણતાં જઈ, માનવલોકની તપ્ત ભોંયને પલાળતાં શસ્યવતી કરતાં જઈ આખરે તો મહાસિંધુના જ તેડાને સાદે સાદે પરબ્રહ્મમાં સમાઈ જવાની જ એને લહેરલાગી છે. [ રવીન્દ્રવીણાની પ્રસ્તાવનામાંથી. ]

(૧૪૦) **ડૉ૦ અંબાશંકર ભટ્ટ ઉપર**

બોટાદ : ૨૮–૧૧–૧૯૩૬

વહાલા ભાઈ,

લખું લખું કરતો હતો પણ તમે પહેલા થયા. સદા પહેલા જ રહેજો.

જીવન આશ્ચર્યોથી જ ભરપૂર છે. મારું અંજળ મને અહીં પાછું તેડી લાવ્યું. અત્યારે તો ગળાબૂડ છું. ઉકરડો સાફ કરવા બેઠો છું. વારસો બહુ વસમો મળ્યો છે, પણ સ્નેહીજનોની મમતા ને સહાય પર ઝૂઝીશ.

હા, સાહિત્ય સ્વતંત્ર જ છે. બાકી તો મુંબઈનો બોજો પણ ભેગો જ છે. કુદરત બળ આપશે. હા, સહકુટુંબ અહીં છું. મહેન્દ્ર મુંબઈ એકલો ગયો. ઇન્દુને લઈ કાલે ચિત્રાદેવી ભાવનગર મહિલા વિદ્યાલયમાં બેસાડવા ગયાં. બેઉ નાના આંહીં છે. બહુ મજામાં છે. એ બિચારા ટૌકે છે ચિત્રાદેવીના વહાલની વાડીમાં.

હવે તો મળશું. આંહીં પધારવાના કોઈ સંજોગો? આપની ખોટ મોટી છે. ગામ બધું ઝંખે છે. થોડું લખું છું, ઝાઝું કરી માનજો. ભગતને જુદો કાગળ લખું છું. તમે બધાં કુશળ છો? 'નિરંજન' થોડા રોજમાં મોકલીશ. 'ફૂલછાબ' જોતા રહેજો ને કહેવા જેવું કહેતા રહેજો.

લિ૦ સ્ને૦ ઝવેરચંદ

*

† ભગત : દુલા ભાયા કાગ.

(૧૪૧) **ભીમજી હ૦ 'સુશીલ' ઉપર**

રાણપુર : ચૈત્રી પૂર્ણિમા : [૨૫–૪–૧૯૩૭]

સુશીલભાઈ,

સોળ વર્ષ પરનો એક બપોર યાદ આવે છે? 'સૌરાષ્ટ્ર' કાર્યાલય એવા ઠસ્સાદાર નામે ઓળખાતાં માટીનાં ભીંતડાં વચ્ચે તમે બેઠા બેઠા મોટા એક મેજ પર 'ઘરે બાહિરે' ઉતારતા, અવલોકનો લેતા, અગ્રલેખો લખતા ને સૌરાષ્ટ્ર–સમાચાર પણ તારવતા. તે દિવસોના એક ચડતા બપોરે તમે મને સત્કાર્યો, નાનેરો ભ્રાતા કરી લીધો ને પત્રકારત્વના પ્રથમ પાઠ શિખાવી પછી તમે ચાલ્યા ગયા. હું પણ મારો પ્રહર પૂરો થયે આંહીંની ચિરવિદાય લઈ ગયો હતો.

આજે આપણને બેઉને ફરી વાર સાદ પડ્યો. ૦૦૦ આપણે પાછા આવ્યા નવા સ્વધર્મમાં ૦૦૦ સહભાગી બનવા. છ મહિનાથી તમે અમને ચકિત કરી રહ્યા છો.



બાપુજીની સાથે, ડાબી બાજુથી ચોથા રવિશંકર મ૦ રાવળ અને પાંચમા ભીમજી હ૦ સુશીલ.
બીજા ને ત્રીજાની ઓળખાણ પ્રાપ્ય નથી.

સમુદાયથી ત્રાસીને નાસી છૂટેલા નિવૃત્તિપરાયણ ભદ્ર ભીમજીભાઈ 'સૌરાષ્ટ્ર'ના જૂના ઇતિહાસ-પાનાની પુનઃસ્થાપના કરવા પ્રત્યેક બુધવારના સળગતા મધ્યાહ્ને હાજર થાય છે.

મારા-તમારા આજના આ પુનર્યોગની મીઠી યાદનો દીવો આ દીન પુસ્તક-કોડિયામાં તરતો મુકાવું છું. એનું આયખું ક્ષણિક છતાં સુંદર હશે, ને ક્ષણનું સૌંદર્ય જ શું આ બધી કુત્સિતતા વચ્ચે બસ નથી?

ઝવેરચંદ

['વસુંધરાનાં વ્હાલાં-દવલાં'ના અર્પણપત્રમાંથી ટૂંકાવીને.]



## (૧૪૨) ઉમાશંકર જોશી ઉપર

મુંબઈ : ૨૫-૫-૧૯૩૬

પ્રિય ભાઈ,

તમારા કાગળની રાહ જ જોતો હતો. ૦૦૦૦૦૦ તમે જ્યારે ઊંઘવાની વાત કરો છો ત્યારે મને થાય છે કે બારેક કલાકની એક લાંબી નિદ્રા જો હું લઈ શકું! પણ જગતમાં નિદ્રા પણ ચોક્કસ પ્રમાણમાં જ છે અને એ ટૂંકા જથ્થામાંથી જ સર્વ વચ્ચે વહેંચણી થાય છે.

શંકર કાલેલકરને ઇનામ મળ્યાની વાત કાલે બાળે આવીને કરી. શંકરનો કાગળ પણ છે. સરસ થયું. હું તો એને આવતા 'કલમ-કિતાબ'માં બરાબર લઈશ. ૦૦૦૦૦ એ જ

લિ૰ ઝવેરચંદનાં સપ્રેમ વંદન



## (૧૪૩) ઉમાશંકર જોશી ઉપર

બોટાદ : ૭-૩-૧૯૩૭

પ્રિય ભાઈ,

કાગળ મળ્યો હતો. ૦૦૦૦૦૦ તમે લખેલી છેલ્લી વાત તે પહેલી, દોસ્ત! ખાવ્યા! હવે તો નિરાંતે બેઠા બેઠા રોટલા ખાઓ, રળનારું રળશે! આટલા સૈકા પછી હિંદુ પતિનો વારો આવ્યો ખરો! હું બહુ રાજી થયો. ૦૦૦૦૦૦ ઉમેદભાઈને કહેજો કાગળ મળ્યો છે. ઘણો આભાર. લગ્ન કાં તો જુવાનો મહાલવા જઈ શકે અથવા તો બુઢ્ઢાઓ. હું તો રહ્યો ઉભયભ્રષ્ટ.

લિ૰ ઝવેરચંદ

† ઉમેદભાઈ : ઉમેદભાઈ મણિયાર, વિદ્વાન સાહિત્યકાર અને અંગ્રેજી સાહિત્યના પ્રાધ્યાપક, બૌદ્ધિક સ્તરે નિકટ મિત્ર.



## (૧૪૪) ઉમાશંકર જોશી ઉપર

બોટાદ : ૭–૫–૧૯૩૭

પ્રિય ભાઈ,

ઓચિંતો કાગળ મળ્યો ને તે પણ તે લાંબો મળ્યો. લાગણીઓના સંયમને માટે જેને સન્માનું છું તેવા ભાઈ ઉમાશંકરનો ઊર્મિ ઊભરાતો પત્ર મારા જીવનની એક સારી કમાણીરૂપ છે. ૦૦૦૦ સાહિત્યજગતમાં હું જે છું તે તમારા કરતાં મોટો નથી, ને સાહિત્યની દુનિયામાં હું જે શોધું છું તે મહત્તા કરતાં બીજું જ કંઈક છે. એ તમારી પાસેથી મને મળ્યું છે. બીજી સર્વ વાતોની ક્ષણભંગુરતા સતત મારી સામે જ ઊભેલી છે.

પહેલી વાતઃ ભાઈ 'સુંદરમ્'ના અવલોકન વિશે કહી લઉં. તમે અથવા ભાઇ 'સુંદરમ્' મારા પરત્વેનો જરીકે ડર અથવા સંકોચ ન રાખશો. અવલોકનમાં કડકાઇ હશે તો તે પણ હશે તો ભાઈ 'સુંદરમ્'નીને ? ૦૦ની તો નહીં જ ને ? બસ ત્યારે,



(તસવીર : રતુભાઈ કોઠારીના સૌજન્યથી, સાભાર)

**'સુંદરમ્', ઉમાશંકર જોશી અને 'ધૂમકેતુ' સાથે : ૧૯૩૮**

મારે તો એ જ જોઈએ છે. 'નિરંજન' પર કડક બનનારા જો મારા સ્નેહીઓ હશે તો તો 'નિરંજન'ને જ લાભ છે ને? એ કડકાઈ સજ્જનોની હશે. એમાં પરમ તત્ત્વ નિઃસંકોચ સત્યનું હશે, ને જો આપણે સત્યના શોધકો હોવાનો ડોળ જ માત્ર ન કરતા હોઈએ તો આપણને સત્યના દર્શને આનંદ જ થવો ઘટે. માટે તમે ભાઈ 'સુંદરમ્'ને બેધડક લખવા કહેશો.

પ્રો૦ દેવેન્દ્ર. હા, તમે લખ્યું છે તે મારે માટે નવું છે ને નથી પણ. આજથી વર્ષો પૂર્વે એ પ્રો૦નો મારા પર કલકત્તાથી કાગળ હતો. ત્યાં એ મારા ભત્રીજાઓ પાસેથી મારાં લોકગીતોનું સંશોધન (!) તમારી પાસેથી એણે જે રીતે કર્યું તે રીતે જ કરતા હતા. મારા પર એણે લજપતરાય, ટાગોર અને Tom, Dick and Harryના પ્રમાણપત્રો બીડેલાં. મેં એને પુછાવેલું કે તમારા Folklore Missionનું બંધારણ, રચના વગેરે શું છે? જવાબમાં શૂન્ય. એના લેખો 'Modern Review' માં પ્રગટ થતા. મારાં લોકગીતોના પણ રદ્દી તરજુમા જોયા. મેં એને લખ્યું [કે] તમે મૂળ sourceનો પ્રમાણિકપણે ઋણસ્વીકાર કરતા જાઓ. એ એને કેમ ગમે? દસદસ ને બારબાર વર્ષો પર પંજાબ, હિન્દ વગેરે પ્રદેશોના લોકગીત-સંગ્રહો નીકળેલ છે, એ બિચારા પં૦ સંતરામ, રામનરેશ ત્રિપાઠી ને હું ટાગોર કે લજપતરાય પાસે ન જઈ શક્યા એ અમારી નાલાયકી.

મેં એને જોયેલ નહીં. પત્રવ્યવહારમાં છાપ પડેલ નહીં. શાંતિનિકેતનના એના ધામા વિશે પિનાકીને પણ મને સાચું રહસ્ય કહેલું એટલે પછી મને તો કાંઈ સાર નહોતો લાગ્યો, પણ ટાગોરની પ્રશસ્તિ, ગાંધીજીની વગર જાણ્યે-ઓળખ્યે મુનશીના પુસ્તકમાં પ્રશસ્તિ, 'Modern Review' અને 'વિશ્વભારતી'માં એની લેખમાળા સાથે બેફામ વખાણો ને પછી મુંબઈમાં P.E.N. તરફથી જે થયું તેનાં વખાણ. Madame Sophia Wadiaનો મારા પર પત્ર. એ બધાંને પરિણામે મને લાગ્યું કે કદાચ હું તેજોદ્વેષી બનતો હઈશ તો? મુંબઈના મારા મિત્રોને કેવું લાગશે? માટે મેં મારા પોતાના પ્રત્યે જ આશંકિત બની એનો નિર્દેશ કર્યો. અરે ભાઈ, ગુજરાતમાં તો આ બધું અદ્ભુત લાગે છે કેમ કે ઘરઆંગણે આપણે કલ્પિત કારણો ઊભાં કરી પરસ્પર લડીએ છીએ, નહિતર ગુજરાતના લોકસાહિત્ય પર એક નક્કર ગ્રંથ હું, તમે ને બીજા ભાઈઓ મળી ન આપી શકીએ એમ કેમ બને? હું તો એકલપંથી ન બની જાઉં તે વાતથી જ ડર્યા કર્યો છું. એકલા folkloreનું મિશન લઈને બેસવા તો આજ પણ મારા અંતરમાં તલસાટ છે પણ શું કરું? સાહિત્યજીવન પણ મારે માટે એક અનંત battlefield બની ગયું છે. ૦૦૦૦૦૦

'કલમ-કિતાબ' માટે દર અઠવાડિયે કંઈક નવીન સામગ્રી મેળવવી જોઈએ. અહીં એ મુશ્કેલ છે. તમે મને કાંઈક કાંઈક મોકલતા રહોને, યાર! કોઈ પૅમ્ફલેટ,

કોઈ લિફ્લેટ, કોઈ સૂચન, કોઈ topic— જે કચરો જડે તે. હવે? ક્યારે આવો છો? એક વાર તો નિરાંતે આવો!

ઝવેરચંદ

*

† પ્રો૦ દેવેન્દ્ર : દેવેન્દ્ર સત્યાર્થી નામના લોકસાહિત્ય-સંગ્રાહક.

† પિનાકીન : પિનાકીન ત્રિવેદી.



## (૧૪૫) ઉમાશંકર જોશી ઉપર

બોટાદ : ૨૦-૬-૧૯૩૭

વહાલા ભાઈ,

૦૦૦૦૦ આજે તમારો પત્ર વાંચું છું ને અનુભવું છું કે પારલામાં તમે મને મોઢામોઢ વાતો કરી રહ્યા છો. એ વાતોમાં જે રસ છે તે મારા જેવા ચાલીસીમાં પ્રવેશી રહેલાને પણ ઊર્મિવિકલ કરે છે. કાલે તમારો કાગળ વાંચ્યા પછી અરધો કલાક હું ટેબલ પર બેઠેલો જ રહ્યો. 'કલમ-કિતાબ'નું કામ ચાલતું હતું તે થંભી રહ્યું.

પહેલી વાત 'શ્રાવણી મેળો' વિશે. મેં એનો બીજો હપ્તો પણ લખી મોકલેલો છે પણ સ્થળસંકોચને કારણે નહીં આવ્યો હોય. આ વખતે આવશે. તમે આખુંય વાંચીને મને મારા લખાણ પર મત જણાવજો. શ્રી વોરાને સંતોષ થયો હોય તો હું સદ્ભાગ્ય માનીશ કેમ કે પ્રકાશકોને હું શાપરૂપ લાગું છું. ૦૦૦૦ '[વસુંધરાનાં] વહાલાં-દવલાં' પંદર દિવસમાં જ ઘસડવું પડ્યું છે; બરાબર પંદર, 'ફૂલછાબ'–'જન્મભૂમિ'નું કામ કરતે કરતે, તે હિસાબે ઠીક ઠીક ગણાય. તમે માનશો? 'ત્રાજવડાં ત્રોફાવો, ત્રાજવડાં' એટલી એક લાઇન ઉપરાંત મારી પાસે એક પણ વિચાર કે વસ્તુ હું લખવા બેઠો ત્યારે નહોતાં. ૦૦૦૦ '[સોરઠ, તારાં] વહેતાં પાણી'નું તટસ્થ અવલોકન મારે 'જન્મભૂમિ' અને 'ફૂલછાબ'માં મૂકવું છે પણ કોને કહું? કોણ લખી આપે? 'શેરડીવાળાનો ભાઈ ગંડેરીવાળો' એવો આક્ષેપ પણ તુર્ત જ થાય. ૦૦૦ બાકી તો મુંબઈથી દૂર પડી ગયો એટલે ઘણા બાંધવા જેવા સંબંધો અણબાંધ્યા રહ્યા. આંહીં તો, બેશક બંધનો વચ્ચે પણ, ઘર મોટા વિસામાનું ધામ થઈ પડ્યું છે. સોળ વર્ષથી લખ લખ કરીને હવે તો થાય છે કે ક્યારે છૂટું, કલાકોની નીંદર ક્યારે લઉં, વાંચ્યા જ કરવાનું ક્યારે મળે. બહુ થાક્યો છું પણ નવી નવી વધુ કરડી કસોટીમાં મુકાયે જ જાઉં છું. ૦૦૦૦ જિતુભાઈને સલામ. મારું heart warm રાખનારા તો તમે જ

બધા ભાઈઓ છોને? તમને, જિતુભાઈને† વગેરેને યાદ કરું છું ત્યારે જીવન ભર્યું ભર્યું લાગે છે.

આંગળાં થાકેલાં એટલે અક્ષરો તમને નવદંપતીને લખેલા આ પહેલા જ કાગળમાં કેટલા બધા અરસિક! લખાણ પણ તેવું જ. ૦૦૦૦

લિ૦ ઝવેરચંદનાં વંદન

※

† જિતુભાઈ : જિતુભાઈ પ્ર૦ મહેતા.



## (૧૪૬) ઉમાશંકર જોશી ઉપર

રાણપુર : ૩૦–૮–૧૯૩૭

પ્રિય ઉમાભાઈ,

કાગળ મળ્યો. કેટલો આનંદ થયો! ૦૦૦૦ આજે જ ભાઈ પન્નાલાલની† વાર્તાના છેલ્લા હપ્તાનાં પ્રૂફ વાંચતાં વાંચતાં આંસુ પાડ્યાં. ૦૦૦ ઘણું વેધક આલેખન કરી જાણે છે તમારો ગોઠિયો. તમે મને યાદ આવ્યા.

લોકસાહિત્ય ને ઇતિહાસ : રૂબરૂ મળીએ તો બરાબર ચર્ચા કાઢીએ. ઇતિહાસ અને લોકકથાના છેડા ક્યાં તેમ કેટલા મળે તે. ૦૦૦૦ ટૂંકી વાર્તાનું સ્વરૂપ શું? સમર્થ લેખિની જે ઘડે તે સ્વરૂપ. એનો વળી નિયમ કેવો? મારી તાકાત હોય તો હું એક હજાર ને એક સ્વરૂપોમાં નવલિકાને રમાડું. ૦૦૦૦ ઉતાવળે.

[ઝવેરચંદ]

※

† પન્નાલાલની વાર્તા : 'મળેલાં જીવ'.



## (૧૪૭) ગુલાબદાસ બ્રોકર ઉપર

રાણપુર : ૩૦–૮–૧૯૩૭

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦ આ તો એક ઘણો જ સુંદર વાર્તાવિષય તમને સૂઝ્યો. મેર કન્યા લેશો તો બરાબર છે. એ કેવી emotional હોય છે તે જોવા માટે મારા રસધાર ભા૦ ૪માં 'ઓળીપો' નામની કથા વાંચજો. એમાં આપઘાતનું જ તત્ત્વ છે. તમે જરૂર આ વાર્તાનું આલેખન કરો. ખૂબ જોરાવર બનશે.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

‘નથુડો ન આવ્યો’

[‘ઓળીપો’ વાર્તાનો અંત, ટૂંકાવીને.]

ફૂલ જેવાં ઉજળાં લૂગડાં ધોઈ, માથાબોળ નાહી, લટો મોકળી મેલી, ધોયેલ લૂગડાં પહેરી, ધૂનાને કાંઠે લાંબી ડોક કરી કરીને મારગ માથે જોતી રૂપી થંભી છે. ક્યાંય નથુડો આવે છે? એની હાલ્ય અછતી નહીં રહે; એ તો હાથી જેવો ધૂળના ગોટા ઉડાડતો ને દુહા ગાતો આવશે! નહીં આવે? અરે ન આવે કેમ? સંદેશા મોકલ્યા છે ને! કેટલા બધા સંદેશા! સૂરજ નમવા મંડ્યો પણ નથુડો ન આવ્યો. સાંજના લાંબા લાંબા ઓછાયા ઊતરવા લાગ્યા તોય નથુડો ન આવ્યો. પંખી માળામાં પોઢ્યાં, ગૌધન ગામમાં પહોંચ્યું, ધૂનાનાં નીર ઊંઘવા લાગ્યાં, ઝાડપાંદડાંને જંપવાની વેળા થઈ તોય નથુડો ન આવ્યો. ઘોર અંધારું થઈ ગયું તોય નથુડો ન જ આવ્યો. અરેરે, નથુડાનું હૈયું તે કેવું વજ્જર જેવું! એને મારી જરાય દયા ન આવી?

‘નથુ, તેં તો મારી સાતમ બગાડી! અરે ભૂંડા, સંદેશાય ન ગણકાર્યા? પણ હું હવે ક્યાં જાઉં? આવ્ય તો ધૂનો ઢખોરી જોજે. જીવતી હઈશ તો આંકડા ભીડીને ભાગે નીકરશું.’

ધુબ્બાંગ! દેતી રૂપી ધૂનામાં કૂદી પડી. ઓઢણામાં બાંધેલા પથ્થરોએ એને તળિયે સંતાડી રાખી, પણ નથુડો તો ન જ આવ્યો.

*

† ‘સુંદર વાર્તાવિષય’: ગુલાબદાસ બ્રોકરે પછી મેર કન્યાને બદલે સંશોધક વિદ્વાનનું પાત્રાલેખન કરીને વાર્તાને બદલે નાટક દ્વારા ‘આપઘાતમાં ગૌરવ’ના તત્ત્વને વિસ્તારેલું. ‘મહાનિબંધ’ શીર્ષક આ નાટક તેમના ‘જ્વલંત અગ્નિ’ પુસ્તકમાં ગ્રંથસ્થ થયું છે.

(૧૪૮) અનંત પ૦ ઠક્કર ઉપર

[કપિલ ઠક્કરના નાના ભાઈ, ‘શાહબાઝ’
તખલ્લુસધારી શાયર, પત્રકાર અને શિક્ષક.]

બોટાદ : ૩–૧૨–૧૯૩૭

પ્રિય ભાઇ,

ooooo બોટાદ સ્ટેશને મળ્યા ને હસતે મોંએ ટકોર કરી તેની અંદર હું તમારું હેત જોઈ રહ્યો છું. સંજોગોનો માર્યો હું તમારાથી સૌથી દૂર પડી ગયો છું ને કેટલીક ગેરસમજોએ અંતર વધાર્યું છે. હું તો ભૂતકાળનાં સ્મરણો તાજાં રાખી આશ્વાસન

મેળવતો રહું છું પણ તમારા એ સ્નેહમાં મેં ભૂતને વર્તમાનરૂપે જીવતો જોયો. આપણો પરિચય નહિવત્ છે. એ વધે તેવી ઇચ્છા જન્મે છે પણ એનીયે પાછી નિસ્તેજ દશા થવાની બીકે મનને દબાવી રહું છું. છતાં કુદરત પોતાનું કામ કરશે તો મારું શું ચાલવાનું છે? પ્રિય ભાઈ અનંત, કપિલભાઈ પ્રત્યેનો મારો પ્રેમ પણ મેં ગુમાવ્યો નથી. એ સ્નેહનાં મૂળ કપિલભાઈ ન કલ્પી શકે તેટલાં ઊંડાં છે, પણ એ સ્નેહનો મૂર્ત સંબંધ મારાથી નથી સચવાતો કેમ કે હું એમ જ કબૂલ કરી લઉં [કે] હું પોતે જ નબળો છું. બીજાનો દોષ શું કાઢવો? ને હું મારા પર ઉપેક્ષાનો સંદેહ નોતરી લઈને પણ વેગળો રહ્યો છું. એથી નવાં મનદુ:ખો ન જન્મે તોયે બસ છે. સમય આવ્યે પરસ્પર સેવા બજાવી છૂટવું જ રહે છે. એક સાંધવા જતાં તેર તૂટે તેવી સ્થિતિ છે. આથી વધુ શું લખું? પોતાની અશક્તિનો એકરાર કરી દેવો જ રહે છે. પૂજ્ય કપિલભાઈને મારા પ્રત્યે ઓછું આવે એવું બેશક મારાથી થઈ ગયું છે. મારે વધુ કઠણ બનીને પણ એમને ચરણે આવવું જોઈતું હતું, પણ

જીવન જત પૂજા હલ ન સારા,
જાની હે જાની સેઉ હોય નિ હારા.

જીવનની અધૂરી રહેલી પૂજાઓ પણ હારી નથી જવાતી, કોઈ ને કોઈ દૃશ્ય–અદૃશ્ય સ્વરૂપે એ પૂરી થઈ રહે છે, એવી પ્રતીતિ મારા હૃદયની છે. પ્રત્યક્ષ વ્યવહારમાં હું જે નથી કરી શકતો તે કરવાનું મનોરાજ્ય વિશાળ છે. ૦૦૦૦

ઝવેરચંદનાં વં૦

*

સુરાહી શી નમેલી આપની ગરદન નિહાળીને,
ફરી એક જામ કેરી શોધમાં પાછો ફરું છું હું.
['શાહબાઝ']



## (૨૪૯) ચંપાબહેન અને રતિલાલ શેઠ ઉપર

[બોટાદ અથવા રાણપુર] : ૧૧–૧૨–૧૯૩૭

પ્રિય રતિભાઈ અને ચંપાબહેન,

તમે બંને સુખમાં જ રહો એવી શુભાશિષ આપું છું પણ સંસારમાં સુખદુ:ખ બેઉનાં જોડલાં જ સૌને માટે નિર્માયાં છે એટલે દુ:ખને દૂર રાખવું એ તો આપણા હાથની વાત નથી. આપણા હાથની વાત તો આ છે કે સુખમાં ને દુ:ખમાં આપણો સંગાથ તૂટે નહીં, દાંપત્યની નિષ્ઠા ડગે નહીં અને બેઉ વચ્ચે સરસાઈ ચાલે એક જ

વાતની કે કોણ વધુ સહિષ્ણુ ને ધીર રહી શકે છે, કોણ વધુ અનુકૂળ બની રહે છે. આટલું હોય તો પછી ભલેને દુઃખ બાપડું આવો!

લિ૰ સ્નેહ૰ ઝવેરચંદ મેઘાણી

*

† 'શુભાશિષ': રતિલાલ શેઠ અને ચંપાબહેનના લગ્નપ્રસંગે.



## (૧૫૦) પૂ૰ ચિત્રાદેવી-બા ઉપર

મુંબઈ: ૧૧-૧૧-૧૯૩૫

વહાલી મારી દેવડી,

સ્ટેશને પહોંચ્યો ત્યારે ગાડી આવી ગઈ હતી. આંહીં આવી તુરત જમી લીધું છે. ચિંતા ન કરતી. ૦૦૦૦૦ દાદર સ્ટેશને ઊતરી દલપતભાઈ—તારાબેનને ઘેર સામાન મૂકવા ગયો. સામાન તો તેમની નીચેના એક દુકાનદારને ત્યાં જ મૂક્યો. દ૰ભાઈ તો ઓરડીમાં તાવમાં પડેલા હતા, સૂઈ ગયેલા, ને તારાબહેન તો બહાર ચાલ્યાં ગયેલાં.

દાદર સ્ટેશનના પુલ પર તારા જેવી જ કાળી સાડી પહેરેલી દક્ષિણી વિદ્યાર્થિનીઓ દીઠી એટલે તું ખૂબ યાદ આવી, મારી પ્રિય વિદ્યાર્થિની! મળસકાનું જાગરણ, એટલે આંહીં કામ કરતાં કરતાં ખૂબ આળસ, ઊંઘ, થાક લાગે છે. ઘેરે નાસી જવાનો વિચાર કરુ છું. ટેબલ પર માથું ઢાળી સૂતો જરીક ત્યાં તો ગાલ પર ટેબલની ભાત પડી ગઈ. ટેબલે બટકાં ભર્યાં—સમજી ગઈ? વહાલી, ગઈ કાલની મારા હૃદયની ગ્લાનિને યાદ કરી કરી દુઃખ ન પામીશ. આપણે બંનેએ એ બાબત તો પરોઢિયે હૃદયને અશ્રુધારે ટપકાવી નાખ્યાં છે.

ફરવા ગઈ હતી? બાબાગાડી ફાવી હતી? મોટો-જીકો જાગીને મને યાદ કરતા હતા? કેવું જીવન! સંયોગ ટૂંકા, વિયોગ જ લાંબા. ચક્રવાકોની રાત્રિ જ લાંબી! વિધિ ક્યાંય જંપીને બેસવા કેમ નથી દેતો? માનસિક પરિતાપોનું એક આખું વર્ષ ગયા પછી આ શારીરિક કષ્ટો શરૂ થયાં ને તું પ્રભાતે કેવી અમંગળ વાણી કાઢતી હતી! ચિત્તુ મારી! તરવાનો તો દરિયો છે, પણ જોડે તરીશું. થાકતાં થાકતાં એકબીજાનો ટેકો લેશું. પરસ્પર ધીરજ દેશું. તું ન ગભરાતી. મારા કરતાં તો તું વધુ મનોબળવાળી છે. ન ડગતી. આ દુઃખદરિયાને પણ કોઈક કિનારો હશે. ડૂબવું તો નથી જ નથી. તરી પાર જવું છે.

નીલમણિને તો વિદાય આપી શક્યો પણ વિદાયની સલામનું બટકું તારા ગાલ ન

ચોડી શકાયું. ઉતાવળે, વહાલી, રજા લઉં છું. વાદળાં ઘેરાય છે. એક પછી એક આવી રહેલ છે.

લિ૦ તારો

*

† દલપતભાઈ–તારાબહેન : દિલીપ કોઠારી અને એમનાં પત્ની.
† નીલમણિ : પુત્ર વિનોદનું બાળપણનું નામ.



## (૧૫૧) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

[મુંબઈ] : ૧૮–૭–૧૯૩૭

વહાલી દેવડી,

બેઉ કાગળો આજે એક જ ટપાલમાં મળ્યા. પહેલા કાગળે મારો શ્વાસ ઊંચો કરી નાખ્યો. બીજા કાગળે આશ્વાસન આપ્યું.

વહાલી, કાલે તને કાગળ બીડીને હું રાતે ભાઈઓને મળી આવ્યો. હિમાલય અને ભીષ્મ બેઉ હતા. એક કલાક બેઠો. બધી વાતો કરી. તારા કાગળ ગોવિંદ આપી ગયા હોવાનું કહ્યું. તું ભાષા ભૂલી ગઈ છે એ એની ખાસ ફરિયાદ હતી. માનું લખેલું પુસ્તક મને આજે આપી જવાના છે. મેં એને બોટાદ આવવાનો આગ્રહ કર્યો છે. ભીષ્મ તો શરીરે ઘણો મોટો અને દેખાવડો બની ગયો છે. ભાઈ ગોવિંદને મળવું છે. ભાઈઓને પૂછ્યું. તેમને ઠેકાણાની ખબર નથી. સિલ્ક સ્ટોરની નોકરી છોડી દીધી છે, અને ભાઈઓને પૂછ્યું ત્યારે કહ્યું કે કોઈ મિત્રને ઘેર રહે છે, પણ ક્યાં મળી શકે એનો જવાબ આવ્યો નહીં. તેં એને જે લેવા લખ્યું હોય તે ચીજો માટે મને લખજે અથવા એ મને 'જન્મભૂમિ'માં આપી જાય તેમ લખજે.

ગઈ કાલ રાતે બે વાગ્યા સુધી નિદ્રા ન આવી. થાક્યોપાક્યો સવારે ઊઠ્યો, વાર્તા લખીને રાણપુર મોકલી. પછી સોલિસિટરને ને વકીલને ત્યાં ભટકી ભટકી માથાઝીંક કરી કરી હમણાં ચાર વાગ્યે આવ્યો છું. કાગળ લખીને પાછા ઊપડવું છે. વહાલી, આ તકલીફમાં ક્યાં પડ્યો તેમ થયા કરે છે. ઘર બહુ યાદ આવે છે. તારું અહર્નિશ સ્મરણ સતાવે છે. આ મોહમયી નગરી મને મોહ પમાડી શકે તેમ નથી. મને તો આંહીંથી નાસીને તારી પાસે પહોંચી જવા પાંખો મળી જાય એવું મન થાય છે પણ હવે તો જે હાથમાં લીધું તે પૂરું કર્યા વિના કેમ ફરું? તારો કાગળ વાંચી ચિંતા થઈ. પાડોશીના ત્રાસની વાત જાણી. ભોગવી લેવું. વહાલી, આંહીં હું ક્યાંય જતો નથી. કાલથી તો ઑફિસમાં જ રહેવા આવી ગયો છું. કોઈને ઘેર જતો નથી. જવાનો વખત પણ નથી. મહેન્દ્ર બિચારો પણ રોજેરોજ ટેલિફોનો કરી કરી ચાલ્યો

જાય છે. હું એને ટેલિફોન પર પણ મળી શકતો નથી. આ વખતનો મુંબઈનો પ્રવાસ એકદમ નીરસ અને ત્રાસજનક લાગે છે. મારો સર્વ વિસામો ઘેરે તારા ખોળામાં છે. બીજે ક્યાંય જંપ નથી. તારું લાંબું કાવ્ય મળ્યું. 'વહાલી' કહીને કાવ્ય બીજા કોને સંબોધું? ક્યાં આપવા જઈશ? કોઈ હાથ નહીં ઝાલે. સરનામા પર તારું નામ જાણીબૂજીને નથી લખતો. ટપાલી કદાચ ફોડીને વાંચે તો! સોગંદ ન ભૂલવા પ્રયત્ન કરું છું. તારાથી રિસાવાનું મન તો ઘણું થાય પણ રિસાઈ શકાતું નથી. તું મનાવી લેનારી સમર્થ છો.

કેઇસ સોમવારથી શરૂ થશે. ત્રણ દિવસ તો અવશ્ય લાગશે. ગુરુ–શુક્રવારે આવી શકીશ. ત્યાં સુધી, વહાલી, ધીરજ ધરવી. ના, વહાલી, હું આંહીં આવ્યો છું ને તું મને જંપવા નથી દેતી એવું મને કેમ લાગે? કાગળ લખવાનો સમય માંડમાંડ પણ કાઢીને બીડું છું. આંગળાં કામ કરી કરી ઠરડાઈ ગયાં છે. વધુ તો શું લખું? છોકરાંને ખૂબ વહાલ કરજે ને કાગળ રોજ એકેક લખતી રહેજે.

લિ૦ તારો બદમાશ વહાલો

વહાલા દીકરા મસ્તાન, નાનક અને નીલમણિ,

તમે મને કાગળ કેમ લખતા નથી? તમને રોજ યાદ કરું છું. આનંદ કરતા હશો.

લિ૦ બાપુજી

*

† હિમાલય, ગોવિંદ, ભીષ્મ : પૂ૦ ચિત્રાદેવી–બાના ભાઈઓ.
† કેઇસ : બે ગ્રામોફોન કંપનીઓ સામેનો કોપીરાઈટભંગનો ખટલો.

*

## કોપીરાઇટ

"બે ગોરી ગ્રામોફોન કંપનીઓ સામે કોપીરાઇટ–ભંગના મારા દાવા હતા. બે મારાં રચેલાં અને પાંચ મારાં સંશોધિત લોકગીતોનું રેકૉર્ડિંગ કરાવી રેકૉર્ડો વેચવાના ગુન્હા સામે મેં દાદ માગી હતી.

"પાંચ લોકગીતો મારા સંગ્રહોમાંના પરંતુ આ લોકગીતો તો ખરાંને? ને લોકગીતો એટલે પરાપૂર્વથી શેરીઓમાં ગવાતાં નધણિયાતાં જ ગીતોને? એ ગીતો પર મારી માલેકી શી રીતે? એ હતો બચાવનો મુદ્દો.

"મારા સંગ્રહોમાં પડેલાં લોકગીતો શેરીઓમાંથી અકબંધ નથી મળી આવ્યાં. એ ગીતોનો લગભગ નાશ થઈ ચૂક્યો હતો તે વેળા હું એની શોધમાં નીકળ્યો, મેં ગામડાં ખૂંદ્યાં, કુટુંબોમાં પ્રવેશ મેળવ્યો, અહીંતહીંથી છિન્નભિન્ન સ્વરૂપે ગીતો મળ્યાં :

સ્વરૂપે વિકૃત, રચનાએ કલાહીન, અર્થે અસંબદ્ધ અને કઢંગા, એવા વેરણછેરણ ટુકડાઓ, જુદા જુદા પાઠો; તેને મેં પ્રથમ સંઘરી લીધાં, પછી તેને સાંધા જોડવવા પ્રયાસ કર્યો, શુદ્ધ સ્વરૂપ કેવું હોઈ શકે તે અનુમાન પર આવવા મથ્યો, તેનું શુદ્ધ ગેય સ્વરૂપ મેં ચોક્કસપણે મેળવ્યું, કાવ્યતત્ત્વ અસલ તપાસવા મારી કવિતાની સમજ, તર્કશક્તિ, કલ્પના અને ચાતુરી પણ વાપરી. પછી બંધાયેલું જે અખંડિત સ્વરૂપ લાધ્યું તેને સંગ્રહોમાં મૂક્યું. ખંડિત ટુકડાઓ અને માટી બનેલા અવશેષોમાંથી તારવીને ઊભાં કરેલાં આ સ્વરૂપો પર મેં યુરોપી લોકગીતોના અભ્યાસગ્રંથોના મારા સેવનમાંથી તારવેલી કસોટીઓ લાગુ પાડી. આટલો ઉદ્યમ ખરચ્યા પછી જે ચોક્કસ સ્વરૂપે મેં લોકગીતોને સંઘર્યાં તે સ્વરૂપો શેરીઓમાં રઝળતાં નથી, બજારોમાં મળતાં નથી, અમુક સ્ત્રીના કે તમુક ગોવાળિયાના કંઠમાંથી પકડેલી એ નધણિયાતી મિલ્કત નથી. એ સ્વરૂપો મારાં પોતાનાં પ્રતિપાદિત છે અને તેથી મારી માલેકીનાં સ્વરૂપોનો ગેરલાભ લેવાયો છે. એ હતી મારી જુબાની.

"હું જેઇલમાં હતો ત્યારે 'શિવાજીનું હાલરડું' ઉતારવામાં આવેલું. 'મેઘાણી જેઇલમાં છે, એ મને ઓળખે છે, ના, નહીં જ પાડે, માટે ઉતારો!', સાહેદે જણાવ્યું કે કંપનીના પગારદાર ગાયકે અમને કહ્યું.

"સાતમું ગીત મારું 'કોઈનો લાડકવાયો.' બચાવની દલીલ હતી કે 'અંગ્રેજી ગીતનું એ servile translation અર્થાત કંગાલ તરજુમો છે.' એ કંગાલ કે તરજુમો છે કે નહીં તેની તકરાર ન ઊઠી પણ ન્યાયમૂર્તિના કહેવા મુજબ તરજુમો પણ કોપીરાઇટનો હક્કદાર છે એ વાત સૌએ યાદ રાખવા જેવી છે. 'કોઈનો લાડકવાયો' રેકોર્ડમાં ગાવાની મેં એક ગાયકને પરવાનગી આપી હતી તેવા આધારવાળો મારો કાગળ બચાવપક્ષ તરફથી રજૂ થયો. ગાયકને મેં આપેલી પરવાનગીને મર્યાદા હતી કે એણે મારા નક્કી કરેલા રાગમાં જ ગાવું; એ પરવાનગી હતી તો પણ ગાયકને ગાવા પૂરતી હતી, ગ્રામોફોન કં૰ને રેકોર્ડિંગ કરી કમાણી અર્થે વેચવાની ન હતી.

"મુકરદમો આટલી ભૂમિકા સુધી ચાલી ગયા પછી સમાધાનની રૂએ ગીતો પરનો કાયમી પ્રતિબંધ બચાવપક્ષે સ્વીકારી લીધો ને ખર્ચ તેમ જ વળતર આપ્યું. લોકસાહિત્યની કૃતિઓ નધણિયાતી વસ્તુઓ નથી. 'સોરઠી બહારવટિયા'ની બે કથાઓ 'કાદુ [મકરાણી]' અને 'રામવાળો' પરથી શ્રી રણજિત નાટક સમાજ નામની કંપનીએ વગર પરવાનગીએ નાટકો રચી ભજવેલાં. તેમની પાસે પણ મેં લેખિતવાર મારા કોપીરાઇટનો સ્વીકાર કરાવેલો ને તેમની આર્થિક અશક્તિને કારણે ફક્ત એક રૂપિયાની નામની પણ નુકસાની બેએક વર્ષ પર લીધી હતી." ['જન્મભૂમિ'ના ૨૯-૭-૧૯૩૭ના અંકમાં 'કલમ-કિતાબ' વિભાગમાંથી ટૂંકાવીને.]

## (૧૫૨) રમણિક લા૦ મેઘાણી ઉપર

[રાણપુર] : ૯–૮–૧૯૩૭

ભાઈશ્રી રમણિક,

તમારા કાગળો તેમ જ પાર્સલ મળેલ છે. પુસ્તકો પણ. અત્તરની કુલ કિંમત રૂ૦ ૨૪–૧૨–૦ તથા તેનું પોસ્ટેઇજ રૂ૦ ૧–૪–૦ મળી રૂ૦ છવ્વીસ થાય. તમને કઈ રીતે મોકલું? ૦૦૦ એ કિંમત ન લેવાની હોય તો પાર્સલ આખું પાછું જ વળશે. બીજી કોઈ દલીલને અવકાશ નથી.

કોપીરાઇટના કેઇસમાં કુલ રૂ૦ ત્રણ હજાર મળ્યા તેમાંથી મારે ભાગે રૂ૦ તેરસો આવેલ છે, બાકીના કંપનીને ભાગે જાય છે. ફરિયાદી અમે બેઉ હતા.

ચિત્રાદેવી પરમદિવસ ઇન્દુને મળવા ભાવનગર ગયેલ છે. આજે આવશે. તમને જાણીને ઊંડો આઘાત થશે કે શ્રી નગીનભાઈ (ટ્રાફિક ઇન્સ્પેક્ટર અને આપણા પરમ સ્નેહી) એપેન્ડિસાઇટીસના ઓપરેશનમાં હૃદય બંધ પડી જતાં ગુજરી ગયા છે. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† શ્રી નગીનભાઈ : નગીનદાસ પારેખ, પહેલાં ભાવનગરમાં સ્ટેશન–માસ્ટર હતા, પછી ટ્રાફિક ઇન્સ્પેક્ટર થયા હતા.

*

### કોપીરાઇટ

[સમાધાન થયા પછી રામુ ઠક્કરે એક ચર્ચાપત્ર દ્વારા પ્રશ્નો પૂછેલા. પ્રશ્નો અને બાપુજીના વકીલે આપેલા જવાબો 'કલમ–કિતાબ' વિભાગમાં 'જન્મભૂમિ'માં છપાયેલા. પ્રશ્નો, વકીલના જવાબો અને બાપુજીએ વકીલને સૂચવેલા અપ્રગટ જવાબો, ત્રણેનો સારાંશ.]

(૧) પ્રશ્ન : કંપનીએ ગીતો વગર પરવાનગીએ ઉતારવા બદલ નુકસાની આપી છે અને સિલક રેકોર્ડોનો નાશ કરવાનું વચન આપ્યું છે?
વકીલ : હા
બાપુજી : બરાબર છે.

(૨) પ્રશ્ન : તો સાતેય ગીતો પર તમારો હક્ક કંપનીએ કબૂલ રાખ્યો ગણાય પણ અદાલતે ફેંસલો નથી આપ્યો કારણ કે મુકદ્દમો બંધ રહ્યો, એ બરાબર છે?
વકીલ : બરાબર છે.
બાપુજી : ફેંસલો આપવાપણું ન રહ્યું તે બરાબર છે.

(૩) પ્રશ્ન : ફેંસલો ન થયો તેથી સંદેહ રહી જાય છે. તમારો હક્ક અદાલતે મંજૂર રાખ્યો નથી. કંપનીએ ભલે હક્ક સ્વીકાર્યો, કાયદેસર તમારો હક્ક ઠર્યો નથી, એમાં કંઈ ખોટું છે ?

વકીલ : અદાલતનો ચુકાદો દાવામાં ઊભા થયેલા મુદ્દા પૂરતો અને દાવાના પક્ષકારોને જ બંધનકર્તા ગણાય. બીજાઓ ફરીથી અદાલતમાં લડી શકે છે. અદાલતે ફેંસલો આપ્યો હોત તો સંદેહને ઓછું સ્થાન રહેત. સધ્ધર કંપની સમાધાન કરવા ઇચ્છે તે બતાવે છે કે દાવો મજબૂત હતો, એ સમાધાન કરવા જેટલો મજબૂત લાગેલો.

બાપુજી : બરાબર છે.

(૪) પ્રશ્ન : તમારાં રચેલાં બે ગીત પરથી તમારો હક્ક કોઈ છીનવી ન શકે એટલે એ બે ગીતો પર તો તમારો હક્ક ઠરે જ છે ?

વકીલ : ઠરતો નથી, ચર્ચાપત્રી સ્વીકારે છે.

બાપુજી : બરાબર છે.

(૫) પ્રશ્ન : તમે સંગ્રહેલાં, રચેલાં નહીં અને પુસ્તકાકારે પ્રગટ કરેલાં લોકગીતો પર તમારો કે પ્રકાશકનો હક્ક ઠરે છે ?

વકીલ : સમાધાનથી હક્ક સાબિત થતો નથી. દરેક ગીત વિશે હકીકત તપાસી જવાબ દઈ શકાય.

બાપુજી : મેં તો હક્કો હોવાની માન્યતા માત્ર ચર્ચી છે.

(૬) પ્રશ્ન : પંચાઉ ધનનો ઉપયોગ રેકૉર્ડ ઉતરાવવા અને સંગ્રહ કરવા તમારી જેમ સૌને હક્ક છે ?

વકીલ : (૫) પ્રમાણે.

બાપુજી : ગીતો મારા સંગ્રહમાંનાં નહીં પણ પંચાઉ છે એવું નક્કી કરી સૌ ઉપયોગ કરી શકે છે.

(૭) પ્રશ્ન : તમારા સગ્રહોમાંનાં સંખ્યાબંધ ગીતો તમારી પહેલાં નાના નાના વિક્રેતાઓ અને પ્રકાશકોએ વર્ષો કે દસકાઓ પૂર્વે ગરબાવલીઓ કે ગીતસંગ્રહો દ્વારા પ્રગટ કરેલાં છે. તો પછી એ ગીતો સામેલ કરીને નાનકડા પ્રકાશકોનો હક્ક તમે તોડ્યો છે એમ કહી શકાય ?

વકીલ : પૂરતી હકીકત વિના કહી શકાય નહીં.

બાપુજી : Test case તરીકે હાઇકોર્ટના દરજ્જાની અદાલત આગળ બલ્કે કોઈ પણ ધારાશાસ્ત્રીઓના ઘરાઉ પંચ પાસે એટલું જ નહીં પણ લોકસાહિત્યના કોઈ પણ શાસ્ત્રગામી બે સાહિત્યકારોના પંચ આગળ પક્ષકાર બનવા તૈયાર છું ને નુકસાની ભરવાનું ઠરે તો તે ભરવા સ્વીકારું છું. ચુકાદો મારા લાભમાં ઊતરે તો મારી જહેમતની જવાબદારી સામા પક્ષે સ્વીકારવી પડે.

→

## (૧૫૩) રમણિક લા૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૨-૧-૧૯૩૮

ભાઈ રમણિક,

તમારા તરફથી શરદબાબુ વિશેનાં કટિંગ બહુ વખતસરનાં થઈ પડ્યાં. આવતા 'કલમ-કિતાબ'માં તેનું પાનું જ બનશે.

બાપુ વગેરે ત્યાં પહોંચી ગયાં હશે ને હવે માનસિક સ્વાસ્થ્ય સુધરતું હશે. અહીં દૂર બેઠે અનેક ચિંતાઓ થયા કરે છે. હું કાંઈ કરી શકું તેમ હોય તો જણાવો. અમે બેઉ આજે જમતાં જમતાં ખૂબ પ્રેમપૂર્વક ને ચિંતાપૂર્વક તમારું સૌનું સ્મરણ કરતાં હતાં. મોટાભાઈ, તમે શા કારણે મૂંઝાઓ છો? જણાવો તો ખરા! રમણિકને મૂંઝવતા નથી ને? બાને પ્રણામ. ચંદાને તો અહીં મોકલવી હતી! ચિત્રાદેવી બહુ જ ઇચ્છે છે, હું પણ.

ઝવેરચંદ

## (૧૫૪) રમણિક લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૧૧-૩-૧૯૩૮

ચિ૦ રમણિક,

બધા કાગળો મળ્યા છે. જીકાને ટાઇફોઈડ થયો તેમાં પંદર દિવસ ઉપાધિના, તે પછી ચિત્રાદેવી હરિપુરાથી માંદાં પડી આવ્યાં તેના આઠ દિવસ, ઉપરાંત હાલની કામગીરી. જવાબ ન લખી શક્યો. તમારો લેખ, કટિંગ વગેરે બધું મળેલ છે. મને બહુ ઠીક પડે છે. ઉપયોગ પૂરેપૂરો તાત્કાલિક નથી થઈ શકતો કેમ કે બહુ કામ હોય છે. 'ડિમ્સ્ટર' મેં વાંચેલ છે. ০০০০ જીકો હજુ પથારીવશ છે. મસ્તાન ખૂબ મજામાં છે. બાપુને સલામ. વિશેષ લખવું શક્ય નથી.

ઝવેરચંદ

*

† જીકો : બેલડા પુત્રોમાંથી બીજા પુત્ર નાનકભાઈ.

† 'ડિમ્સ્ટર' : હોલ કેઇનની એક નવલકથા.

## (૧૫૫) લાલચંદ કા૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૬-૩-૧૯૩૮

મુ૦ મોટાભાઈ,

০০০০০ ચિ૦ જીકાને હવે સારું છે. મોટો પાછો અસલી શરીર મેળવી ચૂક્યો છે. રતુભાઈને ગુરુવારે આહીં લઈ આવેલો. તે તમને આંહીંના ખુશીખબર લખશે.

એમના આંહીં હોવાથી આનંદ તેમ જ મદદ બંને મળે છે. હું ભેટપુસ્તકનું કામ કરું છું. આ અંકમાં તમે રતુભાઈ†નો હાથ જોશો. એકાદ મહિનો આંહીં રોકાશે. દરમ્યાન દર અઠવાડિયે બોટાદ આવતા રહેશે. મારા પરિશ્રમનો અંત તો નજીકમાં દેખાતો નથી કેમ કે આંહીં કામ ઉપાડી લ્યે તેવો કોઈ હાથ સ્ટાફ પર નથી. ચલાવવું જ રહે છે. ભેટપુસ્તક લખ્યા પછી કાંઈક શાંતિ રહેશે. ૦૦૦૦૦ ભાઈ રમણિક તમારી સેવા કરતા જ હોય તો શી નવાઈ? એને કહેજો કે ગયા ઉનાળાનો એમનો સહવાસ બહુ યાદ આવે છે. મારાં ભાભીનાં હસ્તાક્ષરો રતુભાઈ પરના પત્રમાં જોઈને નવાઈ લાગી કે ગુજરાતી ક્યારે ભણી લીધું! અમારા પર તો કોઈ દિવસ કાગળ લખતાં જ નથી. ૦૦૦૦૦ એ જ

લિ૦ ઝવેરચંદ

*

† રતુભાઈ: રતુભાઈ કોઠારી.

## (૧૫૬) રમણિક લા૦ મેઘાણી ઉપર

[રાણપુર]: ૨–૫–૧૯૩૮

ભાઈ રમણિક,

૦૦૦ બાપુ†ની સ્થિતિ ચિંતાજનક હશે એમ સ્પષ્ટ લાગે છે. હું નીકળી શકત તો આવત પણ મારે માટે નીકળવું અશક્ય છે. બાપુને મારા પ્રણામ. મનને સંપૂર્ણ શાંતિ તેમ જ વિશ્વાસમાં દૃઢ કરે. એક દિવસ સૌને જવું છે, પણ જીવાય તેટલું જીવવું છે એવી આત્મશક્તિ પણ ઉપાસવા જેવી છે. ૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† બાપુ: મોટાભાઈ, લાલચંદ કા૦ મેઘાણી.

## (૧૫૭) રમણિક લા૦ મેઘાણી ઉપર

[રાણપુર]: ૧૯–૫–૧૯૩૮

ભાઈ રમણિક,

કાગળ મળેલો. તે પછી કેમ કાંઈ ખબર જ ન મળે? તમારા લેખો માટે પૈસા આપે તેવું તો એક 'બુદ્ધિપ્રકાશ' ત્રૈમાસિક ખરું. બીજું 'કુમાર' પણ કંઈક અંશે. બાકી તો કોણ આપે છે? હા, તમે પુસ્તક તૈયાર કરો તો આપણે બુકસેલરને આપીએ. તમારા તરફથી સામગ્રી મળે છે, પણ બાપુની તબિયતનું શું? એ ખબર તો આપતા નથી. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

## TELEGRAM

RANPUR : 20-6-1938

MEGHANI 14 AMARTALA STREET
CALCUTTA
BEAR CALAMITY COURAGEOUSLY
CONDOLE MOTHER
JHAVERCHAND

□ અનુવાદ : આફત હિંમતથી સહેજો. બાને આશ્વાસન આપજો – ઝવેરચંદ

*

## ● 'મારા મોટાભાઈ'

મારા એકલાના જ નહીં પણ પેટને માટે કલકત્તા ખેડનાર અનેકાનેક બેકાર કાઠિયાવાડી જુવાનોના 'મોટાભાઈ', આશ્રયહીનોના આખરી આશરાસ્થાન, પ્રોત્સાહનના ને પુરુષાર્થના પંજા થાબડનાર, પોતે ગરીબ છતાં પરની ગરીબીની નગ્નતા ઢાંકનાર, કલકત્તાના છેલ્લાં ત્રીસ વર્ષોના સાચા સૌરાષ્ટ્રિય નાગરિક શ્રી લાલચંદ મેઘાણીનું અવસાન થયું છે. એ અવસાન એક વ્યક્તિનું નહીં પણ એક સંસ્થાનું થયું છે.

ઝવેરચંદ મેઘાણી

[ ૨૪–૬–૧૯૩૮ ના 'ફૂલછાબ'માંથી. ]

## (૧૫૮) ગોદાવરીબહેન લા૦ મેઘાણી, લાભચંદ લા૦ મેઘાણી અને રમણિક લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૨૦–૬–૧૯૩૮

ભાઈશ્રી લાભુ તથા રમણિક, પૂજ્ય ભાભી,

તાર મળ્યો છે. શું લખું? લખવાનું હવે પૂરું થયું. મારે તો ભવના ઓરતા રહી ગયા. મારું છત્ર ગયું. ઘણાય મનોરથો ઘડેલા તે રહ્યા. હવે હું વધુ અફસોસ કરાવવા કાંઈ નથી લખતો. મારાથી કઠણ થઈ શકાય તેટલો થઈને લખું છું કે હવે તમારી સૌની શી યોજના છે? મારી મદદની શી શી જરૂર છે? મને સંકોચ રાખ્યા વિના લખો. હું મારા સોગંદ દઉં છું. ભાભી, મને પણ તમારો દીકરો ગણી લ્યો. વધુ શું લખું? હું મૂરખ છું પણ મારે તો સગાઈમાં તમારા સિવાય બીજું કોઈ નથી. મને જણાવો કે શું કરવું છે.

હું આંહીં અત્યારે બેવડો કેદી છું. એક દિવસ નીકળાય એમ નથી. ચિત્રાદેવીને સગર્ભાવસ્થા છે. સાડાસાત માસ થયા છતાં અત્યારથી ચિંતાના ચિહ્નો છે. કોઈ મદદગાર નથી. અમે સાવ એકલાં છીએ. તમને ને મારા ભાઈને આંહીં તેડાવવાની અમે બેઉએ કેટલી ગણતરી બાંધેલી! એ તો ગયું. હું આંહીંથી નીકળી શકું તેમ નથી. પણ મને લખી જણાવો. બીજી બધી વાતોનું પોટકું બાંધીને ઊંચે મૂકું છું. અત્યારે કલકત્તાની સ્થિતિ તમારે માટે કેવી છે? ભાઈ રમણિક, મૂંઝાશો નહીં. જો ચલાવી શકાય તો ઠીક છે, નહિતર બધાંને લઈ આંહીં આવતા રહેજો. તમને હું યોગ્ય પ્રવૃત્તિ કરવાનો અવકાશ આપીશ. પૈસાની જરૂર છે? તો તુરત જણાવજો. જરાય શરમ ન રાખશો. ઉતાવળે.

ઝવેરચંદ



### (૧૫૯) રમણિક લા૦ મેઘાણી અને ગોદાવરીબહેન લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૬–૭–૧૯૩૮

ભાઈ રમણિક,

કાગળ મળ્યા આઠ દિવસ થયા પણ જવાબ ન લખી શક્યો. અત્યારે પણ ટૂંકો જ જવાબ સ્વીકારી લેજો.

બાપુનો અભાવ તમે તો ભોગવવા ને સહી લેતાં શીખી જવાય મંડ્યા હશો. મારે તો હજુ બાપુ નથી એવો સાક્ષાત્કાર અનુભવ કરવાની ઘડી જ આવી નથી. એ ઘડી આવશે ત્યારે મારી કસોટી થશે.

૦૦૦ વડીલપણાની 'છાયા'ની વાત નથી. હું ટૂંકમાં જ મારી લાગણી જણાવું છું કે આપણાં બેઉ કુટુંબોને એકમેક માનજો. સુખદુ:ખનાં સાથી અને વિપતના વિસામા માનજો. બાપુની ગેરહાજરીમાં મારી ફરજ મને બરાબર સૂઝે છે. મને એ અદા કરવાનું બળ મળો. હું તમારો જ છું. બાને જીવનમાં જરીકે ઓછું ન આવે તે રીતે હું રહેવા માગું છું. મને એ મારું કર્તવ્ય બતાવતાં રહે એમ કહેશો.

તમે આર્થિક સ્થિતિ વિશે જે લખ્યું તેથી હું શાંતિ પામ્યો. જ્યારે જરૂર પડે ત્યારે મને કહેતાં અચકાશો નહીં. ભાઈ લાભુ મુંબઈ જઈને રહે એ જ ઠીક છે. કલકત્તામાં સાંસારિક કટુતા ન થવી જોઈએ, નહિતર હવે બાનો જીવ બહુ દુભાશે ને તમારી માનસિક સ્વસ્થતા નહીં ટકે.

સમજુ ફૈબાને આ ખબર ઓચિંતા પડતાં એને તો ખૂબ વસમું લાગેલ છે. મેં એને કાગળ લખેલ છે. દિલગીરી–પત્રો આંહીં ઘણા આવી પડેલ છે તે તમને મોકલું? બાપુના હાથનું લખેલ વસિયતનામુ મેં સાચવ્યું છે તેમાંથી લોકોપકારક બોધક ભાગ

મારે 'ફૂલછાબ'માં છાપવો છે. તમારી મંજૂરી માગવા પર જ મુલતવી રહેલ છે. વધુ તો શું લખું? મને તમારો સૌનો જ જાણજો. કાગળ લખજો.

પૂજ્ય ભાભી,

તમારી અત્યારે કેવી સ્થિતિ હશે? વિચાર બહુ આવે છે. મારા પર હવે વિશ્વાસ રાખજો. હું તમને ઓછું નહીં આવવા દેવા પૂરેપૂરો સચિંત રહીશ. ઘણુંય એવું થાય છે કે હવે તો તમે આંહીં આવીને કાયમનું માતૃપદ અમારા સૌનું સ્વીકારી લ્યો, પણ હું તમને રમણિકને છોડીને આવવાનું કહી શકતો નથી. ભાભી, હિંમતવાન રહેજો. મારા ભાઈના દોષો વિસારી ગુણોનું જ સ્મરણ કરજો. તમે ઘણાં દુઃખી થયાં છો, ભાભી!

ઝવેરચંદ

*

♦ "જીવનમાં આડંબર ન સેવવો, ઘૃણા ન સેવવી, બોલો થોડું—કરો ઘણું. મા–બહેન–પત્ની–દીકરી–સર્વેની સાથે સન્માનથી વરતશો. કોઈનું મદમાં આવી જઈ અપમાન કરશો નહીં." [પૂ૦ લાલચંદ–બાપુજીના વસિયતનામાનો એક ભાગ.]

## (૧૬૦) રમણિક લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૩૦–૮–૧૯૩૮

ભાઈશ્રી રમણિક,

બધા કાગળ મળ્યા. કામકાજમાં અત્યંત વ્યગ્ર રહેતો હોઈ જવાબ નહોતો લખી શકતો. પૂજ્ય બાને કહેજો કે દુઃખ ન લગાડે. આંહીંની જંજાળો થકવી નાખે છે તે તો ઠીક પણ વ્યગ્ર કરી નાખે છે.

પહેલા ખબર : નાનક–મસ્તાન ખૂબ મજામાં છે ને તમારા કાગળો વાંચી આનંદ પામ્યા છે. હવે તો લખતા–વાંચતા થઈ ગયા છે. ચિત્રાદેવી વગેરે પણ ઠીક છે. ઇન્દુ હવે ભાવનગર ગઈ છે તેને બહેન ચંદા વગેરેના કાગળો મોકલી આપીશ. ૦૦૦૦૦ 'અપરાધી' પૂરું થયું છે. તુરતમાં બહાર પડશે. 'બીડેલાં દ્વાર' હજુ લખાય છે. ૧૪૪ પાનાં થયાં છે. ૨૦૦ થશે.

પત્રકારત્વ જેમ સાહિત્યને ખાઈ રહ્યું છે તેમ તેના દબાણ હેઠળ કેટલુંક સાહિત્ય જે કદી ન સરજી શકાત તે સરજાઈ પણ રહ્યું છે. ૦૦૦૦૦ ત્યાંનું કામકાજ કેમ ચાલે છે? તમે મજામાં રહો છો ને? બાની માનસિક સ્થિતિ સ્વસ્થ છે કે? ચંદા કેમ

છે? એને તો વધુમાં વધુ લાગ્યું હશે. બાપુની બાબતના શોકપત્રો આ સાથે બીડું છું. એમનું પોતાનું લખાણ ઉપયોગ કરીને પાછું મોકલીશ.

'પગદંડી'વાળો પેલો કરુણ પ્રસંગ બાબા વિશેનો હતો. એવાં લખાણો તમને બહુ 'પર્સનલ' નથી લાગતાં ને? આંહીંના લાયક કામકાજ લખજો. 'વેવિશાળ' કેમ લાગે છે? ૦૦૦૦ એ જ

લિ૦ ઝવેરચંદનાં વં૦

*

## સાહિત્યકાર અને શિશુ

સવારનો પહોર છે. બાળક ખુશમિજાજમાં જાગેલ છે. એકાએક એનો પિત્તો દૂધ–ચાની બેઠક વખતે જ બદલી જાય છે. રોજની સંસારી ભાષામાં પ્રદર્શિત થતા એના કજિયાનું કારણ જડતું નથી, ગોતવા યત્ન પણ થતો નથી. પ્રભાતનો નાસ્તો ઝેર જેવો બને છે. કજિયાળાને માતા ઢીબવા લાગે છે, પિતા ધમકાવવા માંડે છે. એવી ધમકી આપનાર ફોજદાર હોય તો એને માટે અમે એક કોલમ ભરી કાઢીએ! એવું ઢીબવું જો કોઈ ટેનિસ-ખેલાડીએ ટેનિસ-બોય પર ગુજાર્યું હોય તો એ કિસ્સાને અદાલતમાં લઈ જવા લાયક લેખીએ.

અહીં તો બાળક મા–બાપની જંગમ મિલ્કત છે. ધમકીઓ અને ઢિબામણનો ભોગ બની ધ્રુસકાં ભરતો એ શિશુ આજે તો સામનો કરવાને શક્તિવિહોણો હોઈ મોટો થયે બાપના ઉપર મિલ્કતનો ભાગ મેળવવા અદાલત કરવાની કોઈ અવ્યક્ત મનેચ્છા દિલમાં ભારીને બેસી રહે છે, થાકીને સૂઈ જાય છે. પોતાની બેવકૂફીનું ને જડતાનું ભાન અનુભવતાં માતાપિતા આત્મલજ્જાના મૌનમાં મોં છુપાવી અબોલા ભાંગવાનો સમય પણ હાથ કરી શકયાં નથી ત્યાં તો બધી કટુતા ને તમામ તેજોવધ નિદ્રાની નદીમાં ધોઈ નાખી શિશુ જાગે છે; એના મોંમાં એ જ સ્નેહશબ્દો છે. એ નાહી-ધોઈ, વાળ ઓળાવી, પોતે કેવો રૂપાળો છે તે બતાવવા 'જોવો!' બોલતો સામે આવી ઊભો રહે છે ત્યારે આત્મલજ્જિત અવદશાની મા–બાપને મન અવધિ થાય છે.

ને સાહિત્યકાર પિતા અંતરને પૂછે છે : તારા જ ઘરના ઉંબરને ઘસીને નવલિકાનું ઝરણ વહી રહ્યું છે, પણ એ નવલિકા તું આજે ન લખજે! લખીશ તો લાગણીવેડા નીપજશે. એક દિવસ બાળકના મનોવ્યાપારોનાં ઊંડાં પડોને ઉકેલીને જોજે ને પછી લખજે કે આ જ શિશુ ગુજરેલા ગજબનો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથેનો હિસાબ મોટી ઉમરે માગશે—અદાલતમાં મિલ્કત-હિસ્સાનો દાવો નોંધાવીને. સાચે જ લાગે છે કે પિતા-પુત્ર વચ્ચે અદાલતી કજિયારૂપે ફાટતા જ્વાળામુખીઓના ગર્ભમાં આવા નાનકડા પ્રસંગોની જ ભૂસ્તરક્રિયાઓ કામ કરતી હશે. ['પરિભ્રમણ'માંથી ટૂંકાવીને.]

## (૧૬૧) હાથીભાઈ વાંક ઉપર

રાણપુર : ૧૭-૪-૧૯૩૮

પ્રિય ભાઈ,

પત્ર મળ્યો. ઘણો આનંદ. જન્મદિવસની ભેટ પ્રજાને સારી આપી. મારા ધન્યવાદ. બેશક, લોકતંત્રનો રોપ એવો વસમો છે કે એને ઉછેરવામાં ઘણી ધીરજ ઘણી સહનશીલતા જોઈશે. ઘણી વાર પ્રજામાં ખટપટી, કૃતઘ્ન, સ્વાર્થસાધુ સ્વરૂપો પ્રગટ થશે, પણ એ ભૂમિકામાંથી પસાર થયા વગર છૂટકો નથી. એટલી જ વિનતિ કે ખૂબ ધીરજ રાખજો, ને દરબારસાહેબ તો ધીરજના ભંડાર છે એટલે આ પ્રયોગ વડિયામાં સફળ થવાનો ઘણો મોટો સંભવ હું માનું છું. દીવાનસાહેબ પણ ઉત્સાહી છે. વડિયાના ઉત્કર્ષ માટે હંમેશાં પ્રાર્થનાશીલ રહું છું. ૦૦૦૦૦

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદનાં વંદન

## (૧૬૨) અનંત પ૦ ઠક્કર ઉપર

રાણપુર : ૧૦-૫-૧૯૩૮

પ્રિય અનંતભાઈ,

૦૦૦ સ્તબ્ધ બની ગયો છું. કાગળ મળતાં પહેલાં લિંબડી ખબર મળ્યા હતા. કપિલભાઈ ઉપર આ તો ગજબ કાળનો ફટકો† પડ્યો. ભાઈ, દીકરીના બાપનું હૈયું મને પણ મળ્યું છે ને દુઃખની કલ્પનાઓએ મને ઘણી વાર રડાવ્યો છે. હું આજે એક મિત્ર-પિતાના હૃદયની જે કલ્પના કરી શકું છું તે દુઃસહ છે.

ત્યાં વહેલામાં વહેલી તકે આવી પહોંચીશ. હું જાણું છું કે હૃદયમાં અનેક ગુપ્ત વેદનાના ચીરા વેઠતો હું રંક ત્યાં આવી શો દિલાસો આપી શકીશ, પણ એ રંકપણું જ હું કપિલભાઈના ખોળામાં ધરી દઈશ.

ઝવેરચંદ

*

† 'કાળનો ફટકો' : કપિલ ઠક્કરનાં પુત્રી શકુંતલાનું અવસાન.

## (૧૬૩) કપિલ પ૦ ઠક્કર ઉપર

રાણપુર : ૧૦-૫-૧૯૩૮

પ્રિય ભાઈ,

આજે સવારે લિંબડી સ્ટેશને ૦૦ના ભાઈએ ઓચિંતા સમાચાર આપ્યા. સાંભળીને મારો પોતાનો અફસોસ તો થોડાકમાં અટકી ગયો, ને તે પછી તમારી અને

ઉજમબહેનની, છોકરાંઓની, તમામ કુટુંબીઓની વેદનાની કલ્પનાનો અનંત તાંતણો કંતાઈ રહેલ છે. અરે ભાઈ, આવા દુઃખ પર કયા સાંત્વન શબ્દો ધીરજ ઉપજાવી શકે? રાંક બનીને એક આ પત્તું જ નાખું છું. હે પ્રભુ! અમને સૌને અમારા રંકપણાનું ભાન કરાવીને જ સંતોષ ન લેજે; અમે તારાં સંતાનો; સહેવાની શક્તિ પણ એવી આપજે કે તું તાત તરીકે પણ લજ્જિત ન બને. દુઃખની પતાકા ઉપાડવાનો બોજો આપે છે તું, તો ઉપાડવાની તાકાત પણ તું જ દેજે નહિતર નાસ્તિકો ફજેતી કરશે.

લિ૦ સહદુઃખી ઝવેરચંદ



## (૧૬૪) ગુલાબદાસ બ્રોકર ઉપર

રાણપુર : ૭–૬–૧૯૩૮

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦૦૦ આપણી અત્યારની સ્થિતિમાં એ પુસ્તક બુકસેલરને વધુ ઓછા ટકે પણ આપી દેવું એ જ બરાબર છે કેમ કે આપણે દસ વર્ષે પણ નહીં વેચી શકીએ. રોકડાં નાણાં ઓછાં મળે તો પણ લઈ લેવાં. એ રીતે ૦૦ સધ્ધર પાર્ટી છે. બેશક, મારી ફરજ તો હું પૂર્ણ હૃદયથી બજાવીશ. ૦૦૦૦ મને ઝાઝો કશો જ અનુભવ નથી. એક જ વાત હું સમજું છું કે લેખકોએ પુસ્તકોની બજારુ બાજુમાં પડવા જેવું અત્યારે નથી. વેચાણ જ કરી નાખી પૈસા લઈ લેવા.

પુસ્તકોનાં અવલોકનો ઘણુંખરું તો હું જ લઉં છું, અહીં તેમ જ 'કલમ-કિતાબ'માં, એટલે તમારા પુસ્તકને અન્યાય થવા તો કેમ જ દઉં? મારા પ્રત્યે એટલો વિશ્વાસ ધરાવો છો તે મારું સૌભાગ્ય માનું છું. ઉતાવળે.

લિ૦ સ્ને૦ ઝવેરચંદનાં વંદન



## (૧૬૫) શોભાગચંદ મો૦ દોશી ઉપર

રાણપુર : ૨૩–૧–૧૯૩૭

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦૦૦૦ એક વિનતિ : આંહીં મદદ કરવા આવી શકો કે કેમ તે તો નથી જાણતો પણ ત્યાં બેઠે એક સૌજન્ય કરી શકો? રંગૂનનો અઠવાડિક પત્ર, જેમાં રંગૂનમાં વસતા ગુજરાતી ભાઈઓના પ્રશ્નો, બનાવો, વ્યક્તિઓ, સામાજિક પ્રસંગો, જાહેરજીવન વગેરેનો પત્ર તમારી સ્વાભાવિક જે છે તે જ રમૂજી પત્રશૈલીમાં [ મોકલી

શકો?]—સાથે ફોટોગ્રાફો જેટલા બને તેટલા. આટલું કરો તો હું અતિ આનંદ પામું ને તમે ને હું એ રીતે જીવંત સંબંધમાં રહી શકીએ.

બીજું કાંઈ? કુશલ છો? અતિ ઉતાવળે લખું છું.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

(૧૬૬) **રતુભાઈ કોઠારી ઉપર**

બોટાદ : ૯-૧૦-૧૯૩૭

પ્રિય રતુભાઈ,

કાગળો મળ્યા છે, વાંચ્યા છે. તમે સતત મારા સ્મરણમાં છો. જવાબમાં ટૂંકું લખું છું. આજ સુધીના તેમ જ હવે પછીનાં તમારાં છૂટક લખાણો બદલ આંહીંથી બનશે તેટલો પુરસ્કાર આપવાનો જ છે. મારે ને નાથાભાઈ† ને વાત થઈ ગઈ છે. ફક્ત પૂરા થયેલા વર્ષનું સરવૈયું નીકળી રહે તેની જ રાહ જોઈએ છીએ. દરમ્યાન તમે આ કાગળ રતિભાઈ† ને બતાવી તાત્કાલિક ૩૦ ત્રીસ તો લઈ જ લેજો. તે સિવાયનો મોટો પ્રશ્ન તો મારું ચાલે તો હું તારથી જ confirm કરું. મારે પણ તમારા જેવા એકની જરૂર છે પરંતુ એની વિચારણા થોડો સમય લેશે. દરમ્યાન પુરસ્કાર મળવાનો જ છે—યથાશક્તિ—તે ગાંઠ વાળીને યોગ્ય લાગે તે લખતા રહેશો.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

*

† નાથાભાઈ: નાથાલાલ મ૦ શાહ

† રતિભાઈ: રતિલાલ શેઠ.

(૧૬૭) **રતુભાઈ કોઠારી ઉપર**

બોટાદ : ૨-૧૧-૧૯૩૭

પ્રિય રતુભાઈ,

ઘણા દિવસની ઇચ્છા પછી આજે જ લખી શકું છું. 'કોલાબાને કિનારે' ઉત્તરોત્તર મને વધુ ને વધુ ગમતું જાય છે. ગયા વખતે વોરા વિશે લખ્યું તે પર હું આફરીન હતો. એનું નામ પત્રકારત્વ. તમારાં આ વર્ષનાં બધાં લખાણો બદલ બદલા રૂપે નહીં પણ આંહીંની સ્થિતિનો સરવાળો નીકળ્યો તેના પ્રમાણમાં ૩૦ ત્રીસ કર્યા તે તમને ગમશે કે કેમ? ન ગમે તો પણ સ્વીકારી લેજો. ને હવે પછીના દર 'કોલાબાને કિનારે' દીઠ કેટલાની અપેક્ષા કરો? મને જણાવશો?

તમે કદાચ ત્યાં જ ઉપલે મજલે સ્થિર થશો એમ સાંભળ્યું છે. તમારા જેવા એક સાથીની મને ખરી જરૂર છે. મેં નાથાભાઈને વાત કરી પણ જો 'જન્મભૂમિ'ને ઉપલે મજલે તમને સ્થાન મળે તો કદાચ તમે આ તરફ વળવાનો ઓછો વિચાર કરો એવું લાગ્યું. આંહીંની આવતા વર્ષની આર્થિક સ્થિતિ જો આ વર્ષ જેવી જ સુદૃઢ રહે તો તો કોઈ દિવસે તમને 'પેટપૂરણ' આપીને ખેંચી લાવું તેવી મનેચ્છા છે. દરમ્યાન 'ફૂલછાબ' પ્રત્યે તમારી વિશિષ્ટ આત્મદૃષ્ટિએ જોયા જ કરવું પડશે કેમ કે મારી ભાવના તો—અને ચિંતા પણ—કોઈક દિવસ મારું લોહી ટૂંકું પડતાં જરી પણ ધસડબોળા કરવાને બદલે તત્કાળ 'ફૂલછાબ' નવલોહિયા ગ્રુપને ભળાવી નિવૃત્ત થવાની જ રહેશે. 'ફૂલછાબ'ની રગેરગ સાથે તદાકાર બની જનાર જુવાનની જ હું તો રાહ જોઉં છું. એ સાંપડ્યા પછી હું એક કલાક પણ નહીં ઊભો રહું. I only hold the paper in trust for the coming man, and I do not want to betray or lower down that trusteeship. [□ 'ફૂલછાબ'ને આવનારા રક્ષકને સોંપવા જ હું સાચવી રહ્યો છું અને એ રખેવાળીને નાનપ કે છેહ મારે નથી આપવી.]

આ વખતનું 'કોલાબાને કિનારે' રવિવારે જ પહોંચતું કરજો કેમ કે રાજકોટ પરિષદનો અહેવાલ પાછળનાં ફોર્મમાં ખૂબ ભીંસ કરશે. 'કોલાબાને કિનારે' ઊઘડતે ફરમે જ આપી દેવું છે.

લિ૦ ઝવેરચંદના વંદન

*

† 'કોલાબાને કિનારે' : મુંબઈના સાંસ્કૃતિક પ્રસંગો વિશે રતુભાઈ કોઠારીએ 'કબૂતર' ઉપનામે લખેલાં અહેવાલો અને વિવરણો 'કોલાબાને કિનારેથી' શીર્ષક અઠવાડિક લેખમાળા રૂપે 'ફૂલછાબ'માં પ્રગટ થતાં.

*

♦ 'ખંતીલી વહોરા કોમ'

'વ્હોરો આવ્યો, ડાબલી લાવ્યો...ફૂબલી લાવ્યો, સોય લાવ્યો, સુરમાની શીશી લાવ્યો...' ગામડાંની બજારો લહેકાથી ગુંજતી હોય છે પણ હુન્નર-ઉદ્યોગોની પ્રગતિમાં ખંતીલી વ્હોરા કોમનો કેટલો મહત્ત્વનો ફાળો છે એનો ખ્યાલ વ્હોરા હુન્નર-ઉદ્યોગ પ્રદર્શનમાંથી આવે છે. જોઈને કહેવું જોઈએ કે 'વ્હોરો આવ્યો, સ્વતંત્ર ઉદ્યોગો લાવ્યો; પતરાં કાપ્યાં, ડાબલી-ફૂબલી બનાવી, પ્રાઇમસ-ફાનસને રેણ દીધાં, અરીસા-તક્તા ઊભા કર્યા, ટ્રંક ને તિજોરીઓ ઘડી, શાહી ને સાબુઓ બનાવ્યા, કાચ ને લોખંડનાં કારખાનાં માંડ્યાં; વ્હોરો આવ્યો, ભલે આવ્યો.'

ખોબા જેટલી કોમ છે પણ હુન્નર–ઉદ્યોગોને આપના કર્યા છે. કોમ ભારે સંપીલી અને સ્વમાની છે. પાઇપૈસાનાં રેવડી–દાળિયા વેચવા બેસી જશે પણ બીજાંનાં ગોલાપાં કરવાની નોકરી શોધવા નહીં નીકળે. ભાગ્યે જ કોઈ કોમ સમાજ સમક્ષ આટલી વિવિધતા અને કારીગરી રજૂ કરવા શક્તિમાન બની હશે. [રતુભાઈ કોઠારી લિખિત ‘કોલાબાને કિનારેથી’ લેખમાળામાંથી ટૂંકાવીને, સાભાર.]



## (૧૬૮) રતુભાઈ કોઠારી ઉપર

બોટાદ : ૨૦–૧૧–૧૯૩૭

પ્રિય રતુભાઈ,

આપણે સ્ટેશને પૂરું ન મળી શક્યા. મારે તમને ખાસ તો કહેવું હતું આટલું કે હું માટુંગા જઈને બધી વાતથી વાકેફ કરી આવ્યો છું. સૌ સંતોષ પામેલ છે. ચંદ્રાની પોતાની ઇચ્છા જાણવી રહે છે પણ તે તો તમારા ત્યાં વારંવાર જવા–આવવા-માંથી જ જણાઈ આવશે. તમે ત્યાં જતા આવતા રહો એવી સૌની ઇચ્છા હતી. કદાચ તમને તેડાવ્યા પણ હશે. આ સંબંધ જોડાશે તો હું રાજી થઈશ, ને અન્યથા થશે તોયે મને કશો ખેદ નહીં રહે કેમ કે એ તો પરસ્પરની અનુકૂળતાનો સોદો છે. છોકરી ઘણી સંસ્કારી, ને મારાં ભાભી, એમનાં પુત્રો–પુત્રીઓ, સૌનો સ્વભાવ નમૂનેદાર છે. લગ્ન થવાનાં હશે તો હું બોટાદમાં જ કરવાનો આગ્રહ રાખીશ પણ આ લખું છું તેનો અર્થ એમ નહીં કે તમારા પર મારી ઇચ્છાનો બોજો અત્યારથી મૂકી રહ્યો છું, લવલેશ નહીં.

તમારી મુંબઈમાં તૈયારી કરવાની એક વર્ષની મહેતલને હું પણ અનુમોદું છું. જો કે તમે રાણપુર આવી જાઓ તો અમારે પક્ષે કશી ન્યૂનતા નથી માનતા પણ તમને વધુ તાલીમ જરૂરી લાગે છે તે તો ઊલટાની લાભની વાત છે. બસ, ‘ફૂલછાબ’ તમારું નજીકનું ધ્યેય રહે એ જ માગું છું.

આ અંક જોયો ? એક પ્રત શ્રી હરબંસસિંગને અને મિ૦ ગોલ્ડસ્ટિનને ભેટ કરજો. ત્યાંથી મારું નામ દઈ લઈ લેશો ને પાસ મેળવવામાં જરૂર પડે તો એક પ્રત મેનેજરને પણ આપશો. તમે મને કુસ્તી જોવા તેડી ગયા એ ઘણું સારું થયું. તમારો લેખ ફક્કડ લાગ્યો. હું તો પ્રત્યેક વસ્તુ પાછળના સંસ્કારનો પ્રેમી છું ને અખબાર દ્વારા એ સંસ્કાર પ્રકટાવવા મથવામાં માનું છું.

આનંદમાં રહેજો. કામકાજ લખજો. આ વખતના કાગળમાં સંગીત પરિષદ વિશે કંઈ આવશે ખરું ?

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦

† ‘ચંદાની પોતાની ઇચ્છા’ : પૂ૦ લાલચંદ-બાપુજીનાં બીજાં પુત્રી ચંદાબહેન સાથે રતુભાઈ કોઠારીના વેવિશાળ વિશેની વાતચીતનો ઉલ્લેખ.

† હરબંસસિંગ : “રાક્ષસી કદનો ભેજાગેપ તોતિંગ કે અવિચારી ચોબો નથી. ખાનદાની એની રગેરગમાં ભરી છે. આકરી ગરમ કુસ્તી અને શાંત શાસ્ત્રીય કુસ્તી બંનેમાં પ્રવીણ છે. મુખ પરની સૌમ્યતા ભર્યા શરીરને વ્હાલસોયું બનાવે છે. ઘણા રમૂજી સ્વભાવનો અને જાગ્રત ફિલસૂફ છે. ૧૯૨૭ થી પર્યટન કરતો રહ્યો છે. હિંદી કુસ્તીમાં જેટલો પ્રવીણ છે એટલો જ પરદેશી કુસ્તીની પ્રયુક્તિઓમાં હોંશિયાર છે, જુજુત્સુ પણ જાણે છે. વાતો કરતો હતો ત્યારે તત્ત્વચિંતક જેવા ભાવ મુખ પર દેખાતા હતા, અને ત્યારે જ ખબર પડે છે કે હરબંસસિંગને કુસ્તી સિવાયના જગતની ખબર છે; દંડબેઠકની જડતા કરતાં બીજા ઘણા ઉચ્ચ સંસ્કારો ઝબકતા હતા.”

† ગોલ્ડસ્ટિન : “એની કુસ્તીની પદ્ધતિ અને ખાનદાનીએ પ્રેક્ષકોનાં હૃદય જીતી લીધાં છે. શરીર સ્નાયુબદ્ધ અને સપ્રમાણ અંગસૌષ્ઠવ, ચરબીની એક પેશી પણ વધારે ન મળે. કુસ્તી લડે ત્યારે અંગઉપાંગના ખીલેલા સ્નાયુ કોઈ મશહૂર શિલ્પીને હાથે તૈયાર થયેલી પ્રતિમાના દર્શન કરાવે. દાવપેચ અને રંગરાગ ગમે તેવા બદલે પણ મુખ ઉપરની શાંતિની રેખાઓ ભાગ્યે જ બદલેલી જોવા મળે.” [રતુભાઈ કોઠારી લિખિત ‘કોલાબાને કિનારેથી’ શીર્ષક કટારમાંથી ટૂંકાવીને, સાભાર.]

*

## ● વીરશ્રીના માનવ–પુષ્પો

“રવિવારની સાંજે હું પણ એ પચીસ હજાર પ્રેક્ષકો માંહેલો એક હતો. મેં ત્યાં દીઠાં એકાદ-બે પશુબળનાં પ્રદર્શનો—દાંતિયાં, લાતો—લપડાકો, ગળાફાંસીનાય મેલા પ્રયોગો—અને પછી મેં દર્શન કર્યાં હું સદાય શોધું છું તે સંસ્કારનાં, તે વીરશ્રી—(શિવલ્રી)નાં.

“એ દર્શન હિંદી હરબંસસિંગ અને પેલેસ્ટાઇનના યહૂદી ગોલ્ડસ્ટિન વચ્ચેની કુસ્તીએ કરાવ્યું. છૂટ તો હતી તમામ બળપ્રયોગો વાપરવાની છતાં આ બંનેએ ખેલનીતિ ન ઓળંગી. બંને લડતા હતા—જાણે પિતા-પુત્ર, જાણે નાનો મોટો ભ્રાતા : સાંગોપાંગ પ્રશાંત, ખામોશીભર્યા, ગંભીર અને હારજિતને પેલે પાર બેઠેલા બંધુત્વને જ ભજતા, ને મારું કલેજું કંપતું હતું; મારો દેશભાઈ જીતે પણ આવો વીર વિદેશી હારે તો ? તો શી મીઠાશ છે એ જિતમાં ? મારા મનનો એ સંગ્રામ; બેઉ અજિત રહો એ મારી પ્રાર્થના—એ પ્રાર્થના આખરે ફળી ! બંને અજિત ! પચીસ હજારના હર્ષપુકાર ! [કુસ્તી જોયા પછી બાપુજીએ ‘ફૂલછાબ’માં લખેલી નોંધ.]

## (૧૬૯) રતુભાઈ કોઠારી ઉપર

રાણપુર : ૨૭–૧૨–૧૯૩૭

પ્રિય ભાઈ,

૦૦૦૦૦ આ વખતે 'કોલાબાને કિનારેથી' ન લખો તેનો કંઈ વાંધો નહીં. અમે પણ આ વખતે મુખ્યત્વે કરાચી સાહિત્ય સંમેલન અંક બનાવશું. એટલે તેમાં સાહિત્ય પરિષદને અંગે મુંબઈના વાતાવરણ જેવું કંઈક છેવટે બુધવારની ટપાલમાં પણ જો બીડી શકો તો બીડજો. પત્રકારોના જગતમાં એના જે પ્રત્યાઘાતો મચેલા હોય તે લખી જણાવજો. આ બધું પણ તમને મન હોય તો જ. હવે મહત્ત્વની વાત. અમે મહાસભા અંક કાઢવાનો નિશ્ચય કર્યો છે. તમે મુંબઈને મિનારેથી કે કોલાબાને કિનારેથી એક લેખ જરા લાંબો તો જરૂર તૈયાર કરો. પેલા ભિખારીઓના [લેખ] જેવો. બસ, મારે એવાં ઊર્મિરંગ્યાં ને સહાનુભૂતિભર્યાં ચિત્રો જોઈએ. એ ચિત્રો બહુ વખણાયાં છે.

પણ ખાસ તો તમને બીજું કહેવાનું છે. મહાસભા–અંકના સંપાદનમાં મદદ કરવા એકાદ મહિનો આંહીં આવી શકો કે નહીં? દિલ હોય તો રતિભાઈને લખું. મારે તમારી ખરી જરૂર છે. આ પ્રસ્તાવમાં અમે બધા એકમત છીએ. તમને પણ એ રીતે અંકની તૈયારીનો અનુભવ મળશે. હજુ આઠેક દિવસ પછી આવો તોયે વાંધો નથી. મારે ઘણી જરૂર છે કેમ કે ચાલુ કામને નબળું પાડ્યા વગર જ આ અંક તૈયાર કરવો છે, ને ચાલુ કામમાં અમે બધા ગળાબૂડ છીએ. વિચાર કરીને તુર્ત જવાબ વાળજો.

લિ૦ સ્નેે૦ ઝવેરચંદ

## (૧૭૦) રતુભાઈ કોઠારી ઉપર

બોટાદ : ૨૦–૧–૧૯૩૮

પ્રિય રતુભાઈ કોઠારી,

કાગળ મોડો મળ્યો. સંતબાલ વિશે છપાઈ ગયું હતું. એ લખાણ બિલકુલ નબળું નહોતું, ઘણું સુંદર હતું. Topic તરીકે પણ મૌલિક. તમે લીધેલી તકલીફ એળે નથી ગઈ. હું તો એવી જ vast range પર વિચારવા તમને ખાસ ભલામણ કરું છું; પત્રકારત્વ તો એનું જ નામ.

તમે આંહીં જરૂર જરૂર આવો. આનંદ થશે. હું તો ચાલુ કામ ઉપરાંત આ મહિને ભેટપુસ્તકમાં ડૂબવાનો છું. ક્યારે આવો છો? પાછળથી મળેલું લખાણ આ વખતે 'કોલાબાને કિનારેથી'માં મૂકી દેવાનો છું. સરસ છે.

લિ૦ સ્નેે૦ ઝવેરચંદ

## (૧૭૧) રતુભાઈ કોઠારી ઉપર

રાણપુર : ૧૬–૫–૧૯૩૮

પ્રિય ભાઈ,

જવાબ ઘણો મોડો લખું છું. લેખમાંનું તમારું આત્મોચ્ચારણ જરા પણ ખંડિત કરવાની જરૂર નહોતી. એ વિશે તંત્રીનોંધ લખવી જરૂરી લાગી ને લખી. તમે તેથી દુઃખ નહીં લગાડ્યું હોય. આપણે પરસ્પર એટલા વ્યક્તિત્વને સન્માનીએ તો 'ફૂલછાબ'માં નવી ભાત પડી રહે. તમતમારે પૂર્ણ સ્વતંત્ર માનસ રાખીને લખ્યા જ કરજો. ૦૦૦૦૦૦ એક ખાસ ખબર. મહેન્દ્ર આ ટર્મથી 'જન્મભૂમિ' ઑફિસમાં રહે ને જમે એવું મેં રતિભાઈ સાથે ઠરાવ્યું છે. બીજો કોઈ ઇલાજ નથી. તમારે મહેન્દ્રને સંભાળવાનો છે. ઘણો ડાહ્યો છે. તમને હેરાન નહીં કરે. એની જગ્યા આજથી જ નક્કી કરી નાખજો.

લિ૦ ઝવેરચંદ

*

† રતિભાઈ : રતિલાલ શેઠ.

## (૧૭૨) બાપાલાલ દોશી ઉપર

બોટાદ : ૨–૧૧–૧૯૩૭

પ્રિય ભાઈ,

જવાબ આઠ દિવસે આપવા બેસું છું. કાગળ પ્રત્યે દુર્લક્ષ ન જ હોઈ શકે. કાગળ લખવામાં મને કંટાળો આવશે એવો વિચાર પણ કદી ન કરો. કાગળ મેં ધ્યાનપૂર્વક વાંચ્યો છે ને તંત્રીમંડળમાં વંચાવ્યો છે. વાંચ્યા પછી પૂર્તિઓનો વિચાર મારા મગજમાં ઘૂમ્યા જ કરે છે. હું તમારા કરતાં પણ વધુ વેગથી એ ધૂને ચડ્યો છું. મારા મગજમાં અનેક યોજનાઓ રમે છે. મારી પાસે એક જ તરવરિયો ને કાર્યકુશલ માણસ હોત તો તમારા આદર્શનું 'ફૂલછાબ' હું જોતજોતામાં બતાવી શકત પણ આંહીં તો ચાલુ કામમાંય આખી શક્તિ રોકાઇ રહે છે. સ્ટાફના બે ભાઈઓ ઉદ્યમી અને પૂર્ણ એકનિષ્ઠ છે પણ તેમની કક્ષા નીચી છે. તેમનામાં તરવરાટ નથી એટલે મારા હાથ બંધાઈ ગયા જેવા રહે છે. વળી હમણાં તો ઉપરાઉપરી પરિષદો, હિંદના રાજકારણમાં પણ ચાલ્યા આવતા મહત્ત્વના પ્રસંગો, એ બધાં પાનાં ખાઈ જાય છે. મને થાય છે કે તમે વ્યાપારમાં ક્યાંથી પડ્યા. આજે હું ને તમે 'ફૂલછાબ' પર હોઈએ તો કેવું કામ જામી પડે! અને તમે આવી આવી યોજનાઓ બેઠા બેઠા સૂચવ્યા કરો એ કેમ સારું લાગે? રૂબરૂ આવ્યા નહીં. મળીએ તો ભેગા બેસી અનેક યોજનાઓનું ઘડતર કરીએ, પણ તમે ત્યાં ને હું આંહીં.

સાહિત્યપૂર્તિ તો સરલ વાત છે. ઑફિસમાં બેઠે બેઠે જ બને. બીજી પૂર્તિઓ માટે થોડું બહાર ભટકવું પડે. હું ધીરે ધીરે મગનભાઈને એ ભ્રમણ સોંપવા માગું છું, તમે લખ્યા ઉપરાંત રેલ્વેપૂર્તિ, પક્ષીપૂર્તિ, પુરાતત્ત્વપૂર્તિ વગેરે ઘણું સૂઝે છે. પૂર્તિ મહિને મહિને તો આપવી જ છે. વ્યાપાર–ઉદ્યોગપૂર્તિનું તમે ચોગઠું ગોઠવી જ રાખજો. 'કિર્લોસ્કર'ની વાર્તા એ માટે હું રહેવા દઉં છું. રેલ્વેપૂર્તિ માટે તો નાથાભાઈ પૂરતા છે. એ વાતનું તો એ રીતે મંથન જોશભેર ચાલુ છે.

ગ્રાહકો વધારવાની વાત મને એથી પણ વધુ મહત્ત્વની લાગે છે. એ માટે મોહનભાઈનો પ્રયાસ છે પણ હું એ પ્રયાસ મુંબઈ ખાતે ખાસ માણસથી થાય એવું માગું છું. મુંબઈ ઘણી સહેલાઈથી પાંચસો ગ્રાહકો આપી રહે. યોગ્ય માણસે મહેનત કરવી જોઈએ. મુંબઈમાં છૂટક વેચાણ નહીં વધી શકે એમ મને ભય છે. બાકી તો વર્ષ સારું નીવડ્યું. હવે આપણે તૂટી નહીં જઈએ એવી આશા બંધાય છે. પ્રેસને તો ન ખૂટે તેટલો ખોરાક મળી રહ્યો છે. કરકસર કાળજીથી કરીએ છીએ. કાર્યાલયના માણસોમાં સંતોષી અને એકનિષ્ઠ પ્રાણ પેદા થયો છે. કોઈને કશો ભય, દ્વિધા, કુતર્ક કે વિષાદ નથી. આ બધા સંજોગોએ મારામાં, મારી શક્તિ સંકુલિત છતાં, અખૂટ હોંશ મૂકી છે. રતુ કોઠારી જેવો માણસ પાસે હોય તો ધાર્યાં નિશાન પાડી શકું, તો મગનભાઈ જેવાને કાયમ ફરતા જ રાખું. ત્યાં એ સો ટકા પરિણામ આપી શકે તેવો જુવાન છે. ગ્રાહકો, પ્રતિષ્ઠા, પ્રચાર વગેરે બધા હેતુ એવા એક કાયમી ફરનાર દ્વારા સાધી શકાય, પણ એ તો ખર્ચ વધારવાની વાત છે.

આ વખતે રાજકોટ પરિષદના અહેવાલની ભીંસ રહેશે. તમે 'વ્યાપાર–જગત' રવિવારે જ અહીં પહોંચતું કરજો એટલે ઉઘડતા ફૉર્મમાં જ એ મૂકી શકાય. વર્ષભરની સમાલોચના જેવું કરશો? કાંઈ ફોટો મોકલી શકશો? ૦૦૦૦૦ નવું વર્ષ સૌને સુખરૂપ ઇચ્છું છું ને આંહીં ખાતે તમારે ખૂબ આંટા થાય એવી કોઈ વ્યાપારદિશા તમારી પેઢી પર ઉઘડે એવી ભાવના ભાવું છું. કાગળો તો લખતા જ રહેજો. સંકોચ પામશો નહીં ને પ્રત્યેક અંકનું criticism તો કર્યા જ કરવું.

લિ૰ સ્નેહ૰ ઝવેરચંદ

*

† મગનભાઈ: મગનલાલ સતીકુમાર વ્યાસ.

† મોહનભાઈ: મોહનલાલ રૂપાણી.

† નાથાભાઈ: નાથાલાલ મ૰ શાહ.

(૨૭૩) **બાપાલાલ દોશી ઉપર**

બોટાદ : [૪ અથવા ૧૧–૬–૧૯૩૮]

પ્રિય બાપાલાલભાઈ,

કાગળ તેમ જ ચર્ચાપત્રો મળેલાં. આ અંકે 'ગોષ્ઠિ'ની જગ્યા રહી નહીં. આવતા અંકે મૂકશું. રાજસ્થાની સમાચારો માટેની તમારી સૂચના બરાબર છે. ૦૦૦૦૦ આપણે ન મળી શક્યા. ખાસ તો કાંઈ વાતો કરવાની નહોતી પણ ધીરે ધીરે આંહીંની જવાબદારી યોગ્ય માણસોને માથે મૂકી શકાય તેવા પ્રયત્નો જોરથી કરવાનું મારે તમને કહેવું હતું. મારું જીવનધ્યેય તેમ જ માનસિક-સાંસારિક પરિસ્થિતિ મને બીજે માર્ગે બોલાવી રહેલ છે. હરીફાઈના આક્રમણમાં ટકી રહેવા માટે હજુ વિશેષ પ્રયત્નોની, હજુ વધુ સાહસબળની જરૂર છે. ૭ અને સાત ફરમા બહુ ઓછા પડે છે. સાપ્તાહિકોને માટે કાળ વધુ વધુ કઠણ આવતો જાય છે. ગંદો સામો પ્રચાર ચાલુ છે. આપણો બહારની દુનિયા સાથેનો સંપર્ક વધુ વ્યાપક બની રહે તે માટે ધૂમાધૂમ કરનાર ડાંખરા માણસની, નાથાભાઈ જેવાની, કાયમી જરૂર છે. આ બધું તમે વિચારો. ચાલુ વહીવટ-તંત્ર પર પણ સતત જાગૃતિ જોઈએ. હું તો કાંઈ સમજતો જ નથી. નાથાભાઈ કેવળ એ જ કામમાં ગ્રસ્ત રહે તે માટે તેમના પરના ફાલતુ બોજાઓ ઊતરવા જોઈએ. ૦૦૦ વધુ તો નાથાભાઈ આવે ત્યારે. તમે કુશળ હશો. સૌને વંદન.

ઝવેરચંદ



(૨૭૪) **નાથાલાલ મ૰ શાહ ઉપર**

બોટાદ : શુક્રવાર
[ –૬–૧૯૩૮]

પ્રિય નાથાભાઈ,

પેલો માણસ—'સોવિયેટ ભૂમિમાં'ના પુસ્તક માટે ઠેર ઠેર બખેડા કરનારો—આંહીં આવેલો. મારે તેને સખ્ત રીતે ખખડાવવો પડ્યો છે. એ આંહીંથી જખમી થઈને ગયો છે એટલે જુઠ્ઠી હોહા જરૂર કરશે. ઘણો નાલાયક લાગ્યો. પણ હવે એ પુસ્તકનું શું કરવું છે? એ જેવું છે તેવુ રૂ૦ અઢીનું કરીને કેમ જ આપી શકાય? એને રૂ૦ એકનું જાહેર કરીને તમારે ગ્રાહકોની પસંદગી પર મૂકવું રહે છે. જોઈએ તે મગાવે, ન જોઈએ તે પૈસા પાછા લે. આવી કાંઈક જાહેરાત હવે તમે જલદી કરી નાખો. હવે આપણાથી વધુ વિલંબ ન કરી શકાય. ૦૦૦૦૦ બાકી સૌ કુશળ છીએ. કામકાજ વગેરે બરાબર ચાલ્યા કરે છે. મોહનભાઈ વગેરે પર ઉઘરાણીનું દબાણ ચાલુ રખાવજો. આપણે આંહીં વર્ષના પ્રારંભથી જ તાણ ભોગવવી પડે તે કેમ જ પાલવે?

બીજું, મારા તેમ જ તમારા ચડત વેતન બાબત પણ હવે કાંઈક નિકાલ કરાવીને પતાવો. ૦૦૦૦

[ઝવેરચંદ]

(૧૭૫) **નાથાલાલ મ૦ શાહ ઉપર**

strictly confidential

બોટાદ : ૧૮–૬–૧૯૩૮

પ્રિય ભાઈશ્રી,

કાગળ ગુરુવારે મળ્યો. તબિયતના વધુ ખબર જાણવા ઉત્સુક છું. નિદાન શું થયું? કોઈને ખબર જ પડતી નથી? મને લાગે છે કે આપે હવાનો જ ફેર કરવો જોઈએ. મુંબઈમાં ચોમાસું નહીં જ માફક આવે. પૂના, દેવલાલી, પંચગની કે જે કોઈ પ્રદેશ ઠીક લાગે ત્યાં ચાલ્યા જાવ.

'સોવિયેટ'નું આ વખતે આપની સૂચના મુજબ પતાવી નાખશું. આ વખતે જાહેરખબર વધુ મળી એટલે બત્રીસ પાનાં નીકળી શક્યાં. મગનભાઈ, ચંદ્રકાંત, મનુભાઈ, ત્રણે ઠીક કામ ઉપાડી રહ્યા છે. રાજકોટથી મોહનભાઈ પણ સારું કામ આપે છે.

મારા સંબંધે : ગયા ભેટપુસ્તકને પૂરું કરીને તુર્ત જ હું આપને જણાવવાનો હતો, પણ આપની બીમારી આવી. હવે આપણે શાંતિથી નિકાલ લાવવો જોઈએ. હું છ મહિનામાં તંત્રીપદની જવાબદારીમાંથી છૂટો થઈ શકું એવું આપણે વિચારી લેવાનું છે. મને ઘણી દૃષ્ટિએ ઘણો બોજો લાગે છે. આંખો, હાથની લખવાની શક્તિ, મગજશક્તિ વગેરે ધીરે ધીરે જ નહીં પણ જલદી જલદી કથળી રહ્યાં છે. ઉપરાંત 'ફૂલછાબ'ના આર્થિક પ્રકરણની મને ગમ જ પડતી નથી. આટલી બધી મહેનત અને આવક પણ માસિક નાનું શું વેતન ન મળી શકે એટલે મારા વધેલા ખરચાઓને હિસાબે મારે વધુ અનુકૂળ ઉદ્યમ કરવો જ રહે. મારે થોડીક ચોપડીઓ લખી નાખવાનો આ કાળ છે. પછી તો એ શક્તિ ને એ સંજોગો બેઠાં નહીં રહે.

બીજું : તૈયાર થતા નીચલા તંત્રીમંડળને જો આર્થિક ચડતી આપવાનું સ્કેડ્યુલ ન રાખીએ તો સારા માણસો ટકશે નહીં ને એક ખડશે એટલે વળી એને ઢરડો કરવો રહેશે. આપણે એવું સ્કેડ્યુલ ગોઠવવું જ જોઈએ. તંત્રીકામ કરનારાઓનો તોટો વિચારવો જ રહે છે.

ત્રીજું : આપની ગેરહાજરી લંબાતી જાય છે તેમ તેમ આંહીં થોડા વખતને માટે પણ કોઈક acting managing director ની જરૂર છે. આખું વહીવટી તંત્ર એટલું મોટું છે કે એનાં તમામ સૂત્રો હાથમાં રાખીને વ્યાપારી બુદ્ધિથી કોઈક આંહીં બેસવું જ જોઈએ. નહિતર દેખાવમાં બધું જ સરસ ચાલતું લાગવા છતાં અંદરથી

ચણતર કાચું રહી જશે. આજે વ્યાપારબુદ્ધિથી તમામ તંત્રનું સંચાલન કરનાર કોઈ પણ માણસ આંહીં નથી. આ વિચાર જલદી કરવાનો છે.

મને હજુય લાગે છે કે મોહનભાઈ કરતાં વધુ સારી પાર્ટીઓ આપણે હાથ કરી શકીએ પણ તેની પછવાડે સતત ઉદ્યમશીલ એક માણસ જોઈએ. આ મારો પ્રદેશ નથી પણ મને આંહીં વર્ષની શરૂઆતમાં જ જે આર્થિક તાણ દેખાય છે તે પરથી ઘણો વિષાદ થાય છે ને હું અનેક રીતે થાક અનુભવું છું. 'ફૂલછાબ'નું પત્રકારત્વ દિનપ્રતિદિન વધુ સબળ અને સાથે સાથે વધુ ભારી જવાબદારીવાળું બનતું જાય છે. કાઠિયાવાડના નવા જીવને એને વધુ elaborate પણ બનાવ્યું છે. હું એના દિનપ્રતિદિન ભાવિ પરત્વે મારી શક્તિને કંપારી અનુભવતી જોઉં છું. નાનામાં નાની બાબતો પણ મોટા બોજા માથા પર મૂકનારી બને છે અને કમનસીબી મોટામાં મોટી તો આ છે કે જેમનાં નામ સંભારવામાં પણ તુચ્છતા જોઉં છું તેમની સામે હરીફાઈના મોરચા માંડવાની શોચનીય જરૂરત આજના જાહેર માનસને પ્રતાપે આપણા શિર પર પડે છે. એક પણ ગ્રાહક ખડે છે ત્યારે મને એની પાસે દોડ્યા જઈ એને પાછો મેળવવાનું મન થાય છે. મેલી પ્રચારવિદ્યા સામે આપણે ઊજળી પ્રચારચિંતા પણ રાખવી જ જોશે. એ કરનાર આજે આંહીં કોઈ નથી. નાના માણસો બિચારા શું કરી શકે? શું સમજી શકે? ગ્રાહકો સાથે ઘનિષ્ઠ સંબંધ, એજન્ટો પર સતત દેખરેખ, મેલી વિઘાતક શક્તિઓનો કુશળ સામનો—આ બધું આજે એવું જરૂરી લાગે છે કે જાણે અજાણે આપણે in the thick of the fight હોઈએ. આ કરનાર કોઈ ન મળે.

આ કાગળ તમને, બાપાલાલભાઈ† ને, શાંતિભાઈ† ને, દુર્લભજીભાઈ† ને, સૌને ઉદ્દેશીને લખું છું. તમારા મન પર એની માઠી અસર થવા ન દેજો પણ સૌ મળીને વિચાર કરજો. ००००००

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદનાં વં૦

*

† બાપાલાલભાઈ: બાપાલાલ દોશી.
† શાંતિભાઈ: શાંતિલાલ હ૦ શાહ.
† દુર્લભજીભાઈ: દુર્લભજી ઉ૦ પરીખ.



## (૧૭૬) દુર્લભજી ઉમેદચંદ પરીખ ઉપર

રાણપુર : ૫–૭–૧૯૩૮

પ્રિય ભાઈશ્રી,

તમારો કાગળ મળ્યો છે. મારાથી હમણાં મુંબઈ અવાય તેવી સ્થિતિ રહી નથી. ०००० તમે મારી સાથે સંમત થયા એ જોઈ રાજી છું. આ સંસ્થાને છોડું તે

પૂર્વે સુદૃઢ પાયા પર મુકાતી જોવા માગું છું. હાલના નવયુવક કાર્યકરો બરાબર કામ ઉપાડી લે તેવા છે. તેમને સ્થિરતાના પાયા પર મૂકી દેવા જોઈશે. ૦૦૦૦૦૦ આર્થિક હરીફાઈનાં તત્ત્વો કામ કરી રહ્યાં છે ત્યાં સુધી એ reality કહેવાય; એને આપણે sentimentથી ઉવેખી ન શકીએ. સામું જોર વાપરવું જ પડશે. એટલે આપણી સતત જાગૃતિની જરૂર છે. જેમ જેમ 'ફૂલછાબ' વધુ સ્વતંત્ર ને વિવેકી વિચારસરણી ધારણ કરતું થશે તેમ તેમ તેના વિરોધકો વધશે. તેટલા પૂરતું જોર વધારવું જ રહેશે. પણ શાંતિથી યોજનાપૂર્વક વિચાર કરવાનો આપણે હજુ સમય જ લીધો નથી. એ હવે વિના વિલંબે લેવો જોઈએ. મારાં હાથ, આંખો વગેરે અતિ વધુ પડતા લેખનને લીધે થાકતાં લાગે છે. કાગળ પણ ઠરેલ રીતે લખી શકાતો નથી.

દર ત્રણ ત્રણ મહિને આપણામાંના અમુક ભાઈઓએ તો મળીને થયેલા કામની સમીક્ષા તેમ જ નવા કાર્યની રૂપરેખા દોરવી જ જોઈએ. આપણે કાં તો પૂરા serious નથી અથવા તો પછી આખું જગત drift થઈ રહ્યું છે માટે driftની નીતિ પર અવલંબન લઈને બેઠા છીએ. તમે વ્યાપારીઓ છો, હું તો એક પંતુજી જેવો માણસ છું; એટલે લાગ્યા કરે છે કે જે શબ્દો તમો મને કહી શકો તે ઊલટાના હું તમને કહું છું, અથવા કદાચ સૌ પોતપોતાની જંજાળો લઈને પડ્યા છો એટલે આ પંચાઉ કામ માટે ફાજલ શક્તિ ક્યાંથી કાઢો? હું અત્યારના મહિનાઓને 'ફૂલછાબ' માટે critical and decisive માનું છું. આપણે એનો ખરો લાભ ઉઠાવી fence ઓળંગી જવી જોઈએ પણ આપણે easygoing રહ્યા છીએ.

લિંબડી વિશે નિયમિત બનશો તો વધુ રાજી થઈશ. એ લખાણના અંત્યેષ્ટિ સંસ્કાર હું જાતે જ કરું છું.

લિ૦ ઝવેરચંદ

*

† 'લિંબડી વિશે નિયમિત બનશો': લિંબડી રાજ્યના રાજકારણ વિશે અહેવાલો 'ફૂલછાબ'માં દુર્લભજી ઉ૦ પરીખ લખતા.

## (૧૭૭) નાથાલાલ મ૦ શાહ ઉપર

બોટાદ : રવિ : [૧૯૩૮/૩૯]

પ્રિય ભાઈશ્રી નાથાભાઈ,

આ કાગળ પથારીમાંથી લખું છું. મને ઇન્ફ્લુએન્ઝાની શરૂઆત લાગે છે. રાણપુર પણ બે ભાઈઓ પથારીવશ છે. આ સ્થિતિમાં અંક તૈયાર કરવાનું બહુ મુશ્કેલ પડશે. માટે તમે રાણપુર પહોંચી જાઓ એમ ઇચ્છું છું.

રાજકોટ અને જૂનાગઢના પ્રતિબંધોને અંગે નવી સ્થિતિ ઊભી થાય છે. આપણે ત્યાં આને લીધે અંધાધૂંધી થવા સંભવ છે. આજે પ્રત્યેક ખાતાની લગામ જુદા જુદા હાથમાં છે. આપે વખતસર આ બધું વિચારવું પડશે. પ્રૂફરીડર ૦૦ બરાબર કામ કરતો જણાતો નથી. ૦૦ ને સંપૂર્ણ સૂચના છતાં એણે જૂનાગઢમાં ભરાઈ પડ્યા જેવું કર્યું. આપ એક વાર આ બધાને મળી સવેળા અંકુશમાં લ્યો ને તેની કાર્યદિશા ચોક્કસ કરો, નહિતર સો સુયાણીએ વેતર વંઠશે.

મારું શરીર અંદરથી ખૂબ ખળભળી ગયું છે તેવું ભાન આવી માંદગીને વખતે જ થાય છે. હું કેટલો વખત હવે ખેંચી શકીશ તેની ખાતરી નથી. આ પ્રશ્ન ઉપર sentiment નો ઢાંકપિછોડો ન થવો જોઈએ. તમારે સૌએ વિચારી લેવું જોઈએ.

લિ૦ ઝવેરચંદ

(૧૭૮) **ખેતસિંહ નારણજી ગઢવી ઉપર**

[રાણપુર] : ૨૦–૬–૧૯૩૮

ભાઈશ્રી,

કાગળ મળ્યો. બહુ આનંદ થયો. રાજકોટ આપણે જે થોડું ઘણું મળ્યા તે પણ અતિ મીઠું હતું. વધુ મળીએ એવી ઉમેદ રાખી બેઠો છું. ભગત† આવે ત્યારે તમે જરૂર આવો. મારે તો તમારી વાણી પણ સાંભળવા ઘણી ઉત્કંઠા છે. હજુ એ ક્યારે આવશે તેનો કાંઈ કાગળ નથી. હું તમને જણાવીશ. મને બહુ શરમ થાય છે કે બંને પુસ્તકો બીજા પ્રકાશકે પ્રગટ કરેલાં હોઇ તેની એકેય પ્રત મારી પાસે નથી. ક્ષમા માગું છું.

લિ૦ સ્નેo ઝવેરચંદ

*

† ભગત : દુલા ભાયા કાગ.

(૧૭૯) **ઉમાશંકર જોશી ઉપર**

બોટાદ : ૭-૧૧–૧૯૩૭

પ્રિય નાનેરા ભાઈ,

તમારાં અભિનંદનો મારા નવા વર્ષને પંથે પાથેય બનશે. મજલ મીઠી લાગશે. ૦૦૦૦૦

લિ૦ સ્નેo ઝવેરચંદ

## (૧૮૦) ઉમાશંકર જોશી ઉપર

રાણપુર : ૪–૭–૧૯૩૮

વહાલા ભાઈ,

વધુ ને વધુ ઠરડાતાં જતાં આંગળાં ને બગડતી જતી આંખો છતાં તમારા કાગળની તો મન રાહ જોઈ રહે છે, ને આંગળાં પણ જુઓ, અત્યારે પોતાનો ઠરડમરડ ભૂલીને પૂરપાટ જાય છે. બાકી રવિવારો વળી મારે કેવા?

પહેલા ખબર તમે છેલ્લા મૂકો એટલે હું કાંઇ તમને modest નહીં ગણું. ધૃષ્ટોની જમાત મારે વિસ્તારવી છે ખરીને, એટલે જ કદાચ આમ હશે! ભલા માણસ, તમે ફર્સ્ટ કલાસ† આવ્યા તે તો તમારા ફર્સ્ટ કલાસ માટે વર્ષોથી ઝંખનારા વડીલ (!) તરીકે મને તારથી મળવા જોઇતા ખબર હતા! આ તો જગત આખું (આપણા મિત્રોનું) જમી રહ્યા પછી વાસી, ફૂગી વળેલા, સમાચાર મને આપો છો તેમાં પણ જાણે મારા [પર] મહેરબાનીનો ટુકડો ફેંકતા હો તેવી બેપરવાઈથી! હું તો એટલો બધો રાજી થયો છું કે ત્યાં હોત તો આનંદનું કાવ્યોચ્ચારણ બે ઘુસ્તા લગાવીને કરી કાઢત. હવે તો Line clear : Go ahead my boy!

ભાઈ, કેમ લખું છું, કેવી રીતે ખેંચું છું, તે તો મન જાણે છે પણ એમ જ મરવું સરજાયું જણાય છે. માનસિક જંજાળોમાં વધારા થયે જ જાય છે. ઊંઘ ગુમાવી રહ્યો છું એ વધુ વિષમ વાત છે. તમે કદી ઊંઘ ગુમાવીને કવિ ન બનજો. 'સમરાંગણ'નાં ભાલાં તમારી આંખોમાં નહીં પરોવો તો હું જરાય દુઃખ નહીં લગાડું. એક જ મહિનામાં ચાલુ કામ સાથે પૂરી કરેલી ચોપડી છે. જેવી હો તેવી, મને તો મારા અંતરની અંદર સંઘરાયેલી એક કવિતા જેવી હતી. સૌએ એને સારી જ કહેવાની જરૂર નથી. ૦૦૦૦ માનવી એટલે જ દુઃખમાખોનો મધપૂડો! બેશક, મધુ તો કોઈકને ભાગે જ જાય. મધપૂડો તો માત્ર મહત્તા પામે છે. એ મહત્તાની અંદર વેદનાનાં મધુછિદ્રો છે.

રખે હું ક્યાંઇક કવિ બની જઇશ એવી બીકે બંધ કરું છું. ગૌરીને† આશીર્વાદ.

ઝવેરચંદ

*

† 'ફર્સ્ટ કલાસ' : ઉમાશંકર જોશી એમ. એ. ની પરીક્ષામાં ફર્સ્ટ કલાસ આવ્યા.

† ગૌરી : ઉમાશંકર જોશીનાં પત્ની જ્યોત્સ્નાબહેન.

## (૧૮૧) ઉમાશંકર જોશી ઉપર

બોટાદ : ૨૪-૯-૧૯૩૮

વહાલા ભાઈ,

તમારો નાનકડો કાગળ પણ મારે માટે ઊર્મિના ઉમળકા લાવે છે. આપણી વચ્ચે લેણાદેવીનો ચોપડો દૂર બેઠે પણ વધુ ને વધુ ચીતરાતો જાય છે. મારી આ ઉમ્મરે—ઉમ્મરનું ભાન મને કોઈક જ વખત થાય છે—હું તમારા જેવા કિશોર (તમને હું હજુ યુવક પણ બન્યા ગણતો નથી)ની સંગાથે લંગોટિયા ભાઈબંધ જેવી લાગણી અનુભવતો હોઉં છું ત્યારે મને પોતાને જ નવાઈ થાય છે.

એક ધાસ્તી પણ તમારો કાગળ મને પમાડે છે કે આ કાગળ લખવા પાછળ 'અપરાધી' સંબંધે તમે કરેલા વિવેચનથી મારું હૃદય રખે કદાચ દુભાય અથવા અસંતુષ્ટ રહે એવી કોઈ ચિંતા તો પ્રેરણારૂપ નહીં બની હોય? હું તમને વારંવાર શી રીતે સમજાવું, ભાઈ, કે તમારા જેવા મિત્રોનાં નિખાલસ વિવેચનોમાં મારા પ્રત્યેની ઉદાર સન્માનવૃત્તિ રહી જ હોય છે તે પણ ન હોય તોયે મને આ નિષ્કપટ વિવેચનો કેટલાં વહાલાં લાગે છે? ને તમે 'અપરાધી'માં જે એક પ્રસંગનું થવું જોઈતું હતું તે આલેખન (અજવાળી પોતે જ કપડાં સૂકવતી હોવાનું) તે તો મારા મનથી 'આફરીન આફરીન' ઉચ્ચારાવનારું સૂચન છે. એ એક બાબતમાં હું મૂળ પુસ્તકથી પર જઈ શક્યો હોત તો કેટલો ધન્ય બનત! તમે બતાવેલી ત્રુટીઓ તો મૌલિક હોય છે. તમે મારાથી ન બીઓ, કદાપિ ન બીઓ, એ જ માગું છું. તમારું મારા પ્રત્યેનું હિંમતભર્યું નિષ્કપટીપણું એ શું મને જ એક compliment રૂપ નથી? Why do you not pay me that compliment ungrudgingly? આવા સન્મિત્રો તો જીવનમાં તેમ જ સાહિત્યમાં હોવા એ એક privilege છે.

'અપરાધી'ને તમારા અવલોકનમાં પકડી લેવાની તમે ઉઠાવેલી મુસીબતો જાણી મને મારા માટે જ તિરસ્કાર આવે છે. મેં તમારા પર જાણ્યેઅજાણ્યે પણ એ બોજ લાદ્યો. આંખોની સ્થિતિ પ્રત્યક્ષ જોયા પછી આ જુલ્મ મારે નહોતો કરવો જોઈતો. પણ સ્વાર્થ! તમારું વિવેચન છે તેવું ને તેટલું જ છપાશે. કશા ઉમેરાની જરૂર નથી. શા માટે? તમે આપેલો આદર ક્યાં કમ છે? ને આપણા સમકાલીનો તેમ જ આવતી પેઢી દાખલો લ્યે તેવો વ્યવહાર આપણે થોડાક પણ કાં ન આચરી બતાવીએ? 'ફૂલછાબ'નાં અવલોકનો તમે જોશો તો જડશે કે એવું કાર્પણ્યનું કલંક હું 'ફૂલછાબ' પર મારી પોતાની કૃતિઓ પરત્વે નથી જ ચડવા દેતો.

અરે યાર, તમારું વાંચ્યું કે તુર્ત લખવાનો હતો કે બાપુ, યુજિન ઓનિલની એવી કોઈ કૃતિ મને સત્વર મોકલ. મારે તો 'વેવિશાળ' પૂરું થાય કે તુર્ત એવું નવું કંઈક રાંધેલું જ પીરસવાની જરૂર પડશે. મૌલિક તે રોજ ક્યાંથી કાઢવું? (હું પોતે જ

ક્યાં મૌલિક છું!) ૦૦૦૦ આંખોની પીડા મારે હજુ ક્યાં સુધી સાંભળવી રહેશે? 'ચોખ્ખી ફૂલ' આંખોના સમાચાર માટે હમેશાં આતુર રહું છું. સૌનાં—સૌને—વંદન.

લિ૦ સ્ને૦ ઝવેરચંદ



(૧૮૨) **ઉમાશંકર જોશી ઉપર**

બોટાદ : ૨૫–૧૧–૧૯૩૮

વહાલા ઉમાભાઈ,

૦૦૦૦૦ મારી પ્રવૃત્તિનો તો તમને અઠવાડિયામાં બે વાર પરિચય થાય છે. એથી વિશેષ શું આશા રાખી શકો? બાકી તો બધી માનસિક પ્રવૃત્તિ ચાલે છે. હમણાં તો આકાશનાં તારા, ગ્રહો, નક્ષત્રો વગેરે નિહાળવાની ખૂબ ધૂન લાગી છે, પણ ઓળખું ફક્ત બે–પાંચને જ એટલે બાકીના જ્યોતિર્ધરો સામે તો બાઘાની પેઠે જોઈ રહું છું. રાત્રિઓ એટલી સ્વચ્છ હોય છે કે રાતના બે ત્રણ ચાર બજે, જ્યારે જ્યારે ઊઠું ત્યારે, અગાશીમાં ઊભીને ધરાઈ ધરાઈ જોયા કરું છું ને કોઈ સમજાવનારો ભેટે તે માટે ઝંખું છું. એમ થાય છે કે અહોહો! ચાલીસ વર્ષો જીવનનાં ગયાં, આખું જગત ડોળવાનો દાવો કરનાર લેખક બન્યો, ને રોજના આવા વિરાટ સોબતી આકાશને જ ઓળખ્યા વિના રહ્યો! અને એ ન જોયું તેને પરિણામે કેટલી બધી કંગાલિયત મારા સાહિત્યમાં પણ રહી ગઈ હોવી જોઈએ. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદનાં વંદન



(૧૮૩) **ઉમાશંકર જોશી ઉપર**

બોટાદ : ૨૩–૧૨–૧૯૩૮

'વહાલાં મુજ ભાયા કવિતાનેરકા',

૦૦૦૦ મારા જીવન–કવન પર કલમ બગાડવા માગો છો પણ હું મારા વિશે શી માહેતી આપું? મારો જન્મ પાંચાળના પહાડી કાઠી પ્રદેશના કેન્દ્ર ચોટીલામાં. પિતા પોલીસ અમલદાર. 'સોરઠ, તારાં વહેતાં પાણી'માં મારા જીવનની કેટલીક છાયા પડી છે તે જોશો. વિશેષ 'ગ્રંથ–ગ્રંથકાર'ના બીજા ખંડમાં છે. બાકી તો ઘણુંય તમે જાણો છો. ૦૦૦૦

તારાદર્શનમાં વધુ વધુ રસ પડે છે. આંહીંનું આકાશ તમને ગમતું હોય તો બે વર્ષથી આવ્યા નથી તે કેવું વિસ્મયકારી! ૦૦૦૦

કામકાજ છાતીને ને પીઠને ફાડી રહેલ છે. અરેરે! તમારા જેવા રઝળુ બનવાનું તો જીવનમાં એકેય વાર આવડયું નહીં. ૦૦૦૦

ઝવેરચંદ

● 'રઝળપાટનો સ્પિરિટ જોઈએ'

"ધૂમકેતુના જીવનમાં રઝળપાટનો જ્યાં સુધી મોકળો પટ હતો ત્યાં સુધી એણે ઊંટની પીઠ પરથી પણ વાર્તા ઉતારી. પણ દરેક માણસ જીવનભર તો થોડો જ રઝળપાટ કરી શકે છે? ને રઝળપાટ બંધ પડી ગયા પછી પણ જીવન ક્યાં આપણા ઉંબરમાં છોળો નાખતું મટી જાય છે? મતલબની વાત તો છોળો નાખતા જીવન સાથેનો સંપર્ક પકડવાની છે." ['પરિભ્રમણ'માંથી]

(૧૯૪) ઉમાશંકર જોશી ઉપર

બોટાદ : ૧૩–૧૧–૧૯૩૯

પ્રિય ભાઈ;

०००० તમારું 'ગુલે પોલાન્દ' અને કાગળ–ગુલ મળ્યાં. ઘણો આભાર. સોનેટ–રચના કદાચ મને આવડતી નથી તેથી હું તેનો ઈર્ષ્યાળુ વિરોધ કરું છું એમ તો નહીં હોય? પણ ના, મારે એ અજમાવવું જ જોશે. ००००

ઝવેરચંદ

*

● સંધ્યાકાળે

પ્રભાતે શંખ ફૂંકાયો, આંગણે આપને, પ્રભુ!<br>
નરનારી બધાં ત્યારે ઘર ત્યાગી, મૂકી બધું,<br>
ભરી છાબો ફૂલોની ને પાધરાં ચાલી નીસર્યાં,<br>
વનરાજિ તણા માર્ગે, ગુંજતા ઝાકળે ભર્યા.

ન ચાલ્યો એકલો હું જ, ધ્યાન બેધ્યાનમાં રહ્યો,<br>
રહ્યો સૂતેલ એદી–શો, હરિયાળી પરે પડ્યો,<br>
નદીતીર તણી કુંજે પંખીગાને નિમુગ્ધ થૈ,<br>
ઘટા વૃક્ષો તણી મધ્યે આંખો મારી મળી ગઈ

તમારી, દેવ! પૂજામાં હાજરી નો'તી માહરી,<br>
જતાં'તાં કોણ એ વાટે દૃષ્ટિ મારી રહી નહિ.<br>
અત્યારે કિંતુ લાગે છે, ભૂલ થૈ તો ભલે થઈ,<br>
પ્રભાતે જે ગયાં તેણે વીણી'તી કળીઓ બધી.

અત્યારે મારી વીણેલી નિહાળો, નાથ! છાબડી,<br>
દિન આખોય ખીલીને કળી સૌ ઊઘડી પડી!

[રવીન્દ્રનાથ ટાગોર રચિત સોનેટ 'અપરાહ્ને'નો<br>
બાપુજીએ કરેલો અનુવાદ, 'રવીન્દ્ર–વીણા'માંથી.]

## (૧૮૫) ગુલાબદાસ બ્રોકર ઉપર

રાણપુર : ૭–૧૦–૧૯૩૮

સ્નેહી ભાઈશ્રી,

બેઉ કાગળો મળ્યા છે. દુર્ભાગ્યે આવા પત્રવ્યવહારનો હું ભૂખ્યો છતાં આંહીની કામગીરીના દબાણ હેઠળથી પૂરી પહોંચ પણ લખી શકતો નથી પણ હું તો બહુ જ ઇચ્છું છું કે તમારી લેખન-વાચનપ્રવૃત્તિ વિશે મને જણાવવા જેવું લખતા જ રહો. 'કલમ અને કિતાબ'ના પાના પર personal touch વાળી નાની નાની વસ્તુઓ પણ મૂકવા મને ખૂબ દિલ રહે છે. તમારા બેઉ કાગળોમાંથી વાંધા વગરની સામગ્રી હું એ રીતે વાપરું ? જરૂર લખતા રહો ને હું ટૂંકો પ્રત્યુત્તર લખું તો ઓછું ન આણતા. ચેકોસ્લોવેકિયન પ્રકરણે† તો આપણા સાહિત્યકારોનાં દિલનેય વલોવી મૂકેલ છે.

લિ૰ ઝવેરચંદ

*

† ચેકોસ્લોવેકિયન પ્રકરણ : હિટલરનું ચેકોસ્લોવાકિયા ઉપર આક્રમણ અને કબજો.

## (૧૮૬) રતુભાઈ કોઠારી ઉપર

રાણપુર : ૨–૧૦–૧૯૩૮

પ્રિય રતુભાઈ,

કાગળ કાલે મળ્યો, નાથાભાઈને પણ વંચાવ્યો. તમને એક ખાતરી આપી દઉં : 'હિંદુસ્તાન'માં તમને મળેલ job બરાબર સાચવી રાખજો. એને એક અરધું investment માનજો. એ તમને કલમના વ્યવસાયની વધુ નજીક લાવે છે ને કલમના વ્યવસાયનું ભાવિ તમારા જેવા માટે તમે ધારો છો તેવું અચોક્કસ નથી. તમારી ખરી કિંમત એ બજારમા જ થવાની છે. તમારી કલમમાં એ જવાહિર છે. હવે 'હિંદુસ્તાન' અને 'જન્મભૂમિ' બેઉને સાચવવા જતાં તમે આંહીંને માટે ન જ લખી શકો એ દેખીતું છે. એ લખવા તમને શરમાવવા એ તમારા પર જુલ્મ કરવા જેવું છે માટે તમે બિલકુલ એ વસવસો મનમાં રાખ્યા વગર અમારો બોજો દૂર કરજો. છતાં તમે અમારા કાંઈ મટી જતા નથી. તમારું દિલ જ્યારે જ્યારે અમારા તરફ ઉછાળો મારે ને તમને સમય–સંજોગો હોય ત્યારે ત્યારે તમારે સુખેથી આંહીં લખવું. તમારી એ મહેનત પણ નકામી નહીં જાય. અને અમારે જ્યારે કામ હશે ત્યારે અમે પણ નિ:સંકોચ તમને અત્યારની જ સ્થિતિમાં ગણીને જણાવશું.

તમે 'હિંદુસ્તાન'માં જરૂર તમારો પગ રાખજો. રવિભાઈના હાથમાં તમારું ચોક્કસ શ્રેય થવાનું છે ને એક વાત તો ન જ ભૂલજો કે તમારું ભાવિ કલમના જ

ક્ષેત્રમાં છે. એ દૃષ્ટિએ તમે કલમના સાચા ઉપાસક બનજો. શ્રી શાંતિભાઈ સાથેની તમારી વાતચીત આજે ભલે તમને વાંઝણી લાગતી હોય પણ ભવિષ્યમાં એ ફળદાયી બનશે. એ માણસ કોઈ વાતને ભૂલે તેવા નથી. કેટલીક વસ્તુઓને પાકતાં વાર લાગે છે. એ પણ investment છે એવું ન ભૂલતા ને 'જન્મભૂમિ' સાથેનો સંબંધ કામચલાઉ છે એવું કદી ન માનતા. એની સાથેની આત્મીયતા ન ગુમાવતા. ૦૦૦૦૦

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

*

† નાથાભાઈ : નાથાલાલ મ૦ શાહ.

† રવિભાઈ : રવિભાઈ મહેતા.

† શાંતિભાઈ : શાંતિલાલ હ૦ શાહ.



## (૧૮૭) રતુભાઈ કોઠારી ઉપર

રાણપુર : ૧૧–૪–૧૯૩૯

પ્રિય ભાઈશ્રી રતુભાઈ,

કાગળોની પહોંચ પણ લખી શક્યો નથી. તમને કેટલાય કુતર્કો થયા હશે પણ મનમાં કશું જ ન રાખશો. મારી આંહીંની જંજાળો ઉપરાંત શરીરની બેજાર સ્થિતિ મને ખૂબ અકળાયેલો રાખે છે. હવે તો આપણે બને તેટલા જલદી મળીએ છીએ. દરમ્યાન હું તો કલ્પી જ શકું છું કે તમે મારી ગેરહાજરીમાં જ મારો જ બોજો વહીને મારાં સર્વ કુટુંબીઓને સ્વસ્થતા રખાવશો. આ અવસરની આસપાસ સુંદર માનસિક વાતાવરણ નિહાળવાનો મને કોડ છે. પરસ્પરની અનુકૂળતા તો તમે નાના છો છતાં હંમેશાં સ્વચ્છતાથી વિચારી શકો છો. તમારી માનસિક સ્વસ્થતા પર પૂર્ણ વિશ્વાસ રાખી નિરાંતે આંહીંનું કામ (ભેટપુસ્તક–લેખન) પૂરું કરી રહ્યો છું.

લિ૦ ઝવેરચંદ

*

† 'આ અવસર' : રતુભાઈ કોઠારી અને ચંદાબહેન લાલચંદ મેઘાણીનાં લગ્ન.

† 'ભેટપુસ્તક' : 'બીડેલાં દ્વાર'.



# વાત્સલ્યની ધારાએ ધારાએ : ૧૯૩૯

[૭ વર્ષના 'પ્યારા બચ્ચા મહેન્દ્રપ્રતાપે' ૧૯૩૦માં કારાવાસી 'પરમ પૂજ્ય બાપુજીની સેવામાં' લખેલું 'હું પણ આઝાદીની ચળવળમાં મારાથી બનતો ફાળો આપું છું.' એ પછી વર્ષોનાં વ્હાણાં વાયાં છે. જનેતાની વેદનામૂર્તિને વિસારવાનું વ્યાકુળ પિતાને વચન આપી ચૂકેલાં 'પ્રિય મહેન્દ્ર, પ્રિય ઇન્દિરા' મુંબઈ-ભાવનગરમાં છાત્રાવાસોમાં રહીને અભ્યાસ કરતાં થયાં છે. તેજસ્વીતાને આધારે સ્કોલરશિપ મેળવતાં મેળવતાં આગળ ધપતા કિશોર મહેન્દ્રભાઈ યુવાનીને ઉંબરે આવી ઊભા છે. વાત્સલ્યઅમીની અણખૂટ ધારાઓ વહાવતા અને પુત્રને જલદી મિત્ર અને સાથીની કક્ષાએ પહોંચતો જોવા ઝંખતાં ઝંખતાં માવજતની ક્યારીઓ બાંધતા સતત પ્રયત્નશીલ પિતાનાં ઉત્કૃષ્ટ પત્રો આ યાત્રામાં શામેલ થઈને સંગ્રહની અમૂલ્ય સમૃદ્ધિ બની રહે છે.]



### (૧૮૮) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

રાણપુર : ૭-૬-૧૯૩૯

ચિ૦ ભાઈ મહેન્દ્ર,

સુખરૂપ બોટાદ પહોંચ્યા છીએ. અમદાવાદ 'ધૂમકેતુ' ભાઈને ઘેર છોકરાંને બહુ જ મજા પડી. એમનાં બાળકો ઘણાં પ્રેમાળ છે. તું એ બાળકો જોડે પત્રવ્યહાર રાખતો રહેજે.

અમદાવાદ દાણીભાઈ મળેલા. એમણે કહ્યું કે મહેન્દ્રનું મેટ્રિકનું વર્ષ બહુ કટોકટીનું કહેવાય એટલે મોડર્ન સ્કૂલમાં અથવા ફેલોશિપમાં જાય તો સારું કેમ કે ચિલ્ડ્રન્સ એકેડેમીમાં તો ફિફ્થ સુધી જ હતું ને હવે બે વર્ગો સાથે નીકળે તેથી તદ્દન નવું જ થાય, માટે તને લખવાનું કે તું દાણીભાઈને મળી, એમની વાત જાણી, તે પછી નક્કી કરી લેજે. હવે વાર લગાડીશ નહીં. આપણે વીમો ખેડવા જેવું કરવું નહીં. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ



### (૧૮૯) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૦-૬-૧૯૩૯

ચિ૦ મહેન્દ્ર,

૦૦૦ તારા લખવા પરથી જાણ્યું કે મેટ્રિક ક્લાસ ત્યાં નવો જ ઉઘડ્યો છે, પાંચ જ વિદ્યાર્થી છે ને સ્કૂલ સરકારે માન્ય કરી નથી. આ તારે પ્રથમથી જ જાણવું

જોઈતું હતું. મુરલીભાઈ† ને પૂછી સલાહ લેવી જોઈતી હતી. તે પહેલાં તું તો ફી પણ ભરી ચૂક્યો.

વર્ગમાં થોડા છોકરા હોય તેનો બહુ વાંધો ન કહેવાય, એથી તો કદાચ શિક્ષકો વિશેષ વ્યક્તિગત ધ્યાન આપી શકે, પણ શાળા સરકારે માન્ય કરી નથી એ મુશ્કેલી મને મોટી લાગે છે. બાકી તો, તને પોતાને મજા ન પડે તે તારી પોતાની મુશ્કેલી કહેવાય. તું શાળા બદલી નાખે તેનો મને વાંધો નથી પણ તારે મુરલીભાઈને પૂછવું જોઈએ. આ કાગળ એમને બતાવજે ને જો ફી પાછી મળી શકે તો બદલાવી નાખજે, નહિતર પછી એક ટર્મ ચલાવી લેવું. પહેલેથી બધી બાબતનો વિચાર કરવો હતો. મને કાંઈ સૂઝ પડતી નથી. મારી ઇચ્છા તો તને અમદાવાદ ચીમનલાલ નગીનદાસ વિદ્યાવિહારમાં જ મૂકવાની હતી, પણ તને પાછું રુચવું જોઈએ ને! તારા પર કાંઈ સખ્તાઇ તો થઈ શકે તેમ નથી. સ્વતંત્રતા તને ગમે છે. મારી સૂચના તને ફાવતી નથી પણ તારું મેટ્રિકનું વર્ષ બગડે તો તેનો દોષ મારે મારા શિર પર લેવો નથી તેથી હું તને લખું છું કે એ ૨૦ ટર્મ–ફી કાપીને પણ માર્ગ નીકળી શકતો હોય તો કઢાવજે. લાભુભાઈને સાથે લઈ જજે. ૦૦૦૦૦ એ જ

લિ૦ ઝવેરચંદ

તા૦ ક૦ એચાર રૂપિયાને ભોગે બદલવામાં મારી ના નથી પણ શાળાવાળાઓને તારાં કારણો વાજબી લાગવાં જોઈએ. એમને અપમાન લાગે તેવું ન થાય એમ હું ઇચ્છું: ઝ૦

*

† મુરલીભાઈ: મુરલી ઠાકુર, 'ચિલ્ડ્રન્સ એકેડેમી'માં શિક્ષક અને પછી સિડેનહેમ કૉલેજમાં પ્રાધ્યાપક.



(૧૯૦) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૧૧–૬–૧૯૩૯

ભાઈ મહેન્દ્ર,

તારો બીજો કાગળ કાલે સાંજે મળ્યો. 'ન્યૂ ઇરા'માં ફરી જવાની તારી વાત વાંચી આશ્ચર્ય થયું. તને ખબર છે કે તારા સ્વમાનને ખાતર જ મેં એ શાળા સાથે સંબંધ છોડેલ છે. મારે તો બીજું કશું કારણ નહોતું. આજે તું પૂરેપૂરો માનભંગ અને અપમાનિત થઈને પણ ત્યાં પાછો જવા કેમ તૈયાર થઈ ગયો તે મારાથી સમજી શકાતું નથી. હું આટલું આયુષ્ય વિતાવી ચૂક્યો છું તેમાં મને દુનિયાની દૃષ્ટિએ ઘણાં નુકસાનો થયાં છે પણ મને સંતોષ એક જ વાતનો હતો કે મેં મારું સ્વમાન જરીકે

જતું કર્યું નથી. મેં ગર્વથી મસ્તક ઊંચું રાખેલ છે. સ્વમાનને જરાક જ જો મેં દૂર મૂકયું હોત તો આજે હું મોટર દોડાવતો હોત.

તારી લાગણી તૂટી પડી તેમાં ફક્ત શાળાબદલીથી અભ્યાસ બગડવાનું જ કારણ હોઈ શકે એમ હું નથી માનતો. તારા મનને નિર્બળ બનાવનાર કોઈ વિશેષ વસ્તુ હશે. તું મેટ્રિકમાં નવી નવાઈનો નથી ભણતો. કાઠિયાવાડની નિશાળોમાંથી, બોટાદમાંથી પણ, મેટ્રિક પાસ થનારા વિદ્યાર્થીઓનો તૂટો નથી. તારાં આ બધાં વલણોથી મારા મનમાં તારા પ્રત્યે એક બેપરવાઈની લાગણી જન્મ પામતી આવે છે. મેટ્રિક તારે ફાવે ત્યાં તું ભણી શકે છે. મારે મારી સ્વમાનબુદ્ધિ વટાવવા માટે કયાંય જવું નથી. કોઈને કાગળ લખવો નથી. ફક્ત એક મેટ્રિક પૂરતું તારું ખર્ચ મારે ઉપાડવાનું છે તે હું ઉપાડીશ. તે પછી તો તારે સ્વાવલંબી જ બનવું રહેશે. એ જ

લિ૦ ઝવેરચંદનાં આશિષ

તા૦ ક૦ તારે ફાવે તે રીતે તું ગમે તે શાળામાં ગોઠવાઈ જજે. 'ચિલ્ડ્રન્સ એકેડેમી'વાળી આખી રકમ ગુમાવવી પડે તોયે વાંધો નથી. હું ભરી દઈશ પણ મારે એમ નથી કહેવરાવવું કે મેં તારું વર્ષ બગાડ્યું. 'ન્યૂ ઇરા' માટે તારી મેળે જ પ્રયત્ન કરી લેવો. ઝ૦

*

† 'ન્યૂ ઇરા' : ન્યૂ ઇરા હાઇસ્કૂલ, મુંબઈ.

## (૧૯૧) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

રાણપુર : ૧૧–૭–૧૯૩૯

ભાઈ મહેન્દ્ર,

તારો છબીઓવાળો કાગળ મળ્યો. છબીઓ તો મેં કદી નહોતું ધાર્યું તેટલી સરસ આવી. બાબાની તો બહુ જ સરસ આવી. બધાં એ જોઈ રાજી થયાં પણ ગયા શુક્રવારની પવનની તોફાની ઝડીમાં મેડી પરના ટેબલ પરથી મારી ગફલતથી જ આખું કવર કોણ જાણે કયાં ઊડી ગયું ને શનિવારે બહારથી એ ફોટા છોકરાંને હાથ આવ્યા. એક બંટુ–ભીમજીભાઈવાળો ને બીજો ઇન્દુનો. બાકી બધાં ગૂમ! હવે જો તારી પાસે નેગેટિવો હોય તો બધાની બબે નકલો કઢાવીને આંહીં મોકલજે.

બાકી બધાં મજામાં હશો. મોટાને તદ્દન સારું છે. ત્રણે જણા ગરિયા ફેરવે છે ને આનંદ કરે છે. વરસાદ પણ બહુ સારો પડ્યો છે ને હજુ પડે છે. ઇન્દુની પરીક્ષા આ અઠવાડિયે લેવાઈ જશે એટલે એનું નક્કી કરવા શુક્રવારે જઈશ. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

## (૧૯૨) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧–૯–૧૯૩૯

ભાઈ મહેન્દ્ર,

કાગળ મળ્યો હતો. તું હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય પાસે જઈ આવ્યો એ બહુ સારું થયું. લોકગીત તને એકેય નહોતું આવડતું એમ કેમ? લાભુભાઈ† ને તો બધાં આવડે છે. તેની પાસેથી તારે શીખવાં. તને એમાં મજા પડશે. ઘણી જાતનાં છે. જે તને ગમે તે કંઠે કરી લેવાં. હરીન્દ્રનો કાંઈ કાગળ નથી. એનું વિદેશ જવું તો હવે અટક્યું હશે. હવે એની પાસે ખાસ જઈને મારા સલામ કહેજે ને કહેજે કે હું એને બહુ વાર યાદ કરું છું ને આ વખતે મુંબઈ આવીશ ત્યારે એને ચોક્કસ મળીશ. ૦૦૦૦૦ ઘી આઠેક દિવસ પછી મોકલીશ. આંહીં વરસાદ હવે ઘણો સારો પડે છે. ત્યાં રેઇનકોટ સારો જોઈને લઈ લેવો. ઠંડી લાગતી હશે માટે ગરમ સ્વેટર વગેરે બરાબર પહેરજે. હેટ લઈ લીધી હશે.

ઇન્દુ ભાવનગર મજામાં છે. એને કાગળ લખતો રહેજે. આળસ કરીશ નહીં. આ સાથે મોટા–જીકાના† કાગળો છે. પેંડા ચોમાસામાં સારા ન રહે તેથી મોકલ્યા નથી. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† લાભુભાઈ : લાભચંદ લા૦ મેઘાણી, ભત્રીજા.

† મોટા–જીકા : બેલડા પુત્રો, મસ્તાનભાઈ અને નાનકભાઈ.

*

### કેમ ગમે!

સારા વિશ્વની જે દિ' ક્ષુધા શમશે
ભૂખ્યાં બાળુડાં પેટ ભરી જમશે,
પૂરી રોટી પ્રતિજનને જડશે,
કવિ ! તે દિન નીલ આકાશ તારા કેરી સુંદરતા સહુ સાર્થ બને,
તારાં કૂજન આજ જલાવી દે પ્રાણ! રે દંભ ગાવા તને કેમ ગમે !

[હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય રચિત 'The Mask' શીર્ષક અગ્રંથસ્થ અંગ્રેજી કાવ્ય પરથી બાપુજીએ રચેલા 'કવિ, તને કેમ ગમે?' કાવ્યની એક કડી.]

જતું કર્યું નથી. મેં ગર્વથી મસ્તક ઊંચું રાખેલ છે. સ્વમાનને જરાક જ જો મેં દૂર મૂક્યું હોત તો આજે હું મોટર દોડાવતો હોત.

તારી લાગણી તૂટી પડી તેમાં ફક્ત શાળાબદલીથી અભ્યાસ બગડવાનું જ કારણ હોઈ શકે એમ હું નથી માનતો. તારા મનને નિર્બળ બનાવનાર કોઈ વિશેષ વસ્તુ હશે. તું મેટ્રિકમાં નવી નવાઈનો નથી ભણતો. કાઠિયાવાડની નિશાળોમાંથી, બોટાદમાંથી પણ, મેટ્રિક પાસ થનારા વિદ્યાર્થીઓનો તૂટો નથી. તારાં આ બધાં વલણોથી મારા મનમાં તારા પ્રત્યે એક બેપરવાઈની લાગણી જન્મ પામતી આવે છે. મેટ્રિક તારે ફાવે ત્યાં તું ભણી શકે છે. મારે મારી સ્વમાનબુદ્ધિ વટાવવા માટે ક્યાંય જવું નથી. કોઈને કાગળ લખવો નથી. ફક્ત એક મેટ્રિક પૂરતું તારું ખર્ચ મારે ઉપાડવાનું છે તે હું ઉપાડીશ. તે પછી તો તારે સ્વાવલંબી જ બનવું રહેશે. એ જ

લિ૦ ઝવેરચંદનાં આશિષ

તા૦ ક૦ તારે ફાવે તે રીતે તું ગમે તે શાળામાં ગોઠવાઈ જજે. 'ચિલ્ડ્રન્સ એકેડેમી'વાળી આખી રકમ ગુમાવવી પડે તોયે વાંધો નથી. હું ભરી દઈશ પણ મારે એમ નથી કહેવરાવવું કે મેં તારું વર્ષ બગાડ્યું. 'ન્યૂ ઇરા' માટે તારી મેળે જ પ્રયત્ન કરી લેવો. ઝ૦

*

† 'ન્યૂ ઇરા' : ન્યૂ ઇરા હાઇસ્કૂલ, મુંબઈ.

(૧૯૧) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૧૧–૭–૧૯૩૯

ભાઈ મહેન્દ્ર,

તારો છબીઓવાળો કાગળ મળ્યો. છબીઓ તો મેં કદી નહોતું ધાર્યું તેટલી સરસ આવી. બાબાની તો બહુ જ સરસ આવી. બધાં એ જોઈ રાજી થયાં પણ ગયા શુક્રવારની પવનની તોફાની ઝડીમાં મેડી પરના ટેબલ પરથી મારી ગફલતથી જ આખું કવર કોણ જાણે ક્યાં ઊડી ગયું ને શનિવારે બહારથી એ ફોટા છોકરાંને હાથ આવ્યા. એક બંટુ–ભીમજીભાઈવાળો ને બીજો ઇન્દુનો. બાકી બધાં ગૂમ! હવે જો તારી પાસે નેગેટિવો હોય તો બધાની બબે નકલો કઢાવીને આંહીં મોકલજે.

બાકી બધાં મજામાં હશો. મોટાને તદ્દન સારું છે. ત્રણે જણા ગરિયા ફેરવે છે ને આનંદ કરે છે. વરસાદ પણ બહુ સારો પડ્યો છે ને હજુ પડે છે. ઇન્દુની પરીક્ષા આ અઠવાડિયે લેવાઈ જશે એટલે એનું નક્કી કરવા શુક્રવારે જઈશ. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

## (૧૯૨) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧–૯–૧૯૩૯

ભાઈ મહેન્દ્ર,

કાગળ મળ્યો હતો. તું હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય પાસે જઈ આવ્યો એ બહુ સારું થયું. લોકગીત તને એકેય નહોતું આવડતું એમ કેમ ? લાભુભાઈ† ને તો બધાં આવડે છે. તેની પાસેથી તારે શીખવાં. તને એમાં મજા પડશે. ઘણી જાતનાં છે. જે તને ગમે તે કંઠે કરી લેવાં. હરીન્દ્રનો કાંઈ કાગળ નથી. એનું વિદેશ જવું તો હવે અટક્યું હશે. હવે એની પાસે ખાસ જઈને મારા સલામ કહેજે ને કહેજે કે હું એને બહુ વાર યાદ કરું છું ને આ વખતે મુંબઈ આવીશ ત્યારે એને ચોક્કસ મળીશ. ૦૦૦૦૦ ઘી આઠેક દિવસ પછી મોકલીશ. આંહીં વરસાદ હવે ઘણો સારો પડે છે. ત્યાં રેઇનકોટ સારો જોઈને લઈ લેવો. ઠંડી લાગતી હશે માટે ગરમ સ્વેટર વગેરે બરાબર પહેરજે. હેટ લઈ લીધી હશે.

ઇન્દુ ભાવનગર મજામાં છે. એને કાગળ લખતો રહેજે. આળસ કરીશ નહીં. આ સાથે મોટા–જીકા† ના કાગળો છે. પેંડા ચોમાસામાં સારા ન રહે તેથી મોકલ્યા નથી. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† લાભુભાઈ : લાભચંદ લા૦ મેઘાણી, ભત્રીજા.

† મોટા–જીકા : બેલડા પુત્રો, મસ્તાનભાઈ અને નાનકભાઈ.

*

### કેમ ગમે !

સારા વિશ્વની જે દિ’ ક્ષુધા શમશે
ભૂખ્યાં બાળુડાં પેટ ભરી જમશે,
પૂરી રોટી પ્રતિજનને જડશે,
કવિ ! તે દિન નીલ આકાશ તારા કેરી સુંદરતા સહુ સાર્થ બને,
તારાં કૂજન આજ જલાવી દે પ્રાણ ! રે દંભ ગાવા તને કેમ ગમે !

[ હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય રચિત ‘The Mask’ શીર્ષક અગ્રંથસ્થ અંગ્રેજી કાવ્ય પરથી બાપુજીએ રચેલા ‘કવિ, તને કેમ ગમે ?’ કાવ્યની એક કડી. ]

## (૧૯૩) મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર

રાણપુર : ૨૮-૯-૧૯૩૯

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ હું મોટા-જીકાને લઈને કાલે અહીં આવેલ છું. મોટા-જીકાને બોટાદના ગૃહસંજોગોમાં હવે વધુ રાખી શકાય તેમ નથી. એમને બહુ સહન કરવું પડયું છે એ મારી જાણમાં આવ્યું છે. હું વિચાર કરું છું કે એમને સાથે રાખી હું આંહીં જ રહેવાનું રાખીશ. તું પણ વેકેશન પડે ત્યારે સીધો આંહીં આવજે. ઇન્દુને પણ આંહીં બોલાવી લેશું. આંહીં કેવી જાતની ગોઠવણ કરવી તે હજુ કાંઈ કલ્પી શકાયું નથી. તારાં ચિત્રો મોટા-જીકાને બતાવી પાછાં બીડું છું. તારાં મોકલેલ 'ન્યૂયૉર્ક ટાઇમ્સ'નાં પાનાં મગનભાઈ પાસે તારી શર્તો મુજબ સલામત રહેશે. તું જેમ બને તેમ વહેલો આવી જજે કેમ કે બધું નવેસરથી વિચારવું પડશે.

મોટા-જીકા આંહીં રમે છે, મજા કરે છે. હું પણ કાલનો આંહીં જ છું. ભાવનગર બહેન લલિતા આવી હોઈ ત્યાં જવા મન છે. અમદાવાદ પણ જવું છે. મને પંદર દિવસથી પગમાં સંધિવા વગેરે નાની નાની કનડગતો છે. ૦૦૦૦૦ મારો હાથ ચાલતો નથી એટલે આટલું જ.

ઝવેરચંદ



## (૧૯૪) મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર

રાણપુર : ૨૧-૧૨-૧૯૩૯

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦ મોટા-જીકા મજા કરે છે. હવેથી હું એવું ગોઠવીશ કે શનિ-રવિ એને લઈને હું બોટાદ રહીશ. સોમવારથી શુક્રવાર સુધી આંહીં એની સાથે રહીશ.

લાભુભાઈને કાગળ વંચાવીને કહેજે કે બહુ યાદ કરું છું. ચિ૰ કાંતાનો મારા અને બાળકો પરનો સદ્‌ભાવ ન ભુલાય તેવો છે. એના ને લાભુભાઈના સદ્‌ભાવને પાત્ર રહેવા માટે હું શું કરી શકું તે મને સૂઝતું નથી. આપણા ઘરમાં નવપલ્લવિત થતો આ કુટુંબસ્નેહ જોઈ જોઈ મને સ્વ૰ મોટાભાઈ યાદ આવ્યા જ કરે છે અને એમને હું આવા ભાવનું મારામાં દર્શન ન કરાવી શકયો તે બદલ હું પસ્તાઉં છું.

તું ઘેર રહેવા, સૂવા, ખાવા-પીવા કે બહાર જવા કરવાની બાબતમાં લાભુ-ભાઈની સૂચનાને વશ રહેજે અને એ જે કાંઈ નિયંત્રણ મૂકે તેનો સવળો અર્થ કરીને હસતે મોંયે સ્વીકારજે. એના લાભની ખબર તને પાછળ[થી] પડશે. દુભાયેલો રહીશ મા. ૦૦૦૦૦ સુરુને 'બાવા! ચાટી જા!' વાળી વાત યાદ કરાવી ખૂબ વહાલ કરજે.

લિ૰ ઝવેરચંદ

† લાભુભાઈ : લાભચંદ લા૦ મેઘાણી, ભત્રીજા.

† સ્વ૦ મોટાભાઈ : લાલચંદ કા૦ મેઘાણી.

† સુરુ : સુરેશ લાભચંદ મેઘાણી.

† ચિ૦ કાંતા : લાભુભાઈનાં પત્ની.

(૧૯૫) **સમજુબહેન ચુ૦ પારેખ ઉપર**

[નાનાં બહેન]

રાણપુર : ૨૭-૮-૧૯૩૯

બહેન સમજુ,

૦૦૦૦ હું કામકાજને લઈ નીકળી ન શક્યો. આ તરફ હમણાં લૂંટારાઓની ધાસ્તી છે. બાને હું મળવા ન આવી શક્યો. એ તો હવે ગયાં હશે. ૦૦૦૦૦૦ એ જ

લિ૦ ઝવેરચંદ

*

બહારવટિયાનો સામનો

"કાઠિયાવાડમાં થોડો સમય લૂંટફાટના, ગામ ભાંગવાના અને બહારવટિયાઓનાં તોફાનોના બનાવો વધી પડ્યા હતા, ગામેગામથી લોકોના ભયના માર્યા નાસભાગના સમાચારો આવતા હતા. એક વખત રાણપુરથી દોઢ માઈલ દૂર વઢવાણના ગામ નાગનેશ ભાંગવા બહારવટિયા આવ્યા અને તેમના સામના માટે તેઓ [બાપુજી] પોતે ઊપડ્યા. ગામમાંની બંદૂકો મળી તે પણ સાથે લઈ ગયા અને આખી રાત તેઓ બહારવટિયાઓને ભીંસમાં લેવા પોલીસોની સાથે ખાઈઓ ખોદી પડી રહ્યા. છેવટે એક પોલીસ ટુકડીની ઘુમરાણથી બહારવટિયા ભાગી છૂટ્યા." [મગનલાલ સતીકુમાર વ્યાસ લિખિત સંસ્મરણમાંથી સાભાર]

(૧૯૬) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૨૫-૩-૧૯૩૯

ભાઈશ્રી રમણિક,

કાગળો મળ્યા છે. બહુ જ કામમાં રહું છું. હમણાં પાછું ભેટપુસ્તકનું ઝડપી લેખન ઘસડવું પડે છે, એટલે કાગળ લખી શકતો નથી. લખવા દિલ બેશક થાય છે.

જવાબમાં : બાઉલ–ગીત વિશે તમે કહો છો તેવું લેશ પણ મને લાગતું નથી.

એ તો કાર્ટૂન કહેવાય. એમાં અપમાન કે પ્રાંતપ્રાંત વચ્ચેનું વૈમનસ્ય ઉપજાવનારી વાત તમને ને તમારા મિત્રોને ભાસી તેથી હું ચકિત થયો છું. નવીન પેઢીની આ લાગણી-વશતા કહેવાય. બીજા રાજદ્વારી મુદ્દા પણ મને વિસ્મય પમાડી રહ્યા છે. તમે તો પૉલિટિક્સમાં બહુ વધુ પડતું વહેલું ઝુકાવ્યું. થોડી તૈયારી કરી હોત!

સત્યાર્થી–'એશિયા' પ્રકરણ જાણ્યું. મને તો એવું કરવા ફુરસદ જ ક્યાં છે? પૈસા રળવા હોય તો એ બધું હું કરી શકું છું પણ હું તો ઉભયભ્રષ્ટ માણસ છું. ०००००

લિ૦ ઝવેરચંદ

*

† બાઉલ ગીત : ૧૯૩૯માં ત્રિપુરી કૉંગ્રેસ અધિવેશનમાં ગાંધીજીના વિરોધ છતાં સુભાષચંદ્ર બોઝ કૉંગ્રેસ–પ્રમુખ તરીકે ચૂંટાયા હતા. સ્વતંત્રતા હાંસલ કરવા વધારે ઉગ્ર રીતો અને પગલાં અજમાવવાનો સુભાષનો આગ્રહ હતો. પ્રમુખ–વરણી પછી શરદચંદ્ર બોઝે અંગ્રેજોને ભારત છોડવાનું અંતિમ આહવાન આપ્યું એ પ્રસંગે એવા આહ્વાનની નિરર્થકતા પર કટાક્ષ કરતું એક કાવ્ય બંગાળીમાં બાપુજીએ રચ્યું અને 'ફૂલછાબ'માં છાપ્યું હતું.

† સત્યાર્થી—'એશિયા' પ્રકરણ : દેવેન્દ્ર સત્યાર્થી નામના લોકગીતોના સંગ્રાહકે 'એશિયા' નામના પરદેશી સામયિકમાં પોતાની મહત્તા વિશે, મહાનુભાવો સાથેના ફોટાઓ સાથે, એક લેખ છપાવેલો. એના પ્રચારાત્મક સૂરનો ઉલ્લેખ.

*

♦

## આલ્ટિમેટમ

આમાદેર બાંગલા દેશેર એઇ જે નતુન કાર્જકોરમ
દિયે દાઉ એકટિ ખાસા લમ્બા ચૌડા આલ્ટીમેટમ
દિયે દાઉ શીઘ્રી દાદા, બાર છ માશેર આલ્ટીમેટમ.

શોરદ દાદાર આલ્ટીમેટમ
દેખિયા બેટી કાંપવે બ્રીટન;
સુભાષબાબુર મુખ મશિન્ગન
છુટબે ગોલા આલ્ટીમેટમ!

આલ્ટીમેટમ દેવાર પોરે
જાઇબો શશુર–બાડી
ખાઇબો ખાંટી માછખાના આર
એકટા ચાઉલ–હાંડી

સંધ્યા બેલાય ધૂમબો ઘોરે
ધૂમબો ભોરે પો'ર દુપૂરે
સ્નાન સેરે એક બેશ પુકૂરે
માખવો માથાય તેલ પોમેટમ
દિયે દાઉ આલ્ટીમેટમ.

આમાદેર કુંજભોરા કોકિલ ડાકે 'આલ્ટીમેટમ'
આમાદેર ગર્દભેરા દાંડાય ભૂંકે આલ્ટીમેટમ

આમાદેર મુક્તિ આર ના દૂર
દિયે દાઉ આલ્ટીમેટમ
આમાદેર સકલ સૂરેર સૂર
સા રે ગ મ આલ્ટીમેટમ.

આલ્ટીમેટમ આર પોમેટમ
આલ્ટીમેટમ સોશ્યાલીઝમ
આલ્ટીમેટમ મેસ્મેરીઝમ

ઉફ્! કિ ચમત્કાર એઇ રીધમ
મિલલો આમાર ગાને!
આર કિ બાકી? વાહ! 'એથીઝમ'
બાજલો બાઉલ–તાને.

તાન દિયે ગાઉ ગોગોન ભોરા આલ્ટીમેટમ
મૂષક ચેંચાઉ! બીડાલ મ્યાંમ્યાંઉ! આલ્ટીમેટમ
ખાસા એક આલ્ટીમેટમ.

▫ રમણિક મેઘાણીએ કરેલો ગદ્ય અનુવાદ :

"આપણા આ બંગાળમાં હવે આ જ એક નવું કામકાજ છે : અલ્ટિમેટમ આપવાનું. આપી દો એક ખાસું લાંબું પહોળું અલ્ટિમેટમ! જલદીથી, મોટાભાઈ, ને એ માટે બાર-છ મહિનાની મુદત આપો.

"શરદભાઈનું અલ્ટિમેટમ જોતાં જ બ્રિટનનાં હાંજાં ગગડી જશે, એ થરથર ધ્રૂજવા લાગશે અને સુભાષબાબુના મુખરૂપી મશીનગનમાંથી અલ્ટિમેટમનો ગોળો વછૂટશે.

"અલ્ટિમેટમ આપ્યા પછી નિરાંતે જશું–મહાલશું સાસરાને ઘેર. ત્યાં સારી મઝાની માછલીઓ સાથે તપેલું ભરીને ભાત ખાશું ને સાંજ સુધી લાં...બી ઊંઘ ખેંચીશું. પહોર–બપોરે, વેળા–કવેળાએ ઊંઘીશું. મઝાની તળાવડીમાં લહેરથી નાહીશું

ને પછી માથે તેલ નાખીશું, પોમેડ લગાવીશું. તમે તમારે આપી દો અલ્ટિમેટમ બ્રિટનને!

"આપણી વાડીની કોયલના ટહૂકારમાં અલ્ટિમેટમ સંભળાય છે. આપણા ગર્દભરાજો પણ ઊભા ઊભા ભૂંકે છે અલ્ટિમેટમ! અ-લ્ટિ-મે-ટ-મ!

"આપણી સ્વાધીનતા હવે આઘી નથી. અલ્ટિમેટમ આપો એટલી જ વાર છે. આપણા સર્વ સૂરોનો એક જ સૂર—અ-લ્ટિ-મે-ટ-મ, સા-રે-ગ-મ, અ-લ્ટિ-મે-ટ-મ!

"અલ્ટિમેટમ ને પોમેટમ, અલ્ટિમેટમ—સોશ્યાલિઝમ, અલ્ટિમેટમ—મેસ્મેરિઝમ! ઉફ્! શું અજબ ચીજ છે આ અલ્ટિમેટમ! આપણા આ ગીતમાં કેવો પ્રાસ મળી જાય છે! હવે બાકી શું છે? વાહ! એથીઝમ!

"કેવું બાજે છે બાઉલ! તાનેતાન આપીને લલકારો અલ્ટિમેટમ! ગજવો ગગને અલ્ટિમેટમ! ઉંદર કેરા ચૂં-ચૂંકારે, બિલાડીના મિયાંઉંગાને, અલ્ટિમેટમ, અલ્ટિમેટમ, ખાસું એવું અલ્ટિમેટમ!

## (૧૯૭) રમણિક લા૦ મેઘાણી ઉપર

બોટાદ: ૨૬–૮–[૧૯૩૯]

રમણિકભાઈ,

તમારા કાગળની પહોંચ પણ લખવાનું રહી ગયું. તમે ચિંતા કરશો નહીં. હાલ એવું કશું કારણ નથી. મારા કાગળનો માનસિક બોજો હમણાં તો કાઢી નાખજો. ૦૦૦૦૦૦ હું મારા વિવેચન–સંગ્રહો છપાવવા મંડ્યો છું. તમને મારાં પુસ્તકો મળતાં નથી તે તો ભૂલી જ જાઉં છું. હવેથી તમારે જ મને યાદ કરી મગાવી લેવાં. ૦૦૦૦૦ ચિત્રાદેવીએ ભરેલાં ભરતકામ ખૂબ ભેગાં થયાં છે. એને જાહેરમાં લાવવાનું તમારા દ્વારા બને એવું એને ને મને લાગેલું. ત્યાં કલકત્તામાં એની ખપત ખરી? તમે ત્યાં દુકાને રાખીને કંઈ કરી શકો? એવું કંઈ બને ને, તો એને જીવનમાં ઉલ્લાસ બહુ રહે ને ઉદ્યમનું અભિમાન પણ રહે. ત્યાં કોઈ પ્રદર્શનોમાં એના નમૂના મુકાવી શકો? પરદેશી અથવા બંગાળી દુકાનોમાં બતાવી શકો? આ બહુ જરૂરનું છે.

લિ૦ ઝવેરચંદ

*

† 'ચિત્રાદેવીએ ભરેલાં ભરતકામ': કાઠિયાવાડનું અસલી લોકભરત તૈયાર કરાવીને તેનું વેચાણ કરવાનો વ્યવસાય પૂ૦ બાએ આરંભેલો તેનો ઉલ્લેખ.

(૧૯૮) રમણિક લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૧૭-૯-૧૯૩૯

પ્રિય ભાઈ રમણિક,

કાગળ મળ્યો છે. આજે તો ફક્ત પહોંચ જ લખું છું. ૦૦૦૦૦ આંહીં બધાં ઠીક છીએ. મારે શરીરે હમણાં 'એસિડિટી' જોર કરી રહેલ છે એટલે એક પગ ચાલતો નથી. દવા ચાલે છે. ત્યાં બાને પ્રણામ. જોતું કરતું મગાવજો. કાગળ બરાબર લખજો. દુકાનનું કેમ ચાલે છે ?

લિ૦ ઝવેરચંદ



(૧૯૯) પૂ૦ ચિત્રાદેવી-બા ઉપર

બોટાદ : ૨૧-૨-૧૯૩૯

વહાલી,

૦૦૦૦૦ અમે ખુશીમાં છીએ પણ તારો કાગળ વાંચી ગ્લાનિ થઈ. તને ત્યાં એક મહિનો કે વધુ રાખવાની મારી કાંઈ ઇચ્છા થોડી જ હોય? પણ તું થાકી ગઈ છે, તારો શ્રમ ઉતારવા જરૂર છે. મુંબઈ તેં પોતે જ પસંદ કર્યું, માટે મેં તો ફક્ત એટલું જ લખ્યું કે તને અહીંની ચિંતા થતી હોય તો નિષ્કારણ ચિંતા છોડીને શાંતિથી ત્યાં રહેવું. પણ ત્યાં બીજી અગવડોને કારણે રહેવું સુખરૂપ ન લાગે તો પાછા ગમે ત્યારે ચાલ્યા આવવું એ તો તારી જ મુન્સફીની વાત છે. ત્યાંના સંજોગો હું શું જાણું? તું જ જાણી શકે. એટલે જો ન ગમે તો ગમે ત્યારે પાછી ફરજે. આંહીં ઘરમાં જો શાંતિ મળી શકતી હોય તો આપણે તે શાંતિના માલિક છીએ જ. એમાં કોઈને પૂછવા-જવાપણું નથી.

'જન્મથી જ દુઃખિની' વગેરે વાતો તું લખે છે તેથી મને દુઃખ થાય છે. એ બધું ભૂલી જવાની શક્તિ તો તારે રાખવી જ જોઈએ. આપણે એવા નબળા વિચારો કરીએ તો દુઃખ વધે છે. માનસિક દુઃખ ન વધારવું કે વધારવું એ તો આપણા હાથની વાત છે. આંહીંની ચિંતા ન કરવા ફરી ફરી લખું છું. બાકી પાછા આવતાં રહેવું હોય ત્યારે મારી રજા મેળવવાની રાહ જોવી નહીં. જ્યાં જ્યાં મળવા કરવા જવું હોય ત્યાં નિશ્ચિંત બનીને જવું. દોડાદોડ કરવાથી મળવામાં પણ આનંદ ન રહે. સાચા સુખનું મધ્યબિંદુ તો સૌસૌના આત્માની અંદર છે. ૦૦૦૦૦

ભાઈઓને ૩૦ ચાલીસ આગ્રહ કરીને આપ્યા તે બહુ સારું કર્યું. તેઓનો કાગળ બનારસ જતાં ટ્રેઇનમાંથી ખુશીખબરનો હતો. બનારસ જઈને મને લખશે

પછી હું જવાબ લખીશ. છોકરા બેઉ મજામાં હશે. સંભાળ રાખજે. ૦૦૦ મને આંહીં એ યાદ આવે છે ત્યારે દુઃખ પામું છું. આંહીં ત્રણેય બાળકો મજામાં છે.

લિ૰ વાલુનાં ઘણાં ઘણાં વહાલભર્યાં ચુંબનો

(૨૦૦) **પૂ૰ ચિત્રાદેવી–બા ઉપર**

ભાવનગર : ૨૯–૯–૧૯૩૯

હું અમદાવાદ ન જતાં આંહીં આવ્યો છું. ઝાડામાં પરમદિવસે લોહી પડેલું. નબળાઈ બહુ આવી ગઈ એટલે આંહીં દાક્તરને બતાવવા આવ્યો છું. છોકરા પણ બેઉ સાથે છે. ૦૦૦૦૦ મારા હાથ એકાએક લખવાની શક્તિ ગુમાવી બેઠા છે તે પણ દાક્તરને બતાવેલ છે. ૦૦૦૦૦ નાથાભાઈ† ત્યાં તમારી પાસે શનિવારે આવશે. ઘરખરચના પૈસા નહીં હોય એમ માનું છું, તો તેમની પાસેથી લઈ લેશો. ચિંતા કરશો નહીં. છોકરાંને સાચવજો.

લિ. ઝવેરચંદ

*

† નાથાભાઈ : નાથાલાલ મ૰ શાહ

(૨૦૧) **સુભાગ્યચંદ વીરચંદ મોદી ઉપર**

[જેમના અતિઆગ્રહથી બાપુજીએ લગ્ન કરવાની હા પાડી હતી તે બહેન ૨૧૦ લાભુબહેનનાં પુત્રી લલિતાબહેનના સસરા]

બોટાદ : ૧–૧–૧૯૩૮

માનવંતા ભાઈશ્રી,

આપનો માયાળુ પત્ર મળ્યાને ઘણા દિવસો થયા. કામની જંજાળમાં જવાબ મોડો લખું છું.

આપના આશ્વાસન બદલ ઉપકાર માનું એ જ બસ નથી. આપના પત્રથી મારો ને આપનો સંબંધ—જે પૂર્વે કેવળ સ્નેહનો જ હતો પણ તે પછી તો જે સંબંધ વ્યવહારે ઘનિષ્ઠ બનેલો છતાં જેનો લાભ હું ઉઠાવી શક્યો નથી તે સંબંધ—તરફ હું ખેંચાઉં છું. ચિ૰ લલિતાને મળવા મારું મન વારંવાર ખેંચાયું છે. હું એના એક આત્મજન તરીકે એની સંભાળ લેવા જવાબદાર છું. મેં એ જવાબદારી દૂર રાખી કારણ કે મારા મનમાં કેટલાક સંશયો હતા. મારી અત્યારની સાંસારિક સ્થિતિમાં આપ એ સંબંધને ઇષ્ટ ગણશો કે નહીં તે વિશે મને ઘણો વસવસો હતો. હવે તો એ મારો ભય દૂર થાય છે.

લલિતા મને વહાલી છે. મારે ઘેર એ આવતી જતી થાય ને એને લીધે આપ સર્વનો પણ સંબંધ સક્રિય બને એ હું ને મારાં પત્ની બહુ જ ઇચ્છીએ છીએ. મારાં પત્નીએ મને આગ્રહપૂર્વક આપને વિનંતિ કરવા કહ્યું છે કે ચિ૦ લલિતાને એક વાર આંહીં જરૂર મોકલો, અથવા હું આપ કહો ત્યારે આવીને તેડી જાઉં. એ મારે ઘેર આવતી જતી થશે તો હું મારી ફરજ થોડી ઘણી પણ બજાવતો થઈશ. રાજકોટ આવીશ ત્યારે હું જરૂર જરૂર મળીશ. ઘેરે આવીશ. આપને ન મળ્યાં તો કેટલાં વર્ષો થયાં ! ચિ૦ લલિતાને અમારી શુભાશિષો.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદનાં વંદન



(૨૦૨) સુભાગ્યચંદ વી૦ મોદી ઉપર

બોટાદ : ૨૧-૯-૧૯૩૬

સદા માનવંતા સ્નેહીશ્રી,

આપનો કૃપાપત્ર વાંચી અત્યંત આનંદ થયો. મારા તરફથી પત્રવ્યવહાર બંધ હોવા છતાં આપે જે સદ્‌ભાવ સાચવ્યો છે તે માટે બહુ જ આભારી બન્યો છું. ગઈ કાલે ભાવનગરથી ચુનીલાલ પારેખનો કાગળ હતો તેમાં ચિ૦ લલિતાને ત્યાં લાવ્યાના ખબર હતા. હું તો આ વખતે જ ચિ૦ લલિતાને મળવા જવાનો હતો પણ છેલ્લા ચાર દિવસથી મારા પગમાં ચંદ્રિયાએ દેખા દીધેલ છે. કશથી તો પગ એટલો પકડાઈ ગયો છે કે પથારીવશ છું. સારો થઈશ કે તુર્ત જ જઈ ને ચિ૦ લલિતાને લઈ આવીશ.

લલિતાને મેં ઘણાં વર્ષોથી જોઈ નથી. કોઈ દિવસ એની ખબર પણ લીધી નથી. આપના જેવા અમૂલખ સ્વજન મળ્યા તેનો પણ લાભ લીધો નથી. જીવતમાં ઘણી ઘણી ફરજો ચુકાઈ છે જેના ઓરતા કરવાનો સમય હવે ઉત્તરદશામાં આવી પડ્યો છે. આપ સૌ તો ઉદાર છો ને મારી ખામીઓને ભૂલી મારા પ્રત્યે સન્માન ધરાવો છો. મેં તો જમાઈને પણ પૂરા જોયા નથી. એક વાર લગ્ન પૂર્વે મુંબઈમાં મળેલ પણ હવે ઓળખી ન શકું. એટલે ચિ૦ લલિતાને આંહીંથી હું રાજકોટ મૂકવા આવું તે તો મારી લોભ અને ફરજ છે, પણ એક વિનંતિ કરું કે આપ જ તેડવા આવો એટલે મારું આંગણું પાવન થાય, ને એક આંટો આપના પુત્રને પણ મોકલો તો આભારી બનું. સંબંધનાં સુકાયેલાં ઝરણ એ રીતે જ પાછાં ફરી વહેતાં થશે. કુશળ હશો. પત્ર લખતા રહેજો.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦



## (૨૦૩) સુભાગ્યચંદ વી૦ મોદી ઉપર

બોટાદ : ૧૩-૧૦-૧૯૩૯

માનવંતા સ્નેહી ભાઈશ્રી,

રાણપુરથી કાગળ લખ્યા બાદ ઘેર આવતાં આપનો કાગળ મળ્યો. ૦૦૦૦૦૦ લલિતા ને તેનાં બચ્ચાં મારે ઘેર ક્યાંથી! તેની સેવાસંભાળ રાખવાની મારી પણ આપના જેટલી જ ફરજ ઉપરાત લ્હાવ છે. મને એ બોજો થાય નહીં. ૦૦૦૦૦ લલિતાને મૂકવા માટે આંહીંથી માણસ સાથે આવશે. આવવું તો હતું મારે પોતાને જ, પણ દુર્ભાગ્યે મને છેલ્લા એકાદ મહિનાથી પગમાં સંધિવા લાગુ પડ્યો છે. કાલે ઘેર આવ્યા પછી તદ્દન પથારીવશ છું. પગ મંડાતો નથી. નહિતર આપને સર્વેને મળવાની ઉત્કંઠા ઘણી છે. શ્રી નવલચંદને આપ આંહીં ખાસ તેડી જવા મોકલો તે બરાબર નથી. હું મારા માણસને જ મોકલીશ. બાકી મારે ઘેર જમાઈ મહેમાન દાખલ આવે એ તો મેં ક્યારનું માગ્યું છે. એ રીતે આવે તો રાજી થાઉં, પણ આપની માંદગી હોઈ ત્યાંની અગવડમાંથી અહીં તેડવા આવે એ હું ન ઇચ્છું. જરૂર પણ નથી. હું બરાબર સલામતીથી ત્યાં પહોંચાડીશ. ચિ૦ લલિતા નોરતાં રહે છે. એ જ

લિ૦ સ્નેહી ઝવેરચંદનાં વં૦

## (૨૦૪) ચુનીલાલ કં૦ પારેખ ઉપર

રાણપુર : ૩-૧૦-૧૯૩૯

પ્રિય ભાઈ,

સુખરૂપ પહોંચી ગયા હશો. છેલ્લો વિષય મારી બા સંબંધે નીકળેલો તેમાં હું ઉગ્ર બન્યો એ બરાબર નહોતું. આપને મેં દુભવ્યા. લલિતા સાથે જ એને રૂ૦ પચીસ મોકલું છું ને પછી જરૂરિયાત મુજબ મોકલતો રહીશ. દરમ્યાન આપ ત્યાં જઈ એના પથારાનો બને તેટલો સંકેલો કરાવી લ્યો. એ આપ જ કરી શકશો. મારે એમની એક પાઈ પણ નથી જોતી તે પ્રભુસાક્ષીએ કહું છું. એમનું દ્રવ્ય, એક પાઈ પણ, મારાં બાળકોનેય ન મળે એવી મારી ઇચ્છા છે, પણ એમનું હરામી લોકો ખાઈ જાય છે એ નથી સહેવાતું. આપ કહો તો એમને રાણપુર બોલાવી લઉં, પણ આંહીં આવીને શાંતિથી રહે તો સારું, નીકર છોકરાં ઊલમાંથી ચૂલમાં પડશે.

લિ૦ ઝવેરચંદ

## (૨૦૫) રવિશંકર મ૦ રાવળ અને બચુભાઈ રાવત ઉપર

રાણપુર : ૧૪–૮–૧૯૩૯

પ્રિય ભાઈ,

કાગળ તથા મારું માનીતું, મારી ઝંખનાનું, ચિત્ર મળ્યાં. એ પરમારની તસવીર આજે 'કલમ–કિતાબ' માટે મોકલી છે. એ તસવીરને લગતો ઇતિહાસ મને શામાંથી મળે ? તો હું વાર્તા લખું.

કવિશ્રી પ્રદીપ વિશે આપે જેટલું લખ્યું તેથી તો વધુ જાણવાની ને 'કલમ–કિતાબ' દ્વારા જણાવવાની જિજ્ઞાસા વધી, પણ મુંબઈના કોઈ છાપામાં કેમ કશો ઉલ્લેખ ન મળે ?

મારે તો રેડિયો પ્રોગ્રામ નકામો કેમ કે આંહીં રેડિયો છે નહીં. બોટાદ માટે એક લેવાની કોશિશ કરું છું. તમે તેમાં કાંઈક દોરવણી દેશો ને ? બોટાદમાં વીજળી નથી.

મારું નવું પુસ્તક 'બીડેલાં દ્વાર' મેં તમારી રજા વગર તમને અર્પણ કર્યું છે ને હું તો તમને હંમેશાં વડીલ બંધુ જ માનું છું. આપણે ભલે કોઈક જ વાર મળી શકતા હોઈએ, ભલે વ્યવહારમાં વચ્ચે ઝોળ પડ્યો, છતાં તમારી સાથેની આત્મીયતા મેં કદી જરીકે ગુમાવી નથી ને જીવનની અનેક અબળખાઓ માંહેની એક તો તમારી સાથે દિવસોના દિવસો ગાળી તમારી વાગ્ધારા મૂંગે મોંએ ઝીલવાની છે પણ એવી નિરાંત મળતાં પહેલાં મૃત્યુનો દૂત આવી પહોંચશે એવી ધાસ્તી છે. મારાં આંગળાં પર એનો દંડ પડી ચૂક્યો છે.

પ્રિય બચુભાઈ, તમારો મૂલ્યવાન ને મૌલિક નિબંધ મળ્યો છે ને હું એની નોંધ 'કલમ–કિતાબ'માં લેતો રહી ગયો છું. આવતા પછીના અંકે લેવાનો જ છું. આપણે ગુજરાતમાં જે નવી દૃષ્ટિઓ કેળવી રહ્યા છીએ તેમાં ઘણો મોટો દાવો રવિભાઈનો છે. ૦૦૦૦૦

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વંદન

*

### પરમારની તસવીર

"પરમાર વીરધારા વર્ષદેવની આબુ પહાડના અચળગઢ પર આવેલી પ્રતિમાની આ તસવીર રવિશંકર રાવળે ખેંચેલી ને તેમના સૌજન્યથી મળી છે. ધનુષધારી હાથવાળો ખંડ તૂટીને જુદો પડી ગયો છે. આજે જે સ્થિતિ આ પ્રતિમાની બની છે તે જો ચાલુ રહેશે તો પાંચ વર્ષ પછી આ અવશેષનું અસ્તિત્વ નહીં હોય."
[૧૬–૮–૧૯૩૯ના 'કલમ-કિતાબ'માં બાપુજીએ લીધેલી નોંધ.]

## 'બિડેલાં દ્વાર' : અર્પણ

ગુજરાતના યૌવનને અથાક પુરુષાર્થ વડે શોધી શોધી સંભાળપૂર્વક ઘડી રહેલા માનવતાના સાચા શિલ્પી શ્રી રવિશંકર રાવળને.



## (૨૦૬) ગુલાબદાસ બ્રોકર ઉપર

રાણપુર : ૩–૨–૧૯૪૦

સ્નેહી ભાઈશ્રી,

તમારો સ્નેહભર્યો કાગળ મળ્યો. ઘણો આનંદ થયો. ૦૦૦૦ તમારા કાગળોની મને વિશેષ મોટી કિંમત છે કેમ કે તેમાં કાંઈક ને કાંઈક નવી માહિતી સાહિત્યને લગતી હોય છે. તમારા વ્યાપારી જીવનની વ્યગ્રતા વચ્ચેથી સુભગ પળો ઝડપી લઈને તમે સાહિત્યવાચનને અર્પો છો એ પોતે જ નોંધપાત્ર વસ્તુ છે ને એ વાચન તમારી મનોભૂમિમાં વિવેચનરસિક બની રહે છે તેટલી વિશિષ્ટતા. એટલે તમારા વાચનમાંથી તમારી વ્યાપારગ્રસ્ત મનોભૂમિ પર જે જે આંદોલનો પડે તે મને જો કોઈ કોઈ વાર લખતા રહો ને, તો હું એનો લાભ વાચકજગતને આપું. આવા personal contact ને હું પુસ્તકોનાં અવલોકનો કરતાં કે વિદ્વતાભર્યા લેખો કરતાં વધુ મહત્ત્વનો માનું છું. વાચકોનું શ્રેય પણ વિશેષ ભાગે એમાં જ છે.

નવલિકા સંબંધે તમારી વાત ખરી છે કે એ લખાતી નથી એવો મારો ખ્યાલ વધુ પડતો હતો, પણ એના સુંદર કલાસ્વરૂપ તરીકેના સ્થાન પરથી એને ખેરવવામાં આવી છે એ મને તો બહુ સાલે છે. તમારી કથાઓ વાંચી શક્યો નથી. વાંચી જઈશ જરૂર. ઉતાવળે આટલું જ.

લિ૰ સ્ને૰ ઝવેરચંદ



## (૨૦૭) ઉમરભાઈ ચાંદભાઈ ('કિસ્મત') કુરેશી ઉપર

[પછી જાણીતા કવિ-ગઝલકાર]

રાણપુર : ૧૯–૨–૧૯૪૦

સ્નેહી ભાઈશ્રી,

કાગળ મળ્યો. એ મહેરબાની બદલ આભાર. આપે બતાવેલી ભૂલ બરાબર જ હશે એમાં શંકા નથી. મારી બીજી ભાષા સંસ્કૃત હોવાને કારણે એ ભૂલ થઈ ગઈ છે. નવી આવૃત્તિમાં સુધારી લઈશ. આવી ભૂલ બતાવવામાં આપનું દિલ સંકોચાયું શા

માટે જોઈએ ? આપણે બધા પરસ્પર બીજી બાબતમાં તો ઠીક પણ સાહિત્ય અને ભાષા બાબતમાં તો આવો સહકાર કેમ ન રાખીએ ?

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં સલામ

*

♦ મેટ્રિકના વિદ્યાર્થીનો આભાર

"લોકસાહિત્ય વિશેના એક લેખમાં મુ૦ મેઘાણીભાઈએ ઈરાનના સુવિખ્યાત કવિ હાફીઝ શીરાઝીની ફારસી કડી ટાંકી છે :

"અગર આઁ તુર્કે શીરાઝી
બદસ્ત આરદ દિલે મારા
બખાલે હિન્દુયશ બખ્શમ
સમરકન્દો બુખારારા

(ભાવાર્થ : શીરાઝી લલના મારા દિલને જીતી લે તો તેના ગાલના શ્યામ તલ ઉપર સમરકન્દ અને બુખારા નિછાવર કરી દઉં.)

"શેરમાં એક શબ્દમાં ભૂલ હતી તે પ્રત્યે મુ૦ મેઘાણીભાઈનું લક્ષ ખેંચવાની હિંમત કરેલી અને તેનો આવેલ એક મેટ્રિકના વિદ્યાર્થીનો પણ આભાર માનતો પ્રત્યુત્તર આ સાથે સામેલ છે." ['કિસ્મત' કુરેશીની નોંધ.]



(૨૦૮) **ભાઈલાલ પ્ર૦ કોઠારી ઉપર**

રાણપુર : ૨૪-૩-૧૯૪૦

સ્નેહી ભાઈશ્રી,

આપનો કાગળ મળ્યો અને તેમાં જૂની ઓળખાણ તાજી કરાવી તેનો મને આનંદ થયો. ભાઈ કિસનસિંહને ઘેર ત્રણચાર સ્નેહીઓને મળ્યાનું યાદ છે પણ ચહેરા ભૂલી ગયો છું. આપને નજરે જોઉં તો તો બેશક ઓળખી કાઢું. અત્યારે મોં યાદ ન આવવા છતાં સ્નેહનો સ્પર્શ પામું છું.

'કાવ્યશક્તિ' ને 'સાહિત્યવિમર્શ'ની અક્કેક પ્રત મારા પર અંગત ને અકકેક આંહીં બારોબાર અવલોકન માટે મળી તે પરથી મેં માન્યું કે 'કલમ-કિતાબ' માટે જ હશે પણ જો આપે બારોબાર મુંબઈ આ ચાર ઉપરાંત બીજી બે પ્રતો મોકલી હોય તો આંહીંની બે 'ફૂલછાબ'માં સમીક્ષા માટે આપું. બેશક, વધુ પ્રતો ન મળે તો પણ 'ફૂલછાબ' તો એવાં સુંદર પુસ્તકોની નોંધ લેવાની ફરજ જ ગણે પણ આ તો અમારું આંહીંનું પુસ્તકાલય એ માન પામે તેટલી ઇચ્છા રહે.

બેઉ પુસ્તકોની ટૂંકી નોંધ આજના જ 'કલમ–કિતાબ'માં આપે જોઈ હશે. એને વિશે વિસ્તારથી લખવાની ઉત્કંઠા હતી તેથી જ મોડું કર્યે જતો હતો પણ છેવટે મને બીક લાગી કે સમય ને સ્થળ બેઉનો સંકોચ નડશે તેથી મેં ટૂંકમાં પણ નોંધ લીધી છે.

'જીવન અને વિજ્ઞાન'ના પુસ્તકની મને સ્મૃતિ જ નથી. આંહીં તેમ જ મારે ઘેર તપાસ કરાવું છું પણ હરકત ન હોય તો એક પ્રત બારોબાર અહીં પહોંચાડશો? આપને ઘસારો આપતાં દુઃખ પામું છું પણ 'જન્મભૂમિ' પર જતાં પુસ્તકો કોઈ કોઈ વાર ગેરવલ્લે તો નહીં પણ રઝળપાટે ચડી જાય છે. મારી નોંધની આપને હૃદયે કિંમત છે એ જાણીને હું પ્રોત્સાહન પામું છું. આજકાલ વિવેચનનું ક્ષેત્ર એવી રીતે ખેડાય છે કે વિવેચકની પાસે બધા જ વિષયોની જ્ઞાનમૂડી હોઈ શકે નહીં એથી કરીને કોઈક પુસ્તકોને અન્યાય મળી જવા પણ સંભવ હોય છે. છતાં લેખકો એકંદરે વિવેચકો પ્રતિ ઘણા ઉદાર રહે છે તે મારો અનુભવ છે.

'ભાષાવિજ્ઞાન પ્રવેશિકા'ની પ્રસ્તાવનાનો ભાવ મને ખૂબ જ ટીકાપાત્ર લાગેલો. આપણે ઘડતરદશામાં છીએ એ હું કબૂલ કરું છું પણ આપણી વાઙ્મયપ્રવૃત્તિને કંગાળ કહેનારાઓ પ્રત્યે હું સમાધાનદૃષ્ટિથી જોઈ શકતો નથી. પરપ્રાંતો પ્રત્યેનો આપણો અહોભાવ કોઈ કોઈ વાર આંધળો લાગે છે. આપ સંમત થયા એ જાણી હિંમત વધી.

'ગુરુ ગોવિંદસિંહ' ન લખી શકવા બદ્દલ હું ખરેખર દિલગીર છું. તમારા ત્યાંના મંડળમાં મારા પ્રતિની ઉદાર લાગણીને હું જાણું છું. વળી જ્ઞાનપ્રચારનું વડોદરા જેવું મહાન માધ્યમ મને આકર્ષે એમાં નવાઈ નથી પણ હું તો અહીં ગળાબૂડ છું. ફાજલ પડે તેવી શક્તિ નથી.

મંજુભાઈ કૉલેજમાં ગયા તેની તો મને ખબર જ નહીં. એમને સ્થાને આવેલા આપ મારી સાથે આમ સીધો સંપર્ક બાંધો છો એ માટે ખરેખર આભારી છું.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વંદન

*

† ભાઈ કિસનસિંહ : કિસનસિંહ ચાવડા.

† મંજુભાઈ : મંજુલાલ ર૦ મજમુદાર, અધ્યાપક, વિવેચક.

† 'ગુરુ ગોવિંદસિંહ' : સયાજી સાહિત્યમાળા તરફથી ગુરુ ગોવિંદસિંહ વિશે પુસ્તક લખી આપવા બાપુજીને વિનંતી થઈ હતી તેનો ઉલ્લેખ.

(૨૦૯) **મનસુખલાલ ઝવેરી ઉપર**

રાણપુર : ૨૬–૮–૧૯૩૯

પ્રિય ભાઈ,

કાગળોની પહોંચ લખતાં પણ હું ચૂકું છું છતાં તેનો યથોચિત ઉપયોગ હું દર વખતે કરી લઉં છું તે જોતા હશો. મારી વ્યગ્ર સ્થિતિની દયા ખાજો ને મને કાગળો લખતાં અચકાશો નહીં કેમ કે એવા કાગળો મને સહાયભૂત થવા ઉપરાંત મારા હૃદયને ભીનું રાખે છે. મુંબઈ આવ્યો ત્યારે તમારાં પત્નીની માંદગીનું જાણેલું. હૉસ્પિતાલે આવવા ખૂબ ઇચ્છા હતી પણ વખત કાઢી ન શક્યો. હવે તો સારું છે ને? તમે દેશમાં આવતા જ નથી કે શું? રાણપુર ક્યાં દૂર છે? કેમ ફરકતા જ નથી? તમારા કાવ્યસંગ્રહની ઉત્સુકતાભેર રાહ જોઉં છું. હું પણ મારાં વિવેચનો [ને] નિબંધાત્મક લખાણો છપાવું છું. ત્રણ–ચાર ચોપડીઓ થશે. પહેલી લોકસાહિત્ય પર.

'કલમ–કિતાબ'માં ચર્ચા કરી છે. જવાબ પણ આવ્યો છે, છાપવા નહીં પણ પરિસ્થિતિ સમજાવવા. તમારા લખાણમાં હું જરૂરી ફેરફારો કરું છું તે જોતા હશો. વાંધો નહીં લાગતો હોય. તમારા વિચારોનો ઊંધો અર્થ હું કરું કદી? વિશ્વાસ રાખજો.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદ



(૨૧૦) **મનસુખલાલ ઝવેરી ઉપર**

રાણપુર : ૬–૯–૧૯૩૯

પ્રિય ભાઈ,

કાગળ વાંચતાં વાંચતાં મને પેટ ભરીને હસવું આવ્યું છે, પણ એક તો હસવું ને બીજી હાણ. ભલા ભાઈ! આ બધા અનુભવો તમને અકળાવી રહ્યા છે તે શું ગુજરાતને તમે નંદનવન કલ્પી હતી? જો આવું આવું ગોતવા ને દિલ પર લેવા બેસશો તો તમારાં મૂઠી હાડકાં તે પણ વહેલાં લાકડે જશે. નવી ગુજરાત સર્જવી હશે તો બહુ ધીરજ ને સહિષ્ણુતા જોઈશે તેમ જ નહીં પણ ખૂબ અલિપ્તતા જોઈશે. મને મુંબઈનો અનુભવ છે. તમને થતો આવે છે. તે પરથી એક ગાંઠ વળાવું? આ બધી જ ટોળકીઓની ધમાલમાંથી ખસી જઈ એકચિત્તે અભ્યાસી બનજો, social contact જરૂર પૂરતા જ રાખજો ને એક દસકા સુધી અભ્યાસનિષ્ઠા ટકાવી રાખી એવી તૈયારી કરજો કે ગુજરાત તમારી પાસે માગતી આવે. તમારા યૌવન-કાળનો ધ્વંસ મુંબઈના આ ચેનચાળાથી ન કરાવી બેસતા. તમે scholar છો, અભ્યાસનિષ્ઠ પ્રકૃતિના છો. એ પ્રકૃતિને હણાવા દેશો નહીં. મુંબઈમાં તો પ્રસિદ્ધિ ને

મહત્તા પામશો તોય તમે મરી રહેશો ને ઉપેક્ષા પામશો તો દંશીલા બનશો. માટે મુંબઈની છાતી પર રહીને પણ સ્વત્વ ન ચૂકજો, ભાઈ! મુંબઈ–અમદાવાદ તો અત્યારે સાહિત્યદૃષ્ટિએ ભયંકર બનેલ છે. વધુ શું લખું?

તમારો ઝવેરચંદ



(૨૧૧) **મનસુખલાલ ઝવેરી ઉપર**

[રાણપુર] : ૧૭–૧–૧૯૪૦

પ્રિય ભાઈ,

છેલ્લો લેખ મળી ગયો છે. ક્રમશઃ એ પણ આવી જશે. તમે 'કલમ–કિતાબ' માટે જે મોટી મહેનત લઈ આ પાનાની શોભા વધારી છે તે માટે આભાર તો શું માનું? આપણું સાહિત્યધોરણ ઉચ્ચગામી બને તેવી ચર્ચારીતિનું તમે સૌને દર્શન કરાવેલ છે. એની અસર તાત્કાલિક નહીં પણ લાંબે કાળે થશે જ થશે. મારો એ અનુભવ છે કે જવાબદાર અને સત્યપરાયણ પ્રમાણિક વિવેચન જતે દહાડે ઘણા પૂર્વગ્રહો ભેદી શકે છે. હજુ તો તમારો આ પહેલાંનો લેખાંક ચાલે છે. તેમાંનો આવતા શનિ માટે લીધેલી ભાગ, તેમાંથી મેં ટૂંકાવવાના જ હેતુથી જે ફકરા બાદ લીધા છે તે તમારી પાસે તો રહેવા જ જોઈએ તે માટે, આ સાથે મોકલું છું. તમે જે નકલ સંઘરતા હો તેમાં આ ફકરાનું ટાંચણ કરી રાખશો કે જેથી ભવિષ્યમાં કામ લાગે.

મહેન્દ્ર તમારો લાભ લઈને પૂરેપૂરો તૈયાર થતો હશે. એ સુયોગ તો હું ઈશ્વરદત્ત જ સમજું છું. એનો હમણાં કાગળ નથી પણ તમારો આવે છે એટલે એના કુશળખબર જાણી લઉં છું.

લિ. ઝવેરચંદનાં સપ્રેમ વંદન



(૨૧૨) **મનસુખલાલ ઝવેરી ઉપર**

[રાણપુર] : ૨૨–૧–૧૯૪૦

પ્રિય ભાઈ,

પત્ર મળ્યો. આજે તમારું મૅટર વાંચી જતા મને લાગ્યું કે 'કલમ–કિતાબ'નો એકંદર વાચકસમૂહ આ વિષયને સમજી નહીં શકે અને અન્યાય કરી બેસશે. એટલે મેં એમાંથી છેલ્લાં ઉપસંહારનાં પાનાં રાખી તે પર મારા તરફથી પીઠિકામાં ખુલાસો મૂકી બાકીનું મૅટર તમને આજે પાછું વાળેલ છે. તેની ગતાંકમાં પણ રહી ગયેલ જે પાનાં તે પણ મજકુર વિષય ગતાંકમાં આવી ગયો ને પૂરો થયો ગણી પાછાં મોકલું છું, ને મેં ખાતરી કરી લીધી છે કે એથી લેખ બિલકુલ અપૂર્ણ કે અધ્ધર રહી જતો નથી.

અક્ષરમેળ–છંદોની તપાસવાળો આખો મુદ્દો રાખી લેવા પડ્યા બદલ ખરે જ તમારો દોષિત છું, પણ મને એ જરૂરી લાગ્યું. એ લેખ પોતે ખૂબ ચોટદાર અને અભ્યાસયુક્ત છે તે વિશે તો મને શંકા જ નથી. એ અન્ય કોઈ સ્થળે પ્રકટ કરાવવા જેવો છે ને પુસ્તિકામાં તો એ જેવો ને તેવો જ મૂકી શકાશે—મૂકવો જ જોઈએ. ઉતાવળે વધુ કાંઈ લખતો નથી.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

*

† 'આ વિષયને': નવી લખાતી કવિતાઓ સમાજના હૃદય સુધી કેમ નથી પહોંચતી, એ વિશે કવિ ખબરદારે લખેલા વિશ્લેષણના જવાબમાં મનસુખલાલ ઝવેરીએ લખેલી લેખમાળા 'કલમ–કિતાબ'માં હપ્તાવાર પ્રગટ થયેલી.



## (૨૧૩) મનસુખલાલ ઝવેરી ઉપર

રાણપુર : ૪–૫–૧૯૪૦

પ્રિય ભાઈ,

બંને કાગળો મળ્યા છે. પહેલાની પહોંચ પણ મારાથી લખી ન શકાઈ કેમ કે એક તરફથી ભેટપુસ્તક પૂરું કરવાનું કામ, પેપરનું કામ, ને બીજી તરફ મારે એક ગુંડા સાથેના પ્રસંગમાં અદાલતી પ્રકરણ ઊભું થયું છે તેની ખટપટમાં રોકાઈ રહેલો. મહેન્દ્ર આવ્યો કે તુર્ત મેં તમારા સમાચાર પૂછેલા. એ તમને મળવા આવેલો પણ મેળાપ ન થયો. તમને એ રીતે વારંવાર યાદ કરું છું. તમારી જંજાળની કલ્પના બરાબર આવી શકે છે. હવે તમે જલદી આરામ પર ઊતરી જાઓ નહીં તો ક્યાંક ભાંગી પડશો. મને તો લાગે છે કે દેવલાલી અમદાવાદ બધું છોડી પહેલાં જામનગર પહોંચો કેમ કે નહીં તો જ્યાં જશો ત્યાં એ કૌટુંબિક લાગણી પાછળ પાછળ આવી વ્યથિત કરશે.

બોટાદ–રાણપુર તો આ વેકેશનમાં આવવાનું જ છે, પણ તમે આપેલી તારીખે નહીં. એ બેઉ દિવસો, મંગળ–બુધ, મારે રાણપુરના સખ્ત પ્રવૃત્તિના દિવસો. તે પછી તા૦ ૧૮–૧૯ મારે કોર્ટમાં દોડાદોડ છે, મુદતો છે. માટે પહેલાં જામનગર જઈ આવો, પછી શુક્ર–શનિ જેવા દિવસો અથવા રવિ–સોમ, ગમે ત્યારે, નક્કી કરશું. જામનગર[થી] મને કાગળ લખશો ને ત્યાં હસમુખબહેનને મારાં વંદન કહી ખબર પૂછજો. દાંતનું ચોકઠું બરાબર બંધ ન બેસે ત્યાં સુધી મુંબઈ ન છોડવું એ સાચું છે. You can drop Devlali unless inevitable કારણ ચાર દિવસ દેવલાલીના એટલે ચટણી પણ

નહીં. હવે વધુ લખતો નથી. તમે જલદી આરામ લેવા માંડો અને એક જ ઠેકાણે નિરાંત કરીને રહો. ઉતાવળે આટલું જ.

લિ૦ ઝવેરચંદ

*

† 'ગુંડા સાથેનો પ્રસંગ' : જુઓ પત્ર ક્ર૦ ૨૧૫.

## (૨૧૪) મનસુખલાલ ઝવેરી ઉપર

રાણપુર : ૧-૯-૧૯૪૦

પ્રિય ભાઈ,

બેઉ પત્રો મળ્યા. ગયું આખું અઠવાડિયું હું ત્યાં આવું આવું થઈ રહેલો. પરમ રોજ રાતનું પરિયાણ તો લગભગ નક્કી હતું પણ પછી કામની ભીંસના વિચારે એ બંધ રખાવ્યું. હવે તો બે અઠવાડિયાં મોડું થશે કેમ કે આવતા અઠવાડિયે મારે વીસનગર કલોલ [જવાનું] છે, તે પછીને અઠવાડિયે પાટણ. પછી રાજકોટ આવું. ૦૦૦૦૦

શ્રી ઝવેરીએ લખેલ કાગળનો તુચ્છકાર હવે કડીબંધ સમજી શકાય છે. એ કાગળો પાછા મોકલું છું ને મારી કવિતા વિશેનો લેખ થોડો વખત રાખું છું. મને એ બહુ જ ગમ્યો છે જો કે તમારું દૃષ્ટિબિંદુ ચર્ચા માગી લે તેવું છે, પણ મિત્રો પરસ્પર આવી તટસ્થ દૃષ્ટિથી તપાસીને હિંમતભેર લખી શકે એ કેટલું સુંદર છે! ઉતાવળે ફક્ત આટલું જ લખી વિરમું છું.

લિ૦ સ્ને૦ ઝવેરચંદ

*

† શ્રી ઝવેરી : કૃષ્ણલાલ ઝવેરી



# પાશવતાનો પ્રતિકાર : ૧૯૪૦

['ફૂલછાબ'માં પોતાનું લખાણ છાપવાનો વારંવાર દુરાગ્રહ કરીને હિંસક ધમકીઓ આપનાર એક નામચીન માથાભારે શખ્સે એક બપોરે બોટાદ સ્ટેશને બાપુજીના અંગત મદદનીશ હાથીભાઈ ખાચર પર હુમલો કરી મારામારી કરી ત્યારે બાપુજી પસાર થતી મેઇલ ટ્રેઇનમાં મુસાફરી કરી રહેલા રતિલાલ શેઠ સાથે વાતો કરતા હતા. કોઈએ દોડી આવીને ખબર આપતાં વેંત બાપુજી દોડ્યા. બાપુજીને જોતાં જ ગુંડાએ એમની પર ધસારો કર્યો. પોતાની પાઘડી ઉતારીને દૂર ફંગોળીને એ ગુંડાની જ લાકડી આંચકીને સ્વરક્ષણાર્થે એ લાકડીના પ્રહારોથી એને ધૂળ ચાટતો કર્યો એ દૃશ્ય જંક્શન પર સામસામી ઊભી હતી તે બંને ટ્રેઇનના સેંકડો મુસાફરોએ ફૂંડાળું વળીને જોયું : દૂર ફંગોળાયેલી પાઘડી, રોષભરી લાલઘૂમ આંખો, હવામાં ઊછળતાં વાંકડિયાં ઝુલ્ફાં, ગાત્રો શિથિલ કરી દે તેવી ત્રાડો વચ્ચે લયબદ્ધ પડતા લાકડીના ફટકા...... એ મુસાફરો એ રૌદ્ર સ્વરૂપ વીસરી નહીં શકે... પરિણામે મંડાયેલા ખટલા વિશેના બે પત્રો.]

*

## (૨૧૫) નટવરલાલ સૂરતી તરફથી

[ભાવનગર રાજ્યના વસૂલાત અધિકારી અને પછી નાયબ દીવાન]

Personal

Bhavnagar : 9-4-1940

My Dear Sjt. Meghanijee,

I was sorry to learn that a few days back on the Botad railway station you were involved in a small incident with a notorious bully and *goonda.* I do not know all the details of the incident but I know you and I know that unless the provocation was grave, extreme and of a kind that it was humanly impossible to put up with, you would not have acted in the way you are reported to have. At the same time I am most glad that when the position became intolerable you did not stand on false notions of prestige and gentlemanliness but allowed your manhood to assert itself. We are all first men before being gentlemen or anything else and by calling the *goonda's* bluff and accepting the challenge to your manhood in the way you evidently seem to have done and for which you deserve the warmest congratulations of all who can understand you have, in my humble opinion, rendered a great public service

of a rare kind and I dare say the same will go a great way in putting in their good behaviour bad characters of this type who are to be found in every society, and thus materially contributed towards individual and social security in Botad.

Indeed, such acts of individual heroism and courage, if they are timely, would in the end prove the means of preventing grave breaches of peace such as are being continually reported from all parts of the country. Even in the present case, had those who had been the victims of threats of violence from this bad character taken timely action without standing on false prestige and camouflaging their cowardice under a pretended sense of अहिंसा or largeminded forgiveness or the like—all which is no doubt deceiving one's self and deceiving others—the trouble would have been nipped in the bud and things would never have reached their present pass. I am reminded of what late Mr. Inverarity, one of the most eminent lawyers of the Bombay Bar ever had, once said in the course of a lecture to the students of the Bombay Law College. I am unable to recall his exact words but what he said in effect was that he hoped none of us would ever go through life without assaulting someone at some time. What he meant to imply was that in one's passage through one's life one is bound to be confronted with situations which challenge one's manhood and require one to act on the spur of the moment in a manner that may involve a technical breach of law. Indeed, when one comes to think of it one feels that there are obvious limits to the protection which Law —especially Law as at present administered—can give; and when that limit is passed one has to take the protection in one's own hand even at the risk of being misunderstood and perhaps dragged into court proceedings.

I dare say you remember the famous Bavla case, and how some passing European military gentlemen on seeing a man and a woman being murderously assaulted went to their rescue at great risk to themselves and succeeded in saving the life of the woman and arresting some miscreants. Of course, the military gentlemen were complete strangers to the parties on either side. Indeed, they were booked to sail for England by the next boat. But as a result of their humanitarian intervention their departure was delayed. At times the feeling comes over one that if the English rule over us, it is because

men of the type of these military gentlemen are more numerous in English society than are found in our Indian society and unless we in India develop these traits of true manliness and courage in a far greater measure than we at present possess, we shall never be fit for real freedom and even if we got it we shall not be able to keep it long.

With best regards, I remain

Yours sincerely,
Natwarlal Surti

P.S. I had intended to send you this letter earlier, but more pressing preoccupation prevented me from doing so. In a way, after you met me yesterday, writing this letter to you may indeed seem superfluous. And still if I am doing so, it is more for my own satisfaction than anything else—for giving vent, so to say, to the sentiments and feelings roused in me on hearing of this incident. From your point of view you have done what you have done, I am convinced, only from a high sense of duty without in any way caring for outside approval or approbation. N.

◘ અનુવાદ

**અંગત**

ભાવનગર : ૯–૪–૧૯૪૦

મારા પ્રિય શ્રીયુત મેઘાણીજી,

થોડા દિવસ પહેલાં બોટાદ સ્ટેશને એક નામચીન ગુંડા અને દાદા સાથે છમકલામાં તમારે સંડોવાવું પડ્યું એ જાણીને મને ગ્લાનિ થઈ. પ્રસંગની સર્વે વિગતોથી હું માહિતગાર નથી પણ મને તમારો પરિચય છે; ગંભીર, બેહદ અને અસહ્ય રીતે તમને છંછેડવામાં આવ્યા હોય તો જ તમે આવી રીતે વર્ત્યા હો એની મને ખાતરી છે. સાથે મને હર્ષ થાય છે કે પરિસ્થિતિ અસહ્ય બની ત્યારે પ્રતિષ્ઠા અને સજ્જનતાની પોકળ મર્યાદાઓનો આશ્રય ન લેતાં તમે તમારી વીરતાને સ્વાભાવિક પ્રતિભાવ તરીકે વ્યક્ત થવા દીધી છે. સજ્જન તરીકેનું કે બીજું કોઈ સભ્ય સ્વરૂપ ધારણ કરીએ એટલે આપણે માનવ મટી નથી જતા. ગુંડાની ધમકીની પોકળતા ખુલ્લી પાડતાં તમે તમારી મર્દાનગીને અપાયેલો પડકાર જે રીતે ઝીલી લીધો છે તેથી, મારા નમ્ર મતે, તમે મહાન જાહેર સેવા બજાવી છે અને એમ માનનારા સૌના ખૂબ ઉષ્માભર્યાં અભિનંદનને પાત્ર તમે બન્યા છો. હું તો કહીશ કે દરેક સમાજમાં ખદબદતાં આવાં તત્ત્વોને સીધાં દોર કરવાંના કામમાં અને બોટાદમાં વ્યક્તિગત અને સામૂહિક સલામતી રક્ષવાના પ્રયત્નમાં

તમારું કૃત્ય મોટો ફાળો આપે છે. સમયસરની વ્યક્તિગત વીરતા અને પરાક્રમનાં કૃત્યો જ દેશભરમાં ફાટી નીકળેલી ગંભીર અશાંતિને થામવામાં ખરેખર સફળ થશે. આ કિસ્સામાં બન્યું છે તેમ આ ગુંડાની હિંસક ધમકીઓનો ભોગ બનનારાઓએ પ્રતિષ્ઠાના ખોટા ખ્યાલથી અથવા ઉદાર દિલથી ક્ષમા દેવાના ઓઠા હેઠળ પોતપોતાની નામર્દાઈને ઢાંકીને સૌને છેતરવાને બદલે જો સમયસર પ્રતિકાર કર્યો હોત તો આ વિષવૃક્ષને ઊગતું જ ડાંભી શકાયું હોત અને આ પરિસ્થિતિ ન સરજાઈ હોત.

મુંબઈના ઘણા જ અગ્રગણ્ય ધારાશાસ્ત્રી મિ૰ ઇનવેરારિટી મને યાદ આવે છે. મુંબઈ લૉ કૉલેજના વિદ્યાર્થીઓને એમણે આપેલા પ્રવચનના શબ્દો તો મને યાદ નથી પણ ભાવાર્થ એવો હતો કે જીવનમાં કયારેક તો દરેક વ્યક્તિએ કોઈક પર હુમલો કરવો જ જોઈએ ! કહેવાનો આશય એવો હતો કે દરેકના જીવનમાં એકાદ વાર તો પોતાનું માનવ–ગૌરવ હણાય એવી પરિસ્થિતિ હુંકાર કરે જ છે અને ત્યારે એનો પ્રતિકાર કરવા જતાં શાબ્દિક કાનૂનભંગ કરવો જ પડશે. કાનૂન—અત્યારે જે રીતે અમલ થાય છે તે કાનૂન—ની રક્ષણશકિત મર્યાદિત છે. જ્યારે એથી વધારે રક્ષણની જરૂર પડે ત્યારે ગેરસમજણના અને ખટલાઓમાં ઘસડાવાના જોખમે પણ આપણે કાનૂનનો અમલ કરવો જ રહ્યો.

બાવળાનો કિસ્સો તમને યાદ હશે જ. રસ્તા પર એક યુગલ પર ખૂની હુમલો થતો જોઈને પસાર થતા અંગ્રેજ લશ્કરી અફસરો તરત જાનને જોખમે વ્હારે ચડ્યા અને સ્ત્રીને બચાવવામાં અને થોડાંક હુમલાખોરોને પકડવામાં સફળ થયા. આ અફસરો સાવ જ ત્રાહિત માણસો હતા, તરત ઊપડનારા સ્વદેશ જતા જહાજ પર એમનાં આરક્ષણ હતાં, એ છતાં માનવતાભર્યા હસ્તક્ષેપને પરિણામે એમને સ્વદેશ જવાનું મુલતવી રાખવું પડ્યું હતું. કયારેક એવું લાગે છે કે આવા માણસોની સંખ્યા આપણા દેશ કરતાં ઇંગ્લેન્ડમાં ઘણી મોટી છે એથી જ એ લોકો આપણી પર રાજ્ય જમાવી શકયા છે. ખરેખરી મર્દાનગી અને હિંમતના ગુણો અત્યારે છે તેથી વધારે પ્રમાણમાં આપણે ભારતમાં નહીં કેળવીએ તો સાચા સ્વરાજ્ય માટે કદી લાયક નહીં બની શકીએ, અને સ્વરાજ્ય મળશે તો પણ લાંબો સમય જીરવી નહીં શકીએ.

સન્માનપૂર્વક વિરમું છું.

તમારો સહૃદયી

નટવરલાલ સૂરતી

તા૰ ક૰ આ પત્ર મારે વહેલો મોકલવો જોઈતો હતો પણ કામકાજના દબાણને કારણે વિલંબ થયો છે. કાલે તમે રૂબરૂ મળ્યા પછી આમ તો આ પત્ર તમને બિનજરૂરી લાગશે તો પણ, મારા સંતોષ ખાતર, આ બનાવની જાણ થતાં મારા અંતરમાં ઊભરેલી ઊર્મિઓને પ્રગટ કરવા પણ હું પત્ર પાઠવું તો છું જ. તમારી દૃષ્ટિએ તો તમે આ કૃત્ય ફરજના ઉચ્ચ આશયથી, અને નહીં કે કોઈની બહાલી કે શ્લાઘાની અપેક્ષાથી, કર્યું છે એની મને ખાતરી છે. ન૰

(૨૧૬) **નટવરલાલ સૂરતી ઉપર**

Botad : 13-4-1940

Dear Surti-saheb,

Your kind letter has come to me as the richest of all well-wishers' and friends' communications on the incident concerned. Your reflections have helped me immensely in my efforts of revaluation of life's principles and sentiments. All that was obscure, or say indistinct, in my mind has been brought to vivid light after reading your analysis. It has removed the last lingering doubt as to the moral value of the step I have taken.

Although my case is strongest in evidence I am prepared for all consequences. My soul stands on a firm spiritual rock. Anything short of what I did then would have meant my moral downfall. Life short of self-respect and moral courage can have no charm for us. Death can be the only deliverance from such an insult to our spirit. The reputation that has to crutch upon cowardice cannot be of any use to the soul's supreme pilgrimage.

I know, despite all glamour of the outer armour of reputation given to me by nothing more than a series of blessed accidents, that I am one of the humblest human beings. I cannot boast of having passed through real fire that alone proves gold. I walk the earth with always a concealed humility and shame. For I know that the present state of our social and political and even literary as well as moral fields of life is full of accidents, which in many cases settle the values. These values are apt to be false. Baser metal may easily acquire stamp in the mint of our public life. My constant prayer to Him, and my permanent searchings of heart are directed to this one end: Save me from losing sight of my littleness, O Master, even though the world's funny mint may coin me falsely as a guinea for its own purposes of bloated payments.

I assure you, my dear friend, that every time at every crisis of my life your letters have brought me clean and balmy breeze out of which I have drawn a deep breath.

Ever yours
J. K. Meghani

□ અનુવાદ :

બોટાદ : ૧૩-૪-૧૯૪૦

પ્રિય સૂરતીસાહેબ,

આ ઘટના અંગે આવેલા શુભેચ્છકો અને મિત્રોના પત્રો-સંદેશાઓમાં તમારો માયાળુ પત્ર મારે મન સૌથી મૂલ્યવાન છે. જીવનનાં આદર્શોનું અને ઊર્મિઓનું નવેસરથી મૂલ્યાંકન કરવાના મારા પ્રયત્નોમાં તમારાં મનન-ચિંતન અત્યંત મદદરૂપ નીવડ્યાં છે. તમારી છણાવટ વાંચી ગયા પછી મારું મન જે અસ્પષ્ટ અને ધૂંધળા વિચારોમાં ગૂંચવાતું હતું તે પ્રકાશમાન બન્યા છે અને મેં લીધેલા પગલાની નૈતિક સચ્ચાઈ વિશે મારી રહીસહી છેલ્લી શંકાઓ દૂર થઈ છે.

પુરાવાઓની દૃષ્ટિએ મારો પક્ષ અત્યંત મજબૂત હોવા છતાં હું કોઈ પણ પરિણામ માટે તૈયાર છું. મારો આત્મા નિર્મળ અંતઃકરણના અવિચલ ખડક પર ઊભો છે. મેં બજાવેલ કર્તવ્યમાં હું જરા પણ ચૂકયો હોત તો તે મારું નૈતિક પતન બની જાત. સ્વમાન અને નૈતિક હિંમત વિનાના જીવતરમાં આપણને શો રસ રહેત? આત્માની એવી અવદશામાંથી તો પછી માત્ર મૃત્યુ જ ઉગારી શકત. ભીરુતાના ટેકે ખોડંગાતી કીર્તિનો આત્માની ઉન્નત યાત્રામાં કોઈ ઉપયોગ નથી.

મંગલ અકસ્માતોની એક હારમાળાએ મને પહેરાવેલા કીર્તિના કવચના ઝળહળાટ વચ્ચે પણ હું જાગ્રત છું કે હું સૌથી ક્ષુદ્ર માનવીઓમાંનો એક છું. સુવર્ણ પુરવાર કરતી સાચી અગ્નિકસોટીમાંથી પસાર થયાનો દાવો હું નથી કરી શકતો. લજ્જિત અને નમ્ર પગલે હું ધરતીપર ડગ ભરું છું કારણ કે મને ખબર છે કે આપણા સામાજિક અને રાજકારણીય તેમ જ સાહિત્યિક અને નૈતિક ક્ષેત્રોમાં પ્રવર્તતી હાલની પરિસ્થિતિ ઘણાખરા કિસ્સાઓમાં આકસ્મિક મૂલ્યાંકનોથી ભરપૂર છે, અને આવાં મૂલ્યાંકનો ખોટાં ઠરવાનો મોટો સંભવ છે. આપણા જાહેરજીવનની ટંકશાળમાં હલકી ધાતુના સિક્કાઓ સહેલાઈથી છપાઈ જાય છે. મારી અવિરત પ્રભુપ્રાર્થના અને સતત આત્મખોજ એક જ આજીજીથી અંકિત છે કે હે માલિક, આ વિચિત્ર દુન્યવી ટંકશાળ પોતાનું જંગી દેવું વાળવા જો ખોટી રીતે મારી પર સોનામહોરની છાપ મારે તો પણ મારી ક્ષુદ્રતાને મારી નજર બહાર તો જવા ન જ દેતો.

પ્રિય મિત્ર, તમને ખાતરી આપું છું કે દર વખતે, મારા જીવનની પ્રત્યેક કટોકટીને સમયે, તમારા પત્રો દ્વારા મારી તરફ વહેતી સ્વચ્છ અને શીતળ પવનલહેરખીઓમાંથી મેં ઊંડા શ્વાસ પીધા છે.

સદા તમારો

જે. કે. મેઘાણી

## 'ગીરના કુત્તા ઊભો રહેજે'

"તુલસીશ્યાંમથી બે ગાઉ અમે ખજૂરીને નેસડે હતા ત્યાં રીડ થઈ, સાવઝ ડણક્યો, હાકોટા થવા માંડ્યા. રોળકોળ વેળા થઈ હતી. ખાડું-ધણ ઝૂંપડે આવતાં હતાં તેમાંથી હીરબાઈ કરી એક ચારણ બાઈની વોડકીને સાવજે પાદરમાં જ પાડી. અમે બધા દોડ્યા. વીસેક જણ હતા. ધાર માથે ચડ્યા ત્યાં તો આઈ હીરબાઈ કોણ જાણે ક્યારનીયે ત્યાં પહોંચી ગઈ હતી. મરેલી વોડકી પર એ ચારણકન્યા ચડીને સાવઝ સામે સોટો વીંઝતી હતી. સાવઝ બે પગે સામો થઈ હોંકારા કરતો હતો. બાઈ સાવઝના શીણથી નાહી રહી પણ ગાયને ચારણી બાઈએ સાવઝને ખાવા ન દીધી.

"સાવઝ થઈ છોડીથી ભાગ્યો! એ 'ચારણકન્યા' નામનું ગીત મેઘાણીભાઈ કાગળ-કલમ સિવાય જ રચીને ગાવા લાગ્યા. એમનું શરીર જાગી ઊઠ્યું, આંખો ધ્રમેલ ત્રાંબા જેવી થઈ ગઈ, એ પણ સાવઝ તરફ દોડવા લાગ્યા...." [દુલા ભાયા કાગ લિખિત સંસ્મરણમાંથી સાભાર]

*

O for the touch of a vanished hand,
And the sound of a voice that is still.

[બાપુજીના મૃત્યુ પછી નટવરલાલ સૂરતીએ કપિલ ઠક્કર સાથે વાત કરતાં ટાંકેલી ટેનિસનની એક કડી.]



(૨૨૭) **પૃથ્વીસિંહ રાઓલ ઉપર**

[ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડન્ટ, ધંધૂકા-ધોળકા વિભાગ]

રાણપુર : ૨૬-૯-૧૯૪૦

પ્રિય ભાઈ,

આપ અમારા રક્ષક નીમાયા તે તો આજે આંહીં સમાચાર-પ્રૂફ વાંચતાં જ જાણ્યું ને અતિશય હર્ષ થયો. મળવા ઉત્સુકતા થઈ. ધંધૂકા સુધી આવ્યા ને રાણપુર યાદ ન આવ્યું? બાલબચ્ચાં મજામાં છે? આપની વફાદારીભરી એકનિષ્ઠ સેવાની ઉત્તરોત્તર કદર થતી દેખી દિલ હરખાય છે. આંહીં ક્યારે ડોકિયું કરશો?

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદ મેઘાણીના વંદન



(૨૨૮) **કપિલ પ૦ ઠક્કર ઉપર**

રાણપુર : ૨૨-૧૦-૧૯૪૦

પ્રિય ભાઈ,

કાગળો મળ્યા છે. કામના દિવસોમાં પણ તમારા કાગળો બોજો વધારે નહીં, હળવો કરે. ૦૦૦૦ 'ફૂલછાબ'ની સંપાદકીય દૃષ્ટિને હંમેશાં સાવ સ્વતંત્ર રાખવાને માટે હું મારી આંહીંની મર્યાદાઓ વચ્ચે પણ સતત મથ્યો છું. હજુ વધુ સ્વતંત્રતા ને તટસ્થતાની ઉપાસનાને અવકાશ છે પણ લિનલિથગો સાહેબ પોતાને માટે કહે છે તેમ હું પણ કહું કે I am a constitutional editor! એ સ્થિતિની મેં tradition પાડી છે. એવી પરંપરા તંત્રીઓ માટે જરૂરની છે કેમ કે નહીં તો તંત્રીઓને બદલે નાનકડા ઝવેરચંદો જ વ્યક્ત થવા લાગે.

તમારા પત્રોમાંથી સાહિત્યકીય કંડિકાઓ તારવીને હું મૂકવાનો છું ને અગાઉ વિનતિ કરેલ તેમ તમે જે કંઈ વાંચો અથવા પિતા, પુત્ર ને કાકાની ત્રિપુટી વચ્ચે પુસ્તકોની કે વિચારોની સૃષ્ટિ વિશે જે કંઈ વાર્તાલાપો સવાર બપોર કે રાત્રિના ટાઢા-ઊના પહોરે ચાલે તેનું તારતમ્ય તેની રસળતી શૈલીમાં જ, વાર્તાલાપ કે પત્રની શૈલીએ તમે મને જરૂર મોકલતા રહો કેમ કે મારી દૃષ્ટિ કુટુંબોમાં સાહિત્ય કયું સ્થાન લઈ રહેલ છે, કૌટુંબિક વિચારજીવનમાં એનો કયો વણાટ થઈ રહેલ છે એ બતાવવાની છે.

આ અક્ષરો જોયા? હું મારાં આંગળાં, એટલે કે કલમ, ગુમાવી બેઠો છું. પરિણામે વિચારો ને કલ્પના પણ ખોઈ બેસવાની તૈયારીમાં છું. મારી નિવૃત્તિ ધાર્યા કરતાં ઘણી વહેલી ચાલી આવે છે એમ લાગે છે.

ઝવેરચંદ



(૨૧૯) પુષ્કર ચંદરવાકર અને મિત્રો ઉપર

રાણપુર : ૨૭-૧૦-૧૯૪૦

યુવક મિત્રો,

જવાબ મોડો આપવા બદલ ક્ષમા દેશો? હું બહારગામ ગયેલો ને પછી જંજાળોમાં રહ્યો.

સોરઠી યુવક સંઘ સ્થાપવાની તમારી ઉમેદને ધક્કો લાગે તેવું કંઈ ન લખવાની મારી ઇચ્છા હતી પણ તમે મારા પ્રતિ જે શ્રદ્ધા રાખીને પુછાવેલ છે તે શ્રદ્ધાને જો હું મારા સાચા મનોભાવ છુપાવી તમને રૂડું લગાડવા ખાતર જ પંપાળતું લખું તો અન્યાય કરી બેસું. મારા વિચારો આ છે : મને સંસ્થાઓ પર ઇતબાર નથી. તમે બધા કંઈ કામ કરવાને બદલે બંધારણના ઝઘડામાં ને નાણાંની બેજવાબદાર અવ્યવસ્થામાં અટવાઈ જશો તેને પરિણામે નર્યા લોહીઉકાળામાં પડી જઈ અભ્યાસ, નિજાનંદ, મૈત્રીનો આનંદ, બધું જ ચૂકશો. ભલા થઈને સંસ્થાઓથી દૂર રહેજો. એ કરતાં તો અવિધિસરનાં સ્નેહ-મૈત્રી-મિલનો કેળવજો ને અંદરખાનેથી ઉત્તમ ભાવનાઓ ચોમેર રેલાય તેવું મુક્ત જીવન ખીલવજો. કોઈ કોઈ વાર મેળારૂપે મળો તો પણ તે પ્રસંગ પૂરતો જ સમારંભ કરીને પછી વીંખી નાખજો. સંસ્થા કદી રચશો નહીં.

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણી



(૨૨૦) મીનુ દેસાઈ ઉપર

[રાણપુર : -૧૧-૧૯૪૦]

ભાઈશ્રી,

તમારું ચર્ચાપત્ર તેમ જ કાગળ મળેલ. ચર્ચાપત્ર ન છાપવા બદલ દરગુજર ચાહું છું. એ ભાઈ છે ઝગડાખોર. સામે એમનું ચર્ચાપત્ર આવે તે પણ મારે છાપવું પડે ને એ જેટલું લાંબું લખે તેટલું છાપવું પડે એટલે પાર ન આવે. તમે જે ટાંચણ કરેલ છે તેમાં તો ધૃષ્ટતા જ કહેવાય એવું સ્પષ્ટ એમણે કર્યું છે. શું કરીએ? દુનિયા છે!

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણી



(૨૨૧) મીનુ દેસાઈ ઉપર

રાણપુર : ૫-૧૧-૧૯૪૦

ભાઈશ્રી,

કાગળ મળ્યો તથા 'કૈસરે હિંદ'નાં કટિંગ પણ મળ્યાં. એ બધું વાંચીને મને ઘણો રસ પડ્યો છે અને મારા મન પર તમારી સરળતા તેમ ૦૦ની વધુ પડતી

નાજુકાઈ–નબળાઈની છાપ પડી છે પરંતુ આ પ્રસંગને જાહેરમાં ફરી ચર્ચવાનું મહત્ત્વ આપવા જેવું જણાતું નથી. આથી આપ દિલગીર થશો નહીં અને મારી નીડરતા કે નિષ્પક્ષપાતીપણા વિશે શંકા લાવશો નહીં. આપણે તો પ્રમાણબુદ્ધિ અને ઔચિત્ય-બુદ્ધિ રાખવાની જરૂર છે એટલે કેટલીક વસ્તુઓની ઉપેક્ષા કરતાં શીખવું જ જોઈશે. તમે પોતે પણ આવા પ્રસંગને વધુ વખત દિલ પર ન રાખતાં તમારી કવિતા તેમ જ વિવેચનાની ઉપાસનામાં જ આગળ વધશો એવું ઇચ્છું છું. મને તમારામાં ઘણી આશા દેખાય છે. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ મેઘાણી
દ૦ નિરંજન વર્મા

## (૨૨૨) રવિશંકર મ૦ રાવળ ઉપર

બોટાદ : ૧૨–૧૧–૧૯૪૦

વહાલા ભાઈ,

૦૦૦ આપના હૃદયમાં મારે માટે એક કનકનું બાજઠ છે તેવું આ કાગળ બોલે છે. આવડા સુવિશાળ સ્નેહીમંડળની અને ગુજરાતના પુનરુત્થાન માટે દિનરાતની જંજાળોની વચ્ચે આપ મને નથી ભૂલતા એ હું જાણું છું. મારા સંબંધમાં આપની સ્મૃતિ સદાય જાગ્રત રહો!

હું આગળ જરાય નીકળી નથી ગયો. હું તો આપના પડખામાં જ ચાલ્યો જાઉં છું. આપના સુદીર્ઘ સમાગમની ઉત્કંઠાને મારે આજે તો ભાંજગડો તળે દબાવી રાખવી પડી છે. એ દિવસ કદાચ કદી પણ નહીં આવે.

આપને અર્પણ કરેલું 'બીડેલાં દ્વાર' મોકલવું જ ભૂલી ગયો એ શરમાવનારી વાત છે. મહેન્દ્ર સાથે મોકલું છું. આપ અવકાશ લઈને એ જરૂર વાંચી જજો. હું રંક, બાદશાહી સખાવતો તો શું કરી શકું! અંતરમાં સમાઈ ન શકતાં આભાર-જળોની અંજલિ લઈને સુહૃદોના દ્વારે દ્વારે જાઉં છું. વધુ તો શું લખું? કોઈક દિવસ જતાં આવતાં અહીં ઊતરો, બાળકોને રમાડી પોતાનાં કરો એ અભ્યર્થના. બચુભાઈ† ને વંદન.

લિ૦ ઝવેરચંદ

*

† બચુભાઈ : બચુભાઈ રાવત

(૨૨૩) **મનસુખલાલ ઝવેરી ઉપર**

રાણપુર : ૨૧–૧૧–૧૯૪૦

પ્રિય ભાઈશ્રી,

બંને કાગળો મળ્યા છે પણ હમણાં ઉપરાઉપરી મારે ભાવનગરના આંટા થયા અને wirter's cramp એટલા બધા જોર ઉપર આવી ગયું છે કે જાતે બનતા સુધી કાંઈ પણ ન લખવાની દાક્તરી આજ્ઞા હોવાથી બોટાદ હોઉં છું ત્યારે તો કલમ લેવાનું જ અશક્ય બને છે, તેમ ત્યાં કોઈની પાસે લખાવી શકું તે સ્થિતિ નથી. રાજકોટ આવું–આવું કરું છું પણ સંજોગો એટલા ઝડપથી નવી ચિંતાઓનો હુમલો લઈને આવી રહેલ છે કે ધાર્યું થતું નથી.

તમે મને મોકલેલો કાગળ ખૂબ રસથી વાંચીને પાછો મોકલું છું. એમાંની દલીલો તો મારા પક્ષની હોવાથી હું તમારી સામે વિજયનો મલકાટ ધરી ઊભો રહું તે પહેલાં મારે તમને પણ સાંભળવા જોઈએ. ખરું કહું તો મારી પદ્યકૃતિઓને આટલા બધા મતભેદને પાત્ર થવામાં પણ ઘણું મોટું માન મળ્યું છે એ જ વાત મને જોઈએ તે કરતાં વધુ સંતોષ આપી રહી છે. ૦૦૦૦૦૦ હાલ તો એ જ

લિ૦ ઝવેરચંદ



(૨૨૪) **મનસુખલાલ ઝવેરી ઉપર**

રાણપુર : ૧૯–૧૨–૧૯૪૦

પ્રિય ભાઈ,

મારે રાજકોટ આવવાનું નક્કી થયું છે શનિવાર મેઈલમાં, પણ કૉલેજનો કાર્યક્રમ રાખીએ તે પૂર્વે મારે એક ચોખવટ જોઈએ છે : ત્યાં યુદ્ધફાળાને માટે પ્રોગ્રામ રખાયો છે? આવું હોય તો મારો કાર્યક્રમ આ વખતના સમારંભ સાથે ન જોડતાં બીજા જ કોઈ સમય માટે રાખીએ ને મારો કાર્યક્રમ કૉલેજને બદલે સાહિત્યસભામાં જ રાખીએ. આને અંગે વધુ કાંઈ ઊહાપોહની જરૂર નથી. મારું આવવું તો અનિશ્ચિત હતું એટલે કોઈને નવાઈ નહીં લાગે. હું આવું છું તે પણ સારવાર અંગે એમ કહી શકાય ને સાહિત્યસભામાં રાખવાથી કૉલેજને કઢંગું લાગે તો હું સદંતર ચૂપ જ રહીને પાછો ચાલ્યો આવું. મારે બીજું કેટલુંક કામ છે એટલે આવવું તો છે જ. ૦૦૦

ઝવેરચંદ



## (૨૨૫) ઉમાશંકર જોશી ઉપર

રાણપુર : ૧૪–૧–૧૯૪૦

પ્રિય ભાઈ,

૦૦૦૦ લખવા ખાસ પ્રયોજન કે ભાઈ પન્નાલાલનું 'વળામણાં' હમણાં જ પૂરું કર્યું, ને મારી આંખોનાં આંસુ થંભતા નથી. આવો કલાકાર ગામડામાંથી આપણી વચ્ચે પહેલી જ વાર ઊતર્યો લાગે છે. પણ એની આવી સુંદર કૃતિને તમે આવા ખરાબ કાગળો પર અને આવી કઢંગી છપાઈ, બાંધણી, પૃષ્ઠચિત્ર વગેરે અણછાજતા રૂપરંગમાં કેમ પ્રકટ થવા દીધી? તમને શો ઠપકો આપું! પન્નાલાલની કલમની પ્રગતિના પ્રોત્સાહકો અને રખેવાળો હોય તેમની ફરજ આ ઉત્તમો માંહેલા એક શિલ્પીને આર્થિક સાધન બંધાવી આપવાની તેમ જ એના કલાદર્શો હંમેશાં ઉન્નત રહે તેવી કાળજી રાખવાની છે. ૦૦૦૦૦

આ શુક્ર–શનિમાં મેં વસ્તુપાલ–તેજપાલ સંબંધીના ત્રણ પ્રબંધો પ્રબંધ–કોશમાંથી, પુરાતન પ્રબંધમાંથી તેમ જ પ્રબંધચિંતામણીમાંથી વાચી કાઢ્યા. બબ્બે વાર વાંચ્યા, અને બધું વધુ વધુ વિશદ બન્યું. સંસ્કૃત પણ બરાબર બેસી ગયું. હવે એ બધી સામગ્રીમાં કલ્પનાનો દોર કેવી રીતે પરોવવો તે જ વિચારવાનું રહે છે. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† 'કલ્પનાનો દોર' : પછી આમાંથી નીપજી નવલકથા 'ગુજરાતનો જય' (ભાગ ૧–૨).

## (૨૨૬) ઉમાશંકર જોશી ઉપર

રાણપુર : ૨૫–૧–૧૯૪૦

પ્રિય ભાઈ,

૦૦૦ લખવા પ્રયોજન : હું એક અઠવાડિયા પછી આંહીંથી બારોબાર ખટારાથી ખંભાત વાર્તાનાં ઘટનાસ્થળો જોવા જવા માગું છું. ત્યાં કોઈને ઓળખતો નથી તો રસિકભાઈને પૂછી મને ત્યાં માર્ગદર્શક બને એવા કોઈ ભાઈ પર કાગળ લખાવી મને ખબર દેશો? ૦૦૦૦ હું ઊતરીશ તો ગમે ત્યાં, ફક્ત મને ખંડેર બતાવનારની જરૂર.

લિ૦ ઝવેરચંદ

*

† 'વાર્તાનાં ઘટનાસ્થળો જોવાં જવા માગું છું' : 'ગુજરાતનો જય' નવલકથા લખવા માટે ખંભાત વિસ્તારનો પ્રવાસ કરવાની ઇચ્છા.

† રસિકભાઈ : રસિકલાલ છોટાલાલ પરીખ.

## (૨૨૭) ઉમાશંકર જોશી ઉપર

રાણપુર : ૨૫–૪–૧૯૪૦

પ્રિય ભાઈ,

૦૦૦૦ ચાર મહિનાથી મગજને ખોતરી રહેલું ભેટપુસ્તક આજે લખીને લગભગ પૂરું કર્યું. લખવાનું તો દોઢ જ મહિનો ચાલ્યું પણ તેની પૂર્વેનું મનોમંથન લોહી પી ગયું. આ પુસ્તકમાં તો એક જ ખંડ પૂરો થાય છે. એ epicનો ખરો રંગ તો બીજા ખંડમાં આવશે. 'ફૂલછાબ'ના ગ્રાહકોને એક વર્ષ સુધી બીજા ખંડની રાહ ન જોવી પડે તે માટે બેએક મહિના પછી ચાલુ વાર્તા તરીકે જ એને આપવા માંડીશ. ૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

### ♦ 'ગુજરાતનો જય'ની ભૂતાવળ

"રાત્રે મારે ત્યાં વાળુ કરી અમે વાતોએ ચડ્યા. મોડી રાતે સૂતા. રાતનો એક–દોઢ થયો હશે. હું અચાનક જાગી ગયો. મારી નજર ભાઈ મેઘાણીના ખાટલા તરફ ગઈ. એમના જમણા પગનો અંગૂઠો જાણે હલ્યા કરતો હોય તેવું જણાયું. મને બીક લાગી. અંગૂઠો સતત હલી રહ્યો છે એ ચિહ્ન કોઈ વ્યાધિનું તો નહીં હોય? હું બેઠો થયો અને હલતા અંગૂઠાને જોઈ રહ્યો.

"પડખું એમ ને એમ રાખીને એમણે અચાનક કહ્યું, 'ભાઈ, હમ્મીર મદમર્દન તમે જોયું છે કે? આપણે વસ્તુપાળને આવી રીતે મૂકીએ......' એમ બોલીને એમણે વાર્તાની એક–બે કડી સાંધીને બતાવી. હું તો સડક થઈ ગયો. રાતે દોઢ વાગે એમના મનમાં 'ગુજરાતનો જય'ની એક આખી ભૂતાવળ રમી રહી હતી અને અંગૂઠો તો માત્ર તાલ દઈ રહ્યો હતો!" ['ધૂમકેતુ' લિખિત સંસ્મરણ–લેખમાંથી ટૂંકાવીને, સાભાર.]

## (૨૨૮) ઉમાશંકર જોશી ઉપર

રાણપુર : ૩૦–૮–૧૯૪૦

પ્રિય ભાઈ,

લાંબો પત્ર મળેલો. ૦૦૦૦૦૦ તમે ઇશારો કરેલ 'લોકગીતો–લોકસાહિત્ય'ના વિષય પર આવું પણ મને સૂઝતું નથી, હું શું કરું? તમે કહો છો, પણ હું તો મારા કંઠમાં પાંચસો ગીતો પકડીને બેઠો છું. એ ચાલ્યાં જતાંને મેં હજુય આગમાંથી ઉગારી

પકડી રાખેલ છે, પણ હું કરું શું? કોની પાસે જાઉં? મારે એક મોટું volume ગીતોનું બનાવવું છે, 'રઢિયાળી રાત'ના ત્રણ ભાગોની અંદર ન આવી શકેલાં પુષ્કળ છે. ભજનોનું કરાવી રહ્યો છું. પણ એ બધું હું કોના સહકારથી કરું? મારે પણ બીજી કોઈ પ્રતિષ્ઠા જોઈતી નથી, લોકસાહિત્યની એક જ કલગી બસ છે, ને એને vindicate કરવા માટે મારી પાસે ઘણું છે. ચારણી સાહિત્ય મારા હાથમાં છે પણ હું ક્યાં બેસીને કામ કરું? પેલા વળાવાળા ચારણ–કવિ ઠારણભાઈ, એકસઠ વર્ષની વયના છેલ્લા અવશેષ, ગઈ કાલે જ ભેટી ગયા. એને ઘેર મારા ગામથી આઠ જ ગાઉ ઉપર પાંચસો વર્ષ અંદરની હસ્તપ્રતો–ચોપડાના થોકેથોક પડ્યા છે, પણ હું એનો ભંડાર જોઇ ને શું કરું? હું એકલો કેટલુંક કરી શકું? Revival માટે મેં રસમાર્ગ લીધો તો વિદ્વાનો કહેશે કે આમાં શાસ્ત્રીયતા નથી. અરે ભાઈ, શાસ્ત્રીયતા તો યુનિ૰ની ડિગ્રી લઈ આવનાર સેંકડો બતાવે છે, મારો છોકરોય કાલે બતાવશે, પણ પાંચસો ગીતોને પાંચસો દુહા, આટલાં ભજનો ને આટલાં ચારણી કાવ્યો ને એનામાં રસ મૂકતી બીજી થોકબંધ પ્રસાદીઓનો બોજ ખેંચનારને અશાસ્ત્રીય કહીને કાઢી નાખ્યે શો લાભ છે? ને એમ હું ગળાઈને ઇતિહાસમાંથી કાંકરા–કસ્તર જેવો નીકળી જાઉં તોયે શો અફસોસ છે? પણ હું મારી પાસે જીવનતત્ત્વ છે તેને ક્યાં લઈ જાઉં તે કોઈ કહેશો? ૦૦૦૦ 'તુલસી–ક્યારો' પૂરું કર્યું. 'એકતારો'ની પૂર્ણાહુતિ કરી રહ્યો છું.

ઝવેરચંદ

## (૨૨૯) ઉમાશંકર જોશી ઉપર

રાણપુર : ૮–૧–૧૯૪૧

પ્રિય ભાઈ,

તમારા કાગળે ઘણા દિવસનું સૂનું સૂનું લાગતું વાતાવરણ હળવું ને પમરતું કરી મૂક્યું. કેટલા દિવસથી હું પણ લખવાનો વિચાર કરતો હતો પણ કલમ ન મળે!

પહેલી વાતઃ તમે સંતોષ લેજો કે મને મળતી યુનિ૰ની તકને હું છ મહિનાનો પૂરો રોટો ગણું છું ને એ રોટલાને હક્ક કરવા 'કલમ–કિતાબ'માંથી કાયમ માટે નવરો થઈ ગયો છું. ઉપરાંત 'ફૂલછાબ'નો બોજ પણ ફક્ત બે દિવસનો રાખ્યો છે. પણ ફક્ત રોટો હક્ક કરવા? નહીં. તમે મને વારંવાર સલાહ દીધી તે મુજબ કયામતના દિનના અવાજનો જવાબ વાળવા. મારું ઇતર લેખન જરૂર જરૂર ભલે ભૂંસાઈ જાઓ (ને ભૂંસાઈ જ જશે તો!), હું ફક્ત એકલા લોકસાહિત્યનું નામ લઈ ને ઊભો રહીશ. એમાં રહેલી નાનપ પણ મને મારી પોતાની લાગશે.

એ વ્યાખ્યાનો માટે તમારી સાથે રૂબરૂ ચર્ચા કરવા આવનાર છું માટે જ વધુ લખતો નથી. તમારી જેમ આંખોને બદલે આંગળાં ગુમાવીને આત્મનાદ સાંભળવાના

કાન તો ખુમારી માગે છે, ભાઈ! એ માટે તમે પૂર્વજન્મોમાં તપશ્ચર્યા કરી હશે, હું તો પુણ્યની જમા બાજુ ખાલી જોઉં છું. હવે તો ઊલટાનો એક વળગાડ ઉમેરાયો છે: દિવસ ને રાત આ જવાબદારી પૂરેપૂરી અદા કરવાનો. એમાંથી છૂટું તો પછી ઠરીઠામ બેસું.

આ વખતે 'ફૂલછાબ'ની ભેટવાર્તા લખવાનો મોટો પ્રશ્ન મૂંઝવે છે. કલમ નથી નહિતર 'ગુજરાતનો જય' (બીજો ખંડ) પૂરું કરી આપી દેત. કલમ ને મગજ બેઉ ના કહે છે. તમે કંઈ માર્ગ સૂચવશો?

ઝવેરચંદ

*

† યુનિ૦ની તક: મુંબઈ યુનિવર્સિટી તરફથી લોકસાહિત્ય વિશે ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો આપવાનું મળેલું નિમંત્રણ.



## (૨૩૦) ઉમાશંકર જોશી ઉપર

ભાવનગર: ૨૨-૧-૧૯૪૧

પ્રિય ભાઈ,

તમારો કાગળ કાલે જ અહીં મળ્યો. સાત દિવસથી પથારીમાં જ પુરાયેલો છું. લોહીનું low blood pressure, અનિદ્રા વગેરે વધતાં બોટાદ-રાણપુર તદ્દન છોડવું પડ્યું ને આંહીં ડૉક્ટરે પથારી ભળાવી પણ એક રોગ આંહીં ખાતે ઉમેરાયો—હરસનું લોહી પડવું. આજે કંઈક ઠીક છે. ૦૦૦૦ આવવું'તું તો અમદાવાદ, પથારી પાથરવી હતી તમારે જ બંગલે, પણ આટલી થોડી માંદગીની સારવારનો સસ્તો જશ તમે જીતી જાઓ તે કરતાં તો કંઈક વધુ મૂંઝવતી હાલતમાં જ ન આવું! ને કંઈ કે થાય તોયે અમદાવાદ સારી એવી સ્મશાનયાત્રા તો કાઢે!

ઝવેરચંદ



## (૨૩૧) જિતુભાઈ પ્ર૦ મહેતા ઉપર

બોટાદ: ૨૮-૨-૧૯૪૧

પ્રિય જિતુભાઈ,

ઘણા દિવસે કાગળ મળ્યો. તમારા ચંચલ-હૃદયનો ઇતબાર મેળવનાર માનવી તરીકે હું ગર્વ લઉં છું. મારા અંતરમાં તો તમારું સદાને માટે જૂનું એનું એ સ્થાન છે.

તમારા ઊડવાના ખબર જાણ્યા હતા. મને જરીકે નવાઈ ન લાગી. તમે વર્ણવેલ વાતાવરણ' પણ મારી ગણતરી બહાર નહોતું પણ મને shock તો તમારા ખુશનુમા મિજાજનો વિનાશ જાણીને લાગ્યો છે. એ હું સહન જ કેમ કરી શકું! ક્યાં ગઈ તમારી gypsy ફિલસૂફી! તમે જે ડાળે બેસો તેની સાથે પાંખોને આવા મમત્વે જકડશો નહીં. કોઈ પણ સ્થાન તમારું ચિડિયાખાનું બને જ કેમ?

મારા ઉકળાટની ભઠ્ઠીમાં તમારી કોઈ વાતો નવી આગ નહીં જ ઓરી શકે. હું તો ખદખદી જઈ વરાળ પણ બની ચૂક્યો છું. મારા હૃદય–ચરુમાં હવે છાંટોય નથી રહ્યો. મેં તો સૌને ચેતાવેલા. વધુ લખી શકતો નથી. આંહીં બોટાદમાં dictate કરી શકું તેવું કોઈ નથી. 'કલમ-કિતાબ' મેં સદાને માટે છોડ્યું છે તેના ખબર પણ આપી દીધા છે. હાલમાં તો હું રાણપુરના કામમાં પણ બને તેટલો ઓછો ભાગ લઉં છું. લોકસાહિત્યની લહેરે ચડી ગયો છું. શાંતિનિકેતનના નોતરાથી ચાર ભાષણો લોકસાહિત્ય પર આપવા તા૦ ૮મીએ ઊપડું છું. તા૦ ૧૩-૧૮ શાંતિનિકેતન રહીશ. મારી રોટીનો અરધો ભાગ મેં જતો કર્યો છે પણ રોટી કરતાં વધુ મહત્ત્વનો આત્મા મારો ઊગરી ગયો છે.

કાગળો જરૂર જ્યારે ઇચ્છા થાય ત્યારે લખતા રહેશો. સૌ ભાઈઓને ઘણા સલામ. સાથેનો કાગળ શ્રી રતિલાલ મહેતાને દેશો? વધુ લખી શકતો નથી. આંગળાં તદ્દન જવાં બેઠાં! જે આંગળાં પર મારો મદાર, જેમાંથી હજુ તો કેટલું દોહવું હતું.... તે જ ગયાં! કેવી કિસ્મત–સજા!

ઝવેરચંદ



(૨૩૨) **રતુભાઈ કોઠારી ઉપર**

રાણપુર : ૧૯–૧૦–૧૯૩૯

પ્રિય રતુભાઈ,

આઠ દિવસ બોટાદમાં તદ્દન પથારીવશ હતો. આજે સાંજે જ આવી શક્યો છું. જવાબ ઉતાવળે વાળું છું.

શ્રી જગન્નાથનાં ચિત્રોની કદર તમે ઘણી સારી કરી. મેં એને લખ્યું છે કે તમને આકર્ષક subjects મોકલ્યા કરે. ૦૦૦૦૦ 'પ્રવાસી'માં જ તમારે તમારી સમગ્ર શક્તિ સિંચવી જોઈએ. આંહીંની કશી જંજાળ ન રાખશો. 'પ્રવાસી'ને શોભાવો એટલે 'ફૂલછાબ'ને શણગાર્યા બરાબર. રવિભાઈ–જિતુભાઈ જોડેનું ટીમવર્ક તમને બહુ ફાવશે. એ બેઉ ગુલાબી છે, જરા વધુ પડતા ગુલાબી પણ ખરા! માટે 'પ્રવાસી'ની પર્સ પર તમારે જ જોર દેવું રહેશે કેમકે એ બેઉમાં તો તમારા જેવી

વ્યવહારકૌશલની લુચ્ચાઈ (એટલે કે આવડત) ન હોય એ દેખીતું છે. 'પ્રવાસી'ના પહેલા અંકની રાહ જોઉં છું.

ઝવેરચંદ

*

† જગન્નાથ : જગન્નાથ અહિવાસી.

† રવિભાઈ–જિતુભાઈ : રવિભાઈ મહેતા અને જિતુભાઈ પ્ર૦ મહેતા.



## (૨૩૩) શાંતિલાલ હ૦ શાહ ઉપર

રાણપુર : ૧૮–૧૧–૧૯૪૦

પ્રિય ભાઈશ્રી શાંતિભાઈ,

તમારો મારી ખૂબ ચિંતા કરનારો કાગળ મળ્યો. હું સંપૂર્ણ આરામ કઈ રીતે લઈ શકું તે જ હું નક્કી કરી શકતો નથી. કુટુંબથી છૂટો પડી પ્રવાસમાં આરામ પામી શકું એવી મારી પ્રકૃતિ નથી. અહીં આવું છું અને વાંચું છું તેથી બહુ શ્રમ પડતો નથી પણ ઊલટી કંઈક રાહત મળે છે. લખાવવાનું ફાવી જશે તો ઘણો શ્રમ ઓછો થઈ જશે. ખરો શ્રમ તો વાર્તા વગેરે creative કામ કરવામાં પડે છે અને તે તો હું દૂર જાઉં તો પણ બંધ કરવું પોસાય નહીં. આવતા ભેટપુસ્તકને માટે પણ અત્યારથી વિચાર કરવો રહે છે.

દવા વગેરે ચાલુ છે એટલે ત્રણેક મહિને ઠેકાણે આવી જઈશ તેમ લાગે છે. બીજો મોટો બોજો મને હંમેશાં 'કલમ–કિતાબ'નો લાગ્યા કરે છે પણ તે કામમાં મારો અહંભાવ એટલો બધો મજબૂત બન્યો છે (મમત્વ એ પણ ખરી રીતે અહંભાવ જ છે ને?) કે એને હું બંધ કરી શકતો નથી. કદી બંધ કરવાનો વિચાર દૃઢ કરું છું તો એ પાનું જ સદંતર બંધ રાખીએ અને બીજા કોઈ નામે સાહિત્યપાનું ચાલુ રહે ને આપણા સ્ટાફના જ ભાઈઓ સુંદર રીતે સજાવી શકે તેમ હું માનું છું. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદનાં વંદન



## (૨૩૪) રતુભાઈ કોઠારી ઉપર

રાણપુર : ૧૦–૧૨–૧૯૪૦

પ્રિય રતુભાઈ,

પત્ર મળ્યો છે. એ ભાવિદર્શન મને બહુ વહેલું થયેલું. મને આશ્ચર્ય તો મટ્યું છે પણ વેદના વધતી જાય છે. હજુ શું શું ન થાય તે કહેવાય નહીં. તમારા જેવાને તો

આ પણ જ્ઞાન અને અનુભવનો ફાલ લાવતી ભૂમિકા કહેવાય. એવા તો કૈંક shocks ને માટે તૈયાર રહેવું પડશે. મમત્વ જ આપણને મારી નાખે છે. મારા હૃદયના અણુ–અણુનું છેદન અઢાર વર્ષથી આ મમત્વે જ ચાલુ રાખેલ છે. એ છોડી દઈ તમારી commercial value ને જ આગળ મૂકીને ઊભા રહેજો. વધુ શું લખું? હું પોતે જ મારી સ્નેહગાંઠોને છેદી રહ્યો છું.

ઝવેરચંદ



## (૨૩૫) રતુભાઈ કોઠારી ઉપર

રાણપુર : ૨–૧–૧૯૪૧

પ્રિય ભાઈ,

૦૦૦૦૦ વિગતવાર સમાચાર જાણ્યા. આશ્ચર્ય પામવાનું મેં છોડયું છે. તમારે પણ આશ્ચર્ય પામવું નહીં. આનું નામ જ દુનિયા! મેં અભિપ્રાય કહાવ્યો છે. તમે job-work પર પાછા press dept. માં જઈ ન શકો? ત્યાં ઘર્ષણ નહીં રહે. તંત્રીમંડળમાં તો તમારી સતાવણીનો પાર નહીં રહે, ને હજુ તો આ ભ્રષ્ટતા શતમુખ વિનિપાતને પંથે પળવાની એ હું જોઈ શકું છું.

હા, આ કારસ્તાનના ધામમાં તમારું–મારું સ્થાન ન જ હોઈ શકે પણ નવે ઠેકાણે જવાની ઉતાવળ ન કરવી. તે કરતાં તો અહીં જ ક્ષેત્રમર્યાદા મળી શકે તો મેળવી લેવી. ૦૦ ને તો મેં ત્રણ વર્ષ પૂર્વે પિછાન્યા છે એટલે કશી જ નવાઈ નથી. ૦૦ ની નબળાઈ હું સમજી શકું પણ અસત્ય એ ઉચ્ચરે તે જ અદ્‌ભુતતા! પૂછીને ખાતરી કરી લેવી. ૦૦ ના રાજીનામાની કથા 'ગુજરાત સમાચાર'માં વાંચેલી. નવું પ્રકરણ પણ 'જન્મભૂમિ'માં જોયું : વિવેકભ્રષ્ટનો શતમુખ વિનિપાત!

મારી તબિયત સારી નથી. 'ફૂલછાબ' પર તો હજુ છું જ. ભાવિમાં હોય તે ખરું કેમ કે ૦૦ના શાગિર્દો ૦૦ને ક્યાં ખેંચી જશે તે કેમ કહી શકાય? હું તો તૈયાર જ બેઠો છું. કશી જ વળગણ નથી. મુંબઈ હમણાં તો નથી આવવું. તમે જીવ બાળ્યા વગર પ્રેસ પર તમારી બદલી કરાવી નિરાંતે કામ કરશો.

ઝવેરચંદ

*

† 'વિગતવાર સમાચાર' : રતુભાઈ કોઠારીના 'જન્મભૂમિ' સાથેના સંબંધો વિશે.



(૨૩૬) **રતુભાઈ કોઠારી ઉપર**

બોટાદ : ૨૮–૨–૧૯૪૧

પ્રિય ભાઇ,

૦૦૦ જવાબ હું હાથની તકલીફને કારણે તરત જ ઉત્સાહથી લખી ન શક્યો. કલમમાંથી સ્ફૂર્તિ ગઈ હોવાથી દિલ પણ ઉત્સાહહીન રહે છે.

જિતુભાઇના ઊડતા ખબર જાણેલા. આજ તો એનો પણ કાગળ છે. તમારી સ્થિતિ જાણી અફસોસ! તમારે ૦૦ના અકૃપાપાત્ર તરીકે કદાચ વધુ પણ સહેવું પડે. મહત્ત્વાકાંક્ષા અને કિન્નાખોર સત્તાલોભનાં એ તત્ત્વો છે. છતાં મારી સલાહ તો ચાલુ રોટલો બીજો કોઈ સ્થિર બંદોબસ્ત ન થાય ત્યાં સુધી ન છોડતા. નવાં નવાં સાહસોનું ભાવિ છએક મહિને નક્કી થશે. આજે તો game of chanceનો કાળ પ્રવર્તે છે. 'વંદેમાતરમ્'નું પણ કોણ જાણે શું થશે! એ તમને સામે ચાલીને ન કહે ત્યાં સુધી તો એ દિશામાં કશો વિચાર જ ન કરવો.

૦૦ની એક પણ વાતમાં વિશ્વાસ ન મૂકતા. એ તો ડૂબતું વહાણ છે ને એની પાસે ઊભવામાં પણ પ્રતિષ્ઠાને ધક્કો છે. ૦૦ વિશેનાં આંબા–આંબલી મૃગજળવત્ માનવાં. તમને વટાવીને છેવટે વેતન માટે કજિયા સિવાય કશું જ નહીં ચૂકવે, તેમ ૦૦ના કોઈ પણ હરીફ સાથે જરા જેટલો પણ સંબંધ પાડવાનું સૂચન શ્રી ૦૦ સહન નહીં જ કરે એ એમનો સ્વભાવ હું જાણું છું. નીતિ તરીકે પણ એ કોઈ ન જ ચલાવી લે. ૦૦૦ આટલું સૂચવવા ઉપરાંત હું તો તમને શી દોરવણી દઈ શકું? મેં પોતે પણ છેવટ 'કલમ–કિતાબ'નું પાનું સદાને માટે છોડી દેવાનું લખી નાખેલ છે કારણ કે આજે તો ૦૦ની આસપાસ અધમતાનાં forces ગઢ કરી બેઠાં છે. તમે તો એક job તરીકે જ ચાલુ કામને ચોંટી રહેજો કેમ કે હજુ મુંબઈના અખબાર–સમરાંગણનો આ વસંતમાં શો નતીજો આવશે તે કહેવાય નહીં. હું તો 'કલમ–કિતાબ' છોડીને હળવો ફૂલ બન્યો છું. એક નાપાક તર્કટમાંથી હું વેગળો થઈ ગયો. એ ૩૦ એકસોની માસિક જફા મને પણ અકળાવશે. આંહીં તો ૩૦ એકસોથી વધુ વેતન શક્ય નથી, છતાં આત્મા ઊગર્યો છે. દૂધને બદલે છાશે ચલાવી લેશું.

શાંતિનિકેતનના નિમંત્રણથી ત્યાં લોકસાહિત્ય પર ચાર ભાષણો દેવા હું તા૰ ૧૩–૧૮ માર્ચ શાંતિનિકેતન હોઇશ. આંહીંથી તા૰ ૮ માર્ચે ઊપડીશ. બહેન ચંદાને† કહેજો કે આંગળાં વગરનો [છું], જુદો કાગળ લખી શકતો નથી. એની ભલી લાગણી છે. તેને હું લાયક રહું એવું ઈશ્વર પાસે માગું છું. ૦૦૦૦

લિ૰ ઝવેરચંદ

*

† બહેન ચંદા : ચંદાબેન રતુભાઈ કોઠારી, લાલચંદ કા૰ મેઘાણીનાં બીજાં પુત્રી.



## (૨૩૭) રમણિક લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૧૯–૧–૧૯૩૯

રમણિકભાઈ,

કાગળ લખી શક્યો નથી. નગીનના મૃત્યુએ મારા મન પર પણ ઘાટી છાયા નાખી દીધી છે. બાપુની હયાતી હોત તો કાકા–કાકીને હિંમત મળત. આજે એ બેઉની ને મનસુખની શી દશા હશે? તમારા કે એના તરફથી કાગળ નથી એટલે ચિંતા થાય છે.

નગીન સાથે તમારા જેવા સંબંધમાં આવવાની મારી એક આકાંક્ષા હતી. બાપુના ગામતરા પછી જાણે આપણે બધાં ઉઘાડાં પડી ગયાં હોઈએ એવું એવું મને લાગ્યા કરતું ને એમ થતું કે આખું કુટુંબ એકબીજાની હૂંફે એકત્ર બનશું ને હું તમને જુવાનમંડળને કંઈક ઉપયોગમાં આવીશ, પણ આ તો કેર થઈ ગયો. આવો સંસ્કારી બાળક મારા માટે તો કેવળ એક સ્વપ્નવત્ જ બની ગયો.

કાકાને મારો કાગળ કહેજો કે હું એમના સૌના ખબર જાણવા આતુર રહું છું. કાકી તો બિચારી તરફડતી હશે! એને મારા તરફથી જેટલાં બને તેટલાં સાંત્વન દેજો ને મનસુખને કહેજો કે કાગળ લખે. સમજુ ફૈબા આંહીં હતાં. એમણે તો તાજો જ જોયેલો એટલે ચોંકી જ ગયાં ને ખૂબ રડ્યાં. ૦૦૦ કાકાને કહેજો કે તમારું સ્થાન મોટાભાઈની ખાલી જગ્યાએ છે. તમે અમારી સૌની સારસંભાળ રાખો, જુદાઈ ન રાખશો ને હિંમતમાં રહેજો. ૦૦૦૦૦૦

કાર્ટૂનો બધાં હું જ દોરું છું.

લિ૦ ઝવેરચંદ

*

† મનસુખ : મનસુખ પ્રભાશંકર મેઘાણી.

† નગીન : વચલા ભાઈ પ્રભાશંકર કા૦ મેઘાણીના એક પુત્ર.

† કાકા : પ્રભાશંકર કા૦ મેઘાણી.

† સમજુ ફૈબા : નાનાં બહેન, સમજુબહેન ચુનીલાલ પારેખ.

## (૨૩૮) રમણિક લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૨૪–૩–૧૯૪૦

રમણિકભાઈ,

હું પત્રવ્યવહાર બરોબર રાખી શક્યો નથી તેનું મુખ્ય કારણ હાથની તકલીફ. કાગળો લખવા ગમતા નથી. બાને કહેજો ધોખો ન કરે. મારા હાથને આ વખતનું ભેટપુસ્તક લખ્યાં પછી લાંબો વિસામો આપવો પડશે. બીજા પાસે લખાવવાનો મહાવરો પાડવો રહેશે. આ લખું છું ત્યારે એમ લાગે છે કે આ કરતાં ડુંગર પર ચડવું સારું.

મોટા–જીકા પરીક્ષા આપી પાસ થઈ ચોથીમાં ગયા. અભ્યાસ બહુ સારો ચાલે છે. પરીક્ષા બોટાદ દેવી પડી કેમ કે આંહીં તો બ્રિ૰ હિન્દ એટલે નિયમો નડ્યા. આંહીં હજુ પરીક્ષા નથી થઈ તેથી હમણાં બોટાદ ભણાવવા ચાલુ રાખેલ છે. એપ્રિલમાં લઈ આવીશ. આનંદમાં છે.

તમે મૌ૰ આઝાદ માટે આપણા માટે ખૂબ શ્રમ ઉઠાવ્યો. તસવીરો બહુ ઠીક મળી ગઈ. ૦૦૦૦

મોટાકાકાને ઘેર બધાં કેમ છે? કાકીને કહેજો [કે] મેં વડિયે થોડા વખત પર બાને મળ્યો ત્યારે એની પાસે સાંભળ્યું કે કાકી બહુ કલ્પાંત કરે છે ને એનો જીવ જરા પણ વિસમતો નથી. આ સાંભળીને બહુ દુઃખ થયું છે. મારા નામથી કહેજો કે ભાભી, તમારા પર દુઃખનો પહાડ તૂટી પડ્યો છે એ હું જાણું છું. નગીનને હું એક જ વાર જોનાર પણ ભૂલી ન શકું તો તમારી શી દશા થઈ હશે! પણ હવે શું કરવું છે? દેહ પાડી નાખવો છે? એથી નગીનને મળી શકાશે? હવે તો બહાદુર બનો ને આંસુ બંધ કરો. પ્રભાશંકરભાઈ ભાભીને આ સ્થિતિમાં લઈને ત્યાં કેમ પડ્યા છે? દેશમાં ચાલ્યા આવવું જોઈએ કે જેથી ભાભી એને પિયર જઈને કાંઈક દુઃખ વીસરે. બધાં ત્યાં જ ગોંધાઈ રહીને આ શી બેવકૂફી કરી રહેલ છો? ભાભીના શરીરને સાચવવાનો કોઈ ઉપાય જ નથી લેવો? ૦૦૦૦૦૦

ઝવેરચંદ

*

† 'મૌ૰ આઝાદ માટે' : 'ફૂલછાબ'ના પહેલા પાના પર મૌલાના અબુલ કલામ આઝાદ વિશેના લેખને શણગારવા રમણિકભાઈએ એક મિત્રની સહાયથી મૌલાનાના કલકત્તાના નિવાસસ્થાનની છબિઓ અને માહિતી મેળવી બાપુજીને મોકલી હતી.

*

● **સલામો બીજના ચાંદને**

સલામો કરું બીજના ચાંદને
સલામો જમીંને ને આસમાં તને!
સલામો ચમનને ને વેરાનને
ઉછેર્યો તમે એક ઇન્સાનને
અમે જે હતા ઢૂંઢતા તે જડ્યું
અહીં એક ઇન્સાનને દિલ ભર્યું
નયન નીતર્યું ને સબકથી સર્યું
નૂરે-વસ્લ : એણે વતનને ધર્યું.

[મૌલાના આઝાદને બિરદાવતા બાપુજી રચિત કાવ્ય 'સલામો'માંથી.]

## (૨૩૯) રમણિક લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૨૨–૭–૧૯૪૦

રમણિકભાઈ,

કાગળ મળ્યો. હું લખી શકતો નથી તેથી શરમ આવે છે. ઉપાધિગ્રસ્ત હોઈને પછી કંટાળો આવે છે. ૦૦૦૦૦૦ મહેન્દ્ર કૉલેજમાં અમદાવાદ જોડાયો. હું જઈને મૂકી આવ્યો છું. ૦૦૦૦૦ ઇન્દુ ભાવનગર પાંચમી અંગ્રેજીમાં છે. મોટા–જીકા બોટાદ ચોથી ગુજરાતી ભણે છે. મજા પડે છે. અભ્યાસમાં ઠીક ઉમંગ છે. ચિત્રાદેવી, બાબો, બંટુ ને એક નાની બહેન પદ્મલા (અઢી મહિનાની) મજામાં છે.

તમને હું વિગતવાર લખવાનો હતો. ખાસ તો એ કે વહેલામોડા કલકત્તા અત્યારના સંયોગોને લઈ છોડવું પડે તો અહીં આવવાનો વિચાર કરી શકશો? બધાં બોટાદ રહેશું. બાને પ્રણામ કહેશો. કાકીને પણ. ૦૦૦૦૦૦ બીજું કાંઈ કેમ લખતા નથી? દુકાન કેમ ચાલે છે? ૦૦૦૦૦ એ જ

લિ૦ ઝવેરચંદ

*

† બાબો, બંટુ, પદ્મલા : પુત્રો વિનોદ અને જયંત અને પુત્રી પદ્મલા અરવિંદ દેસાઈ.

## (૨૪૦) રમણિક લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૨૮–૧૦–૧૯૪૦

રમણિકભાઈ,

૦૦૦૦૦ લખાણ વાંચ્યું, પણ હું એને સાહિત્યદૃષ્ટિએ માગતો હતો. તમે 'બીડેલાં દ્વાર'નો ઉલ્લેખ કરીને તમારો સ્વાનુભવ આલેખો ને પછી એવા સાહિત્યનું કેવે સ્વરૂપે આલેખન થવું ઘટે, આજ સુધીના દાંપત્ય કે જાતીય વિષયક પુસ્તકોમાં એ નથી વગેરે મુદ્દા પર લખો તો વાચકોને પકડશે. ૦૦૦૦૦

ઝવેરચંદ

*

● બીડેલાં દ્વાર

"સંવનન, ગર્ભાધાન અને પ્રજનનની ક્રિયાઓનાં જ્ઞાનદ્વાર આપણા નવપરિણિત યુવાનોની આંખો સામે લજ્જાને કારણે બીડાઈ રહેલાં પડ્યાં છે. ['બીડેલાં દ્વાર' નવલકથાના નામ વિશે બાપુજીનો ખુલાસો.]

(૨૪૧) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૧૪–૮–૧૯૪૦

રમણિકભાઈ,

ઉતાવળે જવાબ આપું છું. તમારા સ્નેહી એ હિંદી બંધુનો આભાર માનું છું ને તેમને 'જેલ–ઓફિસની બારી'નો અનુવાદ કરી છપાવવા પ્રકટ કરવાની આથી કાયદેસર પરવાનગી આપું છું. મારો હાથ નહીં ચાલતો હોઈ એમને આ કાગળ જ દેશો ને પૂર્ણ પરવાનગી આપ્યાનું જણાવશો. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ



(૨૪૨) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૨૧–૧૧–૧૯૪૦

રમણિકભાઈ,

૦૦૦ તમારું લખાણ આ સાથે પાછું મોકલું છું. મને હજુ એ બરાબર લખાયેલું લાગતું નથી. ૦૦૦૦૦ 'જેલ–ઓફિસની બારી'ના અનુવાદના જુદા જુદા ટુકડા મેં જોયા. ભાષાંતર સારું લાગે છે, પણ એ ભાઈ ને સ્પષ્ટ કહેજો કે ગ્રંથપ્રકાશનના હક્કો આપણે તેને આપ્યા નથી. એનો વિચાર હોય તો તમે શરતો શી હોઈ શકે તે મને જણાવજો અને એની સાથે વાત કરજો. અહીં બધાં મજામાં છીએ. ૦૦૦૦ મારા હાથની સ્થિતિ વધુ ને વધુ ખરાબ થતી જાય છે. દવા ચાલે છે.

લિ૦ ઝવેરચંદ



(૨૪૩) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૪–૨–૧૯૪૧

રમણિકભાઈ,

પેલા ભાઈનો કાગળ 'જેલ–બારી'નો અનુવાદ પેલી ગ્રંથમાળામાં આપવા વિશે આવેલો. મેં ઓફિસમાં એમને પૂર્ણ પરવાનગીનો કાગળ લખવાનું કહેલું. તે પરવાનગી એને મળી હશે. ખુશીથી પ્રકટ કરાવે. મારે કાંઈ પુરસ્કાર જોતો નથી. એમને જે કાંઈ મળશે તેથી હું આનંદ પામીશ. એને એ બરાબર કહી દેશો. એનો કાગળ બહુ સુંદર હતો. એવા સજ્જનના હાથે હિંદી સાહિત્યમાં રજૂ થવામાં શોભા છે. સૌ કુશળ હશો.

લિ૦ ઝવેરચંદ



## (૨૪૪) રમણિક લા૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૭-૧૨-૧૯૪૦

રમણિકભાઈ,

૦૦૦ હમણાં ઉપરાઉપરી બે ગામતરાં થવાથી કાગળ લખવાનો વખત નહોતો મળ્યો. ૦૦૦૦૦૦ મારા સંબંધમાં : 'કલમ–કિતાબ'માંથી હું અત્યારે તો છૂટો થયો છું. તેના નવા સંચાલનમાં મારો કાંઈ હિસ્સો નથી. મને એ બાબતમાં વિશ્વાસમાં લેવામાં પણ નથી આવ્યો. મને એમાં રસ પણ નથી રહ્યો. ફરી વાર કદાચ હું એ હાથમાં ન પણ લઉં. સાંભળ્યું છે કે એ પાનું મોહનલાલ 'સોપાન'ને સોંપાયું છે.

મારા હાથની સ્થિતિ હજી સુધારા પર નથી. ઇન્જેક્શન વગેરે ઉપચારો ચાલુ છે. 'ફૂલછાબ'ના તંત્રમાં 'જન્મભૂમિ'ના તંત્રપલટાની સીધી અસર તો હજી કાંઈ આવી નથી. ત્યાં સુધી હું એ તંત્ર સંભાળું છું. જાતે લખવાનું ઓછું કરીને દોરવણી આપું છું.

મારાં પુસ્તકોના હિંદી પ્રકાશનો તમે કહો છો તેવી કોઈ પ્રતિષ્ઠિત અને ધ્યેયલક્ષી હિંદી ગ્રંથમાળાને જતાં હોય તો પુરસ્કારનો મારો કાંઈ આગ્રહ નથી. માત્ર આબરૂ ન બગડવી જોઈએ. આ ખુલાસો તમે Indian Press Ltd. વાળાને ખુશીથી કરશો.

'નિરંજન'માંથી લાલવાણીને બાદ દેવામાં આવે તો તે વાર્તાનું જોર ગુમાવી બેસે કે નહીં તે તમે ફરી વાર વાંચીને મને જણાવશો. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ
દ૦ મહેન્દ્ર

*

### ● લાલવાણી : વિકૃતિ કે પ્રકૃતિ ?

કોણ જાણે શું થયું કે નિરંજને વ્યાખ્યાનપીઠ પર ટેબલની આગલી બાજુ ઊભવાનો હંમેશનો ક્રમ છોડી દીધો. ટેબલની પાછળ ખુરસી, ખુરસીની પાછળ પોતે; નવી રચના એ જાતની બની ને વારંવાર એનું લક્ષ ડાબા હાથ તરફની બારી તરફ જવા લાગ્યું. સામા ક્લાસની છેલ્લી પાટલી ઉપરથી એક ગોળ, નમૂછિયું, ઘઉંવરણું, નમણું, ગમગીન, તલસાટભર્યું મોં જોઈ રહ્યું હતું.

હંમેશાં વ્યાખ્યાનો પૂરાં કરી એ પોતાના મુકામ પર જતો, ત્યાંથી એ બારીમાં ઊભો ઊભો લાલવાણીના આવવાની વાટ જોઈ રહેતો. પા કલાક, અરધો કલાક, કલાક ને કોઈ કોઈ વાર તો બબે કલાક. નિરંજને તલસાટભરી કવિતાઓ લખવી શરૂ કરી—લાલવાણી ઉપર. ને લાલવાણીને મોડી રાત સુધી જગાડી પાઠ પાકા કરાવવા માંડ્યા. દીવાની જ્યોત વાયુમાં થરથરે તેમ નિરંજનની હૃદયજ્યોત કંપી ઊઠી. પોતે તેવા અનુભવને માટે કદાપિ તૈયાર નહોતો. આરંભ કર્યો ત્યારે જે કર્તવ્યશીલ આચામમતા

હતી ને આગળ ચાલ્યો ત્યારે જે મિત્રતા ભાસી હતી તે આજે ક્યા ઉદ્‌ભ્રાંત પ્રેમમાં પરિણમી? નિરંજનના પગ તળે પૃથ્વી સળગતી હતી. જાણે એને અજાણપણે કોઈ કેફી પદાર્થ ખવરાવી ગયું છે, કોઈક જાણે એને બેવકૂફ બનાવી રહેલ છે. એ ચમકી ઊઠચો.

આ અનુભવ કઈ અનોખી દુનિયામાંથી આવ્યો? આ તે કયા પ્રકારની લાગણી છે? હાઇસ્કૂલના અને કૉલેજનાં દસ–અગિયાર કટોકટીનાં વર્ષોની વચગાળામાં આવી સ્નેહવેદના રમણ કરે છે તે વર્ષોમાં આ વિષય પરત્તું રસ્તો દેખાડનારું સાહિત્ય કાં ન મળે? ઘેલછાઓ ખડકનારાઓએ ક્યાંયે કેમ ન સૂચન કર્યું, ન ખબર આપી, ન લાલબત્તી બતાવી કે પુરુષ–પુરુષ વચ્ચેનો આવો ઊર્મિયોગ શાથી બને છે ને કેવા પ્રકારનો બને છે? કૉલેજના બરતરફ થયેલા પ્રૉફેસરે એક પુસ્તક આપ્યું. પ્રારંભ જ આ શબ્દોથી થતો હતો: 'Fear not. Nature calls in a number of voices. ભય ન પામો. પ્રકૃતિ અનેક સૂરોમાં તમને સાદ કરે છે.' એ પ્રારંભ-વાક્યે જ નિરંજનની અરધી વિક્લતા ઉપર શાતા છાંટી. 'છુપાવતા નહીં પણ સર્વેને મોટે સ્વરે જાણ કરજો. ગોપનતા જ તમારો ભયાનક રિપુ છે. તમે જેઓને કહેશો તેઓમાંથી ઘણાય જણાવશે કે અમારેય આવું બન્યું હતું, ને પછી ખોટી રહસ્યમયતા ચાલી જશે. ઝીણી ચિરાડો વાટે તાકતી આંખો અટકી જશે. તમારા અનુભવોને આગલે દ્વારેથી જ સર્વ જિજ્ઞાસુઓ પ્રવેશ કરશે.' [નવલકથા 'નિરંજન'માંથી ટૂંકાવીને અને સંકલિત.]



(૨૪૫) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર: ૧–૨–૧૯૪૦

ભાઈ મહેન્દ્ર,

કાગળ તેમ જ લેખ મળ્યાં છે. લેખ વાંચી ગયો. તું આવું સુંદર ગુજરાતી લખી શકે છે તે તો મને પહેલી જ વાર ખબર પડી. વિચારો પણ સુવ્યવસ્થિત છે. વિશેષ તો હાલ તુર્ત એટલું જ કહું કે તારે લખ્યા કરવાની ટેવ પાડવી. મહાવરો રહેશે તો ફાવટ આવશે. પણ કોઈ પણ ઠેકાણે પ્રસિદ્ધિ માટે ઉતાવળો થઈશ તો તારું ભાવિ બગડી જશે. મિત્રવર્ગમાં, સ્નેહીસમૂહમાં, શ્રી મનસુખભાઈ, રતિભાઈ વગેરે અભ્યાસીઓને વંચાવવું, પણ કોઈ ઠેકાણે પ્રસિદ્ધિ ન શોધવી.

મોટો–છીકો મજામાં છે. હવે તો શુક્ર–શનિ–રવિ પણ અહીં જ રહે છે. બોટાદ લઈ જતો નથી. આંહીં તેમને વધુ લહેર પડે છે ને ભણતર પણ ચાલે છે. ૦૦૦૦૦૦

ઝવેરચંદ

⁂

† મનસુખભાઈ: મનસુખલાલ ઝવેરી.

† રતિભાઈ: રતિલાલ ઝાટકિયા, ઉત્તરાવસ્થાના નિકટ મિત્ર.

## (૨૪૬) લાભચંદ લા૦ મેઘાણી અને મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

રાણપુર : ૨૨–૨–૧૯૪૦

લાભુભાઈ તથા ભાઈ મહેન્દ્ર,

કાગળો મળેલા. તે પછી નથી. મહેન્દ્રની પ્રિલી૦ પૂરી થઈ ગઈ હશે. નાક કેમ છે? વાળ બહુ જ ટૂંકા અને લૂછેલા રાખવા કહેશો. બરફનો કોઈ પદાર્થ કે ઠંડું કાંઈ પણ પીણું પીવું નહીં. શરદી કરનારા આહારવિહારથી તદ્દન દૂર રહેવા કહેજો. ઉતાવળે લખું છું. ઇન્દુને બે દિવસથી સહેજ મેલેરિયા છે. મોટા–જીકાની પરીક્ષા થઈ ગઈ છે. ચોથીમાં જશે પણ ગણિત કાચું હોઈ મારે એને અંગ્રેજીમાં પાંચમી પૂરી કરીને જ મોકલવા છે. સાથેનો કાગળ તુર્ત જ મુનિશ્રી જિનવિજયજીને પહોંચાડવો.

લિ૦ ઝવેરચંદ

## (૨૪૭) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૩–૩–૧૯૪૦

ભાઈ મહેન્દ્ર,

તારો કાગળ વાંચી નિરાંત થઈ. હવે તબિયત બરાબર સાચવજે અને બિલ કેટલું ભર્યું તે જણાવજે. મોટાબાપુને† સ્ટેશને મળવા ઘરેથી અમે સૌ ગયાં હતાં. એમણે આપેલો મેવો છોકરાં ને અમે ખાઈએ છીએ.

મોટા–જીકાની પરીક્ષા આંહીં આપી દીધી છે. તેઓ ચોથીમાં પડ્યા છે પણ રાણપુરમાં હજુ પરીક્ષાને એક મહિનાની વાર છે તે દરમ્યાન તેમને ત્યાં નિશાળમાં દાખલ ન કરે એટલે આંહીં રાખીને ગણિત પાકું કરાવીએ છીએ ને આંહીંનું વાતાવરણ—ઘરનું—હાલ ઠીક હોઈ તેઓ આનંદ કરે છે. આંહીંની નિશાળે પણ જાય છે. ભણાવવા તો રાણપુર જ છે. એમના કાગળો આ સાથે છે. ૦૦૦૦૦ હું તો હમણાં ભેટવાર્તા† લખવામાં પડ્યો છું. મુનિશ્રી જિનવિજયજીની પાસે જઈ મારા પરનો જવાબ લખાવી બીડજે. એ જ

લિ૦ ઝવેરચંદનાં આશિષ

*

† ભેટપુસ્તક : 'ગુજરાતનો જય' નવલકથા.
† મોટાબાપુ : મણિલાલ ખારા, પૂ૦ દમયંતી–બાના પિતા.

(૨૪૮) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૨૦-૩-૧૯૪૦

ભાઈ મહેન્દ્ર,

જવાબ ઉતાવળે લખું છું. જે ખર્ચ થયું છે તેના ઉપર બિલકુલ વિચાર કે તર્કો ચલાવ્યા વગર, કંઈ બન્યું જ નથી એવી હળવીફૂલ મનોદશા રાખીને, રહેજે અને પરીક્ષાનો માનસિક બોજો સેવ્યા વગર આનંદથી પરીક્ષાની તૈયારી કરજે. પરીક્ષાને વિશે બહુ રાક્ષસી ખ્યાલ રાખતો નહીં. રમતાં રમતાં પાસ થવાય તો થવું છે નીકર પરીક્ષા જખ મારે છે એવું મન રાખજે ને પૂરી કરીને જલદી અહીં આવી જજે. ૦૦૦૦૦

ઝવેરચંદ

(૨૪૯) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૧૧-૪-૧૯૪૦

ચિ૦ મહેન્દ્ર,

૦૦૦૦ આ મળશે ત્યારે પરીક્ષા પૂર્ણ સ્વસ્થતાપૂર્વક ખલાસ થઈ ચૂકી હશે. તું રવિવારે નીકળનાર છે ને અમદાવાદ ઊતરવાનો હતો તેનું શું થયું? ઊતરવું હોય તો ખુશીથી ઊતરજે. ઇન્દુને હું બે દિવસ પર ભાવનગર ગયેલ ત્યારે મળેલો. તું આવે છે એટલે એ પણ વહેલો આવી જશે. ૦૦૦૦૦૦. ૦૦ સાથેની તકરારમાં મારા પર હુમલો એણે કરેલો પણ મેં વખતસર સ્વબચાવ કરવાથી મને કાંઈ થયું નથી. મુકદ્દમો થયો છે તે તો મે મહિનામાં નીકળશે.

લાવવાની ચીજોમાં ખાસ તો (૧) બિસ્કિટ ખારાં અને મીઠાં થોડાં (૨) મેક્લિનનું ટૂથપેઇસ્ટ. બસ બીજું તો કશું યાદ નથી આવતું. તું હેમખેમ આવ એટલે બસ.

ઝવેરચંદ

(૨૫૦) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૨-૭-૧૯૪૦

ભાઈ મહેન્દ્ર,

તારું કવર મળ્યું છે. તે મુજબ આ સાથે તેં મગાવ્યા મુજબની નોટો, સ્ટવ, તપેલી ને ચીપિયું, તેલ, સ્પિરિટ, નેપ્કિન મોકલેલ છે તેની પહોંચ લખજે. સ્ટવ વાપરવામાં બહુ જ કાળજી રાખજે.

તને 'સ્મરણસંહિતા'ની પ્રત રવાના કર્યા આજે ઘણા દિવસ થઈ ગયા, તો પણ પહોંચ કેમ નથી? ગેરવલ્લે તો નથી ગયુંને?

છોકરાં બધાં મજામાં છે. કોઈ જાતની ચિંતા કરવી નહીં. તેં પસ્તી વેચી તેમાં મેં ફાઇલ બંધાવવા રાખેલાં 'જોહ્ન ઓ લંડન્સ વિકલી' પણ કાઢી નાખ્યાં જણાય છે. ઉતાવળ કરવાનું એ ફળ છે. એ જ

લિ૦ ઝવેરચંદ



(૨૫૧) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૧૮–૭–૧૯૪૦

ભાઈ મહેન્દ્ર,

તારા કાગળો મળ્યા. બાળકો મજામાં છે. કાગળ તેઓ પાસે લખાવી શકેલો નથી. કાલે નિરાંતે લખાવીશ. ૦૦૦૦૦ તને ઉધરસ હવે તો મટી ગઈ હશે. એ લાંબી ન ચાલવી જોઈએ. લાંબી ચાલે તેવું લાગે તો થોડા દિવસ ઉમાશંકરભાઈને ઘેર ચાલ્યો જજે ને દવા લેજે. પણ ગાફેલ ન રહેતો. ખોરાક જુદો કઢાવી લેતો હોઈશ. દૂધ વગેરેનું કેમ છે? આચર–કૂચર ખાતો નહીં.

'જોહ્ન ઓ લંડન'ના તું કહે છે તે તો ત્રણ–ચાર અંક છે. મેં તો મોટો થોકડો બાંધી રાખેલો. એ તો હવે ગયું, ખેર! ત્યાં તારા અભ્યાસ વગેરેની રોજનીશી લખવાનું રાખીશ તો સારું થશે. રોજની ડાયરી રાતે લખી નાખવી. કૉલેજ, હૉસ્ટેલ વગેરેના કાંઈ ખબર કેમ લખતો નથી?

ઝવેરચંદ

*

● રોબર્ટ લીન્ડ

"જીવંત સોબતી જ કહી શકાય તેવો એક સાહિત્યજમાતનો વાતડાહ્યો આદમી બહુ દૂર દેશાવરથી આવીને વાર્તાલાપ માંડે છે. એનું નામ રોબર્ટ લીન્ડ. એકદમ ન માની લેતા કે પાળિયાદનો ભૂકંપ નિહાળવા માટે આ નામાંકિત અંગ્રેજ લેખક બોટાદ સ્ટેશને ઊતરી પડ્યો હશે ને પછી 'કલમ–કિતાબકાર'ના ઘરની અગાશી પર કોટ–પાટલૂનસોતો ચત્તોપાટ ટાંટિયા લંબાવી આળસ મરડતો મરડતો પડ્યો હશે.

"ઘણી વાર સામે આવીને વાતો કરતા માણસો શબ સમી જ ઠંડીગાર ભયાનકતા ધારણ કરતા હોય છે ત્યારે 'જોહ્ન ઓ લંડન્સ વિકલી' નામના અંગ્રેજી સાપ્તાહિકમાં ઘણી વાર દેખા દેતી રોબર્ટ લીન્ડની કલમ દરિયાપારથી પણ જાણે આપણે ખભે હાથ મૂકીને વાત કરતી હોય તેટલી જીવંત દીસે છે. જાણે એ વાતો કરતો જ આપણી પાસે બેસે છે. ....." ['પરિભ્રમણ'માંથી ટૂંકાવીને.]

(૨૫૨) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૧૩–૧૧–૧૯૪૦

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦૦ બધાં પુસ્તકોનો સ્ટૉક ગૂર્જર ગ્રંથરત્નને વેચી નાખેલ છે. એ રૂ૦ ૧૨૬૨ની રકમના રૂ૦ અઢીસોના માસિક હપ્તા કરેલ છે. ઉપરાંત જૂનાં પુસ્તકોનું પ્રકાશન પણ તેને જ દસ ટકા રૉયલ્ટીથી સોંપી દીધું છે. કાઠિયાવાડ લિમિટેડ સાથેનો હિસાબ ચોખ્ખો કરી નાખેલ છે. હવે ભાઈ શંભુલાલ સાથેના વહેવાર તને ભળે છે.

માર્ક ૫૬% કહેવાય. કેટલામી રૅન્ક આવી? મચ્છરદાની મોકલી દઈશ. આજે ભાવનગર જઉં છું. મારા ગજવામાંથી અહીં ઑફિસમાંથી રૂ૦ ૩૧ સાથે પાકિટ ચોરાઈ ગયું છે. તું કંઈ પણ પાસે ન રાખતો.

ઝ૦

*

† . શંભુલાલ : શંભુલાલ જગશીભાઈ શાહ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના ભાગીદાર.

(૨૫૩) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૭–૧–૧૯૪૧

ભાઈ મહેન્દ્ર,

કાગળ આજે, 'સર્પિના' પરમદિવસ મળ્યાં. 'સર્પિના' તો મારે માટે નકામું નીકળ્યું. એની અંદર લખ્યું છે કે low blood pressure વાળાએ ન જ લેવું. ખેર, ભલે રહી કેમ કે ટપાલમાં શીશી પણ ફૂટી ગઈ હોઈ પાછી અપાય નહીં.

ખોરાકના અખતરા કરતો નહીં. સારામાં સારા લોજમાંથી સ્પેશ્યલ રેઇટ દઈને મગાવજે. મને ચિંતા થાય છે. સાંજે તો કયાંય જઈને પણ ગરમ જમી આવજે. બે મહિના તો બરાબર સાચવજે. ઉમાશંકરભાઈને કાગળ લખું છું. અહીં કુશળ છીએ.

ઝવેરચંદ

## (૨૫૪) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

ભાવનગર : ૧૮-૧-૧૯૪૧

ચિ૦ મહેન્દ્ર,

તારો તા૦ ૧૨મીનો પત્ર મળ્યો છે. મારી તબિયત વધારે ને વધારે ખરાબ થતાં હું ગયા બુધવારે અહીં શ્રી ભીમજીભાઇના સહવાસમાં સારવાર તથા આરામ લેવા આવ્યો છું. દાક્તરે પથારીમાં જ પડ્યા રહેવાની સૂચના આપી છે અને લાંબો સમય પથારીવશ રહ્યા વગર શરીર ઠેકાણે આવે એમ લાગતું નથી એટલે ઘરથી દૂર અહીં શાંતિથી પડ્યા રહેવું જોઈશે. માટે કાગળ અહીં જ લખજે.

૦૦૦ તેં મોકલેલાં પુસ્તકોનાં નામ વાંચ્યાં. તેમાંથી કોઈ પુસ્તક તેઓ બહાર ઇસ્યુ કરે છે કે નહીં? જો કરતા હોય તો નીચેનાં મને અહીંઆ રજિસ્ટર્ડ બુક-પોસ્ટથી મોકલજે.

Songs of the Forest
મારવાડકે ગ્રામ્યગીતોં
ગ્રામ્યગીત સંગ્રહ (દાતે)

એ જ

ઝવેરચંદ

*

† શ્રી ભીમજીભાઈ : ભીમજીભાઈ હ૦ 'સુશીલ'.

## (૨૫૫) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

ભાવનગર : ૨૬-૧-૧૯૪૧

ચિ૦ મહેન્દ્ર,

૦૦૦૦૦ રવિભાઈ તમને કહેશે કે મારી તબિયત બિલકુલ ચિંતા કરવા જેવી નથી. હું ફક્ત આરામ જ લઉં છું, દવા લેતો નથી. લોહીનું દબાણ વગેરે જે રોગ છે તેને પૂરા આરામની જ જરૂર છે. તું બિલકુલ ચિંતા કર્યા વગર રહેજે. મને ઊંઘ વગેરે બરાબર આવશે તો હું વધુ રોકાઇશ. મને આંહીં તેર દિવસ થઈ ગયા. ૦૦૦૦૦ એ જ

ઝવેરચંદ

*

† રવિભાઈ : રવિશંકર મ૦ રાવળ

(૨૫૬) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૨-૨-૧૯૪૧

ભાઈ મહેન્દ્ર,

કાગળ મળ્યો હશે. કોઈ સારી ફાઉન્ટન પેન મળે છે ? હું બહુ હેરાન થઉં છું. બીજું 'કુમાર' તેમ જ 'રેખા'માં એટલું કહેવરાવી દેજે કે મારી અંગત નકલ હવે પછી બોટાદ જ મોકલે. રાણપુરથી મને સલામત તુરત મળતી નથી. મોટા–જીકા, બંટુ, ઇન્દુ, બધાંની આંખો આવી છે.

ઝ૦

*

## 'ચિંતા કરવાની જરૂર નથી'

[રામનારાયણ વિ૦ પાઠકે લખેલા ૩-૨-૧૯૪૧ના પત્રમાંથી.]

"ચિ૦ મહેન્દ્ર મજામાં છે. તમે જાણીને રાજી થશો કે તે પોતાના અધ્યાપકોનો પ્રિય વિદ્યાર્થી થઈ પડયો છે. તેના પર મારું સતત ધ્યાન છે, પણ તમને એક વાત કહું : હું માનું છું કે જે નાની નાની મુશ્કેલીઓ વિદ્યાર્થી ઉપર પડે તેના તરફ ધ્યાન પણ ન આપવું, ભલે તેને લાગે કે સામા માણસમાં લાગણી જ નથી, પણ એવી મુશ્કેલીઓ સાથે તે એકલે હાથે લડતાં શીખે એમ થવું જોઈએ. ૦૦૦૦ બાકી મારે એને માટે કશું જ કહેવાપણું નથી. તેનામાં ગુજરાતીની સારી સ્વાભાવિક શૈલી છે. સહાધ્યાયીઓ પણ તેને માટે સારું કહે છે. સારી ચોકસાઈથી સમજવાની જિજ્ઞાસાવૃત્તિ તેનામાં છે. ફ્રેન્ચના પ્રોફેસર તો તેના જૂના શિક્ષક હતા, મને તેમને તો તેના તરફ મમતા જ છે ટૂંકમાં તમારે કશી જ ચિંતા કરવી પડે તેમ નથી. ખૂબ રમવા દો, કસરત કરાવો ને મોટું કાઠું કરે એમ કહો. તેના માનસિક વિકાસની તમારે ચિંતા કરવાની જરૂર નથી."

(૨૫૭) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૨૩-૨-૧૯૪૧

ભાઈ મહેન્દ્ર,

વડિયાથી ગુરુવારે પાછાં આવી મોટા, જીકા, બાબાની પરીક્ષા લેવરાવતાં ત્રણે પાસ થયા છે. મોટા–જીકાને અંગ્રેજીમાં મોકલવા કે હજુ પાંચમું ગુજરાતી કરાવવું તે બાબત નક્કી કરવી રહે છે. નીચેનાં ત્રણ પુસ્તકો ત્યાંની કોઈ લાયબ્રેરીમાંથી મળી શકશે ?

૧. સાયન્સ ઑફ ફેરી ટેઇલ્સ. (ડૉ૦ ઇ૦ એસ૦ હાર્ટલૅન્ડ)

૨. સાયન્સ ઑફ ફોકલોર (આલ્ટ કાપ)

૩. ગોલ્ડન બો (સર જે. ફ્રેઝર)

મારે તા૦ ૮ કે ૯મી માર્ચે શાંતિનિકેતન જવું પડે તેવો સંભવ છે. વીસેક દિવસનું ગામતરું.

ઝવેરચંદ



(૨૫૮) **ચુનીલાલ ક૦ પારેખ ઉપર**

[બનેવી]

બોટાદ : ૨૩–૨–૧૯૪૧

પ્રિય ભાઇશ્રી,

પત્ર બોટાદ મળેલો. હું પંદર દિવસ ભાવનગરમાં આરામ લઈ પાછો બોટાદ આવ્યો. ૦૦૦૦૦ મારા વિશે આપે લખ્યું છે તે શબ્દેશબ્દ સાચું છે. દોઢ મહિનાથી હું લગભગ નિવૃત્ત જીવન ગાળું છું છતાં ઘણાં વર્ષોથી વધુ પડતું કામ કરવા ટેવાયેલું મગજ તદ્દન નિષ્ક્રિય બની ન શકે એને કારણે બોજારૂપ ન થઈ પડે તેવું કાર્ય તો કરવું ચાલુ રાખ્યું છે.

સાહિત્યજગતમાં મળતી વાહવાહ એ ભયંકર તત્ત્વ છે, અને એનો મોહ મને બિલકુલ છૂટી ગયો છે એમ તો હું પણ ન કહી શકું, પરંતુ મને તો એ સંબંધમાં દુનિયાએ મારી લાયકાત કરતાં પણ વધારે આપ્યું છે એટલે એની પાછળ ઘેલો બનવાનું મારે માટે રહ્યું નથી. નવાં ક્ષેત્રો મારે સર કરવાં નથી. મનમાં ખેંચ રહેતી હોય તો તે માત્ર હાથ પર લીધેલાં અધૂરાં રહી ગયેલાં કાર્યો પૂરાં કરવાં એટલી જ કારણ કે એ પણ એક જવાબદારી છે, પણ કૌટુંબિક જવાબદારીઓને ભોગે એ જવાબદારી અદા કરવાની મને જરાયે દોડધામ નથી. ૦૦૦૦૦ હું માર્ચની ૮મીએ વીસેક દહાડાને માટે શાંતિનિકેતનના પ્રવાસ પર જાઉં તેવો સંભવ છે, અને મારી ગેરહાજરીમાં મહેન્દ્ર, ઇન્દુ ને મોટો–જીકો બોટાદ રહે અને ચિત્રાદેવી થોડા આરામ માટે ભાવનગર જાય એવી ગણતરી અમે રાખી છે. ભાવનગર એના રહેવા દરમ્યાન વધારે ફાવી જશે તો ઉનાળાના બે મહિના કૃષ્ણનગરમાં કોઈ હવાવાળું સારું મકાન રાખીને બધાં જ ત્યાં રહીએ એવી પણ ગોઠવણ કરીશું. ૦૦૦

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ



# ગુરુદક્ષિણા : ૧૯૪૧

[૧૯૧૭માં એકવીસ વર્ષની યુવાનીની વીંઝાતી પાંખોમાંના સર્જનસંચારને સર્જનઝંકારમાં બદલનાર હતાં તે વેળા ઘૂઘવતાં રવીન્દ્રસાહિત્યનાં ઓઘ. ૧૯૨૧માં એ સ્પંદનોને સર્જનઝંખનાનો ‘હું આવું છું’વાળો અવિરત નાદ બનાવી દેનાર હતો ત્રણ–ત્રણ વર્ષનો રવિસાહિત્યનો સંગાથ. ‘મારી ગ્રંથસ્થ સાધના (સિદ્ધિ તો કેમ જ કહું!)ના દીક્ષાદાતા’ ગુરુદેવની લખેલી સ્વાર્પણકથાઓના અનુવાદોની હસ્તપ્રત લઈને બાપુજી ૧૯૨૧માં ‘સૌરાષ્ટ્ર’ સાપ્તાહિકમાં જોડાયા પછી એના જૂના ધૂડિયા કાર્યાલયના ચોગાનમાં બેસીને અમૃતલાલ શેઠ એમાંની વાર્તાઓ લલકાર કરી વાંચતા: ‘કુરબાનીની કથાઓ’ બન્યું બાપુજીનું પ્રથમ પુસ્તક જેણે ગુજરાતી વાચક-જગતમાં એમને અજવાળું કરી આપ્યું.

પરોક્ષ દીક્ષાદાતાને પરોક્ષથી પ્રણામ કરતા, ઘડીભર ભીલ બાળ એકલવ્યની લાગણી અનુભવતા, યુવાન શિષ્ય બાર બાર વર્ષની સાહિત્યસાધનાને અંતે ગુરુદેવને મુંબઈમાં ૧૯૩૩માં પ્રત્યક્ષ મળ્યા. અરધા કલાકને ગુરુદેવે લંબાવીને કરેલા બે કલાકના એ આકસ્મિક ભાસતા, સાગર-સરિતા સમ ભવ્ય સંગમ શા સમાગમમાંથી ગુરુદેવના મનમાં જન્મી એ ઉત્કંઠા: વિશ્વની વિશાળ સાહિત્યક્ષિતિજો પર શબ્દપાંખ વીંઝતા, ઝુલ્ફાં ઝુલાવતા, ઝબકારા મારતી આંખોવાળા આ શાયરને શાંતિનિકેતનના શિષ્યગણ સમક્ષ પેશ કરવાની.

પછી આઠ વર્ષે, એ સુવર્ણતુલાએ તોળાવા વિસ્મીત અને કંપિત હૃદયે બાપુજીએ આદરી શાંતિનિકેતનની પ્યારી સફર. સ્નેહ અને સન્માન પામી, ગુરુદેવે ચીંધેલું કામ પૂરું કરીને ગુરુદક્ષિણા આપ્યાની ધન્યતા અનુભવી, નવા આત્મવિશ્વાસ અને સર્જનની નવી ઉન્નત અભિલાષાઓ ઝોળીમાં ભરીને શબ્દ–સોદાગર વતન પાછો વળ્યો. પત્રકારિત્વના વ્યવસાય–માધ્યમ સાથે એણે ધીમે ધીમે અંતર વધારવા માંડ્યું. એ અકસ્માત શા અદ્ભુત મિલન પર મંડાયેલી એકલવ્ય–યાત્રા પછી ઝળક્યા પરિપૂર્ણ અને ઉત્કૃષ્ટ અમર સર્જનદીવડા: ‘રવીન્દ્ર–વીણા’, ‘માણસાઈના દીવા’, ‘પ્રભુ પધાર્યા’, ‘વિલોપન’, ‘પરકમ્મા’, ‘છેલ્લું પ્રયાણ’ અને ‘સોરઠી સંતવાણી.’]

*

(૨૫૯) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૭–૩–૧૯૪૧

ભાઈ મહેન્દ્ર,

હું આજે નીકળનાર હતો પણ પ્રભાશંકરભાઈજી કલકત્તા જતાં કુટુંબ સહિત આંહીં ઊતરેલ છે. હવે આજ રાતે નીકળી કાલે સવારે પહોંચી ધૂમકેતુકાકાને ઘેર

ઊતરું છું. રવિવારે સવારે શાંતિનિકેતન જવા નીકળી જવું પડશે માટે તું મને તુરત મળજે.

મોટાબાપુજીને મળવા મોટા–જીકાને લઈ સ્ટેશને ગયેલ. તેમનો સરધાર તરફથી મારા પર નહીં પણ નાગરદાસભાઈ પર કાગળ છે. તેમાં તમને ત્રણે ભાઈઓને થોડા દિવસ સાથે રહેવા ભાવનગર બોલાવે છે તેમ મને કાલે રાણપુરથી ઘેર આવતાં ખબર મળ્યા. નાગરભાઈ મને મળ્યા નથી. આપણે ન મળીએ તો તું તને ઠીક લાગે તેમ કરજે. ઇન્દુ પણ ભાવનગર છે. મોટાબાપુજી આમ કો'કની મારફત કામ લ્યે છે એથી મારું દિલ દુભાય છે.

લિ૦ ઝ૦

*

## "શાંતિનિકેત આવો!"

"સવારે સાત વાગે એકાએક કહ્યું, 'સાડાસાત વાગે મારે ટાગોરને મળવા જવું છે. તમે સાથે આવશો?' બરાબર સાડાસાતે અમે પહોંચી ગયા. ટાગોર હૉલમાં આવ્યા અને હસ્તચૂંબન કરી સામે આરામખુરસીમાં બેઠા.

'હવે ઉમરના હિસાબે બહુ શ્રમ પડે છે. અનેક રોકાણો વચ્ચેથી માંડ અડધો કલાક તમારા માટે કાઢી શક્યો છું. દિલગીર છું કે આઠ વાગે આપણે પૂરું કરવું પડશે,' ટાગોરે શરૂઆત કરી.

"મેઘાણીભાઈ જરા ઠંડા દેખાયા પણ પૂરા વિવેકથી જવાબ વાળ્યો, 'ગુજરાતી લોકસાહિત્યની એકાદ–બે વાનગી રજૂ કરીને કૃતકૃત્યતા માનીશ.' આટલું કહીને મેઘાણીભાઈએ ગુજરાતી લોકસાહિત્યના પ્રકારો સમજાવીને નમૂના ગાઈ સંભળાવવા માંડ્યા. થોડી વાર કવિવરે ઠંડે કલેજે સાંભળ્યે રાખ્યું. પછી વચમાં પૂછ્યું, 'અમુક પ્રાંતોમાં વીરરસવાળું કે શૃંગારરસવાળું લોકસાહિત્ય છે તેવું ગુજરાતમાં નથી તેવો મારો ખ્યાલ છે. ગુજરાત–કાઠિયાવાડમાં એક વખત નીકળેલો ને આશા રાખેલી કે કાઠિયાવાડમાં રંગબેરંગી પોશાકવાળા જૂના ખડતલ માણસો જોવા મળશે, પણ એકલી ગાંધીટોપી દેખીને નિરાશ થયેલો.'

'આપ આવેલા તે ખ્યાલમાં છે પણ આપ તે વખતે મોટાઓની મહેમાનગતિના બંધિયાર વાતાવરણમાં હતા. અમારે માટે આપનું મળવું સહેલું નહોતું. તે સ્થિતિમાં લોકસમૂહનાં દર્શન આપના માટે લભ્ય નહોતાં,' મેઘાણીભાઈએ કહ્યું. આ પછી કાઠિયાવાડના ખૂણે ખૂણે, ગામડે અને ગોંદરે, શી વસ્તુઓ ભરી છે તેનું મેઘાણીભાઈએ હૂબહૂ વર્ણન કર્યું. કાઠિયાવાડના લોકસાહિત્ય અને લોકસમૂહને પરાપૂર્વથી બીજા પ્રાંતો સાથે કેવા સંબંધો હતા તે બીજા પ્રાંતોનાં લોકસાહિત્યને રજૂ કરીને મેઘાણીભાઈએ ગાઈ બતાવ્યું. સાંભળીને ટાગોર પોતાના ખરા સ્વરૂપમાં દેખાવા લાગ્યા, ખુશખુશાલ

બનતા ગયા. મેઘાણીભાઈ પણ ખીલવા લાગ્યા. આંતરપ્રાંતીય લોકસાહિત્યની વાતો કરતાં કરતાં મેઘાણીભાઈ ટાગોરનાં બંગાળી લોકગીતો અને એના ગુજરાતી અનુવાદ ગાવા માંડ્યા ત્યારે તો કવિવર આરામખુરસીમાં બેઠા થઈ ગયા અને તેમનું અંગેઅંગ આ ગીતોને તાલ આપતું નાચવા લાગ્યું.

"બરાબર રંગ જામ્યો હતો ત્યાં મેઘાણીભાઈએ ઘડિયાળમાં જોયું. આઠ વાગ્યા હતા. ગાવાનું થંભાવીને એમણે રજા માગી. જાણે સાંભળ્યું જ નથી તેમ ટાગોરે આંતરપ્રાંતીય લોકસાહિત્યની ચર્ચા આંતરરાષ્ટ્રિય લોકસાહિત્ય તરફ વાળી. આ દિવસોમાં મેઘાણીભાઈ રૉયલ એશિયાટિક સોસાયટી અને બીજાં સમૃદ્ધ વાચનાલયોમાં આંતરરાષ્ટ્રિય લોકસાહિત્યનો અભ્યાસ કરતા હતા. ચર્ચાએ પરસ્પર ભારે રસ જગાવ્યો. ઊઠવાની વાત કોઈ બોલી શકે એવું રહ્યું નહીં.

"નવ વાગે સરોજિની નાયડુ આવી પહોંચ્યાં. ટાગોર આભા બની ગયા. સમય ચૂકવાની અસભ્યતા કદી ન કરનાર ટાગોરે ક્ષમા યાચતી આંખે સરોજિની સામે જોયું. સરોજિનીદેવીએ જવાબ વાળ્યો, 'ગુરુદેવ, બાપુએ એમને રાષ્ટ્રિય શાયરનું બિરુદ આપ્યું છે. એમનાં રાષ્ટ્રિય ગીતો.... લોકસાહિત્ય.... આપ ધરાઈ-ધરાઈને સાંભળો. હું એમની તરફેણમાં રાજીનામું આપીને ચાલી જઉં છું.'

"કવિવરે મેઘાણીભાઈ તરફ વળીને રાષ્ટ્રિય ગીતોની ઉઘરાણી કરી. સાડાનવ સુધી એકસરખા રસથી અને ખુશખુશાલ મિજાજથી આ કાર્યક્રમ ચાલ્યો. કવિવરે છેવટે કહ્યું, 'મેઘાણી, તમે શાંતિનિકેતન આવો. ત્યાં આપણે લોકસાહિત્ય વિશે વધુ ચર્ચા કરશું. આ વિષયમાં હજુ ઘણું કરી શકાય તેવું તમને મળશે, તમારી પાસેથી બંગાળને પણ ઘણું મળશે, પણ તે પહેલાં મારામાં જરા જુવાની પાછી આવે તો હવે તમારા મહેમાન બનીને મારે કાઠિયાવાડ આવવું છે અને કાઠિયાવાડના ગામડે ગામડે ફરીને અસલ કાઠિયાવાડનાં દર્શન કરવાં છે.' આ મુલાકાત પછી તરત જ શ્રી નંદલાલ બોઝને મેઘાણીભાઈને નિવાસસ્થાને મોકલી શાંતિનિકેતન આવવાનું રીતસર આમંત્રણ મોકલ્યું હતું." [બાપાલાલ દોશી લિખિત સંસ્મરણ લેખમાંથી ટૂંકાવીને, સાભાર.]



(૨૬૦) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બર્દવાન જંક્શન : ૧૨-૩-૧૯૪૧

વહાલા મહેન્દ્ર,

તને મૂકીને—આંખોમાં આંસુ સાથે—આંહીં ચાલ્યા આવતાં દિલને કઠણ કરવું પડ્યું છે પણ હું જલદી આવી પહોંચીશ. પરીક્ષાના પરિણામના ખબર મને તારથી Santiniketan આપજે. એ તારઑફિસ છે. ભાવનગર જવું થાય તો ગોપનાથ, હાથબ, તળાજા, કોળિયાક વગેરે કિનારો જોઈ આવજે. તળાજાનો

એભલમંડપ વગેરે ખાસ જોવા જેવાં છે. ઘોઘા પણ. અને ઊંઘ પણ ખૂબ ખૂબ કરજે. ફરવા જજે. હમણાં બે મહિના ચોપડીઓનું નામ પણ ન લેવું. જેમ બને તેમ શરીર સુધારવું. મારે શરીરે સારું છે. ચિંતા ન કરતો. આંહીં મને શાંતિનિકેતનથી લેવા ત્રણ વિદ્યાર્થી ભાઈઓ—એક ગુજરાતી, એક કાશીના ને એક ઉદેપુરના—આવેલા છે તેમની સાથે હમણાં જ જાઉં છું. ગઈ કાલે રસ્તામાં અલ્હાબાદ, પં૦ જવાહરનું વતન, આવેલું. એ જ

લિ૦ ઝવેરચંદ

*

## "તું શાંતિનિકેતન આવ!"

"કવિવર મુંબઈ આવેલા, વિશ્વભારતી માટે નાણાં મેળવવા નાટચમંડળી લઈ ને. તે વખતે ઓચિંતા વિશ્વવિખ્યાત કલાધર શ્રી નંદબાબુની જોડે પ્રસંગ પડેલ, ગુજરાતી લોકગીતો એમને કાને નાખેલ ને એમણે જઈ ને કવિવરને વિનવેલ કે ગુજરાતનું આ સાહિત્ય આપે સાંભળવું ઘટે. વળતા દિવસના પ્રભાતે નંદબાબુના સૌજન્યના ફળરૂપે કવિવરના માનીતા ગુજરાતી શિષ્યો શ્રી બચુભાઈ શુક્લ ને શ્રી પિનાકિન ત્રિવેદી મને એમના ઉતારે લઈ ગયેલા ને મેં એમને ગીતો સંભળાવેલાં. એમણે પોતાની પાસે હતો તે કરતાં ત્રણ ગણો સમય આ ગીતોના શ્રવણપાનને આપ્યો, તેમના મોં પર પ્રસન્નતા છવાઈ ને તેમણે મને કહ્યું, 'તું અમારે ત્યાં શાંતિનિકેતન આવ, આપણે ત્યાં તમારાં ગુજરાતી લોકગીતો ને અમારાં બંગાળી લોકગીતોની મેળવણી કરશું ને એમાંથી ચૂંટીને અંગ્રેજી અનુવાદ સાથે પ્રકટ કરીશું. તું જરૂર આવ, ને શિયાળામાં આવજે હો! ઉનાળો બહુ ગરમ હોય છે અમારે ત્યાં.'

"પણ એ ઇજનનો ગેરલાભ લઈ ને હું એકાએક કશી રીતસરની ગોઠવણ વગર એ મહાપુરુષ પાસે કેમ જઈ ચડું? એ તો કાંઈ એમને આંગણે જઈ બિસ્તર ઉતારી 'એ હું આવ્યો છું......ઉં!' એવા ઢંગની વાત થોડી કહેવાય! હોય એ તો, સહૃદયતા છે એક મહાપુરુષની કે જ્યાં સૌંદર્ય દેખે ત્યાં અંતર પાથરે, પણ એ એક વાત હતી, ને શાંતિનિકેતન નોતરવાનું પ્રયોજન એ જુદી વાત હતી. એને માટે કૈંક વિધિ, કાંઈક કાર્યક્રમ, કાંઈક પદ્ધતિ જોઈએ.

"થોડા દિવસ થયા ને મારી તાજુબી વચ્ચે એક પત્ર આવીને પડ્યો: 'સમસ્ત શાંતિનિકેતનની વિદ્યાર્થી સંમેલની તમને ગુજરાતી લોકસાહિત્ય પર ચાર વ્યાખ્યાનો આપવા અતિ આદર અને પ્રેમથી તેડાવે છે. અમે ઘણું સાંભળ્યું છે, જરૂર આવો.' વાત વિચારમાં નાખનારી હતી. ગુજરાતના લોકસાહિત્યને આંતરપ્રાંતીય દુનિયાને દ્વારે લઈ જવાની અભિલાષા હતી, શ્રદ્ધા પણ હતી કે અન્ય પ્રાંતોના લોકસાહિત્યની સરખામણીમાં આપણું આ આત્મધન ઉતરતું નથી, અવશ્ય બીજાને આંગણે શોભા

પામશે. બીજી તરફ સંકોચ પણ ઓછો નહોતો. અંગ્રેજીમાં આ વિષયને મૂકવાનો મહાવરો નહોતો, ને એક વિશ્વકવિનાં ગાને-સાહિત્યે રસાતી પોષાતી ભિન્ન પ્રાંતીય જનતાની બનેલી મહાન સંસ્થાની સામે ખડા થવાનું હતું. ડર તો લાગ્યો જ હતો.

"આખરે વિચાર્યું : હું કવિવરનો કરજદાર છું; આઠ વર્ષનું વ્યાજ પણ ચડ્યું છે; ઉપરાંત ગુજરાતી વિદ્યાર્થીઓની ઇજ્જતનો પણ આ સવાલ છે; ન જવામાં કાયરતા છે અને મારા ઇષ્ટ વિષયનું શ્રેય અને મારી પ્રગતિશીલતાની કસોટી પણ ત્યાં જઈને ઊભવામાં, ત્યાંની સુવર્ણ-તુલાએ ચડી તોળાવામાં જ છે. મોડું થઈ ન શક્યું, નોતરનારા અધીરા બન્યા હતા, સત્રની સમાપ્તિ નજીક આવતી હતી, કાગળો આવતા હતા, 'ઝટ આવો, જલદી આવો.'' ['શાંતિનિકેતનનાં સંસ્મરણો' લેખમાળામાંથી ટૂંકાવીને.]



(૨૬૧) **પૂ૰ ચિત્રાદેવી-બા ઉપર**

શાંતિનિકેતન : ૧૫-૩-૧૯૪૧

વહાલી,

બર્દવાનથી લખ્યા બાદ છેક આજે લખું છું તેથી રીસ ચડી હશે. તારો કાગળ કાલે મળ્યો. ત્રણ દિવસ બરાબર ઊંઘ નહોતી પણ કાલે ખૂબ ગહરી નીંદ મળી ગઈ.

અહીંના ત્રણ દિવસનો ઇતિહાસ તને રસ પમાડનારો થઈ પડશે. મને આંહીં જે ગેસ્ટહાઉસમાં ઉતારો આપેલ છે તેનું નામ 'રતન-કુટિ' કેમ કે તે રતન તાતાએ બંધાવી દીધું છે. એને યુરોપિયન ગેસ્ટહાઉસ કહે છે ને એમાં સર્વથી વિશેષ ખાસ માનવંતા મહેમાનોને જ ઉતારે છે. આંહીં જેઓ ઊતરે તેના ચાર્જ અતિ આકરા હોય છે પણ હું તો માનવંતો મહેમાન છું.

તા૰ ૧૨ મીની રાતે હું તો બહુ જ શરમાયો કેમ કે મને આંહીં તેડાવનારા સમસ્ત વિદ્યાર્થીઓ તરફથી મને માનપત્ર આપવાનો મિલાવડો 'ચીના-ભવન'ની અગાશી પર થયો. મેં પણ શરમાતાં શરમાતાં નમ્ર જવાબ વાળ્યો જે તેમને સૌને બહુ ગમ્યો.

'ચીના-ભવન'ના જ મધ્યખંડમાં તા૰ ૧૩ ને ૧૪ના રોજ સાંજે સાતથી સવાઆઠ સુધી મારાં બે વ્યાખ્યાનો ગોઠવાયાં. આંહીં કુલ વિદ્યાર્થીઓ સાડાત્રણસો જેટલા તેમાં પણ કાઠિયાવાડી લોકગીતોની કોને ખેવના હોય! પણ ઘણા કૌતુહલથી આવ્યા અને ગીતો સાંભળી ખુશી ખુશી થઈ ગયા. આખા શાંતિનિકેતનનું વાતાવરણ લોકગીતોના વિષય વડે છવાઈ ગયું. વિદ્વાનો આંહીં ઘણા છે તેમને પણ બહુ રસ પડ્યો. ચીન, જાવા, સુમાત્રા, સિંહલદ્વીપ, નેપાલ વગેરે સ્થળોના વિદ્યાર્થીઓએ આ

ગીતોમાં અદ્‌ભુત રસ લીધો ને ચીનના બે વિદ્વાન વિદ્યાર્થીઓ તો આંહીં મારી પાસે બધું જીવનવૃત્તાંત જાણવા પણ આવી ગયા. તેમાંના એકે મારી હસ્તરેખાઓ પણ જોઈ અને કહ્યું કે મારી ભાગ્યરેખા ટાગોરની ભાગ્યરેખાને મળતી છે! આ તો તને રમૂજ પડે માટે લખું છું.

કાલે વધુ ગીતો ગાયાં તેની પણ સારી છાપ પડી, ને હવે આજે બંધ રાખી આવતી કાલે ત્રીજું વ્યાખ્યાન રાખશું. કુલ પાંચ, તે તા૦ ૧૯મીએ પૂરાં થશે. તા૦ ૧૩મીએ કલકત્તાથી રમણિકભાઈ, તેની વહુ તથા નિમુ અને બીજા દસેક ગુજરાતી ભાઈઓ પણ આવ્યાં ખાસ મને સાંભળવા. તેઓ કાલે પાછા કલકત્તા જશે. મને કલકત્તા આવવા આગ્રહ બહુ કરે છે પણ હું જઈ શકીશ નહીં. રમણિકની નાની બેબી બહુ જ તંદુરસ્ત અને રમતિયાળ છે તે જોઈ મને પદ્મલાના જૂના દિનો યાદ આવ્યા.

ગઈ કાલે એક નેપાલી યુવાન મળી ગયા. તેનું નામ જિતેન્દ્રસિંહ, તે ઠાકુર ચંદનસિંહ 'તરુણ ગોરખા' વાળાના પુત્ર થાય. ઠાકુર ચંદનસિંહની વાત તેં મને કરી હતી, ખરું? એ પોતે તમારા મહારાજાધિરાજના કુળના ને એનાં પત્ની ખડગ-સમશેરજંગનાં પૌત્રી એટલે સચિવ કુળનાં. ઠા૦ ચંદનસિંહ મૂળ તો ગત મહાયુદ્ધમાં જઈને કેપ્ટન થઈ આવેલા પણ અત્યારે ગ્વાલિયર સ્ટેઇટમાં પોલિટિકલ ઑફિસર છે ને મુંબઈની 'તરુણ ગોરખા લીગ' એણે જ સ્થાપેલી વગેરે વગેરે વાતો એના પુત્રે મને કહી. મેં એને આપણી વાતથી પણ વાકેફ કરીને તું 'તરુણ ગોરખા' વિશે મને જે વાતો કહેતી હતી તે પણ કહી. એ તો કાલે ગ્વાલિયર ગયો પણ ગ્વાલિયર આવવા નિમંત્રણ દેતો ગયો. મેં કહ્યું કે ભાઈ, આવી ઘડીપળની ઓળખાણને આધારે કાંઈ અતિથિ થવાય છે! એક બીજાં બહેન મળ્યાં જે આલ્મોડાનાં છે ને જેમને નેપાલ જોડે સંબંધ છે તેમ કાઠિયાવાડમાં પણ એના પિતા રાજકોટ ખાતે મોટા ઑફિસર હતા એટલે પોતે સોળ વર્ષ કાઠિયાવાડમાં રહેલ છે જેથી ગુજરાતી બરાબર જાણે છે ને એણે નેપાલી પહાડી ગીતો કેટલાંક મેળવ્યાં છે. પણ એ તો જ્ઞાનગંભીરા છે એટલે તેણે બહાર પાડ્યાં નથી. બહાર પાડવાં માટે હજુ ઘણી વધુ તૈયારી કરવા માગે છે પણ મને થોડાં સંભળાવવાં હા કહી છે. એટલે તારી ભૂમિનાં પંખીરૂપી એ ગીતોના થોડા સ્વરો હું સાથે લેતો આવી શકીશ.

આજે અથવા કાલે કવિવર ટાગોરનાં દર્શને મને લઈ જવામાં આવશે. એ તો બહુ જ જર્જરિત, પથારીવશ, શ્રવણેન્દ્રિયની અને ચક્ષુઓની શક્તિ હારી બેઠેલ છે એટલે મેં તો એમને આવી તકલીફ આપવા બિલકુલ અનિચ્છા બતાવી છે પણ એમણે પોતે જ પોતાની ઇચ્છા કહાવી છે. એટલે હું જઈ, પ્રણામ કરી, પાછો વળીશ.

અહીંનો આશ્રમ એક નાના શહેર જેટલો વિશાળ છે. જીવન સહુનું સાદું, પ્રપંચરહિત અને મુક્ત છે. આટલો પચરંગી મેળો સદા શાંતિ ને સંપથી પોતપોતાનાં

કર્મોમાં અનુરક્ત રહેતો મેં બીજે કયાંય જોયો નથી. તે છતાં આંહીં કૃત્રિમ કડકાઈ કે સખ્ત નિયમનો નથી. કાલે લખીશ.

લિ૦ બાલુનાં વહાલ

*

† 'બીજાં બહેન': જયન્તીબહેન પાંડે.

*

◆ 'શ્યામલી'નાં પગથિયાં સુધી

"...ત્યાં લોકસાહિત્યનાં વ્યાખ્યાનો આપ્યાં, શાંતિનિકેતનના વિદ્યાગુરુઓ ને પ્રાંતપ્રાંતનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને ગાંડાં કર્યાં. એ દિવસોમાં કવિવર માંદા પડી ગયેલા. નંદબાબુ અને મલ્લિકજીએ મેઘાણીભાઈને કહ્યું, 'ચાલો કવિવરને મળવા. અશક્તિને કારણે થોડાને મળે છે, પણ તમને મળીને રાજી થશે.' મેઘાણીભાઈ કહે, 'ના ભાઈ, મારે એમની શક્તિ નથી બગાડવી. હું ન જાઉં તો એટલી એમની શક્તિ બચે ને કોઈક વધારે મહત્ત્વના કાર્યમાં એ ખપ લાગે. મળો ત્યારે એમને કહેજો કે મેઘાણી વચન પૂરું કરી ગયો છે.'

"નંદબાબુ અને મલ્લિકજીએ ઘણો આગ્રહ કર્યો પણ મેઘાણીભાઈ કહે, 'ચાલો એમની 'શ્યામલી' [ગુરુદેવનું નિવાસસ્થાન]નાં પગથિયાં સુધી આંટો મારી આવીએ.' પગથિયાંનાં દર્શન કરીને એ પાછા આવતા રહ્યા." [નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર લિખિત 'પ્રસંગ-સંભારણાં'માંથી ટૂંકાવીને, સાભાર]

(૨૬૨) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

શાંતિનિકેતન : ૧૮-૩-૧૯૪૧

ચિ૦ મહેન્દ્ર,

ભાવનગર આનંદ કરી આવ્યાં? ઇન્દુ કયાં છે? આંહીં છોકરીઓનાં નૃત્ય દેખી ઇન્દુ યાદ આવે છે. બીજી તો આંહીંની વાતો રૂબરૂ કરીશ. તું મને દિલ્હી કાગળ લખજે ને મંગાવવાનું હોય તે મગાવજે. આંહીંનાં ભાષણો સારાં થયાં. હું કાલે દિલ્હી જાઉં છું. તારા પરિણામની ખબર પડી નહીં. ઊંચો નંબર ન મળ્યો હોય તો ચિંતા કરીશ નહીં. આખો દિવસ ખૂબ ઊંઘતો ને રમતો હોઈશ. માખણ-ઘી ખાજે ને લાંબા walks લેજે. આ રજામાં શરીર ખૂબ સુધારજે. બધાં ખૂબ આનંદ કરજો.

ઝવેરચંદ

● **'પુલકિત...પારદર્શક...પ્રેમલ...'**

'ગુજરાતની ગર્વિષ્ઠ વિશિષ્ટતા દેખાડવા, ન્યારાપણનાં બણગાં ફૂંકવા, નથી આવ્યો. લોકવાણીનો બધો જ ઝોક સહિયારાપણ ઉપર હોય છે, એ તો સદા દેખાડે છે મળતી આવતી રેખાઓ. પ્રાંતપ્રાંતનાં લોકસાહિત્યને ભૂમિગત વિશિષ્ટતા ભલે હો, એ વિશિષ્ટતા હુંકાર નથી હોતો; ગુરુદેવે દીધેલ નોતરાના ભાવમાં હું તો આવું છું આપણી લોકવાણી વચ્ચેની સમાનતા પકડવા, to compare notes. ...'

જાણે પીતાં હોય એવી શાંતિથી સાંભળતાં હતાં. આ દ્વારા મારી અને શ્રોતાઓની વચ્ચે ભૂમિકા ઊભી થઈ, ને એ ઝાંખા તારા પ્રકાશમાં મેં નિહાળ્યા—અનેક ઉત્કંઠિત, પુલકિત, પારદર્શક, પ્રેમલ, યુવાન ચહેરાઓ. આસ્થા અને આદર તેમના ચહેરાઓ પર પથરાયાં હતાં. એક અજાણ્યા ગુજરાતીની આવડી મોટી ધૃષ્ટતા પ્રત્યે રંચ માત્ર તુચ્છકાર કે સંકુચિતતા મેં તે ચહેરાઓ પર દીઠી નહીં. મારો ડર ગયો." ['શાંતિનિકેતનનાં સંસ્મરણો' લેખમાળામાંથી ટૂંકાવીને.]



(૨૬૩) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

શાંતિનિકેતન : ૧૯–૩–૧૯૪૧

રમણિકભાઈ,

૦૦૦૦૦ કલકત્તા આવવાનો વિચાર છોડી દઈને આવતી કાલે સાંજે આંહીંથી નીકળી બર્દવાનથી રાતે દિલ્હી–મેઇલ પકડી દિલ્હી જઈશ. એ દિવસ ત્યાં રોકાઈ ઊપડી જઈશ. તંત્રી નામની ટપાલ મને નહીં પણ રાણપુર એક કવરમાં નાખી તુરત મોકલી દેજો.

મને ઊંઘ સારી આવે છે. ભૂખ પણ ઠીક છે. ચિંતા કરશો નહીં. મુ૦ કાકાને તબિયત સાચવવા કહેશો. બાની ક્ષમા પ્રાર્થું છું. કલકત્તામાં જાહેર મોટી સભાનો ત્રાસ પડે એ મારી તબિયતને હાનિ પહોંચાડે, માટે નથી આવતો. ૦૦૦૦૦૦

ઝવેરચંદ



(૨૬૪) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

બોટાદ : [૨૬–૩–૧૯૪૧ પછી,<br>૧–૪–૧૯૪૧ ની શક્યતા.]

રમણિકભાઈ,

૦૦૦ દિલ્હી ત્રણ દિવસ રોકાઈ ગયા બુધવારે ઘેર આવ્યો. તમારા ને બાના ઠપકાની રોજ બીક હતી. સીધો ચાલ્યો આવ્યો તે વખતે જ થતું હતું કે ગુન્હો કરી

રહ્યો છું પણ મન નબળું બન્યું, કલકત્તાના જાહેર સમારંભની બીક લાગી, તાપ પણ વધુ અકળાવવા લાગ્યો ને હું નાસી ગયો. પણ મને ખટક રહી જ ગઈ ને હવે થાય છે કે એક દિવસ માટે જઈ આવવું જ હતું કે જેથી બાને હૃદયમાં કોઈ શંકા ન રહે. બાને કહેજો કે હું ક્ષમા માગું છું. બાકી હું તો એમની પાસે જે છું તે જ છું. મારે વિશે જરાકે જુદાઈ કલ્પવી નહીં ને મારું જે કંઈ કામ હોય તે તુરત કહેવું. ૦૦૦૦૦૦ શ્રી મૂળરાજભાઈ અંજારિયાના શ્રી બચુભાઈ રાવત પરના પત્રમાંથી 'પ્રજાબંધુ'એ કરેલો ઉતારો આજે જ વાંચ્યો. મૂળરાજભાઈનો ઘણો આભાર. કલકત્તાવાસી સ્નેહીજનો સાથે હું મોકળા દિલે બેસી પણ ન શક્યો કેમ કે રોજના કાર્યક્રમની ચિંતામાં રહ્યો એ યાદ કરું છું ત્યારે અફસોસ થાય છે, પણ એ ભાઈઓની આટલી સહૃદયતા દીઠા પછી મને લાગે છે કે કલકત્તામાં મારે માટે ઉદાર સ્થાન છે ને હું જરૂર એક વાર નિરાંતે આવીશ.

મહેન્દ્ર આંહીં છે. ફર્સ્ટક્લાસમાં બીજે નંબરે આવ્યો ને ૩૦ દસની માસિક સ્કૉલરશિપ પણ મેળવી. મને કામકાજમાં ખૂબ સાથ આપે છે ને ઘરમાં પણ એકસંપી ને આનંદનું વાતાવરણ પેદા થયું છે. મનમેળ વધતા જાય છે. ઉતાવળે.

લિ૦ ઝવેરચંદ

સૌ૦ બંધુમતીને તો હું ભૂલી જ ગયો. એને શુભાશિષ ને નાની બેબીને પ્રેમ. બહેન નિમુને પણ આશિષો કહેજો. તમારા સર્વે મિત્રોનાં મોં યાદ કરી કરી સ્નેહવંદન મોકલું છું.

*

† સૌ૦ બંધુમતી : બંધુમતી રમણિક મેઘાણી.

## (૨૬૫) રમણિક લા૦ મેઘાણી ઉપર

[રાણપુર] : ૨૯–૪–૧૯૪૧

રમણિકભાઈ,

ફોટા સાથે કાગળ મળેલો. ફોટા દ્વારા તમારું સર્વનું સ્મરણ મારા શાંતિનિકેતન આલ્બમમાં કાયમ રહેશે. જે જે ભાઈઓ એમાં છે એમનાં વિશે નામઠામ ને થોડી માહિતી લખી મોકલશો?

શાંતિનિકેતનનાં સ્મરણોને પુસ્તિકાકારે પ્રકટ કરવાનો શ્રી કૃષ્ણલાલ ઝવેરીનો ખાસ આગ્રહ છે પણ એ કંઈ વેચાય તેવું તો થોડું? એ તો લહાણી કરવા જેવી બને! એ લહાણી પાછળ ખર્ચ કરવાની મારી ત્રેવડ નથી. ૦૦૦૦૦૦ દવા મળી ગઈ છે પણ નિદ્રા બરાબર આવી જતી હોઈને ને યોગરાજ ખાતો હોઈ હમણાં લેતો નથી.

હવે શરૂ કરીશ. હા, ઊંઘ તો આવવી શરૂ થઈ ગઈ છે. ખૂબ આવે છે. હવે હાથને સુધારવા યત્નો કરું છું. મને લાગે છે કે દેશી દવાનો પ્રયોગ સફળ થશે. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† શાંતિનિકેતનનાં સ્મરણો : 'ફૂલછાબ'માં એપ્રિલ–મે ૧૯૪૧ માં પાંચ હપતે પ્રગટ થયેલ 'શાંતિનિકેતનનાં સંસ્મરણો' નામની લેખમાળા.

*

## દીઠી સાંથાલની નારી

"શાંતિનિકેતનની નજીક એ પ્રદેશનાં આદિવાસી સાંથાલોનાં નાનકડાં, રૂપાળાં, સુઘડ ગામડાં આવેલાં છે. 'દીઠી સાંથાલની નારી' એ મારા ટાગોર–અનુવાદનું સ્મરણ દરાવતી કાળી સાંથાલ–નારીઓ રોજ સંધ્યાએ બોલપુરની બજારે મજૂરી કરીને પાછી વળતી ને કવિવરના નિવાસ 'ઉત્તરાયણ'ને ઘસીને ચાલી જતી એ પોતાના સૂર ટૌકતી ન હોય એવી એક પણ સંધ્યા મારી નહોતી ગઈ. એ એક જ સૂર તેમના પ્રાણમાં સભરભર હતો, એ એક જ સૂર તેમના સમસ્ત આંતરજીવનનો અરીસો હતો. એમનાં નૃત્ય–ગીત સાંભળવા માટે ગોઠવાયેલી સંધ્યાએ ત્યાંથી પાછા વળતાં એ સૂરનું ચિરસ્મરણ રખાવે તેવો એક સોરઠી મળતો સૂર મને યાદ આવ્યો :

"મારી સાસુએ એમ કહ્યું કે
કોડમાં દીવો મેલ્ય
મેં ભોળીએ એમ સૂણ્યું કે
સોડમાં દીવો મેલ્ય—લાવ મેંદી પોતું મેલ્ય !"

['શાંતિનિકેતનના સંસ્મરણો'માંથી]

(૨૬૬)

## વ્રજલાલ ત્રિવેદી ઉપર

[ત્યારે શાંતિનિકેતનમાં વિદ્યાર્થી]

બોટાદ : ૧–૪–૧૯૪૧

ભાઈશ્રી,

દિલ્હી ત્રણ દિવસ રોકાઈ ગયા બુધવારે ઘેર આવ્યો. આટલા દિવસ થઈ ગયા છતાં તમને કાગળ લખી શક્યો નથી, જો કે 'ફૂલછાબ'ના ગયા અંકમાં તો તમે મારી 'વંદના' વાંચી હશે. ત્યાંનાં સ્મરણોના પડઘા હજુ શમતા નથી. એ વાતાવરણ હજુ મારી ચોપાસ મહેકી રહ્યું છે. તમારા સૌના સ્નેહમાં નહાતો હું જાણે રોજ વિશુદ્ધ બની રહ્યો છું.

પહેલાં તો યાદ કરું છું તમારા પ્રમુખ શ્રી જયાબહેનને. એને કહેજો કે બહુ થોડો, ફક્ત છેલ્લા દિવસનો, પરિચય છતાં હું એમનો આભાર ભૂલ્યો નથી. શ્રી નાંબુદ્રિને હવે સારું છે? મારા વતી ખબર પૂછજો.

પેલા દીવાલ પર પડછાયા દોરનાર બંધુ (નામ ભૂલી ગયો) તેને પણ યાદ કરું છું. અંધ ગીતકાર બંધુ કાલુ જેના સ્વરોથી મારું પ્રથમ દિને સ્વાગત થયું ને જેના સ્વરોએ મને છેલ્લે દિવસે પણ પ્રેમ–તાંતણે બાંધ્યો તે શું કરે છે? એને કહેજો 'કોબીજી' યાદ કરે છે! ને આટલા દૂર દેશમાં પણ એનું નેત્રહીન હાસ્યમય મોં દૃષ્ટિ સમીપ રાખે છે.

ભાઈ મહાદેવની સાથે તો જાણે ખૂબ ખૂબ રાત્રીઓ ગાળી વાતો સાંભળ્યા જ કરું! મોંગીરથી એ પાછા આવી ગયા? કહેજો કે કોઈક દિન કાઠિયાવાડમાં આવી ચડે તો બોટાદ ન ભૂલે. ભાઈ લાલચંદ તો ધોરાજીના છે એટલે કોઈક દિવસ પણ ભેટી જશે ને ફરી વાર મને એવું ભોજન (શું નામ?) જમાડશે. એની ભૂખ રહી ગઈ છે. ભાઈ ખીમજી શું કરે છે? એ કદી કચ્છ જાય છે ખરા? એનેય કાઠિયાવાડ તો આવવાનું જ રહ્યું એટલે કોઈક દિ' મળીશું.

મને જીવનમાં પહેલી જ વાર નીરોનું અમૃત પાનાર યોગેન્દ્ર–મહેન્દ્રને પણ કેમ ભૂલું? એમણે મને એમની તસવીરો આપી છે કે નહીં? નથી આપી જણાતી. જરૂર મોકલવા કહેશો. 'સોરઠ, તારાં વહેતાં પાણી' કે જેમાં એમના પિતાજીને સૂચવતું એક પાત્ર છે તેની નવી આવૃત્તિ છપાય છે તે હું એમને એક મહિના પછી મોકલીશ. ધીરુભાઈ અને — (નામ ભૂલ્યો!) એ બંને ગાંધીબંધુઓની જોડલી તો એટલી નજીક છે કે તમે એને આ કાગળ વાંચતાં વાંચતાં જ સાદ પાડી મારાં સ્મરણ કહી દેશો.

બે ચમકતા ચહેરા, નિર્મળ ને નમણા, પુનર્વસુની તારલાજોડી જેવા, મારા હૃદયાકાશમાં રોજેરોજ ચમકી ઊઠે છે. કોણ હશે કહી શકશો?... ખન્ના ને ભગવાનદાસ. મને લેવા બર્દવાન આવ્યા પણ મૂકવા ન આવ્યા બલકે મેં જ સાથે ન લીધા એ જ ખેદ રહી ગયો. ખન્નાને કહેજો કે બર્દવાનથી ટ્રેઇનમાં તા૰ ૧૨મીએ એમણે શાંતિનિકેતનના સહશિક્ષણ બાબત જે વાત કરેલી તે મને પણ સાચી લાગી છે. નવ દિવસના મારા અનુભવે મને એ વાતાવરણ તદ્દન સ્વાભાવિક ભાસ્યું છે.

પણ ભગવાનદાસજીએ લીધેલી તસવીરોનું શું થયું? કે ફોટો લેતાં આવડયું નથી! હું તો રાહ જોઈ રહ્યો છું. શ્રી જયન્તીબહેન અને સંતોષબહેન એ યુગલ પણ યાદ આવ્યા જ કરે છે. કલ્યાણમૂર્તિ જયન્તીબહેન તો કાઠિયાવાડની જ ધરતીના લાગ્યાં. પહાડી લોકગીતોનું એ કયારે સંપાદન કરે તેની જ હું તો રાહ જોઉં છું. એને તો ફરી કયાંથી મળી શકું?

સંતોષબહેનને કહેજો કે અજ્ઞેયજી તો મેરઠ ગયેલા એટલે ને સત્યવતીજીને ઘેર હું ગયેલ પણ એય નહોતાં તેથી એમાંથી કોઈને ન મળી શક્યો ને એ ઓરતો રહી

ગયો. મારી સૌથી વધુ વેદના તો શ્રી ત્રિભીને નિરાંતે ન મળી શકાયું તેની રહી ગઈ છે. એના મેળાપમાંથી હું કેટલીક સમૃદ્ધિ પામી શક્યો હોત. એનું ચિત્ર ને એનું કાવ્ય સદા મારી સાથે રહેશે. એના બંગાળી મિત્ર (પહાડી ગીતો ગાઈ સંભળાવનાર), એને પણ ઘણાં વંદન.

રોશનબહેન ને મેનાબહેન જાણે હજુય વધુ ઑટોગ્રાફ-બુક્સ લઈને ચાલ્યાં આવતાં હોય ને હું પણ હજુ તાતા-કુટિમાં જ બેઠો હોઉં એવું દિવાસ્વપ્ન ચાલુ છે. પેલા સિંગાપુરવાળા ચીનાઈ હસ્તરેખાશાસ્ત્રીને, એ વિનયની મૂર્તિને, મળો છો? ખાસ જઈને મળજો ને ખૂબ નીચે વળીને મારું નમન દેજો. એને, એના પ્રોફેસર સાહેબને, પ્રોફેસરનાં ગૃહદેવીને જેમનું આતિથ્ય અને બાળકને તેડી મંદ મંદ હસતું ઊભેલું જેનું મોં એ તો નંદબાબુની પીંછીનેય ધન્ય કરે તેવું દૃશ્ય હતું.



[ શાંતિનિકેતન : નંદલાલ બોઝ સાથે : માર્ચ ૧૯૪૧ ]

**...એમના આદરપાત્ર બનવું એ તો**
**પૂર્વના પુણ્યનું જ ફળ હોઈ શકે...**

શ્રી નંદબાબુ (માસ્ટર મોશાય) ખરી રીતે તો મારી શાંતિનિકેતનયાત્રાના આદિ નિમિત્ત. એમને તો હું નિત્ય રટું છું. એમના પુનિત ગૃહાંગણે માતૃવત્ કલાકાર-પત્નીએ કરેલું આતિથ્ય કેટલા વિરલાના સૌભાગ્યમાં હશે! હું એ સત્કારનો વિરલ અધિકારી

બન્યો. ૦૦૦૦ ને માસ્તર મોશાયે અર્જુનના અપરૂપ ચિત્ર સન્મુખ બે કલાક ઊભીને કરેલી વાતો એટલી સ્વચ્છ છે સ્મરણમાં કે શું લખું? એમના આદરપાત્ર બનવું એ તો પૂર્વનાં પુણ્યનું જ ફળ હોઈ શકે.

હજારીપ્રસાદજીને ખાસ જઈને મળજો ને કહેજો કે એમનાં સ્નેહ ને સહાનુભૂતિએ મને ઘણું નવું બળ દીધું છે પણ એમની સાથે તો હું અવારનવાર પત્રવ્યવહાર કરવાનો જ છું એટલે વધુ નહીં લખું. વૃદ્ધ પૂજનીય શ્રી આધકારીજી મળે તો વિનયપૂર્વકના પ્રણામ દેશો ને માનનીય ક્ષિતિબાબુને પણ. એમને તો મેં વખત ન હોવા છતાં સતાવ્યા છે પણ કહેજો કે એમનાં કેટલાંક સુવર્ણવચનો મારે માટે બહુ વખતસરનાં થઈ પડ્યાં છે.

ને મારી સરભરાના સાચા જવાબદાર એ બંગાળી સજ્જનને કેમ જ ભૂલું? એમણે તો મને મિષ્ટ જમણ દીધું તેટલી જ મીઠી લાગણીથી ભરેલા ભાવોથી જમાડ્યો. પેલી બે શીખ બહેનો, સુદર્શન તેમ જ હરિભજન, એને પણ મારા જયગુરુ કહેજો. એમનાં કવયિત્રી માતાને મળવાની આશા તો રહી ગઈ. પણ હવે કોને યાદ કરું? પેલા સિંહલવાસી બહેનને. એમણે ગાયું નહીં—માટે લાગે છે કે ફરી કોઈક વાર એ મને ગાઈ સંભળાવવા પણ ક્યાંઈક મળી રહેશે.

હવે છેલ્લા યાદ કરું છું પૂજ્ય મલ્લિકજીને, પણ એ નામ આવે છે ને શબ્દો મૌનમાં સરે છે. એમના માટે વાણી નથી, ઊંડી હૃદયગુહા જ છે. થાય છે ફક્ત એટલું જ કે ફરી એને હું ક્યાં, ક્યારે ને કેમ કરીને મળવા પામીશ? તમે બધાં મળી એમના શરીરને સાચવજો ને એના ચિત્તને આનંદમાં રાખજો. એમને ફક્ત આટલું કહેજો કે ગુરુદેવના મેળાપનો ઓરતો બિલકુલ મારા હૃદયમાં નથી રહ્યો કારણ કે મેં ગુરુદેવની અંતરતમ ભાવનાઓનાં માનવસ્વરૂપોને ખૂબ નિકટ જઈને જોયાં. મલ્લિકજીને મળ્યો તે મેળાપ દ્વારા મેં ગુરુદેવનો પણ સ્પર્શ મેળવ્યો. ફક્ત એટલી જ વિનતિ કે ગુરુદેવ પાસે એ કદી જાય, ગુરુદેવ સાંભળી શકતા હોય, તો સુણાવે ફક્ત એટલું જ કે આપે તેડાવેલો અતિથિ સાત–આઠ વર્ષે પણ આવી, અનુપમ આદર પામી, આપે સૂચવેલું કાર્ય કરી ગયો છે.

અરે! પણ આ તો સાંજ પડે છે તેમ તેમ નવા તારા પણ ટમકે છે; સુશીલા-બહેન અને બીજાં ભાટિયા એક બહેન (જેનું નામ ભૂલી ગયો છું તે) ને યાદ કરું છું, ને મોટા પહાડ જેવડા ગિરધારીને હું આખા કાગળમાં કેમ ચૂકી ગયો? કદાચ છેલ્લે યાદ કરવા માટે જ! એ પાસ તો થયાને? બહુ મહેનત કરી હતી.

તમને તો કાંઈ લખતો નથી કેમ કે તમે તો આ મહિનાને અંતે વળા આવશો ત્યારે બોટાદ ઊતરશો જ એમ માનીને બેઠો છું. કોઈ ભાઈ–બહેન મને યાદ ન આવ્યાં હોય તો એને પણ કહેજો કે ભૂલી નથી ગયો.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦



[ શાંતિનિકેતન : ગુરુદયાળ મલ્લિક સાથે : માર્ચ ૧૯૪૧ ]

**...ગુરુદેવની અંતરતમ ભાવનાઓનાં માનવસ્વરૂપો ખૂબ નિકટ જઈને જોયાં. મલ્લિકજીને મળ્યો તે મેળાપ દ્વારા મેં ગુરુદેવનો પણ સ્પર્શ મેળવ્યો...**

† શ્રી નંદબાબુ : નંદલાલ બોઝ.

† હજારીપ્રસાદજી : હજારીપ્રસાદ દ્વિવેદી.

† અધિકારીજી : મૂળ બનારસ હિંદુ યુનિ૦ માં દર્શનશાસ્ત્રના અધ્યાપક અને પોતાને સખાતુલ્ય ગણનાર કવિવરના આગ્રહથી શાંતિનિકેતન આવીને એ વિષયને સંભાળી લેનાર.

† ક્ષિતિબાબુ : ક્ષિતિમોહન સેન. "પુરાતન સંતવાણી અને સંત-વૃત્તાંતોની શોધમાં સારોયે દેશ ઘૂમનારા...એમની સાથે મેં સોરઠી સંતોની વાત છેડી ત્યારે તો મને ખબર પડી કે એમણે તો કાઠિયાવાડનો કેટલોય પ્રદેશ આપણી સંતવાણીની શોધમાં પગ તળે ખૂંદી નાખ્યો છે! એ ગીરમાં થઈ પગપાળા દ્વારકા ગયા છે, કાઠિયાવાડનાં કેટલાંય ભક્ત કુટુંબોમાં એમણે જૂની હસ્તપ્રતોની ખોજ કરી છે, ભાણ, રવિ વગેરે સંતોની વાણીનો એમણે પરિચય કરેલ છે એટલું જ નહીં પણ ચમાર સંત દાસી જીવણના ધામ ઘોઘાવદર પણ એ જઈ આવેલ છે" ['શાંતિનિકેતનનાં સંસ્મરણો'માં બાપુજીએ લખેલીનોંધ.]

*

## ♦ મૃત્યુ : ગીત અને ચિત્ર

"ટાગોરના અવસાન વખતે 'ફૂલછાબ'માં મૂકવા ટાગોરનાં ગીતોનો ગદ્યાનુવાદ કરતા હતા. એમાં મૃત્યુ વિશે ટાગોરે રચેલું ગીત એમના હાથમાં આવ્યું. જોગાનજોગ એ મૃત્યુગીત પરથી ગગનેન્દ્રનાથ ટાગોરે કરેલું 'મૃત્યુદેવ'નું ચિત્ર ટાગોર-અંકમાં મૂકવા એમની સામે મૂક્યું. ગીત અને ચિત્ર સામે એ તાકી રહ્યા. કહે કે 'ભાઈ, આ ગીતનો પદ્યાનુવાદ કરવો જોઈએ.' કરવા બેઠા પણ ડૂમો ભરાતાં ન કરી શક્યા. વખત મેળવી અગ્રલેખ લખી નાખ્યો ને પાછા ગીતનો અનુવાદ કરવા બેઠા. અનુવાદ કરતા ગયા ને ડૂમો ભરાતો ગયો, ખોંખારા ખાતા ગયા ને હૈયાને હાકલતા રહ્યા. અનુવાદ તૈયાર થઈ ગયો :

જોબનને માંડવડે તે દિન આવેલ તમે<br>
હોઠે મલકાટ અને હાથે બંસી;<br>
મેલાવી કામકાજ, ભુલાવી લોકલાજ,<br>
ફાગણ ખેલાવી રાજ! પ્રીતિવંશી.

જાતા નવ ખાલી હાથ, લેતા જાજો સંગાથ,<br>
મારું સર્વસ્વ નાથ! ભરજો ઝોળી;<br>
ભાંગ્યા મુજ ધામ માંહી, આવો અબધૂત સાંઈ,<br>
મહેમાની ગાઈ ગાઈ, બનું આજ ઘોળી.

"બોલ્યા, 'કવિવર તો કવિવર હતા, મૃત્યુનાયે મોજીલા હતા. શું મોતને લડાવ્યું છે! આવું મોત આપણા નસીબમાં કેવું! એવું મોત મળે તો તો બડભાગી બની જઈએ!' કહેતાં એમના શબ્દો થંભી ગયા, અવાજ તૂટ્યો, આંખમાંથી આંસુ સરી પડ્યાં, ટપ, ટપ, ટપ...... મોઢું ફેરવી ગયા." [નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર લિખિત સંસ્મરણલેખમાંથી ટૂંકાવીને, સાભાર.]



## (૨૬૭) ઠારણભાઈ મધુભાઈ ગઢવી ઉપર

બોટાદ : ૩૦-૭-૧૯૪૧

પરમ સ્નેહી શ્રી ઠારણભાઈની સેવામાં,

એક મહિનાથી પત્ર તેમ જ 'નાગડમણ'ની પહોંચ નથી લખી શકાઈ તે બદલ ક્ષમા ચાહું છું. તુરત પાટણા જ આવવું હતું પણ તબિયત સારી નહોતી. પંદર દિવસ આરામ માટે ભાવનગર રહી આવીને કાલે જ ઘેર આવ્યાં. ત્યાં દુલાભગત મળેલા અને અમે આપને બહુ જ યાદ કર્યા. હવે? આપ ક્યાં છો? પાટણા છો? તો હું આવું કેમ કે હું હમણે 'ફૂલછાબ'માંથી રજા પર છું ને આપને મળવા બહુ જરૂર છે.

લિ૦ ઝવેરચંદ



## (૨૬૮) ઠારણભાઈ મ૦ ગઢવી ઉપર

બોટાદ : ૨૬-૩-૧૯૪૧

પરમ સ્નેહીશ્રી,

વીસ દિવસથી શાંતિનિકેતન તરફ ગામતરે ગયેલ ત્યાંથી આજે આવતાં કાગળ વાંચ્યો. આવવા દિલ બહુ તલપ્યું પણ હવે આપ [ત્યાં] હશો કે કેમ એ શંકા થતાં આ પત્ર લખી પુછાવ્યું છે. જો રોકાવાના હો તો તુરત આવી જાઉં, નહીં તો ફરી પાટણા પધારવાનું ક્યારે રાખશો? ઉદેભાણભાઈને માતાજીની કૃપાએ સારું થયું એ માટે આનંદ.

જુક્તિપૂર્વક ઉઘાડજો. એ તો જીવતા માનવો છે, પાણીના નળની ચકલીઓ નથી. કળ ફેરવતાં જ દરેડા નહીં પડે. એ તો કેળનાં ઝાડવાં છે. મોટરોની ધૂળ ઉડાડ્યે ચારણ-હૃદયો ઊઘડી નહીં પડે. એમની તો અંતરની મોજ બહેલાવવી પડે છે, એમના મિત્રો બનવું પડે છે, એમના થોડા મિથ્યાભિમાનનેય પંપાળવું પડે છે. (ને આપણાંય મિથ્યાભિમાન ક્યાં ઓછાં છે! અરે, અતિ ઘણાં વધારે છે.) એ સૂર્યમુખીઓ તો ખીલે છે — જો સામા આપણે સૂર્યકિરણો બનીએ તો જ.” [બાપુજી લિખિત પુસ્તક ‘ચારણો અને ચારણી સાહિત્ય’માંથી.]

## (૨૬૯) બાપાલાલ દોશી ઉપર

Personal

રાણપુર : ૧–૪–૧૯૪૧

પ્રિય ભાઈ,

કાગળ શાંતિનિકેતન મળેલો. જવાબ બહુ મોડો લખવા માટે ક્ષમા. મિત્રોનું કાર્ય, ‘ફૂલછાબ’નું પત્રકારત્વ ને લોકસાહિત્ય ત્રણે વચ્ચે મેં કદી ભેદ માન્યો નહોતો. હું એને એક જ સ્વરૂપે જોતો. આજે એનાં સ્વરૂપો જુદાં ભાસે છે. વીસ વર્ષની આંહીંની નોકરી : આજે કોઈ પણ અન્ય સ્થાને પેન્શનની નજીક ગણાઉં. એને બદલે આંહીં તો ક્યારે નવી તરાપ નહીં પડે તેનો ભય ઊઠ્યો છે. એ વીસ વર્ષો દરમ્યાન કરેલા કામનો બદલો—આજે આંગળાં તૂટી ગયાં, લેખનપ્રવૃત્તિ કરી શકું તેવું ન રહ્યું ને વચગાળાનાં બે–ત્રણ વર્ષો સુધી રૂ૦ પાંત્રીસ ને ચાળીસ પર ખેંચે રાખેલું.

આજે જે કાંઈ આંહીંની સંસ્થા ને સ્ટેઇટસ પિપલ વચ્ચે બની રહેલ છે તેની જાણ મને પડે છે ને હું જોઉં છું કે સરવાળે અમારે ચાલી નીકળવાનું જ છે. એટલે કામમાં કોઈ રસ નથી. આજીવિકાની કાંઈ સ્થિરતા નથી. ‘કલમ-કિતાબ’ તો મેં છોડ્યું ને શ્રી ૦૦ નો માર્ગ સરલ કરી દીધો; એ બિચારાને કુટુંબીઓનાં ને કૃપાપાત્રોનાં ઘણાં પેટ નભાવવાનાં એમાં હું ક્યાં રૂ૦ એક સોનું મારું લફરું રાખું! શ્રી ૦૦ એ તો એવી કરી છે કે સાત જન્મો સુધી ન ભુલાય. એને કારણે મેં દુશ્મનો વહોર્યા છે, આંસુ રેડ્યાં છે ને છાનાં લોહી પણ રેડ્યાં છે. ૦૦૦૦૦ પણ મને તો એ વાતની વળગણ જ નથી. હું તો ઊભો થાઉં તેટલી જ વાર છે, પણ મારે આ અનિશ્ચિતતામાં કેમ કરીને કામ કરવું? કોને ખાતર? રૂ૦ એક સોના પગાર ખાતર? અનિશ્ચિત દશા કાયમ રહી. તમે બધા જ મારી બૂમો પ્રત્યે બહેરા રહ્યા! આંહીંનું drift જ થવા દીધું! હવે કોઈ ચોક્કસ નિર્ણય પર દસ્તાવેજી ને કાયદેસર રીતે આવી શકાય તેવું છે ખરું? કે શ્રી ૦૦ની કૃપાના કાચા તાંતણે લટકતી તલવાર હેઠળ જ મારે તંત્રીપદ કરવાનું છે? ૦૦ ને તો લાંબી દૃષ્ટિ જ નથી. એમની પાસેથી હું કાંઈ ખાતરી મેળવી શકું તેમ નથી. એ પોતે જ સ્પષ્ટ વિચાર કે કલ્પના કરી શકતા નથી: એમના પર મારે કયો

તા૦ ક૦ ભાનુભાઈને કહેજો કે હિંમતભાઈએ અત્યંત મમતા બતાવી કેઈસ હાથ ધરેલ છે. લેણાદેવીની વાત છે.

*

† હિંમતભાઈ શુકલ : મિત્ર, ત્યારે અમદાવાદના અગ્રગણ્ય ધારાશાસ્ત્રી.

† ભાનુભાઈ : ડૉ૦ ભાનુરાય શુકલ, હિંમતભાઈ શુકલના ભાઈ અને મુંબઈમાં વસતા નિકટ મિત્ર.

† નાથાભાઈ : નાથાલાલ મ૦ શાહ.

[તંત્રી ઝવેરચંદ મેઘાણી]




## જામિન અરજીનો સંક્ષેપ

"મેં ગુનો કર્યો નથી. હું નિર્દોષ છું. અહિંસા અને હિન્દુ-મુસ્લિમ એકતા મારા સ્વધર્મો છે. એ આદર્શોને આચારમાં ઉતારી રહેલ છું અને છેલ્લાં વીસ વર્ષના ગાળામાં મેં કરેલાં અનેકવિધ લખાણો આ વાતની સચોટ સાક્ષી પૂરી રહેલ છે.

"ઠઠ્ઠાચિત્ર કોમી અસંતોષને બિલકુલ ઉત્તેજતું નથી, અને કઈ લાગણીને ઉત્તેજે છે તે હું મુકદ્દમો ચાલવા દરમ્યાન બતાવી આપીશ. કોમી એખલાસની સિદ્ધિને સારુ મેં મારી શક્તિ નિચોવી છે અને મુસ્લિમ પ્રેમ, શૌર્ય તેમ જ ઈમાનદારીની મેં લખેલી વાતો સાહિત્યમાં એની પ્રતીતિ પૂરતી ઊભી છે. જાણ્યે કે અજાણ્યે હું કદાપિ કોમી ઇર્ષ્યાનો અથવા તે તરફ વલણ દાખવતા કોઈ પણ અસત્યનો પક્ષકાર બનું નહીં."

*

## જામિન પહેલાં

"કાચા કામના કેદીઓનાં ટોળાં જુદી જુદી કોર્ટોમાંથી આવી પહોંચનાર હતાં. દરમ્યાન હું ખાલી બરાકમાં પુરાયો. પહેલી જ ઇચ્છા ઝાડુ મળે તો વાળી નાખવાની થઈ. માગણી કરી પણ ચાર વાગે કેદીઓને બહાર કાઢીને બરાક સાફ કરાવી દેશે એવો જવાબ મળ્યો. બીજી ઇચ્છા બાગમાં એક કેદી પાણી ભરી ભરી ઝાડને પાતો હતો તેના સાથી બનીને ઝાડ પાવાની થઈ. આટલી બધી નવરાશને—ન મળે ચોપડી, ન ચરખો, ન કોઈ સાથી!—કેવળ એ ધગધગતા બપોરની શૂન્યતામાં ખપાવી નાખવાનું કામ વસમું હતું. ઝાડવાં પાયાં હોત તો એકાદ-બે નવી ટીશીઓ, કૂંપળો, કળીઓ એક દિવસ ઈશ્વરની અદાલતમાં હાજર થાત ને ગવાહી પૂરત તો ખરી કે આ માણસને વિનાશના ખોળામાંયે સર્જન પ્યારું હતું.

"ચાર બજે દ્વાર ખુલ્યાં. તરસ બહુ લાગેલી પણ માટલાં ખાલી પડેલાં. નળોમાંથી ધગધગતી ધાર થતી હતી. તરસ્યા કેદી એ વડે મોં પલાળતા હતા. મેં જૈન-ચોવીઆરની સ્થિતિ સ્વીકારી લીધી. સાંજનું ખાવાનું આપોઆપ ટળી ગયું. બિસ્તરની પણ મને ગરજ નહોતી. ઉનાળાની રાત તો ડાહીડમરી પત્ની સમી, ગાદલાં ગોદડાં કે બાલોશિયાંના વૈભવો માગે છે જ ક્યાં? આ તો પવનવિહોણી બરાકમાં મિલને આવેલી જેઠ માસની રાત્રિ! જેઇલમાં મળતી સ્થિતપ્રજ્ઞ કંબલ શું ખોટી હતી! ત્રણે ઋતુઓમાં સૌ કોઈને પોતાના ખોળામાં લેનારી આ કંબલ અફર હોય છે. ગૌર ગૌર ફૂલ જેવી કોમળ કાયાઓ અને ગંધ મારતી કવચિત જ નહાવણ પામતી સડેલ કાયાઓના ભેદ એ કંબલને નડ્યા નથી, એનો તો ઢગલો જ પડયો હોય છે. ઉઠા લો જીસકા જી ચાહે! ચોરડાકુ કે ગળાકાપુ, શાયર પત્રકાર કે ઉમરાવ, સર્વ એને સરખા છે. સૂગ તો મનુષ્ય પામે છે, જેલની કંબલો નથી સુગાતી, કોઈને તારવતી નથી. વળી એ તો 'શ્યામા' છે એટલે મેલીયે નથી દેખાતી.

"કંબલોનાં સાત બિછાનાં વચ્ચે મારુંયે પથરાયું. છ સાથીઓ પૈકી બે ફકીરો ને એક સાધુ ચરસના આરોપ બાબત આવેલા, બે દારુ બાબત ને બીજા બે મારામારી કે

ચોરી બાબત, ને બધા જ એમ માનતા હતા કે પોતે તદ્દન નિર્દોષ છે અથવા બહુ નાની બાબત માટે વધુ પડતી હાલાકીમાં મુકાયા છે. ચાર–પાંચેકને કોઈ કુટુંબ નહોતું, ઘરબાર નહોતું, ભીખ સિવાય વ્યવસાય વાટ જોતો નહોતો, તેમ જેલમાં સાંપડતી સીધી–આડકતરી સુખસામગ્રી જેવું બહાર કશું મળનાર નહોતું. તે છતાં તેમને એકાદ દિવસનો વાસ કેમ કઠિન બન્યો હતો? ને આઠપંદર દિવસની સજાની સંભાવના કેમ બેચેન બનાવી રહી હતી?" ['ફૂલછાબ'માંથી ટૂંકાવીને.]

## (૨૭૨) સ્વામી આનંદ ઉપર

રાણપુર : ૯–૬–૧૯૪૧

પૂજ્ય સ્વામીજી,

સહાનુભૂતિનો પત્ર મળ્યો. આફતમાં તો આજે કોણ નથી? જીવનનો એક ખૂણો પણ બિનજોખમી નથી. મારે પક્ષે તો આટલી સામૂહિક દિલસોજી ને હમદર્દી વહે છે પણ એવા એક પણ આશ્વાસનથી રહિત યાતનાઓ કેટલા અગણિતોને મળી રહી છે એ વિચાર મને તો મારી થઈ રહેલ કસોટીના હળવાપણાનું જ ભાન તાજું રખાવી રહ્યો છે.

વકીલો શ્રી મહાદેવભાઈને મળેલ છે. બચાવ બરાબર કરવાનું જ ઠર્યું છે. આપણો પક્ષ વિચારતાં મુકરદમો લાંબો ચાલવો જોઈએ પણ તે બધી ખબર તો ૧૬–૬–૧૯૪૧ના રોજ કેઇસનો ઉઘાડ જોયા પછી જ પડશે.

હા, એ પુસ્તક તો હવે હું મગાવી લઈશ. કામ અમદાવાદ સિટી મૅજિસ્ટ્રેઇટની અદાલતમાં ચાલશે. મૅજિસ્ટ્રેઇટ મિ૦ સુલેમાન કાળુભાઈ દેસાઈ છે. અમદાવાદની જબરી સહાનુભૂતિ છે તેમ જ એવી માન્યતા છે કે જે સરકાર નહોતી આપતી તે આખા હુલ્લડની તપાસ માટે આ એક તક મળી છે ને સરકારે કફોડી સ્થિતિનો સ્વીકાર કરેલ છે.

અંતરમાં વધુ ને વધુ શાંતિ અનુભવી રહ્યો છું. કશો જ પશ્ચાતાપ કે વસવસો નથી. જે કંઈ કર્યું છે તેની પાછળ લેશ પણ કુબુદ્ધિ કે કુરુચિ સુદ્ધાં નહોતી, ગલતી કે ગફલત પણ નહોતી, એનું સ્વચ્છ ભાન છે ને એની જાહેર પ્રજા તેમ જ નિકટના સ્વજનો તરફથી પૂર્ણ તસલ્લી છે. આથી વધુ શું જોઈએ! Safety first ની ક્ષુદ્ર ગણતરી તો આજે પોતાના સ્થાનને બિલકુલ નિરુપદ્રવી સમજનારનેય નથી રહી તો મને એવો શો હક્ક!

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

## 'આંખ અમી ભરી'

"[રવિશંકર મહારાજની] આંખ મારા પર અમીભરી હતી તે તો હું જાણતો હતો. બેએક વાર મળેલા. અમદાવાદના છેલ્લા કોમી હુલ્લડ પછી 'ફૂલછાબ કાર્ટૂન કેઇસ' નામે જગબત્રીસીએ ચડેલા અમારા પરના મુકરદમા દરમિયાન અદાલતની સામે કૉંગ્રેસ-કચેરીના ફૂટપાથ પર પોતે ઊભા હતા: પાતળી કાઠીની, અડીખમ, પરિભ્રમણે ને ટાઢેતડકે ત્રાંબાવરણી બનાવી, ટીપીને કોઈ શિલ્પીએ ઘડી હોય તેવી એ માનવમૂર્તિ, સ્વચ્છ પોતિયે, સ્વચ્છ બ્રાહ્મણ-બંડીએ ને પીળી ટોપીએ, ઉઘાડે મોટે પગે, એવી શોભતી હતી કે મારા અંતરમાં એ હંમેશાંને માટે વસી ગઈ છે. હુલ્લડમાં હોમાયેલાં નિર્દોષ જનોનાં મુડદાં બાળીબાળીને પછી તાજું જ સ્નાન પરવારીને આવ્યા હોય તેવા એ દેખાયા હતા. એ એકાદ મિનિટ જે મલકાટભર્યા મોંએ પોતે મારા પર પેલા ફૂટપાથ પરથી કરુણાર્દ્ર મીટ વરસાવી રહ્યા તેમાં તો હું આજેય નાહી રહ્યો છું."
['માણસાઈના દીવા'ના નિવેદનમાંથી ટૂંકાવીને.]



(૨૭૩) **કપિલ પ૦ ઠક્કર ઉપર**

બોટાદ : ૨૨-૬-૧૯૪૧

પ્રિય ભાઈ,

તમારો તેમ જ ૨૦ સા૦નો કાગળ બેઉ મળ્યા. મારા પ્રત્યેના અગાધ સ્નેહથી ખેંચાઈને તમે તેમને લખી તસ્દી આપી એ તો ઠીક પણ એમને બહુ કફોડી સ્થિતિમાં મૂક્યા કહેવાય એટલો મને બહુ જ ખેદ થયો. એમના જેવું કામ બતાવી પરિશ્રમ દઈએ તો ઠીક (તે એ પણ કર્યા વગર રહે નહીં) પરંતુ આ કામમાં તો એ લખે છે તે ખરું જ છે કે એ કરી જ શું શકે? ને કંઈ કરવા જાય તો એમની સ્થિતિ કેવી વિષમ થઈ બેસે એવા વિચારે પણ હું તો થોડી ચિંતા કરી રહ્યો છું ને એ ચિંતાનો માર્યો એક કાગળ બારોબાર એમને પણ લખું છું કે તમે મારા ખાતર થઈને મારી જાણ બહાર એમને આકરી કસોટીમાં મૂકયા છે પણ એમણે વલોપાત કરવો નહીં ને જરીકે જોખમમાં મુકાવું નહીં.

અમદાવાદ પોલીસે ગમે તે કારણે ભૂલ ખાધી છે કારણ કે ૧૫૩(अ)નો આરોપ ટકી શકે નહીં એવો બધા જ ધારાશાસ્ત્રીઓનો મજબૂત અભિપ્રાય છે ને તેઓ આ કેઇસ પોતાનો ગણી લડી રહેલ છે. એમ છતાં જો કંઈ આવી પડે તો તે ભોગવી લેવાને હું પણ મારા દિલને તૈયાર કરી રહ્યો છું. આ લખતી વખતે મારામાં કોઈ bravadoનો મિજાજ લેશ પણ નથી. જે ભોગવવાનું આવી પડે તેની યાતનાને કલ્પી શકું છું; હું તો એક વાર જઈ પણ આવેલ છું ને! એટલે પોકળ બહાદુરીનો તોર તો રાખું જ કેમ? પરંતુ જે ભોગવવું પડે તેની વચ્ચે મારો મોટો દિલાસો ને

મારું આંતરબળ તો આ એક જ વાતમાંથી ખેંચીશ કે 'ફૂલછાબ'ને નીચું જોવું પડે એવી કોઈ પ્રવૃત્તિ મેં કરી નથી ને મિત્રો પણ મારા માટે ન કરે એવી પ્રભુપ્રાર્થના છે.

તમે પણ રા૦ સા૦ને લખશો કે આ બાબતમાં ભૂલેચૂકે પણ મારા પ્રતિના સ્નેહથી પ્રેરાઈ જઈ પોતાની સ્થિતિને કફોડી કરે તેવું કોઈ પગલું ભરે નહીં કેમ કે મને તો એમની ચિંતા થઈ પડી છે. એમના career પર ક્યાંક ટાંચો લાગી બેસે તો? આજનું વાતાવરણ બહુ વિચિત્ર છે એ તો આપણે જાણીએ છીએ. ઉતાવળે.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદ

*

† રા૦ સા૦ : રાવસાહેબ હરજીવનદાસ રામજી ઠક્કર, કપિલ ઠક્કરના સાળા, ખટલા સમયે અમદાવાદમાં હોમ ઇન્સ્પેક્ટર.

*

## ● 'કોમી ઐક્ય મારો જીવનસિદ્ધાંત છે.'

"હું ઝવેરચંદ મેઘાણી તહોમતદાર નં૦ ૧ મારો લેખિત જવાબ રજૂ કરું છું. હું નિર્દોષ છું. મેં કોઈ પણ ગુનાહિત કૃત્ય કર્યું નથી. હું 'ફૂલછાબ'નો તંત્રી છું. પત્રકારત્વ મારો ધંધો છે. મારી ફરજો હું સારી પેઠે સમજું છું અને તેનું યથાર્થ પાલન છેલ્લાં વીસ વર્ષથી કર્યે જાઉં છું. યુનિવર્સિટી છોડ્યા બાદ મારો મુખ્ય વ્યવસાય સૌરાષ્ટ્રના કંઠસ્થ સાહિત્યોમાં સંશોધન કરવાનો હતો અને છે. ઉપરાંત નવલકથાઓ, ઐતિહાસિક અને સામાજિક વાર્તાઓ, જીવનકથાઓ અને કાવ્યો પણ લખ્યાં છે.

"હું રાષ્ટ્રવાદી છું અને કોમીવાદનો કટ્ટર વિરોધી છું. કોમીવાદ મિટાવવામાં મેં મારાથી બનતું કર્યું છે અને કરું છું. ઇસ્લામના યશોગાન મેં મારી કૃતિઓમાં કરેલાં છે. મુસ્લિમ પાત્રોને મેં ઊંચી કક્ષા ઉપર મૂકી દોરેલાં છે. 'ફૂલછાબ'ના અંકોમાં કોમીવાદ વિરુદ્ધ પ્રચાર કરેલો છે.

"ફરિયાદવાળા ઠઠ્ઠાચિત્રનો ખરો અર્થ તેના શીર્ષકમાં બતાવ્યા મુજબ છે. અમદાવાદ શહેરમાં બેફામ ગુંડાગીરી પ્રવર્તી રહી હતી ત્યારે કાયદો અને વ્યવસ્થા જાળવનારા અધિકારીઓ કર્તવ્ય ભૂલ્યા છે તે અર્થ છે. આ ગુંડાગીરીને સલ્તનતનાં સાધનો આંખના એક પલકારામાં દબાવી શક્યાં હોત અને નાબૂદ કરી શક્યાં હોત. ખુદ તેઓ ગુંડાગીરીના પ્રેક્ષકો હતા અને તેમની સ્થિતિ 'મુખડા ક્યા દેખો દર્પનમેં'વાળા પ્રખ્યાત ભજનમાં જણાવ્યા જેવી જ થઈ ગયેલી અને પરિણામે શાંતિપ્રિય પ્રજાને અસહ્ય શોષાવું પડ્યું છે. ગવર્નરને ઊડીને અહીં આવવું પડેલું ત્યારબાદ વસ્તુસ્થિતિ કાબૂમાં આવવા લાગેલી એ વાત મારા મંતવ્યને ટેકો આપે છે.

"ગુંડો ન તો સાચો મુસ્લિમ હોઈ શકે ન તો હિંદુ. કોઈ પણ મઝહબમાં ગુંડાગીરીને સ્થાન જ નથી. ગુંડો તો ગુંડાગીરીને જ પોતાનો મઝહબ માને છે. ધર્મની ઓથે ખૂનામરકી, લૂંટ, એવાં દુષ્કૃત્યો કરનારાઓ ધર્મ અને ધર્મસ્થાનને અપયશ અપાવનારા છે એવી મારી માન્યતાને આધારે ઠઠ્ઠાચિત્રમાં મેં નિર્દોષ શહેરીઓ ઉપર ગુંડાગીરીનું આક્રમણ બતાવ્યું છે. આરસીમાં જોઈ રહેલો પોલીસવાળો એ જ ઠઠ્ઠાચિત્રનું મુખ્ય એક જ લક્ષ્યબિંદુ છે. અધિકારીઓની એ નિષ્ક્રિયતા સૂચવે છે.

"હું કોમીવાદનો કટ્ટર વિરોધી છું, ઇસ્લામ માટે મને માન છે. મારો એ જીવનસિદ્ધાંત છે. એને અનુરૂપ મારું વર્તન છે. છેલ્લાં ઘણાં વરસથી એ સૂત્રને મારી સાહિત્યકૃતિઓમાં મેં ઉતાર્યું છે." [અદાલતમાં કરેલું બચાવ-નિવેદન, ટૂંકાવીને.]



## (૨૭૪) અનંત પ૦ ઠક્કર ઉપર

રાણપુર : ૨૨-૭-૧૯૪૧

પ્રિય ભાઈ,

૦૦૦ મારી કુશળતા ઠીક છે પણ આંગળાં દિવસે દિવસે ખોટાં પડતાં જાય છે. લખવાનું અતિ કઠિન ને કંટાળાભર્યું બની રહેલ છે. વિચારો તો મરી જ જાય છે. હવે તમારા પત્રના મુદ્દાઓ લઉં. ૦૦૦૦

મારી બાબત : ભાઈ, હું એક સાધારણ ગ્રેજ્યુએટ છું; જે ઠેકાણે જઈને બેઠો હોત તે સ્થાનની અસરોમાં રંગાયા વગર રહેત નહીં. કલમને મેં મારો occupation બનાવેલ છે. તેને હું પ્રમાણિકપણે ખેડવા મથું છું. હું કંઈ સર્જક કે ચિંતક નથી. રાજકીય પત્રકારત્વમાંથી દૂર ખસીને પણ મારી કલમ કોઈ વિશુદ્ધ સાહિત્યસર્જન કરી શકી હોત એમ હું માનતો નથી. હું તમારા મારા પ્રત્યેના પ્રેમને બરાબર ઓળખું છું. તમે મારી શક્તિ માટે માન ધરાવો છો ને મારું સ્વાધીન માનસતંત્ર કામ કરે એમ ઇચ્છો છો માટે જ મને લખો છો એ તો બહુ સુખ પામવા જેવી વાત છે. પણ હું તમને એક ખાતરી આપું ? આંહીંના સ્થાને મારી કલમ જે સ્વતંત્રતા ભોગવે છે તે બીજે મને ભાગ્યે જ મળત. એટલે આંહીંના મારા લેખનકાર્યમાં તમે જે કાંઈ કચાશ કે પરિમિતતા જુઓ તેમાં દોષ કોઈ બીજાનો નહીં પણ મારી કલમની જ મર્યાદાનો વધુ સમજજો. મારા જેવા નાના માણસને મોટું ક્ષેત્ર બીજે મળત જ નહીં. ૦૦૦૦ તમે દેશના રાજકારણ પરત્વે જે મંથન અનુભવો છો તેમાંથી તો કોઈક જ બચી શકે. એવું મંથન અનુભવવું એ કંઈ પાપ નથી પણ મારા પર આટલાં વર્ષોનાં ટપલાં પડ્યાં પછી પણ મને લાગે છે કે એક તો વિશ્વસંયોગોને કારણે, બીજું આ દેશની વિષમ સ્થિતિમાં વિષમતર પલટાઓ થયા કરે છે તે કારણે ને ત્રીજું તો આપણી પોતાની જ વિચાર-શક્તિની તટસ્થતા ન રહી હોવાને કારણે એક યા બીજા કોઈ cult ની સાથે આપણું

વધુ પડતું એકાકાર સ્વરૂપ થઈ જવાને કારણે આપણે નાહક કેટલીક બળતરા ને લોહીઉકાળો વેઠીએ છીએ, કોઈ નિર્ણય પર આવી શકતા નથી ને નીરોગી હાસ્ય પણ કરવાની શક્તિ ગુમાવીને અકાળે cynic બની જઈએ છીએ. આ cynicismના ભોગ થવા કરતાં તો આપણે જગત આખાને કેવળ હાંસીએ જ ઉડાડીને આનંદ લઈએ એ વધુ હિતકર છે. આવી વાતો હું તમને લખું છું તેનું કારણ એ છે કે મેં પોતે નાહકના આ લોહીઉકાળામાં પડીને ઘણું ગુમાવ્યું છે એનું મને સતત દર્દ છે. આપણે detached બનીને કેવળ આત્માની પ્રગતિને ખાતર સમતાપૂર્વક ચિંતન ન કરી શકીએ તો આપણે જે કોઈનો પક્ષ લઈએ છીએ તે પક્ષ પણ આપણો દેવ મટીને કોઈક દિવસ માટીના ટુકડા રૂપે રજૂ થશે તે દિવસ શું કરશું?

ઝવેરચંદ



(૨૭૫) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૧૩-૮-૧૯૪૧

ભાઈશ્રી રમણિક,

કાગળ અને સામગ્રી વખતસર પહોંચ્યાં. આ અંકમાં એનો ઉપયોગ થયેલો જોશો. અમારી કેટલીક બેકાળજી છતાં પણ તમારી જાતે આત્મીયભાવે અમને મદદ પહોંચાડતા રહો છો. નીતિલેખે પણ ચાલુ ગ્રાહકોને જ પૂર્ણ મહેનતનાં ફળો પીરસવામાં હું માનું છું. જોજો, આ જ અંકને અમે જુદું રૂપ દઈ, ફક્ત ચોપડી-રૂપ પહેરાવી, ખાસ અંક કરી ચાર આના લઈ શકયા હોત. બીજાઓ શું આપે છે? પણ એ છેતરપિંડી ગમતી નથી. હજુ વિશેષ સામગ્રી આવતા અંકોમાં આપશું. તમે પણ જે નવું ત્યાંનાં પત્રો-સામયિકોમાં જડે તે આંહીં ધકેલતા રહેજો.

અમારો કેઇસ બહુ રસિક છે ને ગંભીર પણ છે. હજુ તો લાંબો ચાલશે તેમ લાગે છે. કદાચ ઉપલી અદાલત સુધી જવું પણ પડે. છોકરાં બધાં આનંદમાં છે. મોટા-જીકાનો અભ્યાસ બરાબર ચાલે છે. જીકો બહુ તેજસ્વી નીકળશે. ૦૦૦ તમે કુશળ હશો. મને 'વિચાર' માસિકના અંકો હાથ આવતા નથી.

લિ૦ ઝવેરચંદ

*

 કાર્ટૂન કેઇસનો ચુકાદો : ૯-૯-૧૯૪૧

"મારો ફેંસલો છે કે આરોપીએ ગુનો નથી કર્યો.

"ફરિયાદ પક્ષ તરફથી પુરાવામાં ત્રણ સાક્ષીઓ રજૂ કરવામાં આવ્યા હતા આ સાક્ષીઓ મુસ્લિમ લીગના સભ્યો છે. કોર્ટ તેમની જુબાનીને તટસ્થ તરીકે

સ્વીકારતાં અચકાય છે. ફરિયાદ પક્ષનો પુરાવો સંપૂર્ણ તટસ્થ અને વિશ્વાસપાત્ર નથી અને કોઈ પણ સ્વતંત્ર સાક્ષી તરફથી તેને પુષ્ટિ નથી મળતી તેથી કોર્ટ આ પુરાવો કબૂલ નથી રાખતી. શ્રી મેઘાણી 'ફૂલછાબ'ના તંત્રી છે અને આ પત્રમાં પ્રગટ થતા લેખો તેમની નીતિના સૂચક છે. તહોમતદાર(નં૦ ૧)એ લેખિત જવાબ સાથે ચાર પરિશિષ્ટ જોડયાં છે જેમાં તેમણે લખેલી ઐતિહાસિક નવલો, નાટકો અને સામાજિક કૃતિઓમાંથી ઉતારા આપ્યા છે, જેમાં તેમણે મુસ્લિમ શૌર્ય, વીરતા અને વફાદારીનાં ગુણગાન કર્યાં છે અને ઇસ્લામની પ્રશંસા કરી છે તેમ જ મુસ્લિમ પાત્રોને ઉચ્ચ કક્ષાએ મૂકયાં છે. આ ઉપરથી જરાયે શંકાને સ્થાન રહેતું નથી કે તહોમતદાર અને તેના પત્રની નીતિ હિંદુ–મુસ્લિમ એકતાને આગળ વધારવાની છે. કેટલીક જગાએ તો તેમણે મુસલમાનોને મદદ ન કરવા માટે કૉંગ્રેસ અને હિંદુ મહાસભાની પણ ટીકા કરી છે. કાર્ટૂનમાંથી માત્ર એટલો જ અર્થ નીકળે છે કે એક હુમલાખોરે બે માણસો પર હુમલો કરી ખંજર ભોંકી દીધું. તહોમતદારે બે કોમો વચ્ચે શત્રુતા કે દ્વેષ ફેલાવવાના બદઇરાદાથી આ કાર્ટૂન પ્રગટ કર્યું હોય એમ હું માનતો નથી. હાથમાં લોહીવાળું ખંજર, રાતી આંખો, લાંબા નખ, ખુલ્લું મોં અને ચહેરા પર કરચલીઓવાળો શખ્સ માનવસ્વરૂપમાં જ દૈત્ય છે જે નાતજાતના ભેદભાવ વિના ખૂન કરે છે. કાર્ટૂનનો એક માત્ર આશય શહેરમાં ફેલાયેલા કોમી રમખાણ પ્રસંગે પોલીસની નિષ્ક્રિયતા બતાવવાનો છે.

"હું ઠરાવું છું કે તહોમતદાર સામે પ્રથમ-દર્શનીય કેઇસ સાબિત કરવામાં ફરિયાદપક્ષ નિષ્ફળ ગયો છે. ક્રિ૦ પ્રો૦ કો૦ની ક૦ ૨૫૩ મુજબ છોડી મૂકું છું."
[ટૂંકાવીને]



(૨૭૬) **પ્રભુદાસ પટવારી ઉપર**

રાણપુર : ૧–૧૨–૧૯૪૧

પ્રિય ભાઈશ્રી,

આપનો કાગળ અને પોલીસ દ્વારા નોટિસ મળી ગયાં. બહુ સારું થયું કે અમદાવાદમાં જ અપીલ નોંધાઈ. સૌ અનુભવી તો ખરા! તમારી† ત્રણેયની પાસે અમારું કાંઈક વધુ માગણું રહ્યું હોવું જોઈએ. મારા વકીલાતનામા પર સહી કરી મોકલું છું. નાથાભાઈ ભાવનગર હોઈ તેનું તેને આજે મોકલું છું. અમે તા૦ ૧૧મીએ હાજરી આપીએ કે કેમ તે જણાવશો. શુક્રવાર અમને અનુકૂળ જ છે. પેલાં કાગળિયાં મોકલી દઈશ. ૦૦૦૦

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

*

† 'તમારી ત્રણેયની' : હિંમતલાલ શુક્લ, પ્રભુદાસ પટવારી અને પાંડુરંગ દેસાઈ, કાર્ટૂન કેઇસમાં બચાવપક્ષના ધારાશાસ્ત્રીઓ.

વધુ પડતું એકાકાર સ્વરૂપ થઈ જવાને કારણે આપણે નાહક, કેટલીક બળતરા ને લોહીઉકાળો વેઠીએ છીએ, કોઈ નિર્ણય પર આવી શકતા નથી ને નીરોગી હાસ્ય પણ કરવાની શક્તિ ગુમાવીને અકાળે cynic બની જઈએ છીએ. આ cynicismના ભોગ થવા કરતાં તો આપણે જગત આખાને કેવળ હાંસીએ જ ઉડાડીને આનંદ લઈએ એ વધુ હિતકર છે. આવી વાતો હું તમને લખું છું તેનું કારણ એ છે કે મેં પોતે નાહકના આ લોહીઉકાળામાં પડીને ઘણું ગુમાવ્યું છે એનું મને સતત દર્દ છે. આપણે detached બનીને કેવળ આત્માની પ્રગતિને ખાતર સમતાપૂર્વક ચિંતન ન કરી શકીએ તો આપણે જે કોઈનો પક્ષ લઈએ છીએ તે પક્ષ પણ આપણો દેવ મટીને કોઈક દિવસ માટીના ટુકડા રૂપે રજૂ થશે તે દિવસ શું કરશું?

ઝવેરચંદ



## (૨૭૫) રમણિક લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૧૩–૮–૧૯૪૧

ભાઈશ્રી રમણિક,

કાગળ અને સામગ્રી વખતસર પહોંચ્યાં. આ અંકમાં એનો ઉપયોગ થયેલો જોશો. અમારી કેટલીક બેકાળજી છતાં પણ તમારી જાતે આત્મીયભાવે અમને મદદ પહોંચાડતા રહો છો. નીતિલેખે પણ ચાલુ ગ્રાહકોને જ પૂર્ણ મહેનતનાં ફળો પીરસવામાં હું માનું છું. જોજો, આ જ અંકને અમે જુદું રૂપ દઈ, ફક્ત ચોપડી–રૂપ પહેરાવી, ખાસ અંક કરી ચાર આના લઈ શક્યા હોત. બીજાઓ શું આપે છે? પણ એ છેતરપિંડી ગમતી નથી. હજુ વિશેષ સામગ્રી આવતા અંકોમાં આપશું. તમે પણ જે નવું ત્યાંનાં પત્રો–સામયિકોમાં જડે તે આંહીં ધકેલતા રહેજો.

અમારો કેઇસ બહુ રસિક છે ને ગંભીર પણ છે. હજુ તો લાંબો ચાલશે તેમ લાગે છે. કદાચ ઉપલી અદાલત સુધી જવું પણ પડે. છોકરાં બધાં આનંદમાં છે. મોટા–છોકરાનો અભ્યાસ બરાબર ચાલે છે. છોકો બહુ તેજસ્વી નીકળશે. ૦૦૦ તમે કુશળ હશો. મને 'વિચાર' માસિકના અંકો હાથ આવતા નથી.

લિ૦ ઝવેરચંદ

*



### કોર્ટ કેઇસનો ચુકાદો : ૯–૯–૧૯૪૧

"મારો ફેંસલો છે કે આરોપીએ ગુનો નથી કર્યો.

"ફરિયાદ પક્ષ તરફથી પુરાવામાં ત્રણ સાક્ષીઓ રજૂ કરવામાં આવ્યા હતા આ સાક્ષીઓ મુસ્લિમ લીગના સભ્યો છે. કોર્ટ તેમની જુબાનીને તટસ્થ તરીકે

સ્વીકારતાં અચકાય છે. ફરિયાદ પક્ષનો પુરાવો સંપૂર્ણ તટસ્થ અને વિશ્વાસપાત્ર નથી અને કોઈ પણ સ્વતંત્ર સાક્ષી તરફથી તેને પુષ્ટિ નથી મળતી તેથી કોર્ટ આ પુરાવો કબૂલ નથી રાખતી. શ્રી મેઘાણી 'ફૂલછાબ'ના તંત્રી છે અને આ પત્રમાં પ્રગટ થતા લેખો તેમની નીતિના સૂચક છે. તહોમતદાર(નં૦ ૧)એ લેખિત જવાબ સાથે ચાર પરિશિષ્ટ જોડયાં છે જેમાં તેમણે લખેલી ઐતિહાસિક નવલો, નાટકો અને સામાજિક કૃતિઓમાંથી ઉતારા આપ્યા છે, જેમાં તેમણે મુસ્લિમ શૌર્ય, વીરતા અને વફાદારીનાં ગુણગાન કર્યાં છે અને ઇસ્લામની પ્રશંસા કરી છે તેમ જ મુસ્લિમ પાત્રોને ઉચ્ચ કક્ષાએ મૂકયાં છે. આ ઉપરથી જરાયે શંકાને સ્થાન રહેતું નથી કે તહોમતદાર અને તેના પત્રની નીતિ હિંદુ–મુસ્લિમ એકતાને આગળ વધારવાની છે. કેટલીક જગાએ તો તેમણે મુસલમાનોને મદદ ન કરવા માટે કૉંગ્રેસ અને હિંદુ મહાસભાની પણ ટીકા કરી છે. કાર્ટૂનમાંથી માત્ર એટલો જ અર્થ નીકળે છે કે એક હુમલાખોરે બે માણસો પર હુમલો કરી ખંજર ભોંકી દીધું. તહોમતદારે બે કોમો વચ્ચે શત્રુતા કે દ્વેષ ફેલાવવાના બદઇરાદાથી આ કાર્ટૂન પ્રગટ કર્યું હોય એમ હું માનતો નથી. હાથમાં લોહીવાળું ખંજર, રાતી આંખો, લાંબા નખ, ખુલ્લું મોં અને ચહેરા પર કરચલીઓવાળો શખ્સ માનવસ્વરૂપમાં જ દૈત્ય છે જે નાતજાતના ભેદભાવ વિના ખૂન કરે છે. કાર્ટૂનનો એક માત્ર આશય શહેરમાં ફેલાયેલા કોમી રમખાણ પ્રસંગે પોલીસની નિષ્ક્રિયતા બતાવવાનો છે.

"હું ઠરાવું છું કે તહોમતદાર સામે પ્રથમ–દર્શનીય કેઇસ સાબિત કરવામાં ફરિયાદપક્ષ નિષ્ફળ ગયો છે. ક્રિ૦ પ્રો૦ કો૦ની ક૦ ૨૫૩ મુજબ છોડી મૂકું છું."
[ટૂંકાવીને]



## (૨૭૬) પ્રભુદાસ પટવારી ઉપર

રાણપુર : ૧–૧૨–૧૯૪૧

પ્રિય ભાઈશ્રી,

આપનો કાગળ અને પોલીસ દ્વારા નોટિસ મળી ગયાં. બહુ સારું થયું કે અમદાવાદમાં જ અપીલ નોંધાઈ. સૌ અનુભવી તો ખરા! તમારી ત્રણેયની† પાસે અમારું કાંઈક વધુ માગણું રહ્યું હોવું જોઈએ. મારા વકીલાતનામા પર સહી કરી મોકલું છું. નાથાભાઈ ભાવનગર હોઈ તેનું તેને આજે મોકલું છું. અમે તા૦ ૧૧મીએ હાજરી આપીએ કે કેમ તે જણાવશો. શુક્રવાર અમને અનુકૂળ જ છે. પેલાં કાગળિયાં મોકલી દઈશ. ૦૦૦૦

લિ૦ સ્ને૦ ઝવેરચંદ

*

† 'તમારી ત્રણેયની' : હિંમતલાલ શુક્લ, પ્રભુદાસ પટવારી અને પાંડુરંગ દેસાઈ, કાર્ટૂન કેઇસમાં બચાવપક્ષના ધારાશાસ્ત્રીઓ.

## (૨૭૭) રમણિક લા૰ મેઘાણી ઉપર

બોટાદ : ૨૩-૧૦-૧૯૪૧

રમણિકભાઈ,

નવા વર્ષનાં તમારી બેઉ તરફથી અભિનંદનો મળ્યાં. સ્નેહી ભાઈશ્રી મૂળરાજનો પણ પત્ર મળ્યો. તમને બેઉને ને મિત્રોને હું પણ અભિનંદું છું.

મૂળરાજભાઈ† ને કહેજો કે 'નવચેતન'માં આવતી તેમની કણિકાઓ હું પૂરા રસથી વાંચું છું ને માનું છું કે એ લેખિની ખરેખરી પ્રાસાદિક છે. આવું આવું કોઈક સાપ્તાહિક દ્વારા વધુ વહેલું વાંચવા મળે તો કેવું સારું! ૦૦૦૦૦

લિ૰ ઝવેરચંદ

*

† મૂળરાજભાઈ : મૂળરાજ અંજારિયા.

## (૨૭૮) વાજસૂર વાલેરા વાળા તરફથી

હડાળા—સોરઠ : ૧૦-૮-૧૯૪૧

ભાઈશ્રી ઝવેરભાઈ,

સ્વ૰ કલાપીના જીવનનાં સ્મરણો લખવાં ઘણાં તરફથી ઘણો સમય થયા આગ્રહ થયા કરે છે. કેટલાંક કારણોસર બધાં સંસ્મરણો લખી શકાય તેમ હતું નહીં. બધાં કારણો હજુ નાબૂદ થયાં નથી પણ હવે શરીરનો અંત કદાચ બહુ દૂર નહીં હોય એમ લાગવાથી સ્મરણો બની શકે તેટલાં લખી નાખવાં એમ હવે વિચાર થાય છે, પણ (વળી પણ!) હવે સતત બેસી જોઈતો સમય તે માટે આપી શકાય તેવાં સ્થિતિ—સંયોગો રહ્યાં નથી. આ કારણથી ભાવનગર ભાઈશ્રી કપિલરાયભાઈને થોડા દિવસ અહીં આવી જવા અને બને તેટલું કહી શકું તે ઉતારી લેવા લખેલું. કપિલભાઈ આવી શકે એમ જણાતું નથી. આપ આવી ન શકો? પાંચેક દિવસ સાથે રહીએ તો જે જે જેમ જેમ સાંભરે તે તે તેટલું લખાવી દઉં. આપના ઉપરના કેઇસની મુદત તા૰ ૧૮મીની વાંચી છે. કેઇસ ચાલી ગયા પછી આવી શકશો? આવી શકો તેમ હો, આવવા વિચાર થાય, તો ક્યારે આવશો? બહુ ઢીલ કરવા જેવું નથી એમ અત્યારના

કેટલાક સંયોગો સૂચવી રહેલ છે, તેથી જ આજે આ પત્તું ચાર–પાંચ દિવસ ખૂબ વિચાર કરી લખું છું.

લિ૦ શુભેચ્છક વાજસૂર વાલેરાના જયપ્રભુ

*

## તું વિણ—મેઘલ વાજસૂર

(કલાપી)

મે'ની જોતાં વાટ, ઉન્હાળો ઊડી ગયો!
પણ ના લીલી ભાત, ત્હારી દેખું—વાજસૂર!

ભીંજાંને મે' આજ, સચરાચર જામી પડ્યો,
પણ ચાતકની જાત, તરસી—મેઘલ વાજસૂર!

સ્વાતું ગોતે છીપ, બીજો મે' ખપનો નહીં,
ખપનો એ જ અદીઠ, રાખીશ કાં તું—વાજસૂર!

હવન કરું કે હોમ? ઉજેણી જોશું કરી!
પણ તુજ સામે જોમ, શું પામરનું—વાજસૂર

દેખાડીશ દુકાળ? ઘેંશું પીને જીવશું!
જપશું ત્હારી માળ, તોયે—આપા વાજસૂર

ના છે કાંઈ ખેડ, મેઘલજી! અમ લોકની;
તોયે ત્હારી મ્હેર, લીલાં લ્હેર જ—વાજસૂર!

અબઘડીયે તું આવ! 'આજકાલ' કર મા હવે!
મનખેતર સોસાય, તું વિણ—મેઘલ વાજસૂર!

[૧૮૯૮માં જિગરજાન દોસ્ત વાજસૂર વાલેરા વાળાને સંબોધીને 'કલાપી'એ લખેલા દુહા, 'કલાપીના કેકારવ'માંથી સાભાર.]



## (૨૭૯) ઉમાશંકર જોશી ઉપર

રાણપુર : ૫–૮–૧૯૪૧

પ્રિય ભાઈ,

કાગળ મળ્યો. ૦૦૦ હું પણ તમને આંહીં આવ્યા પછી લખવાનો વિચાર કરતો હતો, પણ દાંતની નવી પીડા આવી પડી છે. ગઈ કાલે એક દાઢ તો કઢાવી. રસી થઈ ગયેલ. બીજા પણ કઢાવવા જ પડશે. કદાચ હાથ વગેરેની અગવડ દાંતને કારણે જ હોય એમ ડૉક્ટર-મિત્રો કહે છે.

આનંદનગર સૂવા આવવામાં તમારી સાથે તદ્દન મોકળા મનથી રાત ગાળવાનો જ હતો, કેવળ બેજવાબદાર ગપ્પાં જ મારવાં હતાં, પણ કમનસીબ છે બુદ્ધિજીવીઓનું કે તેમને વિચારો કરવાની જ સજા થાય છે. ૦૦૦૦

ઝવેરચંદ



## (૨૮૦) ઉમાશંકર જોશી ઉપર

રાણપુર : ૧૧-૯-૧૯૪૧

પ્રિય ભાઈ,

મંગળવારે તમારાં વિદ્યાર્થી ભાઈઓ-બહેનો સાથે ગાળેલા અણમૂલ જીવનલહાણ જેવા એક કલાકને વારંવાર યાદ કરતો એક મુદ્દા પરત્વેની અસ્પષ્ટતા દૂર કરવા આ નાનકડું પત્ર લખું છું.

લોકકાવ્ય એટલે કેવળ ગરબાગરબી ને રાસડા જ નહીં પણ સેંકડો ભજનો, દુહાઓ, સુભાષિતો વગેરે અનેકવિધ અને સમગ્ર જીવનપ્રદેશોને સ્પર્શતી રચનાઓ, એ ખ્યાલમાં રાખીને મેં મારાં દૃષ્ટાંતો દીધાં હોત તો હું વિચારપ્રધાન કાવ્યની મારી દૃષ્ટિએ વધુ વિશ્વસનીય ચર્ચા પીરસી શકત, અને તો પ્રશ્નો પણ ગરબાગરબી જેવાં ગીતો પૂરતાં જ ન ઊઠત. ખેર, બીજી વાર વાત. ૦૦૦૦

ઝ૦



## (૨૮૧) ઉમાશંકર જોશી ઉપર

બોટાદ : ૮-૧૨-૧૯૪૧

પ્રિય ભાઈ,

૦૦૦ અગાઉના પત્રમાં લખ્યા મુજબ ફરી માગણી કરું કે મને નાનું પણ અભ્યાસનિષ્ઠ શ્રોતામંડળ આપો કે જેઓ મારી પણ કસોટી કરી શકે, જેમની ચકાસણીથી હું પણ આગળ વધું. ૦૦૦૦ અક્ષરો ખરાબ છે તે નિભાવી લેશો.

ઝવેરચંદ



## (૨૮૨) મનસુખલાલ ઝવેરી ઉપર

રાણપુર : ૨૩-૧૨-૧૯૪૧

સ્નેહી ભાઈશ્રી મનસુખલાલ ઝવેરી,

તમે 'શાહજહાં' નામના મારા અનુવાદમાંથી ભજવવાનો સંમતિપત્ર મગાવ્યો તે આ લખી મોકલું છું. ખુશીથી ભજવાવશો. શ્રી યાજ્ઞિકસાહેબને મારાં સ્નેહવંદન કહેશો. મારા પુસ્તકનું વસ્તુ પસંદ કરવા બદલ તેમનો આભાર માનું છું.

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદ મેઘાણીનાં વંદન

*

† 'શાહજહાં': "ભરજુવાનીમાં સહચરી સ્વર્ગ સંચરતાં જેણે મરણાંત સુધીનું વૈધવ્યવ્રત ધાર્યું, સાબુનું સ્નાન અને તેલનું મર્દન પણ ત્યજ્યાં, નાનાં પુત્રપુત્રીને જનેતા બની ઉછેર્યાં, અંતરનાં આંસુને એકાંતમાં ઠલવી જગતની સમક્ષ સદાય હસતું મોં રાખ્યું તે જિતેન્દ્રિય કવિ દ્વિજેન્દ્ર"ના જ દાંપત્ય તથા વાત્સલ્યની પ્રતિછાયા ઝીલતા બંગાળી નાટક 'શાહજહાં'નો ગુજરાતી અનુવાદ.

*

### 'માફી આપો!'

"ઔરંગઝેબ આવે છે. હાથમાં મુગટ છે; ધ્રૂજે છે; અનુતાપથી સળગી ગયો છે; પાદશાહ ડર્યો—નક્કી પુત્ર પિતૃહત્યા કરવા આવ્યો! વેદનાની છેલ્લી ચિચિયારી ઊઠી, 'આ......કોણ! પાદશાહ સલામત!' સ્વર તૂટી જાય છે. 'મારી લે છૂરી!' કહીને શાહજહાં પોતાની લાલ છાતી ખુલ્લી કરે છે. અને ઔરંગઝેબ શું કરે છે? પિતાનાં ચરણો પકડીને પોકારે છે કે 'માફી આપો! દુબળો થઈ ગયો છું; આંખો ઊંડી થઈ ગઈ છે; ચહેરો કંગાલ બની ગયો છે; કાયા બળીને ખાક થઈ ગઈ છે; ઘોર પાપી છું; માફી આપો!" ['શાહજહાં'ની પ્રસ્તાવનામાંથી.]

## (૨૮૩) મનસુખલાલ ઝવેરી ઉપર

રાણપુર : ૨૩-૧૨-૧૯૪૧

પ્રિય ભાઈ,

૦૦૦ પહેલી વાત : તમે જ્યાં હો ત્યાં મારી કોઈ પણ કૃતિની મંજૂરી મગાવવાપણું કલ્પી જ કેમ શકો છો? જે કંઈ જ્યારે પણ વાપરવું હોય ત્યારે તમારા કુલ હક્ક ગણીને લેશો.

તમે સૌ અને કૉલેજના વિદ્યાર્થીઓ-પ્રોફેસરો પણ ગઈ સાલની મારી સ્મૃતિમાં તાજાં જ છો. હું પણ એક વર્ષથી તમારી પાસે નથી આવ્યો તેથી શૂન્યતાની લાગણી કોઈ કોઈ વાર અનુભવું છું.

હવે તો મને ઠીક નિદ્રા આવે છે. શરીરે ઘણું સારું છે પણ ગયું વર્ષ બહુ ધમાલ-ધાંધલમાં વીત્યું. બે મહિનાથી તો અમારા કાર્ટૂન કેઇસમાં પડેલા. તે છેક આજે મુક્ત બન્યા, સરકાર હાઇકોર્ટે ન જાય તો! તમે બધાં મજામાં છો? તમારી બીજી ઇષ્ટ પ્રવૃત્તિ વિશે તો કંઈ લખતા જ નથી! મનથી સ્વસ્થ હશો ને મેં કહેલું તે ખરું પડ્યું લાગતું હશે.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

*

♦ 'અશ્રુની સૈયારી ધારા'

"૧૯૨૭માં દ્વિજેન્દ્ર રોયનું 'શાહજહાં' ભજવવાનું નક્કી કર્યું. મેઘાણીભાઈએ એ પ્રયોગને સંપૂર્ણ દારવણી આપવાનું સ્વીકાર્યું. શાહજહાંનો ભાગ મારે ભજવવો એમ ઠરાવ્યું. દારાનું કામ એમણે સ્વીકાર્યું.

"નાદિરાના મૃત્યુપ્રસંગે 'અશ્રુની ધારા'† ગાવાનું એમણે કબૂલ કર્યું. એ ગાન અને એ પછી નાદિરાના શબની વિદાય લેતાં નેપથ્યમાંથી પાછા ફરીને નાદિરાનાં ચરણોમાં નમીને પોતાના માથાપર એમણે નાદિરાના પગ મૂકયા. એ દૃશ્યમાંના હાવભાવ અને અભિનય શ્રોતાઓને સ્તબ્ધ કરી નાખવા બસ હતા...." [કપિલ પ૦ ઠક્કર લિખિત અને ઈશ્વરલાલ ર૦ દવે સંપાદિત 'જીવનકથા'માંથી સાભાર.]

*

† 'અશ્રુની ધારા' : 'યજ્ઞમાં આમંત્રણ' શીર્ષક 'કલાપી' રચિત કાવ્ય. (જુઓ પા૦ ૫૭).

(૨૮૪) **ચુનીલાલ ક૦ પારેખ ઉપર**

ભાવનગર : ૧૬-૫-૧૯૪૧

પ્રિય ભાઈ,

૦૦૦૦૦૦ મહેન્દ્રને તો હું આજે જ ઉઠાડી લઈ કોઈક કામમાં મૂકવા તૈયાર છું. મને તો કૉલેજ-કેળવણી પ્રત્યે નફરત આવી ગઈ છે પરંતુ એ પોતે જ્યાં સુધી ભણવા ઇચ્છે છે—ને બુદ્ધિ તેજસ્વી છે—ત્યાં સુધી એની માતાની ગેરહાજરીમાં મારી જાતને કોઈ સત્તા હોવાનું હું માનતો નથી. એને પારકી થાપણ ગણું છું. એનું વાર્ષિક

રૂ૦ પાંચસોનું ખર્ચ છે ને હજુ ચાર વર્ષ તો ખેંચવાનું જ છે. સુભાગ્યે એણે એના વર્ગમાં બીજે નંબરે પાસ થઈને માસિક રૂ૦ દસની સ્કૉલરશિપ મેળવી છે એટલે એનો ઉત્સાહ સ્થાને છે.

મહેન્દ્ર–ઇન્દુને લગ્નમાં ઠેકાણે પાડવા હું તો ઉત્સુક છું. દીકરો ઓગણીસ–વીસ વર્ષે ને દીકરી સોળ–સત્તરથી જરીકે મોડી નહીં એમ ઠેકાણે પડે તેવું હું સિદ્ધાંતરૂપે માનું છું. oooooo

આપે મને શિખામણો આપતાં ખચકાવાનું નથી. હું મારા અસંખ્ય દોષોનો જાણકાર છું, પસ્તાવો પણ પાર વગરનો કરું છું, સ્વભાવસંસ્કારોને રૂંધી રહ્યો છું, જવાબદારીઓની ગાંસડીઓ ગજાઉપરવટ શિરે લીધી છે, એ સ્થિતિમાં આપ મને કહેવા ને મારી સાથે સહેવા ઠેકાણું છો. બોટાદ બધાં મજામાં છે. સૌને શરીરે સારું છે. આંહીં આવીને રહેવાની ઇચ્છા તો બર ન આવી શકી. ચિત્રાદેવીને બધા જ કૌટુંબિક બોજા સાથે ઘર છોડવું ગમતું નથી. [કારણ કે] આંહીં આવીને પણ એ ને એ સ્થિતિ વેઠવી રહે ને એકલા નીકળવા જતાં મોટાં બચ્ચાંને રેઢાં મૂકવા પડે તે પણ ઠીક નહીં. હું બોટાદ રહી એને આંહીં આવવા કહું તો તે પણ તૈયારી નથી. એટલે હવે તો પડ્યાં છીએ.

શાંતિનિકેતનનું કામ તો ઠીક થયું. હવે આવતા ફેબ્રુ૦માં મુંબઈનાં યુનિ૦ તરફથી મળેલાં ચાર લેક્ચરો (જેનું વેતન રૂ૦ એક હજાર આપે છે) પતી જાય તો હળવો થાઉં.

ઝવેરચંદ



## (૨૮૫) રમાબહેન અવધેશાચાર્ય મિશ્ર ઉપર

[હિન્દીનાં વિદ્વાન અને રાષ્ટ્રભાષા-શિક્ષણ ક્ષેત્રે અગ્રણી કાર્યકર]

बोटाद : १–३–१९४२

माननीया बहनजी,

पत्रमेंसे आपका कृपापूर्ण अनुरागका दर्शन पा कर मैं अत्यंत आनंदित हुआ और मैंने अपना परम सौभाग्य समझा. अफसोस भी तो होता ही है कि मेरी रचनाओंमें इतना रस लेनेवाली हिन्दी भगिनीके साथ, एहमदाबाद बारंबार आने पर भी, मुझे परिचय नहि प्राप्त हुआ.

'धूप-छांया' के गल्पें आपकी प्रसन्नताके पात्र हुए हैं जान कर मुझे आत्मसंतोष मिला. आपके हाथोंसे किया हुवा अनुवादको पढनेकी आकांक्षा भी बढी. एहमदाबादकी आगामी यात्राके समय मैं आपसे प्रत्यक्ष मिल कर यह प्रस्तावके संबंधमें आखिरी निर्णय करुं तो आप बाधा न समझेंगी न? आपकी उत्तेजित हुइ उत्कंठा पर इससे कोई

कुठाराघात तो मैं नहि कर रहा हुं न? असल बात यह है कि हिन्दी साहित्यक्षेत्रमें मेरी रचनाओंको प्रवेश करानेके ऐसे अनेक प्रस्तावों मेरे पास आ चुके हैं. और तो कोई जटिलता इस बातमें अन्तराय देनेवाली नहि है, सिवा कि मेरी रचनाओंका प्रवेश हिन्दी साहित्यसृष्टिमें पदक्षेप रूप न होना चाहिए. वहां प्रवेश करनेका मेरा अधिकार है की नहि वह मैं पहलेसे प्रतीत करना चाहता हुं. आपका प्रत्यक्ष संपर्क यह मुझे बराबर बतला देगा.

दूसरी भी एक बात है. 'धूप-छायां'के गल्पोंमें नये कंइ गल्पों भी जोड कर मैंने 'मेघाणीनी नवलिकाओ खंड पहेलो' नामक पुस्तक बनाया जो प्रकाशित होनेवाला है. इसके बाद दो और खंड निकलनेवाले हैं. 'धूप-छांया'के रूपमें वह संग्रह सदा-सर्वदाके लिये लुप्त हो गया है. सबब हिन्दी अनुवाद भी यह नये तौरपर होनेसे अधिक उचित समझा जायेगा.

मेरा हिन्दीका ज्ञान मुझे लज्जित कर रहा है. अशुद्धियोंके लिये क्षमा प्रार्थता हुं. हस्ताक्षरों भी सविशेष लज्जास्पद है. आपकी क्षमाका प्रार्थी हुं.

कृपाभिलाषी
झवेरचंद मेघाणी



(૨૮૬) **ગુલાબરાય ચુનીલાલ પારેખ ઉપર**

[નાનાં બહેન સમજુબહેનના જ્યેષ્ઠ પુત્ર]

બોટાદ : ૨૧–૫–૧૯૪૨

ભાઈ ગુલાબ,

૦૦૦ સવા મહિનાથી પગ ગાઉટથી પકડાઈ ગયા છે. અમદાવાદ વાડીલાલ સારાભાઈ ઇસ્પિતાલમાં રહી આવ્યો. પાછા આવ્યા પછી પૂર્વવત પીડા ચાલુ થઈ. બીજો પગ પણ પકડાઈ ગયો. પથારીમાં જ છું. દવા કરીએ છીએ. ધીરે ધીરે મટશે. બીજો શો ઇલાજ!

બેન પુષ્પા આવે છે જાણી બધાં રાજી થયાં. એકલી જ કેમ? ભાઈઓમાંથી કોઈ નહીં? બાને કેમ છે? આંહીં ન આવે? સ્થળફેર હવાફેર થશે. તું ક્યારે આવીશ? મારે તારી પણ જરૂર છે. મહેન્દ્ર ઘણો જ મૂંઝાયેલો રહે છે પણ હું કંઈ ઇલાજ કરી શકતો નથી. આ તો અંગત છે. એને લખીશ નહીં. કાલે સ્ટેશને હાથીભાઈને મોકલીશ.

ઝવેરચંદ

† હાથીભાઈ: હાથીભાઈ ખાચર, વ્યવસાયે ગોપાલ પાડોશી અને બોટાદવાસ દરમ્યાન ઘરનાં કામકાજ કરી આપનાર વિશ્વાસુ પરિચારક. બોટાદ સ્ટેશને એક માથાભારે શખ્સે પહેલાં હાથીભાઈ પર હુમલો કર્યો હતો. (પત્ર ક્ર૦ ૨૧૫–૨૧૬). થોડાં વર્ષો પહેલાં હાથીભાઈને ચિત્તભ્રમ થયો અને પછી એક દિવસ લાપતા બની ગયા.

† બેન પુષ્પા : નાનાં બહેન સમજુબહેનનાં જ્યેષ્ઠ પુત્રી, હાલ પુષ્પાબહેન અમૃતલાલ ખારા.



## (૨૮૭) ચુનીલાલ ક૦ પારેખ ઉપર

રાણપુર : ૩–૬–૧૯૪૨

પ્રિય ભાઇ,

૦૦૦૦૦ તબિયત ઠીક છે. શરીરનો આ બળવો પ્રવૃત્તિના બોજા સામે નથી. કામ તો હું ગમે તેટલું ખેંચી શકું તેવો છું પણ કૌટુંબિક જીવનમાં જે ઉત્તરોત્તર અસહ્ય વિષમતાઓ ઘેરાતી જાય છે તેના તરફથી મળતી આ ચેતવણી છે. આજે મારે કુટુંબજીવન જેવું કશું ભાગ્યે જ બાકી રહ્યું છે. ચિત્રાદેવીના માનસિક વૈચિત્ર્યની અસર એના શરીર પર ઊતરી છે, તાવ શરૂ થયો છે, નબળાઈ વધી રહી છે. મહેન્દ્રના હૃદયમાં આ ઘર સામે વિદ્રોહનો જ્વાલામુખી સળગે છે તે ઉપરાંત તેને બીજા કેટલાક માનસિક ઉત્પાતોએ જકડ્યો છે. ઇન્દુ કોઈ મેળની નથી. નાનાં બાળકો મોટાંઓની દયા પર જ જીવે છે. પ્રત્યેક પલે કોણ જાણે શું થશે ને નહીં થાય તેવી પરિસ્થિતિ છે કોઈ કોઈની સાથે જાણે શત્રુતા સિવાય કશો સંબંધ જ ધરાવતું નથી. આ બધાંની વચ્ચે હું લાઇલાજ સાબિત થઈ મારું સ્થાન ક્યાંક કુટુંબ બહાર શોધી રહ્યો છું. નાન બાળકો સિવાય કોઈમાં મારું દિલ ઠરતું નથી. નાનાં પ્રત્યેની ફરજ મને થંભાવે છે બાકી તો હું ઊખડી ગયેલ મૂળિયાંવાળું ઝાડવું બન્યો છું. ૦૦૦૦૦ બાકી કુશળ છીએ. બહેન પુષ્પા આંહીં જ છે ને આનંદ કરે છે. પોતે બહુ ડાહી હોવાથી પોતાના મનની શાંતિ ને મીઠાશ ટકાવી રાખે છે. એને આંહીં ગમે છે. પાછી ભાવનગર તેડાવવા ઉતાવળ કરાવશો નહીં.

ઝવેરચંદ

*

♦ 'વ્યથા : કલાની લાલી'

"વ્યથા એ તો કલાકારની પ્યારી વીણા છે. મેઘાણીભાઈને બધું સુખ હોત, એમની તહેનાતમાં જાહોજલાલી હોત, તોય એમની બેચેની કોઈ એમની પાસેથી પડાવી શકત

નહીં. કલાકારનું દુ:ખ જેણે માણ્યું હોય તે જ જાણે. એને ચાંદની આપો, એમાંય એ સળગશે કારણ કે એને ગળે બાઝ્યાં હોય છે પરાયાં દુ:ખો, જીવનની અસંગતતાઓ, બીજાંની અબોલ વેદનાઓ. એ તો કલાની લાલી છે...." [જિતુભાઈ પ્ર૦ મહેતાએ આપેલી અંજલિમાંથી.]



(૨૯૮) ચુનીલાલ ક૦ પારેખ ઉપર

બોટાદ : ૮-૬-૧૯૪૨

પ્રિય ભાઈશ્રી,

૦૦૦ મને વાંચીને પસ્તાવો થયો કે મેં આપને બધું લખીને નાહક વ્યથા ઉપજાવી. આપની જંજાળો કંઈ ઓછી નથી. તેમાં ઉમેરો કરાવવો એ પાપ છે. મારા સંસારમાં તો એ ચાલ્યા કરવાનું. મારા પોતાના જ દોષે બધું બની રહ્યું છે. તેનો ઓરતો ન હોય. ૦૦૦ જેમનું તેમ નભાવ્યે જવાનું, શક્તિ છે ત્યાં સુધી. તે પછીની સંભાળ પ્રભુ લેશે.

મહેન્દ્રનો કાગળ મળ્યો હશે. એ ભણવા ત્યાં આવે છે. એનો આગ્રહ હતો તેમાં ફેરફાર શક્ય નહોતો. ખેર, એને રહેવા-ખાવાની સગવડ અંગે આપ માર્ગદર્શક કે મદદરૂપ થઈ પડો તો થજો. ખાસ ચિંતા રાખશો નહીં અને જંજાળ વહોરશો નહીં. સહેજે જે થઈ શકે તે તો આપ કરશો જ એવી મેં એને આશા આપી છે. ૦૦૦૦૦૦ પુષ્પાબહેન આનંદમાં છે. ૦૦૦૦ એણે બહુ આનંદ કરાવ્યો. પોતે ખૂબ શાંતિ, સ્નેહ ને વિનયથી રહી. ચિત્રાદેવી સાથે એને બહુ બનતી છે. આવી સુશીલ દીકરીને યોગ્ય પાત્ર મળી જાય એવી આશિષો દઉં છું.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદનાં વં૦

*

'કાળલેખ : પરાજયનો'

"સાહિત્યકારનું—સર્વ પ્રદેશોના કલાકારનું—જીવન મોટે ભાગે સમરાંગણ સમું હોય છે. ખરું જોતાં તો પ્રત્યેક માનવીના જીવનમાં સંગ્રામો મંડાયા હોય છે પણ સમરાંગણે સમરાંગણે વિશિષ્ટતાઓ અને વિચિત્રતાઓ પડેલી છે. સૂક્ષ્મ સંકુલ ઊર્મિઓ જોડે કામ લેનારો કલાકાર વ્યવસાયમાં, લગ્નસંસારમાં, જીવન પ્રત્યેનાં એકોએક વલણોમાં પોતાની નિરાળી જ લડાઈઓ લડી રહ્યો હોય છે ને એની લડાઈઓ ઉપર કાળલેખ લખાયો છે મોટા ભાગે તો પરાજયનો." ['બીડેલાં દ્વાર' નવલકથાના અનુવચનમાંથી.]



થવા દેવી. વાતવાતમાં ખોટો અર્થ કરી દુભાવું નહીં ને બાજુનું મકાન સૂવા-બેસવા ભાડે રાખી લઈશું તેમાં ગોઠવાઈ જવું.

આથી તને સંતોષ થાય તો તું મને લખ કે તરત હું મકાન લઈ લઉં. આ બધું સ્પષ્ટતાથી લખવાનું એક જ કારણ કે તને પૂરેપૂરી કલ્પના મુશ્કેલીઓની આવી શકે. આંહીં લાવ્યા પછી આપણે એટલું ન ભૂલવું જોઈએ કે આખી વસ્તુ એક problem તરીકે જ જોવાની. માટે એટલી સમજ પછી સુખેથી લઈ આવજે.

લિ૦ ઝવેરચંદ

(૨૯૧) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : [૨૧-૬-૧૯૪૧]

ભાઈ મહેન્દ્ર,

તારો કાગળ આજે મળ્યો. પાકીટ ચોરાયા બાબત હવે અફસોસ ન કરવો. સાવધ રહેવું. ૦૦૦૦૦ અરધી માફી માટે અરજી આપણાથી ન થઈ શકે. આપણી સ્થિતિ ગમે તેવી હોય પણ ધર્માદો ખાઈ ન શકાય. પ્રતિષ્ઠા જાય.

અમદાવાદની પરિસ્થિતિ એવી છે કે ગમે ત્યારે વિફરી પડે. મુંબઈમાં એમ જ ચાલે છે. માટે બહુ જ કાળજી રાખીને રહેવું. એકલા બહાર ન નીકળવું. દૂર શહેરમાં તો પૂરો બંદોબસ્ત હોય તો જ જવું. ૦૦૦૦૦૦

ઝ૦

(૨૯૨) **ઇન્દુ ઝ૦ મેઘાણી ઉપર**

[જ્યેષ્ઠ પુત્રી, હાલ ઇન્દુ અનિલ શાહ]

બોટાદ : ૨૬-૮-૧૯૩૮

વહાલી દીકરી ઇન્દુ,

તારો કાગળ મળ્યો. તેં મોકલેલી રક્ષા અમે સૌએ કાંડે બાંધી છે અને ભાઈઓને બહેનની રાખડીનો અર્થ સમજાવ્યો છે. તારી રાખડીઓ સાથે તારા હૃદયના જે નિર્મળ ભાવો તેં લખ્યા છે તે તો મારા હૃદયમાં ઊતરી ગયા છે.

બાપ 'દીકરી' 'દીકરી' ઝંખતો હોય છે તેનું કારણ આ જ છે કે દીકરી બાપનું ક્ષેમકુશળ ઇચ્છે છે, દીકરીના ઉમળકા પવિત્ર હોય છે. મારી દીકરી દિવસે દિવસે ડાહી, સુલક્ષણી ને શાંતિમૂર્તિ બનતી જાય છે એ જોઈ હું કેટલો હરખાઉં છું!

બચુભાઈને તો બહેનની કિંમત હવે રહી હોય એમ લાગતું નથી. એ તને કાગળ લખતો નથી તેથી મારો જીવ બહુ બળે છે. એને આવી બહેન પામવાનું ભાગ્ય મળ્યું છે પણ એ ક્યાં સમજે છે? બેટા, એ તો હવે આપણા સૌનાથી દૂર થતો લાગે છે. તારે એને કાગળ લખ્યા કરવા, ભલે એ ન લખે. કોઈક દિવસ એનું દિલ પીગળશે. આંહીં એનો કાગળ ખુશીખબરનો આવેલ છે. હું એને આજે લખું છું.

તેં મગાવેલી નોટ હું મોકલતાં ભૂલી ગયો. હવે રવિવારે મોકલીશ ને ન મોકલું તો તું ત્યાંથી ખુશીથી લઈ લેજે. હું કામના બોજાને લીધે ભૂલી જાઉં છું. 'કુરબાનીની કથાઓ' તો તું એક લઈ ગઈ છો. બીજીની જરૂર પડી છે? તો મોકલું. કુમુદ તારી સાથે નથી બોલતી એ વાંચી દુઃખ થયું. કુમુદને આ સાથેનો કાગળ દેજે. ૦૦૦ [અધૂરો]

*

## વેણીનાં ફૂલ

"હેડાં હેઠાં મેલીને મેં એ ટિપ્પણી-ગીતો એકાદ પખવાડિયું સાંભળ્યાં કર્યાં, રુદિયામાં રાખ્યે ગયો. એમાંથી જન્મ થયો મારી સૌ પહેલી સ્વતંત્ર ગીતરચનાઓનો. દીકરી ઇન્દુ ખોળે રમતી હતી, છએક મહિનાનું ફૂલ, ત્યારે ભાવનગરમાં 'વેણીનાં ફૂલ' રચાયાં :

લીલા છે મોર કાળી વાદળી રે
એક વાર ઊભા રો' રંગવાદળી!
વરસ્યા વિણ શાને વહ્યાં જાવ રે
એક વાર ઊભા રો' રંગવાદળી!

એ ઋતુગીત,

નીંદરભરી રે ગુલાલે ભરી
બેનીબાની આંખડી નીંદરભરી રે

એ હાલરડું અને

ભેટે ઝૂલે છે તલવાર
વીરાજી કેરી ભેટે ઝૂલે રે

એ શૌર્યગીત ..."

['પરકમ્મા'માંથી ટૂંકાવીને.]



( ઇન્દુબહેન : ૧૯૩૮ )

**... બાપ 'દીકરી' 'દીકરી' ઝંખતો હોય છે... હું કેટલો હરખાઉં છું!...**

(૨૯૩) **ઇન્દુ ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૬–૯–૧૯૪૧

બહેન ઇન્દુ,

મોટીબા[†] ગુજરી ગયાંના ખબર તને પરબારા મળ્યાં હશે. એ જીવ બહુ બહુ દુઃખી થતો હતો તે દૃષ્ટિએ એને ઈશ્વરે મુક્ત કર્યાં એમ માનવું કારણ કે એના દુઃખમાં આપણે કોઈ કાંઈ પણ ભાગ લઈ શકતાં નહોતાં. એમને જ ભોગવવું પડતું હતું. ભોગવવાની શક્તિ નહોતી ને દુઃખ વધતું જતું હતું. આ દુનિયા સાથે એને જરાય લેણાદેવી નહોતી. એની દુઃખી સ્થિતિમાં કાંઈ બાકી રહ્યું નહોતું. એ તો છૂટી ગયાં પણ આપણને સૌને સદાને માટે ઓરતા રહી ગયા કે આપણે એનું કાંઈ સારું કરી શક્યાં નહીં. આપણે ફક્ત જોવું જ નિર્માયું હતું. તારે ને એને મેળાપ થવો નહીં માંડ્યો હોય. ગયા ઉનાળામાં હું તને ન તેડી ગયો એ મારી ભૂલ થઈ. જે નિર્માણ હતું તે થયું. હવે તો કલ્પાંત કરવું નહીં ને બને તેટલું તેમની શાંતિ-સદ્ગતિ માટે પુણ્યધ્યાન કરવું.

હવે તો તારે મુંબઈ જવાનું રહ્યું નહીં. મોટાબાપુજી[†] પણ થોડા દિવસમાં કાઠિયાવાડમાં આવનાર છે. તારે માટે કપડાં લઈ રાખેલ છે તે મોકલી આપીશ.

ઝવેરચંદ

*

† મોટીબા : દિવાળીબહેન મણિલાલ ખારા.

† મોટાબાપુજી : મણિલાલ ખારા.

(૨૯૪) **મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર**

બોટાદ : ૬–૯–૧૯૪૧

ભાઈ મહેન્દ્ર,

મોટીબાના અવસાનના ખબર તને મળ્યા હશે. એ જીવાત્મા તો છૂટી ગયો. પૃથ્વી પર એના દુઃખનો તો પાર નહોતો રહ્યો. એને કોઈ આધાર કે અવલંબન નહોતું. આપણે સૌ એની અધોગતિનાં લાઇલાજ પ્રેક્ષકો હતાં. કોઈ એની એક પણ વેદનાને હળવી ન કરી શક્યાં એ વિચાર કરતાં આપણી પોતાની જાત વિશે તિરસ્કાર છૂટે છે તે સાથે એમને તો ઈશ્વિરે મુક્તિ આપી એમ લાગે છે. આ દુનિયામાં એમને માટે પ્રત્યેક પળ નરકવાસની જ હતી.

ભાઈ, એ જેમ ગયાં તેમ અમે સૌ પણ વારાફરતી વિદાય લેશું—કોને ખબર છે કે એમના જેવી જ નરક-યાતના અમારાંમાંથી પણ કોને નહીં ભોગવવી પડે! આ બધું જાણવા છતાં, આ વિચારો ને કલ્પનાઓ છતાં, જીવનને કઈ રીતે ઘડવું તેની જરાય ખબર પડતી નથી. જીવન તો પોતાની નિર્મિત દિશાએ સુકાની વગરના વહાણ જેવું ઠેલાયે જાય છે. સંસારના ક્રમ મુજબ પ્રતિદિન ઊઠીએ છીએ, ખાઈએ છીએ, ગડમથલ કરીએ છીએ, સૂઈએ છીએ, ક્ષુદ્ર જંતુની જેમ. જીવન પર સ્વામીત્વ અમારું નથી, કેવળ દૈવનું છે. પુરુષાર્થનો તો ફક્ત દેખાવ છે.

ભાઈ, તારે આટલી નાની વયમાં અનેક દૃશ્યો દેખવાં પડ્યાં, અનેક વેદનાઓ ભોગવવી પડી. તારા માટે એ પણ ઇષ્ટ હશે. તું તારું જીવન પૂર્ણ પુરુષાર્થ વડે ઘડી શકે એવી કોઈક શક્તિ ને ચેતવણી તને વિધિ આપી રહ્યો હશે. પિતા તરીકે હું તને દોરવણી દઈ શક્યો નથી. એ તો તારે જ તારું માર્ગદર્શન મેળવવાનું છે. ૦૦૦૦૦

ઝવેરચંદ



(૨૯૫) **ઇન્દુ ઝ૰ મેઘાણી ઉપર**

રાણપુર : ૩૧–૧–૧૯૪૨

બહેન ઇન્દુ,

કાગળ મળ્યો. તને વધુ નિરાંતે મળવાની મારી પણ ઇચ્છા હતી. તારા હૃદયમાં મારા પ્રતિ જે પ્રેમભાવ ભર્યો છે તે હું જાણું છું. તું હવે મોટી થઈ એટલે હું તો ઊલટાનો એમ માગું જ છું કે મારી સાથે મુક્ત મનથી વાતો કરતાં અચકાવું નહીં. તારા પર મને જેટલું વહાલ છે તેટલો જ વિશ્વાસ છે. વચમાં મને તારામાં સંસારી ભાવનો વહેમ પડેલો તે વખતે તારાં લગ્ન વગેરેના વિચારો આવેલા તે ખરું છે. તને ભણવું ગમતું નહોતું તે પરથી મારી આ ભૂલ થઈ હશે, પણ હવે તો મેં નક્કી કર્યું છે કે

તારા અભ્યાસની કે તારા કલાના વિકાસની વચ્ચે કદી પણ ન જ આવવું પણ મારી શક્તિ હોય તે ખરચીને પણ તારા વિકાસમાં મદદ કરવી. હું જાણું છું કે હું એક નાદાન પિતા છું. વળી મોટા કૌટુંબિક બોજાને કારણે કંઈક વધુ ધસડબોળામાં પડેલો છું તેને લીધે તારા વિકાસમાં સક્રિય રસ નથી લઈ શકતો પણ તું મને મારી મર્યાદાઓ બદલ ક્ષમા દઈને તારી પોતાની જ બુદ્ધિથી ને મિત્રોની મદદથી માર્ગદર્શન મેળવતી રહેજે. હું તારી જરૂરિયાતોને સંતોષવામાં પાછી પાની નહીં કરું. તું ખુશીથી અમદાવાદ જઈ રહેજે. કોઈ વચ્ચે નહીં આવે. ચિત્રાદેવી પણ એ જ ઇચ્છે છે, પણ કોઈ ઇચ્છે કે ન ઇચ્છે, તને હું નહીં રૂંધી રાખું.

તારા ભાવિ પ્રશ્નોની તો મને બિલકુલ ચિંતા નથી. મને તારા પર પૂર્ણ વિશ્વાસ છે. તારે પણ બીજી કશી જ ફિકર કે વિચાર કર્યા વગર પૂર્ણ આનંદથી જેટલું વધાય તેટલું આગળ વધવાનું છે. તું જાણે છે કે આપણો ગૃહસંસાર જોઈએ તેટલો ઉજ્જ્વલ નથી. એથી અકળાવું નહીં પણ એને તરી પાર કરવું. હા, તારે સુખેથી છાત્રાલયમાં જ રહેવું. મને તો કંઈ જ વાંધો નથી. ૦૦૦ મોકલેલ ડબો વગેરે પહોંચી ગયું હતું.

અમદાવાદના ખર્ચની ચિંતા કરીશ નહીં. જે રીતે આનંદથી રહેવાય તે રીતે રહેવું. ખરચ મને ભારે નહીં પડે. હા, આંહી ઊતરી બેત્રણ દિવસ રોકાઈને જ જવું. હું જ તને લઈ જઈશ. તારે સાઇકલ ખુશીથી શીખવી. હું તો તને ઘોડેસવારી પણ શીખવું, તરવાનું પણ શીખવું, પણ સાધનો નહીંને! ૦૦૦૦૦ મોટા–જીકાને 'બહારવટિયા' ભાગ બીજો અર્પણ કર્યું. એ જ

ઝવેરચંદ

(૨૯૬) **ઇન્દ્ર વસાવડા તરફથી**

[ટૂંકાવેલો ભાગ]

[ –૭–૧૯૩૭]

મારી નાની દીકરીને ટાઢીબોળ કબરમાં સુવાડતાં સુવાડતાં તમારી બંને ચોપડીઓમાંથી કેટલું આશ્વાસન મળ્યું! ઉપર આકાશ અને પગ નીચે પૃથ્વી: નીચેથી આપણે આવ્યા અને ઊંચે જવાનું છે; આપણી સંભાળ લેનારું કોઈ જ ન હોય ત્યારે માતા વસુંધરા તો સદાય પોતાને ખોળે લઈને આપણને એની છાતીએ સુવાડવા તૈયાર છે; એવા એવા ભાવોનું નિરૂપણ બતાવતાં તમારાં 'વસુંધરાનાં વહાલાં દવલાં' તેમ જ 'સોરઠ, તારાં વહેતાં પાણી'—વિશેષે કરીને 'વહાલાં દવલાં'—મારે માટે આશ્વાસનદાયી થઈ પડ્યાં.

(૨૯૭) **ઇન્દ્ર વસાવડા ઉપર**

[રાણપુર] : ૨૭–૭–૧૯૩૭

પ્રિય ભાઈશ્રી,

કાગળ મળ્યો. દિલગીર થયો. તમને બંનેને મારાં આશ્વાસન. માતૃહૃદય તો કોઈ પણ બાહ્ય આશ્વાસનને ન ગણકારે એવું નિગઢ તત્ત્વ છે; એના દુઃખને બુદ્ધિ-તર્કથી દાબી શકાતું નથી, એટલે એમને તો દિલાસો આપતાં પણ શરમાઉં છું. ઇશ્વર એમને વહેલાસર શાતા આપે.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

(૨૯૮) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

Botad : 28-11-1941

My Dear Boy,

I am glad you felt free enough to write for the first time so frankly to me. You are now old enough to enjoy that privilege and extend the same to me.

You are mistaken in believing that I am pinched by the expenses on your education. Perhaps the loose and undignified utterances in which I often lapse have created this suspicion in you. As a matter of fact the upbringing and education of you four senior children is my main objective of life. To me these things are an end in themselves. I have never entertained the idea of living on your income. I only wish that you four get wings and strength enough to fly freely in life. What therefore pains me the most is the mental and emotional burden you carry on your mind. That is a handicap in the way of your development and growth. I have constantly apprehended that this your mental burden might render you unfit to enjoy life in the same way as it did in my case. How I have been hampered in developing my life and why I have fallen a victim to unspeakable tragedies is a long long tale. I need not unfold it to you. At the root of it all is a thing which I wish you to guard against — a perpetual melancholy that makes a man misanthrope.

The little money I have saved is primarily for the education of you four. The income of books I have assigned hereafter to that only purpose. You can save it yourself and spend it on your and your brothers' equipment. I hope to be able to spare still more. In any case, you four will never be let down for want of money. I can raise a loan if need be. The question of my own future wants need not now arise.

The problem of the twins has puzzled me from the same viewpoint as yours. For both of them I have intense affection. If Nanak is a genius — which is a fact —, Mota I have never considered to be hopeless. I have always thought that he has the uppermost claim on my love and resources should he ever lag behind intellectually. But the truth is what you say. Both of them stand in need of better opportunities. Bombay and Ahmedabad can give them those opportunities. That was why I proposed running a house for all four of you in Ahmedabad. I can even think of Bombay, but not with oo — never never! Your lives will be in that case a perpetual torture. He is heartless, imaginationless and devoid of that tenderness which you all will need to grow. I shall not for a moment trust his promises and entrust my boys voluntarily to his care. He is terribly lacking in that culture or cultural outlook which could create sunshine around you four. 'Hopeless' is the only word to describe him. You will kindly pardon me for this candid opinion.

This means that whichever way you wish to settle together, the burden on your back will be too heavy to let you go forward. Not only will it interfere with your studies, it will fetter your freedom and choke you mentally. Well, we shall discuss this point later on. Although I feel like writing on, my hand does not run with me.

Baba! — Yes. Poor boy is in a pitiful plight. I sometimes shudder to think of his future fate. His intelligence, his emotional goodness, many a good things in him, are being devastated. It is acutely painful to feel like suffering from having too many children. Well, but there you are!

Yours affectionately,
Jhaverchand

▫ અનુવાદ :

બોટાદ : ૨૮–૧૧–૧૯૪૧

મારા પ્યારા બેટા,

પહેલી જ વાર આટલી નિખાલસતાથી મને લખવા જેટલી મનની મોકળાશ તેં અનુભવી એનો મને આનંદ છે. એ વિશેષાધિકાર પામવા જેટલો અને મને આપવા જેટલો મોટો તું થઈ ગયો છો.

તારા અભ્યાસનો ખર્ચ મને ખટકે છે એવું માનવામાં તારી ભૂલ છે. મારાથી વારંવાર થઈ જતા આકરા ને અણછાજતા ઉદ્‌ગારોને લીધે કદાચ તારા મનમાં આવી શંકા ઉત્પન્ન થઈ છે. ખરેખર તો તમને ચારે મોટાં સંતાનોને સંસ્કાર અને શિક્ષણ આપવાં એ મારા જીવનનું મુખ્ય ધ્યેય છે. મારે માટે એ કાર્ય ખુદ જ લક્ષ્ય બની ગયું છે. તારી આવક પર જીવવાનો વિચાર કદી પણ મેં સેવ્યો નથી. તમને ચારેયને પાંખો ફૂટે અને જીવનના આભમાં ઊડવા જેટલું જોમ આવે એ જ મારી એકમાત્ર ખ્વાહેશ છે. એટલે મને સૌથી વધુ સંતાપ તો એ થાય છે કે તું તારા મન પર માનસિક અને સંવેગાત્મક બોજો લાદી રહ્યો છો. તારા ઉછેર અને વિકાસના માર્ગમાં એ બાધારૂપ છે. મને સતત ભીતિ રહ્યા કરે છે કે મારા કિસ્સામાં બન્યું તેવી જ રીતે તારો આ માનસિક ભાર તારી જીવન માણવાની ક્ષમતા હરી લેશે. મારા જીવનવિકાસમાં કેવી રીતે બાધાઓ નડી અને વર્ણવી ન જાય એવી કરુણતાઓનો ભોગ હું કેમ બન્યો એ લાંબી કથની છે. તારી સમક્ષ એ પાથરવાની જરૂર નથી. એ બધાંનું મૂળ એક એવી મનોદશા છે કે જેનાથી તારી જાતનું તું સતત રક્ષણ કરતો રહે એવી મારી ઇચ્છા છે—એ છે માનવીને માનવદ્રોહી બનાવી દેતો અવિરત વિષાદ.

જે થોડી મારી બચત છે તે મુખ્યત્વે તમારા ચારના શિક્ષણ માટે છે. પુસ્તકોની આવક હવે પછી માત્ર એ હેતુસર જ વાપરવાની છે. તું પોતે જ એ સંભાળજે અને તારાં અને તારા ભાઈઓનાં સાધનસામગ્રી માટે ખરચજે. આથી પણ વધારે આપી શકવાની મારી આશા છે. ગમે તેમ પણ તમને ચારેયને આર્થિક ઊણપ કદી નહીં સાલવા દઉં. મારે જરૂર હશે તો હું પૈસા ઉધાર મેળવીશ. મારી પોતાની ભવિષ્યની જરૂરિયાતોનો પ્રશ્ન હવે ન ઊઠવો જોઈએ.

બેલડાનો પ્રશ્ન મને પણ તારી જેમ જ મૂંઝવે છે. એ બે માટે મને તીવ્ર સ્નેહ છે. નાનક તો પ્રતિભાશાળી છે જ, પણ મોટાને મેં નિર્માલ્ય નથી ગણ્યો. છતાં પણ બૌદ્ધિક રીતે એ જો પાછળ રહી જાય તો મારાં સ્નેહ અને સંપત્તિ પર એનો દાવો સૌથી પહેલો રહેશે એમ હું માનતો આવ્યો છું. સાચું તો તું કહે છે તે છે : બંનેને બહેતર તકોની જરૂર છે. મુંબઈ અને અમદાવાદ એવી તક પૂરી પાડી શકે. એ કારણે જ અમદાવાદમાં તમારા ચારેય માટે ઘર વસાવવાનું મેં સૂચવેલું. મુંબઈ વિશે પણ વિચારવા હું તૈયાર છું પણ ૦૦ની સાથે રહેવા દેવા માટે તો કદી નહીં, નહીં ને નહીં જ.

[એમની સાથે] તમારાં જીવન લગાતાર રિબાશે. એ લાગણીહીન, કલ્પનાહીન અને તમારા વિકાસાર્થે જરૂરી એવી કોમળતા વિહોણા છે. એમનાં વચનો પર ક્ષણભર પણ હું વિશ્વાસ નહીં મૂકું અને સ્વેચ્છાએ મારાં સંતાનો એમને નહીં સોંપું. તમારા ચારેનાં જીવનમાં સૂર્યનાં ઓજસ અને ઉષ્મા પ્રગટાવી શકે એવાં સંસ્કાર કે સંસ્કારી દૃષ્ટિની એમનામાં ઘોર ઊણપ છે. એમને વર્ણવવા એક જ સાચો શબ્દ છે: hopeless. મારા નિખાલસ અભિપ્રાય માટે ઉદાર દિલે ક્ષમા કરજે.

આનો અર્થ એવો થયો કે તમે ચારે ક્યાંય પણ સાથે રહેશો તો તારી કાંધ પરનો બોજો તારી પ્રગતિને ચગદી નાખશે. તારા અભ્યાસમાં એ આડખીલી બનશે એટલું જ નહીં પણ તારી સ્વતંત્રતાને બંધનોમાં જકડી લેશે અને તને માનસિક રીતે રૂંધી નાખશે. ખેર, આ મુદ્દો આપણે પછી ચર્ચશું. લખ્યે જવાનું મન થાય છે પણ મારી કલમ વિચારોની સાથે દોડી શકતી નથી.

બાબો! હા, બિચારા છોકરાની દશા દયાજનક છે. એના પ્રારબ્ધનો વિચાર કરતાં હું કોઈ વાર ધ્રૂજી ઊઠું છું. એનાં બુદ્ધિ, લાગણીશીલતા, ઘણાયે ગુણો ખેદાન-મેદાન થઈ રહ્યાં છે. વધારે પડતાં બાળકો પેદા કરવાથી પરિણમતી હાડમારીઓ સહન કરતાં તીવ્ર વ્યથા થાય છે. ખેર, એવું છે!

સસ્નેહ તારો, ઝવેરચંદ

*

† નાનક, મોટો : બેલડા પુત્રો, નાનકભાઈ અને મસ્તાનભાઈ.

† બાબો : પુત્ર વિનોદ.

(૨૯૯) મહેન્દ્ર ઝં૦ મેઘાણી ઉપર

Botad : 6-6-1942

Dear Mahendra,

In reply to your long letter, only a few lines:

Your attitude to women is quite healthy in as much as it is free from sham. Friendship in the case of those belonging to opposite sexes is not very distant from love. The borderline, if any, is thinnest. When it is crossed one can never be sure, cannot even discover. The consummation of such a relationship into passionate love is not a thing to be frightened at but one must be prepared for a shock and disappointment. Such a shock, if never preconceived, has a deadly effect on temperaments that are impetuous. The problem of marriage,

after receiving such a setback, becomes permanently impossible. Marriage in such cases comes as a poor consolation and a permanent agony. The tree of life gets rooted out.

Your love, friendship and marriage are entirely a concern of your own. Without slightest interference or admonition from me I wish you to enjoy the fullest cup of wedded life and, if so fated, to drink the bitterest cup delightfully. Life is a long war and none need complain. Whatever step you take and whenever you take it, you will have my unquestioning blessing plus the help that I can give you.

As to your attitude towards the family-life I have hardly any grievance against you. However, let not your hatred consume your own life. Rise above this sordid and morbid atmosphere, cultivate a philosophical calm and learn a lesson from your poor Bapu's faults and failures. That would be a healthy attitude. You need not bid adieu to this house. This house belongs to you and your two brothers. For the rest I have tried to provide. If for the time being you find the other person's sense of possession perverse, well, lay the blame entirely on my weakness and try to be charitable. We are mere guests that will depart at the nearby sunset.

What I cannot endure and excuse is your dislike for Indu. It has stabbed me. Hers is a fate between two millstones. Stupidity in her is not a crime, it is a legacy of domestic life, her unripe age and the present times. Only a little tenderness and care will set her right. Hatred for the faults — some of which you have only imagined — will not only destroy her but will degenerate her. Hatred for a third person should not be the only bond between you and her. It is a bond which will ruin you all for ever. She, poor girl, is at a loss to find her way and therefore tries to accomodate herself. Take pity on her and do not forget your own faults while finding faults with her.

The devastation of my life should be looked at from the viewpoint of a careful wise man. My shipwreck ought to guide a new navigator aright. Why not try to read my life as a powerful novel and draw a moral out of it? That would be more paying than the present attitude which tears you to pieces. This is not a father writing to a son; that right I have forfeited long ago. As a matter of fact it has never

entered into my mental frame to feel like a lord of my children. Not magnanimity but mainly frailty and partly a sense of duty towards those whom I have brought down on the earth keep me chained to home — if ever I can name it as home.

JKM

◻ અનુવાદ :

બોટાદ : ૬-૬-૧૯૪૨

પ્રિય મહેન્દ્ર,

તારા લાંબા પત્રના જવાબમાં થોડી લીટીઓ :

સ્ત્રીઓ પ્રત્યેનું તારું વલણ ઘણું સ્વાભાવિક અને દંભરહિત છે. વિજાતીય વ્યક્તિઓ વચ્ચેનાં મૈત્રી કે પ્રેમ એ બે સંબંધો વચ્ચે બહુ તફાવત નથી. એ સંબંધો વચ્ચે કોઈ રેખા હોય તો સૂક્ષ્મતમ છે. એ ક્યારે ઓળંગી જવાય છે એની ખાતરી નથી હોતી અને પ્રતીતિ પણ નથી થતી. આવા સંબંધનું પ્રબળ પ્રેમમાં પ્રગટીકરણ એ કંઈ ભયભીત થઈ જવાની વાત નથી, પણ આઘાત અને નિરાશા માટે માણસે તૈયાર રહેવું જોઈએ. પહેલાં ક્યારેય આવા આઘાતની શક્યતાનો વિચાર ન કર્યો હોય તો આવેશમય સ્વભાવવાળી વ્યક્તિઓ પર એ ઘાતક અસર કરે છે. આવો ધક્કો એક વાર ખાધા પછી લગ્નનો પ્રશ્ન ઉકેલવો અશક્ય બની જાય છે. આવા કિસ્સાઓમાં લગ્ન એક કંગાળ આશ્વાસનરૂપે આવે છે અને નિરંતર સંતાપમાં પરિણમે છે; જીવનવૃક્ષ ધરમૂળથી ઉખેડાઈ જાય છે.

તારાં પ્રેમ, મૈત્રી અને લગ્ન તારી અંગત બાબતો છે. મારા તરફથી એમાં જરા પણ ડખલ કે ઠપકો હોય જ નહીં. લગ્નસુખના છલકાતા જામ તું માણ અને, દૈવની એવી ઇચ્છા હોય તો, કડવામાં કડવો ઘૂંટડો તું પ્રસન્નતાથી પી જા એવી મારી આકાંક્ષા છે. જીવન એક લાંબો સંગ્રામ છે અને કોઈએ એ વિશે ફરિયાદ કરવાની જરૂર નથી. જ્યારે પણ તું જે કોઈ ડગલું ભરીશ ત્યારે કંઈ પણ પૂછ્યા વગર હું તને આશીર્વાદથી નવાજીશ અને તે ઉપરાંત બને તેટલી બધી મદદ કરીશ.

કુટુંબ પ્રત્યે તારી મનોવૃત્તિ વિશે મારે ખાસ કોઈ ફરિયાદ નથી પણ તારો ધિક્કારભાવ તારા જ જીવનને ખાક કરી નાખે એવું ન થવા દેતો. રોગિષ્ઠ અને વિકૃત વાતાવરણમાંથી બહાર આવીને દાર્શનિક સ્વસ્થતા કેળવજે અને તારા પામર બાપુની નિષ્ફળતાઓમાંથી બોધ લેજે. એવું વલણ તંદુરસ્ત ગણાશે. તારે ઘર છોડી જવાની જરૂર નથી. આ ઘર તારું ને તારા ભાઈઓનું જ છે. બાકીનાંનાં ભરણપોષણની વ્યવસ્થા કરવા મેં પ્રયત્ન કર્યો છે. એ બીજી વ્યક્તિના આધિપત્યભાવને તું વિકૃત માનતો હો તો, ખેર, વાંક હાલ પૂરતો મારી નિર્બળતા પર ઢોળજે અને ઉદારદિલ બનવા યત્ન કરજે. અમે તો લગોલગ આવી પહોંચેલી સંધ્યાટાણે ચાલ્યા જનારા અતિથિઓ છીએ.

તારો ઇન્દુ તરફનો અણગમો હું સહી શકતો નથી તેમ જ એ માટે તને દરગુજર પણ નથી કરી શકતો. એ વાત મને ઠોલ્યા કરે છે. ઘંટીના બે પડ વચ્ચે પિસાવાનું એના લલાટે લખાયું હશે. એની બાલિશતા એ કંઈ એનો ગુનો નથી; એ તો ગૃહક્લેશનો વારસો છે, એની કાચી વય અને યુગબળોનું પરિણામ છે. જરા જેટલી મૃદુતા અને કાળજી જ એને પાટે ચડાવી દેશે. એની ખામીઓ (કેટલીક ખામીઓ તો તારી કલ્પનામાંથી જ ફૂટી નીકળી છે) તરફ તિરસ્કાર એનો તો વિનાશ કરશે એટલું જ નહીં પણ સાથે સાથે અધોપતન કરશે. ત્રીજી વ્યક્તિ તરફનો ધિક્કાર જ તમારા બે વચ્ચેની કડીરૂપ બની રહે એવું ન થવું જોઈએ. એ શૃંખલા તમારા સૌનો ધ્વંસ કરશે. એ બિચારી છોકરી ભુલભુલામણીમાં અટવાઈ ગઈ છે અને એટલે ગોઠવાવા માટે ફાંફાં મારે છે. એની પર અનુકંપા રાખજે અને એની ત્રુટિઓ વીણી વીણીને કાઢવામાં જ મગ્ન ન બનતાં તારી પોતાની ત્રુટિઓ પર ધ્યાન દેજે. મારા જીવનની બરબાદી પ્રત્યે તારે સાવચેત પ્રજ્ઞ પુરુષની દૃષ્ટિથી જોવું ઘટે. ખરાબે ચડી ભાંગી પડીને ખૂંચી ગયેલું મારું વહાણ શિખાઉ નાવિકને માટે દિશાસૂચક બનવું ઘટે. મારા જીવનને એક પ્રભાવશાળી નવલકથાની જેમ વાંચીને એમાંથી બોધ લેવા કેમ પ્રયત્ન નથી કરતો? તને છિન્નભિન્ન કરી નાખતી તારી વૃત્તિઓને તાબે થવા કરતાં આવો પ્રયત્ન વધુ ફળદાયી નીવડશે. આ કંઈ પિતાનો પુત્ર પરનો પત્ર નથી. એ લખવાનો મારો અધિકાર હું ઘણા સમયથી ગુમાવી બેઠો છું. સાચું કહું તો મારાં બાળકો પર જોહુકમી ચલાવવાની ઇચ્છા મારા ચિત્તતંત્રમાં ક્યારેય ઉદ્‌ભવી નથી. ઉદારતા નહીં પણ મોટે ભાગે નિર્બળતા અને હું જેમને આ પૃથ્વી પર લાવ્યો છું તેમના તરફની ફરજ વિશેની સભાનતા મને ઘરને ખીલે બાંધી રાખે છે—જો એને ઘર કહી શકું તો.

જે. કે. એમ.

(૩૦૦) **મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર**

રાણપુર : ૧૮-૬-૧૯૪૨

ભાઈ મહેન્દ્ર,

તું શ્રી ચીમનલાલ ચકુભાઈ ને ચોપાટી પર તેમના મકાને મળી આવજે. એણે તને દિગંબર જૈન બોર્ડિંગમાં સ્થાન અપાવવા તેમ જ પુસ્તકો મેળવી આપવા લખ્યું છે. બોર્ડિંગમાં ક્લબ પણ છે. જલદી જરૂર મળજે. એ આજે મુંબઈ આવે છે.

શ્રી કૃષ્ણલાલ ઝવેરી હરકિસનદાસ હૉસ્પિટલમાં હતા, તેને કેમ છે? ૦૦૦ તું જઈ ખબર પૂછજે. આંહીં બધાં ખુશીમાં છીએ.

ઝવેરચંદ

શ્રી શામળદાસ ગાંધીનો પત્ર હતો. ૦૦૦ એણે પણ કાંઈ કામ હોય તો આવવા કહ્યું છે. એ ખારમાં જ રહે છે.

ઝવેરચંદ

(૩૦૪) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૩૦–૭–૧૯૪૨

ભાઈ મહેન્દ્ર,

કાગળ મળ્યો. જવાબમાં :

(૧) મહાસમિતિમાં તને પ્રતિનિધિ બનાવી મોકલવો એ મને ઠીક નથી લાગતું. તું એ માટે ઘણો નાનો કહેવાય. વળી બાપાલાલભાઈ કે રતુ કોઠારી જવાના હશે.
(૨) તારા લખેલા extracts મગનભાઈને ઉપયોગ કરવા આપેલ છે. 'પિક્ચર પોસ્ટ' તો આંહીં આવે છે. 'London News'નું શું લે છે?
(૩) તારું પ્રાઇસલિસ્ટ ગુર્જર ગ્રંથરત્ને છપાવવા મગાવ્યાથી મોકલેલ છે.
(૪) 'યુનિવર્સિટી જર્નલ'ના એ ત્રણે અંકો વેચાતા મેળવી લઈએ તો કેમ? હું ભાવનગરથી મગાવવા યત્ન કરું છું.
(૫) મોટા–જીકા કુશળ છે.
(૬) તને કેમ છે? ક્યાં રહેવાનું ઠરાવ્યું? ૦૦૦૦૦

ઝ૦

(૩૦૫) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : [૧૯–૮–૧૯૪૨]

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦૦ તને ખાસ લખવાનું કે નાથાભાઈ પર આજે વોરંટ આવતાં તેની ધરપકડ થઈ છે. મેઇલમાં સાબરમતી લઈ જશે. 'ફૂલછાબ'નું શું થશે તે કહેવાય નહીં. નાથાભાઈ કંઈ ચળવળ નહોતા કરતા તો પણ પકડાયા છે. હું તો કશું જ કરતો નથી, કરવાનો પણ નથી, કશી જ ચળવળમાં સીધો કે આડકતરો ભાગ લેતો નથી, ફક્ત છાપું સરકાર ચાલવા દે ત્યાં સુધી ચલાવું. તે પછી પણ મારે કશો ભાગ લેવા ઇચ્છા છે જ નહીં. પણ અત્યારે આપણી ઇચ્છા–અનિચ્છાનો પ્રશ્ન જ નથી. સરકારની ઇચ્છા કશા પાયા વગર પણ થાય તો પકડી જાય અને તે માટે તો તૈયારી રાખવી જ જોઈએ. એટલે મારે પકડાવું પડે તો પાછળ મને મોટા-જીકાનો પ્રશ્ન મૂંઝવે છે. ૦૦૦ ઉપાએ

આગ્રહ કરી કહ્યું છે કે પોતે જો મુંબઈ જઈ રહે તો ઇન્દુ, મોટા અને જીકા ત્રણેને સાંતાક્રુઝ સાથે રાખી સાચવે. તું એ બાબત ઝટ નક્કી કરી ખબર દેજે અને ખબર મને પહોંચે તેવું ન હોય તો ઝટ નિર્ણય કરી પગલું ભરજે.

મારું વીલ મારી હિસાબની કાળી નોટબુકમાં (જેમાં સૌનાં ખાતાં છે) પા૦ ૧૭૦–૧૮૦ પર લખેલ છે. ફિક્સ્ડ ડિપોઝીટની રસીદો પણ તેમાં જ મૂકી છે. તે જૂના ઘરની મેડી પર મારા રાઇટિંગ ટેબલના ખાનામાં છે. ૦૦૦ તારાથી બને ને જરૂર લાગે તો આંટો આવી જજે. જૂનું મકાન ખાલી પડ્યું છે.

ઝ૦

(૩૦૬) **લાભચંદ લા૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૧૩–૮–૧૯૪૨

લાભુભાઈ,

તમારા બેઉ કાગળ મળ્યા છે તે ઉપરાંત શાંતિભાઈ† સોલિસિટરનો કાગળ છે કે મહેન્દ્ર પોલીસને હાથે ઓપેરા હાઉસ પાસે સખ્ત રીતે ઝપટાઈ ગયો† છે. ઘાટકોપરથી કોઈ મને કેમ લખતું નથી ? તમે જોઈ આવ્યા હશો. જલદી ખબર લખશો.

તમારો અભિપ્રાય જાણ્યો પણ અત્યારે ઉમરલાયક સમજણાં સંતાનોને એની જ ઊર્મિ તેમ જ બુદ્ધિને અનુસરવા દઈએ. એ સ્વયંસ્ફુરણા મારી નાખવા જેવી નથી. મને એમ કરવામાં આપણી સ્નેહની નબળાઈ તેમ જ વધુ પડતી ગણતરીબુદ્ધિ લાગે છે. કંઈ નહીં તો એ સ્વાનુભવ પણ તેમને પરિણામે કલ્યાણકારી છે. બાકી તો ઈશ્વર મોટો છે. આપણા રાષ્ટ્ર સમસ્તનાં કર્મોના ભાગીદાર ઇચ્છાએ અનિચ્છાએ કે જાણ્યે અજાણ્યે પણ આપણાથી બન્યા વગર રહેવાશે જ નહીં. માટે ચિંતા ન કરશો ને મહેન્દ્રને મારા સંપૂર્ણ આશીર્વાદ પહોંચાડજો. મારી અસંમતિની બીકે પત્ર ન લખતો હોય તો તે બીક ન રાખવા કહેશો.

ઝવેરચંદ

*

† શાંતિલાલ સોલિસિટર : શાંતિલાલ હ૦ શાહ.

† 'પોલીસને હાથે ઝપટાઈ ગયો છે' : 'હિંદ છોડો' આંદોલનના આરંભને દિવસે (૯ ઑગસ્ટ ૧૯૪૨) મહેન્દ્રભાઈએ બીજા હજારો વિદ્યાર્થીઓની જેમ અભ્યાસ છોડ્યો ને લડતમાં ઝંપલાવ્યું. મુંબઈ શહેરમાં ઘૂમતા યુવાન કૉલેજિયનોના એક ટોળાને પોલીસે અટકાયતમાં લેતાં મહેન્દ્રભાઈ પણ ઝડપાયા. અટકાયતીઓને વાનમાં બેસાડાતાં હતાં ત્યાં જ શાંતિલાલ શાહ (ત્યારે સરકારી સોલિસિટર) ત્યાંથી પસાર થયા. એમની દરમ્યાનગીરીથી પોલીસે મહેન્દ્રભાઈને છોડ્યા.

(૩૦૭) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

Botad : 4-10-1942

Mahendra,

Let me be frank with you. Ever since you came I have been observing your antics, and I am exasperated. You have added to my worries instead of lessening them. You are sailing in dangerous waters and in bad company. Vagabond boys of VI and VII have become your intimate associates. ooooo

I did not mind, nay, I even approved of your running a separate home and kitchen as it was necessary for your peace. But how carelessly and thoughtlessly you have run it! : I mean from the viewpoint of servants. The last drop in the cup of their bitterness was added this morning. You left the dishes of your Harijan guests to be cleansed by the servants ignoring that they too have a religion of their own, be it howsoever foolish and orthodox. We are bound to respect their scruples, or we lose them. Anju had to undergo a purification bath. They have given me a notice to quit if such a position is to continue for them.

Did you ever think of Hathibhai's hardships while ordering him to bring food for you, this thing and that thing for you, from this neighbour and that? Are you so much lost to all sense of discretion and propriety?

Let us clear it up : this won't do. I am bound as a dutiful father to respect your feelings and facilities as much as I legitimately can. You are also bound to extend that charity to me. You have no business to harbour all and sundry here. Gunvantrai, Sanatkumar etc. shall not be allowed to encroach upon our peace. Shun their company, stay here with perfect manners, do not annoy your neighbours and servants.

I assure you a great disillusionment awaits you as regards the irresponsible way of this movement. You are not made of that stuff which will save you from your very life. Your temperament and culture are not properly shaped. You are going headlong into a bottomless pit.

My heart is being torn. To whom shall I entrust my three children? You are unfit to be their guardian. All the soft lines of your temperament are fast disappearing. Your

stiffness has assumed a deceitful mask of penance and simplicity. I know you will lay a lot of blame at my doors. I do wear a guilty conscience but your blaming me would not save you. Be a bit charitable to your poor careworn father and understand your position. I demand this not at all for my sake, but yours. If I had my way, even at the cost of my reputation I would have sent you back to the college but that is perhaps a lost game. You have already stepped into the college of life and gone far ahead. God bless you!

Jhaverchand

□ અનુવાદ :

બોટાદ : ૪–૧૦–૧૯૪૨

મહેન્દ્ર,

સાફ સાફ લખું છું. તું આવ્યો છો ત્યારથી તારા ચેનચાળા હું જોઈ રહ્યો છું, અને મારી ધીરજ ખૂટી છે. મારી ચિંતાઓ ઓછી કરાવવાને બદલે તેં એ વધારી છે. ખરાબ સંગતનાં ઊંડાં પાણીમાં તું ઊતર્યો છો. છકી અને સાતમીના રખડેલ છોકરાઓ તારા નિકટના સાથી બન્યા છે. ૦૦૦૦૦

તારા ચિત્તની સ્થિરતા માટે તારું પોતાનું જુદું ઘર અને રસોડું જરૂરી હતાં એ સ્વીકારીને મેં એ સામે વાંધો નહોતો લીધો એટલું જ નહીં પણ સંમતી આપી હતી, પણ કેટલી બેપરવાઈથી અને વિચારહીન રીતે તેં આ ઘર ચલાવ્યું છે! હું નોકરો વિશે લખું છું. એ સૌનાં મનમાં ઊભરાતી કડવાશમાં છેલ્લું ટીપું આજે ઉમેરાયું છે. પરિચારકોને પણ પોતાનો ધર્મ, ગમે તેટલો મૂર્ખાઈથી ભરેલો અને રૂઢિચુસ્ત, પ્રિય હોય છે. એ વાતની અવગણના કરીને તેં તારા હરિજન અતિથિઓની એઠી થાળીઓ ઊટકવામાં મૂકી! નોકરોની આસ્થાને આપણે સન્માનવી જોઈએ અથવા એમના વગર ચલાવી લેવાની તૈયારી રાખવી જોઈએ. શુદ્ધિ માટે અંજુ પાસે તો સ્નાન પણ કરાવવામાં આવ્યું, અને આવી પરિસ્થિતિ ચાલુ રહેશે તો કામ છોડી દેવાની ધમકી મને આપવામાં આવી છે.

એક નહીં તો બીજા પાડોશી પાસેથી ખાવાની કે આ કે તે વસ્તુઓ લઈ આવવા તું હાથીભાઈને હુકમો છોડે છે ત્યારે ક્યારે પણ એમની હાડમારીનો વિચાર તેં કર્યો છે? વિવેક અને ઔચિત્યના તારા માપદંડ નાશ પામ્યા છે?

આટલું સ્પષ્ટ સમજી લે : આવું નહીં ચાલે. તારી લાગણીઓ અને સગવડોને વાજબીપણે સાચવવાની ફરજથી હું પિતા તરીકે બંધાયેલો છું અને તું પણ પુત્ર તરીકે મારા તરફ એટલો જ જવાબદાર છો. જેને ને તેને ઘરમાં ઘાલવાનો તને કોઈ અધિકાર નથી. ગુણવંતરાય, સનતકુમાર વગેરે આપણી ગૃહશાંતિમાં ખલેલ કરે તે હું નહીં

ચલાવી લઉં. એમની સોબત છોડી દે, રીતભાતની તમામ મર્યાદા જાળવીને અહીં રહે અને પાડોશીઓ કે નોકરચાકરોને પરેશાન કરીશ નહીં.

આ પ્રવૃત્તિએ લીધેલા બેજવાબદાર વળાંકને કારણે તું એક પ્રચંડ ભ્રાંતિનો ભોગ બનવાનો છો એ તને કહી રાખું છું. તારા પોતાના જીવનથી તું બચી શકે એવા વજ્રમાંથી તું ઘડાયો નથી. તારા સ્વભાવ કે સંસ્કારને એવું કોઈ ઘડતર નથી મળ્યું. અત્યારે તો અગાધ અંધકારમય કૂવામાં તું ઊંધે માથે ફંગોળાયો છો.

મારું હૃદય ચીરાય છે. મારાં ત્રણ બાળકો હું કોને ભળાવું? તું એમનો રક્ષક બનવા લાયક નથી. તારા વ્યક્તિત્વમાંથી નઝાકતની રેખાઓ સપાટાબંધ ભૂંસાવા લાગી છે. તારી નિષ્ઠુરતાએ તપશ્ચર્યા અને સાદાઈનો કપટી અંચળો ધારણ કર્યો છે. હું જાણું છું કે દોષનો ટોપલો તું મારે ઉંબરે ઠલવવાનો છો. મારો અંતરાત્મા ડંખે છે પણ મારો દોષ કાઢવાથી તું નથી બચી શકવાનો. તારા બિચારા જંજાળગ્રસ્ત બાપ તરફ જરા ઉદારદિલ બન અને તારું સ્થાન સમજ. આટલું મારે ખાતર નહીં પણ તારા હિતને ખાતર હું માગું છું. મારું ચાલત તો મારી પ્રતિષ્ઠાને ભોગે પણ તને પાછો કૉલેજભેગો કરી દેત, પણ એ બાજી તો કદાચ હારી ચૂકયા છીએ. જીવનની કૉલેજમાં તું પ્રવેશી ચૂકયો છો અને ઘણો આગળ નીકળી ગયો છો. પ્રભુ તારી રક્ષા કરો!

ઝવેરચંદ

## (૩૦૮) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧–૧૧–૧૯૪૨

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ તેં મારી આજ્ઞા, સલાહ ને આજીજી તમામનું ઉથાપન કરીને એવી એવી બેજવાબદાર બેવકૂફીઓ કર્યાની વાતો મને મળતી જાય છે કે હું એ સ્થિતિ ચલાવી લેવા તૈયાર નથી. આંહીંથી હમણાં બહાર જ કોઈક સુજ્ઞ માણસની શિસ્ત નીચે રહેજે. શ્રી ૦૦નો કાબુ સ્વીકારી શકે તો તારું જીવન સુધરશે. આંહીંની સ્થિતિ વિશે વધુ લખતો નથી.

ઇન્દુને તાવ આવે છે. હવે કંઈક નરમ પડેલ છે. આ સાથે બીડેલ ફિક્સડ ડિપોઝીટની રસીદ તેમ જ સાથેના કાગળ પર સહી કરીને તા૦ ૪ના રોજ બારોબાર ભાવનગર રવાના કરજે.

[ઝવેરચંદ]

(૩૦૯) **બાપાલાલ દોશી ઉપર**

રાણપુર : ૮–૭–૧૯૪૨

પ્રિય ભાઈશ્રી,

તમારો પત્ર મળેલો. તેના જવાબમાં : "આહીં એક ઝવેરચંદ મેઘાણી નામના ભાઈ છે. આપણા જાહેર કામમાં કંઈક મદદ પણ કરે છે. તેમને તેમનાં પત્ની માટે ૩૦ પાંચેક હજારનું ઝવેરાત જોઈએ છે પણ તેમની સ્થિતિ સારી ન હોવાથી ને સંજોગો પ્રતિકૂળ હોવાથી શ્રી ૦૦ભાઈ પાસેથી એ ઝવેરાત મેળવી આપે એવી મેઘાણીની માગણી છે." મને લાગે છે કે આ જ જવાબ હોઈ શકે. મારું પુસ્તક વાપરવું, નામ વટાવવું, ઍક્ટરોને ગંજાવર પગાર આપવા, નાટક લખનારને બે-બે ત્રણ-ત્રણ હજાર દેવા, માત્ર લેખકને નામનો પુરસ્કાર !

બાપાલાલભાઈ, તમે આ નાટક-સિનેમાવાળાઓને ઓળખતા નથી. વધુ શું લખું ? આંહીં ૩૦ સવાસો લઈ કામ કરું છું, બાકીના આજીવિકા-સાધન માટે પુસ્તકોમાં લોહી નીચોવું છું, ભવિષ્યનું કોઈ provision કરી શકતો નથી, ચાલુ ખરચા વધતા ચાલ્યા છે, તેવે ટાણે આ કહેવાતા સ્નેહીઓ-સંબંધીઓ 'પ્રતિકૂલ સંયોગો'ની વાતો કરી મને ને મારી આબરૂને ગીરો મુકાવવા માગણી કરે છે તેથી હસવું આવે છે. આ ૦૦ભાઈ તરફથી અગાઉ પણ મને નોતરાં મળેલાં પણ હું તો બે હજાર મળે તો પણ નાટક કે સિનેમાથી દૂર જ રહેવા માગું છું. હું જાણું છું કે એ લોકો મારી કૃતિઓમાંથી ચોરીને પોતાનું તો હિત કરી જ લે છે—ને તમે જોજો, 'સમરાંગણ' પણ ચોરાઈ જશે—પણ મને એક સંતોષ છે કે મારું નામ હું પૈસા ખાતર વેચતો નથી. એટલે એ વાત એટલેથી જ પતાવજો.

તબિયત તો ઠીક છે હમણાં, પણ એ તો થીગડાં દઈને ચલાવવાનું. તમે વઢવાણ આવ્યા ને આંહીં કાં નહીં ? એમ કંઈ ચાલે ? આવો જરૂર.

ઝવેરચંદનાં વં૰

(૩૧૦) **બાપાલાલ દોશી ઉપર**

રાણપુર : ૧૯–૮–૧૯૪૨

પ્રિય ભાઈ,

શ્રી નાથાભાઈની આજે અહીંના ફોજદારે ધરપકડ કરી છે. બપોરે કે રાતે સાબરમતી લઈ જશે. D. I. 7 નીચે પકડ્યા. ૦૦૦૦૦ નાથાભાઈએ લખેલી આર્થિક બાબતનો ઝટ ઉકેલ કરવો જોઈએ. આપને જલદી કાગળો વંચાવવા દુર્લભજી-ભાઈને તાર પણ કર્યો. વિગતવાર જવાબ દુર્લભજીભાઈ પર બીડું છું. આપ એમને

જલદી મળી લેશો. એક આંટો કોઈક જવાબદારે આંહીં આવવા જરૂર છે. આપે સૂચવેલા બે વિકલ્પો વિચારી જોતાં ઉતાવળ ન કરવી એ ઠીક લાગે છે. અનેક પ્રતિષ્ઠિત છાપાં ચાલે છે. આપણે અપવાદ પણ ન બનીએ, bravado પણ ન ભજવીએ. બાકી તો બધાં જ અણધાર્યાં developments માટે તૈયાર રહીએ.

ઝવેરચંદ

*

† નાથાભાઈ: નાથાલાલ મ૦ શાહ.
† દુર્લભજીભાઈ: દુર્લભજી ઉ૦ પરીખ.

## (૩૧૧) શાંતિલાલ હ૦ શાહ ઉપર

રાણપુર : ૧૯–૮–૧૯૪૨

પ્રિય શાંતિભાઈ,

૦૦૦ આગલા કાગળનો જવાબ નાથાભાઈએ તુરત લખેલ પણ શ્રી દુર્લભજીભાઈએ વંચાવેલ લાગતો નથી એટલે આજે તાર કરેલ છે કે અમારા આગલા બે કાગળો શાંતિભાઈને વંચાવો, અને છેલ્લા શબ્દોથી જાણ્યું હશે કે નાથાભાઈને આજરોજ પકડી લીધા છે. વૉરંટ આજે સવારે જ આવ્યું. હજુ ફોજદારે બજાવ્યું નથી પણ આજે મેઇલમા ધંધૂકા રસ્તે સાબરમતી લઈ જશે. નાથાભાઈને તો કશી જ પ્રવૃત્તિ કર્યા વગર પકડ્યા એટલે કોને ક્યારે નહીં પકડે તે કાંઈ કહેવાય નહીં. 'ફૂલછાબ'નું શું કરવું તેના બેઉ વિકલ્પો અમે વિચારેલ છે. મને લાગે છે કે દિલ્હીની પ્રેસ–કમિટીની બેઠક સુધી રાહ જોઈએ. હજુ 'હિન્દુસ્તાન ટાઇમ્સ' કે 'હિન્દુ' જેવાંએ પણ કાંઈ કર્યું નથી. આપણે આપણી જાત માટે વધુ પડતું માની લેવા જેવું લાગે છે. તે છતાં જો તમે સૂચવેલ બેમાંથી એક પણ પગલું લેવું હોય તો તમારામાંથી કોઈક જવાબદાર ભાઈએ આંહી આંટો આવવો જ જોઈશે. નાથાભાઈની ગેરહાજરીમાં કેટલાયે અણકલ્પ્યા પ્રશ્નો ઊભા થશે. બોર્ડના મંત્રી તરીકે ભાઈ માણેકલાલને નીમી નાથાભાઈએ બધી સત્તા સોંપી છે પણ ચોક્કસ કાર્યપદ્ધતિ નક્કી કરી તે સત્તાને પૂર્ણ અંકુશ તળે રાખવાની બધી જ અગમચેતી લેવા આંહીં બાપાલાલભાઈ કે શાંતિભાઈની ખરી જરૂર છે. થોડા દિવસ પણ કાઢીને આવો. નાથાભાઈએ અગાઉના પત્રમાં ઊભા કરેલા મુદ્દાઓનો પણ તમારે જલદી નિકાલ કરવો જરૂરી છે. ગાડું ગબડ્યે જશે એમ માનીને ન બેસતા. જે કંઈ કરવું હોય તે સમજીને on the spot કરો. શ્રી નાથાભાઈ અને તમારી વચ્ચે આ કાર્યાલય અંગે સાફ થવા જોઈતા તેવા કેટલાય પ્રશ્નો ઊભા છે.

લિ૦ ઝવેરચંદનાં વં૦

(૩૧૨) **બાપાલાલ દોશી ઉપર**

રાણપુર : ૨૬–૮–૧૯૪૨

પ્રિય બાપાલાલભાઈ,

કાગળ મળ્યો પણ મેં તો તમને મળવાની જ રાહ જોયેલી. મને પૂછવા વાટ નહોતી જોવી. તમે આવત ને મારે રોકાવાની જરૂર પડત તો હું રોકાત. હવે તમે આ કાગળ દેખી જલદી આવો. આજે ફાસ્ટ પકડો તો સાથે બોટાદ જઈ, રાત રહી, પાછા કાલે આવીએ. શુક્રવારે પણ કામ કરવા હું આવી શકીશ.

તાત્કાલિક તમારી જરૂર તો 'ફૂલછાબ'ના ચાલુ રહેવા કે બંધ પડવાના પ્રશ્ન પર નિર્ણય લેવા માટે છે કારણ કે એ અંગે મને જાણ નહોતી એવા મુદ્દા ઉપસ્થિત કરવામાં આવેલા છે. આપણે છેલ્લો નિર્ણય આ અંક બહાર પડતાં પહેલાં જ કરી લેવો જોઈએ, માટે એક પણ ટ્રેઇન ચૂક્યા વગર જલદી આવો.

ઝવેરચંદ



(૩૧૩) **બાપાલાલ દોશી ઉપર**

રાણપુર : ૮–૯–૧૯૪૨

પ્રિય બાપાલાલભાઈ

બીક હતી તે બન્યું છે. તા૦ ૨૮ના અંકમાં prejudicial reports હોવાનું જણાવી મુંબઈ સરકારે એ અંક જપ્ત કરતો તેમ જ 'ફૂલછાબ'ની પ્રસિદ્ધિની મનાઈ ફરમાવતો [કાઢેલો] હુકમ આજે ફોજદારે બજાવી, જડતી લઈ, તે અંકની અઢાર પ્રતો કબજે કરી છે. આંહીંનો પોલીસ રિપોર્ટ ગયા પછી અમદાવાદવાળા ડિ. એન. પ્રેસ સામે કંઈ પગલું લે, મારી સામે તંત્રી તરીકે કંઈ પગલું ભરે કે કેમ, તે કહેવાય નહીં, પણ તેમાં તો આપણે નિરૂપાય. નહોતું ઇચ્છ્યું તે બન્યું એટલે દોષ આપણો નથી. મેં કયા રિપોર્ટ prejudicial માનેલ છે તે માટે પુછાવતાં પત્રો સરકારમાં લખ્યાં છે. એજન્ટો વગેરેને સરક્યુલર કાગળ બીડી દીધો છે. તમે અવકાશે એક આંટો આવી જશો?

લિ૦ ઝવેરચંદ



(૩૧૪) **બાપાલાલ દોશી ઉપર**

[રાણપુર : –૯–૧૯૪૨]

પ્રિય ભાઈ,

બપોરે આવી બધી બાબતે વાકેફ થયો છું. એક મોટી ઘાત ગઈ લાગે છે. વધુ તો આવતી કાલે વિગતવાર મુંબઈનો કાગળ મળે તે પરથી જાણીશું.

સરકારી જવાબમાં તો ચારપાંચ આઇટેમોને વાંધા પડતાં ગણાવ્યાં છે. એ જોતાં 'ફૂલછાબ' પર જો આટલું બધું લક્ષ હોય તો તો આંહીંની ઇસ્કામતની દૃષ્ટિએ હું કશું જ સાહસ નહીં કરું કેમ કે જો કંપનીની મિલ્કત પર હાથ પડે તો તમને સૌને અને મને વગર સમજ્યે પણ શેરહોલ્ડરો–ડિબેન્ચરહોલ્ડરો ફાડી જ ખાય. કોઈ પાઘડી બંધાવવા નહીં આવે. માટે હું તો ફક્ત સાહિત્યદૃષ્ટિની topical interest વાળી પાક્ષિક પુસ્તિકા સિવાય કશું જ કરવા ના પાડું છું. વિશેષ મળવા ઉપર.

લિ૦ ઝ૦

## (૩૨૫) રતુભાઈ કોઠારી ઉપર

રાણપુર : ૩૧-૧-૧૯૪૨

પ્રિય ભાઇ,

૦૦૦ તમે મારા પર બીતાં બીતાં કેમ લખો છો? તમારા કાગળોથી બોજો નહીં પણ આનંદ વધે છે. હાથની સ્થિતિને કારણે લંબાણથી ન લખી શકું તે પરથી જરાય સંકોચાશો નહીં.

તમારાં લખાણો વિશે કદી પણ એવું મનમાં ન લાવતા કે તમારી દયા ખાઈને કે ઉત્તેજન આપવા આંહીં પ્રકટ કરાવું છું. મને એ ગમે છે, તમારી વિષય-પસંદગી ગમે છે, હું હંમેશાં લગભગ તમારી દૃષ્ટિની મૌલિકતા પર મુગ્ધ બનું છું ને 'ફૂલછાબ'ની શોભા એથી વધેલી ગણું છું. કેટલીક વાર કાપવું પડે તો પણ એનું સૌંદર્ય નષ્ટ થાય તે રીતે નહીં કાપવા દઉં. બાકી કેટલીક તો અમારા સાપ્તાહિકની ત્રુટિઓ, ગમે તેટલી ઠીક કરવા ધારું તો પણ, મારીયે પરાવલંબી દશાના પ્રમાણમાં રહેવાની. તેનો શોક ન કરવો.

તમે મેટર મંગળવારે મળે તે રીતે મોકલશો તો પણ હું લેવરાવી જ લઇશ. દિવસ ફેરવવા જરૂર નથી. વહેલો કોઈ વિષય જડી જાય ને લખો તે જુદી વાત છે. મહાવીર જૈન વિદ્યાલય કે એવી સંસ્થા વિશે તમે કંઈ પણ લખવાની કોઈને પણ ધારણ આપી હોય ત્યારે તો તમારે મને ખાસ જણાવવું કે તમે આશા આપી છે. આવું બનવું તો સ્વાભાવિક છે ને એવા કિસ્સામાં આપણે સંભાળવું જ જોઈએ. માટે તમારે લખવું. બીજું તમને જે ખરચ થાય તે જણાવવું જ. અમે એટલું તો કરી શકીએ, કરવું જ જોઈએ. વધુ માટે તો હું કંઈ કહી શકતો નથી.

સિનેમા-સમીક્ષા તમને બહુ કપરી પડશે કારણ કે એ તો દરિયો ડોળવા જેવું છે. ઉપરાંત એમાં સ્થાપિત હિતોના અડ્ડા એવા જામેલ હોય છે કે નગારખાનામાં પીપી નહીં સંભળાય. પણ હા, કોઈક વાર તમે એનેય 'ફિચર' કરો. તમારી રીતે, નિયમિત વિષય તરીકે નહીં. એએક મહિને એકાદ વાર એના પર વિચારો ફેંકોને! ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

સરકારી જવાબમાં તો ચારપાંચ આઇટેમોને વાંધા પડતાં ગણાવ્યાં છે. એ જોતાં 'ફૂલછાબ' પર જો આટલું બધું લક્ષ હોય તો તો આંહીંની ઇસ્કામતની દૃષ્ટિએ હું કશું જ સાહસ નહીં કરું કેમ કે જો કંપનીની મિલ્કત પર હાથ પડે તો તમને સૌને અને મને વગર સમજ્યે પણ શેરહોલ્ડરો–ડિબેન્ચરહોલ્ડરો ફાડી જ ખાય. કોઈ પાઘડી બંધાવવા નહીં આવે. માટે હું તો ફક્ત સાહિત્યદૃષ્ટિની topical interest વાળી પાક્ષિક પુસ્તિકા સિવાય કશું જ કરવા ના પાડું છું. વિશેષ મળવા ઉપર.

લિ૦ ઝ૦



## (૩૯૫) રતુભાઈ કોઠારી ઉપર

રાણપુર : ૩૧–૧–૧૯૪૨

પ્રિય ભાઇ,

૦૦૦ તમે મારા પર બીતાં બીતાં કેમ લખો છો? તમારા કાગળોથી બોજો નહીં પણ આનંદ વધે છે. હાથની સ્થિતિને કારણે લંબાણથી ન લખી શકું તે પરથી જરાય સંકોચાશો નહીં.

તમારાં લખાણો વિશે કદી પણ એવું મનમાં ન લાવતા કે તમારી દયા ખાઈને કે ઉત્તેજન આપવા આંહીં પ્રકટ કરાવું છું. મને એ ગમે છે, તમારી વિષય-પસંદગી ગમે છે, હું હંમેશાં લગભગ તમારી દૃષ્ટિની મૌલિકતા પર મુગ્ધ બનું છું ને 'ફૂલછાબ'ની શોભા એથી વધેલી ગણું છું. કેટલીક વાર કાપવું પડે તો પણ એનું સૌંદર્ય નષ્ટ થાય તે રીતે નહીં કાપવા દઉં. બાકી કેટલીક તો અમારા સાપ્તાહિકની ત્રુટિઓ, ગમે તેટલી ઠીક કરવા ધારું તો પણ, મારીયે પરાવલંબી દશાના પ્રમાણમાં રહેવાની. તેનો શોક ન કરવો.

તમે મૅટર મંગળવારે મળે તે રીતે મોકલશો તો પણ હું લેવરાવી જ લઈશ. [દિ]વસ ફેરવવા જરૂર નથી. વહેલો કોઈ વિષય જડી જાય ને લખો તે જુદી વાત છે. [મ]હાવીર જૈન વિદ્યાલય કે એવી સંસ્થા વિશે તમે કંઈ પણ લખવાની કોઈને પણ [ખ]ારણ આપી હોય ત્યારે તો તમારે મને ખાસ જણાવવું કે તમે આશા આપી છે. આવું બનવું તો સ્વાભાવિક છે ને એવા કિસ્સામાં આપણે સંભાળવું જ જોઈએ. માટે તમારે લખવું. બીજું તમને જે ખરચ થાય તે જણાવવું જ. અમે એટલું તો કરી શકીએ, કરવું જ જોઈએ. વધુ માટે તો હું કંઈ કહી શકતો નથી.

સિનેમા-સમીક્ષા તમને બહુ કપરી પડશે કારણ કે એ તો દરિયો ડોળવા જેવું છે. ઉપરાંત એમાં સ્થાપિત હિતોના અડ્ડા એવા જામેલ હોય છે કે નગારખાનામાં પીપી નહીં સંભળાય. પણ હા, કોઈક વાર તમે એનેય 'ફિચર' કરો. તમારી રીતે, નિયમિત વિષય તરીકે નહીં. બેએક મહિને એકાદ વાર એના પર વિચારો ફેંકોને! ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

### (૩૧૬) રતુભાઈ કોઠારી ઉપર

રાણપુર : ૧૪–૧૦–૧૯૪૨

પ્રિય ભાઈ,

૦૦૦ પછી ભાઈ માણેકલાલ આંહીં આવતાં મેં તમારા વિશે ચર્ચા કરી. મગનભાઈએ અને તેમણે સામે ચાલીને જ આગ્રહ બતાવ્યો કે તમને પુરસ્કારની ફૂલપાંખડી (ખરું જોતાં તો મૂઠી ખીચડી) અપાવી જ જોઈએ. એ રીતે આ સાથે તમને ૩૦ ત્રીસનો ચેક બીડીએ છીએ. તમારે હિસાબે ઓછું છતાં તેને માન્ય કરજો.

તમે હવે શું વિચાર પર આવ્યા છો? કાંઈ શોધ કરી? મુંબઈમાં જ ચોંટી રહેવું છે ને? અમને સરકાર કદાચ ટૂંક સમયમાં 'ફૂલછાબ' ફરી ચાલુ કરવા આપશે પણ હાલ તો હું ને મગનભાઈ પેપર તેમ જ પુસ્તિકા ચલાવ્યે રાખવા ઇચ્છીએ છીએ. તમને આ તરફ આવવા દિલ થાય છે?

ઝવેરચંદનાં વં૦

*

† ભાઈ માણેકલાલ : માણેકલાલ દવે, 'ફૂલછાબ'ના પ્રેસ–મૅનેજર.

† મગનલાલ : મગનલાલ સતીકુમાર વ્યાસ.



### (૩૧૭) રમણિક લા૦ મેઘાણી અને લાભચંદ લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૨૮–૧૦–૧૯૪૨

લાભુભાઈ–રમણિકભાઇ,

કાગળો મળ્યા. જવાબમાં : રતુભાઈ વિશે વાંચી શાંતિ થઈ; 'ફૂલછાબ' શરૂ કરવા આપે તેમ લાગતું નથી ને હવે શરૂ કરવામાં માલ પણ નથી. જોખમ લેતાં મન અચકાય છે. ૦૦૦૦૦૦ અંબુભાઈ–'અપરાધી' પ્રકરણ તો હું ભૂલી પણ ગયો છું. ખરું છે. પહેલી પૂરી રકમનો ચેક તૈયાર રાખ્યા વગર મને ન જ તેડાવે એમ કહેજો. 'ઉલઝન'ને સંપૂર્ણ સફળતા ઇચ્છું છું. ૦૦૦ રમણિકભાઈ, પુસ્તિકાને લોકાદર ઘણો અચ્છો મળ્યો પણ મારી મહેનત બહુ વધી ગઈ.

ભાવાનુવાદો તો ન જ કરીએ. કોઈ પણ એક વિષય પકડીને તેના ઉપર અનેક પુસ્તકોનું દોહન જ કરીને આપીએ છીએ. તૈયાર વિષયનો અનુવાદ આપવા પર કંટાળો છે. સ્વાધીનતાના સર્જકોવાળી વાત બરાબર છે પણ એ બહુ વાર ચવાઈ ગયું. ક્રાંતિકારો વિશે ન જ અપાય. તુરત જ પ્રેસ જપ્ત થાય. વિષય જ ડરામણો, પછી ટ્રિટમેન્ટ ગમે તેવી સંયમી આપીએને!

ટાગોર વિશે [પુસ્તિકા] તો ખરેખર મારે આપવી જ છે. કોઈક ઘટિત પ્રસંગની રાહ છે. સાપ્તાહિક મૅગેઝિન તો શરૂ નહીં જ કરી શકીએ. ઇચ્છા ઘણી પણ એનું સરકારી ડેક્લેરેશન લેવું પડે ને સરકાર આજને ટાણે મારી પ્રમાણિકતા પર ઇતબાર નહીં મૂકે એવું લાગે છે. ००००

પુસ્તિકાઓ અંગત સંબંધ વગર જાંગડ કોઈને અપાય તેમ નથી. જેઓ ઍડવાન્સ મોકલાવે તેને આપીએ છીએ. તમને એના વેચાણ–પ્રચારમાં રસ હોય, કમિશનથી કામ કરવું હોય, તો જણાવજો. ખાસ પ્રવૃત્તિ નથી ત્યારે એક આંટો આ તરફ કાં નથી મારતા? ઘણા મુદ્દા ચર્ચી શકાય. ००० સૌને વંદન.

ઝવેરચંદ

*

† 'રતુભાઈ વિશે' : રતુભાઈ કોઠારી એ વખતે 'જન્મભૂમિ'માંથી છૂટા થવાનું વિચારતા હતા પણ પછી સમાધાન થયું હતું.

† અંબુભાઈ–'અપરાધી' પ્રકરણ : અંબુભાઈ આચાર્ય નામના ફિલ્મ–નિર્માતા બાપુજીની નવલકથા 'અપરાધી' પરથી ફિલ્મ બનાવવા ઇચ્છતા હતા.

† 'ઉલઝન' : પન્નાલાલ પટેલ રચિત નવલકથા 'મળેલા જીવ' પરથી બનેલી ફિલ્મ.

† પુસ્તિકા : 'ફૂલછાબ' બંધ થતાં છાપખાનું ચાલુ રાખવા પુસ્તિકાઓનાં પ્રકાશન શરૂ કર્યાં હતાં.



## (૩૧૮) પૂર્ણાનંદ ભટ્ટ ઉપર

રાણપુર : ૩–૧૨–૧૯૪૨

ભાઈશ્રી,

००००० હું એક તો એ હર્ષ પામ્યો કે 'પિતાજીનો વનપ્રવેશ' લખનાર કલમનો મને પરિચય મળ્યો. એ કલમને ઉત્તરોત્તર વધુ ઉજ્જ્વળ સાધના ઇચ્છું છું.

આંહીંના તંત્રીમંડળ પરથી ત્રણ ભાઈઓ ઓછા થયા છે એ વાત ખરી છે અને અત્યારે અઠવાડિકને ટૂંકાવી અમારે બે જ જણાએ ચલાવવું પડે છે તે આકરું પણ ઘણું છે પણ સંજોગોએ એવી ફરજ પાડી છે. મૅનેજિંગ ડિરેક્ટર તેમ જ બીજા ડિરેક્ટરો જેલમાં છે. તેમની મુક્તિ અનિશ્ચિત છે. મારે એક મજબૂત માણસની સાથી તરીકે જરૂર તો છે જ પણ 'ફૂલછાબ'ના પ્રાંતપ્રધાન પત્રકારત્વમાં તમને રસ પડશે ખરો? રાણપુર જેવા નાના ગામડાનું મહેચ્છાને સતેજ ન કરે તેવું જીવન પરવડશે? ક્યાં સુધી! તમે સારું ભણેલાગણેલા અને શહેરી પત્રકારત્વમાં પલોટાયેલા આંહીંના પરિચિત ક્ષેત્રમાં સ્થિરતા અનુભવી શકો ખરા? પગારની કેટલી આશા

રાખો? આંહીંની આર્થિક અવસ્થા એટલી વિચિત્ર છે કે હું કોઈને શહીદી કરવા ન કહું. મને જરા વિગતથી તમારો સમગ્ર ખ્યાલ જણાવશો તો હું વધુ સંતોષતો જવાબ વાળી શકીશ.

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણીનાં વં૦

(૩૧૯) પૂર્ણાનંદ ભટ્ટ ઉપર

રાણપુર : ૨૬–૧૨–૧૯૪૨

ભાઈશ્રી,

કાગળ મળ્યો. અગાઉના બંને બરાબર વાંચી ઉતાવળે પહોંચ લખાવી નાખી હતી. આંહીંની મુશ્કેલીઓને કારણે જ નિશ્ચિત જવાબ લખવામાં વિલંબ થાય છે. તેનો કોઈ ઊંધો અર્થ ન કરવા વિનતિ છે. આંહીંનો સ્ટાફ કામચલાઉ છૂટો થયો છે કે કાયમી તે મૅનેજિંગ ડિરેક્ટર કારાવાસી હોવાથી તેમને પુછાવવામાં વખત જાય છે. તમે જે આકર્ષણે આંહીંના સંબંધની ઉત્સુકતા ધરાવો છો તેમાં હું મારા પ્રત્યેનું તમારું સૌજન્ય અને સૌહાર્દ જોઉં છું. એ છતાં આંહીં તમને કે કોઈને કેવળ stop-gap તરીકેની સ્થિતિમાં મુકાવું પડે તો હું મનથી ઘણો ખેદ પામું. તમારી સ્થિતિની સંકડામણનો ગેરલાભ ઉઠાવવા ન ઇચ્છું. મારી શક્તિ હોય તો તમારા જેવા પાંચ યુવાનોને મારા સાથી બનાવું તેવી હોંશ છે પણ મારા હાથ બંધાયેલા છે માટે જ વિલંબ થાય છે.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ મેઘાણીનાં વં૦

(૩૨૦) **પ્રેમચંદ મગનલાલ શાહ ઉપર**

[ધોલેરા સત્યાગ્રહી, જૂનાગઢ આરઝી હકુમતના અગ્રણી સૈનિક, ધારાશાસ્ત્રી અને ત્યારે ભાવનગરમાં 'ફૂલછાબ'ના છૂપા પ્રતિનિધિ.]

**વાંચીને ફાડી નાખવો**

રાણપુર : ૩૧–૧–૧૯૪૩

પ્રિય ભાઈશ્રી,

શ્રી મોહનભાઈ પરના મારા પત્રના જવાબમાં દીવાનસાહેબે મને મળવા બોલાવેલ પણ એમને એ જ સાંજે રાજકોટ જવાનું હોઈ અમે પોણા જ કલાકમાં ભાવનગર છોડી એની સાથે સલૂનમાં વાતો કરતા ગયા હતા. વાતોમાં તો પાણીમાંથી માખણ વલોવવા જેવું હતું પણ આપણને લાગેવળગે તેવા મુદ્દા આ હતા :

(૧) ગતાંકમાં આપણે પહેલી બે વાતો લખેલી કે બજેટ તેમ જ ભાવનિયમનની યોજના પ્રજા પાસે ન મુકાણી અને ધારાસભા ન બોલાવવામાં આવી તે સંબંધે દીવાને માઠું લગાડીને કહ્યું કે મારે તો બજેટ મૂકવું હતું પણ ધારાસભા તો સભ્યોએ રેક્વિઝિશન મોકલીને જ બંધ રખાવી એમાં હું શું કરું? અનાજની યોજના પણ મેં કરી હતી, બજેટ પણ હું છપાવી રહ્યો હતો, મેં ધારાસભા ન બોલાવી કે યોજના ન મૂકી તે બરાબર નથી વગેરે વગેરે. આ બાબતનો આપણે આવતા અંકમાં શો ખુલાસો કરવો છે? તમારું લક્ષ બે પારિગ્રાફો તરફ ખેંચું છું, 'ખુલ્લો ભંગ' ને 'વાંઝણી વિચારણા.'

૨. એ કહે છે કે કુંવરજી નથુને તો મારે ત્યારે જ કામ સોંપવું પડ્યું જ્યારે મેં બધા વેપારીઓને કહ્યા છતાં તે બધાએ ના પાડી દીધી અને એ ના પાડવાનું કારણ તેમનો સ્વાર્થી વિચાર જ હતો કે દીવાનની યોજનાથી તેમની નફાખોરી હેઠી પડશે. તેના સમર્થનમાં તેણે ભાર મૂકીને કહ્યું કે હવે એ જ વેપારીઓએ કુંવરજી નથુને આપેલ શરતોથી કશાય ફેરફાર વગર આ કામ હાથમાં લીધું છે. આ બાબત પણ આપણે દીવાનને ખરું કારણ જણાવવું છે. બાકી તો સંખ્યાબંધ મુદ્દા મેં ચર્ચ્યા, કહી કહી શકાય તેટલું જોરથી કહ્યું, પણ એ તલમાં તેલ નથી. એમની દૃષ્ટિ, શક્તિ, સ્વભાવ, સંસ્કાર અને એને ફરતું વાતાવરણ, બધાંને દયાજનક મર્યાદા છે. હું તો ઘણો જ depress થઈ ગયો છું કે આ તે ભાવનગરની કેવી વિષમતા!

૩. એ કહે છે, બહુ ભાર મૂકીને, કે તમારો 'ફૂલછાબ'નો ખબરપત્રી કોણ છે તે પણ કોઈને ખબર નથી, મારી કે મારાં ખાતાંની પાસે જઈને જ હકીકતો માગે તો હું ને ખાતાં એને માહિતી પૂરી પાડી શકીએ, પણ એમ બુરખા તળે સંતાઈને અસત્ય લખે તો શું કરવું? મેં કહ્યું કે મારો ખબરપત્રી ઉચ્ચ શિક્ષણ પામેલ, સંસ્કારી ચોક્કસ, ચીવટવાળો તેમ જ મતલબથી પર છે, એની કોઈ સરતચૂક થઈ હોય તો મને કહો, પણ એ રીતે ખબરપત્રીને પ્રકટ કરવો એ દેશી રાજ્યમાં સલામતીભર્યું નથી. આ વાત તો બરાબર છે ને?

પહેલા ફકરામાં આપણે 'અપાયેલ વચનોનું ઉથાપન થયું છે' એમ લખેલું તેની સામે જ એનો વાંધો હતો. આપણે તો બેશક એમ કહી શકીએ કે ધારાસભા ભલે રેક્વિઝિશનથી ન બોલાવી તો પરિપત્ર ફેરવીને મહત્ત્વની યોજના બાબત અભિપ્રાય મગાવવો ઠીક પડત. એમ કહી શકાય? એ ધોરણસરની વાત ગણાય?

ઝવેરચંદનાં વં૦

(૩૨૧) **પ્રેમચંદ મ૦ શાહ ઉપર**

[રાણપુર : ૮–૨–૧૯૪૩]
બુધવાર

પ્રિય ભાઈ,

બેઉ કવર મળ્યાં, એમણે categorical contradiction કર્યું છે કે મેં વચનભંગ કે કાનૂનભંગ કર્યો નથી, હું તો ધારાસભા પાસે મૂકવા બજેટ છપાવી પણ રહ્યો હતો પણ ધારાસભા રેકિવઝિશનથી ન જ મળે તેમાં હું શું કરી શકું? આમ સ્થિતિ હોવાથી આપણે એ સુધારો ને ભૂલસ્વીકાર આ અંકે જ કરી નાખવા જોઈએ. માટે આ પત્ર મળતાં વળતી જ ટપાલે સંમતિ આપશો. હું બહુ mild formમાં મૂકી દઈશ અને વધુ ખુલાસા માટે અવકાશ પણ રાખીશ. તમારી કે આપણી સ્થિતિ કઢંગી નહીં જ કરું. ૦૦૦

ઝવેરચંદ

(૩૨૨) **જિલ્લા ન્યાયાધિશ, અમદાવાદ, ઉપર**

Ranpur : 8-2-1943

To
The District Judge, District Court,
Ahmedabad

Respected Sir,

I have the honour to acknowledge the receipt of the summons no. G. N. 347 of the 21st January 1943 calling upon me as a witness in the case of Bai Manjulabai of Nagpur against Sheth Gordhandas Harjiwandas to appear before the court on the 20th instant. In this connection I request the court that the one day's expense money Rs. 2-8-0 sent to me is utterly inadequate. As an editor and a man of status I am entitled to IInd class railway fare plus at least Rs. 2/- per day's expenses, while the amount sent to me does not cover even one IIIrd class railway fare plus extra expenses for a day (IIIrd class single railway fare from Ranpur to Ahmedabad is Rs. 2-7-0.)

Having regard to the above I request the court to kindly arrange for a timely remittance of adequate amount to cover IInd class railway fare plus boarding, lodging and sundry expenses. I have the honour to be, Respected Sir,

Your most obedient servant
J. K. Meghani
Editor, Phulchhab

□ અનુવાદ :

રાણપુર : ૮–૨–૧૯૪૩

માનનીય સાહેબ,

નાગપુરનાં બાઈ મંજુલાબાઈ વિરુદ્ધ શેઠ ગોરધનદાસ હરજીવનદાસના ખટલામાં સાક્ષી તરીકે હાજર રહેવાના આપના હુકમની પહોંચ સ્વીકારું છું. આ વિશે મારે કોર્ટને વિનંતી સાથે કહેવાનું છે કે એક દિવસના ભથ્થા તરીકે મને મોકલાયેલી રૂ૦ ૨–૮–૦ની રકમ સાવ જ ઓછી છે. પત્રકાર અને પ્રતિષ્ઠિત નાગરિક તરીકે સેકન્ડ ક્લાસના રેલભાડા ઉપરાંત રોજિંદા ભથ્થા તરીકે ઓછામાં ઓછા બે રૂપિયા મેળવવાનો મારો અધિકાર છે. મને મોકલાયેલી રકમ તો થર્ડ ક્લાસના ભાડા સાથે એક દિવસના ખર્ચ તરીકે પણ પૂરતી નથી. (રાણપુરથી અમદાવાદનું થર્ડ ક્લાસનું માત્ર જવાનું જ ભાડું રૂ૦ ૨–૭–૦ છે.)

ઉપરની વિગત ધ્યાનમાં લઈને સેકન્ડ ક્લાસનું ભાડું અને રહેવા–જમવાના તેમ જ પરચૂરણ ખર્ચ પૂરતી રકમ વેળાસર મોકલવા હું કોર્ટને વિનંતી કરું છું.

લિ૦ વિનીત

ઝ. કે. મેઘાણી

તંત્રી : 'ફૂલછાબ'

## (૩૨૩) રવિશંકર મ૦ રાવળ ઉપર

રાણપુર : ૨૧–૧૨–૧૯૪૨

પ્રિય ભાઈ,

બેઉ કાગળો મળ્યા પણ લખતાં દિવસો ગયા. તમારા ખબરઅંતર પણ ન પુછાયા અને શ્રી રમાબેનના ખબર વાંચીને તો દિલ ઘણું દુ:ખ પામ્યું. તમારી અને એમની આ ઉત્તરાવસ્થાએ કેવી કરુણ દશા! પ્રભુ પર ભરોસો રાખીએ.

'કુમાર' વિશે જાણ્યું. ગુજરાતને ખોટ ગઈ. કંઈ તોડ ન નીકળી શક્યો એ તો ઘણું જ આશ્ચર્યજનક. ખેર! 'કલાકલાપ'ની નોંધ આ વખતે જ લઈ નાખીશ. બાળકો મજામાં છે. એનાં માતુશ્રીના મનને સારવાર કરવાનો મારો ફરી વારનો પ્રયત્ન પણ નિષ્ફળ ગયો છે. હવે તો ઈશ્વરને ખોળે જ મસ્તક મૂકું છું. દુ:ખના દરિયા ક્યાં જઈ ઠલવવા?

ઝવેરચંદનાં વંદન

† 'કુમાર' વિશે : ગંભીર માંદગી પછી રવિશંકર રાવળ આરામ કરવા બાપુજીના મહેમાન તરીકે થોડો સમય બોટાદ આવી રહેલા. મુખ્યત્વે માંદગીથી ઉત્પન્ન થયેલી શારીરિક અવસ્થાને કારણે એમણે પોતાની અંગત માલિકીના 'કુમાર' માસિકને લિમિટેડ કંપનીનું સ્વરૂપ આપ્યું અને બચુભાઈ રાવતે 'કુમાર'નું સુકાન સંભાળ્યું.

*

● ગુજરાત કલાકલાપ

"ગુજરાતીઓને કે ગુજરાતણોને પોતાનાં ગૃહો અથવા કબાટો શણગારવાં હોય તો ગુજરાતી કલાકારોએ અઢળક ચિત્રસમૃદ્ધિ આંખો ઠરે તેવાં રંગ, રેખા અને કલાવિધાન સાથે સરજાવી આપી છે. તેમાં સૌથી મોટો ફાળો શ્રી રવિશંકર રાવળનાં કલાકાર મંડળે નોંધાવ્યો છે. કનુભાઈના ચિત્રસંગ્રહો ઉપરાઉપરી મળ્યે જ જાય છે. 'ગુજરાત કલાકલાપ' પહેલો આ જ કિંમતે અપાઈ ગયો છે. આ બીજા કલાપમાં છ કૃતિઓ છે : શ્રી રવિભાઈએ હેમચંદ્રાચાર્યને શિષ્યને શાસ્ત્રવાણી લખાવતાં આલેખી જૈન ઉપાશ્રયનું જ્ઞાનવાતાવરણ એ જ સંપ્રદાયના મંગળ સંકેતો દ્વારા ખડું કર્યું છે. કનુભાઈ રાધા-કૃષ્ણને પીઠ વળી બેઠેલાં બતાવીને પણ લાગણી ખડી કરે છે. શ્રી અહિવાસી 'વાસંતી'માં વૈષ્ણવી સૌમ્યતા સિંચે છે. રસિકલાલનો 'ઝરૂખો' મશહૂર છે. 'પીરની માનતા' એ છગનલાલ જાદવનું ચિત્ર આ સંગ્રહમાં સર્વશ્રેષ્ઠ છે. શ્રી પંચોલીનું 'ચંદ્રહાસ' તો એ વિષયા–ચંદ્રહાસના લોકપરિચિત કથાપ્રસંગને અમર કરી આપે તેવું છે. છયે છ કૃતિઓમાં એક એક શ્રેષ્ઠ તત્ત્વ પડ્યું છે. પ્રત્યેક ચિત્રકારનો અંગ્રેજી, ગુજરાતી તેમ જ હિંદીમાં પરિચય છે." [૨૫-૧૨-૧૯૪૨ના 'ફૂલછાબ'માંથી.]



## (૩૨૪) ઈશ્વરલાલ વીમાવાળા ઉપર

રાણપુર : ૧૫-૨-૧૯૪૩

સ્નેહી ભાઈશ્રી,

તમારી દુભાયેલી લાગણીઓ ઠાલવતો કાગળ વાંચીને હું પણ ઘણો દિલગીર થયો. મારા વ્યાખ્યાનમાં મેં સૂરતના લોકસાહિત્યના સંગ્રાહકોની કોઈ નામાવલિ કે નોંધ લેવાની દૃષ્ટિ જ નહીં રાખેલી. નર્મદને અને રણજિતરામને મેં સૂરતના તરીકે નહીં પણ લોકસાહિત્યના પુનરુદ્ધારકો તરીકે જ સંભારેલા. તમારું નામ સૂચવવામાં મને કશી નાનમ ન હોય, કશો વાંધો પણ ન હોય. મારી સરતચૂક થયેલી એટલું જ. વળી હું 'ખાંયણાં'ની પ્રસ્તાવના લખી આપનારો તમને જાણીબૂજીને અન્યાય આપું જ નહીં તેમ છતાં દોષ માનો તો તે મારો છે, તમારો નહીં. હું વિષયને ચર્ચતો હતો, વ્યક્તિઓને નહીં. તમને હું વિનંતી કરું છું કે તમારો રોષ શમાવી દઈને મારા

વ્યાખ્યાનમાં તમારા કે કોઈ અન્ય બહેનના નામોલ્લેખની ગેરહાજરીને વધુ પડતું મહત્ત્વ ન આપશો. મને ક્ષમા કરશો.

ઝવેરચંદ

*

† 'દુભાયેલી લાગણીઓ' : ૧૯૪૨ માં સ્વ૦ કમળાશંકર પ્રાણશંકર વ્યાખ્યાનમાળામાં લોકસાહિત્ય વિશેના વ્યાખ્યાનમાં બાપુજીએ ઈશ્વરલાલ વીમાવાળા, ચન્દ્રવદન મહેતા અને વિલાસિકા મહેતાનાં નામોની સંગ્રાહકો તરીકે નોંધ ન લીધી એવી ફરિયાદ.

## (૩૨૫) સેરાહ પોલ ઉપર

[અમદાવાદની મહાલક્ષ્મી મહિલા ટ્રેઇનિંગ કૉલેજનાં આચાર્યા]

રાણપુર : ૮–૩–૧૯૪૩

માયાળુ બહેન,

તમારો કાગળ વાંચી સાચે જ ચકિત થયો. અક્ષરો, ભાષા, વિચારો, ઊર્મિઓ, બધું જ નવીન અને ભાવનાપ્રેરક લાગ્યું. ઘણું મથ્યો પણ તમારી મુખમુદ્રા યાદ ન ચડી, પણ અમદાવાદમાં દર્શને આવવા ખાસ યત્ન કરીશ ફરી આવીશ ત્યારે.

જીવનમાં, આપના અને બીજાં ઘણાંનાં જીવનમાં, કરુણ જ પ્રધાન રસ છે. કરુણા વગર ઈસુપ્રભુનાં આવાં ઉપાસક આપ બની જ ન શકો, પણ આપનો કરુણ રસ મને તદ્દન નીરોગી એટલે કે morbidityથી મુક્ત લાગે છે. એ જ સાચો કરુણ. એ કરુણરસિક સન્નારીની રોજની પ્રભુપ્રાર્થનામાં મારું સ્થાન હોય તે મારે માટે ખરેખર પાવનકારી છે.

આપના પત્રનો આ પ્રત્યુત્તર નહીં પણ ઝડપી પહોંચ જ છે; વિસ્તૃત તો પછી લખીશ, અને આપની ઈશ્વરી ધર્મશાળામાં પણ જરૂર આવીશ. રૂબરૂમાં આપના કાવ્ય વિશે ચર્ચા કરશું, આપના કંઠની ગેયતાનો પણ પરિચય કરીશ. મારું નમ્ર લખાણ આ સાથે બીડું છું.

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણીના પ્રણામ

*

● પત્ર : સર્વના ઈસુદેવ ઉપર

ભગવાન જિસસ !

તમે તો તારણહાર હતા, ધર્મધ્વજધારી હતા, ક્ષમાવીર અને સત્યોપાસક હતા. તમને આજે વંદીએ છીએ ને સદાકાળ વંદીશું. તમારા પ્રત્યેની અમારી વંદના કેવળ અન્યધર્મી મનુબાંધવો પ્રત્યેના વિવેક-શિષ્ટાચારરૂપે નથી. તમે અમારાયે છો કારણ કે

સર્વ વિશ્વના, સચરાચરના, છો, કોઈ પણ કોમ-જાતના ઇજારાથી પર છો. અમાંગલ્ય અને અનોધાં અસતના આ પૃથ્વી-ઉકરડાની ટોચે પણ તમે એક વિમલ કમળ છો. તમે કોઈ વ્યક્તિવિશેષ નથી, એક અને અનોખા નથી, જેરુસલેમવાસી કે દેવળવાસી નથી. તમે તો પ્રભુનું રાજ્ય, રામરાજ્ય, પ્રેમ-અહિંસા અને સત્યનું રાજ્ય માનવીના અંતરમાં પડયું હોવાની ભાળ દેતા સંખ્યાબંધ ધ્વજધારીઓની યુગાંતરોથી ચાલી આવતી કતારના પ્રતિનિધિ છો. તમારી પછી પણ એ ગંગાજળિયાઓની વણઝારને અતુટ અને અસ્ખલિત રાખનારા આવ્યા છે. તમે અને તેઓ બધા વિશ્વસમસ્તના છો. તમ થકી જ વસુંધરા ઊજળી ને પુણ્યવંતી છે. જય હો તમારો—તમારી જમાતનો—તમારા દીપકમાં પોતાના પ્રાણનું દિવેલ પૂરીને કલેજાંની વાટ મૂકનારાં, ખતમ થઈ ગયેલાં અને થઈ રહેલાં કાળાં, ગોરાં, પીળાં ને ઘઉંવરણાં સર્વ કોઈનો. [‘સર્વનું નવ વર્ષ, સર્વના ઈસુદેવ’ એ શીર્ષક ૧ જાન્યુઆરી ૧૯૪૩ ના ‘ફૂલછાબ’માં છપાયેલ બાપુજીએ લખેલા તંત્રીલેખમાંથી.]



## (૩૨૬) સેરાહ પોલ ઉપર

રાણપુર : ૨૩-૩-૧૯૪૩

માયાળુ બહેન,

કાગળ મળ્યો અને એ વાંચી આપને મળવાનું ખેંચાણ પણ વધ્યું. બહારગામ ગયો હતો તેથી જવાબ લખવામાં વિલંબ થયો. આ જવાબ પણ ટૂંકો કેમ લખું છું તેનો ખુલાસો આ અક્ષરો જ આપી રહેશે. છેલ્લાં વીસ વર્ષોથી મેં મારાં આંગળાં પાસેથી જે સખ્ત કામ લીધું છે તેને પરિણામે પ્રભુએ આંગળાંની વિદ્યુત હરી લીધી છે. મને cramp થયું છે. એ છતાં વ્યવસાયને કારણે હજી પણ એટલું બધું ઘસડવું પડે છે કે પત્રો લખતી વેળા જે આત્મીયભાવ, લેખનરસ અને ઉત્સાહ રહેવા જોઈએ તે રહેતા નથી. થાકેલાં આંગળાં પાસે સ્ફૂર્તિમાન મનની જે દશા થાય છે તે થાકેલા ઘોડા પાસે તેજસ્વી ઘોડેસવારની થાય છે તેના જેવી છે. આપના કાગળો વાંચ્યા જ કરું, વધુ ને વધુ મળ્યા જ કરે ને હું એનો ધર્મરસ લીધા જ કરું એવું તો અંદર બેઠેલો સ્વાર્થીભાવ ઇચ્છે છે. એટલે હું આપને સંક્ષિપ્ત જવાબ લખું તે પરથી મારી અરુચિ કે અણગમો ન કલ્પવા વિનતિ છે.

વાડીલાલ સારાભાઈ (ઇસ્પિતાલ)માં હું એક વર્ષ પર indoor patient તરીકે હતો ત્યારે કેટલીક ખ્રિસ્તી નર્સબહેનોના રોજિંદા પરિચયમાં આવતો, તેમની સાથે ખૂબ વાતો કરતો, તેમનો કૌટુંબિક ઇતિહાસ પણ જાણતો. ઘણું સૌહાર્દ તેમનામાં જોતો. ખ્રિસ્તી બહેનો, ખાસ કરીને દવાખાનાની નર્સો, પ્રત્યે મને ઘણો રસ છે. એ રસને મેં મારા ‘વેવિશાળ’ નામે વાર્તાપુસ્તકના એક પાત્રમાં વ્યક્ત કર્યો છે.

મારા લેખમાં મેં જગતના સર્વ ધર્મોની અત્યારે જે પ્રવર્તી રહી છે તે સ્થિતિ પ્રત્યે જ નિર્દેશ કર્યો હતો, નહીં કે મૂળ ધર્મના પરમ તત્ત્વ વિશે. અર્થાત આજે અનુયાયીઓ તો હરકોઈ ધર્મને બેવફા બન્યા છે, શરમાવી પણ રહ્યા છે, તેથી કંઈ મૂળ ધર્મતત્વ હલકું પડી જતું નથી, આમ કહીને મેં ઈસુ ભગવાનના ધર્મના અનુયાયી યુરોપી દેશોના લશ્કરવાદીઓને જુદા પાડી ધર્મની નિંદા થતી રોકવા યત્ન કર્યો હતો. આપ કુશળ હશો.

લિ૰ સેવક ઝવેરચંદ મેઘાણી



## (૩૨૭) ભીમજી હ૰ 'સુશીલ' ઉપર

[નિકટ મિત્ર, બંગાળી સાહિત્યના અભ્યાસી, રચનાત્મક કાર્યકર અને પત્રકાર]

રાણપુર : ૨૩-૩-૧૯૪૩

પ્રિય ભાઈ,

ત્રણ પૈસામાં ટપાલ ખાતાનો કસ કાઢનારો છતાં મને પૂરતો ધરવ ન કરાવી શકનારો તમારો કાગળ મળ્યો. મારાં આંગળાં ઠરડાયેલાં તો છે જ, તેમાં તમારા સુંદર ઝીણા અક્ષર જોઈ અને શેવંતીના ફૂલની શબ્દેશબ્દ સુવાસ જોઈ ઈર્ષાથી આંગળાં વધુ ઠંડાં થઈ ગયાં એટલે મહેન્દ્ર પાસે ટૂંકામાં જ લખાવું છું કે એકાદ-બે દિવસ જરૂર આવો તો રૂબરૂમાં જ જવાબ આપું. તમે આવો તો બંટુને નિશાળે પણ બેસાડીએ. હજુ તો એ આખલાની સ્થિતિમાં છે. આજે અહીં મારી સાથે એ અને બાબો આવેલા છે.

લિ૰ ઝવેરચંદ

[દ૰ મહેન્દ્ર]

[પોતાના અક્ષરોમાં :]

શેવંતી વાવો છો પણ સાથે જુવાર પણ વાવવાટાણું આવી પહોંચ્યું છે. ઝ૰

*

† બંટુ : પુત્ર જયંત.

† બાબો : પુત્ર વિનોદ.



(૩૨૮) **મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર**

રાણપુર : ૬–૩–૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

તારો કાગળ મળ્યો. એ વાતની તો નિરાંત થઈ. જીકાકા† સાથે મેં કદી અંગત સંબંધ બગાડ્યો નથી. એમનો રોષ અસ્થાને છે. જાહેરજીવનના મુદ્દા પર તો મતભેદને અવકાશ હોવો જ જોઈએ. ખેર! એ તો મારીને એમની વચ્ચે છે. તારે કંઈ નથી. ૦૦૦૦૦ સૌને સંભારણાં. ૦૦૦૦

ઝવેરચંદ

*

† જીકાકા : અમૃતલાલ શેઠ

(૩૨૯) **મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર**

રાણપુર : ૧–૪–૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

તારું પત્તું એક દિવસ મોડું મળ્યું. ચિંતા થતી હતી. ટ્રેઇનમાં અડચણ ન પડી એ પરમ ભાગ્ય. અહીં બધાં મજામાં છે. મોટા-જીકા-ઇન્દુ મને રોજ સ્ટેશને લેવા આવે છે. આનંદમાં છે.

તું ગયો તે પ્રસંગ મારે માટે પણ ભારે હતો માટે જ હું ઝટ પતાવી ચાલ્યો ગયો. મારે અહીં તારી ખરી જરૂર હતી. ઑફિસના કામમાં પણ મદદ વગરનો બન્યો. પુસ્તકોનું કામ તારી હાજરીથી સરળ બનત. કદાચ આપણને ભવિષ્યમાં આપણું જ કાંઈક સ્વતંત્ર સાધન ખડું કરવાની ધડ બેસત, પણ મેં તને જવા દીધો કારણ કે બાપના કૂવામાં બૂડી મરવાનું ન કહેવાય. મારે તારું જ લાંબું ભાવિ જોવું જોઈએ. બાકી તો હું બહુ જ થાક્યો છું. મને કામકાજમાં બિલકુલ રસ નથી. ઉપરાંત આંહીંની પરિસ્થિતિ દિનપ્રતિદિન અચોક્કસતામાં જ સરી જતી લાગે છે. મારાથી ઢરડા થતા નથી. હું તો લાંબા આરામને ઝંખું છું.

ચીમનભાઈ કહેતા હતા કે મહેન્દ્ર જેવા તેજસ્વી છોકરાને આજથી કામે ન લગાડતાં બી. એ. પૂરું કરાવો. એ શુક્ર-શનિમાં ત્યાં આવશે. મળજે. ૦૦૦૦૦૦ કોઈ જતા-આવતા સાથે સંતરાં-મુસંબી અવારનવાર મોકલતો રહેજે.

રમણિકભાઈનો શું વિચાર છે? અમારે તો અહીં એમના જેવા માણસની તાત્કાલિક જરૂર છે. ભાઈ માણેકલાલના કામનો ભાર પહેલો ઉઠાવવો જરૂરી છે.

ઝ૦

*

† ચીમનભાઈ: ચીમનલાલ ચકુભાઈ શાહ.

† રમણિકભાઈ: રમણિક લા૦ મેઘાણી.

## (૩૩૦) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

[ ? ]

ભાઈ મહેન્દ્ર

ઇન્દુ ગઈ કાલે સુખરૂપ પહોંચી ગઈ છે. તારી રાહ જોઈને રોકી રાખેલો સાથેનો કાગળ મેં રાતે ઘેર આવીને મારી ટપાલ સમજી ભૂલથી ફાડેલો. મેં બેશક વાંચ્યો પણ છે. એટલે એક-બે ટકોર કરું તો ક્ષમ્ય ગણજે. (૧) ૦૦ને માટે ખરાબ મત બાંધીશ નહીં. (૨) તારો લગ્નસંબંધ નક્કી કરવામાં વચ્ચે કોઈ વ્યક્તિની અસરને અવકાશ આપીશ નહીં. There should be no third agency, otherwise that influence will seek to dominate your whole married life. This is a hint from a tragic personal experience. [▫ ત્રીજી કોઈ દરમ્યાનગીરી ન હોવી જોઈએ, નહીં તો એ અસર તારા સંપૂર્ણ લગ્નજીવન પર શાસન જમાવવા પ્રયત્ન કરશે. મારા પોતાના કરુણ અનુભવમાંથી તને માત્ર ચેતવું છું.]

૦૦૦૦૦૦ શ્રી હિંમતભાઈ થેન્ક્સ શેના કહાવે છે? કમલાબેનને હેરાન કર્યાં તેની ક્ષમા તો મારે માગવી રહી. એમને બેઉને પ્રણામ.

ઉમાશંકરભાઈનું કાવ્ય આવત તો પુસ્તિકામાં ખૂબ શોભત. હવે એ વાંચવા તો લાવજે. 'ધૂમકેતુ'ભાઈનું 'કર્ણાવતી' નથી મળ્યું તે લાવજે. ૦૦૦૦ એ જ

લિ૦ ઝવેરચંદ

*

† શ્રી હિંમતભાઈ: હિંમતભાઈ શુકલ, ત્યારે અમદાવાદના અગ્રગણ્ય ધારાશાસ્ત્રી, અને નિકટ મિત્ર.

## (૩૩૧) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૦–૪–૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

પુસ્તકોના હક્કપત્રની વાત ઘણી ગોટાળે ચડી! મને તો હવે ધાસ્તી રહે છે. મને એ માણસની મનોવૃત્તિનો વિશ્વાસ નથી. તું બનતી મહેનત કુનેહથી કરજે. ચીમનભાઈને મળી શાંતિભાઈ પર કાગળ લખાવી તેમની પાસેથી મૂળ ડ્રાફ્ટ અને સુધારેલા ડ્રાફ્ટનો પત્તો મેળવજે; અને બની શકે તો ઠીક છે, નહિતર પછી ખેર! શું કરીએ?

આ સાથે નિમુનો આવેલો કાગળ બીડું છું. મેં એને જવાબ પણ લખ્યો છે કે હૃદયના ખરા ઉમળકા વગરનું દયાવૃત્તિ કે પરોપકારવૃત્તિનું કે સામાના સ્નેહના દબાણનું પરિણામ જે લગ્ન બને તે ઘણું દુ:ખદ છે. સાચો ઉમળકો હોય તો બીજા સંજોગો વચ્ચે આવી શકે નહીં. તને પણ એ જ લખું છું કે ઉમળકો ન હોય તો બીજા લાભોથી દોરવાવું નહીં અને ત્રીજી કોઈ વ્યક્તિની સલાહ-શિખામણથી પણ દોરવાવું નહીં. આ પ્રશ્ન કોઈ નિકટના સ્વજનની પણ સલાહનો વિષય નથી.

Y.R. મેં વાંચ્યું. એ આપણને કામ આવે તેવું નથી, 'પેટ્રીઅટ' મળે તો મોકલવું. 'સાંબેલા'નું ચિત્ર તુરત રવાના કરજે.

નિમુવાળા પ્રશ્નમાં મારા પરત્વેની કંઈ મૂંઝવણ આડે આવતી હોય તો જણાવજે. હું તારી દહેશત દૂર કરીશ. ઉમળકો હોય તો બીજી કશી જ દહેશત રાખીશ નહીં. આંહીં બાળકો મજામાં છે. તારા કવરની રાહ જુએ છે.

લિ૦ ઝવેરચંદ

*

† 'પુસ્તકોના હક્કપત્ર' : 'સૌરાષ્ટ્ર' અને 'ફૂલછાબ' સાથેના લાંબા કાળ દરમ્યાન બાપુજીએ લખેલાં પુસ્તકો પરના હક્કો બાપુજીને પાછા મળે તેનો દસ્તાવેજ.

† શાંતિભાઈ: શાંતિલાલ હ૦ શાહ.

## (૩૩૨) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૮–૪–૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

ooooo તારી પ્રવૃત્તિની કોશિશ જાણી ખેદ થયો. તું પત્રકારત્વમાં પડવા માટે 'ફ્રી પ્રેસ' વગેરેના ઉંબરા ટોચે છે એ તો નવી નવાઈ! તારો એ જ વિચાર હતો તો અહીં હું જ્યારે તૂટી મરું છું ત્યારે તું મને 'ફૂલછાબ'માં તેમ જ સાહિત્યસર્જનમાં

સહાયભૂત થવાનું છોડી કેમ ભાગ્યો? મુંબઈ માટેનાં તારાં આકર્ષણો unhealthy છે એટલું જ લખું તો બસ થશે. આંહીં બેઠો બેઠો તું ઇચ્છત તો અંગ્રેજી પત્રકારત્વમાં વધુ ગૌરવથી સંકળાઈ શકત. Kathiawad Letter વગેરે લખી શકત. ૦૦૦૦૦ પુસ્તકો બાબત....શોધ કરવી છોડી દેવી. ચીમનભાઈ પાસે નવેસર દસ્તાવેજ કરાવવો. ૦૦૦ એમને જોઈતાં નામ આપેલ છે તેટલાં જ 'સૌરાષ્ટ્ર'નાં પ્રકાશનો હતાં. તે સિવાયનાંને 'સૌરાષ્ટ્ર' સાથે કાંઈ નિસ્બત નથી અને તે હક્કો તો આપણે પહેલેથી જ ભોગવીએ છીએ. ૦૦૦ નાનુકાકાનો કાગળ નથી. સૌનાં મન પર બોજારૂપ એ બાબતનો જલદી એક અથવા બીજી રીતે નિકાલ કરી નાખવો. મન વગર કંઈ ન કરવું. આ તો જિંદગીભરનો પ્રશ્ન છે. પોતાની તો ઠીક પણ પારકી જિંદગી બગાડવા જેવું શરમ કે દબાણના માર્યા ન કરવું. એ જ

લિ૰ ઝવેરચંદ

*

† 'પુસ્તકો બાબત': 'સૌરાષ્ટ્ર અને 'ફૂલછાબ' સાથેના લાંબા કાળ દરમ્યાન બાપુજીએ લખેલાં પુસ્તકો પરના હક્કો વિશે.

† ચીમનભાઈ: ચીમનલાલ ચકુભાઈ શાહ.

† નાનુકાકા: નાનાલાલ કેશવજી ખેતાણી.

(૩૩૩) **મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર**

રાણપુર: ૧૯–૫–૧૯૪૩

મહેન્દ્ર,

૦૦૦૦ તેં મને કાગળ કેમ ન લખ્યો તેનાં કારણો વાંચ્યાં. વિચિત્ર કારણો! તું ત્યાં જઈ કમાય કે કેમ તે વાત પર જ હું દૃષ્ટિ ઠેરવી બેઠો નથી. તારે જલદી રળતાં થઈ જવું એવું મેં આડકતરું પણ કહ્યું નથી. તું તારી જાણે તારી જ પસંદગીથી મુંબઈ ગયો છે; મેં મોકલ્યો નથી. મને ગમતી લાઈન લેવા મેં દબાણ કર્યું નથી. તું ભણતો નાનો બાળક હતો ત્યારથી આજ સુધી તારે કઈ શાળામાં ભણવું તેની પણ મેં ફરજ પાડી નથી. તારે કઈ લાઈન લેવી એ મેં કહ્યું નથી. ફક્ત, તું 'ફ્રી પ્રેસ'માં ઉમેદવારી કરવા ગયો તે જાણી મને નવાઈ લાગેલી.

આંહીં તારા કાગળ વગર ભાંડરડાં ટળવળે, મારે પણ નમાયો બાળક વધારાનો નહીં એટલે શું કરતો હઈશ તે વિચારી દિલ બળ્યા કરે. એમાં તારા સગપણનો પ્રશ્ન એવો ચકડોળે ચડ્યો કે ચિંતા સતત જલ્યા જ કરે. એટલે આકરા શબ્દો લખાઈ ગયા. ૦૦૦૦ તું જલદી કમાવા માંડ એવું કંઈ સૂચવવા મેં મારી નિવૃત્તિનાં રોદણાં નહોતાં રોયાં. હું તો આ લખાણકામ કરી શકતો નથી અને લખતાં અટકી શકાય તેવું નથી

માટે નિવૃત્ત થવા ઇચ્છું છું. તારે મારી આર્થિક ચિંતા જરા પણ કરવાની નથી. તારે જે કાંઈ કામમાં જવું હોય તે બાબત મારે કંઈ કહેવાનું નથી કારણ કે તને શું ફાવે છે ને શું નહીં તેની ખબર મને નથી. લાહોર જવું ન જવું તારી ઇચ્છાની વાત છે. તું ઇચ્છીશ તો હું રામજીભાઈને અથવા જીવણભાઈને ભલામણ કરીશ. ૦૦૦

[લિ૦ ઝવેરચંદના આશીર્વાદ]



## (૩૩૪) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

રાણપુર : ૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ ઉતાવળે જવાબ લખું છું. ૦૦૦૦૦ લાહોર જઈ ખોરાક ઇત્યાદિમાં બરાબર અનુકૂળતા રહે તેવે સ્થળે જ રહેજે. શરીર સુધારવા તરફ લક્ષ દેજે. આ ખાવું ને તે ન ખાવું ત્યાં નહીં ચાલે. ૦૦૦૦૦૦ તારી વાર્તા મને ગમી નથી. એમાં કાંઈ જ નથી. 'ફયા લારે' સોમવારે રવાના થશે. ૦૦૦૦૦૦ તને ટાઇમ હોય તો શ્રી ચીમનભાઈ પાસે જઈ પેલા દસ્તાવેજનું શું થયું તે પૂછજે. હજુ મળ્યો નથી.

ઝ૦

*

† 'ફયા લારે' : બ્રહ્મદેશમાં વસતાં ગુજરાતીઓ વિશે સાંભળેલી અને કલ્પેલી વાતો પરથી બાપુજીએ લખેલી નવલકથા 'પ્રભુ પધાર્યા'.



## (૩૩૫) નિર્મળા નાનાલાલ ખેતાણી ઉપર

બોટાદ : ૯-૪-૧૯૪૩

નિસુબહેન,

તમારો કાગળ મળ્યો. વાંચી ઊંડો આઘાત થયો. શ્રી નાગજીભાઈ આ વાત લઈને પહેલવહેલા અહીં આવ્યા ત્યારે મને ઘણો હર્ષ થયો હતો. મહેન્દ્ર અકળાઈ ગયેલો પછી મેં એની સાથે ધીરે ધીરે વાત કાઢી અને એના વિચારો જાણ્યા. તમારે માટે, બા અને બાપુજી માટે, બધી રીતે એણે ઘણો જ ઊંચો આદરભાવ વ્યક્ત કર્યો, તમારાં શીલ, સ્નેહ અને સુકુમારતા પ્રત્યે એનો સમાદર જાણ્યા પછી મેં એને એક પ્રશ્ન પૂછ્યો, "મહેન્દ્ર, એ નિસુ પ્રત્યે હેતનો ઉમળકો આવે છે? તો તું હા પાડી દે. હું બહુ જ સુખ પામીશ. તારું દંપતીજીવન મારાથી તદ્દન સ્વતંત્ર રહેશે. હું માગશો તેટલી મદદ આપીશ. પિતા કે વડીલ તરીકે તમારા સંસારમાં લેશ પણ દખલ નહીં કરું.

મારે તો તારું જીવન ભર્યું ભર્યું જોવું છે, અને નિમુ મને વહાલી લાગે છે. વળી નાનુભાઈ ને શાંતાબહેન પ્રત્યે મને ઘણું મમત્વ છે."

તે પછી બાપુજી આવ્યા. મારે મન તો ઘેર બેઠે લક્ષ્મી આવી. મહેન્દ્ર હા કહે તે માટે હું તલપાપડ બન્યો. મારા મનોરાજ્યમાં તું પુત્રવધૂ તરીકે રમવા લાગી અને તને હું આ સૂનકાર ઘરમાં કંકુનાં પગલાં પાડતી સ્વપ્નમાં જોવા લાગ્યો, પણ વારંવાર એ વાત કાઢીને મેં જોયું કે મહેન્દ્ર પોતે જેને માટે વિચારવા પણ તૈયાર નહોતો તેવી આ વાત તેને અકળાવતી હતી. મેં મહેન્દ્રને એક છેલ્લો પ્રશ્ન પૂછ્યો, "તારી ને નિમુની વચ્ચે કોઈ અન્ય સ્નેહપાત્ર અંતરાય કરતું કલ્પનામાં અથડાય છે?" એ કહે કે "ના." તે પછી તો મેં એને એક જ વાત કહી કે તું મુલતવી ન રાખ, મનને કેન્દ્રસ્થ કર, પણ જે કંઈ નિર્ણય કર તે જલદી કર કારણ કે નહિતર સામા પાત્રની સ્થિતિ ગોટાળે ચડે છે. એ ત્યાં જવા નીકળ્યો ત્યારે પણ ગાંઠ વળાવી હતી. પુનઃ પુનઃ એક જ કસોટી લાગુ પાડવા કહેલું કે એક જ ઉમળકો આવતો હોય તો બીજી કશી જ બાબતના વિચાર, ચિંતા કે ગણતરીને વચ્ચે ન આવવા દેતો.

તે છતાં ત્યાં જે બન્યું છે તે મારા હૃદયને દુઃખ કરે છે. વર્ષોની સંખ્યા જો એની વચ્ચે આવી હોય તો તે શોચનીય રમૂજી વાત છે પણ ખરેખર એને શું અકળાવી રહ્યું છે તે હું પણ પામી શક્યો નથી. આ પ્રશ્ન એકાએક આભ ફાટીને આવી પડ્યો તેની મૂંઝવણ લાગે છે.

સુશીલાને—એક નહીં પણ અનેક સુશીલાઓને—મેં મારાં સર્જનોમાં આલેખી છે, ઘડી છે, ઠેકાણે પાડી છે. એ કેવળ ધંધાની કુનેહ નહોતી. મારા પોતાના વેરાનરૂપ બની રહેલા ત્રેવીસ વર્ષના સ્નેહસંસારને કાંઠે બેઠો બેઠો હું જે ઝૂર્યો છું ને હિજરાયો છું તેની એ પ્રત્યેક વેદનાચીસો છે. મેં મારા જીવનમાં જે ન આવી શક્યું તેને મારાં સંતાનોનાં જીવનમાં સાકાર થવાની ઝંખના સેવી છે, પણ બહેન! લગ્ન તો આપણી અનેક કોમળ લાગણીઓની કબર જ પુરવાર થયું છે. માણસો પતંગિયાં થઈ દીવામાં પડ્યાં છે. માણસની બુદ્ધિ એક લગ્નમાં જ નાદાર નીવડી છે. સ્વાનુભવના ઝેર વલોવીને મેં મહેન્દ્રને કહ્યું છે કે લગ્નનો પ્રશ્ન કોઈ ત્રીજા માણસની, નિકટતમ પ્રિયજનની પણ, સલાહ-દરમ્યાનગીરીને હવાલે કરીશ નહીં; બે જ હૃદયોની વચ્ચેનો એ પવિત્ર નિર્ણય બનાવજે. મને ખબર નથી એને શું મૂંઝવે છે.

હું એને શું લખું? મને બીક છે કે જે પ્રશ્નનો નિર્ણય સાચા ઉમળકાની જ કસોટી પર થવો જોઈએ એમાં જો પરોપકારવૃત્તિ, દયાવૃત્તિ કે એવું કોઈ તત્ત્વ નિર્ણાયક બને તો તો સરવાળે બેઉનો સંસાર ઝેર બને. મારો સંસાર એ જ કારણે સળગી ગયો છે. ઉમળકો નહીં હોય તોય પાછળથી બધું ઠીક થઈ રહેશે એવો વીમો કોઈએ ખેડવા જેવો નથી.

હવે તું જાણીશ કે મેં કેવળ નિષ્ક્રિય પરવાનગી નથી આપી પણ મારો પક્ષપાત અને મારી ઉત્સુકતા તારે પક્ષે ત્રાજવામાં મૂક્યાં છે. તું મારા ઘરનો દીવડો બને તે

જોવા હું પ્રભુપ્રાર્થના પણ કરું છું. તું મારી ગૃહજ્યોત બને તો હું પુત્રવધુને માટે શું શું કરું તેનાં સ્વપ્નાં સેવું છું. મસ્તાન, નાનક અને ઇન્દુ તો તારાં સગાં ભાંડુ બની રહે તેવાં છે. એમને તું બોજારૂપ બને એવી હું ધાસ્તી રાખતો જ નથી, તેમ બીજી બાજુ એ ત્રણેને હું મારી પુત્રવધુને ગળે ઘંટીનાં પડ જેમ બાંધવા પણ માગતો નથી—હું જીવું છું ત્યાં સુધી.

હું સમજું છું કે બધા જ સંજોગો અનુકૂળ છે. ફક્ત મહેન્દ્રના ઉમળકાથી જ નિર્ણય થવો રહે છે. તારા પરની દયા કે ઉપકારવૃત્તિથી નહીં અથવા પોતે તારી મનોવેદનાની સંક્રામણમાં આવે છે તેથી નહીં. આખી દુનિયા ઊંધી વળે તો પણ તું એની ને એ તારો બનવા તત્પર છે એવી બેઉની લાગણી ન હોય તો એ લગ્ન બનાવટી જ બને.

ચાર વર્ષની અવધ તો એણે અભ્યાસ પૂરો કરી કમાતો થવા માટે જ નાખી હશે પણ હું પુરુષને વીસ-બાવીસ વર્ષમાં પરણવાની જરૂર જોઉં છું. મોડું થવામાં સૂક્ષ્મ જોખમો છે. જાતીય જીવનના ઝરા સુકાઈ જાય છે, અને એના અભ્યાસ અગર પુરુષાર્થમાં આડખીલ બને તેવાં પ્રજોત્પત્તિરૂપ પરિણામોની બીક હોય તો તે તો પરણનાર યુગલ વિજ્ઞાનની મદદથી દૂર રાખી શકે છે. એને વેપાર–ઉદ્યોગની લાઇનને બદલે સાહિત્ય, સેવા કે શિક્ષણ–પત્રકારત્વનાં ક્ષેત્રોમાં પડવા ઇચ્છા હોય તો તેની આડે વડીલો આવશે એવી બીક છે ખરી? મેં કહેલું કે નિમુ જો સંમત થાય તો બીજાની બીક રાખવા જેવું નથી. તું આ કાગળનો જરૂરી ગણાય તેવો ઉપયોગ કરી શકે છે. તારો કાગળ પણ હું મહેન્દ્રને બીડું છું પણ તને એક જ વાતે ચેતાવું છું, બહેન, કે સામા પાત્રનો ઉમળકો ન હોય તેવા કોઈ લગનને તું સ્વીકારતી નહીં. કોઈનો પ્રેમ તારા પ્રેમના દબાણ વડે પ્રાપ્ત કરતી નહીં. મહેન્દ્રને તું એ ઉમળકાની શરતે જ જો ન મેળવી શકે તો જતો કરજે. એક વાર ભલે તારું હૃદય ચિરાઈ પડશે પણ તારે તકદીરે સદાનાં તાળાં નહીં દેવાઈ જાય. લગ્નને હું શુદ્ધ પ્રારબ્ધાધીન વસ્તુ માનું છું. તારો પ્રેમ મેળવવાને પાત્ર તો તે જ માણસ હોવો જોઈએ કે જે તારા પર સાચા પ્રેમનો ભલે એક જ ઉમળકો આપી શકે. હું તો પ્રભુને પ્રાર્થના કર્યા કરીશ કે તારા પ્રેમને સંયમશોભન બનાવે, તને અસહાયતાના આવેગમાંથી રક્ષી રાખે.

બાપુજીને, બાને, મારાં વંદન કહેજે ને મારી લાગણીની જાણ કરજે, પણ તેમને હું વિનવું છું કે ઉમળકા વગરની ચાહે તેટલી ઊજળી ભૂમિકા પર પણ તારા પ્રશ્નનો નિર્ણય કદાપિ ન કરે.

તું મારી પુત્રવધૂ બને કે ન બને—મારાં જેવાં પ્રારબ્ધ—છતાં મારા તારા પરના વાત્સલ્યની તો સદાય આસ્થા રાખજે.

લિ૰ ઝવેરચંદના આશીર્વાદ

*

† સુશીલા : 'વેવિશાળ' નવલકથાનું મુખ્ય સ્ત્રી-પાત્ર.

## સસરા પર ભાવ

"એક વાચકે પૂછ્યું કે 'તમે સુશીલાને એના સસરા પર ભાવ પેદા થાય છે તેનાં કારણો તો બરાબર બતાવ્યાં છે પણ સુશીલાને સુખલાલ પર વહાલ થયાનાં કારણો નથી આપ્યાં.'

"....મેં પ્રશ્ન તપાસી જોયો. સુશીલાને મેં પૂછીયે જોયું કે બાઈ, તારાં કારણો તો બતાવ! તેં મને થાપ ખવરાવી છે?' જવાબમાં સુશીલાએ કહ્યું કે 'સાચી વાત છે, મારા બ્રહ્માજી! પણ હવે તો હું તમને એક પણ કારણ આપવા બંધાયેલી નથી. હું હૈયાફૂટી નથી એટલું જ ફક્ત તમને કહું છું. બાકી સુખલાલ પર મને વહાલ ઉત્પન્ન થવાનાં કારણો માગનાર તમે કોણ? બસ, કશા કારણ વગર શું હું કોઈને ચાહી ન શકું? આથી વધુ કાંઈ ખુલાસો મારે તમને કરવાનો નથી. બધી વાતનાં કારણો! બસ કારણો! ને એ કારણો પાછાં અમારે તમને સૌને કહેવાનાં, કેમ!'

"આવો કરુણ ફેજ લઈને હું સુશીલા પાસેથી પાછો ફર્યો છું." ['વેવિશાળ'ની પ્રસ્તાવનામાંથી સંપાદિત.]



## (૩૩૬) નિર્મળા ના૦ મેઘાણી ઉપર

[પછી પુત્રવધૂ]

રાણપુર : ૨૪–૫–૧૯૪૩

વહાલી પુત્રી નિમુબહેન,

તમે બધાં સુખરૂપ પહોંચ્યા હશો કે નહીં તેનો ઉચાટ બહુ રહ્યા કર્યો છે. કાગળની રાહ જોઉં છું.

તમને મળીને ઘણું સુખ પામ્યો. સૌ૦ શાંતાબહેનને આવી રીતે મળવાનો પહેલો જ પ્રસંગ. મારે માટે તો આ બધા નવા જ અનુભવો છે ને તે નવી નવી ઊર્મિઓ જન્માવે છે. હજુ સ્વપ્ન જેવું લાગે છે. ઇન્દુ, નાનક, મસ્તાન તમને હજુ યાદ જ કર્યા કરે છે. સૌના સ્નેહનું તમે સંપાદન કર્યું છે. સૌને સાલતી જીવનની અમુક શૂન્યતા—માવિહોણી દશા—તેમાં તમારા પ્રવેશથી નવીન જ શાતા વળતી લાગે છે. મારા માટે એ કાંઈ થોડું સૌભાગ્ય છે! પત્ર લખતાં રહેશો. ત્રણે ભાંડરડાં તમારા પત્રની આશા રાખે છે. તેઓ પણ લખતાં થશે.

લિ૦ ઝવેરચંદના આશીર્વાદ

*

● 'લીખતંગ તમારી નાની નણંદ સૂરજ'

"ઈશવર સદા સુખી રાખે મારાં માયાળુ ભાભી સુશીલા, બા તમને બઉ સંભારે છે. મળવાનું મન બઉ છે. બા કેવરાવે છે કે મરતાં પેલાં એક વાર મોં જોઉં તો અવગત નૈ થાય. પણ છેટાંની વાત..... બાએ ન મળીએ તો આશિષ કેવારેલ છે. તમારે માટે ચોખ્ખા માવાના દૂધપેંડા મોકલેલ છે. તમારાં ભાભુની અને માતુશ્રીની સેવા કરજો ને ડાયાં થૈ રેજો. ન મળાય તો અપરાધ માફ કરજો, ધરમનીમ કરજો. બા નો મળે તો બાની પાછળ છ મૈનાની સમાકર્યુંતું પુન દેજો. વધુ શું લખાવું? તમારાં દેરનું ને નણંદનું કાંઉં તમને ભળાવું છું. .... ભાભી, બાએ આટલું લખાવેલ છે. .... ભાભી, મારા માટે એકબે ચોપડિયું મોકલજો. તમારી જૂની હોય તે મોકલજો. હું બગાડીશ નૈ. તમે આવશો ત્યાં સુધી સાચવી રાખીશ. ભાભી, અમે તમને જોયાં જ નથી. કેવાં હશો? રોજ મને તમારું સપનું આવે છે, પણ સવારે પાછું મોઢું યાદ રેતું નથી. ભાભી, તમે ચણિયા ઉપર ચોરસો પહેરો છો કે સાડી પહેરો છો તે ચોક્કસ લખજો હો. હું તો ચોરસો પેરું છું. એ નવો ચોરસો બાપા લઈ આવેલા તેના ઉપર એક છાપ હતી તેમાં એક રૂપાળી બાયડી હતી. હું એને સુશીલાભાભી કહું છું ને મારી પેટીમાં રાખું છું. લીખતંગ તમારી નાની નણંદ સૂરજ." ['વેવિશાળ' નવલકથામાંથી.]



## (૩૩૭) નિર્મળા ના૦ ખેતાણી ઉપર

બોટાદ : ૨૭–૬–૧૯૪૩

વહાલી પુત્રી નિર્મળા,

તમારો કાગળ મળ્યો. ખુશીખબર વાંચી આનંદ થયો. છેલ્લા મહિના તો હું કામમાં ડૂબાડૂબ રહ્યો. હવે કંઈક હળવો થયો છું અને મુંબઈ આવવાની તૈયારી કરું છું. મારે ત્યાં યુનિવર્સિટીમાં વ્યાખ્યાનો આપવાનાં છે. ઑગસ્ટની કોઈ તારીખ નક્કી થશે.

'પ્રભુ પધાર્યા'ની એક નકલ તાત્કાલિક તૈયાર હતી તે ભાઈ રમણિક સાથે મોકલી છે. તમને ખાસ આપવાની નકલ તો હજુ તમારી મારા પાસે લેણી રહી છે. તે મોકલીશ. ০০০০০

મહેન્દ્રનો સવિસ્તર કાગળ છે. તેમાં ઉત્સાહ અને નવા ક્ષેત્રનો આનંદ દેખાય છે. ટકી રહે તો સારું. પત્રવ્યવહાર બાબત મારે એની સામે ફરિયાદ તો છે જ પણ એથી વધુ તો એનાં ભાંડરડાં એના કાગળ માટે તલસતાં હોય છે તેનું મને દુઃખ હતું. હવે તો એ દુઃખ એણે દૂર કર્યું છે. બાકી તો તમારા પત્રોને હું એના જ ગણું છું. બાળકો પણ તમારા પત્રોમાંથી એ સંતોષ મેળવે છે. તમારો અભ્યાસ સારો ચાલતો હશે.

પૂજ્ય શાંતાબા વગેરે સુખરૂપ હશે. 'ફૂલછાબ' એ અઠવાડિયાંથી તમને મળે છે કે? નિયમિત મળતું રહેશે. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદની આશિષો



(૩૩૮) **નિર્મળા ના૦ ખેતાણી ઉપર**

બોટાદ : ૧–૮–૧૯૪૩

વહાલી દીકરી નિર્મળા,

તમારો કાગળ ઘણા દિવસે મળ્યો. આંહીં અમને બધાંને ચિંતા થતી હતી. કાંઈ નહીં તો એકાદ પોસ્ટકાર્ડ તો અઠવાડિયે ઇન્દુ પર લખી નાખવું.

'પ્રભુ પધાર્યા' તમને ગમ્યું એવું ઘણાંને ગમ્યું છે. મારું એ પરમ ભાગ્ય છે. આટલાં વર્ષે ને આટલું ઘસડ્યા પછી પણ આજની યુવાન પ્રજાની ઉન્નત તેમ જ સુકુમાર ભાવનાઓને પોષે તેવું સાહિત્ય મારી થાકેલી કલમમાંથી ટપકતું કદાચ હવે બંધ થશે એવી બીક લાગે છે, ને હવે તો કલમને નીચે મૂકવા પણ મન થાય છે.

હું તા૦ ૨૧–૨૨ ના અરસામાં આવનાર છું. તે વખતે સૌને મળીને આનંદ પામીશ. ઇન્દુબહેનને તો આ વખતે નહીં લાવી શકું. એ અને મસ્તાન–નાનક ત્યાં સૌ સાથે એકાદ માસ રહી શકે તેવી રીતે મોકલીશ—દિવાળી પર. ૦૦૦૦ બાપુજીને તો કોઈ દિવસ પત્તું પણ લખવાના સોગંદ ને! સૌ કુશળ હશો. અમારી નિમુ આવી છે એટલે તમે વધુ યાદ આવો છો.

લિ૦ ઝવેરચંદના આશિર્વાદ

*

† બાપુજી : નાનાલાલ કે૦ ખેતાણી.
† 'અમારી નિમુ' : લાલચંદ મેઘાણીનાં ત્રીજાં પુત્રી, નિમુબહેન પ્રાણલાલ વોરા.



(૩૩૯) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૨૭–૬–૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

તારો કાગળ કાલે મળ્યો. વાટ જ જોતાં હતાં. પ્રવાસનું વર્ણન લખ્યું તે તેં સારું કર્યું. બાળકોને માટે જરૂરનું હતું. ત્યાંના ગુરુદ્વારા વગેરેનાં થોડાં ચિત્રો પણ મોકલીશ તો ઠીક થશે.

હવે તો તું જૂનો પણ થઈ ગયો હોઈશ. કારખાનાના જીવનથી કંટાળતો નહીં. પ્રત્યેક ખૂણો તારી યુનિવર્સિટી છે એમ માનજે. આજીવિકાની વાત તો પછી, પણ જ્ઞાન મેળવવાનું આવું સાધન મળ્યું છે એ દૃષ્ટિએ જોજે. માનવી અને મશીન બેઉને

અવલોકજે, પણ તને ખાસ ભલામણ છે કે તારી જીભને ચુપ રાખી બાકીની જ્ઞાનેન્દ્રિયો વડે મૂંગું જ્ઞાન જ પીજે. મજૂર, મૂડીવાદ, યુદ્ધયત્નો વગેરે કોઈ પણ બાબત પર હમણાં ચર્ચા ન કરતો. તારું સ્થાન શુદ્ધ અભ્યાસીનું જ સાચવજે.

તું સારાં કપડાં સિવડાવી ગયો એ સારું કર્યું. જરા પણ shabby રહીશ નહીં. ખરચ થાય તો તેથી ભડકીશ નહીં. ખરચ તો કૉલેજમાં પણ થાતને! ૦૦૦૦ ભૂખ લાગે તે પ્રમાણમાં પૂરતું ખાજે-પીજે, તપશ્ચર્યા કરી શરીર બાળવું છોડી દે. મોટી તપશ્ચર્યા તો મનની, ઊર્મિઓની, સ્વભાવની છે. વસ્તુ વિના ચલાવી લેવાય તેમ વસ્તુની પ્રાપ્તિથી તેનો પૂર્ણપણે રસ પણ લઈ શકાય તો જ ખૂબી છે. ૦૦૦

ઝવેરચંદ

*

† 'કારખાનામાં' : લાહોરમાં ડબલ્યુ લેસ્લી નામના ધાતુના કારખાનામાં કામ કરવા મહેન્દ્રભાઈ થોડો સમય ગયા હતા.



## (૩૪૦) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

[રાણપુર] : ૧૧-૭-૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

તારા કાગળો મળે છે. વર્ણનો હું ઇન્દુને સાચવી રાખવા કહું છું. ગયા કાગળમાં સાઇકલ પર રોજના દસબાર માઇલ ખેંચવાની વાત વાંચીને ચિંતા થઈ છે. સાઇકલ ઘણું નુકસાન કરે છે. કોઈ બીજો ઇલાજ જ નથી? તું ચાલે તેનો મને વાંધો નથી પણ સાઇકલ પર આટલું અંતર રોજિંદું ખેંચવું એનો તો વિચાર પણ મારા મન પર ભાર કરે છે. ઉપરાંત એના જોખમની વાત પણ હું ભૂલી શકતો નથી. સાઇકલ અને રસ્તો બેઉ સારાં છે કે કેમ?

તારા આગલા કાગળમાં ઘરની ને ભાંડુઓની મમતાનો ઝંકાર હતો. અમને પણ તું દૂર દૂર લાગે છે. તું કુટુંબ વચ્ચે જ રહ્યો હોત તો વધુ ગમ્યું હોત પણ તારી પાંખો મારે કાપી નાખવી નહોતી. તને મારા પુસ્તકલેખન કે પ્રકાશનના કાર્યમાં જોડીને મારે તૈયાર થઈ ગયેલો જોવો હતો પણ એ દૃષ્ટિ સ્વાર્થની હતી. બાપના કૂવામાં તારી તેજસ્વી શક્તિને ડુબાડવા જેવું થાત.

હવે કદાચ તારી મનોવ્યથા ઓછી થઈ હશે. નવા સંબંધો બંધાયા હશે. ૦૦૦ કારખાનામાં અનુભવ તો દરેક શાખાનો મેળવી લેવો. તારો અરીસો ને ચશ્માં પહોંચી ગયાં? ભૂલી જવાથી મોડું થયું. ૦૦૦૦૦ હું મુંબઈ ઑગસ્ટની તા૦ ૨૦-૨૨ માં જઈશ. તા૦ ૨૪ થી ૨૮ વ્યાખ્યાનો ઠર્યાં છે. અઠવાડિયું રહીશ. ૦૦૦

ઝવેરચંદ



# તરવારુંનાં તોરણ બંધાણાં

[૧૯મી સદીમાં ભાવનગર અને વડોદરા રાજ્યો વચ્ચેના સરહદ–વિવાદનો નિકાલ કરવા ભાવનગર રાજ્યના દસકાઓના દુશ્મન બહારવટિયા જોગીદાસ ખુમાણને બોલાવાયા કારણ કે ભાવનગર રાજ્યનાં ગામડાં ધમરોળતા રઝળતા બહારવટિયા જોગીદાસ કોઈ પણ ગામડું ભાંગતાં પહેલાં ખાતરી કરી લેતા કે એ ગામડું ભાવનગર રાજ્યનું જ હતું; એટલે ભાવનગર રાજ્યની સાચી સરહદનું એ સંપૂર્ણ જ્ઞાન ધરાવતા



હતા. એક મધરાતે વગડામાં ભાવનગરનાં રાણીનું વેલડું લૂંટાવાની અણી પર હતું ત્યારે લૂંટારાને ભગાડીને રાણીને ભાવનગર સલામત પહોંચાડનાર પણ જોગીદાસ હતા, અને છતાં મહારાજા સાથે દુશ્મનાવટ પતાવવા રાણીએ વચન આપ્યું ત્યારે એ આમંત્રણ આત્મગૌરવથી નકારી કાઢ્યું પણ જોગીદાસે. ભાવનગરના રાજકુમારના અકાળ મોત પ્રસંગે છૂપે વેશે ભાવનગર આવી, દરબારગઢમાં પ્રવેશી, પોતાના કટ્ટર દુશ્મન મહારાજાને આશ્વાસન આપનાર એ જ બહારવટિયા જોગીદાસ. વેરાન મેદાનો, ખડકાળ ડુંગરાઓ અને ઉજ્જડ વનવગડાવાળા ધિંગા કાઠિયાવાડમાં ૧૯મી સદીમાં મહારાજાઓ–ઠાકોરો–જમીનદારોની અક્કીણી આપખુદી નીચે રૈયત રિબાતી હતી, 'બળિયાના બે ભાગ' જેવી અરાજકતા વચ્ચે જુલ્મો અને અન્યાયોનો કાળઝાળ હુતાશન જલતો હતો, ત્યારે ક્યારેક, અન્યાય અસહ્ય બની જાય ત્યારે, સામાન્ય ગૃહપ્રેમી શાંતિપ્રિય પ્રજાજન રાશ પડતી મૂકી, ઘરબાર–કુટુંબને ત્યજી દઈ, સમાજને સલામ કરી, કાટેલી તલવાર લઈને વગડામાં દોટ મૂકતો. ત્યારથી આરંભાતી હિંસાના જોરે ન્યાય મેળવવાની પ્રક્રિયા. વર્ષો સુધી, અરે દસકાઓ સુધી, બેહાલ બનીને, ભૂખ્યા ને તરસ્યા, વેરાન વગડાઓમાં નાસતા, રઝળતા, લૂંટતા, ખૂનો કરતા અને ધિંગાણે ઝૂઝતા એ માનવહૈયાઓમાં નેકી, સ્ત્રી–સન્માન, દિલાવરી, બહાદુરી, ખેલદીલી અને આત્મગૌરવની જ્યોતો, ક્યારેક કંપતી કંપતી પણ, જલતી રહી હતી. આખરે

પાયમાલી અથવા સાથીઓના ખુટામણનો ભોગ બનીને કતલ થતા અથવા પકડાઈને ફાંસીએ ચડતા આવા સરફરોશી બહારવટિયાઓનો યુગ ૧૯મી સદી સાથે અસ્ત થયો.

૧૯૨૨ થી ૧૯૨૯ સુધી પગપાળા, ઘોડા કે ઊંટની પીઠ પર, મછવાઓમાં રઝળી, સંપર્કો શોધી, સંશોધન કરી, બાપુજીએ લખેલી રોમાંચકારી, હૈયા હચમચાવતી, હૃદયવિદ્રારક વાતોના સંગ્રહ 'સોરઠી બહારવટિયા'ના ત્રણ ભાગોની લાખથી વધારે નકલો આજ સુધીમાં ઘેર ઘેર વસી ગઈ છે. શૌર્ય, ખેલદીલી અને ઇમાનદારીના એ આંદોલનો બાપુજીના સમકાલીન યુગના રડ્યાખડ્યા બહારવટિયાઓના હૃદયને પણ સ્પર્શી ગયાં એની પ્રતીતિ અને બાપુજીનાં તીવ્ર મનોમંથનો રજૂ કરે છે આ પછીનાં પત્ર, નોંધો અને અહેવાલો. રેખાંકનો રવિશંકર મ૦ રાવળનાં છે.]



## (૩૪૧) ગોવિંદ જેરામભાઈ સોની તરફથી

[બહારવટિયા]

[૧૦/૧૧–૫–૧૯૪૩]

મુ૰ રાણપુર લેખક શિરોમણી કલમબહાદુર તીર્થસ્વરૂપ ફુલછાપના તંત્રી ઝવેરચંદ મેઘાણી જોગ લી૰ વાલુકડના સોની ગોવિંદ જેરામભાઈના પ્રણામ સાથ લખવાનું કે :

આજથી લગભગ દોઢ વરસ ઉપર મેં ૦૦ અને ૦૦નાં ખૂન લાઠીના દરબારગઢમાં સાંજના (૪) વાગે કરેલા તેનું કારણ કે તે ખૂન થયા તેની અગાવ (૧૫) દિવસ ખરકડીમાં વાણીયાની ગાડી સરકારી હદમાં રાતના વખતે લુટાણી. હવે તે વખતે મારી તબયત ઘણી જ બીમાર હતી તે વાતની આપ તપાસ કરશો તો ખાત્રી થશે. હવે તે લૂંટ કોણે કરી તે હું ખાત્રીપૂર્વક કઈ શકતો નથી પરંતુ તે ખરકડીવાળા વાણીયાને મળીને ૦૦ એ કહેલું કે તું અમલદારોને કહે કે રાતના મને માર મારીને રૂ૦ ૧૫૦ની રકમ લૂંટી જનાર વાલુકડના સોની ગોવિંદભાઈ પોતે જ છે. હવે રાજના અમલદારોને પણ લાઠીના દરબારગઢમાં શેરા ને સૂરમા ૦૦ તરફથી વગર પૈસે ખાવા મળતા હતા એટલે લાંચ આપનાર માણસો ગુનો કરીને અને તે ગુનો કોઈ નિરદોશ માણસના નામ પર ચડાવી અને તેને જેલના

દરવાજા દેખાડવા તેવા ઘણા દાખલા તો મેં ઘણા મારી નજરથી જોયા છે અને અનુભવેલ પણ છે અને આપ જેવા અકલમંદ માણસને આ લખાણ ખરૂં છે યા ખોટું તેની હું તપાસ કરવાનું કામ આપને સોગનપૂરવક કહું છું.

હવે ખરકડીની લૂંટ મેં કરી જ ન હતી તેવા હું મારા ઇસ્ટ દેવના સોગન ખાઈને કહું છું. આપ માનો યા ન માનો તેની મને કંઈ જરૂર નથી પરંતુ થોડા દિવસ પેલા વાલુકડની સરકારી રાયફ્લોનો મેં કબજો કરલ તે બાબત ફૂલછાપમાં આપે જે લખાણ કરેલ છે તે વાચીને ખૂન અથવા લૂંટ જેવા નીચ કૃત્ય કરવાની મારે શું જરૂર છે તે આપ સમજો તે માટે આપને આટલી તસ્દી આપેલ છે તેની માફી સાહું છું. હવે આપ નીચેના લખાણ ઉપર વિચાર કરશો એવી આશા છે.

મારા કુટુંબને અને ૦૦ કુટુંબને લગભગ (૩૦) વરસથી અદાવત જેવું તો હતું જ. હવે મારા કુટુંબમાં પ્રીતાશ્રી એકલા અને મારા કુટુંબનો બોજો તેમને શીર હતો અને ૦૦ના (૬૦) ઘરો અમારા ગામમાં છે નહિ પણ હતા તે ઘરો અત્યારે તો તદ્દન ખાલી છે. પરંતુ આજથી દોઢ વરસ અગાવ તો તે ઘરમાં લગભગ દસ દસ માણસો રેતા હતા. હવે આજથી લગભગ (૧૫) વરસ અગાવ મારા પિતાશ્રી દેવ થયા ત્યારે મારા વડિલ બંધુની ઉમર લગભગ (૧૦) વરસ ને મારી ઉમર (૮) વરસ ને મારાથી એક નાનો ભાઈ ને બે મારી નાની બેનો તથા મારા માતુશ્રી સાથે અમો વાલુકડ અમારા ઘરમાં નિરદોશ જીવન ગુજારતા હતા. મારા પિતાશ્રી દેવ થયા પછી અમારી દુનિયા ઉજડ કરવા માટે ૦૦ કુટુંબે ઘણી ઘણી કોશીષો કરી પરંતુ અમારા સદભાગે અમો અમારા ભરણપોશણને અંગે મુંબઈ ખાતે મુકામ રાખેલું અને લગભગ (૮) વરસ અમે બન્ને ભાઈ મુંબઈ ગુજારીને પછી વાલુકડ આવેલા ત્યારે તરત જ મી૦ ૦૦ મરનાર ૦૦ના ભત્રીજા કે જેમના જમણા હાથ ઉપર મારી તલવારનું નિશાન છે તે માણસે ખટપટ કરવા શરૂ કરી અને અમલદાર જ્યારે અમારા ગામમાં વીઝીટ ઉપર આવે ત્યારે અમારા નામનો રીપોટ ૦૦નું કુટુંબ આપતું. પણ અમારા કંઈ ગુના વગર અમને અમલદારથી ફાંસી તો અપાય જ નહિ પરંતુ અમોને દરબારગઢમાં બોલાવી ખોટી ધમકીઓ આપતા ત્યાં મારા વડીલ બંધુએ ૦૦ને હાથ બતાવવાનો વિચાર કરેલો પણ રાતના વખતે કોઈ ન જાણે તેવી રીતે હાથ બતાવ્યો પણ કુદરતની મરજી કંઈક જુદી જ હતી તેથી તોફાન વધી ગયું ને એની અંદર ૦૦ કરીને એક નલાયક ગામનો ચોકીદાર હતો જે ગરીબોની ગરદન પર સરી ફેરવતો તેને કુદરત તરફથી મારા વડીલ બંદુના હાથે મોતની સજા મળી.

ત્યારબાદ હું પણ મારું ગામ છોડીને મારા જીવનના ગુજારા અંગે મુંબઈ ગયો ત્યાં લગભગ (૭) વરસ ગુજારી પાછો હવા બદલ હું મારા વતનમાં પાછો ફરો અને વાળુકડ આવી મારા જુના ઘરો સાફ કરાવી મારૂં એકલું જીવન ગુજારતો હતો અને કોઈ ખૂન જેવો નીચ ગુનો મારે ન કરવો પડે તેની કાળજી રાખતો હતો, કારણ ૦૦ કુટુંબના માણસો ગરીબ ખેડૂત કુટુંબોને એક દસ ૨૦ વ્યાજ લઈને તેમના

મોઢામાંથી અનાજ જૂટવી લેતા તે બાબત તો મારી નજરની સામે હું બનવા ન દેતો. ગરીબ અને નીરાધાર ખેડુત કુટુંબોને ૦૦ તરફથી કેટલી મુસીબતો ઉઠાવવી પડતી તેની આપ તપાસ કરશો તો ખાંત્રી થશે. અને આપ લખો છો કે નીરદોશ ૦૦નું ખૂન ગોવિંદ સોનીએ કરેલ છે તો તે નીરદોશના ક્રત્યવ સાંભળો. લાઠી ઠાકોર સાહેબે એક બ્રાહ્મણ દંપતીને અમૂક જમીન અમુક વરસો ઉપર વાલુકડમાં દાન તરીકે અર્પણ કરેલ તે જમીનનો કબજો પાછો ૦૦એ બે વરસ અગાઉ લીધેલો. હવે તે બ્રામણ દંપતી વૃદ્ધ હોવાથી ચાલી ન શકવાથી ભાવનગરથી ઘોડાગાડી ભાડે કરી વાલુકડ આવી દરબારગઢમાં વહીવટદાર તથા ૦૦ સમક્ષ ફરીયાદ કરી કે અમોને ઠાકોર સાહેબે દાન તરીખે આપેલ જમીન તમોએ શા માટે કબજે કરેલ છે ત્યારે ૦૦ એ જવાબ આપેલ કે તમો જલદી ભાવનગર તમારે ઘેર ચાલ્યા જાવ નહિ તો માર ખાશો. આવી બીકથી ભાવનગરને રસ્તે તુરત તે વૃદ્ધ બ્રામણ દંપતી ગાડીમાં પેસી ચાલી નીકળા તો પણ ૦૦એ પોતાની મરદાઈ દેખાડવા પાછળ ૦૦ કે જે આપના ખબરપત્રી તરીકે કામ કરે છે તે એક તેનો ભાઈ ૦૦ આ ત્રણ માણસો વાલુકડથી બે માઇલ દુર તે બ્રામણ દંપતીની ગાડી રોકી ધમકી આપી કે હવે પછી તમો કોઇ દિવસ આ તમારી જમીનની ફરીઆદ બાબત અહીં આવશો તો હું તમોને જાનથી મારી નાખીશ. અને તમારી જમીન તો ઠાકોર સાહેબે મને આપેલ છે. આવા તો તે નીરદોશ ૦૦ના કૃત્યવ્ય હતા ને આવી તેમની બહાદુરી હતી.

હવે આ બાબત મેં ૦૦ને કીધેલું કે તમો આ બ્રામણને શા માટે મારવા ગયા હતા ત્યારે તેમણે મને કીધેલું કે મેં એ કામ કરેલું જ નથી. ત્યાર પછી એક ગરીબ ખેડુતની બે ભેંસો રાતે જંગલમાં ચરતી હતી ત્યાંથી ૦૦નાં માણસોએ ચોરી કરી ને અમૂક જગ્યાએ સંતાડી ત્યાર બાદ તે ભેંસોના માલીકે મને કહ્યું કે ગોવિદભાઈ મારી ભેંસો રાતના ચરવા ગઈ હતી ત્યાંથી ચોરાઈ ગઈ છે તે જો બને તો મને પાછી અપાવો કારણ કે મારા કુટુંબના ગુજરાનો આધાર એ ભેંસો ઉપર છે. ત્યાર બાદ હું ઘોડેસ્વાર થઈ ને મારા ઘરેથી એ ભેંસોની તપાસ અર્થે જંગલમાં ગયો ત્યારે ૦૦એ એ ભેંસો જ્યાં છુપાવી હતી ત્યાંથી દરબારગઢમાં લાવીને કહ્યું કે આ ભેંસો તો દરબારી રખાણમાં ચરતી હતી માટે આ માણસોને દંટ કરવો જોઈએ, પણ હું દંટ કરતો નથી, પાછી આપું છું ત્યારે પછી મેં ઘરે આવી ૦૦ને કીધેલું કે તમોએ ભેંસો ચોરી તો પછી પાછી શા માટે આપી દીધી? એક દિવસ પણ જો રાખી હોત તો તમોને ગોવિંદભાઇની બહાદુરીની કદર તો થાત અને ગરીબના માલ હજમ કરતાં કુદરત કેવી સજા કરે છે તેની તમોને ખબર પડત; ત્યારે પણ તેમણે મને જવાબ આપેલો કે હું આ બાબતમાં કાંઇ જાણતો નથી ને પછી ખાનગીમાં મને કીધેલું કે તમો મારી બાબતમાં શા માટે વચમાં આવો છો અને મારા પેટ ઉપર પગ મૂકો છો અને મારે ને તમારે કંઈ દુશ્મનાવટ છે ને જો હવે પછી તમો મારા કોઈ કામમાં દખલ કરશો તો તમોને નુકશાન ભોગવવું પડશે. ત્યારે તે બાબત મેં તેમને જવાબ

આપેલ કે તમારાથી બનતું તમે કરજો અને જ્યારે હું સમજીશ કે મારે હવે આ ગામમાં રેવા જેવું નથી ત્યારે તમો તો મારી પેલા આ ગામમાં જીવતા નહિ રહો તે નક્કી છે.

ત્યાર પછી મેં તે ૦૦ તથા ગામના પટેલ ભાયા ખરક તથા મૂખીને ચોરે બોલાવીને કહેલું કે હું કાંઈ ચોરી યા લુંટ તો કરતો નથી પણ હું સમજું છું કે તમો મારા પર કોઈક લૂટનો ખોટો ગુનો સાબીત કરીને મને (૧૦) (૨૦) વરસ જેલમાં ધકેલો તો તે તમારા મગજમાંથી કાઢી નાખવું કારણ કે ખુન જેવું નીચ કામ મારા હાથથી થાય તે માટે તમોને સમજાવું છું, નહીં કે તમારી રાજની બીકે હું તમને સમજાવું છું......(આંહીં કેટલીક લાઇનો અમે બાદ દીધી છે.—તંત્રી) અને ગરીબોને માટે મારું જીવન મોતમાં મૂકવું પડશે તો તેની મને કીંમત નથી ફક્ત કોઈ નીરદોશ મારા હાથથી ન મરે તો સારૂં.

હવે આપ લખો છો કે ૦૦ના એક નીરદોશ કીશોરને ગોળીથી વીંધી નાખ્યો, તો સાંભળો, તે કીશોરે આજથી આઠ મહિના અગાવ એક અબળા ઉપર ખોટો આરોપ મૂકીને તેને ધમકી આપી હતી. તે નીરદોશનાં લક્ષણ ન કેવાય તેવી બાબતોની જરા તપાસ તો કરો. અને જો મારા દુશ્મનોને મારી નાખવા હોત તો આજથી દોઢ વરસ ઉપર લગભગ (૨૦) કીશોર જુવાનોને તે વખતે અણછુટકે ફક્ત બે ખૂન કરીને બાકીનાઓને (કહ્યું કે) હવે પછી જેમ મારું જીવન માણસમાંથી રાક્ષસી જીવન શરૂ કરવું પડેલ છે તેનું કારણ તમે પોતે જ છો ને અત્યારે તમોને મારૂં તો કાંઈ વધારે વખત નથી. પરંતુ માણસે કુદરતનો ડર તો રાખવો જોઈએ તે કારણથી વળી કીશોર અવસ્થામાં માણસને કેવી આશાઓ હોય તે હું સારી રીતે સમજું છું કારણ કે હું પોતે પણ અત્યારે એક કીશોર છું. મારી દરેક કીશોર આશાઓનું મેં થડ કાપીને મેં આ પગલું ભરેલ છે (તેનું) કારણ તમે પોતે છો ને તે તમે બધા અત્યારે મારી સમક્ષ છો ને મારા હાથમાં હથીઆર પણ મોજુદ છે તો તમારો જાન લેવામાં કંઈ ટાઇમ નથી. જેમ આ બે લાશો પડી તેમ બીજી બાવીશ પણ હમણાં પડે પરંતુ તમારા જેવો હું થવા માગતો નથી કારણ કે મારા હાથથી તો આ એક જ કીશોરનું મૃત્યુ થયું છે પણ વાલુકડના ૦૦ તથા મરનાર ૦૦ તથા ૦૦ના કીશોર ૦૦ના હાથથી તો મારા જેવા કેટલાએ કીશોરોના જીવન બરબાદ થયા છે તેનો જરા વિચાર કરવાની મી૦ ઝવેરચંદ મેઘાણીને તસ્તી આપું છું.

વળી ફૂલછાપ તંત્રી ઝવેરચંદ મેઘાણી આપ લખો છો કે શું એ ઇસ્પેશલ પોલીસ પાર્ટીનો એક પણ સપાઈ પેરા ઉપર ન હતો અને ૫૦—૫૯ બુંધુકોવાળા ગામમાં કોઈ તેનો સામનો કરી ન શક્યું તો કુદરતની મેરબાનીથી હું આપને લખું છું કે જો તમારે ગોવિંદભાઈનું મરણીયાપણું જોવું હોય તો આ લખાણ આપને મળે તો પછી તમે ફૂલછાપમાં લખાણ આપશો મારે આપની બહાદુરીની ટ્રાઈ કરવી છે તો હું પોતે

રાણપુર આવી આપને ટ્રાઈ કરી બતાવું વળી આવતા પેલાં આપને ખબર પણ આપીશ, આપને ઘટતો બંદોબસ્ત આપ રાખી શકો.

આપ લખો છો કે રામ માંજરીયાને આશરો આપનાર અમુક ફોઝદારો હતા અમુક તાલુકદારો. તો રામ માંજરીયો કોણ અને કેવો હતો તેની મને કંઈ ખબર નથી તો તેને આશરો કોણ આપે છે તેની તો મને ક્યાંથી ખબર હોય? હવે હું મારી વિષે લખું શું કે ગોવિંદભાઈને આશરો આપનાર એક ગોવિંદભાઈનો એકલાનો નહી પણ આખી દુનીયાનો રામ ગોવિંદભાઈની સાથે છે. બીજો આશરો મારી બંધુકનો કે જેની બીકથી ધનવાનો ધન આપે છે, હથીયારધારી પુરુષો હથીયાર આપે છે, તે વાત સાચી છે કે ખોટી તે આપ ફૂલછાપમાં આપો જેથી હું આપને રૂબરૂમાં મળુ તો આપને પૂરી ટ્રાઈ થશે.

આપ જેવા કલમબહાદુર માણસ લખે છે કે બહારવટીયાને અમુક માણસો મદદ આપે છે તો મદદ તો મોટા ભુપના દીકરાને [એ] પણ કરવી જોઈ. મોત વસ્તુ બવ બુરી છે તેનો અનુભવ તમારા જેવા મેડીમાં રહેનાર શ્રીમંતોને ન હોય પણ રાંકડી બચારી પ્રજાને હોય કારણ કે જંગલમાં બારવટીયાનો મેળાપ કેવો હોય અને તે વખતે રુદયમાં કેવા વિચારો આવે તેની કીમત તમે ન કરી શકો. પણ કુદરતની મરજી હોય અને હું આપને રૂબરૂમાં મળું ત્યારે થાય તો નવાઈ નઈ.

બીજું આપ લખો છો કે ગોવિંદભાઈને ગામમાં લાવનાર હાથા મોજુદ છે તે માણસોને જેલમાં પુરો. તો મેરબાની કરી મારા માટે કોઈ નીરદોષનું જીવન બરબાદ કરવાથી પરિણામનું વિચાર કરશો. તમારામાં અથવા પોલીસ પાટીઓમાં અથવા દરેક રાજસત્તા અથવા દરેક રાજસત્તાવાળા પુરશોમાં તેવડ હોય તે સનમુખ આવો ને પકડો, વળી મને પકડવો તો તદ્દન સેલી વાત છે કારણ કે ઘરબાર ને છોકરા ન હોય તેવા માણસ મને પકડવા આવે તો કંઈક નવીન બને એટલે મરે યા મારે. પરંતુ ગોવિંદભાઈને જીવતો પકડવો તે વાત તો તદ્દન અસંભવત છે તે જાણજો અને મી૦ ઝવેરચંદ મેઘાણી આ લખાણ ઉપર આપ પુરતો વિચાર કરશો એવી આશા છે. ખરાખોટાની ટ્રાઈ કરશો.

વળી રાજસત્તાના પુરૂશો તથા આપ જેવા લેખકશીરોમણી પણ ગુનેગાર ગુનો શા માટે કરે છે તે જોવાને બદલે એવા પગલા ભરો છો કે ગુનેગાર વધારે ઉશ્કેરાય. હવે ગયા એક વરસમાં મેં કોઈ ગુનો કરેલ નથી છતાં બલોચ હયાતખાનના કરેલ ગુનાઓમાં મને ભાવનગર પોલીસ ઉપરી મી૦ ૦૦એ સંટોવેલ છે. મારા ઉપર રૂ૦ ૫૦૦નું ઇનામ પણ કાઢેલ છે. ...... (આંહીં કેટલીક લાઇનો અમે બાદ દીધી છે.—તંત્રી.)

ને મી૦ ફૂલછાપ તંત્રીને માલુમ થાય કે વાલુકડના ગુનામાં મેં થાણા ઉપર ચીઠ્ઠી બાંધેલ છે તેમાં મારી સાથે બલોચ હયાતખાન નથી તે સાફ સાફ લખેલ છે છતા તેનું તે ને તે ગુનામાં સંડોવો છો. ધોળે દિવસે ગામ ભાંગી અને મેં મારા નામની

ચીઠ્ઠી લખેલ છે છતાં પણ તમો તે ગુનામાં બલોચ હયાતખાનને સંડોવો છો તો આપ તપાસ કરો કે આ વાત સાચી કે ખોટી. વળી મારા આ એક ઓડીનરી કામ ઉપર આપ તાજુબ થાવ છો તો અજાયબ થવા જેવી વાત છે. કુદરતે પુરૂષને કુલ સત્તા સોંપેલ છે. ઉપયોગ કરવો તે પારબ્ધ્યની વાત છે. વીલબરફોર્સ નેપોલીઅન બોનાપાર્ટ, શત્રપતી શવાજી મહારાજ, મહારાણા પ્રતાપ એ પણ પુરૂષ જ હતા તો તેવોના કામની સામે મારા જેવા એક કોડીના કામની શું કીમત છે કે જેની અંદર આપ આટલું લખાણ કરો છો કે કોઈ પણ પકડી શકતું નીં, વળી કોઈ બે વરસ દરમીયાન તેનો બાલ પણ વાકો કરી શકયું નથી. બશ, વધારે લખીને આપને તસ્તી આપવા માગતો નથી. આ લેખનો જવાબ આવતા ફૂલછાપના અંકમાં આપશો બસ એ જ.

દ૦ ગોવિંદ જેરામભાઈ
સઈ દ૦ પોતે

*

[ઉપરના પત્રમાં ભાષા-જોડણી જેમનાં તેમ રાખ્યાં છે
અને બિનમહત્ત્વના નામો કાઢી નાખ્યાં છે.]

*

## ‘બહારવટિયાના કાગળે જગાડેલાં મનોમંથનો’

[૧૪-૫-૧૯૪૩ના ‘ફૂલછાબ’માં તંત્રીસ્થાનેથી લખાયેલો લેખ, ટૂંકાવીને.]

કાગળ બુધવારે સવારની ટપાલમાં મળ્યો છે. કવર પર ભાવનગરની છાપ છે. સરનામા પર ચોખ્ખા ચીપેલા અક્ષરો છે. સાત પાનાં ભરીને શાહીથી સ્વચ્છ સરખી લેખનશૈલીમાં કાગળ લખાયેલ છે. ડાઘાડૂઘી કે છેકાછેકી નથી, ભાષામાં ગ્રામ્યતા અને અશુદ્ધિ છે તેમ તે સાથે ‘દંપતી’ જેવા શબ્દોય છે. લખાણ સ્વસ્થ, એકધારું છે, સભ્યતા ને વિનય કયાંઈ ચૂકેલ નથી. ઉગ્રતા અને કરડાઈ છતાં ગાળો કે તોછડાઈ નથી. અક્ષરો અમે ઓળખતા નથી. લખનાર સાચે જ બહારવટિયો ગોવિંદ છે કે કેમ તેની ખાતરી કરવાનું સાધન નથી. એ હોય તો આશ્ચર્ય પણ નથી. વર્ષો સુધી મુંબઈ રહેલ વ્યાપારી માણસ છે, બેધડક ઘૂમે છે, નિરાંતે કાગળ-શાહી વાપરી શકે ને ટપાલ-પેટી સુધી પહોંચી શકે તેમાં નવાઈ નથી.

નવાઈ તો છે કે લૂંટો, ધાડો ને ખૂનોને માર્ગે ચડેલ, દુનિયાથી, કાયદાથી ને સમાજથી તેમ જ જીવનથી રદબાતલ બની ગયેલ એક આશાહીન માણસ પોતાનો કેઇસ છાપાં દ્વારા સમાજ આગળ રજૂ કરવાની આટલી બધી તમન્ના સેવે છે, પોતાનો અંજામ અફર અને ભયંકર સમજવા છતાં સમાજ નૈતિક ન્યાય તોળે એવી ધારણા રાખે છે, અને ગુનેગાર વધારે ન ઉશ્કેરાય તે સારુ છાપાના તંત્રીને સત્ય ચકાસવા પડકાર આપે છે.

લખાણ પૂર્ણપણે તેનો પક્ષ રજૂ કરે છે. કેટલાક ફકરા દિલભેદક છે. પોતે એક કિશોર, સામે વીસ જીવતા કિશોરો, નીચે પોતે ઢાળી દીધેલા બે કિશોરોની લોથો— લખાણ દર્દ-ભરપૂર છે. પત્રના વાચનમાં અને પાછળના મર્મઉકેલમાં સત્તાવાળાઓને, પોલીસખાતાને, જનતાને, મનોવિજ્ઞાનના અભ્યાસીઓને, માનવતાના રખેવાળોને ભાગીદાર બનવા નોતરીએ છીએ.

આવાં બહારવટાંનો ઉકેલ કોણ કરશે? પોલીસો? પિનલ-કોડો? ન્યાયસત્તાઓ? ફાંસીના માંચડાઓ? દારૂગોળાઓ? દમદાટીઓ? ઇનામો? કોઈ બીજો મારગ છે જ નહીં? ઊંડાણે ઊતરીને સત્તાધીશો હજુ વિચારશે નહીં? ચાલુ ઇલાજે તો કાઠિયાવાડને સૈકાઓથી લાગેલો રોગ મટતો નથી. નવી તબીબી-કળા કામે લગાડશો કે નહીં?

કાગળનો જવાબ શું આપીએ? કાગળે અંતરમાં મર્મપ્રશ્નો જાગ્રત કર્યા છે. રજવાડી ગામડાં, નાનકડા નોકરોની ખટપટો, એની પર તાગડધિન્ના કરતા વ્યાજખાઉ વ્યાપારીઓની શોષણલીલા, અંગત વૈરોમાંથી પ્રજળતી સંહારની ઝાળો, બહાદુર સૈનિકો બન્યા હોત તેવા કૈંકનાં રૂધિરને રમણે ચડેલાં જીવતરો.... આ બધું તે શું ચાલી રહ્યું છે? કઢંગાઈમાં જોટો નહીં જડે તેવી આ કાઠિયાવાડની શાસનરચનાનો કદી જ તોડ નહીં નીકળે કે જેથી વિષમ પરિસ્થિતિ અટકે ને માણસાઈનાં પુષ્પો પ્રફુલ્લે? આંખે અંધારાં આવે છે, મતિ મૂંઝાય છે. માનવતાએ નાદારી ફૂંકી છે.

પત્રના લખનારને જવાબ આવતા અંકે વાળશું. લખનારમાં સબૂરી છે. દરમ્યાન એ જેમ માગે છે કે એના મદદગારો તરીકે કોઈક નિર્દોષ ન કુટાઈ જાય તેમ એની પાસેથી પણ માગી શકાયને કે 'ફૂલછાબ'ના ખબરપત્રીને નામે કોઈ નિર્દોષ ન પીટાઈ જાય!

*

## ◆ અફર અંજામ : ૧૪-૫-૧૯૪૩

પાલીતાણાથી ત્રણેક ગાઉ શત્રુંજયની ધારના પેટાળે આવેલું છે રાજથળી ગામ. ગામની બહાર ટેકરીઓની ઓથમાં આવેલું પટેલ ૦૦નું ઘર ગોવિંદ સોનીનું મુખ્ય આશ્રયસ્થાન હતું.



શુક્રવાર ૧૪મી મેએ પટેલે રસરોટલીનું જમણ ગોઠવી બહારવટિયાને આમંત્ર્યા. બહારવટિયા બે ટોળીમાં રહેતા: એકમાં બલોચ હયાતખાં અને ભીમજી ખોજો, બીજીમાં ગોવિંદ, મૂળુવાળો અને ઓઘો માળી. ગામ ભાંગવું હોય ત્યારે એકઠા થતા, યોજના ઘડતા અને નક્કી કરેલ ગામ પર છાપો મારતા. હયાતખાં, ગોવિંદ અને ભીમજી ગામ પર ત્રાટકે, બાકીના ગામ બહાર ઘોડાં સાચવે અને નક્કી કરેલ સ્થળે ઘોડાં લાવે—લઈ જાય.

રસરોટલી જમીને બહારવટિયા કોઈક શહેર ભાંગવાનું પરિયાણ કરવા બેઠા. પટેલ ગામ તરફ ગયા અને પોલીસ ઉપરીને બાતમી પહોંચાડી. બાર વાગ્યા સુધીમાં દોઢસો–બસો પોલીસ આવી પહોંચ્યા. એકનો સુમાર થયો. બહારવટિયા જમી પરવારીને આડાવળા થયા હતા, કોઈ સૂતા હતા, ગોવિંદ ફાળિયું પહેરી નહાવાની તૈયારી કરતો હતો. પોલીસે ગામ ઘેરવા માંડ્યું અને ગામ ખાલી કરવાનો હુકમ આપ્યો. ગોવિંદને ગંધ આવી ત્યાં ઘર ઘેરાઈ ગયું હતું. નહાવાના ફાળિયાભેર અને ખમીસભેર એ બહાર નીકળ્યો. ગામ ખાલી કરી જતાં ગામલોકો સાથે ભળી જઈને ભાગવાનો ઇરાદો હશે એટલે પહેરણ પહેરીને માથે સાફો બાંધ્યો હશે.

પણ એ ઓળખાઈ ગયો. એની છાતીમાં એક ગોળી વાગી તોયે એ વંડી ઠેકીને આગળ વધ્યો, પણ પડ્યો. ત્યાં જ મરાયો. [૧૨–૫–૧૯૪૩એ મળેલો ગોવિંદ સોનીનો બાપુજી પરનો પત્ર ૧૪–૫–૧૯૪૩ના 'ફૂલછાબ'માં ઘેરઘેર વંચાતો હતો એવે સમયે મધ્યાહ્‌ને થયેલા ધિંગાણાનો અહેવાલ, ૨૧–૫–૧૯૪૩ના 'ફૂલછાબ'માંથી ટૂંકાવીને.]



## ‘રાજથળીના બોધપાઠ’

[૨૧-૫-૧૯૪૩ના ‘ફૂલછાબ’ના અગ્રલેખમાંથી ટૂંકાવીને.]

સલામો છે એ બે મુસ્લીમ જુવાનોને-પાલિતાણાના હસન રાજેભાઈ અને હસન મલેકને-કે જેમણે હયાતખાંને બીડેલા ઘરમાંથી પડમાં આવવાનું પડકારતાં બહારવટિયાની બંદૂકને પોતાના પ્રાણ ચખાડ્યા.

સલામો છે ટૂંકપગારીઆ સિપાહીઓ ને પેદલોને જેમણે હસનો જેવા જ અંજામની તૈયારી રાખીને ઘરબાર છોડ્યાં હતાં.

સલામો છે કોન્સ્ટેબલ લાભશંકર જેવા બ્રાહ્મણને જેણે હયાતખાંને મોતની બથ ભરી લીધી હતી.

સલામો છે ગોવિંદ, ચારખાં અને હયાતખાંનાં શબોને.—ભરયૌવનને લોહિયાળ કરી મૂકનારી ખૂન-લૂંટની કારકિર્દીનો વહેલાસર અંત આવ્યો, વધુ રક્તપાતમાંથી તેઓ બચી ગયા, કળકળતી ત્રાસખોરી અને ઘેલી દિલાવરીનાં ખોટાં જમા-ઉધાર પાસાં ચિતરાતાં અટક્યાં, અંગત વૈરવૃત્તિમાંથી ભભૂકી ઊઠેલા અગ્નિ-દાવાનલ ઓલવાયા અને તેઓએ માગ્યું હતું તેવું ધિંગાણે મોત મળ્યું.

રાજથળીનો બોધપાઠ છે કે કાઠિયાવાડ પર ગુજરતા રહેલા આવા અસ્ખલિત કે'ર ‘આ સ્ટેઇટ મારું ને આ હદ પારકી, મારું જો સચવાતું હોય તો પાડોશીનું છો નખ્ખોદ જતું’ એવા મતિવિભ્રમને જ આભારી છે. સમગ્રદૃષ્ટિના ટુકડેટુકડા થઈ ગયા છે. ‘આખો સૌરાષ્ટ્ર મારો ને સમગ્ર સુખદુઃખમાં હું અણછૂટકે ભાગીદાર છું’ એવી ભાવના જડમૂળથી ખતમ થઈ છે. એમ ન હોત તો ચાર-પાંચ નમૂછીઆઓ એકસો ચાલીસ-પચાસ ગામડાંને ધમરોળતાં મોજ માણતાં છડેચોક વિહરે એ વાત કે'દાડાની અશક્ય બની હોત.

સૌથી મોટો બોધપાઠ તો બાકી છે. રાંધી રાખેલી રસોઈ પર પહોંચી જઈ કીર્તિના ખૂમચા પર ત્રાપટ દેનારાઓ ન ભૂલે કે વિજયના જલસાઓ, હજારોની થેલીઓ, ખુશાલીઓના તારો અને અખબારોનાં વધામણાંની સામે દોઢ વર્ષનાં રૂધિર-ખામણાં અને ગરીબ ધરધણીઓની લુંટાયેલી લક્ષ્મી, ઓરતો-બાળકોના ફફડાટ અને વિધવાઓના વિલાપ રેલાઈ રહેલ છે. આજે તો દિન ઊગે છે પ્રાયશ્ચિતનો, નહીં કે મહોત્સવનો.

જલસા જામે છે, ને પાછલી બારીએથી બહાવટિયાને આશરો દેનારા પલાયન થઈ જાય છે એ કેમ ચાલે? જલસા તો જનતા તે દિવસ કરશે જે દિવસ આ દોઢ વર્ષના અત્યાચારોના પરદા પાછળના સંચાલકો ન્યાયની દેવડીએ ઘસડાઈને સાચી શિક્ષા પામશે, પોલીસખાતાંઓના રોજિંદા વહીવટમાં પેઠેલી ખટપટો અને લાપરવાહીઓ દૂર થશે અને બંધુભાવથી સહિયારાં કામ કરવા પ્રેરાશે.

અને એ ક્યારે થશે? જ્યારે ખાતાંના સૂત્રધારો રાજપ્રપંચની પથરાઈ ચૂકેલી શતરંજનાં પ્યાદાં ખેલવા બેસવાની ગંભીર ભૂલ સુધારીને શુદ્ધ સિપાહીગીરીની કારકિર્દીને વધુ કીમતી ગણશે; અંગત ગેરલાભને કારણે કચવાયેલી ગુપ્ત ગ્રામ્યશક્તિઓ કિન્નાને બહારવટે ચડી બરબાદ થાય તે પૂર્વે જ સારી દોરવણી અથવા સમયસરની શિકસ્ત આપીને એને લોહીઆળ પંથેથી તેઓ પાછી વાળશે.

આજ તો આ રાજ્યની આગેવાની જ જલસાભૂખી છે. ખાતેખાતાંમાં જલસાની ક્ષુધા છે. જલસા વગર જીવવું અશક્ય બન્યું છે. જલસાના ઝળહળાટ વડે કૈંકને ભીતરનાં ભોંયરાં ઢાંકવાં છે. બહાદુરો એમાંથી બચે.



## (૩૪૨) રમણિક લા૦ મેઘાણી ઉપર

રાણપુર : ૧૧-૭-૧૯૪૩

રમણિકભાઈ,

૦૦૦૦૦ વ્યાખ્યાનો માટે તમને મેં કેટલો શ્રમ આપ્યો છે તે હું સમજું છું પણ આ કામ તમારા વગર હું કોની પાસે કરાવત? પ્રભુના મોકલ્યા જ તમે આવ્યા. મહેન્દ્રને પણ કહેવાની મારી હિંમત નહોતી ચાલી. તમારા પર હું એથી પણ વધુ હક્ક ધરાવતો હોઉં એમ મન કહે છે.

રતુભાઈનાં લખાણો પણ સરસ રીતે ગોઠવાઈને મળી ગયાં. તેમનો કાગળ પણ આવી ગયો. હું એ પુસ્તક બનતી મહેનતે સારા સ્વરૂપમાં બહાર પાડીશ. મારી ઇચ્છા તો આઠ આનાની શ્રેણીને બદલે મોટા—છે તેટલા કદમાં—[પ્રગટ કરવાની છે.] નામ પણ સારું જ મૂકશું. એનું પ્રકાશન ક્યારે કરવું તે નક્કી નથી કર્યું.

'તણખલાં' વિશેનો અભિપ્રાય નાસિક જેલથી શ્રી શાંતિભાઈએ મોકલાવ્યો છે. વેચાણ પણ ૧૧૭૨નું થઈ ગયું છે. આપણે ચૌદસો છપાવેલી. મને લાગે છે કે બે-ત્રણ મહિનામાં જ તમે બીજી આવૃત્તિ કરી શકશો.

તમે છેવટે કલકત્તા જવાનું જ ઠરાવ્યું એ જાણ્યું. એ તમારા વિચારમાંથી મારે તમને વિચલિત કરવા જ નહોતા, નહીં તો ખરી જરૂર પણ મારે જ હતી અને શ્રી રામજીભાઈ કરતાં મારી સાથેનું જોડાણ તમે વધુ પસંદ કરત. સુખેથી કલકત્તા જાઓ અને ત્યાંથી પત્રવ્યવહાર નિયમિત કરતા રહેશો. અમે સૌ કુશળ છીએ.

ટાગોર વિશે તમે જરૂર જરૂર સામગ્રી લખી કાઢશો. આપણે એ વહેલી તકે બહાર પાડીએ. તમારું શરદિન્દુની વાર્તાનું 'કુમાર'વાળું ભાષાંતર બહુ સુંદર થયું છે. વાર્તા પણ અદ્‌ભુત છે. વાર્તા જ છે કે સત્ય ઘટના?

મુંબઈ ઑગસ્ટની ૨૦-૨૨માં આવું છું. તા૦ ૨૪થી ૨૮ ભાષણો છે.

ઝવેરચંદ

*

† 'રતુભાઈનાં લખાણો' : રતુભાઈ કોઠારીએ લખેલાં મુંબઈ શહેર વિશે પ્રાસંગિક લખાણો 'ફૂલછાબ'ની 'કોલાબાને કિનારેથી' શીર્ષક કટારમાં પ્રગટ થતાં.

† 'તણખલાં' : 'બનફૂલ' નામના બંગાળી લેખકના પુસ્તક 'તૃણખંડ'નો રમણિક મેઘાણીએ કરેલો અનુવાદ ફૂલછાબ નવપ્રકાશન શ્રેણીમાં પ્રગટ થયો હતો.

† 'શરદિન્દુ'ની વાર્તા : શરદિન્દુ બંદ્યોપાધ્યાયની વાર્તા 'ચંદનમૂર્તિ'.

† 'ભાષણો' : મુંબઈ યુનિ૦ની ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં 'લોક-સાહિત્યનું સમાલોચન' શીર્ષક નીચે ઑગસ્ટ ૧૯૪૩માં આપેલાં પાંચ વ્યાખ્યાનો.

† રામજીભાઈ: રામજી હંસરાજ કામાણી, જીવણલાલ લિ૦ના ભાગીદાર.

(૩૪૩) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૯–૮–૧૯૪૩

રમણિકભાઈ,

૦૦૦૦૦૦ ઇન્દુ, મસ્તાન, નાનક વગેરે સૌ મજામાં છે. હું, બા ને નિમુ અને મોરબીથી બંધુમતી, બધાં જોડે મુંબઈ તા૦ ૨૧મીએ જશું. ભાષણો તા૦ ૨૪મીથી છે. શરદિન્દુ બેનરજીને મળી આનંદ પામીશ. નવી પુસ્તિકાઓ માટે કાગળનો સ્ટૉક મેળવવા તજવીજ ચાલે છે.

ત્યાંના વાતાવરણની વાત તમારા જ શબ્દોમાં 'ફૂ૦'માં લેવા ઇચ્છા છે. વિશેષ કાંઈ લખી શકો? કાંઈ શબ્દચિત્રો? કાંઈ ભૂખ્યાં સાથેની વાતચીતો?

નાથાભાઈ છૂટ્યા પણ હજુ આંહીં આવ્યા નથી. બેએક દિવસમાં આવશે. મારો પ્રશ્ન આ વખતે ઉગ્ર બનશે એમ માનું છું. હું જે માગીશ તે તેમનાથી નહીં અપાય, તેમ કાર્યાલયની કાયમી વ્યવસ્થા પણ નહીં થાય. ઘણે ભાગે તો હું છૂટો જ થઈશ.

લિ૦ ઝવેરચંદ

*

† 'ત્યાંના વાતાવરણની વાત' : બંગાળના ભીષણ દુકાળનું વર્ણન.



(૩૪૪) **પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર**

મુંબઈ : જન્માષ્ટમી : [૨૩–૮–૧૯૪૩]

વહાલી,

આંહીં આવીને ચોથે દિવસે કાગળ લખવા બેઠો છું. પરમદિવસે તાર કર્યો હતો. ટપાલના ટાઇમ બહુ વહેલા થયા છે એની ખબર જ ન રહી. કાલે ઘાટકોપર ગયો તેમાં અટવાઈ ગયો.

તમારું ભરતકામ ભાઈલાલને તથા પ્રભાબહેનને ઘેર કેટલાક મહેમાનોને બતાવ્યું. કેટલુંક ખરીદાઈ પણ ગયું. હજુ ઘણે ઠેકાણે બતાવવું છે. આંહીં ખૂબ ખપે તેમ લાગે છે. ઘણે ઠેકાણે જવું છે. માટે એ કામ પર જોર આપજો. બ્લાઉઝ પણ ચણિયા સાથે સેટરૂપે ભરાવવાની જરૂર છે એ માગણી થાય છે. એક બાંય ભરવી. બાકી આખું ભરતકામ કરવું. આ ટ્રંક તો આંહીં ખાલી કરીને જ લાવીશ.

ઘાટકોપર કાલે જઈને ચૂંદડી ઓઢાડી આવ્યા. ૩૦ અડસઠનાં કપડાં લીધાં. ૩૦ ત્રણ સાથે મૂકેલા. સૌને ગમ્યું છે. રાત ત્યાં રહ્યો હતો. ચુનીભાઈ સાથે હતા. ભાભીને બતાવ્યાં હતાં. માટુંગા આંટો જઈ આવ્યો છું.

કાલથી મારાં ભાષણો શરૂ થાય છે. આજ સુધી રાતે સારી ઊંઘ નથી આવતી. ભટકવાનો શ્રમ બહુ પડે છે. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† પ્રભાબહેન : પ્રભાબહેન ભાનુરાય શુક્લ.

† ચુનીભાઈ : ચુનીલાલ ક૦ પારેખ, બનેવી.

† 'ભાભીને બતાવ્યાં હતાં' : મહેન્દ્રભાઈના વેવિશાળ પછી લાલચંદ મેઘાણીનાં પત્ની ગોદાવરીબહેન સાથે કન્યા—નિર્મળા ના૦ ખેતાણી—નો પરિચય કરાવ્યો.



## (૩૪૫) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

મુંબઈ : ૨૫–[૮]–૧૯૪૩

મારી વહાલુ ચિત્રા,

૦૦૦૦૦ ગઈ કાલે મારું પહેલું વ્યાખ્યાન થઈ ગયું છે ને લોકોને તેથી સંતોષ થયો છે. ઓંવી તો બહુ વખણાઈ—કમળાબહેનનો જ રાગ કાઢી શક્યો. આજે સાંજે બીજું છે. આખો દિવસ બેસીને ભાષણ મોંયે કરી લેવું પડે છે કારણ કે ત્યાં વાંચવાનું ફાવતું નથી, ચશ્માં હોવાથી મુશ્કેલી પડે છે ને વળી ઘણું ઘણું થોડા વખતમાં કહી નાખવું એટલે વાંચ્યું પોસાય નહીં.

તમારાં ભરતની ચીજો તો ખપવા મંડી છે. કાળા રંગ પરનું ભરત વધુ ગમે છે. ચણિયા કાળા રંગ પર જ હવે ભરાવશો. નવા ઑર્ડર પણ નોંધીએ છીએ પણ હજુ તો ભગિની સમાજ વગેરેને જઈ ને બતાવવું બાકી છે. ખૂબ ચાલશે. માટે એ સારુ તમારે આંહીંથી કોઈ કાપડ જોઈએ તો હું લેતો આવું. ખાદી પર પણ થોડું કરીએ તો ઠીક. તો કેવી ખાદી કામ આવે? ટેબલક્લોથ વધુ માગે છે માટે કાળાં તેમ જ સફેદ ટેબલક્લોથ ભરાવવા મંડશો. એ માટે મારે આંહીંથી શું શું લાવવું તે જણાવો.

વહાલી ! અશોક, બંટુ, બાબો ને મોટો—જીકો બહુ યાદ આવવા માંડ્યા છે. મારો અશોક શું કરતો હશે? છોકરાં તમને સતાવતાં તો નથીને? સૌ તમારી સાથે શાંતિથી સંપીને રહેતાં હશે. તમે મોટાં છો, સૌને ઉદાર દિલ રાખી સાચવતાં હશો એ તો ખાતરી છે. હું ભરતકામનો પૂરો બંદોબસ્ત કરવા માગું છું. તે માટે એકાદ દિવસ વધુ પણ રોકાઈશ.

આંહીં ચુનીભાઈ, ગુલાબ ને અનુ મારી પૂરતી સંભાળ રાખે છે. ભાનુભાઈ–પ્રભાબહેન પણ ખૂબ સાચવે છે. બીજે ક્યાંય જતો નથી.

ઇન્દુ, પ્રભુદાસભાઈ અને હું ફોન પર મળ્યા છીએ. કાલે તેને ઘેર જમવા જઈશ. એની ઇન્દુ આજે સાંજે ભાષણમાં આવવાની છે. કાન્તા–કુસુમ છૂટી ગયાં છે. આપણા

## (૩૪૬) પૂ૦ ચિત્રાદેવી-બા ઉપર

મુંબઈ : ૨૬–[૮]–૧૯૪૩

મારી વહાલી,

૦૦૦૦૦ આંહીં તો શિર પર સો મણની શિલાનો ભાર. ચાલીસ મણ ઊતર્યો, હજુ સાઠ મણ બાકી છે. ઉપરાંત 'ફૂલછાબ'ની સ્થિતિ, પગાર વગેરેની ભાંજગડમાં પહેલા ચાર દિવસ ખોપરીના છૂંદા કરવા પડ્યા. હજુ કાંઈ નિશ્ચિત નથી. આંહીં ભાષણ મોંયે ગોખી તૈયાર કરવામાં તેમ જ યુનિ૦ને સોંપવા જેવી સ્વચ્છ નકલો વળી ફરી વાર કરાવવામાં આખો દિવસ જાય છે. ક્યાંય જઈ શકતો નથી, ફરવા પણ નહીં. રાતે પાંચ–છ કલાક માંડ સૂવા મળે છે. ઊંઘ આવે, ન આવે. વહેલું પતાવીને ઘેર પહોંચી જવા દિલ દોડે છે પણ ભાષણોનું કામ, તમારા ભરતનું પૂરું વેચાણ કરી નાખવાનું કામ ને ૦૦નો હિસાબ ગોટાળિયો પડ્યો છે તે ચોખ્ખો કરાવવાનું કામ તેમ જ આપણે માટે કપડાં વગેરેની ખરીદી, એટલું કામ પતાવ્યા વિના છૂટકો નથી. મિત્રો–સ્નેહીઓને મળવાનો મોહ નથી. પ્રભાબહેનને ઘેર રાતે જેઓ આવે છે તેમને ભરત બતાવું છું. માટુંગા–ઘાટકોપર પણ એક જ વાર જઈ શક્યો છું.

છોકરાં તો મારા જેવા પ્રેમાળ પિતાને ન સાંભરે એ તું માની શકે છે ખરી? પત્ની—તારા જેવી મારી સંભાળ રાખનારી પત્ની—તો ઊલટાની આંહીં દૂર બેઠે વધુ સાંભરે. આપણે બહુ જુદાં રહ્યાં નથી એટલે એકલાં અગવડ પણ ઘણી લાગે. છોકરાં નજર સામે તરવરે. બાબો કેમ કાગળ લખતો નથી? એ શું કરે છે? અશોક પાસે કાગળ લખાવવો. એ જાણે કે પાસે સૂતો સૂતો ઉછાળા મારે છે. એ જ

લિ. ઝવેરચંદનાં બટકાં

*

† 'સો મણની શિલાનો ભાર, ચાલીસ મણ ઊતર્યો' : ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાનાં પાંચ પૈકી બે વ્યાખ્યાનો પૂરાં થયાં.

† 'ફૂલછાબ'ની સ્થિતિ : જુઓ પત્ર ક્ર૦ (૩૫૮)

*

### ગતિમાન સૌંદર્ય

"...તંદુરસ્તીમાંથી જ જે સૌંદર્ય વિકસતું હતું તે સૌંદર્યને, તે ચંચળ, ગતિમાન, સ્ફૂર્તિભરપૂર, જાજરમાન નારીરૂપને જ લોકસાહિત્યે ઉપાસ્યું છે. કોઈ પણ ઠેકાણે સોરઠી લોકસાહિત્યમાં થીજીને ઊભેલું સૌંદર્ય નહીં નિહાળો : ગતિ, ગતિ, બસ ગતિનાં જ સ્પંદનો :

કાઠિયાણી કડ પાતળી, હલકતી માથે હેલ્ય,
બરડા કેરી બજારમાં ઢળકતી આવે ઢેલ્ય.

મારૂઈ નાઈ ગંગજળ, ઊભી વેણ સુકાય,
ચંદન કેરે રૂખડે, (જેમ) નાગ ઝપાટા ખાય.

મારૂઈ ચલી મોલ પર, દીપક લગાડે,
જાણે હનમા હાલિયો, લંકા લગાડે.

એ છે ગતિમાન સૌંદર્યના નમૂના. ... લોકસાહિત્યમાં કોઈ પણ સ્થળે નારીરૂપ નિષ્ક્રિય ઊભેલું નહીં જુઓ. .... લોકગીતમાં ચિત્ર છે :

છલકાતું આવે બેડલું
મલપતી આવે નાર રે
મારી સાહેલીનું બેડલું."

[ઠક્કર માધવજી વસનજી વ્યાખ્યાનમાળાના બીજા વ્યાખ્યાનમાંથી.]



## (૩૪૭) પૂ૦ ચિત્રાદેવી—બા ઉપર

મુંબઈ : ૨૮–૮–૧૯૪૩

મારી વહાલી,

૦૦૦ પહેલા કાગળમાં દુઃખ અને રોષ ભર્યા શબ્દો હતા તેથી મને ચિંતા થતી હતી. આજના પત્રમાંથી મને હિંમત મળી. બધાંને આનંદમાં જાણી હું સુખ પામ્યો. મારાં ચાર વ્યાખ્યાન પૂરાં થયાં. આજે છેલ્લું છે. ઈશ્વરકૃપાથી એ પણ પાર ઊતરે તો સારું. લોકોની ગિરદી બહુ અકળાવે તેવી થાય છે. શ્રમ ઘણો, ઊંઘ આવે નહીં. હવે તો નિરાંતે બોટાદ આવીને ઊંઘાશે.

કાલે ઘાટકોપર જઈશ. પરમદિવસથી બીજાં વ્યાવહારિક કામો પતાવવા લાગીશ. જેમ બને તેમ જલદી પૂરું કરી ફારગ થઈશ. ભગિની સમાજમાં બતાવવાનું કારણ એ કે ઘણાં બૈરાં આવશે. તમે ત્યાં આવેલા કાગળોના જવાબ બરાબર જલદી દેશો. આંહીં હું કેટલાક સ્ટોરોમાં પણ જવાનો છું. ૦૦૦૦૦

બંટુ દીકરો તો બીમાર મટ્યો જ નહીં. એવા રમતિયાળ છોકરાને આ શું થવા લાગ્યું? અશોક શું કરે છે? પદ્મી તો 'એં–હેં–હેં–હેં' કરતી હોય એવો સ્વર આંહીં સંભળાય છે.

લિ૦ વાલુનાં ચુંબનો—ટાઢાં નહીં, ધગધગતાં

*

† બંટુ : પુત્ર જયંત

† પદ્મી : બીજી પુત્રી પન્નલા, હાલ પન્નલા અ૦ દેસાઈ.

*

## આનંદ અને આશ્ચર્યની આભા

"ઝવેરચંદ મેઘાણી લોકસાહિત્યનાં વ્યાખ્યાનો આપવાના છે તેવા સમાચારોને કારણે મુંબઈના ગુજરાતી સ્ત્રી-પુરુષો તે સાંભળવા તલસી રહ્યાં. વ્યાખ્યાનમાળાનું નામ કે કૉન્વોકેશન હૉલની માહિતી ન હોય તેવાં મેઘાણીના નામથી સભાસ્થાને ઉતાવળાં આવી રહ્યાં હતાં. જગ્યા નહીં મળે એવી બીકે લોકોએ પહેલેથી ખુરસીઓ રોકી લીધી હતી. હૉલની બહાર પરસાળ અને આંગણાના બગીચાની લીલા ઘાસની જાજમ શ્રોતાઓથી ચિક્કાર ભરાઈ ગઈ હતી.

બેઠી દડીના, કાઠિયાવાડી સાફા અને સુરવાળમાં સજ્જ, મેઘાણીભાઈ આવ્યા અને પ્લેટફૉર્મ પર પડેલા ટેબલ ઉપર ચડી ઊભા ઊભા જ એમણે કાર્યક્રમની શરૂઆત કરી ત્યારે મિનિટો સુધી આનંદવિભોર શ્રોતાઓએ તેમને તાળીઓના ગડગડાટથી વધાવી લીધા. બુલંદકંઠી મેઘાણીભાઈએ માઇકને દૂર રાખ્યું અને એમના કુદરતી અવાજે આનંદની અને આશ્ચર્યની આભા સરજી. ટેબલ પર ઊભા ઊભા શબ્દસ્વામીએ જ્યારે દેહની છટા, હાથપગનાં ડોલન, આંખ અને મુખનાં ભાવદર્શનથી સાંતાલની નારીનું મનોરમ્ય ચિત્ર ખડું કર્યું ત્યારે પ્રેક્ષકો-શ્રોતાઓ ડોલી ઊઠ્યા. હૉલમાં પડેલા પડઘા હજી પણ તાજા છે :

> દીઠી સાંતાલની નારી રે, આજ દીઠી સાંતાલની નારી;
> માથે માંડેલ છે માટીની રૂંઢલી, ઘાટીલા હાથમાં થોડી થોડી બંગડી,
> પાતળિયા દેહ પરે વીંટેલી ચૂંદડી, કાયાની કાંબડી કાળી.

શબ્દેશબ્દ સાથે દેહના સર્વે અવયવો સ્વાભાવિકતાથી એકતાલ બની ગયેલા જોઈને લોકો આફરીન થઈ ગયા ત્યાં તો વળી એવું જ બીજું ભાવસભર ગીત આંખકાન સમક્ષ તાદૃશ્ય થાય છે :

> ગામના માણસ મૂરખા રે એને કાળવી કે'તા રે
> હું કે'તો કૃષ્ણકળી, કૃષ્ણકળી, કૃષ્ણકળી રે...
>
> કાળી ! ભર દેહડી કાળી
> મેં તો જોઈ આંખ બે કાળી
> હરણાંવાળી રે !

લલકારતા મેઘાણીભાઈની આંખો અને આંગળીઓએ પ્રચંડ જનસમૂહ સમક્ષ કૃષ્ણકળીને જીવંત કરી દીધી હતી !" [રતુભાઈ કોઠારી લિખિત નોંધ, સંપાદિત.]

## (૩૪૮) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

મુંબઈ : ૧–૯–૧૯૪૩

વહાલી ચિત્રા,

મારી વાટ રોજ જોવાતી હશે, રોષ ચડતો હશે, ત્રાસ થતો હશે. પણ એ બધું ભોગવીને આંહીંનું કામ પૂરું કર્યા વગર છૂટકો નથી. હવે પહેલું કામ પૂછી લઉં. તમારું ભરત લગભગ બધું ગયું. ફક્ત કોર રહી. એ પાછી લેતો આવું કે આહીં રાખું?

તમારી ઇચ્છા વિરુદ્ધ પણ ભગિની સમાજમાં બતાવ્યું. હંસાબહેને† એ લેવા જોવા સૌને ભલામણ કરી. ઘણું વેચાઈ ગયું. વધુની માગ છે. ચોપાસથી બધાં માગે છે. સાડી, પોલકાં, ટેબલક્લોથ વગેરે. કેટલાક લોકો મને રેશમ પર સાડી, પોલકું અને ચણિયો ભરાવવા આપવા માગે છે, ખરચ ગમે તેટલું થાય તેની અડચણ નથી. પણ રેશમ કેવું લાવવું? રંગેલ કે રંગ વગરનું? ત્યાં રંગાવી શકાશે? પોચું લાવવું કે કડક? જાડું કે પાતળું?

સૂતર આંહીં મિલમાં પાકું રંગેલું મળે છે. અધશેર–અધશેર લેતો આવીશ. ભરતના બધા રંગો લાવીશ એટલે ત્યાં રંગાવવું ન પડે. ખાદી લાવવા લખો છો પણ કેવી લાવું? ભરવામાં કેવી હોય તો ખપ લાગે? અથવા કાઠિયાવાડ ચલાળા વગેરે ઠેકાણેથી જ લાવીએ તો ઠીક. આંહીંથી કેવી લાવવી તેમાં ભૂલ થશે. મોંઘી પણ બહુ જ છે.

આંહીં એજન્ટો થવા ઘણા માગે છે. માલ ઘણો મગાય છે. તમે તૈયાર કરાવો છો? પાતળા કાપડ પર ન થઈ શકે? પોશાક માટે આ કાપડ જાડું પડે છે. ૦૦૦૦૦ વેચાણ કરવામાં પ્રભાબહેને† બહુ જ ઉત્સાહભેર ભાગ લીધો છે. એ થોડા દિવસ બાદ કાઠિ૦ માં આવશે ત્યારે ભરતકામ બાબત સમજાવવા આવશે. મને તુરત જવાબ લખવો. આ કામ મોટા પાયા પર ઉપાડવા જેવું છે. ખપવાની મોટી તક છે. લોકો કિંમતની પરવા કરતા નથી પણ સારું કાપડ માગે છે. મને તો થાય છે કે હું પણ રાણપુરનું કામ છોડીને તમારા કામમાં પડી જાઉં!

બહેન ઇન્દુ, મસ્તાન, નાનક, બાબા, બંટુ, પદલી, અશોક, બધાં શું કરો છો? મારી વાટ જોતાં હશો. હું તો બહુ રોકાઈ ગયો. ૦૦૦૦૦૦ મારા હાથ ચાલતા નથી. શું કરું? બધાં છોકરાં [ ? ]

[અધૂરો]

*

† હંસાબહેન : હંસા મહેતા.

† પ્રભાબહેન : પ્રભાબહેન ભાનુરાય શુક્લ.

## તાબૂતના વિલાપ

"....મૃત્યુનાં વિલાપગીતોનો મુસ્લિમ વિભાગ ઉવેખીએ નહીં. કરબલાના શહીદ ઇમામ હુસેનની પ્રત્યેક સંવત્સરીના ઉજવણારૂપી મોહરમમાં ઓરતો માતમ કૂટતી કૂટતી જે વિલાપ ગાય છે તે પણ તાલબદ્ધ કાવ્યમય ગીતો છે.

ગુલછડિયાં રે ગુલછડિયાં રે;
રણમેં ખેલે ઇમામ ગુલછડિયાં!

હાય વોય રે લીલા રંગા દો કપડા;
હાય વોય રે પાની કે પ્યાસે જંગલમેં!

હાય રે બના કાસમ ગહેરનમેં મારે;
મેંદી જોગે મારે—હાય રે બના;
દુલદુલ જોગે મારે—હાય રે બના!

"આવાં માતમનાં વિલાપગીતો મેં મોહરમની રાત્રિઓમાં જઈને ચોકમાં બેઠી બેઠી કૂટતી ને ગાતી મુસ્લિમ ગુજરાતણોને કંઠેથી ઝીલ્યાં છે. એ ગુર્જર લોકવાણી જ છે."

[ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાના પાંચમા વ્યાખ્યાનમાંથી.]

## (૩૪૯) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

ગુરુ

વ્હાલી મારી ચિત્તુ,

બેઉ કાગળો મળ્યા. કેટલી બધી સ્નેહે ભરેલી! વહાલી! ન દુભાતી, ન અધીરી બનતી. તને કાગળમાં લાંબા લખાણથી તરબોળ કરી નવડાવી નાખું એવું થાય છે પણ આજે ક્ષમા કરજે, પ્રિય, આજે મસ્તક ઊંચું કરી શકાયું નથી. બહુ કામ. તું પણ દુ:ખતા હાથે તકલીફ ન લેતી. ભલે થોડું લખજે, ફક્ત કુશળ–પત્ર પાઠવજે. જેવું સુંદર હિન્દી તેથીય સુંદર ગુજરાતી! તને હું કાલે નિરાંતે લખીશ. પરમદિવસ આવીશ.

લિ૦ તારો જ વહાલો

*

## 'પ્રીતિકાંઠાનાં અમે પંખીડાં'

"ખારવા, ક્ષત્રિયો, વણિકો અને બ્રાહ્મણો, તમામના બનેલા સમગ્ર લોકસમૂહ ઉપર નારીની વિજોગણદશાએ એક પ્રકારની કાવ્યરસિકતા પાથરી દીધી છે. દુહાબંધી ગૂંથી વાર્તાઓમાં, રાસગરબામાં, ખલાસી નારીઓનાં ગીતોમાં, વિપ્રલંભે મુખ્ય સ્થાન

મેળવ્યું છે. ચારણી ઝડઝમક–કાવ્યો પણ વિશેષે કરી વિજોગને ઉપાને છે. ગરબે ઘૂમતી સ્ત્રીઓ ચૌટામાં ગાય છે :

વા વાયા ને વાદળ ઊમટયાં
મધદરિયે ડૂલેરાં વા'ણ, મોરલી વાગે છે.
આ હાલાર શે'રના હાથીડા
કાંઈ આવ્યા અમારે દેશ, મોરલી વાગે છે.
છેલછોગાળો હોય તો મૂલવે
ડોલરિયો દરિયાપાર, મોરલી વાગે છે.

"દરિયાપારના 'ડોલરિયા'ને કોઈ માનવી તો કાગળ પહોંચાડવા શક્તિમાન નથી એટલે :

કુંજલડી રે સંદેશો અમારો, જઈ વાલમને કે'જો જી રે;
પ્રીતિકાંઠાનાં અમે પંખીડાં, પ્રીતમ સાગર વિણ સૂનાં જી રે.

"..... લાંબી વિરહદશાને અંતે પુનર્મિલનનાં તો રડયાંખડ્યાં જ ગીતો છે :

થંભા થડકે ઘર હસે, ખેલણ લાગી ખાટ,
સો સજણાં ભલ આવિયાં, જેની જોતાં વાટ

અને પિયુમિલનની રાત્રિના પહોર :

પહેલો પોરો રેનરો, દીવડા ઝાકમઝોળ
પિયુ કંટાળો કેવડો, ધણ કંકુની લોળ
બીજો પોરો રેનરો, વધિયા નેહ સનેહ
ધણ ત્યાં ધરતી હો રહી, પિયુ અષાઢો મેહ

[ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાના
બીજા વ્યાખ્યાનમાંથી, ટૂંકાવીને અને સંકલિત.]



(૩૫૦) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૧૮–૯–૧૯૪૩

ભાઈ રમણિક,

કાગળ મળ્યો છે. થાક તો સફળતાનો પણ ચડે છે. એટલે હજુ તાજગી પામ્યો નથી. રવિભાણુવાળું મેટર પહોંચ્યું છે. શ્રી ઝવેરીના કાંઈ સમાચાર નથી.

ભાઈ પ્રાણલાલના અવસાનથી આપણાં બેઉ સ્નેહી કુટુંબોમાં એક મોટો ફટકો પડ્યો છે. આપણે તેમના સહદુ:ખી છીએ. રામજીભાઈ ને મણિભાઈ–વિઠ્ઠલભાઈ જેવા સ્વજનો પર આભ તૂટી પડયું છે.

'ચિત્રલેખા' તમે આપી ગયા છો? મને હાથવગું નથી. હું તપાસી જોઈશ. 'સોરઠી શણગાર' સારું ચાલે છે. ઘણી પ્રગતિ કરી છે.

પુસ્તિકા પ્રકાશન બાબત તો આંહીંના ઢંગ! કામનો ભરાવો ઘણો, પ્રેસ ફાજલ પડે નહીં. તમારું ત્યાં કેમ ચાલે છે? ખાવાપીવાનું શું કરો છો? સાચવીને રહેજો. રોગચાળો જરી પણ લાગે તો ન રહેશો. મુંબઈનાં સ્મરણોમાં ખાસ કશું નથી. લાભુભાઈ લગભગ સતત સાથે જ હતા એ એક લાભ થયો. એને મેં લોકસાહિત્યમાં પૂર્ણ ઉત્સાહથી આગળ વધવા કહ્યું છે. કંઠ બહુ સારો છે. કહેણી કેળવવી જ જોઈએ કારણ તે વગર આ પરંપરા નહીં ચાલે.

પુસ્તિકાની રોયલ્ટી દસ ટકા તમારે માટે ઠરાવી છે તે ઠીક છે. કામકાજ લખશો. કલકત્તાનો દુષ્કાળ-અગ્નિ ચોખાબાજરાની બાલદીઓ છાંટ્યે ઓલવાશે ખરો?

ઝવેરચંદ

*

† પ્રાણલાલ : પ્રાણલાલ વિઠ્ઠલભાઈ પારેખ.

† રામજીભાઈ : રામજી હંસરાજ કામાણી, પ્રાણલાલ પારેખના સસરા.

† મણિભાઈ : મણિલાલ પારેખ, પ્રાણલાલ પારેખના કાકા.

† 'સોરઠી શણગાર' : પૂ૦ ચિત્રાદેવી-બાએ કાઠિયાવાડના અસલ ભરતકામનો ગૃહોદ્યોગ 'સોરઠી શણગાર' નામથી શરૂ કર્યો હતો. બોટાદ અને આસપાસનાં ગામડાંની લોક વર્ણની સ્ત્રીઓ પાસે ગેરુ અને દીવાસળીથી કાપડ પર ભાતો આળેખાવી અને એમને કાપડ, આભલાં, હીર-સૂતરના દોરા, સોય વગેરે આપીને મહેનતાણાંના બદલામાં બા ભરત ભરાવતાં. પછી એ તૈયાર માલના વેચાણની મુંબઈમાં ગોઠવણ કરવાના કામમાં બાપુજી પોતાની મુંબઈની સફરો દરમ્યાન મદદ કરતા.

(૩૫૧) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

મુંબઈ : ૩૦-૮-૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

તારો લાહોરથી ૨૭નો કાગળ મળ્યો. દિલ્હીથી કાગળ મળતાં જ મેં તને એક્સપ્રેસ તાર કરેલો ને કાગળ પણ લખેલો પણ દેવદાસભાઈનો તાર મળ્યો કે તું તો લાહોર પાછો ચાલ્યો ગયો છે. તાર એમ કરેલો કે તું આંહીં આંટો આવી જા તો

મળીએ. બાકી કોઈ ચિંતા કરવા જેવી વાત નહોતી. ૦૦૦૦૦ તું કાશ્મીર ગયો તે સારું કર્યું. આનંદથી રહીને તબિયત સારી કરજે. શ્રી રતિભાઈ પણ લાહોર જવા શુક્રવારે રવાના થઈ કાશ્મીર આવે છે. મને કહ્યું પણ હું તો કાઠિયાવાડ પાછો જાઉં છું. એટલે દૂર આવી શકું નહીં. ઇન્દુના બે–ત્રણ કાગળો આંહીં હતા. એ લખે છે કે તારો કાગળ નથી. બાકી ત્રણે ખૂબ મજામાં છે. તું કાગળો ત્યાં લખતો રહેજે, એમના જવાબ ન આવે તો પણ.

મારાં પાંચ ભાષણો પરિણામદૃષ્ટિએ સુખરૂપ પૂરાં થયાં પણ બેશુમાર ગિરદીને કારણે મને શ્રમ બહુ પડ્યો. હવે ત્રણચાર દિવસમાં મુંબઈ છોડીશ.

તારી શંકા સંબંધે : તને એવી શંકા કેમ પડી? મારે તને કશું કહેવાનું નથી. ૦૦ની પ્રસિદ્ધ કરેલી ચોપડી સાથે તારું નામ જોડાય એવા દસ્તાવેજી પુરાવા એ નાદાન ૦૦ના ગજવામાંથી પકડાયા એ એક દુ:ખદાયક ને ચિંતાજનક વાત હતી. તારી કોઈ પણ પવિત્ર રાષ્ટ્રોર્મિનું હું અપમાન કરું નહીં પણ પારકાંઓની નાદાની તને તેમ જ તારા લાગતા–વળગતાઓને નુકસાન પહોંચાડે એનું દુ:ખ થાય. એ દુ:ખ એવું નથી કે જેથી તારા પ્રત્યે મન જરીકે ખાટું થાય. મારી મૃત પત્નીનાં ચારે બાળકો મને આ દુનિયાની કોઈ પણ બીજી વાત કરતાં વધુ વહાલાં છે. તેમના પ્રત્યે અન્યાય થઈ બેસે તેવી ભૂલો મારાથી થઈ ગઈ હશે પણ તે બદલ પ્રભુસાક્ષીએ રડું છું ને સતત પ્રાયશ્ચિત કરું છું. તારા પ્રત્યે મારી ચિંતા હોય તો તે એક જ છે. તું મારી સાથે ખુલ્લે મને વર્તી શકતો નથી; તું અલગપણું સેવે છે; પણ મેં મારું મન એમ વાળ્યું છે કે મારો તારા પર પ્રેમનો હક્ક હોઈ શકે, પિતા તરીકેનો સત્તાધિકાર નહીં, એટલે મારી ફરજ મારે બજાવવી, તારી લાગણીના વહેણને પરાણે વાળવા વિચાર ન કરવો.

તને હું મારાથી લેશ પણ દૂર કરવા તૈયાર નહોતો. કામ ઘણું હતું કે જે તું હાથ ધરત તો સારું પરિણામ લાવી શકત. હું તો તદ્દન થાકેલો છું ને હવે થોડા જ દિવસમાં રાણપુરની વેઠ છોડનાર છું. દુર્લભજીભાઈ, નાનુભાઈ વગેરે ઘણી આકર્ષક યોજનાઓ મારે માટે ઘડે છે પણ હું મુંબઈ પાછો રહેવા આવવા ઇચ્છતો નથી. બોટાદમાં જ પડ્યો રહીશ. તું તને પોતાને જેમાં સુખ પડે તે જ માર્ગે જઈ શકે છે. તને બીજું કશું ન ગમે તો બોટાદ પાછો આવ. તને દુર્લભજીભાઈ જે પ્રકાશનની યોજના સૂચવે છે તે ફાવે તો એમાં પડી જા. હું તો મારો થાક ૭ મહિનામાં ઊતર્યા પછી જ નવેસર વિચાર કરી શકીશ.

તું જેમ લાગણીઓને દબાવી રાખે છે તેમ હું પણ તારા પ્રત્યે મારી નબળાઈઓને વહેતી મૂકતાં અચકાઉં છું. તુંથી મને કોઈ વધુ પ્રિય નથી. It is I who sometimes feel like an orphan but I shall never never hang like a rope round your neck. [◻ અનુવાદ : ઊલટો હું નિરાધાર છું

એવું મને કોઈ કોઈ વાર લાગે છે, પણ તારે ગળે ઘંટીના પડની જેમ હું કોઈ દિવસ નહીં વળગું.]

ઝવેરચંદ

*

† પાંચ ભાષણો : મુંબઈ યુનિ૦ની ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યામાળાનાં વ્યાખ્યાનો.

(૩૫૨) **મહેદ્ર ઝ૦ મેઘાણી ઉપર**

મુંબઈ : ૨–૯–૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦૦૦ એક જ વાત કરું છું : તું ભાગ્યવંત છે. તને પિતા તરફથી જે ન મળ્યું તે મિત્રો–સ્નેહીઓ અને શુભચિંતકો પાસેથી છલકતે હાથે મળ્યું છે. તારા ગુણોને પણ એ ઘણું આભારી છે, પણ વધુ તો હંમેશાં આવો સ્નેહ વિધાતાના વરદાન સમાન હોય છે. એવી સ્નેહપ્રાપ્તિનો તું સદા અધિકારી રહે એ મારા આશીર્વાદ છે. મેં તને લખેલ કાગળ મળી ગયો હશે અને મનમાં શાંતિ અનુભવી હશે. મારી [પ્રત્યેની] કશી શંકા ન સેવતો. ૦૦૦૦૦૦ કાશ્મીરની હોડીઓમાં ફરીને તેમ જ ગામડાંમાં જઈને કાંઈ લોકગીતોના સૂરો ને શબ્દો પકડી લાવીશ? એ કરવા જેવું છે, ભલે બે–પાંચ ગીતો જ મળે. એ શોખ તારે કેળવવા જેવો છે.

રતિભાઈને મેં એ જ વાત કહી હતી કે તારા ઉપર એમના જેવા પ્રેમાળ કાબેલ અને નિષ્પાપ મુર્શદની જરૂર હતી. તું એના હાથમાં જેટલો ઘડાઈશ તેટલો સુખી થઈશ. એ જ

લિ૦ ઝવેરચંદ

*

† રતિભાઈ : રતિલાલ ઓ૦ ઝાટકિયા, ઉત્તરાવસ્થાના નિકટ મિત્ર.

(૩૫૩) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૧૭–૯–૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦ ધરથી, પિતાથી, ભાંડુથી દૂર પડ્યાં પડ્યાં તું જે ભીનાશ અનુભવે છે તે તો ઇષ્ટ છે, સ્વાભાવિક છે, પણ એકલા આનંદ લેતાં અફસોસ અનુભવે તે બરાબર

નથી. અમે પણ આનંદમાં છીએ, ને તું અમારા બધાંના વતી જ યાત્રા કરી રહેલ છે એમ માનીએ છીએ. વળી તેં જોયું–માણ્યું હશે તો ભાંડુઓને પણ મણાવી શકીશ. તારે માટે હજુ ઘણી તક પડી છે. ખેદ ન કરતો.

મારા ગૃહક્લેશનો ભાર મન પર રાખીશ નહીં. સંસાર છે, ખાટોમીઠો ચાલ્યો જાય. હાલ તો એકંદર શાંતિ છે. છોકરાં પણ લહેરમાં છે. તું એનો મનભાર રાખીને તારા બળને તોડી ન નાખતો.

મુંબઈનાં વ્યાખ્યાનોમાં મને વિરાટ મેદની વચ્ચે જોવાનો તારો મનોરથ સ્વાભાવિક છે. પણ તને શું કહું? હું એમાં આત્માનો સ્વાદ અનુભવતો નથી. મારું મન હમેશાં એવી કીર્તિથી દૂર ભાગે છે. હવે તો હું આત્મસંતૃપ્ત થતો જાઉં છું. હવે તો ઊલટાનો તને એ સ્થિતિમાં જોવાનો હું હક્કદાર છું. ০০০০০

ઝવેરચંદ

*

## ◆ ઊર્મિઓના અંકલાશમાં

"હૉલ ઊભરાતો હતો. પાંચ પાંચ કલાક અગાઉથી આવીને માણસો જગ્યા રોકી બેઠાં હતાં. હૉલની બહાર ઠઠ જામી હતી. હૈયેહૈયું મેઘાણીભાઈની ઝૂલતી–ડોલતી કાયા સાથે ડોલતું હતું. ટેબલ ઉપર ઊભા ઊભા, ઘડીક બે હાથ ઊંચા કરીને, ઘડીક વળી એક હાથ લંબાવીને અને ડોક થોડી વાળીને, આખા જંગી શ્રોતાગણને ગળે વળગાડીને લોકસાહિત્યનાં વિવિધ ઊર્મિજગતોની સહેલગાહો કરાવતા, રડાવતા ને હસાવતા, આવેગ અને આવેશની પાંખો પર ઊર્મિઓના અંકલાશમાં ચકરાવતા, કારુણ્યના ઘોર અંધકારમાંથી આકાંક્ષાના ઝાકઝમાળ સામ્રાજ્યમાં ઉગારી લેતા મેઘાણીભાઈની આકૃતિ હૃદયમાં કોરાઈ ગઈ છે, ધારું છું ત્યારે જોઈ શકું છું.

"તરઘાયા ઢોલ શા અને સિંધુડાના શોર શા એ મેના–ગુર્જરીની વાર્તાના ગીતબોલ કાનમાં ગાજ્યા જ કરે છે :

'કે અલીઆં ગલીઆં બોત ભલી,
તેરે પડદે કો લગા દું આગ રે!
'કે હિન્દવાણી તું હરામજાદી
પાદશાકુ દેવે જવાબ રે!

'ચકિત પાદશાહને ગુર્જરીએ એવા ને એથી ચઢિયાતા રોકડા જવાબ તો કૈંક દીધા, કારણ

'કે મુંને નવ જાણીશ એકલી,
મારે ગુજર ચડે નવ લાખ રે!"

[ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાના
ત્રીજા વ્યાખ્યાનનું એક શ્રોતાએ કરેલું વર્ણન.]

(૩૫૪) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૩૦–૧૦–૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

તારું કવર, હંમેશાંની માફક late fee paid, આજે સવારે મળ્યું. આમ મોડું ટપાલમાં નાખવાનું કારણ? ০০০০০০

તારા વ્યવસાય બાબત : છાપખાના ને પેપર બાબત તો ০০০০ સૌએ મને પણ વાત કરેલ પરંતુ એ સમગ્ર યોજનામાં કેન્દ્રરૂપે મારા પર જ મદાર. મારી ઇચ્છા કોઈ નવી જવાબદારી લેવાની નથી. આજે મારી કલમને પ્રતિષ્ઠા છે, કાલે હું એ ખોઈ પણ બેસું. લેખક પોતાના જમાનામાંથી ક્યારે બહાર ફેંકાઈ જાય એ કહેવાતું નથી. જે આજ સુધીની દુનિયા છે તેની પણ લોકપ્રિયતા ગમે ત્યારે લુપ્ત બને. ઉપરાંત હું તો હવે થાકેલો છું. મારા આજના સ્થાનથી ભ્રષ્ટ થવા હિંમત નથી. મારું સ્થાન રાણપુર છે. પેપરનું કામ છોડ્યા પછી પણ પુસ્તકલેખન–પ્રકાશન રાણપુરથી જ થાય તો કાંઈક ટકી રહેવાય. એટલું મારા પૂરતું.

હવે તારા પૂરતું : છેલ્લાં બે વર્ષમાંથી તારે મોટો પાઠ એ શીખવાનો છે કે તું તારી ઉંમર, ઘડતર, ભણતર, બધાંને માટે સ્વાભાવિક એવી તદ્દન અસ્થિર મનોદશામાં ઝોલાં ખાય છે. તારા નિર્ણયો તદ્દન તારા પોતાના સ્વતંત્ર, એટલે બીજા કોઈનો દોષ દઈ શકાય નહીં. સાધનનો પણ અભાવ તને નડ્યો નથી, તારે માર્ગે કોઈ પણ રોધક તત્ત્વ નડયું નથી, એટલે તારે પહેલાં તો તારી જાત પૂરતી જ આ સ્વાભાવિક અપૂર્ણતાની મનથી પૂર્ણ પ્રતીતિ કરવી જોઈએ.. કોઈ કહે ને તું કબૂલ કરે એ બરાબર નહીં. હું વિગતો પર વારંવાર ઊતરવા ન માગું કારણ કે એ રુચિકર વાત નથી.

০০০ તને કોઈ પણ સ્વતંત્ર ધંધાના સાહસમાં પડવાની હમણાં હું સલાહ ન જ આપું. હું માનું છું કે તારો આ કાળ શિસ્તબદ્ધ, કઠિન, એવા ભણતરનો છે. એ ભણતર કૉલેજનું હો યા વ્યવહારુ ધંધાનું, તારે તદ્દન વિદ્યાર્થી તરીકે જ એની ઉપાસનામાં મુકાવું જોઈએ. તારે પ્રેસલાઇન લેવી હોય તો તેમાં પણ એકડેએકથી શરૂ કરી રીતસર ક્રમમાં પાર થવું જોઈએ. શીખવાની જરૂર હોય કે ન હોય, સ્વભાવ–સંસ્કારના ઘડતર માટે તો એ અનિવાર્ય છે.

કોઈ પણ ધંધો લે તેમાં તારો પ્રારંભ ચાલીસ–પચાસ રૂપિયાનો હો કે પાંચસોનો, શરમ કે નાનમ ન હોવી જોઈએ, પણ હું જોઈ શકું છું કે તારું કોઈ પ્રારંભિક ભૂમિકાની બરદાસ્ત કરવાનું મન નથી. મોટાં સાહસોમાં કોઈ અકસ્માતરૂપે તું ગોઠવાઈ જઈ પ્રારબ્ધની કૃપાનું પાત્ર બની જાય તો તો ઠીક છે, બાકી પુરુષાર્થનો માર્ગ જુદો છે. પ્રારબ્ધ તારા પર તૂઠે તો ઠીક છે પણ એનો ટકો એક છે, નવ્વાણુ ટકા તો તિતિક્ષા, તપસ્યા, ઉપાસનાના હિસ્સે જાય છે.

મારી સલાહ માનતો હો તો કેવળ સલાહરૂપે આટલું : કાં તારે ફરી અભ્યાસમાં જોડાવું અથવા તારે રતુભાઈ જેવાને પગલે એકડેએકથી આરંભ કરવો; ત્રીજો માર્ગ મને સૂઝતો નથી. કિસ્મત તને યારી આપે તો રૂડી વાત.

તું જે રીતે વિચારી રહ્યો છે તે જોતાં રાણપુરના પ્રેસમાં બેસવાની તો શી રીતે સલાહ આપું? પ્રેસ આવડું મોટું, પુષ્કળ શીખવાનું, મારું આટલું બધું કામ, ક્યાંય ન મળે તેટલી અનુકૂળતા; પણ એ તો મુંબઈનો માર્ગ નથી. મુંબઈનો સ્વાદ ચાખનારને બીજું કાંઈ સૂઝવાનું નથી. અમદાવાદ તેં છોડ્યું ત્યારથી એ પ્રશ્ન નક્કી થઈ ગયો. આ હું કટાક્ષ નથી કરતો, વસ્તુસ્થિતિ કહું છું. તારું જીવનનિર્માણ તારે જ કરવાનું છે પણ મુંબઈનો જ માર્ગ નક્કી કરતાં પહેલાં, યુદ્ધને પૂ રું થવા દેનારા યુવાનો, યુદ્ધ પછીની સૃષ્ટિનું સ્વરૂપ જોઈ–તપાસીને નિર્ણય કરનારા યુવાનો, વધુ સલામત હશે એવું મને લાગે છે.

મારા રળેલા જે થોડા પૈસા છે તે તારા હિસ્સા પૂરતા તો તારા જ છે. એ જૂજ નજીવી રકમ છે પણ તારા ભણતર પાછળ મારે જે ખરચ થયું હોત તેને ગણતરીમાં લઈ રૂપિયા હજારેક વધુ પણ જોગવી શકું. તું એ લઈને જે કાંઈ કરી શકે તે કરવા તારો હક્ક થઈ ચૂક્યો છે. મને કશો વાંધો નથી. તું તારા નક્કી કરેલ માર્ગ પર નિશ્ચિત અને કુશળ બની જાય તે પછી કાંઈ મૂડીની અછત નહીં રહેવા દઉં પણ આજે એ અતિવહેલું છે. કોઈની મૂડીની પણ મુખ્ય જવાબદારી તું ન લે એ સારું છે.

તું રળવા લાગે એવી મારી ઉતાવળ કદી નહોતી ને નથી. તું શિસ્તબદ્ધ જીવન બનાવવાના માર્ગો અખત્યાર કરે ને એ માટે પાંચ વર્ષ લાગે તો પણ કોઈ ઉતાવળ નહીં કરે. Alas! That stage is fast slipping away from under your feet. I am ashamed for myself that I as your father have failed to keep your legs steady along that path. But I must stop here lest I lose self-control and destroy the spirit of this letter. [□ ખેર! એ બાજી તો તારા હાથમાંથી ઝડપભેર સરી જતી દેખાય છે. એ પથ પર તારા પગને સ્થિર ડગલાં ભરતાં કરવાની પિતા તરીકેની મારી ફરજ બજાવવામાં હું નિષ્ફળ ગયો છું એથી હું લજ્જિત છું. પણ મારે અહીં અટકવું જ જોઈએ, નહીં તો કાબુ ગુમાવીને આ પત્રના આત્મનાદને નષ્ટ કરી બેસીશ.]

હવે એક છેલ્લી વાત. આપણે W. Lesley ને જે થોડો આર્થિક વ્યય કરાવ્યો છે તેનો મારા મન પર બોજો છે. તેં ત્યાંથી કાંઈ allowance ઉપાડ્યું છે? તો આપણે તેઓને પાછું આપી દઈએ તો કેમ? એમણે નિર્ધારેલ યોજના આપણે અમુક સંજોગોમાં છોડી દેવી પડી છે અને તેની જવાબદારી સંપૂર્ણપણે આપણી જ છે. પ્રશ્ન પૈસાનો નહીં પણ નૈતિક જવાબદારીનો છે. એનું નિવારણ આટલા પૂરતું તો કરવું જ જોઈએ. બાકીનું શક્ય નથી. ○○○○○

અચુભાઈ રાવતને ‘ કુમાર ’ માટે ઘડાઈને એના જેવો જ થઈ શકે એવા સાથીની જરૂર છે. તારે એ માટે મન થતું હોય તો એની સાથે પત્રવ્યવહાર કરવો. ત્યાં તો ઘણી આકરી તિતિક્ષા છે. હું તો ફક્ત ત્રાહિત તરીકે નિર્દેશ કરું છું. ૦૦૦૦૦૦ તને ધંધા વિશે જે કાંઈ લખ્યું છે તે કેવળ સલાહરૂપ જ ગણજે. હું તારા માર્ગમાં નડવા માગતો નથી. એ તો જે દિવસે તું મારા શબ્દને શાસનરૂપ સમજીશ તે દિવસે જ હું આજ્ઞારૂપે કહીશ. આજે તો હું નમ્ર અભિપ્રાય, ને તે પણ માગે છે એટલે, આપું છું.

લિ૦ ઝવેરચંદ

(૩૫૫) નિર્મળા ના૦ મેઘાણી ઉપર

રાણપુર : ૨૧–૯–૧૯૪૩

બેટા નિર્મળા,

તમારો કાગળ કાલે મળ્યો. ત્યાંથી આવ્યા પછી પહેલી ફરજ તો તમને લખવાની મારી હતી, લખવા લાગણી પણ રોજ થતી, પણ છેવટે માર્ક તો તમે જ મેળવી ગયાં.

સ્ટેશન પર મેં કહેલું તે બાપુજીએ સાચા સ્વરૂપમાં તમને પહોંચાડ્યું તે માટે તેમનો આભાર. અમારા કુટુંબ–સંસાર તરફ કોડભર્યાં પગલાં માંડતી આવી રહેલી નિર્દોષ અને સુકોમળ પુત્રવધૂના અંતર પર કોઈ પણ ભાવિ પ્રતિકૂળતાની ઘેરી છાયા ન પડે તે માટે હું કાળજી કરું છું. અર્થ એ નથી કે તમને હું અંધારામાં રાખી છેતરવા માગું છું. નહીં, એથી ઊલટું, અમારામાંનું પ્રત્યેક જણ કેવા સ્વભાવ–સંસ્કાર ધરાવે છે તે તો ભાવિ પુત્રવધૂથી બિલકુલ ગુપ્ત રાખવું નથી, પણ એ જાણવા દીધા પછીયે એને એટલી તો ખાતરી આપવા માગું છું કે એના ઉપર હું સર્વ કુટુંબીજનોનો બોજ લાદી દેવાનો નથી. તમારા માટે તો બાપુજીએ મને જે ખાતરી આપેલી તે મારી પણ ખાતરી છે કે કોઈ ચિંતાનું કારણ નથી. ૦૦૦ શક્તિને તમે જીવનમાં પોતાની જાણે ભલે મોકળી મૂકો, ચાહે તેવી પ્રતિકૂળતાઓની તમે સ્વેચ્છાએ બરદાસ્ત કરો; હું તો મારી ફરજ વિચારું છું કે એવા બોજાથી તમારી ઊઘડતી શક્તિઓને હું નહીં જ ગૂંગળાવું. જીવનમાંથી ઘણે મોટે ભોગે ઘણાં આકરાં મૂલ્ય ચુકાવીને હું એ શીખ્યો છું. તમને એટલાં નિર્ભય કરી દેવાની મારી અધીરતા હતી. ૦૦૦૦ મૌનની સાધના કરનાર પ્રત્યે હું સદા માનથી નમું છું કારણ કે સ્વસ્થ મૌનને હું જીવનનાં બેઉ પલ્લાં વચ્ચેની દાંડી સમજું છું. મૌન તો અમૃતના અત્યાહાર જીરવવાની અને ઝેર પચાવવાની બેઉ રીતની શક્તિ દેનાર સાધના છે.

વિદાય વેળા તમારા પ્રત્યેની સ્નેહ–દુર્બળતા દર્શાવાયા બદલ હું શરમાયો છું. મારા માતૃહીન મહેન્દ્રના શૂન્ય સંસારને સભર ભરવાને નિર્માયેલી દીકરીને દેખી જૂના ભૂતકાળની યાદે આંખો ભિંજાઈ હતી.

બધાં જ વ્યાખ્યાનોમાં તમારી હાજરી હતી તેની મને ખબર નહોતી. જનતાનો પ્રેમ તો બેશક છે જ, પણ હું એથી મોહાઈને છેતરાતો નથી. જનતાની ઊર્મિ એ એક ભયંકર તત્ત્વ છે. નાનાં માણસોએ એથી ચેતવા જેવું છે. મારી નાનપ હું જાણું છું એટલે હું જનતાથી જેમ બને તેમ દૂર નાસું છું, નછૂટકે જ હું એમની સામે ઊભો રહું છું પણ અંદરથી ધ્રૂજું છું. મારું ચાલે તો લાંબાં લાંબાં મૌન પાળું.

બંટુ, પદ્મલા ને વિનોદે તમારી બિસ્કિટપ્રસાદી ગયા ગુરુવારે જ ખુટવાડી. મોટી ત્રિપુટી હજુ પહોંચાડતી જણાય છે. અમે સૌએ ખૂબ યાદ કરી કરી ખાધાં. ભાવનગર પણ ગુલાબભાઈ સાથે મોકલેલ. અમે બેઉએ તો ટ્રેઇનમાં વાળુ જ હલવા–બિસ્કિટનું કરેલું!

ચિત્રાદેવી યાદ કરે છે. પૂજ્ય શાંતા–બાને મારાં વંદન. તમારાં મોટાં–બાને હવે કેમ છે? મોટાં ભાભુની અહાઈની શાતા તો મારે રૂબરૂ જ પૂછવી રહી ગઈ. કાંઈ લાણું કર્યું હોય તો મારો હક્ક પણ ખરોને? નાનાં ત્રણે ભાભુઓને સ્નેહસ્મરણ. બાપુજીએ તો મને જમાડ્યો પણ નહીં!—'તેં તો સોપારીના કટકા સાટુ નીચું જોયું!' વેવાઈ પણ કેવા! ઘેરે પાણીનો કળશો પણ ન પાયો, માત્ર ઉંધાડ્યા! બધાં વડીલોને વંદન. આ વખતની મુંબઈ–યાત્રામાં ઘાટકોપરનાં સ્મરણોની છાપ ઘણી મીઠી પડી છે. નિરાંતે લાંબો સમય રહી શક્યો હોત તો સારું થાત.

પરીક્ષા માટે તૈયારી ભલે કરો પણ મારું એક કહેવું તો માનજો જ : રાતે કદી ન વાંચશો. રાત્રિ તો મનન ને ચિંતન માટે છે, વાચન માટે નથી, ને દીવાનો પ્રકાશ તો આપણી આંખોનો છૂપો કાવતરાબાજ દુશ્મન છે. રાત્રિએ તો આકાશનો જ મહાગ્રંથ વાંચવો. એ જ

લિ૦ ઝવેરચંદના આશીર્વાદ



## (૩૫૬) નિર્મળા ના૦ બેતાણી ઉપર

બોટાદ : શનિ : નવું વર્ષ

વહાલી પુત્રી નિર્મળા,

૦૦૦૦૦ નાપાસ થયાં જાણી દિલગીર તો થયો પણ ફરી ઉદ્યમ કરવાની વૃત્તિ એ જ તમારી મોટી સફળતા ને સિદ્ધિ છે. હું ભણતો ત્યારે મન એટલું બધું નાદાર હતું કે હર સાલ પરીક્ષામાં નાપાસ થાઉં તો ત્યાંથી છોડી જ દેવું પણ ફરી વાર તો એ માથાકૂટ કરવી જ નહીં એવો જ નિશ્ચય રાખતો. બેશક ભાગ્યયોગે એવી કોઈ

કસોટીમાં મુકાણો જ નહીં નહિતર આજે કોણ જાણે શું થયું હોત! બાકી પરીક્ષા એ એવી આપત્તિ છે કે કેટલાંક ઘણાં ઊંડાં માનસિક ઘારાં પાડી જાય છે. તમે માનશો? પરીક્ષાનાં ખરાબ સપનાં મને આ ઉમરે પણ વર્ષમાં એકાદબે વાર સતાવી જાય છે. હું જાણે કાંઈ વાંચ્યા વગર બેઠો હોઉં, સંસ્કૃત અંગ્રેજી વગેરેનાં થોથાં ને થોથાં સામે પડ્યાં હોય અને વળતે દિવસે જ પરીક્ષા હોય! ગભરાટમાં મારું તો લોહી શોષાય જાય; નીંદર ઊડે ત્યારે જ શાંતિ પામું. માટે પરીક્ષાનો ડર તો ન જ રાખવો, નાસીપાસ [થવા]થી શરમાવું નહીં, ને ભણવું એ તો એક મોટી લજ્જત છે એવું મનનું વલણ પાડવું.

પછી તમે પેલી ચણિયાની કોર કે ભરત બાબત કેમ કાંઈ ન લખ્યું? આંહીં ચિત્રાદેવીએ તમારે માટે ખાદી પર એક સારી કોર એમના તરફથી ભેટ આપવા ભરાવી રાખી છે પણ એ તો જુદી સમજવી. નજીક હોત તો દિવાળીના પર ઘેર તેડાવત; એ હોંશને તો હૈયામાં જ શમાવી છે. સૌને સંભારણાં.

ઝવેરચંદ



## (૩૫૭) ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર

રાણપુર : ૨૧-૭-૧૯૪૩

સ્નેહી ભાઈશ્રી,

કાગળ મળ્યો. ઘણો આનંદ થયો ને તમારી અકાળ નિવૃત્તિ જાણી ઘણું લાગી આવ્યું. નિવૃત્તિમાં પૂરી મસ્તી લઈ શકો એ જ ઇચ્છું છું કારણ કે નિવૃત્તિને મન ન ટેવાય તો એ શરીરને ખાઈ જાય છે, પણ તમારામાં તો જીવનની કડવી કટોરીનેય મધુરી કરી લેવાની ખુમારી છે.

મુંબઈમાં શ્રી ચન્દ્રવદનને મળવાની ફરજ ગણેલી. તમને મળવાની પણ ફરજ માની હતી. સાજા હો તો કંઈ નહીં પણ માંદા હતા તેથી મળવા આવવું જ હતું પણ માંદગીના ખબર જ મોડા મળ્યા. કોઈ મિત્રોએ તો કહ્યું જ નહીં. મારા પ્રત્યે તમારો પક્ષપાત છે પણ મુંબઈમાં રહેવા દરમ્યાન તમારો સંપર્ક કોણ જાણે કેમ પણ ન સાધી શક્યો તેનો હવે અફસોસ થાય છે. હવે તો મુંબઈ વરસે બે વરસે માંડ આવું છું. ઉપાધિઓ ઘણી વહોરીને બેઠો છું.

'માનસી'માંનું 'તુલસી-ક્યારો'નું વિવેચન તો તમે જ મને વાંચવા મોકલેલું ને એ માટે તમારો કેટલો આભાર પણ માનેલો! એવા પ્રોત્સાહક અવલોકને મારા પગમાં નવું બળ પૂરેલું. 'વેવિશાળ'ને પણ તમે જે આર્દ્રતાપૂર્વક અવલોકેલું તેય વિરલ હતું. બાકી મતસ્વાતંત્ર્યને તો આપણે સૌ પૂજનારા છીએ.

એ ઉપરાંત મારી લાંબી સામાજિક વાર્તાઓ 'વસુંધરાનાં વહાલાં-દવલાં', 'અપરાધી' (હોલ કેઇનનો આધાર લઈ લખેલું), 'નિરંજન', 'પ્રભુ પધાર્યા', 'સત્યની શોધમાં' અને 'બીડેલાં દ્વાર' (અપ્ટન સિંકલેરનો આધાર લઈ લખેલાં બંને); ઉપરાંત મારી નવલિકાઓના બે સંગ્રહો 'મેઘાણીની નવલિકાઓ.'

'નવચેતન' પૂર્વેના 'માનસી'નાં સંસ્મરણો મારે વાંચવાં બાકી છે કેમ કે મને એમાં રસ વધુ પડશે, ઇતિહાસ પણ મળશે, કારણ કે મારે 'સોરઠ, તારાં વહેતાં પાણી'ને આગળ ચલાવવી છે. મને એ અંકોના મહિના લખો તો મંગાવી લઈશ.

આત્મકથા બીજા સાહિત્યકારો લખે એ ઠીક પણ તમારા જેવી અહંભાવથી રહિત છતાં આત્મવૃત્તાંતનું નિખાલસ દર્શન કરાવતી કલમ બધાં નહીં વાપરી શકે. ડંફાસ, કડવાશ વગેરે આવી જશે. આત્મકથાનો કસબ બહુ અઘરો છે. નાની વાતોને નાની જ રાખીને તમે જે રસ પેદા કરો છો તે બીજાઓ કેટલાક કરી શકશે? નાની વાતોને મોટી કરી બેસશે.

ઉત્તમ વાર્તાસંગ્રહોનાં નામ આપવાં અતિ કઠિન. એ તો મારા પર પ્રેમ રાખનાર થોડા વાચક મિત્રોને જ પૂછી જોજો. તમે કહો છો તેવાં ત્રણચાર અવલોકનો કયા ઉપનામે અને ક્યાં પ્રસિદ્ધ થયાં છે?

હૃદયનું દર્દ તમને વળગી બેઠું એમાં એક રીતે તો સુસંગતતા છે. તમે હૃદયને ઘણું નિયમનમાં રાખ્યું છે. કોઈકને પણ એ હૃદય સાથે પ્રેમ કરવા નહીં મળેલ હોય એટલે દર્દ આવ્યું પ્રેયસી બની. મૃત્યુને તો તમે ડિકન્સના એ પાત્રની પેઠે જ ભેટશો એ વિશે મને શક નથી. પ્રશાંત પુરુષોમાં તમને મેં ઔર તરેહના જ નિહાળ્યા છે. તમારા યૌવનને તમે કેમ જાણે અવસાનને માટે જ ખાસ સાચવી રાખતા હો એવું લાગ્યા કરે છે. ૦૦૦૦૦૦

તમારો, ઝવેરચંદ

*

† શ્રી ચન્દ્રવદન : ચન્દ્રવદન ચી૦ મહેતા, ત્યારે ઑલ ઇન્ડીઆ રેડિયોના મુંબઈ મથકના ગુજરાતી વિભાગના વડા.

† 'ડિકન્સના એ પાત્રની પેઠે' : 'A Tale of Two Cities' નામની નવલ-કથામાં ફ્રાન્સની ક્રાંતિનું વાતાવરણ જીવંત થયું છે. ચાર્લ્સ ડાર્ને નામના પુરુષ–પાત્રને અંગત વેરઝેરનો ભોગ બનાવી ગિલોટીન પર મૃત્યુની સજા ફરમાવાય છે. જેઇલમાં મોતની રાહમાં કલાકો ગણતા ચાર્લ્સને એનો મિત્ર સિડની કાર્ટન સ્વેચ્છાએ છૂપી રીતે પોતાની સાથે અદલબદલ કરીને બચાવી લે છે કારણ કે ચાર્લ્સ પરિણિત છે, પિતા છે, જ્યારે પોતે એકલો છે.

*

♦ 'ધડાક !—ત્રેવીસ'

જાણે બાગમાં બેઠી હોય એમ ગિલોટીનની સામે બેઠી બેઠી કેટલીક સ્ત્રીઓ ગૂંથતી હતી. ધડાક ! ..... કોઈ કે માથું હાથમાં લઈ ને ઊંચું કર્યું. જેમણે પળ પહેલાં વાચાવંત અને વિચારવંત મસ્તક તરફ આંખ પણ માંડી નહોતી એ ગૂંથતી સ્ત્રીઓએ મનમાં જ ગણ્યું : એક. બે પૈડાંવાળી બીજી ગાડી આગળ આવી ને ખાલી થઈ; ત્રીજી તેની પાછળ પાછળ આગળ ખસી. ધડાક ! ..... અને ગૂંથણકામમાં ન તો થડકતાં કે ન તો અટકતાં એ સ્ત્રીઓએ મનમાં નોંધ્યું : બે.

"તારી આંખો બંધ રાખજે, પ્રિય લડકી, અને બીજો કોઈ વિચાર ન કરતી."

"તમારો હાથ મારા હાથમાં છે ત્યાં સુધી બીજું કાંઈ નથી વિચારવાની ને તમારો હાથ છોડું પછી મને પરવા નથી, પણ એ લોકો જલદી પતાવે તો સારું."

"એ લોકો જલદી જ પતાવશે. ડરતી નહીં."

બલિઓના ઝડપથી નાના થતા ટોળામાં બંને ઊભાં હતાં પણ જાણે એકાંતમાં જ ઊભાં હોય એમ વાતો કરતાં હતાં : આંખોમાં આંખો પરોવીને, વાચાઓને વણતાં

વણતાં, હાથમાં હાથ પકડીને, હૃદયોને હૃદયે ચાંપીને. પૃથ્વીમાતાનાં આ બે વિભિન્ન બાળકો અંધકારની સફરમાં સાથે થઈ ગયાં હતાં—જાણે સથવારે ઘેર પાછાં ફરીને જનેતાના ઉરમાં સમાઈ જવા નીકળ્યાં હતાં.

બંનેએ પરસ્પર વિદાયનાં ચુંબનો આપ્યાં, પવિત્ર ભાવથી આશિષ આપ્યાં. એણે નાજુક હાથ આખરે છોડ્યો ત્યારે એ હાથ જરા પણ કંપ્યો નહીં. ધૈર્યભર્યા એના ચહેરા પર મીઠપભર્યું જ્વલંત સાતત્ય ઝલકતું હતું. હવે એનો વારો હતો. પછી પોતાનો.

એ ગઈ; ધડાક!—ગૂંથતી સ્ત્રીઓએ ગણ્યું : બાવીસ.

"હું જ પુનરુત્થાન છું, જીવન છું," ઈસુએ કહ્યું. "જે મારામાં શ્રદ્ધા રાખશે તે મૃત્યુ પામવા છતાં જીવંત રહેશે, અને જે જીવંત રહેશે ને મારામાં શ્રદ્ધા રાખશે તે કદી મૃત્યુ નહીં પામે."

ગણગણાટમાં જુવાળ......ઊંચાં થતાં ઘણાં મસ્તકો.....ટોળાની કિનાર પરથી ધસારો થતાં પહેલાં તો ટોળું જલરાશિની જેમ ઊમટ્યું ને પછી જાણે ચમકારો ચોમેર વ્યાપી ગયો : ત્રેવીસ.

તે સાંજે શહેરમાં થયેલી ગુફ્તેગોમાં કહેવાયું કે એ પુરુષના જેવી શાંત મુખમુદ્રા પહેલાં કદી જોવા મળી નહોતી. કેટલાકે ઉમેર્યું કે એ ચહેરા પર સિદ્ધિ અને ભવ્યતાના ભાવ છવાયા હતા.

જો એ બોલ્યો હોત તો કદાચ એણે કહ્યું હોત : મેં કર્યાં છે એ સર્વે કૃત્યોથી અનેકગણું સારું કૃત્ય હું કરી રહ્યો છું, અને મારા જીવન દરમ્યાન હું પામ્યો છું એથી અનેકગણો વધારે વિશ્રામ મને મળશે એવા વિરામસ્થાન તરફ હું ગમન કરું છું.

['A Tale of Two Cities'માંથી ટૂંકાવીને અનુદિત, સાભાર.]



## (૩૫૮) મૅનેજિંગ ડિરેક્ટર, કાઠિયાવાડ લિ૦, ઉપર

[નાથાલાલ મ૦ શાહ]

મુંબઈ : ૨૩-[૮]-૧૯૪૩

શ્રી મૅનેજિંગ ડિરેક્ટર,
કાઠિ૦ લિમિટેડ, રાણપુર.

જેઇલવાસની તમારી ગેરહાજરી પૂરી થયા પછી તમારા લક્ષ પર મૂકવા નક્કી કરી રાખેલી નીચેની વાતો રજૂ કરું છું. તમારી ગેરહાજરીમાં આ વાતોનો નિર્ણય કોઈ કરી ન શકે તેવું હોઈને મેં અન્ય કોઈને કરી નથી. તમે છૂટ્યા બાદ બહુ મોડા રાણપુર આવ્યા અને હું મારી વાત મૂકી શકું તેટલું રહ્યા પણ નથી. હજુ તમારું કાંઈ નિશ્ચિત નથી. હું કોઈ અચોક્કસ સ્થિતિમાં રહેવા માગતો નથી. કંપનીની કપરી સેવા રૂ૦ સો અને સવાસોના વેતનમાં પૂરાં સાત વર્ષ ખેંચી ખેંચી હું સ્ટાફ વગર, નાણાંની સગવડ વગર, હેરાન પરેશાન થઈ ગયો છું, તંદુરસ્તી હારી બેઠો છું અને, હવે કંપનીને મેં મારી મહેનતથી સારી સ્થિતિમાં મૂકી છે એટલે, વધુ રહેવા માગતો નથી. કંપનીની કાર્યવાહી જે ઢંગથી ચાલી છે તે મને પ્રતિકૂળ છે. એવી પ્રતિકૂળ હાલતનો અંત કદી આવે એમ હું માનતો નથી. હું પોતે તો આ સ્થિતિમાં વધુ રહેવા બિલકુલ નારાજ છું. મારે કહેવાની કથની કરું તો સૌને ઘણું કડવું લાગશે ને આપણે મીઠાશથી છૂટા પડી શકશું નહીં. પણ મારી આકાંક્ષા એક જ છે કે કશો ઉત્પાત કર્યા વગર છૂટી જવું એટલે નીચેના મુદ્દા લખી જણાવું છું.

૧. મારો તંત્રી તરીકેનો પગાર રૂ૦ ત્રણસો.

૨. મારી નીચે ૬૦-૮૦-૧૦૦ના ત્રણ ઉપતંત્રીનો સ્ટાફ.

૩. તંત્રીકામ સિવાય કોઈ પણ બાબતમાં મારે પડવાનું નહીં.

૪. મારે સ્થાને તમે નવી ગોઠવણ ન કરો ત્યાં સુધીને માટે જ મારે રહેવાનું. નવી ગોઠવણ તમારે ત્રણેક મહિનામાં કરી લેવી.

૫. તંત્રીકામ કરતાં કરતાં મારી ગેરનૈતિક ગુન્હેગારી સિવાયની કોઈ પણ આપત્તિ આવી પડે તો કાઠિ૦ લિ૦એ મારો દરમાયો ચાલુ રાખવો.

ઉપલી શરતોએ જ હું હવે પછી કામ કરી શકીશ. મારા ચાલુ પૂરા થતા વર્ષના પગાર બાબત :

૧. રૂ૦ દોઢસો જો માંડો તો મોંઘવારીના રૂ૦ પચાસ માસિક ગણીને મને આપવાના.

૨. પુસ્તિકાઓ કુલ બાર થઇ. તેના સંપાદન, લેખન વગેરેનો હિસાબ કરવાનો છે. ત્રણ પુસ્તિકાઓ મારા એકલાના જ લખાણની છે તેના પર સ્વામીત્વ મારું રહેશે. તેનો જુદો હિસાબ કરવો.

૩. ભેટપુસ્તક : અત્યાર સુધીનાં ભેટપુસ્તકો મેં માત્ર નામનો અઢીસો–ત્રણસો પુરસ્કાર લઈને પહેલી આવૃત્તિ પાંચ–છ હજાર પ્રતોની આપી દીધેલ છે તે આ વખતે નહીં બની શકે. મારાં ભેટપુસ્તકોની ચાર–પાંચ હજાર પ્રતો છપાય છે તેથી મને મોટું નુકસાન પહોંચે છે. એ ઉપરાંત મારી 'ફૂલછાબે' છાપેલી ચાલુ વાર્તાઓ, 'વેવિશાળ', 'તુલસી–ક્યારો' અને 'અપરાધી'નો મને કાંઈ પુરસ્કાર મળેલ નથી. એ મને મળવું જ જોઈએ અને આ 'પ્રભુ પધાર્યા'ના હું રૂ૦ એક હજાર મૂકું છું. કંપની રૂ૦ દસ–દસનું લવાજમ રળે છે એણે આ વખતે [ ? ] ન જ આપવો જોઈએ.

આ બધા મુદ્દાઓની ચર્ચા ડિરેક્ટરો સાથે આંહીં જ કરી લેવા જેવું જેટલું લાગે તેટલું કરી સેવા–મહેરબાની કરશો કારણ હું જરીકે ઢીલ થાય એવું ઇચ્છતો નથી.

લિ૦ ઝવેરચંદ મેઘાણી

*

† 'કાઠિ૦ લિમિટેડ' : 'ફૂલછાબ' અઠવાડિકની માલિક–પ્રકાશક સંસ્થા.

(૩૫૯) **બાબુભાઈ પ્રાણજીવન વૈદ્ય ઉપર**

[લેખક, પત્રકાર, થોડો સમય વ્યવસાયી રાજકારણીય લોકપ્રિય નેતા અને સમાજસેવક]

બોટાદ : ૧૦–૯–૧૯૪૩

પ્રિય ભાઈ,

મોહનભાઈના પત્ર પરથી જાણ્યું કે તમે પત્રકારત્વમાં પડવા ઇચ્છો છો. 'ફૂલછાબ'માં મારું સ્થાન લઈ શકે તેવા માણસની અમે શોધમાં છીએ. આ અંકે સહતંત્રી માટે જાહેરખબર પણ મૂકી છે. તમે રૂબરૂ આવી શકશો? રાણપુર આવો તો નાથાભાઈ સાથે રૂબરૂ વાતો કરીએ. રવિથી ગુરુ સુધીમાં સીધા રાણપુર આવશો? તમે ઇચ્છો તો આંહીં સ્થાન છે; ભવિષ્યમાં મુખ્ય માણસ બને તેવાને જ લેવા છે. જરૂર આવો.

લિ૦ ઝવેરચંદનાં વંદન

(૩૬૦) **બાબુભાઈ પ્રા૦ વૈદ્ય ઉપર**

રાણપુર : ૨૩–૯–૧૯૪૩

સ્નેહી ભાઈશ્રી,

બેઉ કાગળો મળ્યા. જવાબ નાથાભાઈને પૂછીને બધું નક્કી કરી લખવાનો હોઈને વિલંબ થયો. નીચે મુજબ નક્કી થયું તે જણાવું છું :

(૧) ઓછામાં ઓછી છ મહિનાની પરસ્પરની અજમાયશ પર તમારી નિમણૂક રૂ૦ ૧૦૦ના માસિક વેતનથી થાય છે. એ મુદતને અંતે તમને કે કંપનીને મેળ ન મળે તો વિના સંકોચે છૂટા પડવું.

(૨) આ મુદત દરમ્યાન, એકાદ વર્ષની અંદર, મુખ્ય તંત્ર તમારે જ સંભાળવાનું છે એવી ગણતરી તેમ જ સમજણથી તમારે તંત્રી–કાર્યનાં તમામ સૂત્રો સંભાળી લેવાં. તમારી નીચે બે મદદનીશો હશે ને તમે પૂરા તૈયાર થઈ રહો ત્યાં સુધીને માટે હું હોઈશ.

(૩) મુખ્ય સ્થાનની જવાબદારી તમને સુપરત કરવામાં આવશે ત્યારે તમારા વેતનની પુનર્વિચારણા થશે.

(૪) એકલા હશો ત્યાં સુધી આંહીં તમારી ઇચ્છા હશે તો લાઇબ્રેરીના રૂમમાં રહી શકશો.

(૫) ભોજનનો પ્રબંધ તો તમારે જ કરી લેવો રહેશે; એ માટે આંહીં સ્ટાફમાં જે ભાઇઓ બોર્ડિંગ–ચાર્જ લઈને જમાડે છે તેમાંના કોઈની જોડે ગોઠવણ કરી શકશો.

બાકી તો આંહીંના કામના પ્રકારથી ને પ્રમાણથી મેં તમને રૂબરૂમાં વાકેફ કરેલ છે એટલે આંહીંની આર્થિક, નૈતિક તેમ જ રાજદ્વારી પરિસ્થિતિ તેમ જ પત્રનીતિના પરિપૂર્ણ ખ્યાલ સાથે જ તમે આંહીં આવી ઉત્સાહથી કામ કરો એ અમારી સર્વની ઇચ્છા છે. ઘણી અરજીઓ આવી પડી છે. અંદર ઘણા તેજસ્વી માણસો છે પણ આંહીંના સ્થાનને માટે તો વ્યક્તિત્વની જરૂર છે. તે તમે વધુ સારી રીતે ઊભું કરી શકશો કારણ કે એ કરવામાં ભાવનાશાળીપણું તેમ જ સાહિત્યદૃષ્ટિની જરૂર છે, એટલે અમે બીજા કોઈને ન તપાસતાં તમને જ પસંદ કરેલ છે.

ત્યાં કુટુંબની પરિસ્થિતિ બરાબર ઠીક કરી નિરાંતે આવશો એ તો સારું છે. ઉતાવળા આવવા જરૂર નથી. શ્રી દયાબહેનને બરાબર સારું થઈ જવા દેશો. એ ચિંતા જરા પણ શિર પર ન રહેવી જોઈએ. એ જ

લિ૦ સ્ને૦ ઝવેરચંદનાં વંદન

*

† દયાબહેન : બાબુભાઈ વૈદ્યનાં પત્ની અને પ્રો૦ મકરન્દભાઈ દવેનાં મોટાં બહેન.



## (૩૬૧) જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા ઉપર

રાણપુર : ૧૩–૯–૧૯૪૩

મુરબ્બી ભાઈશ્રી,

०००००० શ્રી ધનસુખભાઈની બીમારી વિશે તો હું મુંબઈ છોડનાર હતો ત્યારે જ ખબર પડી એટલે હું એમને જોવા પણ ન આવી શક્યો તે બદલ ઓરતો રહી ગયો છે.

'લીંપ્યું ગુંપ્યું મારું આંગણું' એ મારું ઘણું પ્રિય લોકગીત મારા 'રઢિયાળી રાત'માં 'દીકરાની ઝંખના' એ મથાળે છે. નર્મદાશંકર કવિના સંગ્રહ 'નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતો'માં પણ એને મળતું ગીત છે જેમાં

'બાર્યાંને બૂર્યાં મારા ઓરડા,
કચરાનો પાડનાર દ્યોને રન્ના દે'

એવો એક સુંદર ઉમેરો છે. આ ગીત હું કોઈ પણ સમારંભમાં ગાયા વગર રહ્યો નથી.

ધત્તુભાઈના સમાચાર મને જણાવવા વિનતિ છે. એમણે મારા 'વેવિશાળ'નું 'જ્યોતિર્ધર'માં લીધેલું અવલોકન પણ મેં વાંચેલું. મારા પ્રત્યે એમનો ઊંડો સદ્ભાવ છે. એમનાં સંસ્મરણો હું 'નવચેતન'માં વાંચું છું. આવું સરલ નિરાડમ્બરી આત્મ-ચરિત્રાલેખન કોઈક જ કરી શકે. આપ કુશળ હશો.

લિ૰ સેવક ઝવેરચંદના વં૰

*

† ધનસુખભાઈ, ધત્તુભાઈ : ધનસુખલાલ કૃ૰ મહેતા.

## (૩૬૨) ઈશ્વરલાલ મો૰ દવે અને તારાચંદ રવાણી ઉપર

રાણપુર : ૧૯–૯–૧૯૪૩

પ્રિય ભાઈ,

સપ્ટેમ્બરના 'ઊર્મિ'માં લોકસાહિત્ય વિશેનું જોયું. કુ૰ જ્યોત્સ્ના ખંઢેરિયા કોણ છે? સુંદર ગીતો શોધ્યાં છે. મારાં ગીતોમાંનું કેટલુંક તુટક એમાંનાં કેટલાંક ગીતો વડે સંધાય છે. તમે એ બહેનને મારા વતી એટલું લખો તો ઉપકાર કે 'રઢિયાળી

## (૩૬૪) દિલીપ કોઠારી ઉપર

બોટાદ : ૨૨-૬-૧૯૪૩

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦ હું પણ તમને અને ભાઈ માણેકને વારંવાર યાદ કરું છું અને વ્યાખ્યાનો આપવા ઑગસ્ટમાં આવીશ ત્યારે નિરાંતે મળવા ઉત્સુકતાભેર રાહ જોઉં છું.

નવી છ પુસ્તિકાઓનું ઝૂમખું ગોઠવી રહ્યો છું તેમાં તમારી લેખમાળા લેવી છે. તમે જરૂર તેમાં ઉમેરણ કરો. લગ્ન, પ્રણય, સંસારજીવન વગેરે ઘણું આવી શકે.

'પ્રભુ પધાર્યા' લખી શક્યો છું એને જીવનનું એક વિરલ કામ થયું ગણું છું. હવે તો બેએક વર્ષ જે થયું તે થયું ! પછી તો થાકીને લોથ થઈ ગયો હોઈશ તેમ જ યુગ પણ પલટી ગયો હશે. એની વચ્ચે મારા જેવાનું સ્થાન નહીંયે હોય !

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦

*

## ◆ 'પ્રભુ પધાર્યા' : મહાકલ્યાણકારી સંદેશ

'પ્રભુ પધાર્યા' વાંચીને તરત જ લખવાનો હતો. આ નવલકથા એક બીજી દૃષ્ટિએ ખૂબ મહત્વની લાગી છે. યુગોસ્લાવિયાની ત્રણ મુખ્ય પ્રજાઓ, સર્બ, ક્રોઆત અને સ્લોવેન વચ્ચે ભેદભાવ, વિદ્વેષ અને અવિશ્વાસની એવી દુર્ભેદ્ય દીવાલો છે કે એને ભેદીને સુસંવાદમય સુખી યુગોસ્લાવિયાની રચના કરતાં કેટલાય દાયકા વીતી જશે. ત્યાં હતો ત્યારે પ્રજાઓ પ્રજાઓ વચ્ચે એટલી બધી ગેરસમજૂતીનાં અને વૈમનસ્યનાં થરો જોતો હતો કે એ બધાંનું નિરસન થઈ સુખી યુરોપની રચના લગભગ અસંભવિત લાગતી હતી. જે કંઈ અપરિચિત છે, નવું છે, પારકું છે, તે અનિષ્ટ છે, ભૂંડું છે, ઉપેક્ષાને યોગ્ય છે, એ જાતની પ્રજાઓની માન્યતામાં જ આંતરરાષ્ટ્રિય યુદ્ધોનાં મૂળ પડેલાં છે.

તમારી નવલકથા એ દૃષ્ટિએ મહાકલ્યાણકારી સંદેશાની આપનારી અને આવશ્યક અસર પાડનારી છે. એક પ્રજાએ બીજી પ્રજાના સંસ્કારને કઈ નજરે જોવા જોઈએ એનું રસમય શિક્ષણ 'પ્રભુ પધાર્યા'માંથી સહેજે મળી આવે છે.

બ્રહ્મદેશની ભૂમિને, સંસ્કારોને, રિવાજોને, અરે, નારીઓના સ્તનહીન સૌંદર્યને અને અંગવિશુદ્ધિની એમની બાહ્ય દૃષ્ટિએ બર્બર લાગતી પદ્ધતિને તમે જે સહાનુભૂતિથી જોયેલ છે તે ચિત્તને ઊર્ધ્વગામી કરી જાય છે. પ્રત્યેક વાચકને તમે બ્રહ્મદેશપ્રેમી બનાવ્યો છે, એના માનસમાં માનવતાનું અમી સિંચેલ છે. [દિલીપ કોઠારીના ૨૭-૭-૧૯૪૩ના પત્રમાંથી ટૂંકાવીને.]

## (૩૬૫) ગુલામ હુસેન મુસ્તફા ઉપર

[પાકિસ્તાનના પીઢ ગુજરાતી સાહિત્યકાર અને વિવેચક]

રાણપુર : ૨૪–૧૦–૧૯૪૩

માનવંતા ભાઈશ્રી,

તા૦ ૨૦ના આપના પત્રમાંથી એક સંસ્કારસુંદર મુસ્લિમ બંધુનું દર્શન થયું. મારું સદ્ભાગ્ય છે કે મને મારાં લખાણોએ અનેક મુસ્લિમ ભાઈઓનું પ્રેમપાત્ર બનાવેલ છે.

'પ્રભુ પધાર્યા' પરની આપની તારીફ કરતાં પણ તેની ખામીઓની ટીકા માટે વિશેષ આભારી છું. મારો ખુલાસો :

(૧) ઝેરબાદીઓ પર મેં ઘૃણા નથી બતાવી. મેં ત્યાંના સમાજની દૃષ્ટિ આલેખી છે. આખી વારતામાં હું પોતે તો તટસ્થ જ ઊભો રહું એવો યત્ન કર્યો છે.

(૨) 'વર્ણસંકર' એવો તિરસ્કાર : હું, જેણે આંતરજાતીય ને આંતરપ્રાંતીય લગ્નને સોરઠી સાહિત્યમાં એક ઉચ્ચ સંસ્કાર તરીકે આગળ કરેલ છે તેવો હું, એ તિરસ્કાર ન જ કરું, છતાં એવું કાંઈ બની ગયું હોય તો મારું લક્ષ દોરશો ?

(૩) 'ક્યા લારે' [પ્રભુ પધાર્યા] એવું હિંદીઓ માટે કહેવાતું હોવાનું બ્રહ્મદેશમાં છેક જન્મથી પચાસ વર્ષ રહી આવેલા મારા એક સ્વજને કહેલું. આજની તીવ્ર કટુતાની ભૂમિકાએ હવે એ સન્માન નહીં રહ્યું હોય, પણ એવો જમાનો મૂળ હતો.

(૪) બ્રહ્મી ઉચ્ચારોમાં મેં ભૂલો કરી છે. એક સ્વજન પાસે એ ભૂલો સુધરાવીને રાખી છે. નવી આવૃત્તિ વખતે સુધારી લઈશ.

(૫) 'કાકા' ને 'ના'તમી' વિશે આપે સાચું જ લખ્યું છે. 'ધાઉ' અને 'ધા' બેઉ મને કહેવામાં આવેલાં પણ હું સુધારી લઈશ. 'કાંઉલી' નહીં પણ 'કાઉલે' એ પણ મને કહેવામાં આવ્યું છે. સુધારીશ.

આજરોજ એક ચોપડી આપના તરફ મોકલું છું. તેમાં જે કાંઈ દોષો જડે તે સુધારી, માર્જિનમાં લખી, મને એ પ્રત વેળાસર પરત કરવા વિનતિ ગુજારું છું કારણ નવી આવૃત્તિ થોડા જ વખતમાં છપાવવી રહેશે.

મુંબઈ યુનિ૦નાં વ્યાખ્યાનો તો યુનિ૦ તરફથી જ બહાર પડે ત્યારે આપણે પામી શકીએ. હક્કો એમના છે ને એ લોકો કેટલીક મુશ્કેલીઓને લઈ તુરત છપાવી શકતા નથી.

શ્રી દેવેન્દ્ર સત્યાર્થી સાથે પત્રવ્યવહાર થોડો કાંઈક છે પણ પ્રત્યક્ષ પરિચય નથી. આપની મારફત જ બીજા કેટલાક ભાઈઓએ મને કહ્યું છે.

કરાચી–સિંધ આવવા ઘણું દિલ છે પણ હું તો જંજાળી માણસ છું. વળી ત્યાં આવી કેવળ હાઉકલો કરી જવામાં હું માનતો નથી. ખૂબ ગાઢ સમાગમ કરવામાં ને પ્રદેશ જોવામાં માનું છું. સસ્તી પ્રસિદ્ધિ તો સાંપડી શકે છે પણ અંતરની ઊંડી મોજ એમાં નથી. કરાચી તો ત્યારે જ આવું જ્યારે તમારા જેવા એક એક વ્યક્તિગત ભાઈ જોડે પણ કલાકો ગાળી શકું. એ તો ઠીક, પણ આપની કાંઈ પિછાન તો આપો! કોણ? ક્યાંના? સિંધીઆમાં શું કરો છો? જવાબ જરૂર લખશો.

લિ૦ સેવક ઝવેરચંદના ઘણા ઘણા જયગુજરાત

'બાબુ' શબ્દનો ઇતિહાસ આટલો સુંદર! પહેલી જ વાર જાણ્યું. ઝ૦

*

† ઝેરબાદી : ભારતીય મુસ્લિમ પિતા અને બરમી માતાનાં સંતાનોમાંથી ધર્મઝનૂનને વશ બનેલા યુવાનો.

† 'મુંબઈ યુનિ૦નાં વ્યાખ્યાનો' : ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાનાં લોકસાહિત્ય વિશે બાપુજીએ આપેલાં પાંચ વ્યાખ્યાનોનો સંગ્રહ 'લોકસાહિત્યનું સમાલોચન' (સંપાદક : અમૃતલાલ યાજ્ઞિક) ૧૯૪૬ માં યુનિ૦એ પ્રગટ કર્યો.

*

## ◆ ૨૫૦ ગુલામ હુસેન મુસ્તફા સાહેબ

એમનો જન્મ સૂરત પાસે હાંસટ ગામમાં થયો હતો. સાહિત્ય અને સંગીતના ચાહક, 'નેકી કર—કૂવેમેં ડાલ' વિચારસરણીવાળા આ દિલાવર અને ખાનદાન સજ્જન આદમજી શેઠની કંપનીમાં કામ કરતાં કરતાં દસ–બાર વર્ષ બ્રહ્મદેશમાં રહેલા અને બરમી ભાષાના જાણકાર બનેલા. પછી સિંધીઆ જહાજી કંપનીની કરાચી શાખામાં મુખ્ય ખજાનચી હતા. રેડિયો પાકિસ્તાન પરથી ગુજરાતી પ્રવચનો પ્રસંગાપાત આપતા. સાક્ષર હોવા ઉપરાંત સંશોધનનો પણ ઉત્સાહ ધરાવતા હતા. હમણાં થોડા સમય પહેલાં જ દેહાંત પામ્યા.

'પ્રભુ પધાર્યા'ની નવી આવૃત્તિઓમાં એમનાં સૂચનો–સુધારામાંનાં ઘણાં અપનાવાયાં હતાં છતાં એમનું નામ નહોતું મુકાયું તે એમની વિનંતીથી હશે એવું લાગે છે. એમનું નામ શોધવા પૂ૦ મકરન્દભાઈ દવેના પાકિસ્તાનવાસી મિત્ર અલ-વાએઝ મહંમદઅલી સાહેબને આ પત્રોમાંથી તારવેલું ગુલામ હુસેન સાહેબનું વર્ણન માત્ર લખેલું. અલ-વાએઝે એ પત્ર કરાચીના ગુજરાતી અખબાર 'ડૉન'માં છપાવ્યો તેના જવાબમાં ચાર જુદે જુદે ઠેકાણેથી પત્રો આવ્યાં. ચારેમાં એકીમતે ગુલામ હુસેન મુસ્તફા સાહેબનું નામ અપાયું હતું. એ પત્રોની મદદથી આ નોંધ તૈયાર કરી છે.

(૩૬૬) **ગુલામ હુસેન મુસ્તફા ઉપર**

રાણપુર : ૩૦-[illegible]

સ્નેહી ભાઈશ્રી,

પુસ્તકો તેમ જ કાગળ મળ્યાં. ઘણો આભાર. પુસ્તકો પૈકીનું ઇસ્લામ વિશેનું તો હું તુરત એક જ બેઠકે અતિરસપૂર્વક વાંચી ગયો. એ વિશે કોઈ વાર રૂબરૂ મળીએ તો ચર્ચા કરવા ઇચ્છા છે.

ઝેરબાદી દંપતીનો ફોટો સરસ છે ને તે હું નવી આવૃત્તિમાં ચોક્કસ મૂકવા માગું છું. એ જ ઉપયોગ હું આજે કાગળ સાથે મળેલ હાથીવાળી તસવીરનો કરીશ. આપે કરેલ સુધારા તરત જ વાંચી ગયો અને મને તે જ વખતે ઘણો આનંદ થયો કે આપે ખૂબ અભ્યાસપૂર્વક બ્રહ્મી જીવન તેમ જ ભાષાની ઉપાસના કરી છે તેનો અતિ મૂલ્યવંતો લહાવ મને મળ્યો. એ બધા જ સુધારા હું અપનાવી લઈશ.

આજે કાગળ વાંચતાં તેમાં આપે કરેલ સુધારાના જે ખુલાસા આપ્યા છે તે પણ સરસ છે. આપે બરાબર લખ્યું છે કે બ્રહ્મદેશમાં પ્રદેશે પ્રદેશે શબ્દો બદલાય છે. ‘પઢાઉ’ એ મોલમીન તરફ ચોક્કસપણે વપરાય છે. મારા બનેવી ત્યાં વકીલ થઈ રહ્યા છે. એમણે બ્રહ્મી સ્કૂલમાં જ અભ્યાસ શરૂ કરેલો. એટલે એ શબ્દ તો ખોટો નથી પણ આપનો શબ્દ હું ફૂટનોટમાં મૂકીશ. ઉપરાંત આપે ઉમેરેલ કેટલાક સાહિત્યિક પ્રયોગો તો એટલા રસિક છે કે હું એનો ઉપયોગ કરીશ. નવી આવૃત્તિ એટલે સારી જ થશે.

આપે સુરુચિભંગના જે દાખલા આપેલ છે તે પણ હું વિચારી રહ્યો છું. સુન્નતવાળી વાત તો ખરેખર બનેલ છે. ધર્મ વિશે હું વધુ લખી જણાવીશ. હું ઉતાવળે લખું છું. ઘણો અહેસાનમંદ છું. વધુ પરિચય માટે ઉત્સુક છું. નવી આવૃત્તિની પ્રત મોકલીશ.

લિ૦ સેવક [illegible]

*

## દેવી શારદાનો વરદ હસ્ત

‘ફયા લારે’ (પ્રભુ પધાર્યા) એ બરમા લોકોની સ્વાગતવાણી છે. ગુજરાત-બરમા પ્રજાના સંસ્કારસંપર્કને આલેખતી આ વાર્તા છે. .... એક સર્જક તરીકે મારી પ્રત્યેક કૃતિના સર્જન દરમ્યાન તેમ જ તે પછી જે સુખસંવેદન મને દેવી શારદાનો વરદ હસ્ત આપે છે તે તેણે આ વેળા તો મૂઠી ભરીને નહીં પણ ખોબલે ભરીને આપ્યું છે. મેં સંતોષનો ઘૂંટડો ભરીને સમાપ્ત કર્યું છે.

છતાં લોભી વાચક! તમે તો કહ્યા વગર રહેવાના જ નથી કે પછી શારદુ-રતુભાઈનો હસ્તમેળાપ કેમ ન કરાવ્યો, પેલી ભત્રીજી તારાનું શું, ને પાછળ મૂકેલા શિવને, મા-હૂલાને, નિમ્યાને, ઢો-સ્વેને, કેમ લટકતાં જ મૂકયાં, અરે શામજી-શાંતિદાસની શેઠ-જોડલીને પહાડો વચ્ચે હજારોની નોટો છતાં "પાણી! પાણી" કરતી તરફડી મરતી કેમ ન બતાવી? કારણ કે ભાઈ, અથવા બાઈ, હું વિશ્વનો વિધાતા નથી! અરે ખુદ વિધાત્રીયે બાપડી આપણા જીવનના કેવા અણઘડ ઘાટ મૂકીને રફુ થઈ જાય છે! ['પ્રભુ પધાર્યા' નવલકથાની પ્રસ્તાવનામાંથી ટૂંકાવીને.]

❧

## (૩૬૭) મનસુખલાલ ઝવેરી ઉપર

[રાણપુર : ૧૦-૧૧-૧૯૪૩]

પ્રિય ભાઈ,

૦૦૦૦૦ આંહીંનો છાપાનો કાર્યભાર ધીરે ધીરે શ્રી વૈદ્ય પર નાખીને હું હળવો બનવા આંહીં જ બેસીને સાહિત્યપ્રવૃત્તિ વધારવા ઉમેદ સેવું છું એટલી જ વાત સાચી છે. સિનેમાવાળી વાત તો તદ્દન નિર્મૂળ છે. બે હજારનો પગાર આપે તોયે ન જાઉં. એ મારી લાઇન નથી.

તમારું પુસ્તક આંહીં છપાશે એ આનંદની વાત. મને તો લાગે છે કે તમે ૦૦માંથી બચી ગયા! બાકી પુસ્તકને ખપતાં વાર નહીં લાગે. પેલા ૦૦વાળા પણ પોતાના વિવેચન-સેટમાં મૂકવા માટે માગશે. અમે પણ આંહીં વેચાણ કરવામાં મદદે લાગશું.

'આરાધના' વિશે મારું લખાણ હું મેળવી લઈશ. ચિંતા કરશો નહીં. શ્રી હસસુખબહેનને વંદન. છોકરાં મજામાં હશે. અમે આનંદમાં છીએ.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

*

† શ્રી વૈદ્ય : બાબુભાઈ પ્રા૦ વૈદ્ય, ત્યારે 'ફૂલછાબ'માં મદદનીશ તંત્રી.

❧

## (૩૬૮) ધનસુખલાલ કૃ૰ મહેતા ઉપર

રાણપુર : ૧૬-૧૧-૧૯૪૩

પ્રિય ધનુભાઈ,

૦૦૦ તમે મારાં શાકરોટલી પણ ખાઈ ગયા છો એ મને યાદ જ નથી! ત્યારે તો હું એક કણનાં સહસ્ર કણ માગીશ!

તમારાં લખાણોની નામાવલિ વાંચતાં તો મને 'જ્યોતિર્ધર'ના એ બધા જ સુંદર લેખો યાદ આવ્યા પણ તમે નામ આપવા બાબત કપટ શીદને કર્યું? શું તમને વિવેચક થવાના અધિકાર નથી એવું કોઈ કહેશે એવી બીક લાગી? કે કોઈને કોચવતાં અચકાયા? સાચું નામ છુપાવવું ને તે પણ સાહિત્યની સૃષ્ટિમાં એ એક રીતે આપણી પોતાની ભીરુતા અને બીજી રીતે સમગ્ર ગુજરાતી સાહિત્યદુનિયાની મનોદશા પર આક્ષેપ જેવું નથી? બીજું કાંઈ કારણ તો નહોતું ને?

ઇન્દુલાલના 'વરઘોડો'ની નોંધ મેં લીધી તે પછી 'પ્રજાબંધુ'માં તેની મારાથી ઊલટી જ, બેહદ પ્રશસ્તિયુક્ત, સમાલોચના આવી. એવા એવા પ્રસંગો બને છે ત્યારે મોટી બીક લાગે છે કે આપણે પોતે તો કદાચ દૃષ્ટિહીન નહીં હોઈએ!

મારાં 'તુલસી-ક્યારો' વગેરે બાબત તમારે થયેલી ચર્ચાઓ બાબત હું શું કહું? હું તો જૂના વિચાર નવા વિચાર વચ્ચેનો વિવેક જ સમજી શકતો નથી. એક જબરો ગોટાળો જૂના-નવાને નામે ચાલી રહ્યો છે! ખેર.

એક માગણી કરું? તમે સાજા થઈને એક વાર આંહીં અમારા મહેમાન બનશો? દરમ્યાન તો હું અ'વાદ આવવા આશા રાખું છું.

ઝવેરચંદ



## (૩૬૯) મૅનેજિંગ ડિરેક્ટર, સ્ટેઇટ્સ પિપલ લિ૰, મુંબઈ, ઉપર

રાણપુર : ૧-૧૧-૧૯૪૩

શ્રી મૅનેજિંગ ડિરેક્ટર,

વિનતિ કે મારે મારાં વિવેચનોનાં પુસ્તકો કરવાં છે તેમાં 'કલમકિતાબ'માં મેં કરેલાં લખાણોને પણ સામેલ કરવાં છે; તો જે સૌજન્યથી આપે આ અગાઉ મારાં લખાણોના હક્કો આપેલ છે તે જ સૌજન્યથી 'કલમકિતાબ'નાં લખાણોના હક્કો પણ આપશો એવી આશા રાખું છું.

લિ૰ સેવક ઝવેરચંદ મેઘાણીનાં વંદન

## (૩૭૦) મૅનેજર ઇન ચિફ, સ્ટેઇટ્સ પિપલ લિ૦, મુંબઈ, ઉપર

રાણપુર : ૨૧–૧૧–૧૯૪૩

શ્રી મૅનેજર ઇન ચિફ,

૦૦૦ 'કલમકિતાબ'નાં લખાણોના હક્ક આપવાની ઉદારતા બદલ અત્યંત આભારી છું. આપની શુભેચ્છાઓને આશીર્વાદ ગણી શિરસા કરું છું.

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણી

## (૩૭૧) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૩–૧૧–૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦૦૦ તેં પ્રેસ–લાઇન નક્કી જ કરી લીધી હોય તો તેમાં લડાઈ પછી કેવુંક ભાવિ બનશે તે પણ વિચારી લીધું હશે. કોઈ પણ પ્રેસ પોતાનું છાપું કે સામયિક પણ ન હોય તો આર્થિક રીતે કસદાર નથી.

સ્વામી આનંદનો પણ કાગળ છે. એમની સહાય લેવા જેવી છે. એ ઘણા વગદાર છે, વિશાળ ક્ષેત્રમાં ઘૂમનાર છે; એનો જ સાથી બની જઈ શક તો પાકી તાલીમ મળશે કેમ કે પ્રખર કાર્યકર હોવા ઉપરાંત પ્રખર લેખક–વિચારક પણ છે. છે hard task-master પણ હૃદયે સુકુમાર અને સાચા છે. ૦૦૦૦૦૦

તારે જો ફરી ભણવું જ હોય તો અત્યારથી જ એને લગતું વાચન કરવા લાગી પડી ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ મેળવવાનો વિચાર શું વધુ આકર્ષક નથી? તો મુંબઈમાં રહ્યો પણ પ્રમાણ. M.A. અથવા Ph.D.ની first class career માટે તું કાબેલ છે; તો તને કોઈ પણ પણ ક્ષેત્રમાં ઝળકવાનું મળશે અને યુદ્ધ પછીના જીવનમાં તું દેશને, કુટુંબને, તારી પોતાની જાતને વધુ ઉપયોગી થઈ પડીશ. કેળવણીમાં mediocre થવું એટલે કંઈ નહીં. આર. આર. દ્વારા કે સ્વામી આનંદ દ્વારા મુંબઈનું ખર્ચ ઊપડે તે પૂરતું કોઈ part-time કામ હાથ કરીને બાકીનું સમગ્ર ચિત્ત અભ્યાસમાં રોકી શકાય. ૦૦૦૦૦ એ જ

લિ૦ ઝવેરચંદ

(૩૭૨) **રમણિક લા० મેઘાણી ઉપર**

રાણપુર : ૨૧-૧૧-૧૯૪૩

રમણિકભાઈ,

○○○ મુંબઈ આવી ગયા એ ઘણું જ સારું થયું. ○○○○ 'ચિત્રલેખા'† વિશે લખવાનું કે આંહીંથી પુસ્તિકાઓ જેવું જ પ્રકાશન થઈ શકે, આવું મોટું નહીં. કાગળ નથી એટલે પુસ્તિકાઓ પણ અટકી પડી છે. કાગળની સગવડ ભવિષ્યમાં થાય તો પણ હવે ભાષાન્તરનું મોટું પુસ્તક ન પ્રગટ કરીએ એ ઠીક લાગે છે. એટલે કાં તો તમે પોતે જ છપાવી આંહીં વેચવા કરવા આપો અથવા તો કોઈ અન્ય પ્રકાશકને આપો. આંહીં પ્રગટ કરાવવું હોય તો મૂડી માટે કોઈને કહી હું જોગવાઈ કરું. આખરે તો એવો દિવસ આવવો જોઈએ કે જ્યારે મેઘાણી પ્રકાશન ગૃહ બને જ્યાંથી તમે, હું, મહેન્દ્ર સૌ લખીએ ને પ્રકટ કરીએ. લાભુભાઈનાં આલ્બમો પણ કાઢીએ. પણ એ તો તમારા જેવા સૂત્રધાર વગર ન બને.

કોઈ પ્રકાશકને આપો તો પ્રથમાવૃત્તિ પૂરતું જ નક્કી કરવું. મને લાગે છે કે દસ ટકા રોયલ્ટી મળે. વધુ તો મને પણ નથી મળતી. તમને મળે તો મેળવવી. ○○○○○ મહેન્દ્રનો કાગળ હમણાં નથી. એ ક્યાં રહે છે? શું કરે છે?

ઝવેરચંદ

*

† 'ચિત્રલેખા' : ભગવતીચરણ વર્મા કૃત હિંદી નવલકથાનો રમણિક મેઘાણીએ કરેલો ગુજરાતી અનુવાદ.



(૩૭૩) **મહેન્દ્ર ઝ० મેઘાણી ઉપર**

રાણપુર : ૨૪-૧૧-૧૯૪૩

મહેન્દ્ર,

તું હમણાં સ્વામી આનંદ સાથે કામ કરે છે એમ સાંભળ્યું છે. તેમની સાથે રહેવાનો ફરવાનો લાભ મળતો હોય તો નીચે મુજબ કામ કરવાની તને તક છે:

(૧) મહાદેવભાઈનો શક્ય તેટલો જીવનવૃત્તાંત, એમને યાદ હોય તેટલા જીવનપ્રસંગો વગેરે સાંભળીને પછી પુસ્તિકાકારે પ્રસિદ્ધ કરવા માટે ટપકાવી લેવાં.

(૨) સ્વામીનાં પોતાનાં જીવનપ્રસંગો, જીવનકથા અને વિશેષ તો બીજા રાષ્ટ્રનેતાઓ વિશેનાં એમનાં સ્મરણો જે પણ આપણે પુસ્તકરૂપે સંકલિત કરવા માગીએ છીએ [તે ટપકાવી લેવાં].

(૩) ટૂંકમાં, સ્વામીનાં બને તેટલાં સંસ્મરણો–અનુભવોનું દોહન.

આ પૈકી સ્વ૦ મહાદેવભાઈ વિશે પ્રથમ જો મળે તો નવી પુસ્તિકાશ્રેણીનું પહેલું પ્રકાશન એ આપવા ઇચ્છા છે. તું એ તકનો લાભ લેવા ધારે તો લઈ શકે. સાથેનો પત્ર સ્વામીને પહોંચાડજે.

લિ૦ ઝવેરચંદ

તા૦ ક૦ ચોપડીઓના દસ્તાવેજના ડ્રાફ્ટમાં હવે તો નવો સુધારો થશે નહીં પણ ચીમનભાઈના† ધ્યાન પર એક વાત મૂકજે કે મને માત્ર સાહિત્ય જ લખવા બેઉ કંપનીઓએ રોકેલો એ વાત બરાબર નથી; મેં તો બેઉ ઠેકાણે છાપાંનું બધું જ કામ વર્ષો સુધી કર્યું છે; મારી નિમણૂક કેવા પ્રકારની હતી તે નીપણ મને ખબર નથી; બધું સેવાભાવે કુટાયું છે; એટલે ખરું જોતાં તો દસ્તાવેજમાં એમ જોઈએ કે મેઘાણીએ બેઉ ઠેકાણે સર્વાંગી લેખનસેવા ઉઠાવી છે તેના બદલામાં આ હક્કો અપાય છે, પણ તે તો હવે ગઈ ગુજરી. કોઈ પણ ઇલાજે પહેલી તકે સહી કરાવી લેજે.

ઝવેરચંદ

† ચીમનભાઈ : ચીમનલાલ ચકુભાઈ શાહ

*



## (૩૭૪) સ્વામી આનંદ ઉપર

રાણપુર : ૨૪–૧૧–૧૯૪૩

પ્રિય સ્વામીજી,

૦૦૦ જવાબ દેવામાં વિચારે જ રહી ગયો. ૦૦૦૦ મોટો પ્રશ્ન ઇન્દુને વિશેનો છે. એણે નવમી ઑગસ્ટે અભ્યાસ રઝળતો મૂક્યો. ચારેક મહિના વેડફ્યા. પછી ઘેર આવી. તેને આજ એક વર્ષ ઉપર થયું. મેં ઘરકામમાં જોડી તો ઠીક પ્રગતિ કરી પણ પછી મેં કાંઈક વ્યગ્રતા જોઈ. મને શંકા પડી—એનાં વલણો વિશે—એટલે દાણો દાબી જોયો. એ તો લગ્નની વાતથી જ ભડકી ઊઠી. એના અંતરમાં લગ્નનો વિષય હજુ ઉદય જ પામ્યો નથી એની મને પ્રતીતિ મળી. એ તો ઉગ્ર બની ગઈ હતી. મેં એને અભયદાન દીધું, ભણવાના જ એના આગ્રહને અનુમોદન આપ્યું, અધૂરો મૂકેલો અભ્યાસ ફરી શરૂ કરાવ્યો છે, પણ બોટાદમાં જ રહીને એ મારી શર્ત છે. એણે એ સ્વીકારી છે. એણે ખાતરી આપી છે કે લગ્ન વિશે એને અંતરમાંથી અવાજ ઊઠશે કે તુરત જ એ મને જણાવશે. હવે એ અવાજ ક્યારે ઊઠે તે કોણ કહી શકે? ૦૦૦૦ ઉત્સુક છું પણ મૂંઝાઈને ઊભો છું, આપ મને માર્ગ સૂચવશો? ૦૦૦૦

બીજું મેં મહેન્દ્રને આપનો નવો એક લાભ લેવા આજે લખ્યું છે. એ જ આપને કહેશે. આપનાં સંસ્મરણો—મહાદેવભાઈ વિશેનાં સૌથી પહેલાં—એની પાસે વહાવી શકશો? એની અમારી પુસ્તિકા બને તે આપ પસંદ કરશો? મહેન્દ્રને બરાબર ઘડજો હો! એ તદ્દન અણઘડ રહી ગયો છે.

[લિ૰ સ્નેહ૰ ઝવેરચંદ]



(૩૭૫) **મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર**

રાણપુર : ૩૦–૧૧–૧૯૪૩

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ ચેક સાથે કાગળ મળ્યો. બેરરવાળો ચેક સાદી પોસ્ટથી ન મોકલાય કારણ કે જેને હાથ પડે તે વટાવી શકે. એ ધ્યાન તને રહ્યું જણાતું નથી. હવે જે ચેક કઢાવ તે ઑર્ડરનો કઢાવજે. ૦૦૦૦૦૦

તું સ્વામીજી પાસે બરાબર તાલીમ લેજે ને સાથે અભ્યાસનું ચૂકીશ નહીં. સ્વામીજી તને કાંઈ વેતન આપે તો ના કહીશ નહીં. એ લોકો પાસે ફંડો હોય છે. આપણે બેવકૂફ બનવા જરૂર નથી. તેમ સ્વામીજી પોતે એટલા બધા સમજદાર, ઉદાર ને પારકાના સ્વમાનને સાચવનારા છે કે તેમની પાસેથી એ ઠરાવે તે સ્વીકારવામાં વાંધો પણ નથી.

એમની પાસે પૂરી તાલીમ લીધા પછી જો કોઈ બીજું દ્વાર જીવનમાં સ્થિર થવાનું સંતોષકારક રીતે જડે તો વળી અભ્યાસની વાત નવેસર વિચારી જોશું. એમને કહેજે કે હું જવાબ નિરાંતે લખીશ.

ઝવેરચંદ



(૩૭૬) **મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર**

[ -12-1943]

Dear Son,

00000 Shortly after I wrote to you last I recollected and regretted having referred to the sad domestic atmosphere as I feared its deep effect on your happily improving physical health. Happenings like that are sometimes rare and sometimes frequent, and the slightest of them upsets me so much on account of the dear three that I am driven to write to you,

but the things straighten themselves here in a shortwhile whereas their effect on you take time to be wiped out due distance which is bound to render the colour more lurid than the actual condition might warrant.

At any rate I assure you of my success in dressing the little wounds of the dear ones' hearts by lint of my solicitude for them. Rest at ease, they are merrily going on in their independent position and in the home which they can call their own and which they themselves sweeten with their fragrant love for one another.

I am glad at the decent provision Swamiji had made for you. I not only quite appreciate but encourage your childlike (it is not childish) fancy for decent clothes. I insist upon your keeping yourself quite smart. It is a great solace to the father who felt always sad at your erstwhile slovenly habits. It is, I believe, the deep love for life itself that is revealed through the beautification of our external self. If the taste for clothes and toilet is not properly fed in youth, the greed for it torments one in after-age when everything is too late. That is exactly the case with me.

I am getting reports about the added height and flesh and fat to your body. It delights me and makes me eager to see you, but on no account feel disturbed. You can take a short vacation of a week or so after you have put in a sufficient period of service with Swamiji, say two to three months, and also a little money for making a comfortable journey.

I am afraid ટોપરું અને ગોળ is not an adequate nutrition for you. Can't you add some better dryfruit, say almonds, kaju etc.? Pray don't at all starve the system when it demands a good stuff in order to grow.

The book on Burma will be sent as soon as possible. 'પ્રભુ પધાર્યા' is now due for reprint and I want to remove certain errors with the help of that book. When could I send it latest? ooooo

I am attempting the English translation of a few typical folk-songs in order to bring out a book and see how it fares with me. Shall I send you the manuscript for perusal and opinion?

We have entered into a contract with Bharati Sahitya Sangh for two or three publications of my writings in 'કલમ કિતાબ' and others of similar stuff. The first is going very shortly to the press. Please go to Ishwarbhai and tell him that the title should be 'સૌંદર્ય–શોધન' and not 'સૌંદર્યની શોધમાં'. This should be told early for I hear he has ordered out a painting of its title with Labhubhai. I shall prefer a still less pedantic title if you could suggest any.

My affectionate blessings to Nirmala, whom I am sorry I have not written these days. How is she doing? Does she like your new job?

I am coaching Indu in the VI standard for examination in July next. If she passes she can attend the local high-school for VII. Unfortunately the domestic work takes away a lot of her time and energy. Otherwise I have changed my timings to suit her; except on Thursdays I daily return from Ranpur by the mail.

I hope this will suffice.

Your loving father,
Jhaverchand

◻ અનુવાદ

[ -૧૨-૧૯૪૩]

વ્હાલા પુત્ર,

૦૦૦૦૦ છેલ્લે તને પત્ર લખ્યા પછી સ્વસ્થ થયો કે તરત ઘરના ઉદાસ વાતાવરણનો ઉલ્લેખ કરવા બદલ પસ્તાયો કારણ કે સતત સુધરતી જતી તારી તબિયત ઉપર એની ઊંડી અસર પડશે એવી મને ભીતિ છે. કોઈક વાર દિવસો સુધી આવા બનાવો જૂજ હોય છે તો વળી ક્યારેક વારંવાર બની જાય છે, અને ત્રણે નાનાંની ચિંતામાં ને ચિંતામાં સાવ ગૌણ બનાવો પણ મને એટલો વિહ્વળ બનાવી મૂકે છે કે મારાથી તને લખાઈ જાય છે. આ તરફ અહીં તો થોડી જ વારમાં બધું પાછું થાળે પડે છે પણ અંતરને કારણે એ બનાવોની તારી પર પડતી છાયા વિખેરાતાં વાર લાગે કેમ કે અહીંની પરિસ્થિતિની તીવ્રતા એટલે દૂર બેઠા તને વધુ ઘેરી લાગે તે સ્વાભાવિક છે.

ગમે તેમ પણ ત્રણે પ્રિય બાળકોનાં હૃદયોમાં પડતા નાના નાના જખ્મોને મારા જતનની મલમપટ્ટી વડે રુઝાવવામાં હું સફળ રહ્યો છું તેની તને ખાતરી આપું છું. તું સ્વસ્થ રહેજે. પરસ્પર સ્નેહની ફોરમથી મહેકતા એમના પોતાના કહી શકાય તેવા ઘરમાં એ ત્રણે મોજથી ઊછરી રહ્યાં છે.

તારે માટે સ્વામીજીએ પૂરતા વેતનની જોગવણ કરી છે તે જાણી મને આનંદ થયો છે. સરસ કપડાંના તારા બાળસહજ (બાલિશ નહીં) શોખને હું વધાવું છું એટલું જ નહીં પ્રોત્સાહન આપું છું. દેખાવમાં પણ તારી જાતને તારે સુઘડ અને સુસજ્જ રાખવી એવો મારો આગ્રહ છે. પહેલાંની તારી લઘરા જેવી ટેવોને કારણે હતાશ થયેલા તારા પિતાને માટે આ સમાચાર ઘણું મોટું આશ્વાસન છે. આપણા બાહ્ય સ્વરૂપના શણગાર ઉપરથી પણ જીવન પ્રત્યેનો ઊંડો પ્રેમ વ્યક્ત થઈ શકે છે. સુંદર પોષાક અને સજાવટના પાઠ કિશોરાવસ્થામાં જો ન અપાયા હોય તો એની અતૃપ્તિ જતે દા'ડે, જ્યારે વધારે પડતું મોડું થઈ ગયું હોય ત્યારે, સંતાપ્યા કરે છે. મારા કિસ્સામાં આવું જ બન્યું છે.

તારું કાઠું વધ્યું છે અને બદન ભરાયું છે એવા સમાચારો મને મળ્યા કરે છે. મને એથી ઉલ્લાસ થાય છે અને તને મળવા ઉત્કંઠા જાગે છે, પણ કોઈ પણ વાતે અધીરો ન થઈશ. બે કે ત્રણ માસ સ્વામીજી સાથે કામ કરીને અને મુસાફરીનો ખર્ચ કમાઈને પછી અઠવાડિયાની ટૂંકી રજા તું લઈ શકીશ.

ટોપરું અને ગોળ તને પૂરતું પોષણ નહીં આપી શકે એવી મને ભીતિ છે. કાજુ કે બદામ જેવો સૂકો મેવો તું રાખી ન શકે? મહેરબાની કરીને વિકસતા શરીરને જરૂરી પોષક તત્ત્વોથી વંચિત ન રાખીશ.

બર્મા વિશેનું પુસ્તક બને તેટલું જલદી પાછું મોકલીશ. 'પ્રભુ પધાર્યા'ની નવી આવૃત્તિ થવામાં છે અને મારે એ પુસ્તકને આધારે કેટલીક ક્ષતિઓ દૂર કરવી છે. મોડામાં મોડું ક્યારે પાછું આપવું જોઈએ? ૦૦૦૦૦

નમૂનારૂપ થોડાં લોકગીતોના અંગ્રેજી અનુવાદો કરવાનો અખતરો હું કરી રહ્યો છું. પુસ્તકરૂપે એ પ્રગટ કરીને જોઈએ કે એમાં હું કેવો નીવડું છું. તું નજર નાખીને અભિપ્રાય આપી શકીશ? તો હસ્તપ્રત તને મોકલું?

'કલમ–કિતાબ'માં છપાયેલાં મારાં લેખો અને બીજાં લખાણોને બે–ત્રણ સંગ્રહોમાં પ્રગટ કરવાનો કરાર આપણે ભારતી સાહિત્ય સંઘ સાથે કર્યો છે. પહેલો સંગ્રહ હવે છપાવા લાગશે. ઈશ્વરભાઈને મળીને કહેજે કે પુસ્તકનું નામ 'સૌંદર્ય–શોધન' રાખવાનું છે, 'સૌંદર્યની શોધમાં' નહીં. આટલું તરત જણાવજે કારણ કે એમણે એવા નામવાળું જેકેટ તૈયાર કરવા લાભુભાઈને સૂચના આપી દીધી છે એવા ખબર મને મળ્યા છે. પાંડિત્યની ભભક વગરનું બીજું કોઈ નામ તને સૂઝે તો મને એવું જ ગમશે.

નિર્મળાને મારા સસ્નેહ આશિષ. એને હમણાં હું નથી લખી શક્યો એ મને સાલે છે. એ કેમ છે? એને તારો નવો વ્યવસાય પસંદ પડ્યો?

જુલાઈમાં થનારી છઠ્ઠા ધોરણની પરીક્ષા માટે ઇન્દુને હું તૈયારી કરાવું છું. પાસ થાય તો અહીંની હાઈસ્કૂલમાં સાતમા ધોરણમાં દાખલ થઈ શકશે. દુર્ભાગ્યે,

ઘરકામમાં એનાં ઘણાં કલાકો અને શક્તિ ખરચાઈ જાય છે. આમ તો એના સમયને અનુકૂળ રહેવા મેં મારો ક્રમ ગોઠવી લીધો છે. ગુરુવાર સિવાય રોજ હું મેઇલમાં [બપોરે] પાછો ફરું છું.

આટલું બસ છે.

લિ૦ તારો પ્રેમાળ પિતા, ઝવેરચંદ



## (૩૭૭) ચુનીલાલ મડિયા ઉપર

રાણપુર : ૫-૧૨-૧૯૪૩

ભાઈશ્રી,

○○○○○ 'શેણી–વિજાણંદ' રેકર્ડનું સાહિત્ય શબ્દશઃ નહીં પણ મેં જેના આધારે કહી તે વારતા 'શેણી–વિજાણંદ' મારા 'રસધાર' ભાગ પાંચમામાં છે. દુહા તો બધા અકબંધ એમાં છે. ગદ્યભાગમાં પણ કેવળ કથનફેર જ છે. મનોરંજન માટે જરૂર છૂટથી ઉપયોગ કરો. એ તો ઊલટું આદરણીય. એવી તો અનેક બીજી વારતાઓ મારી 'રસધારો'માં અને 'સોરઠી ગીતકથાઓ'માં છે.

'મોટાં ખોરડાં' વિશેનો મારો ખુલાસો ગઈ તા૦ ૨૭ના 'જ્યોતિર્ધર'માં પ્રગટ થયો છે. એક સાહિત્યકૃતિનું સાહિત્યલક્ષી વિવેચન કરવું વેગળું મૂકીને એમાંથી જે 'સ્ત્રીનું મૂલ્ય હલકું પાડ્યા'નો સાર ખેંચ્યો છે તે પણ મૂળ જે સત્ય છે તેથી વિપરીત છે કારણ કે એ ગીત તો ઊલટું અન્યાય પામેલા પક્ષના પલ્લામાં જાય છે. આખી કૃતિ કરુણ વાર્તા કહે છે. 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં' એ refrain જ કહેવાતી મોટાઈ ને તેની ભયાનકતા પર પ્રચંડ પ્રહારરૂપ છે. None are so blind as those who would not see. [□ ભીંસીને આંખો બીડી રાખનારાં જેવાં આંધળાં બીજાં કોઈ નહીં.]

ઝવેરચંદ

*

† 'શેણી–વિજાણંદ' રેકર્ડ : બાપુજીએ સંશોધન કરીને લખેલી અને પોતે ગાયેલી પ્રેમગીતકથાની 78RPM રેકર્ડ પ્રથમ કોલંબિયા કંપનીએ બહાર પાડેલી. અત્યારે એ જ રેકર્ડ LP ના સ્વરૂપમાં ઉપલબ્ધ છે. બીજી અત્યારે પ્રાપ્ય નથી એવી બાપુજીએ ગાયેલ 78RPM રેકર્ડ નીચે પ્રમાણે છે.

પ્રેમકથા : મે–ઊજળીની વાત

રાષ્ટ્રિય ગીતો : હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ (છેલ્લી પ્રાર્થના)
બીક કોની, બીક કોની, મા તુંને
ઝંડા અજર અમર રહેજે (ઝંડાવંદન)
ભેટે ઝૂલે છે તલવાર

લોકગીતો : તારી આવડી લાલપ કયાંથી રે
તમે મારા દેવના દીધેલ છો
લવિંગ કેરી લાકડીએ રામે સીતાને માર્યાં જો
આજ રે સપનામાં મેં તો ડોલતો ડુંગર દીઠો જો
ખાંસી ખા મા રે, ખાંસી ખા મા

† 'મોટાં ખોરડાં' : બાપુજીના લોકગીત–સંગ્રહ 'રઢિયાળી રાત'માં સંગ્રહાયેલું જાણીતું લોકગીત 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ'.



## (૩૭૮) ચુનીલાલ મડિયા ઉપર

બોટાદ : ૧૮–૨–૧૯૪૪

ભાઈશ્રી,

૦૦૦૦૦ 'ધીમુ વિભા'ના અવલોકન વિશેની તમારી ટીકા મેં ધ્યાનપૂર્વક વાંચી. તમને કે હરકોઈ ભાઈને લખવા હક્ક છે. અવલોકન લેનાર ભાઈ અમારા સ્ટાફ પર છે. વાચનથી સમૃદ્ધ, લેખનના પણ લાંબા મહાવરાવાળા, સ્વતંત્ર દૃષ્ટિના માણસ છે. એ પુસ્તક મેં પહેલું વાંચેલું અને મને એ બહુ જ નબળું, વેવલું તેમ જ તેને પરિણામે કલાવિધાનની દૃષ્ટિએ પણ ખોટીલું લાગેલું. પછી મારો અભિપ્રાય જણાવ્યા વગર જ એ ભાઈને વાંચી જવા કહ્યું. પછી એમનો સ્વતંત્ર અભિપ્રાય જાણ્યો. અમે સાથે બેસી ચર્ચા કરી. બેઉના મુદ્દા મળ્યા તે પછી જ એણે લખ્યું. હું અવલોકનનો લખનાર નહીં છતાં, તેમ જ 'ફૂલછાબ'નું દરેક અવલોકન મારા મંતવ્યનો જ પડઘો બની રહે એવું બંધન નહીં રાખતો છતાં, આ અવલોકનમાં સંમત હોવાની મારી જવાબદારીનો ઇન્કાર ન કરી શકું. લેખક પોતે આજે શું સહી રહેલ છે તે મુદ્દો જ અપ્રસ્તુત છે. આને લેખકની આત્મકથા ગણીને કશું જ લખ્યું નથી. પણ એક વાર્તાકૃતિ તરીકે, નવલકથાને એક સર્જનાત્મક કલાકૃતિ તરીકે, તપાસવા બેસતાં એનું વિચારતત્ત્વ એની શૈલી અથવા એની નિરૂપણકળાથી વેગળું રાખીને તપાસવા–તોળવાથી હું વિરુદ્ધ છું. બંને અંગો ઓતપ્રોત જ હોય છે. વસ્તુ અને વિચારનું તત્ત્વ વેવલું હોવાને પરિણામે જ કલાવિધાન વેવલું બન્યું છે. નબળા પ્રયોજન પર સબળ સર્જનની માંડણી થઈ શકે જ નહીં. Parody જ લાગે. અત્યુક્તિભરી

આત્મલક્ષિતા આપણી કલાની કટ્ટર શત્રુ છે. લેખક તો મારા પણ સ્નેહી છે અને એમની કલમ પ્રત્યે મને માન છે. તમે જણાવેલ એમના વિશેની હકીકતથી દિલગીર થયો છું.

લિ૦ સ્ને૦ ઝવેરચંદનાં વં૦

તા૦ ક૦ એક વિનંતી. અમારે 'ફૂલછાબ' માટે એક ઉપતંત્રી જોઈએ છે. કાઠિયાવાડી જ જોઈએ. તે વગર આ પ્રાંતનું જટિલ પત્રકારિત્વ કોઈ ખેડી શકે નહીં. સાહિત્યરંગી માણસ હોવો જોઈએ. ધરેડમાં પડે તેવો નહીં. ગ્રેજ્યુએટ અથવા અંડરગ્રેજ્યુએટ, 'ફૂલછાબ'નું જે પત્રકારિત્વ છે તેમાં રસ લઈ શકે તેવો. રાણપુરનું જીવન બીજી રીતે શુષ્ક છે એટલે ગામડાંનો પ્રેમી હોય તો જ રહી શકે. કોઈ હોય તો સૂચવશો. પછી વિશેષ સમજણને માટે રૂબરૂ જ મળવું રહેશે. ઝ૦

*

† 'ધીમુ અને વિભા' : જયંતિ દલાલની એક નવલકથા.



## (૩૭૯) ઈશ્વરલાલ મો૦ દવે અને તારાચંદ રવાણી ઉપર

રાણપુર : ૩૦-૩-૧૯૪૪

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦૦૦ શ્રી કૃષ્ણા હઠીસિંગની ભલી લાગણી માટે ઘણો આભાર પણ હું તો તમે એમને જણાવ્યું તે મુજબ બિલકુલ નિવૃત્ત નથી. નહિતર તો હું કંઈક સ્વતંત્ર જ ન લખું? એ અનુવાદ માટે કોનું નામ સૂચવું તે પણ એક કોયડો છે. મને તો એને ન્યાય આપે તેવા એક જિતુભાઈ લાગે છે, બીજા દલપતભાઈ અને ત્રીજા માણેક. અંગ્રેજીની છટાને તો એ ત્રણમાંથી જ કોઈક ગુજરાતીમાં ન્યાય આપી શકે. ભાઈ કિસનસિંહ પણ સારું કરશે, પણ કદાચ દલપતભાઈ (દિલીપ કોઠારી) વધુ ફાવશે. એ પુસ્તક બહુ વખણાયું છે અને નેહરુ-ઘરની હવા તાજી થઈ છે એટલે જલદી પ્રકાશન કરો તો સારું.

'પ્રભુ પધાર્યા'નો હિંદી અનુવાદ થાય અને તે પણ ભાઈ શ્યામૂ કરે એ તો ઘણા આનંદની વાત. શરતો બાબત તો શ્રી જૈનેન્દ્રકુમારે અનુવાદ વિશે નક્કી કરેલ નિયમ મને ન્યાય્ય લાગે છે. Cost અર્થાત પ્રેસ-બિલ કાઢતાં બાકી જે નફો ચડે તેની ત્રણ સરખા ભાગે લેખક, અનુવાદક ને પ્રકાશક વચ્ચે વહેંચણ થાય. આવું ઠરાવતા હો તો મંજૂર છે.

ભેટપુસ્તક તો હજુ મંડાયું નથી. મારાં આંગળાં બરાબર ચાલતાં નથી. કોઈ તૈયાર સારી વાર્તા કોઈ પાસે હોય તો જણાવશો. ૦૦૦૦

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

*

† 'શ્રી કૃષ્ણા હઠીસિંગની ભલી લાગણી' : કૃષ્ણા હઠીસિંગની આત્મકથા 'With No Regrets'નો ગુજરાતી અનુવાદ બાપુજી કરે એવી લેખિકાની ઇચ્છા હતી.

† 'ભાઈ શ્યામૂ' : શ્યામૂ સન્યાસી. 'પ્રભુ પધાર્યા' નવલકથાનો એમણે કરેલો હિંદી અનુવાદ 'પ્રભુ પધારે' નામથી પ્રગટ થયો છે.



## (૩૮૦) ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર

રાણપુર : ૧૬-૩-૧૯૪૪

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦ તમે મુંબઈ પહોંચી ગયાનું જાણી નિરાશ થયો. અમદાવાદ આવી તમને મળવાનું ઘણું મન હતું પણ એક બાળકને ટાઇફોઈડની ગંભીર બીમારી લાંબો કાળ ચાલી તેમાં તેમ જ બીજી આંહીંની ઉપાધિઓમાં દબાઈ રહ્યો. તમે પણ આંહીં આવવા જેવી ગુલાબી તબિયત કરી શક્યા જણાતા નથી.

'જ્યોતિર્ધર'માં હું તમારી કલમનો જુદે જુદે નામે સ્પષ્ટ સંપર્ક સેવતો હતો ને કહેવાની જરૂર નથી કે મને તમારાં વિવેચનો ગમી ગયાં છે. 'પ્રતિમા'માં હજુ તમને માણ્યા નથી.

'સીતા' જેવા સભરભર નાટ્યમય વિષયને ચન્દ્રવદન જેવા કલાકારે આવી વિકૃતિમાં હડસેલી નાખ્યો એથી દુઃખ ઘણું થયું. આપે તો 'સીતા' વાંચ્યું હશે.

શિશુમંડળના સમારંભ નિમિત્તે પણ તમારી સાથે થોડો સમય ગાળવાના સુયોગને હું જતો ન જ કરું પણ મારા આંહીંના કૌટુંબિક તેમ જ કાર્યાલયના સંજોગો અતિ વિષમ છે. બહાર નીકળવું વિકટ છે. વળી મોડાસામાં શ્રી રમણલાલ સોનીની હાઇસ્કૂલના સમારંભ પર હાજર થવાની જીભ મારાથી કચરાઈ ગઈ છે, એ પણ એપ્રિલમાં છે. એટલું તો હું માંડ પાળી શકીશ. માટે મને દરગુજર કરશો.

તમારી જીવનકથામાં વાંચ્યું ત્યારે જ જાણ્યું કે તમે છેક જ એકલા થઈ ગયા છો. એ જીવનકથામાં મને ઊંડી અને નીરોગી—કારણ કે નિર્દંભી—માનવતાનાં ઠેર ઠેર દર્શન થયાં છે.

લિ૦ ઝવેરચંદનાં વંદન



## (૩૮૧) ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર

બોટાદ : ૮-૪-૧૯૪૪

પ્રિય ભાઈશ્રી,

કાગળ મળ્યો. તમારો પ્રત્યેક પત્ર મને વધુ ને વધુ અફસોસ કરાવે છે કે હું તમારા નિકટ પરિચયમાં કેમ ન આવ્યો. આવ્યો હોત તો આજના અન્ય સાહિત્ય-રસિકોમાંથી જે દિલસોજી અને દોરવણી મળે છે તે કરતાં ઘણી વધુ પામી શક્યો હોત. ૦૦૦

'સમરાંગણ'ને હું મારી એક અતિ પ્રિય કૃતિ સમજું છું. તમને જે તત્ત્વ ગમ્યું તેને જ હું મારા સર્જનની વિશેષતા ગણું છું. મને એ થોડા શબ્દો પણ ઘણું પ્રોત્સાહન આપે છે.

ઝ૦

*

### 'પાત્ર મારા અંતરમાં બાર વર્ષ'

"બારેક વર્ષ પરની મારી એક નોંધપોથીમાં 'ભૂચર મોરી' એ મથાળા નીચે નોંધ છે : 'જેસા વજીરની વહુ; થાન લખડે; લૂગડાં ધોવામાં અડચણ; પવર ખંભે નાખેલ; નાગડો ધાવે પાછળ ઊભો ઊભો.....' 'ભૂચર મોરી'ના યુદ્ધમાં એ જ નાગડો વજીર કેવો દીપ્યો તે જાણેલું. એટલી જ વિગતવાળું એ પાત્ર મારા અંતરમાંથી બાર વર્ષો થયાં અળગું થઈ શક્યું નહોતું. એ વેળા હું 'ભૂચર મોરી'નું સ્થળ જોવા ગયો. જોતાં લાગણી ધાટી થઈ. ...." [૨૮-૪-૧૯૩૮. 'સમરાંગણ'ની પ્રસ્તાવનામાંથી ટૂંકાવીને.]

## (૩૮૨) દુર્લભજી ઉ૦ પરીખ અને બાપાલાલ દોશી ઉપર

બોટાદ : ૬-૧-૧૯૪૮

પ્રિય દુર્લભજીભાઈ તથા બાપાલાલભાઈ,

કાગળ મળ્યો. ઘણો આભાર. બંટુ તેર દિવસથી બેભાન છે. ટાઇફૉઇડનો હુમલો ઉગ્ર છે. ભેળો બેઉ ફેફસાં પર ન્યુમોનિયા ભળ્યો છે. ઝાડા વગેરે અનિષ્ટ ચિહ્નો પૂરજોશમાં છે. સારવાર ચાલે છે. ઈશ્વર બેઠો કરે ત્યારે ખરું.

શ્રી શાંતિભાઈને મળવા આવવાની તક ગુમાવી પડે છે તે બદલ દિલગીર છું.

બાકી કંપનીની કોઈ વ્યવસ્થા બાબત તો હું રસ લેવા માગતો જ નથી એટલે આવ્યો હોત તો પણ એ બાબત ઉદાસીન રહેત.

મારી ઇચ્છા ઘણા વખતથી એવી છે કે તંત્રીપદ શ્રી નાથાભાઈ સ્વીકારે ને હું ફક્ત કામ કરી આપું—એ કહે તેટલા પૂરતું જ અને તે જ રીતે, આ વખતે આંહીં બેઠે બેઠે કર્યું છે તે પ્રમાણે. સાત વર્ષ પછી મારે આવી મનોદશા સેવવી પડે છે તેનો ખેદ મને ઘણો છે પણ મારી શક્તિ આથી વધુ કામ કરી શકી નથી. શ્રી નાથાભાઈને હું મારી કાર્યપદ્ધતિ ગળે ઉતરાવી શક્યો નથી એમાં મારી જ શક્તિની ઊણપ સમજું છું.

લિ૦ રને૦ ઝવેરચંદનાં વંદન



આ સાથે ડૉ૦ ડિ. જિ. વ્યાસ પરનો કાગળ બીડું છું. એ પ્રાર્થનાસમાજ પાસે ક્યાંઇક રહે છે. મકાનનું નામ યાદ નથી. 'બૉમ્બે ક્રોનિકલ વિકલી'નાં આર્ટ-કૉલમ એ લખે છે. 'બો૦ ક્રો૦'ની ઑફિસમાં ફોન કરી પુછાવી લેશો.

ઝવેરચંદ



(૩૮૪) ગુલાબરાય ચુ૦ પારેખ ઉપર

રાણપુર : ૧૭–૨–૧૯૪૪

ભાઈ ગુલાબ,

અભિનંદન અને આશીર્વાદ. હું ઘણો રાજી થયો. બંને સુપાત્ર વર-કન્યાનો અને બંને ખાનદાન કુટુંબોનો આ સંયોગ ઘણા સદ્‌ભાગ્યની વાત છે. સર્વની સમતા ફળી. સર્વને સંતોષ મળ્યો.

મહેન્દ્ર વગેરે ચારેય ભાંડરડાં આજે સરધાર ગયાં છે.

ઝવેરચંદ

*

† 'આ સંયોગ' : નાનાં બહેન સમજુબહેનના જ્યેષ્ઠ પુત્ર ગુલાબભાઈનું ચંપાબહેન ઓધવજી ઝાટકિયા સાથે વેવિશાળ.

† 'સરધાર' : પૂ૦ દમયંતી–બાના પિતા સરધાર રહેતા.

† 'ચારેય ભાંડરડાં' : મહેન્દ્રભાઈ, ઇન્દુબહેન, મસ્તાનભાઈ અને નાનકભાઈ.



## (૩૮૫) નિર્મળા ના૦ ખેતાણી ઉપર

[પછી પુત્રવધૂ નિર્મળા મહેન્દ્ર મેઘાણી]

બોટાદ : ૧૦-૧૨-૧૯૪૩

વહાલી પુત્રી નિર્મળા,

બરાબર તમારા જન્મદિનની રાત્રિએ જ કાગળ વાંચવા મળ્યો. લૂખા લૂખા આશીર્વાદ તો ઘણા ઘણા આપ્યા પણ મને પહેલેથી ખબર હોત તો હું કંઈક ભેટ તો મોકલત! ચિત્રાદેવીએ તુરત જ યાદ કર્યું કે તેમણે તમારે માટે રાખેલી ચણિયાની કોર આ નિમિત્તે મોકલશું, નાગજીબાપુજી પાછા ફરશે ત્યારે.

હું તો મારી સર્વોત્કૃષ્ટ સંપત્તિ મારી ચોપડીઓને સમજું છું. આજે અફસોસ થાય છે કે નવી એકેય કૃતિ લખેલ નથી, પણ હવે પછી નવું જે પુસ્તક બેત્રણ મહિના બાદ બહાર પડશે તે તમને જ અર્પણ થશે.

હું તો કાગળ લખી શકતો નથી પણ તમારા કાગળોથી મને હરકત થાય એવું માનતાં હો તો તો મારે માટે તમે કેટલો નબળો અભિપ્રાય બાંધ્યો કહેવાય! તમે રોજ અકેકેક કાગળ લખો તોયે મને ગમે. જેટલું લખો તેટલું ઘણા રસથી વાંચું.

અભ્યાસ કરવા સાથે બાને મદદ કરો છો તે પણ સાચો અભ્યાસ જ છે. સવ વિદ્યાનું સુફળ તો સંસારજીવનને મધુર બનાવવામાં જ આવવું જોઈએ. ગૃહકામ એ તો સ્ત્રી ને પુરુષ સર્વેને માટે વિદ્યાનો એક મહાન અંશ છે. તે વગર જીવનની મધુરતા જામતી નથી. તમે જેટલા રસથી પુસ્તક વાંચો તેટલા જ રસથી ગૃહકામ કરજો. માત્ર કામ કરવું એ તો નોકર પણ કરે છે, પણ એમાં ઊંડી રસવૃત્તિ સિંચવી એ જ ખૂબી છે. કાવ્યમાં જેમ છંદ છે તેમ જ જીવનમાં શ્રમ છે.

પુસ્તક બંને વહેલી તકે રવાના કરાવું છું. આંહીં નથી એટલે અમદાવાદ માર પ્રકાશકને લખું છું. ચિત્રાદેવીએ તમને યાદ કરી આશિષ કહાવેલ છે. પૂ૦ બાને ને બાપુજીને વંદન. બાપુજી તો એમના દોસ્તોમાંથી નવરા થાય તો કાગળ લખેને! હમણાં સાટા-જલેબી વગેરે કેવાંક ખાય છે?

વિનોદ માંદગીમાંથી ઊઠયા પછી વધુ સારો થયો છે. બધાં કુશળ છીએ. વિનોદ ઇન્દુના કાગળમાં લખશે. બંટુ તમારો સુંદર કાગળ મને બતાવતો હતો. મેં એને એ સાચવી રાખવા કહ્યું છે.

લિ૦ ઝવેરચંદના આશીર્વાદ

## (૩૮૬) નિર્મળા ના૦ મેતાણી ઉપર

રાણપુર : ૨૦–૨–૧૯૪૪

વહાલી પુત્રી,

કાલે બંટુ અને બાબાએ પોતાને હાથે જ કવર બનાવ્યાં અને પછી એકાંતે બેસી બેઉએ 'ભાભી'ને કાગળ લખવાનું પરિયાણ કર્યું તે હું અંદર બેઠો બેઠો સાંભળતો હતો. કવરો બીડીને જ મને આપ્યાં છે. અંદર જે લખ્યું તે મને અરધુંપરધું કહ્યું પણ મેં જ્યારે કહ્યું કે કંઈ મગાવાય નહીં ત્યારે કહે કે અમસ્તું જ એમ લખ્યું છે.

આ વાત સાચી છે. બાળકોએ કેવળ આપણે નિશાળમાં શીખીએ છીએ તેવી રીતે પત્રલેખન શીખવા જ આ લખ્યું છે. તમે કશું મોકલતાં નહીં. આ તો પહેલો કાગળ 'ભાભી'ને લખવાનું સૂઝ્યું તે જ બતાવું છું.

મહેન્દ્ર વગેરે ચારે ભાંડરડાં સરધાર ગયાં છે. આંહીં એમની ટપાલ ઢગલો થઈને પડી છે તેમાં કદાચ તમારો પણ પત્ર હશે. એમનો કાગળ નથી એટલે ટપાલ રોકી રાખું છું, કારણ પાછાં વહેલાં આવે કે મોડાં. બાકી કુશળ છીએ. તમે આનંદમાં હશો. પિતાજી–માતાજીને વંદન.

લિ૦ ઝવેરચંદના આશીર્વાદ

*

† 'બંટુ અને બાબો' : પુત્રો જયંત અને વિનોદ.



## (૩૮૭) જયંતિલાલ ઓધવજી ઝાટકિયા ઉપર

રાણપુર : ૨૦–૨–૧૯૪૪

જયંતભાઈ,

તમારા અત્યંત માયાળુ કાગળનો જવાબ આપવાનું સ્મરણ મને ગઈ પરમે ચિ૦ ચંપાને બોટાદ સ્ટેશને મળવા ગયેલો ત્યારે જ થયું. ૦૦૦૦ મારી તબિયત લાંબો આરામ માગે છે પણ તદ્દન નિવૃત્ત બનીને બોટાદ–રાણપુર છોડી શકું તેવું દુર્ભાગ્યે નથી નહિતર હું જરૂર તમારી સૌની આનંદભરી સોબતમાં મુંબઈ આવી રહેત. કુટુંબસંસાર મારો અતિજટિલ બન્યો છે.

મહેન્દ્રનો પ્રશ્ન મને મૂંઝવે છે ફક્ત એટલા પૂરતો જ કે એનું મન કોઈ પણ પ્રવૃત્તિમાં સ્થિર થઈ શકતું નથી. એના પર મારી સ્થિતિનું કશું દબાણ લાવીને નિર્ણય કરાવવો એ બરાબર નથી કારણ કે જે નિર્ણય કરવાનો છે તે જીવનભરનો હોવો જોઈએ. પૈસા કમાવાનો શોખ ન હોય તો પણ કશો વાંધો નથી. વિદ્યાની ઉપાસના

અથવા પત્રકારત્વનો ધંધો પણ પૂર્ણ આત્મશ્રદ્ધા તેમ જ આનંદભેર કરે તોયે હું ખુશી છું પણ એણે નિર્ણય મારી સ્થિતિ વિચારીને લેવાનો નથી, પોતાની મનોવૃત્તિને અનુરૂપ લેવાનો છે કારણ કે હું ભલે શ્રીમંત નથી પણ એ વર્ષ એને રળવાની ચિંતાથી તદ્દન મુક્ત રાખી શકું તેમ છું. હજુ તો હું કામ પણ કરું છું.

મેં એને લખ્યું જ છે કે જો એને ધંધામાં જ પડવું હોય તો રતિભાઈ જેવો કોઈ મિત્ર કે માર્ગદર્શક મળવાનો નથી. પગારનો પ્રશ્ન તેણે રતિભાઈને જ સોંપી દેવો જોઈએ. પહેલો પગાર ન હોય, પહેલું તો કામ કરી બતાવવાનું હોય. અને જે ઠેકાણે રંચ પણ exploit થવાનો તો ભય જ નથી તે ઠેકાણે એણે પગારની તો ચર્ચા પણ ન કરવી જોઈએ. તમે જે લખો છો તે જ મેં એને લખ્યું છે.

લગ્ન બાબત હું તમારાથી જરાક જુદો પડું છું. લગ્નસંસારની કુદરતી પિપાસા જાગ્યા પછી એણે મુલતવી ન રાખવું જોઈએ કારણ કે એનો પણ કાળ હોય છે, ને એ પરણશે તો બહુ બોજો વધી જશે એમ પણ [હું] માનતો નથી. બેશક હું એટલું ઇચ્છું કે એ સંતતિની જંજાળમાં આજથી ન સપડાય. એ મારી ગૃહજીવનની મૂંઝવણને ટાળવા માટે પરણવાની ઉતાવળ કરતો હોય તો હું ના જ પાડું. બેઉ જણાં સહમત બનીને સ્વયંસ્ફુરણાથી મુલતવી રાખે તોયે રાજી થાઉં અને તીવ્ર લગ્નેચ્છાથી પરણે તો પણ સંમત થાઉં પણ એ પ્રશ્ન જ બેઉની સંયુક્ત સ્વયંપ્રેરણાનો છે.

તમે કહો છો તે જ મેં એને કાયમ કહ્યું છે કે એણે બેકાર બેસી ન જ રહેવું જોઈએ. કોઈ પણ કામમાં જોડાઈ જ જવું ઘટે કારણ કે પ્રવૃત્તિ જ મનનો ખોરાક છે. મહેન્દ્રની બીજી કશી જ ચિંતા હું કરતો નથી, જાણું છું કે એને એક સરસ મિત્રમંડળની હૂંફ છે અને સૌથી વધુ શ્રદ્ધા તો મને રતિભાઈ વિશે છે. ૦૦૦ તમે ભાઈઓએ એને પોતાનો કરી લીધો છે એટલે મારી તો ચિંતા માત્ર ટળી છે. ૦૦૦૦૦ એ જ

લિ૰ ઝવેરચંદનાં સ્નેહસ્મરણ

## (૩૮૮) મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર

[રાણપુર : ૨૦–૩–૧૯૪૪]

ભાઈ મહેન્દ્ર,

તારો કાગળ તેમ જ Forumનો અંક મળ્યા. ૦૦૦૦ આજે બુકપોસ્ટથી મારો અંગ્રેજી લેખ મોકલું છું તે ટાઇપ કરાવી નીચેને સરનામે મોકલવો : શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ, પુષ્પકુંજ, ખાર. એમને મેં તારું સરનામું ને ટેલિફોન નંબર જણાવેલ છે. કદાચ એ લખેલી પ્રત જ માગવા આવે તો આપી દેવી. એ જ, ઉતાવળે

લિ૰ ઝવેરચંદ

† પોપટલાલ ગોવિંદલાલ શાહ : ૧૮૮૯–૧૯૬૯. વ્યવસાયે અધ્યાપક, પછી સરકારી અધિકારી. ગુજરાત સાહિત્ય પરિષદના શરૂથી કાર્યકર. ૧૯૩૬માં ગુજરાત રિસર્ચ સોસાયટી સ્થાપી અને એના ત્રૈમાસિકનું સંપાદન શરૂ કર્યું. સાહિત્ય પરિષદનાં કેટલાંક અધિવેશનોમાં વિજ્ઞાન–વિભાગના પ્રમુખ અને ૧૯૬૫માં સમાજ–વિભાગના પ્રમુખ. આદિવાસી ક્ષેત્રે સંશોધક. 'વિજ્ઞાન વિચાર', 'વિજ્ઞાન વિનોદ', 'વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ', 'Tribal Life of Gujarat', 'Ethnic History of Gujarat' વગેરે પુસ્તકોના લેખક.



## (૩૮૯) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બુધવાર

બોટાદ : [ –૩–૧૯૪૪]

ભાઈ મહેન્દ્ર,

ભાવનગરથી કાલે રાતે આવ્યો, તારા કાગળો વાંચ્યા.

શુક્રવારે એકાએક દાઢ પાકી. રવિવારે તો રહેવાયું નહીં. ભાવનગર ગયો. Abcess થયેલ તે સુભાગ્યે આપોઆપ ફૂટયું નહિતર ક્લોરોફૉર્મ આપીને ઓપરેશન કરવું પડત. હજુ સોજો છે તે ઊતરતાં અઠવાડિયું લાગશે. તે પછી જ દાઢ કાઢી શકાશે. અઠવાડિયા બાદ પાછો જઈશ.

તારા કાગળથી એક તો નિરાંત થઈ કે હવે મુંબઈ–અમદાવાદનાં પરિયાણ કરવાનું છોડ્યું. એ વાતનો મારા મન પર ઘણો ભાર હતો. ૦૦૦૦ ઉપરાંત લડાઈમાં નવા પેદા થયેલા સંજોગોની ભીંસ થોડા જ સમયમાં બહુ જબરી લાગશે. અત્યારનો કપરો કાળ આપણે સૌએ સાથે રહીને વિતાવવો રહેશે. દેશ પર હજુ બેહદ ગુજરવાની છે.

એમાં પાછી મારી શારીરિક સ્થિતિથી મુસીબત વધશે. તેં ને સ્વામીજીએ આપેલ સલાહ મુજબ હું નિર્ણય કરી ચૂક્યો છું. આજે જ જઈને 'ફૂલછાબ'માંથી નિવૃત્તિ લઈ લેનાર છું. કશી ચિંતા કરવાનું કારણ નથી. તું મારી મદદે આંહીં આવીને રહે તો બનશે તે કામ કરશું ને તને મુંબઈ રહેવું ગમે તો તેમ પણ કરજે. હું આંહીં ઇન્દુવાળું ઘર જાતે ચલાવીશ. એ ત્રણે જણાનો અભ્યાસ બગડવા નથી દેવો.

તારું ત્યાં રહેવું ન રહેવું એ પ્રશ્ન મૂંઝવે છે. ત્યાં બેકાર ભટકવું ઇષ્ટ નથી. તારા મનને બેકારી ખાઈ જશે, તું સૌ ઉદ્યમવંતોની વચ્ચે એકલો પડી જઈશ; એ સ્થિતિની ચિ૦ નિર્મળાના મન પર પણ ખરાબ અસર પડે તેની મને ચિંતા છે.

માટે રહેવું હોય તો પણ નિરુદ્યમી ન રહેવું, ને આંહીં હઈશ તો હું જરૂર ઉદ્યમ કરાવીશ, પણ સ્વતંત્ર રીતે જીવવાની તારી ઇચ્છાને હું જરા પણ આઘાત કરવા નથી ઇચ્છતો. સ્વામીજીની સલાહ કિંમતી થઈ પડશે. તેમને પૂછજે. ખાર શ્રી પિ. જિ. શાહને લેખ મોકલી જ આપજે. જાતે જવું હોય તો પુછાવીને જજે. એમને ખારમાં સૌ જાણે છે.

ભરત માટે વિલેપારલેવાળાને સાડાબાર ટકા કમિશનથી આપી દેવું પણ જો બધી જ વસ્તુઓ લે તો જ, વીણીને નહીં. ઉપરાંત એમને કહેવું કે આ ચીજો પહેલાના ભાવની બનાવેલ હોઈ હવે કિંમત વધારવી જોઈએ છતાં તેમના ખાતર થઈને તે જ કિંમતે દઈએ છીએ પણ હવે નવેસરથી ઓર્ડર આપશે તો નવા ભાવે જ મળશે. નવા ભાવ ચડી ગયા છે. એ ચીજો ન ખપે તો હવે 'રૂપમ'વાળાને ન મોકલતાં આંહીં જ લઈ આવજે. ૦૦૦૦૦ એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી તારું college leaving certificate તો લઈ જ લેજે. ૦૦૦

લિ૦ ઝવેરચંદ



(૩૯૦) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૨૬–૩–૧૯૪૪

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦૦ મકાન માટે તેં કાળી મહેનત કરી. હવે મારે જે કહેવાનું હતું તે જ તું સમજી ગયો. હું પ્રથમથી જ એ ચિંતા કરતો હતો, પણ આવી બાબતમાં હું સખ્ત બનીને કહી શકતો નથી તેનું કારણ કે હું તમને સુખી ન કરી શકું તો તમને તમારી રીતે સુખી થવા દેવા એવી મારી લાગણી છે. બાકી મને તો મોટો ભય અને ફફડાટ છે જ કે તમે આ સ્થિતિમાં સ્વતંત્ર ઘર માંડીને અતિ દુ:ખી થઈ જશો. એ કરતાં હાલ જે લડાઈ અંગેની કઠણાઈ છે તેને શાંતિથી આંહીં સાથે રહીને જ પાર કરી જવી એ ઠીક છે. માટે તું ઇન્દુ ઉપર પણ એ જ અસર કરનારું લખાણ કરજે ને હવે તું ત્યાં ઠીક પડે તેટલું તારા પોતાના ખાતર ભલે રોકા, પણ ઘરની વાત છોડી જ દેજે ને એ છોડી દીધી છે એવું મને લખીને નિશ્ચિત કરજે. તે ઉપરાંત તારા વિશેની તો તું કશી વાત જ નથી કરતો!

તારો લેખ વાંચ્યો. અતિ પ્રબલ આવેગમાં લખેલ છે. એ appreciate નહીં થાય એવી મને ધાસ્તી છે. તું આવું આવું exercise રૂપે ભલે લખે પણ તારું ક્ષેત્ર creative literature છે એ ન ચૂકતો. જેણે મહાન સર્જન કરવું હશે એણે આવા અનેક વિષકટોરા પચાવી જવા પડશે. મહાન ચુપકીદી વગર મહાસર્જન નહીં થાય.

બેકાબૂ તો બનવું જ નહીં. આપણે દુનિયા પર સખ્ત બનીએ છીએ પણ આપણે પોતે જ શું કરી શકીએ છીએ? જગતની એ નિર્બળતાનું આપણે પણ અંગ જ છીએ.

મારો લોકસાહિત્ય પરનો લેખાંક બીજો 'વિશ્વભારતી' ત્રૈમાસિક (અંગ્રેજી)માં પ્રકટ થયો છે. આવા થોડાક લખી નાખું તો એક સરસ નાનું publication મને આંતરપ્રાંતીય દુનિયામાં લઈ જનારું બને પણ મારાં આંગળાં મહામુસીબત અનુભવે છે. આપણે બેઉ collaborate કરીએ તો ઘણું થઈ શકે. હું તો હાથથી તદ્દન અટકી જવાની અણી પર છું, અને આ 'ફૂલછાબ'ના ઘસડબોળામાંથી કોણ જાણે ક્યારે છૂટીશ. એ લોકોને મારી સ્થિતિની કલ્પના જ નથી. It is a bitter irony to be told over and over again to go on a long rest and yet not to be relieved. Alas! Loving but silly friends! [□ ફરીફરીને કીધા કરવું કે તમારે લાંબા આરામની જરૂર છે અને છતાં છૂટો ન કરવો એ એક કટુ વ્યંગ જ છે. ખેર! પ્રેમાળ પણ નાદાન મિત્રો!] તેમને પણ શું કહીએ? યોગ્ય માણસો મળતા નથી.

તું પન્નાલાલને મળી શકીશ? એની લાભુભાઈને ખબર હશે. એની પાસે 'ફૂલછાબ'ના ભેટપુસ્તક માટે કાંઈ વાર્તા તૈયાર છે? હું તો કંઈ લખી શકું તેમ નથી અને વખત ભરાઈ ગયો છે. આ લોકો મારો જીવ ખાય છે. કોઈક બીજો લેખક હોય તેને કહીએ. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ



## (૩૯૧) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

રાણપુર : ૧૩-૪-૧૯૪૪

ભાઈ મહેન્દ્ર,

તારો કાગળ નથી. મારે માટે નવી ગોઠવણ તરીકે તંત્રીપદની જવાબદારીમાંથી નિવૃત્તિ થઈ છે. કામ તો હું જ કરું છું અને પૂરો પગાર ચાલુ છે, પણ મુખ્ય પદથી મુક્ત થતાં કામ પણ ઓછું થશે એટલે તું ચિંતા કરીશ નહીં. વિશેષ નિવૃત્તિ વળી ત્રણ મહિના પછી મેળવીશ. આ તો પહેલું પગલું છે.

બોટાદ બધાં ખુશીમાં છે. મોટા—જીકા ને ઇન્દુ મજા કરે છે. ઇન્દુનો અભ્યાસ પણ રસ્તે ચડી ગયો છે. એને આનંદ આવે છે. હું એ ત્રણે પાસે સૂઉં છું. તું ઘરની ચિંતા કરીશ નહીં.

ઇન્દુને સૌ૦ મંગલા પાસેથી જાણવા મળેલું કે તારા લગ્નનો પ્રશ્ન નજીકમાં જ ઉપસ્થિત થાય તેવું છે. વિગતવાર તારા કાગળની રાહ જોઉં છું. હું તો સંમત છું

પણ તારે લગ્નમાં પ્રવેશતાં પહેલાં મનથી તો કોઈ પણ એક માર્ગ પર સ્થિર થઈ જવું, કમાવા માટે નહીં પણ નિરુદ્યમીપણાની માનસિક અસરોથી મુક્ત રહેવા માટે. રસ્તા ત્રણ : કાં મારી સાથે મારી મદદમાં, કાં મુંબઈ કે અન્ય ધંધામાં ને કાં કૉલેજમાં.

તારી 'Ruffian' વાંચી. હવે પછી કાંઈ આવે છે? એનો વધુ સંપર્ક થયો? ચિ૦ નિર્મળાને આશીર્વાદ.

લિ૦ ઝવેરચંદ

*

† 'સૌ૦ મંગલા' : મંગલાબહેન રતિલાલ ઝાટકિયા.

† 'Ruffian' : 'બદમાશ' નામની બાપુજી લિખિત વાર્તાનો મહેન્દ્રભાઈએ કરેલો અંગ્રેજી અનુવાદ.

## (૩૯૨) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૫-૪-૧૯૪૪

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦૦ મારી શારીરિક સંપત્તિ વિશે તેં સાચું લખ્યું છે. જ્ઞાનતંતુઓ ઉગ્ર બન્યા છે તેની જ એ અસરો છે. એનું શમન તો ઘણું આકરું છે. ધીરે ધીરે થશે. ફૂલછાબ'નું કામ તો ચાલુ જ છે. એ લાંબા કાળનું વ્યસન એકદમ છૂટે નહીં પણ એમાંયે રસ હોવો એ ઠીક છે. સાવ છોડું તો ખાલી મગજ ઊલટું કરડે. જવાબદારી ગઈ તેથી ઘણી રાહત રહેશે. વેતન પૂરેપૂરું ચાલે છે એટલે એ મુદ્દાની ગણતરી તારે વિશેના નિર્ણયમાં કરવાની નથી.

મુંબઈમાં ઘર મેળવવાની કડાકૂટમાં તું કેટલો બધો હેરાન થયો હોઈશ! હવે એ વાતને તદ્દન ખંખેરીને હળવો ફૂલ થઈ જજે. પાંચસાત મહિનાની મુદ્દત પણ નાખીશ નહીં. બે વર્ષ સુધી એ મને અશક્ય લાગે છે. મુંબઈના સંજોગો કદાચ વધુ બગડે તેની તૈયારી રાખવી. ૦૦૦૦૦ રતિભાઈની લાગણી તો ખરેખર હૃદયને સ્પર્શે તેવી છે. તને એક વિરલ મિત્ર અને વડીલ મળેલ છે. મારી પણ એ ચિંતા કરે એ એમની ખાનદાની અને સહૃદયતાની અવધિ છે. એમની offer જો તને એ કામ પૂરતી ગમતી હોય, ભલે ઉદ્યોગ–વ્યાપારના ક્ષેત્રમાં તારી પ્રકૃતિને પલોટવાના અખતરા તરીકે પણ તને એ રુચતી હોય, તો તારે પગારની રકમનો બિલકુલ વિચાર ન કરવો એ મારી મજબૂત સલાહ છે. તને એવો માલિક કે માર્ગદર્શક બીજે ક્યાં મળશે? વળી તને એની તાલીમ કોણ આપશે? ભવિષ્યમાં ક્ષેત્ર બદલવું હશે તો પણ વ્યાપારોદ્યોગની

આધુનિક રીતિ–પદ્ધતિમાં તને મળનારી એ તાલીમ કોઈ પણ ઠેકાણે તારી મદદે રહેવાની, અને રૂ૦ એક સો જરીકે ઓછા નથી. એને તારે સ્કૉલરશિપ જ ગણવી ઘટે અને ભણતરમાં જેમ અનેક બાબતોને અનિવાર્ય ગણી [ તેમ ] ગમતી બનાવી લેવી જોઈએ. દરેક વસ્તુ રુચિકર જ હોવી જોઈએ એ આપણું મંતવ્ય દૂષિત છે. તને મુંબઈમાં રહેવાનું મળે એ શું એક મોટી સિદ્ધિ નથી?

પણ તું એમની સાથે જોડાય તો પછી મનને ચંચળ બનવા ન જ દેવું—એ વર્ષ સુધી તો નહીં જ—એ મારી શર્ત છે. એમને oblige કરવા આપણે એ કામ નથી લેતા પણ આપણી સો ટકા ઉપયોગિતાને સાબિત કરવા એ સ્વીકારીએ છીએ અને એક મિત્ર તરીકેના હક્કોને વેગળા મૂકી શુદ્ધ નોકરપણાને જ સાર્થક કરવાનું છે તે વાત પાકી ઘૂંટવી પડે. You should not feel like being there on sufferance. [□ તને નિભાવી લેવામાં આવે છે એવો ભાર તારા મન પર ન લાગવો જોઈએ.] હું તો સલાહ આપું કે પગાર બાબત તારે કશું જ ન બોલવું. એ આખી ચિંતા જ રતિભાઈને સોંપી દેવી.

લગ્નની વાત. હા, મેં કહેલું તેને હું વળગી રહું છું. તારી ને નિર્મળાની એ ઊર્મિ ખરેખર લગ્નસુખના લહાવા માટે જાગી પડી હોય તો તેનો સંપૂર્ણપણે સત્કાર તમારે કરવો (ને મારે માટે તો એ પરમ આનંદપ્રદ વાત બને), વિલંબ ન જ કરવો. કુદરત જ એ માગે છે અને એની ઋતુને ચૂકવી જ ન જોઈએ, પરંતુ એ વિચારમાં જો તારાં ભાંડરડાંને ઠેકાણે પાડવા જેવી કે એવી કોઈ પરલક્ષી ગણતરી હોય તો તેને હું લગ્નની સાચી સ્વયંસ્ફુરણા ન ગણું. લગ્નમાં સર્વોપરી પ્રેરક તત્ત્વ અંગત યુગલજીવનની તાલાવેલીનું જ હોવું જોઈએ. એવું જો ઉભયપક્ષે હોય તો હું તો વૈશાખ પણ ન વીતવા દઉં તેટલો તત્પર છું. પતાવવું સરલ છે. મુંબઈ આવીને ચાર જ દિવસમાં આટોપી લઈએ, પણ જો તમે બંને તૈયાર હો તો તમારું મનોરાજ્ય પરિપૂર્ણ, મુક્ત આનંદમય અને ઉજમાળું હોવું જોઈએ. બેકારપણું, મુંબઈની ગૃહહીન દશા, બોટાદનું પનારું, લગ્ન બાદ બેઉ વચ્ચે સ્થળ–કાળની લાંબી જુદાઈ વગેરેમાંથી એક પણ વાતની છાયા સરખી પણ તમને ગ્લાનિ કરાવનારી ન હોવી જોઈએ. તમે પરણીને પેટ ભરીને સહજીવન ગાળો અને લગ્નસુખને પોષતી બને તેટલી સગવડોનો ઉપભોગ કરો, વચ્ચે અમારો કોઈનો વિચાર ન લાવો, તો જ હું તત્પર થાઉં. લગ્નજીવનમાં હું તમારો બેઉનો આવો સુંદર પ્રવેશ માગું છું. એ જ પ્રવેશ સાચો છે. એવો પાયો જ પાછળની આખી ઇમારતને માટે જોઈએ. મારો જીવનધ્વંસ યાદ કરી કરીને જ આ લખું છું.

એટલે, રતિભાઈની સાથે જોડાવા રાજી હો તો એમ કરીએ કે લગ્ન પછી તમને મુંબઈમાં ઓરડી ન મળે ત્યાં સુધી નિર્મળા પિયર રહે. તું તારી રીતે રહે, બેઉ

અઠવાડિયે બે દિવસ સાથે રહી શકો તેવા મિત્રો—યજમાનો ઘણા છે. ૦૦૦ રોજ મળીહળીને ભેગાં ફરી શકો જ. માત્ર ઘર નહીં હોય.

તું મુંબઈ ને નિર્મળા અહીં એ વિચારને હું સહી શકું નહીં, લગ્નસંસારનો એવો પ્રારંભ અતિ અમંગળ થાય, પણ તારે મુંબઈ છોડીને મારી સાથે જ રહેવું હોય તો બેશક તમે બેઉ આંહીં જ આવી રહો. આપણે ઘર આખું ખાલી કરાવીએ. થોડો વિલંબ તો થશે. આંહીં મકાનો મળવાની મુશ્કેલી એટલે હેડમાસ્તરને થોડો સમય આપવો જોઈએ. તે દરમ્યાન તમે છે તેટલા ભાગમાં સમાવેશ કરી શકશો? નિર્મળાને ફાવશે? પાંચસાત મહિના આંહીં રહ્યા પછી મુંબઈના કામમાં જોડાવાનું અનુકૂળ થશે? કદાચ નહીં, કારણ કે પછી રતિભાઈના સંજોગો એના એ ન હોય. મુંબઈમાં આવક વધવાની વાટ જોઈ લગ્ન ન કરવા એ પણ બરાબર નથી. રૂપિયા સો ઉપરાંત જોઈએ તેટલું હું મોકલું પણ પૂરી જગ્યા મળે નહીં ત્યાં સુધી એકાદ ઓરડીને આધારે તારાં ભાંડરડાંને તો ન જ મોકલાય. તમારે તમારી privacy અને સ્વતંત્રતા પૂરેપૂરી રહે તેવું જ મકાન જોઈએ. એ હાલ શક્ય નહીં એટલે એવી સગવડની રાહ જ જોયા કરવી એ ઠીક નહીં. બેઉ જણા લગ્ન બાદ આજની સ્થિતિમાં જ મુંબઈ રહો એ ઉકેલ મને ઠીક લાગે છે.

મુંબઈનો કે બહારનો વિચાર માત્ર છોડી દઈ મારી સાથે જ જોડાવાનો નિર્ણય કર તો તો કંઈ પ્રશ્ન જ રહેતો નથી. ગમે તે એક માર્ગ મુકરર કર, શર્ત એટલી જ કે લગ્નસંસારના સુખદ પ્રારંભ પર લેશ પણ કાળી છાયા પડે એવી કોઈ પણ માનસિક ચિંતા—વ્યથાને તારે તારા કે નિર્મળાના મન પર ન છવાવા દેવી. બસ, હવે તો તારા નિર્ણયાત્મક કાગળની, જે નિર્ણય કરો તેમાં નિર્મળાની મારા પર લેખિત સંમતિની અને ખેતાણી ભાઈઓનો શો વિચાર છે તેની રાહ જોઈશ. વિશેષ પણ એક સ્પષ્ટતા કરું. લગ્ન કરવામાં રૂપિયા હજાર—દોઢ હજાર જે કંઈ રોકવા પડે તે માટે તૈયાર છું. ઘરેણાં—લૂગડાં ન લઈએ તો પણ રોકડ રકમ તો આપવી જ જોઈએ. વિશેષ પણ સામાજિક જરૂરિયાતો ખેતાણી કુટુંબની શોભા સચવાય તે પ્રકારે સંતોષવી ઘટે તેને માટે હું પૂરેપૂરો તૈયાર છું. લબડધકડ પતાવી લેવું નથી, જવાબદારીની દિલચોરી નથી, મારા અંતરમાં પૂરો ઉમળકો છે—તારી માતાનો આત્મા મારી પર છવાઈ રહ્યો છે.

આંહીં તો કશી જ તૈયારીની વાર નથી. હું ને બાળકો નક્કી કરો તે મુજબ મુંબઈ આવી પહોંચીએ, ને વડિયાનો વિચાર હોય તો તો ગોળથી પણ ગળ્યું. પણ ના, ના, મુંબઈ જ વધુ અનુકૂળ પડે.

પિ. જિ. શાહનો કાગળ છે. એ તો લેખથી બહુ ખુશ બની ગયા છે.

'Forum'માં એ translation છે એવા સુધારાની જરૂર નહોતી. એણે editing માં કાઢી નાખ્યું છે એમાં કશો વાંધો નહીં. એથી વાર્તાનો કલાદેહ ખંડિત નથી થતો.

Mrs. Thurston ને મારા ઘણા ઘણા નમસ્કારો કહેજે. એની બેબી કેવીક છે? તેં કાંઈ ભેટ આપી? આંહીં બાળકો કુશળ છે. ચિંતા કરીશ નહીં.

લિ૦ ઝવેરચંદ

*

† 'રતિભાઈ' : રતિલાલ ઓ૦ ઝાટકિયા, ઉત્તરાવસ્થામાં બાપુજીના નિકટ મિત્ર.

† 'Translation છે એવા સુધારા' : બાપુજી લિખિત વાર્તાનો મહેન્દ્રભાઈએ કરેલો અંગ્રેજી અનુવાદ 'Ruffian' 'ફોરમ'માં છપાયો ત્યારે એ અનુવાદ હતો એ સ્પષ્ટ નહોતું થયું એટલે પછીના અંકમાં સ્પષ્ટતા થઈ.

† Mrs. Thurston : જુઓ પત્ર ક્ર૦ ૪૫૧ પછીની નોંધ.



## (૩૯૩) મહેદ્ર ઝ૦ મેઘાણી ઉપર

રાણપુર : ૨૦–૪–૧૯૪૪

ભાઈ મહેન્દ્ર,

આ સાથેનો પત્ર સ્વામીજીને પહોંચાડજે. તારો કાગળ બહુ વખતસર મળ્યો. વાંચીને આંહીં બધાં ખુશ થયાં. તું ગુજરાતીમાં પણ આવું લખી શકશે એવી મારી ધારણા નહોતી. તું કાયમને માટે મુંબઈની જાહેર પ્રવૃત્તિઓનો સમાગમ રાખીને કાંઈક કાંઈક લખી મોકલે તો આંહીં નાથાભાઈ તને જગ્યા કરી આપવા ઉત્સુક છે.

કુશળ હઈશ. તારા બીજા હપ્તાની ફોટોગ્રાફી મળે તો તેની અને તારા અંગત પત્રની રાહ જોઉં છું.

ચિ૦ ચંપાને મળ્યો છું. તેં ઘણું જોખમ ખેડ્યું કહેવાય. એવી હિંમતનો તો હું પ્રશંસક છું. બાકી તો શૌર્ય અને શાણપણ બેઉનો સુમેળ રાખવો. ચિ૦ નિર્મળા આનંદમાં હશે.

ઝવેરચંદ

*

† 'જોખમ ખેડ્યું કહેવાય' : મુંબઈની ગોદીમાં જબરજસ્ત ધડાકો થતાં તૂટેલાં જહાજોની ધાતુની પાટો ત્રણ ત્રણ માઇલ દૂર ફંગોળાયેલી. ફ્રીઅર રોડ પર ભાગતાં માનવીઓનાં ટોળાંઓ ફ્લોરા–ફાઉન્ટન તરફ ધસતાં હતાં ત્યારે મહેન્દ્રભાઈ ઊલટી જ દિશામાં 'વંદેમાતરમ્'ની ઑફિસ તરફ જતા હતા.



## (૩૯૪) નિર્મળા ના૦ ખેતાણી ઉપર

બોટાદ : ૨૪-૪-૧૯૪૪

વહાલી પુત્રી નિર્મળા,

૦૦૦ ઘણે વખતે સુખસમાચાર વાંચી આનંદ થયો. વિશેષ આનંદ લેખિત સંમતિથી. તમારી ઇચ્છાને હું ઉમંગભેર વધાવું છું. એ ઇચ્છાને હું કુદરતનો અવાજ ગણું છું. યોગ્ય કાળની એ એંધાણી છે એટલે એને ઠેલવાનું બીજું કારણ નથી.

આવા સસરાની ભવોભવ માટે માગણી કરવામાં તમે અતિ ઉતાવળ કરો છો. મારી એ પાત્રતા પુરવાર કરવાની બાકી છે. હું બેશક હિંમત કરું છું કે મારી પાત્રતા પુરવાર કરી શકીશ. ઉમેદો ઘણી મોટી છે પણ સાચી કસોટી તો આચરણ ટાણે જ થઈ શકે. ૦૦૦૦૦

અહીં બોટાદમાં તમને ગમશે એવી મને આશા તો છે જ પણ આખર તો આ ગામડું છે. જીવન જેનું મુંબઈમાં ગયું હોય તેને કદાચિત ન ગમે તો તે દોષપાત્ર કે ઠપકાપાત્ર ન જ ગણું. હા, પોતાપણાની લાગણી જે તમે તમારા અંતરમાં પોષી રહ્યાં છો તે મારે મન અતિ આશાસ્પદ ચિહ્ન છે. હું પણ આ ઘરને તમારું પોતાનું ઘર લાગે તેવી જ આશાથી સાચવી રહ્યો છું. પોતાનું જ છે તેને સ્વીકારો તેટલી જ રાહ જોઉં છું. તમે બંને મારી પાસે રહો તો હું કૃતાર્થ થાઉં. હું એ ઝંખું છું. મહેન્દ્રમાં આંહીં રહેવાની કાયમી લાગણી ઉત્પન્ન કરવા હું મથ્યો છું પણ એને મુંબઈ જેવાં શહેરનું કાર્યક્ષેત્ર વધુ આકર્ષે છે. હું એને અવરોધવા ન ઇચ્છું, એના પુરુષાર્થને સ્વતંત્ર મેદાન સાંપડે તે જ પિતા તરીકે ઇચ્છું, પણ વર્તમાન સંજોગોની વિચિત્રતા પૂરતો કાળ પણ જો એ આંહીંના ક્ષેત્રનો અખતરો કરે તો સારું. પછી વર્ષે બે વર્ષે અહીં દિલ ન ઠેરે, તો મુંબઈ ક્યાં દૂર છે? હાલમાં તો મને મુંબઈ–અમદાવાદના સંજોગો પ્રતિદિન વધુ વિકટ બનતા લાગે છે.

મહેન્દ્ર તરફથી તમારી બેઉની લગ્ન પછીની આંહીં આવી રહેવાની ચોક્કસ ઇચ્છાનો પત્ર મળે તો હું ભાડે આપેલો નીચેનો ભાગ ખાલી કરાવવા વહેલાં પગલાં લઈ શકું. આખું મકાન તમારા વપરાશમાં હોય તો જ મોકળાશથી રહી શકો, સ્વસ્થ ચિત્તે જીવન જીવી શકો. આખા ઘરના ઉપયોગથી તમને ખૂબ રાહત રહેશે. અત્યારે તો નછૂટકે ભાડૂત રાખવા પડે છે.

તમે આંહીં ગૃહરાણી હો, ઘરના શણગાર કરતાં હો, ફૂલરોપ ઉછેરતાં હો, ખૂટતી સગવડો વસાવવા મારી પાસે માગણી કરતાં હો, આંહીં તમારાં પિયરનાં સ્વજનો તમારે ઘેર ઊતર્યાં વગર કાઠિયાવાડમાં પ્રવેશી ન શકે તેવા ઓડા આપણે બાંધ્યા હોય, આંહીં મિત્રો–આપ્તજનો તમારા ગૃહસંસારની છાંયડીએ જીવનનો તડકો ગાળવા આવતાં હોય, અહીં તમે ગાતાં ને બજાવતાં હો, લેખિકાનાં સુંદર અંકુરો વિકસાવીને મને પણ મારા કાર્યમાં સાથ આપતાં હો,...... એવાં એવાં તો હું ઘણાં સુખસોણલા

ભાળી રહ્યો છું. પણ એ તો મનોરથો છે! ખેર, મંગળ મનોરથો હોવા એ પણ કંઇ જેવી તેવી વાત છે!

ભાંડરડાં આનંદ કરે છે. તમને સંભારે છે. રાહ તો તીવ્ર ઉત્કંઠાથી જુએ છે.

તમારા લખવાના ઉમળકાની પેઠે મારા પણ તમને લખવાના ઉમળકા અણલખ્યા જ રહે છે. હું ડરું છું કે તમારામાં મારા ગજા ઉપરવટની ઉમેદો તો નથી જન્માવી રહ્યોને?

નાનુભાઈ ને શાંતાબહેનને વંદન. કહેજો બાને કે હવે તો પેલી દેવમાનતા કરવા એ મહિના બાદ તમારે 'પોતાને ઘેર' જ આવીને ઊતરાય તેવી ખંત રાખે.

લિ૦ ઝવેરચંદ



## (૩૯૫) કાંતિ ઉપાધ્યાય ઉપર

રાણપુર : ૨૭-૪-૧૯૪૪

ભાઈશ્રી,

૦૦૦ તમે ટાંકેલ ટુકડો ખરેખર પાઠાંતર તરીકે રસપ્રદ છે. વિશેષ અભિનંદનીય તો તમારી કશા પ્રોત્સાહન કે માર્ગદર્શન વગર આ લોકવાણીના ટુકડા પકડવાની ધગશ છે. એ જ તમારી માર્ગદર્શક બનશે. તમારી રસિકતાને, કલ્પનાને અને બુદ્ધિને એ આપોઆપ અજવાળ્યે જશે. જે કાંઈ સાંભળો તે ટપકાવો. હમણાં એની ઉપયોગિતા કે ઔચિત્યાનૌચિત્ય વિશે મન મોકળું રાખો. તમારાં માતા, બહેન, માશી, કાકી, ભાભી, જે કોઈ કંઈ ગાય તે પકડી લેજો. પાણીમાં પડશો એટલે તરતાં આવડશે જ.

લિ૦ ઝવેરચંદ મેઘાણી



## (૩૯૬) રતિલાલ શેઠ ઉપર

રાણપુર : ૮-૬-૧૯૪૪

પ્રિય રતિભાઈ,

કાગળ મળ્યો છે. મારા બાબાને માતા નીકળ્યા હોઈ જવાબ મોડો લખાય છે.

'નુતન ગુજરાત' માટે વાર્તા લખવાનું મુ૦ જીકાકાનું નિમંત્રણ બેત્રણ દૃષ્ટિએ ઘણું આકર્ષક છે. મારા મનમાં પણ વિષય તો ઘણા દિવસથી ઘોળાય છે પણ એક તો મેં કલમ પરનો કાબુ ગુમાવ્યો છે (crampને કારણે) અને બીજું મારું કુટુંબજીવન એટલું જટિલ બની ગયું છે કે તેની અને 'ફૂલછાબ'ની ગડમથલ વચ્ચેથી મને મારી પ્રતિષ્ઠાને ન્યાય આપે તેવું લખાણ ઊતરવાની શ્રદ્ધા જ નથી રહી. એટલા માટે તો આ

વખતનું 'ફૂલછાબ'નું ભેટપુસ્તક પણ ન લખી શક્યો. આમ 'પીલુ ટાણે કોયલની ચાંચ પાકી' તેમાં હાનિ તો કોયલને જ છે. હું તો એમ પણ માનું છું કે જીકાકાની આ ઑફર પાછળ મને સહાયકર્તા થઈ પડવાની પણ ઊંડી નેમ હશે. એમની લાગણી મારા અંતર પર પણ ઊંડી અસર કરી રહી છે પણ મને હાથની નબળાઈ અને માનસિક જંજાળો નવું સાહસ શિરે લેતો અટકાવે છે.

સૌ કુશળ હશો. જીકાકાને હું ન મળી શક્યો તે તો ઠીક પણ શ્રી રુક્મિણીબહેનને મેં જમવા આવવાનું ફોન પર આપેલું વચન હું ન પાળી શક્યો તે માટે પસ્તાઉં છું; પણ કહેજો કે મારું લેણું ઊભું રાખે, હું ચોક્કસ જમવા આવીશ.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદનાં વંદન

*

† જીકાકા : અમૃતલાલ દ૦ શેઠ.
† રુક્મિણીબહેન : અમૃતલાલ શેઠનાં પત્ની.

## (૩૯૭) બચુભાઈ રાવત ઉપર

[બોટાદ : -૬-૧૯૪૪]

પ્રિય બચુભાઈ રાવત,

એ દિવસો નથી વિસરાતા : લોકસાહિત્યની એક પછી એક નવી દિશાનો પત્તો મેળવીને હું એના જાહેર સમારંભાર્થે પ્રથમ હંમેશાં અમદાવાદ પાસે આવતો, 'કુમાર' કાર્યાલયમાં મારું કથ્થાઈ પાણકોરાનું બિસ્તર મૂકતો, તમારી અમીભર આંખોનો પ્રવાહ પીતો કલાકો સુધી તમારી સામે બેસતો અને તમારા તે સમયના 'મેડા' પર દર ખેપે એક વાર તો ગૃહદેવીના હાથનું ડુંગળીનું શાક જમવાનો વેરો વસૂલ કરવાનું ચૂકતો નહીં. એ કાતરિયાને મેડે માંડ માંડ પેસતા પવનનો અભાવ પણ તમે જ પૂરતા, બહેનને મોકલી ખરીદી મંગાવેલ ફૂલો અને ફૂલો જેવી તમારી મોડી રાત લગીની સાહિત્ય-પ્રોત્સાહક મીઠી વિવેચનાઓ વડે.

કદીક કદીક એ દિવસો, કલાકો અને પળોની પણ અતિ તીવ્ર યાદ જાગે છે અને અકથનીય કો' મીઠી વેદનાઓ રસે છે. એ પળોને, પ્રહરોને અને દિનોને આવું ચાલુ ત્રીક્ષણકામ કરતાં રોકવાનો એક જ ઇલાજ હાથ લાગે છે કે એને આમ આવન-જાવન કરવા ન દઉં, એને જકડી રાખું; એ પળોના, એ પ્રહરોના ને એ દિનોના એક પ્રણેતાને આ પુસ્તક વિના રજાએ અર્પણ કરીને.

ઝવેરચંદ મેઘાણી

*

['લોકસાહિત્ય : ધરતીનું ધાવણ' (ભાગ ૨)નો અર્પણ-પત્ર]

## (૩૯૮) ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર

બોટાદ : ૨૯–૬–૧૯૪૪

સ્નેહી ભાઈશ્રી,

તમારો કાગળ અને 'આથમતે અજવાળે' આજે રાણપુરથી મારા પુત્રે લાવી આપેલ છે. હું મુંબઈથી વળ્યા પછી બાળકની માંદગી, પત્નીની સગર્ભાવસ્થાના પૂરા દહાડા વગેરે કારણે રાણપુર બહુ જઈ શકતો નથી. મારા ભાગનું લખાણ અહીંથી જ લખી મોકલું છું. આજે તો રસોઈ વગેરેથી થાકી લોથ હતો પણ 'આ૦ અ૦' બપોરે આવ્યું તે લઈને બેઠો. પૂરું કર્યા વગર રહી ન શકાયું. હમણાં જ એ હેઠું મૂકીને લખવા બેઠો છું. એ ચરિત્રના નાના મોટા કેટલાયે પ્રસંગોએ મનને રોકી લીધું છે અને એક સર્વોપરી લાગણી મનને વલોવી રહી છે કે હું તમને જીવનમાં જરાક વહેલો કેમ ન મળી શક્યો ?

મારું 'સોરઠ, તારાં વહેતાં પાણી' તમે વાંચ્યું હશે કે નહીં ? એ લખાતાં પહેલાં તમારા જીવન વિશે મેં જો આટલું બધું જાણ્યું હોત તો એ વાર્તાને હું ઘણી વધુ સમૃદ્ધ બનાવી શક્યો હોત. મેં માનેલું કે હું એક કલ્પિત વાર્તા લખતો હતો. આજે 'આ૦ અ૦' વાંચીને કલ્પના વાસ્તવમૂલક દેખાય છે. 'હું' કાઢી નાખીએ તો તમારું આત્મચરિત્ર એક વાર્તા બની રહે છે. સોરઠી જીવનનાં આથમતાં અજવાળાંને નવલમાં આલેખવા માટેનો કેવળ કાચો જ નહીં પણ તૈયાર માલ એને પાને પાને પૂરેલો છે.

જીવનચરિત્રનું સાહિત્ય મેં બહુ વાંચ્યું નથી. (ખરું કહું તો મેં સાહિત્ય જ ઘણું અલ્પ વાંચ્યું છે.) મુનશીના બે ખંડો તાજા વાંચેલા છે, પણ તમારું 'આ૦ અ૦' જે અસર કરી જાય છે તે મારા અનુભવમાં પ્રથમ વારની છે. મને એને વાક્યે વાક્યે સત્યનિષ્ઠ હૃદયનો રણકાર સંભળાય છે. એ કેવળ લખાણ નથી, આત્મનું મંથન છે. તમે ભુલાઈ જાઓ છો; એક આત્માર્થી પુરુષનું પાત્ર ખડું થાય છે. ઘણું ઘણું અનુભવું છું પણ તેને શબ્દમાં મૂકી શકતો નથી. મારાં આંગળાંને cramp રૂંધે છે.

પુસ્તક દ્વારા સ્નેહ થાય છે તે ઘણુંખરું પ્રત્યક્ષ પરિચયે ઓસરી પણ જાય છે. તમારા પરત્વે મારો સ્નેહ ખરી રીતે તમારી આત્મકથાએ જ જન્માવ્યો છે. પરિચય તો તે પછી પણ એકાદ કલાકનો જ થયો છે, પણ એવા સેંકડો કલાકોને માટે હું મૂળ જન્મેલ સ્નેહને આંચ સરખીયે ન આવે તેટલી હિંમત સાથે તૈયાર છું. પણ સંજોગોનો કેદી બન્યો છું. હું આજે કૌટુંબિક જંજાળોમાં જકડાઈને લગભગ જીવનસંગ્રામ માટે જ જીવતો હોઉં તેવો બન્યો છું. મિત્રોની મહોબ્બત અને કલાકો સુધીની મસ્તીભર બેઠકો માટે હું રદ બની ગયો છું. પખવાડિયું રહ્યો તેમાં પણ બે જ કલાક તમારા સંપર્કમાં ગાળી શક્યો. જીવનયાત્રા આમ જ પૂરી થશે. કદાચ આપણે વધુ ન પણ મળી શકીએ. (હા, તમારા લખાણમાં વાંચ્યું કે તમારે બે પુત્રીઓ છે ત્યારે તમને મળવા

મન દોટ કાઢી ઊઠ્યું પણ ત્યાં આવ્યો ત્યારે તમારા એકાકીપણાની જ કલ્પના હતી.) ન મળી શકાય તો પણ તમારા જીવનસૂરનું સંગીત હું સાંભળતો જ રહીશ.

આત્મકથા એ માત્ર મોટા માણસોની જ કથા હોઈ શકે એવી માન્યતા છે. મને તો જેમને જેમને સંવેદનશીલ હૃદય હોય, એ હૃદયમાં શુદ્ધ પ્રતિબિંબો પડે તેવી નિર્મળતા હોય અને એ હૃદય પાસે જેનું સાધારણીકરણ થઈ શકે તેવા જૂજવા અનુભવો હોય, એ અનુભવો ભલે નાના હોય છતાં સાચા અને નિર્દંભી હોય, તે સર્વનો આત્મચરિત્ર લખવાનો અધિકાર લાગે છે, પણ આવાં લક્ષણોનો સપ્રમાણ સુયોગ કેટલા થોડા જ સાધી શકે છે! પગલે પગલે ટાયલાંમાં, ફિશિયારીમાં, પોતાની ઊજળી બાજુને અત્યુક્તિથી રંગવામાં અને ઘેરી બાજુને છુપાવવામાં સરી પડવાનો મોટો ભય છે. તમે એમાંથી મુક્ત છો. તમે માનવતત્ત્વની જ મીમાંસા કરી રહો છો. એથી જ અંગત ઘટનાઓ દેખીતી રીતે અલ્પતામાં ખપી જાય તેને તમારો આત્મસ્પર્શ સુવર્ણમય બનાવે છે. બેશક આવા અપરિચિત અને દુન્યવી દૃષ્ટિએ અમહત્ત્વના ભાસે તેવા આત્મવૃત્તાંતનો ભોક્તાવર્ગ નાનો જ હશે; જેઓ સમસંવેદનશીલ હશે તેમને જ એ રસપ્રદ બની રહેશે. બીજાઓને ધનસુખલાલ જેવી અલ્પજ્ઞાન વ્યક્તિ આત્મકથા કહેવાને અધિકારપાત્ર નહીં લાગે પણ હું તો તે મોટી સંખ્યા માયલો નથી, લઘુમતીમાંનો છું. મને આ કથા કોઈ સ્નેહીજન વિશ્રંભમાં કથી રહ્યો હોય તેવી અંતઃસ્પર્શી લાગી છે.

ભોગીલાલ ગાંધીના વાર્તાસંગ્રહ પર તેમ જ સ્વ૦ ધુરંધર પર તમે લખેલ નોંધો વાંચી છે. તમારાં લખાણો તખલ્લુસના પરદાએ ઢાંકેલાં છતાં કળાઈ આવે એટલે હું વાંચ્યા વગર રહી શકતો જ નથી, ને મને એ વિવેચનોમાં સમાનધર્મી કલમના સૂર જણાય છે. તમે કેટલીક નવીન યુગની prudery [ચોખલિયાવેડા]ને ઠીક ઠીક ખુલ્લી પાડો છો. મારાં તો કાયમનાં અભિનંદનો જ સમજજો.

શ્રી બક્ષીવાળા લખાણનો કશો જવાબ 'કૂ૦'માં વાંચ્યો નથી. એક તો 'કૂ૦'માં સાહિત્યકટારો માટે અવકાશ જ બહુ થોડો અમને આપવામાં આવે છે કારણ કે એ પત્રનું ક્ષેત્ર પરિમિત, અને ફાજલ જગ્યા નહીં, ને બીજું અમે લખનારા રોકાયેલા. ઘણુંય થાય છે કે કેવળ સાંસ્કારિક અને સાહિત્યકીય સ્વરૂપનું એક ફક્કડ સાપ્તાહિક ચલાવીએ, પણ હું બની ગયો જંજાળગ્રસ્ત અને સામયિક તો એકપત્નીવ્રત માગી લેતી ઉપાસના છે; એ પ્રવૃત્તિને ઇતર કોઈ ઉપાધિનું શોક્યપણું સહ્ય નથી; એટલે આ જન્મે તો રામ રામ. ૦૦૦૦૦ હું હમણાં હરસથી પીડાઉં છું. એક પછી એક લફરું આ શરીરને વળગ્યું જ રહે છે. મારી શારીરિક સંપત્તિની મગરૂબીને ઉતારવા એ પણ કદાચ જરૂરી હશે. હું અકાળે વૃદ્ધ બની રહ્યો છું ત્યારે બીજી બાજુ યુગનો મિજાજ મને યૌવન તરફ ખેંચે છે. આ એક સમરાંગણ બન્યું છે. હારજીત તો ગમે તેની થાય પણ ઇચ્છાબળે યૌવનને જ ભજતાં રહેવું અને યૌવનપક્ષે ઝૂઝવી

લોહીલોહાણ બનવું, વાર્ધક્યના ઝપાટાનો સામનો કરી રહેવું, એ પણ એક બહુ થોડાને જ ખબર પડે તેવી જીવનલહાણ છે. એ લહાણ તો તમને સુપરિચિત છે.

મોટાભાઈને મારાં વંદન. તમે સૌ કુશળ હશો. સ્વ૦ લાલજી ત્રિવેદીને ઘેર મારાં સર્વ વહાલાં બાળકોને મારાં સ્મરણ પહોંચાડશો? હા, તમને મારી કેટલીક ચોપડીઓ ગમે છે; તેમાંની કઈ મોકલું? મારી નવી જે કોઈ કૃતિ પ્રકટ થાય તે મોકલું? પ્રશ્નાર્થ એટલા માટે કે રખે મારું મિથ્યાભિમાન તમારી સુજનતા પર બોજો લાદી બેસે.

લિ૦ ઝવેરચંદનાં વંદન



## (૩૯૯) રતિલાલ ઓધવજી ઝાટકિયા અને પરિવાર ઉપર

[ઉત્તરાવસ્થામાં નિકટ મિત્રો]

બોટાદ : ૧૭–૭–૧૯૪૪

પ્રિય રતિભાઈ, મંગળાબહેન, જયંતીભાઈ,

દોઢ–બે મહિને જવાબ આપવામાં તમારા સૌજન્યનો ગેરલાભ લીધો કહેવાય. લખવાનું સ્મરણ તો એક પણ દિવસ થયા વગર રહ્યું નથી પણ મુંબઈથી આવ્યા બાદ કૌટુંબિક સંજોગોએ ઘેરી લીધો છે. મને તો જ્યોતિષની કાંઈ ગતાગમ નથી પણ પંચાંગ ઉખેળીને પત્નીએ કહી રાખ્યું છે કે અષાઢ–શ્રાવણ મારા આકરામાં આકરા મહિના છે! તેમાં કાંઈ નવાઈ નથી. સમસ્ત જગતનો એ સૌથી વસમો કાળ છે. આપણું સુભાગ્ય કે દુઃખભરપૂર જગતની વચ્ચે પરિપૂર્ણ સુખને ખોળે બેસી guilty conscience અનુભવવું નથી પડતું. બાકી પંચાગ છાપવાવાળા મારી અત્યારની કઠણાઈને જો જાણે તો મારા નામથી પંચાંગની જોરદાર જાહેરાત કરી શકે!

મારી ઘરમાં જ પુરાઈ ગયેલ સ્થિતિમાં જો મહેન્દ્ર આંહીં ન હોત તો શું થાત તે કલ્પું છું. રાણપુર હું જઈ શકતો નથી. મહેન્દ્રે જ મારાં પુસ્તકોની વ્યવસ્થા ઉપાડી લીધી છે. કાગળ–કંટ્રોલના સરકારી ફતવાએ અમને ભારી ઝપટમાં લીધા છે એ વખતે અધૂરાં છાપકામોને ફેંસલ કરવા મહેન્દ્ર તનતોડ મહેનત કરી રહ્યો છે. એના આંહીં હોવાથી બીજી પણ મોટી રાહત મળે છે. તમે એને મુંબઈમાં રોકી શકત તો મને તો ખૂબ મૂંઝવણ થાત. એનું દિલ એને તમારા જેવા મિત્ર અને માર્ગદર્શકના બળવાન આકર્ષણની સામે થઈને પણ અહીં લઈ આવ્યું એમાં વિધિસંકેત આવો રૂડો જ હશે.

અમે—ખાસ કરીને હું—તમને કોઈને વીસરી શકતાં નથી. મારા ક્ષય પામતા આયુષ્યને થોડાં વર્ષો માટે પણ ખાળી રાખવા જ્યારે જ્યારે કોઈક ટૂંક વિશ્રામસ્થાનનો વિચાર કરું છું ત્યારે પ્રથમ પહેલા તમે જ યાદ આવો છો પણ એ તો સ્વપ્નમાંય શક્ય ન હોઈને તમારા સંગાથનો રસ મનોરાજ્યમાંથી જ મેળવી લઉં છું.

મંગળાબહેને લખ્યું કે હું વયોવૃદ્ધ હોવા છતાં સૌ સાથે ભળી ગયો. મને આથી ઘણું માઠું લાગ્યું! કોઈ પણ માણસને—ખાસ કરીને સ્ત્રી જેવા સ્વભાવવાળાને—એની ઉમ્મરની યાદ આપતાં એનું દિલ જખમાય છે! મેં મોકળાશથી રહેવામાં તમારા કોઈના પર કંઈ કૃપા નહોતી કરી. મને તો તમારી સૌની વચ્ચે મારી ને તમારી ઉમ્મર વચ્ચેનો તફાવત યાદ પણ નહોતો આવતો. એ તો સારું થયું કે તમે કોઈએ મને ‘કાકા’ કહીને ન સંબોધ્યો નહિતર મને આપઘાત કરવાનું મન થાત!

‘And what not!’ એ સાંખેલું મને બિલકુલ વાગ્યું નથી. હજુ તો તમારે એક વધુ નામ થોડા દિવસોમાં જ ઉમેરવું પડશે. દેશના એક પ્રદેશમાં લાખો મરી રહેલ છે તે વખતે સર્વ સ્વદેશપ્રેમીઓનો ધર્મ છે કે ગુલામોની સંખ્યાને કમી થવા ન દેવી. આવો દિવ્ય સંતોષ જખ મારીને અનુભવવો પડે છે.

સંભારણાંના પહેલા હપ્તા તરીકે થોડીક કૃતિઓ મોકલું છું તેને જયંતીભાઈ સંભાળશે એવી આશા રાખું છું. મહેન્દ્ર કહે કે બધાં જ પુસ્તકો એકીસાથે નથી મોકલી દેવાં. એ વળી કોણ જાણે કયા મંગલ અવસરની રાહ જોતો હશે! સૌને સ્નેહસ્મરણ.

લિ૦ તમારો સૌનો ઝવેરચંદ



# અંધકાર અને પ્રકાશની મારામારી

[ગુરુદેવના મૂક આશીર્વાદથી પામેલી પરિપકવતામાંથી પ્રગટી 'રવીન્દ્ર-વીણા'. પચીસ વર્ષ પૂર્વે યુવાનીમાં કલકત્તાવાસ દરમ્યાન અનુભવેલાં કાવ્યસ્પંદનોની ઝંકારીએ પચીસી દરમ્યાન છેડેલા વિવિધ સર્જનસૂરોનો એકત્રિત નાદારવ તે ગુરુપ્રસાદી સમી 'રવીન્દ્ર-વીણા'. અનુવાદ નહીં; અનુસર્જન! અનુરણન! રવીન્દ્રનાથ ગુજરાતમાં જન્મ્યા હોત તો એમની શબ્દ-ભવ્યતાએ કેવું સ્વરૂપ લીધું હોત તેની કલ્પનાને શબ્દાકૃત કરવાની બાપુજીની હિંમતે સાહિત્યજગતમાં હલચલ મચાવી. બીજી બાજુ ગુજરાતી શ્રોતા અને વાચક 'આંજ્યા વિણ આંખ બે કાળી હરણાંવાળી' કૃષ્ણકળી પર મુગ્ધ બની ગયા; યુનિવર્સિટીઓના અભ્યાસક્રમમાં પહેલી જ વાર કાવ્યાનુવાદોના એક સંગ્રહને પાઠ્યપુસ્તક સૂચિત કરવામાં આવ્યો; અગ્યાર માસમાં 'રવીન્દ્ર-વીણા'ની નવી આવૃત્તિ થઈ.

પણ અતિસંવેદનશીલ ઊર્મિજગતમાંથી સંસ્કારસર્જનનો રંગબેરંગી બાગ લગાવી દેવા માટે કરેલા પચીસીના પુરુષાર્થનો એમને થાક ચડયો છે. સ્વાસ્થ્ય ખળભળ્યું છે. તીવ્ર સંઘર્ષની, અવિરત વિષાદની, વિટંબણાઓની અને દુ:સહ સર્જનઝંખનાની વેદનાઓની ડમરીઓ શબ્દોની અલૌકિક સૃષ્ટિમાં વિહરવા ઝંખતી ચેતનાને ચોમેરથી ઘેરવા લાગી છે: અંધકાર અને પ્રકાશની મારામારી વેળાએ, જીવનની ગોધૂલિ ટાણે, કોઈને અણસાર પણ ન આવે તેવી રીતે એ પોતાની શક્તિને ગુજરાત તરફ સંચરે છે, ગુજરાતી લગ્નગીતોને અંગ્રેજી વાચકગણ સમક્ષ રજૂ કરી અંગ્રેજીમાં લખવાનો આરંભ કરે છે, અને સફેદ અને પાંખાં થતાં ઝુલ્ફાં અને કરચલિયાળા ચહેરા વચ્ચે ચમકતી આંખોવાળો, 'રવીન્દ્ર-વીણા'ના રવથી સંતૃપ્ત થયેલો, શાયર કાવ્યના અંતિમ પ્રકાર-સંતવાણી-ની વર્ષોજૂની ગઠરિયાની ગાંઠો ખોલે છે.]

*

## (૪૦૦) દિલીપ કોઠારી ઉપર

બોટાદ : ૧૫-૭-૧૯૪૪

સ્નેહી ભાઈશ્રી,

ઘણા દિવસથી તમને કાગળ લખવા ઉત્સુક હતો તેનું મુખ્ય કારણ તો એ કે સ્વ૦ ટાગોરનું 'સંચયિતા' તમે એમાંનાં કેટલાંક [કાવ્યો] ગુજરાતીમાં લાવવાની મારા પ્રતિની આગ્રહભરી ઇચ્છા સાથે તા૦ ૮-૧૧-૧૯૩૩ના રોજ મોકલેલું તેનાં ફળ છેક આજે બેઠાં છે. વીસ-પચીસ મને સર્વોત્તમ લાગેલાં કાવ્યોને તમને રુચે તેવી રીતે ઉતાર્યાં—હમણાં ઘરમાં ખદબદતી માંદગી વગેરે જંજાળોની વચ્ચે. વિશેષ કરવાનો

mood પણ ચાલુ છે. પરિણામ તો રૂબરૂ જ બતાવી શકાય. ઉપરાંત હમણાં 'વિશ્વભારતી ક્વાર્ટરલી' તેમ જ 'ગુજ૦ રિસર્ચ સોસાયટી જર્નલ'માં લોકગીતો વિશે અંગ્રેજીમાં લખવા માંડયું છે. એકની તો તમને પ્રત મોકલી છે. વાંચી અભિપ્રાય જણાવશો. ૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† 'સંચયિતા' : "કવિવરે પોતે જે કૃતિઓને પોતાના પૃથક્ પૃથક સંગ્રહોની અંદરથી બાલ્યવયની પંગુદશાને પાર કરી ગયેલી ગણી અગર તો પોતાની કાવ્યશક્તિના વિકાસની ઇતિહાસદૃષ્ટિએ પોતાને જે જે કૃતિઓ ઊંચકી લેવા જેવી લાગી તેવી સકળ પ્રમાણિત કૃતિઓનો આ સંગ્રહ છે." ['રવીન્દ્ર-વીણા'—જેમાં આ કાવ્યોના અનુરણન શા અનુવાદો ગ્રંથસ્થ થયા—ની પ્રસ્તાવનામાંથી.]

*

## ● લાડીલી પુત્રવધૂનાં લક્ષ્મીપગલાં

"ઋતુ કાવ્યોદ્‌ગમનને અનુકૂળ નહોતી બલ્કે કાવ્યના કાનનને વેરાન કરી મૂકે તેવી હતી. વૈશાખ-જેઠની આગ વર્ષતી હતી. સ્થાન પણ કવિતાનું લાલન કરનારું નહોતું. ઝાલાવાડના જેઠવૈશાખ જેમણે જાણ્યા છે તેમને નવાઈ લાગશે. ઘરનું વાતાવરણ તો વળી કવિતાને કાળી બપોરે ચોરની જેમ કાંધ મારનાર હતું. એક બાળક શરીરે શીતળાના શૂળાએ પરોવાઈ પડયો હતો તેની દિવસરાતની સારવાર વચ્ચે 'સંચયિતા'નો મીઠો હાથ આ તપ્ત લલાટ પર કયાંથી અને કેમ કરીને ફરતો થયો? પોતાની તેમ જ કુટુંબીજનોની બીમારી ઉપરાંત બીજી હાડમારીઓમાં ભીંસાતે ભીંસાતે પણ પ્રકૃતિની ચંચલતા, અસહિષ્ણુતા અને કાતરતા ખૂબ આગળ વધી ગઈ હતી તેવા દિવસોમાં પણ કવિવરનાં આ કાવ્યોનું સેવન સક્રિય કેમ બની ગયું?

"જ્યારે કોઈ કારણો આપી શકાતાં નથી ત્યારે મનુષ્ય પોતાની અવસ્થાને કોઈ એકાદ વહેમી મંતવ્ય ખાતે જમા કરી નાખી સંતોષ મેળવી લ્યે છે, તેમ હું પણ આ સંગ્રહ લાડીલી પુત્રવધૂનાં લક્ષ્મીપગલાંના જ રૂડા પ્રતાપ લેખીને મનનું સમાધાન મેળવી શક્યો છું." [૭-૯-૧૯૪૪, 'રવીન્દ્ર-વીણા'ની પ્રસ્તાવનામાંથી, ટૂંકાવીને.]

## (૪૦૧) દિલીપ કોઠારી ઉપર

બોટાદ : ૨૨-૭-૧૯૪૪

પ્રિય ભાઈશ્રી,

અત્યંત પ્રોત્સાહક કાગળ મળ્યો. હું પણ તમને અનેક વાર યાદ કરું છું અને મહેન્દ્રને પરણાવવા આવેલ ત્યારે ફરી એક વાર મારા તરફથી 'પુરોહિત'માં સાહિત્યકાર સ્નેહીઓનું મિલન સાધવાની મારી ઉત્કંઠા મનમાં જ રહી ગઈ તેનો શોચ પણ કરું છું. તમે, બોકર વગેરે નહોતા તેમ હું પણ જંજાળગ્રસ્ત હોઈ અન્યનો સંપર્ક સાધી શક્યો નહીં.

અત્યારે તો એટલો ઉપાધિગ્રસ્ત છું કે સવા માસથી રાણપુર પણ જઈ શક્યો નથી. આજની અવદશા વચ્ચે સાંત્વન ફક્ત ટાગોર–કૃતિઓની પ્રવૃત્તિનું છે અને ભજનોની લોકવાણી સંઘરી રહ્યો છું તે છે. એક વાનગી તરીકે મારું પ્રિય 'નવ વર્ષા' જેને તમે પણ 'જન્મભૂમિ'ના પાના પર પીરસેલું (હવે તો માનું છું કે તમે જ હશો.) ને જે મેં ઘણાં વર્ષો પર 'ઋતુગીતો'માં લીધું છે તેનો અનુવાદ ચારણી છંદની લઢણમાં અને મૂળ કાવ્યની છંદરચનાને લક્ષમાં રાખીને કરેલ છે. બીજાં ઘણાં બની ગયાં. ગેય, આવાં પઠનીય તેમ જ સ્વતઃ જ જે જે વૃત્તોમાં સરી ગયાં તે વૃત્તબદ્ધ એમ પંચકણકી છે. વૈવિધ્ય પણ સારી પેઠે છે. પ્રકટ તો તુરતમાં જ કરવા ઉત્સુક છું પણ નવા સરકારી હુકમો નડશે એમ લાગે છે.

'બલાકા'નાં કયાં કયાં ગમે છે? તમે મૂળને પહોંચ્યા એ સરસ થયું. ટાગોરની lyrical [ગેયતા] સમૃદ્ધિ વિશે ટાગોરની પિછાનની કરતાં વધી પડેલ પૂજા વિશે અને આપણા કાવ્યકારો વિશે બરાબર લખ્યું પણ આપણને સૌને ભાઈ માણેકમાં આશા પેદા થઈ છે. એ વ્યંગમાં વહી શકે છે તેટલી જ આસાનીથી અન્ય ભાવોમાં ગેયમાર્ગે ધપી શકે તેવા છે એટલું એમને કહેજો. વળી તમે પણ ત્યાં છો એટલે કાન ઉમેળ્યા કરજો. બાકી વાદપ્રતિવાદની ચર્ચા તો મહદંશે વાંઝણી જ રહેશે. આપણી ચર્ચામાં આપણે વ્યક્તિઓનાં સાચાંખોટાં મૂલ્યાંકન કરીએ છીએ તેને બદલે વસ્તુની રજૂઆત કરવી બહેતર નથી? સારા નમૂનાની જ પિછાન આપવી ઘટે છે. એથી આપોઆપ તુલના થાય. સુંદર કાર્ય કરી રહેલું તમારું લેખકમિલન એ મુદ્દાને જોર આપી શકે. કોઈ પણ એક કવિતાકાર સર્વતોભદ્ર તો શી રીતે થઈ શકે? સામાન્યોની વાત કરું છું.

ગેય રચના કરવામાં એક વિટંબણા છે. ઢાળો પણ એવી દષ્ટિથી પસંદ કરવા પડે છે કે પઠન–વાચનમાંયે વહી શકે, નહીં તો ન ગવાય ત્યાં લગી તુંબડીમાં કાંકરા જ. એટલે જ હું કાવ્યને ગેય ઉપરાંત સુપાઠ્ય કરવા પણ મથું છું. ન્હાનાલાલની એ ખૂબી ઉવેખવા જેવી નથી.

મને લાગે છે
આપણે [illegible]
માં મળ્યા હતા
ત્યાર બાદ તમે
મહાદેવ [illegible]
પેટ ભરીને તમારા
ગીત સાંભળવાં
[illegible]
મારૂં [illegible]
ખૂબ ગાય છે એટલે
મારૂ પેટ ભરાઈ
જવાનો ડર ન રાખજો

[મહેન્દ્રભાઈના લગ્ન પછી આશીર્વાદ અપાવવા બાપુજી યુગલને ગાંધીજી પાસે લઈ ગયેલા. મહાદેવભાઈના અવસાન પછી પૂનાની આગાખાન મહેલની જેલમાંથી તાજા છૂટેલા ગાંધીજીનો મુંબઈમાં જૂહુ દરિયાકાંઠે નિવાસ હતો ત્યાં જઈને બાપુજીએ ચરખો કાંતતા રાષ્ટ્રપિતાની માગણીથી ગાંધીગીતો ગાયાં. મૌનધારી મહાત્માજીએ ચબરખીમાં પેન્સિલથી લખેલો પ્રતિભાવ.]

## ઓ સૌમ્ય-રૌદ્ર! કરાલ-કોમલ!



[રેખાંકન : મુકુલ ડેના સૌજન્યથી, સાભાર]

.....મને લાગે છે કે આપણે રાણપુરમાં મળ્યા હતા, ત્યાર બાદ નથી મળ્યા. આજે પેટ ભરીને તમારાં ગીત સાંભળ્યાં એથી રાજી થયો. મારું પેટ તો ઝટ ખાલી થઈ જાય છે એટલે મારું પેટ ભરાઈ જવાનો ડર ન રાખશો.....

ભાઈ માણેકને કહેજો કે 'ફૂ૦'માં ગ્રંથનોંધો—સાહિત્યનોંધો તો બાબુભાઈ જ લખે છે પણ એમનું 'માલિની' હું મારા લાભાર્થે વાંચ્યા વગર રહી ન શક્યો. એમાંથી મને શૈલી, વસ્તુ પરની પકડ અને પ્રવાહિતાનું પ્રસન્નકારી દર્શન થયું. નવીન ભાત નીકળી પડી છે. વિષયોનો પટ બહોળો બનશે એટલે વધુ પ્રકાશી ઊઠશે.

બ૦ ક૦ ઠા૦ ના રાજકોટ–સમારંભમાં મને પણ સહી મૂકવા નિમંત્રેલો. મેં ના લખી દીધી—સર્વને સુવિદિત થઈ ચૂકેલ છે એ જ કારણે, ને એનાં અમંગળ પરિણામો આવવાની બીકે. મને તો અત્યારે નરસિંહરાવ અને કેશવ હ૦ ધ્રુવ સાંભરે છે. તેમની પોણી શતાબ્દી ઊજવાઈ તેમાં તેઓ ક્યાંય હાજર નહોતા રહ્યા. ભાષણો પણ નહોતાં મોકલ્યાં. ન્હાનાલાલ, ખબરદાર, તે પછીનાં ઝીણાં મોટાં જંતુઓ અને છેવટે બ૦ ક૦ ઠા૦ સુધી આપણે સન્માનનો કડવો અનુભવ કર્યો છે. હજુ આપણે નહીં ચેતીએ? સન્માનો મૂળા–ડુંગળી બન્યાં. (જો કે આજ તો એ પણ વધુ મોંઘાં છે!) બ૦ ક૦ ઠા૦ની તો હજુ મનની મનમાં રહી ગઈ હોય એવો કેટલોક ખેદકારક ઇતિહાસ નેપથ્યમાંથી હાથ લાગ્યો છે. ખેર!

તમે પણ ઘણી ઘણી વાર યાદ આવો છો. સંજોગોએ ખંડિત કરેલી આપણી પ્રત્યક્ષ સ્નેહગાંઠ પરોક્ષે તો અખંડિત જ છે. વિખૂટા પડ્યા પછીની મારી કેટલીક કૃતિઓ તમને સંભળાવવી છે પણ એ તો દૈવાધીન વાત.

મારી જીવનસ્મૃતિ લખું તો parody જેવું જ બને. જીવનનું ઘણું ઘણું સ્મરવાને બદલે વીસરવા યોગ્ય હોય છે. જાહેરની પાસે ધરવા જેવું તો રતિભાર. અને પ્રમાણિક કેટલા રહી શકીએ? બિલકુલ નહીં. નબળાં જીવન–તત્ત્વોને હિંમતભેર તેમ જ આત્મશ્રદ્ધાભેર મૂકવાની શર્તને આત્મસ્મૃતિનું સાહિત્ય અવલ દરજ્જે માગી લ્યે છે. એમાં ૯૯.૯ પાલવે નહીં, પૂરા સો ટકા ખપે. એટલી તાકાત વગર ચૂપ રહેવું જ બહેતર. ૦૦૦૦ આ કાગળને તદ્દન અંગત ગણજો.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદ

*

† બાબુભાઈ: બાબુભાઈ પ્રા૦ વૈદ્ય.

‡ ભાઈ માણેક: કરસનદાસ માણેક.



## નબ બર્ષા

હ્રિદોય આમાર નાચે રે આજિકે
મયુરેર મતો નાચે રે, હ્રિદોય નાચે રે

શત બરનેર ભાબ ઉચ્છબાસ
કલાપે મતો કોર છે બિકાસ
આકુલ પોરાન આકાશે ચાહિયા
ઉલ્લાસે કારે જાચે રે!

હ્રિદોય આમાર નાચે રે આજિકે
મયુરેર મતો નાચે રે, હ્રિદોય નાચે રે

(રવીન્દ્રનાથ ટાગોર)



## નવી વર્ષા

મોર બની થનગાટ કરે
મન મોર બની થનગાટ કરે
ઘનઘોર ચૌહુ ઓર, મારું મન મોર બની થનગાટ કરે.

બહુરંગ ઉમંગનાં પીંછ પસારીને
બાદલસું નિજ નેનન ધારીને
મેઘમલાર ઉચારીને આકુલ પ્રાણ કોને કલસાદ કરે
મન મોર બની થનગાટ કરે

[ચારણી છંદની લઢણમાં અને મૂળ કાવ્યની છંદ-રચનાને લક્ષમાં રાખીને કરેલ અનુવાદની બે કડી, 'રવીન્દ્ર-વીણા'માંથી.]

(૪૦૨) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

અમદાવાદ : રવિવાર : [૧૩–૮–૧૯૪૪]

ભાઈ મહેન્દ્ર,

હું અને ચિ૦ નિર્મળા આજે સવારે અહીં આવ્યા છીએ ને જમીને 'ધૂમકેતુ'ને ઘેર થઈ સાંજે વિમળને ઘરે જમવા જવાનાં છીએ. ચિ૦ નિર્મળા આનંદમાં છે. આજે સ્નેહીજનોમાં અમારું ચક્કર પૂરું થશે. પછી કાલે જો મારે મુંબઈ જવાનું લાઇન ધોવાઈ ગઈ હોવાને કારણે બંધ રહેશે તો એને બેત્રણ દિવસ આંહીંનું નગર બતાવવા ફેરવીશ. મુંબઈ જવા વિશે નક્કી થયું નથી. હવે પુસ્તકો વિશે :

૧. ટાગોરનાં ગીતો પ્રેસમાં આપ્યાં છે. આજથી પ્રૂફો આવશે. પંદરેક દિવસમાં તૈયાર થશે.

૨. 'પલકારા' વગેરે વિશે ગોવિંદ જગશી આંહીં નહીં હોવાથી શંભુભાઈ સાથે વાતો કરી શક્યો નથી, પણ આજે કરી લઈશ. દરમ્યાન તું 'રાજારાણી', 'સળગતું આયર્લૅન્ડ', 'મિસરનો મુક્તિસંગ્રામ' વગેરે જોઈ જઈને તૈયાર રાખજે એટલે એ ભાવનગર કે અન્યત્ર છપાવવાં પડે તો પ્રૂફો બાબત આપણા પર ન રહે.

૩. 'સાંબેલા' સ્વાશ્રય[પ્રેસ]માં આપ્યું હશે. તદુપરાંત 'દાદાજીની વધુ વાતો' લખીને મેં જે ત્રણ નોટબુક તને આપી છે તે તું ભાવનગર સરસ્વતી પ્રેસમાં, દાણાપીઠ એ સરનામે શ્રી શાંતિભાઈને મોકલજે કે ઈશ્વરભાઈના કહેવાથી મોકલેલ છે. એ બેત્રણ ફરમા થઈ જાય તો પછી પુસ્તક ગમે ત્યારે પૂરું થઈ શકે. 'બાપુ ભાલાળો'ની વાર્તા માટે ૧૯૩૯–૪૦–૪૧ની 'ફૂલછાબ'ની ફાઈલમાં જોજે. એ મળે તો એ પણ 'દાદાજીની વાતો'માં મૂકી દેવાની.

૪. 'પુરાતન જ્યોત'નો જેસલ–તોરલ વિભાગ મને પહેલેથી શુદ્ધ કરવા મોકલવો, આંહીંને સરનામે.

તમે બધાં કુશળ હશો. હું હજુ શરીર બાબત કંઈ કરી શક્યો નથી. વખત મળ્યો નથી. હમણાં તો માનસિક change માટે મહેનત કરું છું અને મુંબઈથી આવ્યા પછી નર્મદા કિનારે જઈ રહેવાની યોજના ઘડું છું. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† 'ટાગોરનાં ગીતો' : રવીન્દ્રનાથ ટાગોરનાં કાવ્યોનું અનુરણન કરતા અનુવાદો, પછી સંગ્રહરૂપે 'રવીન્દ્ર–વીણા'માં પ્રગટ થયાં.

† 'પલકારા' : અંગ્રેજી ફિલ્મોને આધારે લખાયેલી વાર્તાઓનો સંગ્રહ.

† ગોવિંદ જગશી, શંભુભાઈ : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય પ્રકાશકસંસ્થાના માલિક ભાઈઓ.

† 'રાજારાણી' : રવીન્દ્રનાથ ટાગોર દ્વારા સંપૂર્ણ રીતે છંદમાં લિખિત નાટકનું બાપુજીએ રચેલું ગદ્યવાહન.

† 'સળગતું આયર્લૅન્ડ' : 'મિસરનો મુક્તિસંગ્રામ' : આયર્લૅન્ડ અને ઇજિપ્તની આઝાદીની લડતોનો ઇતિહાસ આલેખતી પુસ્તિકાઓ. આવી જ પુસ્તિકાઓ 'એશિયાનું કલંક' (કોરિયા વિષે), 'હંગેરીનો તારણહાર', 'ધ્વજમિલાપ' અને 'આપણો મહાવીર પાડોશી' (ચીન વિશે) પછી પ્રગટ થયેલી.

† 'પુરાતન જ્યોત' : સંત દેવીદાસ, સંત મેકરણ અને જેસલ–તોરલની જીવનકથાઓનો સંગ્રહ. બીજા સંતોની કથાઓ 'સોરઠી સંતો' પુસ્તકમાં આલેખાઈ છે.

† 'સાંબેલા' : 'સાંબેલાના સૂર' શીર્ષક કટાક્ષપત્રોની કટાર બાપુજી 'ફૂલછાબ'માં લખતા તે પત્રોનો સંગ્રહ એ જ નામથી પ્રગટ થયો.



## (૪૦૩) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

અમદાવાદ : ૨–૯–૧૯૪૪

ભાઈ મહેન્દ્ર,

ગઈ કાલે 'સાંબેલાના સૂર'નું ફોર્મ મળ્યું. 'સાંબેલાનાં સૂર' એ જૂઠું છે, સૂર નરજાતિ છે. 'સાંબેલાના સૂર' કરાવવું, અનુસ્વાર ન જોઈએ.

મારે શરીરે ત્રણચાર દિવસથી ઠીક નથી. હરસ વધુ દુઃખે છે. ઊંઘ પણ ઓછી. કાલે તો ઊંઘની દવા લીધેલી. ૦૦૦૦૦ હું 'રવીન્દ્ર-વીણા' પૂરું થયા વગર આંહીંથી ખસી શકું તેમ નથી. પ્રસ્તાવના લખી રહ્યો છું. લાંબી થશે.

મોટાબાપુજીને હાથે કાંઈ વાગ્યું છે? બહુ સંભાળ રાખજો. ૦૦૦૦૦ બધાં ભાંડરુંને યાદ કરું છું.

ઝવેરચંદ

*

● સાંબેલાના સૂર

[કટાક્ષ–પત્ર]

બડભાગી બ્રહ્મદેશને,

તને વહેલામાં વહેલી તકે આઝાદી આપવાની જાહેરાત થઈ છે. શત્રુઓએ જીતી લીધેલા દેશોનો નંબર આમ વહેલો લાગી જાય છે! શત્રુના હાથમાં સરી પડવું એ સ્વાધીનતા માટેની લાયકાતનું સર્ટિફિકેટ ઠર્યું છે. તું ઠગભાગી છો. અમારો

કોઠો ઠરીને હિમ થાય છે. તારી અમને અદેખાઈ નથી આવતી. 'મને નહીં તો મારા પાડોશીને હજો !'

લિ૦ તારી લાયકીથી સદાને માટે વંચિત રહેવા માગતો...

['સાંબેલાના સૂર' પુસ્તકમાંથી.]



(૪૦૪) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

અમદાવાદ : [૭-૯-૧૯૪૪]

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ 'સાંબેલા' લખવાનું મન થતું નથી. હમણાં તો 'રવીન્દ્ર-વીણા'માં પડ્યો છું. પાનાં ખૂટી પડ્યાં તે બે ફરમા જેટલું નવું રચ્યું ને પ્રસ્તાવના લખું છું. કાલે તો પૂરું કરવું જોઈએ કારણ ઇશ્વરભાઈ શનિવારે મુંબઈ જશે. તેમના ગયા પહેલાં જ બધું પતે તો પુસ્તક બહાર પડે નહિતર વિલંબ થાય. પુસ્તકનું પતાવું તો જ હરસનાં ઇન્જેકશનો લઈ શકું.

લિ૦ ઝવેરચંદ



(૪૦૫) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

અમદાવાદ : ૧૩-૯-૧૯૪૪

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ 'સાંબેલા'નું કવરચિત્ર પણ મળ્યું. એ તો હું પાછું લેતો આવું છું કારણ ઇશ્વરભાઈ આંહીં નથી અને એની તો રાણપુર જ બ્લોક તેમ જ છપાઈ કરશું.

મેં રાણપુર કાગળ લખેલ તે પરથી જાણ્યું હશે કે હું પાછો આવું છું. એક આંટો આવ્યા વગર ચેન નહીં પડે. તમને બધાંને મળવું જોઈએ. ઉપરાંત પુસ્તકો—'પરિભ્રમણ' અને 'સાંબેલા'—ની છેલ્લી વિધિ કરી નાખીએ અને ભવિષ્યનો કાંઈક વિચાર પણ કરી લઈએ. એ બધું રૂબરૂ ચર્ચવું છે. હું બનતાં સુધી શુક્ર, શનિ કે રવિ સુધીમાં આવી જઈશ. હરસનો ઉપચાર હમણાં મુલતવી રાખ્યો છે. એક વાર ઘેર આવી જાઉં પછી જ એ કરશું, હમણાં મને કાંઈક ઠીક રહે છે.

૦૦૦ રવીન્દ્રપ્રસાદી પૂરું તો થયું પણ હવે બાઇન્ડિંગ અને રેપર ટાઇમ લેશે. ૦૦૦ ખેર.

ઝવેરચંદ



(૪૦૬) **મણિલાલ ખારા ઉપર**

[પૂ૰ દમયંતી–બાના પિતા]

અમદાવાદ : [૭–૯–૧૯૪૪]

પૂજ્ય મુરબ્બી,

૦૦૦ ઘણી દિલગીરી થઈ. બહારગામ જતા હતા ત્યારે જ મને ચિંતા થતી હતી કે કંઈક થશે તો ! ખેર, હવે તો પીડા પૂરી થવા આવી લાગે છે કારણ કે લખી શકો છો.

આપ છો એટલે ત્યાંની ચિંતા તો શું કરવાની હોય ? છતાં સ્વભાવ છે એટલે ઉચાટ થાય. નોકરોની તો સર્વત્ર એ જ ધમરોળ છે. આંહીં રવિભાઈને ઘેર પણ એ જ છે. બૈરાં જાતે કામ કરે છે. આપણે કાંઈ નવાઈ પામવા જેવું નથી. એટલાં રીઢાં તો સૌએ થઈ જવા જેવું છે. હજુ ઘણો કઠણ કાળ આવી રહ્યો છે. હું તો મારી સારવારનું કાંઈક ખીલે બાંધીને જ આવીશ નહિતર પાછું એનું એ ખેંચવાનું રહેશે.

લિ૰ ઝવેરચંદ

(૪૦૭) **પૂ૰ ચિત્રાદેવી–બા ઉપર**

અમદાવાદ : ૭–૯–૧૯૪૪

વહાલી દેવડી,

તા૰ ૫નો કાગળ કાલે મળ્યો. તે અગાઉ બાબા પરનો મારો કાગળ પહોંચ્યો હશે. બાળક અને પત્ની યાદ ન આવતાં હોય એવો કોણ હોય ? એવો જે હશે તે રાક્ષસ હશે. હું તો હજુ માનવ છું.

હું ખિજાયો નથી પણ મૂંઝાયો છું. મને માર્ગ સૂઝતો નથી કે તારા અસંતોષને શી રીતે દૂર કરું. કદાચ જીવનભર એ નહીં જ સૂઝે. વિધાતા આગળ હું હાર્યો છું. હરસ જોર કરતાં જાય છે. ડૉક્ટરની સારવારને શરણે જવું પડે તેમ લાગે છે. બીજી તરફ 'રવીન્દ્ર–વીણા' છપાય છે તેમાં ખૂટતી લેખનસામગ્રી પણ અહીં લખવામાં પડ્યો છું. એ પતાવીને પછી દાક્તરી સારવાર લઈશ.

'ફૂલછાબ'માં હવે વિશેષ કાર્ય ખેંચી શકાય તેવું નથી એટલે કંઈક નવા કામની પણ શોધમાં છું કે જે ઘેર બેઠા થઈ શકે.

આપણે એકબીજાંની મીઠી ગોદમાં સમાઈ જઈને ક્ષણિક કડવાશો વીસરીએ એ માટે તો દિલ તલસી રહ્યું છે, પણ ઈશ્વર મેળવશે ત્યારે જ મળશું. પ્રભુએ આપણા કલ્યાણ અર્થે જે કાંઈ ધાર્યું હોય તેને શિરસા કરી લઈએ. આપણે માટે, આપણાં

બાળકો માટે ને તારા માટે હવે તો નવી ભૂલો કરતાં ચેતવાની વેળા છે. હું એ કલ્પના કરતાંય ધ્રૂજું છું. તને જો મારા હેતની પ્રતીતિ થઈ હોય તો તારી પાસે એટલું જ માગું છું કે એ હેતને ખાતર પણ તું શાંતિ કેળવવા લાગ. તારા પર બોજો છે; મારા પર પણ ક્યાં નથી ?

મોટાબાપુજીનો આજે કાગળ છે તેમાં બંટુને તાવ આવતો હોવાનું લખે છે.

[અધૂરો]

*

† બાબા : પુત્ર વિનોદ.

† બંટુ : પુત્ર જયંત.

## (૪૦૮) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

અમદાવાદ : ૧૧–૯–૧૯૪૪

વહાલી દેવી,

આજે બપોરે કાગળ લખ્યો છે. તે જો વખતસર કાલે સવારે મળશે તો તમે કાલે બપોરે મારી રાહ જોશો. આ કાગળ રાતે લખું છું. આજે તમારો કાંઈ કાગળ ન નીકળ્યો એટલે એવું અનુમાન કરું છું કે બંટુની તબિયત વધુ ખરાબ નહીં થઈ હોય. એટલે હું આવતી કાલ પર બાકી રહેલું પુસ્તકનું કામ કરવા રોકાઈ જઉં છું અને સવારે તાર કરવાનો છું કે મારી જરૂર હોય તો હું આવું. સાંજ સુધીમાં તારનો જવાબ મળશે તે પરથી નક્કી કરીશ કે મારે આવવાનું છે કે નહીં. જો આવવાનું હશે તો હું બુધવારે બપોરે આવી પહોંચીશ.

તારી પોતાની તબિયત વિશે પણ જાણવા ઇંતેજાર છું. સ્થિતિ સારી નથી તે તો સ્પષ્ટ છે. ગાડું મહામુશ્કેલીથી ગબડતું હશે. મેં હજુ દાક્તરી સારવાર શરૂ કરી નથી એટલે હમણાં પાછો આવીને સૌને સારું થયે ફરી આવી સારવાર લઉં એમ થાય છે. ફરી આવવું તો પડશે જ અને અત્યારે જો સારવાર શરૂ કરાવીશ તો પખવાડિયું–મહિનો નીકળી જશે.

બાબા માટે બેટબૉલ લઈ આવ્યો છું. પાવો બંટુને કેવો જોઈએ છે ? 'રૂપમ્'માંથી બાકીના હિસાબના રૂ૦ ૧૩૫–૮–૦ પૂરેપૂરા લઈ આવ્યો છું. ૦૦૦ એ જ

ઝવેરચંદ

*

† 'રૂપમ્' : મુંબઈનો એક સ્ટોર જ્યાં પૂ૦ ચિત્રાદેવી–બાની હસ્તોદ્યોગ સંસ્થા દ્વારા ઉત્પન્ન થતી વસ્તુઓ વેચાતી.

(૪૦૯) **પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર**

અમદાવાદ : ૧૩–૯–૧૯૪૪

તમારો તાર ગઈ કાલે રાતે મળ્યો. બંટુની તબિયત સારી જાણીને હું બે દિવસ કામકાજ હોઈ રોકાયો છું અને હાલ તુરત હરસનાં ઇન્જેક્શન વગેરે સારવાર મુલતવી રાખી એક આંટો ઘેર આવી જવા ઇચ્છું છું. એટલે બે–ત્રણ દિવસમાં પણ આવીશ. તે પછી શું કરવું તે નક્કી કરશું.

મારાં બંને કવર મળ્યાં હશે. તમારી તબિયતના કશા ખબર નથી પણ સારી નહીં જ હોય એમ સમજું છું એટલે મન ઘર તરફ વળે છે. બંટુને માટે પાવા ગોત્યા પણ સારા પાવા મળતા નથી. કાંઇક સારું લઈ આવીશ. બાબા માટે તો બૅટબૉલ લઈ લીધેલ છે. આવતાં પહેલાં કમળાબહેન પાસે ૩૦ માટે જઈ આવીશ.

હું ઘર તરફ પાછો વળતાં જે એક વાતથી ડરું છું તે તો ભાદરવાનો આપણા માથા પરનો ભાર છે, પણ આપણે બંનેએ એ ભાર ઉતારવા યત્ન કરવાનો છે. વહાલાં બાળકો મને યાદ કરતાં હશે. બંટુને ન્યુમોનિયા છે એવા સમાચારે મને બહુ જ ભય પમાડેલ પણ પ્રભુએ સારું કર્યું.

લિ૦ ઝવેરચંદ



(૪૧૦) **ઈશ્વરલાલ મો૦ દવે ઉપર**

બોટાદ : ૧૬–૯–૧૯૪૪

ભાઈશ્રી ઇશ્વરભાઈ,

૦૦૦ મને લેખકમિલનનું નિમંત્રણ પણ મળ્યું છે પણ હું આવી શકું તેમ નથી. હજુ 'ઊર્મિ' તૈયાર થાય છે. નોંધોનું 'કમ્પોઝ' બાકી છે. એ બરાબર જોવું ને છેવટ સુધી એને મઠારવું રહ્યું. ૦૦૦૦ ઉપરાંત મને આવવા દિલ જ થતું નથી. એ પ્રસંગનું એક પણ અંગ મને આકર્ષતું નથી. ઊલટાનો હું તો ડર પામું છું કે આટલી બધી જલસાવૃત્તિ અને મિલનવૃત્તિ લેખકોને ક્યાં લઈ જશે! આમાં કદાચ મારું સ્વભાવતંત્ર જવાબદાર હશે. મારે એ કારણે બીજાઓને અન્યાય ન આપવો જોઈએ. બીજાઓ મિલનમાંથી સાચો આનંદ મેળવે તો પણ ઇષ્ટ છે. બાકી મોટાં નામો તો હવે આકર્ષતાં નથી. તેમને તો એ વ્યવસાય બનેલ છે. તેમને શું કહેવાનું છે તે પણ જાણીતું છે.

હું અહીં જ છું. એક દિવસ જરૂર આવી જશો. વાતો પણ કરવાની છે. ૦૦૦૦

ઝવેરચંદ



## ‘અનુસર્જન : મારા મનનો ઘાટ—આકાર’

“ટાગોરની ‘સોનાર તરી’માં પહેલી બે કડી આમ છે :

ગગને ગરજે મેઘ, ઘન વરષા
કૂલે એકા બોશે આછિ, નાહી ભરશા
રાશિ રાશિ ભારા ભારા ધાન કાટા હોલો સારા
ભરા નદી ક્ષુરધારા ખર-પરશા
કાટિતે કાટિતે ધાન એલ વરષા.

એકલોનિ છોટો ખેત આમિ એકેલા
ચારિદ્દિકે બાંકા જલ કરિછે ખેલા
પરપારે દેખી આંકા, તરુછાયા મસીમાખા
ગ્રામખાનિ મેઘે ઢાકા પ્રભાત બેલા
એ ચારેતે છોટો ખેત આમિ એકેલા

“આ બેઉ કડીમાં સમાયેલું ચિત્ર મારા ‘સોના-નાવડી’માં પંક્તિ પછી પંક્તિનો ક્રમ સાચવીને નહીં પણ સ્વતંત્ર ક્રમને અનુસરીને આમ ઊતર્યું છે :

ગાજે ગગને મેહુલિયા રે, વાજે વરસાદ-ઝડી
નદીપૂર ઘૂઘવિયાં રે, કાંઠે બેઠી એકલડી

મેં તો ધાન વાઢી ઢગલા કરિયા
ડૂંડાં ગાંસડી ગાંસડીએ ભરિયાં
ત્યાં તો વાદળ ઘોર તૂટી પડિયાં
ભીંજું ઓથ વિનાની રે, અંગેઅંગે ટાઢ ચડી
મારા નાના ખેતરને રે, શેઢે હું તો એકલડી

સામે કાંઠે દેખાયે રે, વા’લુ મારું ગામડિયું
ગોવાલણ-શી વાદળીએ રે, વીંટયું જાણે ગોકુળિયું

મારી ચૌદિશ પાણીડાં નાચી રહ્યાં
આખી સીમેથી લોક અલોપ થયાં
દિનાનાથ રવિ પણ આથમિયા
ગાંડી ગોરજ ટાણે રે, નદી અંકલાશ ચડી
એને ઉજ્જડ આરે રે, ઊભી હું તો એકલડી
મારા નાના ખેતરને રે, શેઢે હું તો એકલડી

“આ અનુસર્જન થયું છે. અસલના કલ્પના-ચિત્રને મારી ભાષા મળવાની સાથે મારા મનનો ઘાટ-આકાર પણ મળ્યો છે.” [‘રવીન્દ્ર-વીણા’ની પ્રસ્તાવનામાંથી.]

(૪૧૩) **પૂર્ણાનંદ ભટ્ટ ઉપર**

 બોટાદ : ૨૦-૧૧-૧૯૪૪

પ્રિય ભાઈ,

કાગળ મળ્યો. માફીનામા જેવું કંઈ કરશો નહીં. એવી જરૂર જ નથી. આપણે બધા સરલ હૃદય રાખી સત્યમ્, શિવમ્ અને મંગલમ્‌ની ઉપાસના કરીએ છીએ. એમાં સમજફેર, મતાંતર, દૃષ્ટિભેદ વગેરે તો અનિવાર્ય છે. આ તો મંથનક્રિયા છે. પરસ્પરને મદદ કરી સહકારથી આગળ વધીએ. મારા ચર્ચાપત્રમાં પણ કોઈ ઠેકાણે અનુચિત ટીકા-શબ્દ હોય તો કાઢી નાખશો. તમને અધિકાર આપું છું. રવીન્દ્રનાથે સખીભાવનાં આવાં ઘણાં [ કાવ્યો ] રચ્યાં છે પણ લિંગભેદસૂચક પ્રત્યયો બંગાળીમાં ન હોવાને કારણે આપણને જ અસ્પષ્ટ લાગે છે. ૦૦૦૦

લિ૰ સ્નેહાંકિત ઝવેરચંદ



(૪૧૪) **પુષ્કર ચંદરવાકર ઉપર**

બોટાદ : ૫-૧૨-૧૯૪૪

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦ તમે 'રવીન્દ્ર-વીણા'ની લીધેલ નોંધ બદલ આભારી છું. એ સંબંધે લખવાનું કે (૧) શબ્દપ્રયોગોમાં તો હું મારી સાહજિક વૃત્તિને જ અનુસરું છું. મારો શબ્દભંડોળ પ્રચલિત જનવાણીનો જ બનેલો છે. છતાં દોષ જણાય તે મને જણાવશો તો હું જાણી શકીશ. 'કુશળિયાં' તો પ્રચલિત પ્રયોગ છે, મારો બનાવેલો નહીં. (૨) ટાગોરની 'રવીન્દ્ર-વીણા'વાળી કઈ કૃતિમાં બંગાળીપણું લાગ્યું? એ તમામ તો શુદ્ધ સાર્વજનિક છે. વિશ્વની કોઈ પણ ભૂમિમાં એ પરાઈ ન લાગે. આ તો તમારી પોતાની જ જાણ માટે લખું છું.

ભજનોનો સંગ્રહ મને મળી શકે તો બહુ જ ઉપકાર. પ્રયત્ન કરશો? ૦૦૦૦

લિ૰ ઝવેરચંદનાં વંદન



(૪૧૫) **ઉમાશંકર જોશી ઉપર**

અમદાવાદ : ૧૫-૯-૧૯૪૪

પ્રિય ભાઈ,

તમને છેલ્લી વાર મળી શક્યા વગર જ બોટાદ જાઉં છું. પાછા અઠવાડિયેક પણ આવવા ઇચ્છા છે. નવરાતરના દિવસોમાં બહાર પડતું લોકજીવન એકેય વાર ગુજરાતમાં જોયું નથી તે જોવું છે.

ખાસ તો આ લખવા પ્રયોજન ગઈ કાલ સાંજરે તમે જે પૂરું કહી ન શક્યા તે વિશેનું છે. લેખક–મિલનના રંજન કાર્યક્રમના પ્રમુખપદે તમે મને વર્યો છે એવું કંઈક સમજ્યો છું, પણ ભાઈ, હું અંતઃકરણથી આભાર માનીને એ વિષમ ધર્મમાંથી મુક્તિ માગું છું. મનોરંજન એ શબ્દ માત્રથી પણ હું ત્રાસું છું. બેશક, મારી નિરૂપણ–પદ્ધતિમાંથી મનોરંજન નિષ્પન્ન થાય છે પણ હું એને ધ્યેય તરીકે ગણી ઉપાસી શક્યો નથી. એ મારું સ્વાભાવિક વાહન હશે, લક્ષ્ય નથી. તમે મનોરંજનને એક કાર્યક્રમ તરીકે રજૂ કરો તે સામે મારે તો દૂર બેઠેલ તરીકે કશું કહેવાનો હક્ક નથી; માત્ર હું એમાં ગોઠવાઈ ન શકું. ઉપરાંત મનોરંજક elementsનું નિયંત્રણ પણ ન કરી શકું તેવી મારી સ્વભાવમર્યાદા છે એથી લાચાર.

હું તો લેખક–મિલનમાં કોઈ સ્થાન ધરાવતો નથી છતાં ખાનગીમાં :તમને કહી દેવામાં આંચકો નથી ખાતો કે મનોરંજક કાર્યક્રમને નિરાળો પાડવામાં મોટું જોખમ છે, પણ આ તો વણમાગી સલાહ છે. ૦૦૦૦

લિ૦ ઝવેરચંદના વં૦

## (૪૧૬) ઉમાશંકર જોશી ઉપર

બોટાદ : ૨૩–૯–૧૯૪૪

પ્રિય ભાઈ,

તમારા માયાળુ પત્રનો જવાબ વાળતાં પહેલાં મારી કથની કહી દઉં. ગયા પહેલાના ગુરુની રાતે ગાઉટે ફરી પાછો અંગૂઠો પકડ્યો. શુક્રે વધ્યું. એસ. એલ. ડી. (કૉલેજ)માં ત્રણ કલાક ઊભો રહી બોલી આવ્યો. (દેવુનું દેવું ઉતાર્યું !) શનિએ સવારે પગરખાંનો ત્યાગ કરી ટ્રેઇન પકડી. આંહીં આવીને પથારી કરી. ગાઉટની વેદના ઉત્તરોત્તર એટલી ઉગ્ર બનતી ચાલી કે કદી નહીં ને આ વખતે ઓહકારા નીકળી ગયા. ત્રણેક દિવસ તો વસમા ગયા. છેલ્લા ત્રણ દિવસથી વળતાં પાણી છે. બધો જ મળપ્રકોપ ! તરણાં ઓથે ડુંગર ! છેવટે 'એનિમા' મારી મા બની, સૌની મા જેવી જ તો ! ને આપણી હરીતકી (હીમેજ) હવે માતૃહીનની મા બની છે. શરીરશુદ્ધિ ચાલી રહી છે. નબળાઈ ખૂબ આવી ગઈ છે પણ એ તો મૂળ દરદ મટ્યે દૂર કરી શકાશે. હજુ પથારીવશ જ રહું છું કારણ ગાઉટ–વરુ હજુ લપાઈને પગમાં બેઠું છે, નવેસર તરાપ લગાવવા !

તમારી મમતાપૂર્ણ અને મધુર ચોખવટથી મારી માન્યતા પણ નિર્મળ બની. મૂળ પૂરી વાત થયેલી નહીં અને ગયા વખતે શ્રી કિસનસિંહે મને પત્ર લખી જણાવેલું કે મને રંજન–સમારંભનો પ્રમુખ ચૂંટ્યો છે તે વાત પાર્શ્વભૂરૂપે મારા મનમાં રહી ગયેલી

એટલે મને બીક લાગેલી. રંજનની પળોમાં રંજનકારો પર કાબૂ રાખવો એ મારા જેવા માટે ઘણું કઠિન બને. ઉપરાંત પણ મનની અમુક ગ્રંથિઓ મને સતાવી રહી હતી. એ ભડકના માર્યા તમને ઉતાવળે લખી બેસાયું. બાકી તો તમારી દરેક વાત મુદ્દાની લાગી. ૦૦૦ મિલનની બેઠકને આર્થિક રીતે સ્વાવલંબી બનાવવી, ઘૂમટે પુરાયેલું ન રાખતાં લોકસંપર્કમાં ગૌરવભરી રીતે મિલનને મૂકી આપવું વગેરે. ૦૦૦ દૃષ્ટિ મને સ્પર્શે છે એટલે એવા સમારંભમાં તો વગર તેડે પણ આવવાની ઉમેદ થાય—પ્રમુખપદ લેવા તો બિલકુલ નહીં પણ સર્વમાયલા એક લેખે રસભાગી બનવા—પણ આ વખતે તો આ મંદવાડ મને પહોંચવા દેશે નહીં એટલે ક્ષમા કરશો. ૦૦૦૦

ઘેર આવીએ છીએ ત્યારે સંસારની અનેક સમસ્યાઓ બહારના લલકારમય જીવનની અવાસ્તવિકતાની વિડંબના કરતી વધાવે છે પણ પછી મનને તત્ત્વજ્ઞાન પંપાળી રહે છે કે રે જીવ, આ કાંઈ કોઈની સર્જાવેલી સૃષ્ટિ થોડી છે? પ્રભુને તો ગાળ દેવાનો હક્ક છે જ નહીં, તેં જ તારી રંગભૂમિ ખડી કરી છે, તારે જ નાટક ભજવી બતાવવાનું છે; રોતાં નહીં, ગાતાં ગુલાબી તોરથી, આગે કદમ!

ઝંખના ફક્ત એક રહી જાય છે ગુજરાતના પૂરાં દર્શન કરવાની, તમારા જેવા ભોમિયાના સાથમાં. એ એક અબળખા રહી જશે તો હું ભૂત સરજાઈશ! અત્યારે તો તમારા સાથમાં શામળાજી સુધી ખૂંદવાના અભિલાષ આંચકા ખાતા ઊભા છે. ૦૦૦૦

તમારો, ઝવેરચંદ

*

† ‘દેરૂનું દેવું ઉતાર્યું’ : ઉમાશંકર જોશીના નાના ભાઈ દેવેન્દ્ર જોશી ત્યારે એસ. એલ. ડી. કૉલેજના વિદ્યાર્થી હતા.

*

## પાછા જવા રસ્તો નથી

આગે કદમ! આગે કદમ! આગે કદમ!
યારો! ફનાના પંથ પર આગે કદમ!
આગે કદમ : પાછા જવા રસ્તો નથી;
રોકાઓ ના; ધક્કા પડે છે પીઠથી.
રોતાં નહીં—ગાતાં ગુલાબી તૉરથી
આગે કદમ! આગે કદમ! આગે કદમ!

[‘યુગવંદના’માંથી.]

## લેખક–મિલન : વડોદરા : ૧૯૪૪



[તસવીર : રામ વ્યાસના સૌજન્યથી, સાભાર.]

ફાગુન પ્રફુલિત, બેલ લલિતં,<br>
કીર કલિતં કોકિલં,<br>
ગાવત રસગીતં, વસંત વજીતં...

ફાગણ પ્રફુલ્લિત બન્યો; લલિત વેલડીઓ ચડી; પોપટ ને કોયલો કિલકિલાટ કરે છે, રસગીતો ગાય છે.... [ભાવનગરના રાજકવિ શ્રી પીંગળશીભાઈ પાતાભાઈ નરેલા રચિત છંદ ‘રાધાકૃષ્ણની બારમાસી’માંથી, સાભાર.]

*

(૪૧૭) **રામ વ્યાસ ઉપર**

[ફોટોગ્રાફર]

: ૩૧–૧૦–૧૯૪૪

ભાઈશ્રી,

તમારો સ્નેહભર્યો અભિનંદનપત્ર મળ્યો અને મારી લોકસાહિત્ય ગાતી વિરલ તસવીર દેખી મુગ્ધ બન્યો. હજારો ગુર્જર નરનારીઓને ગીતશ્રવણ કરાવતો હું કેવો દેખાતો હોઈશ તેની મને ખબર નહોતી; તે જોવા હું હંમેશાં ઉત્સુક હતો. તમારા સિવાય કોઈએ મને આવી સ્થિતિમાં ઝડપ્યાનું મને યાદ નથી; આ રીતે હું તમારો અનન્ય

ભાવે ઋણી છું. આ તસવીરમાં તમારો મારા પ્રત્યેનો ઉચ્ચ આદર દીસે છે અને કળાસિદ્ધ હાથ દેખાઈ આવે છે. તેની એક ડઝન નકલો મને એનું મૂલ્ય લેવાની શર્તે કાઢી આપશો? વગર મૂલ્યે તો નહીં જ લઉં. મિત્રો–સ્નેહીઓ માગે છે ત્યારે આવી તસવીર મારી પાસે હોય તો દેવાનું ગમે.

લિ૦ સ્ને૦ ઝવેરચંદ મેઘાણી

*

## 'ગમતું નથી: ભાઈ! કંઈક ગાવને'

[પૂ૦ મકરન્દભાઈ દવે લિખિત સંસ્મરણ.]

'ઊર્મિ–નવરચના' ત્યારે રાણપુરમાં છપાતું. દર મહિને હું અમદાવાદથી રાણપુર જતો ને આઠ–દસ દિવસ રોકાતો. મેઘાણીભાઈ રોજ બોટાદથી રાણપુર આવતા. પ્રેસની બાજુમાં લીમડાની ઘેરી ઘટાઓ છે. ચૈત્ર–વૈશાખના દિવસોમાં આ લીમડાની મહેકથી આખું વાતાવરણ મઘમઘી ઊઠે. કોણ જાણે, એની છાયામાં આવી ગયો હોઈશ. બપોરનો સમય હતો. લીમડાના તીવ્ર વ્યાકુળ મઘમઘાટથી મારા મનમાં એક બેચેની વ્યાપી રહી. કાંઈ ગમે નહીં. કામ પડતું મૂકીને આમતેમ આંટા મારવા લાગ્યો પણ ચેન ન પડ્યું. મેઘાણીભાઈ ઑફિસમાં બેઠા બેઠા લખતા હતા. મને થયું મેઘાણીભાઈ કાંઈક ગાય તો મજા આવે. મહેન્દ્રભાઈએ પહેલાં વાતવાતમાં ચેતવી દીધેલો કે મેઘાણીભાઈ લખતા હોય ત્યારે તેમને બોલાવવા નહીં, તેમને એ ગમતું નથી, ક્યાંક ગુસ્સે થઈ જશે; પણ હું તો મેઘાણીભાઈ લખતા હતા ત્યાં પહોંચી સામેની ખુરશી પર બેઠો. કહ્યું, "ભાઈ!"; પણ મેઘાણીભાઈ લખવામાં તન્મય હતા. મેં ફરી કહ્યું, "ભાઈ!"; પણ મેઘાણીભાઈનું ધ્યાન ન ગયું. ફરી જરા જોરથી પુકાર્યું, "ભાઈ!"

અને મેઘાણીભાઈ મારી સામે જોઈ રહ્યા. પેન નીચે મૂકી, આંખો જરા પહોળી કરી, પૂછ્યું, "કેમ?" હું તો ગામડાગામનો અલ્લડ છોકરો. મને કાંઈ બીક કે શરમ નહોતી. કહી દીધું, "ભાઈ, કાંઈક ગાવને!"

મેઘાણીભાઈ તો જોઈ જ રહ્યા. આવી ધૃષ્ટતા માટે તેમને કદાચ શબ્દો નહીં જડ્યા હોય. આવે ધોમ તડકે, માણસ જ્યારે કામમાં ડૂબ્યો હોય ત્યારે, આવીને ગાવાનું કહેનારને શું કહેવું?

"અત્યારે?"

"હા, ભાઈ," મેં માથું હલાવી કહ્યું, "અત્યારે જ. કાંઈ ગમતું નથી. તમે ગાવ તો મજા આવે."

ત્યારે મેઘાણીભાઈનું સાચું સ્વરૂપ જોવામાં આવ્યું. જરા હસી કોઈ નાના બચ્ચાને સમજાવતા–પટાવતા હોય એમ કહ્યું, "હં.... શું બા યાદ આવ્યાં?

હું ગાઈશ હો! જરૂર ગાઈશ! આટલું કામ કરી લઉંને, પછી ગાઈશ. તમે ત્યાં આટલું પૂરું કરી નાખો....”

મને લેખ તપાસવા કે પ્રૂફ જોવા બેસાડી દીધો તે બરાબર યાદ નથી, પણ તેમની પાસે બેસતાં આપણા રામની બેચેની અલોપ થઈ ગઈ. ત્યાર પછી તો, મેઘાણીભાઈએ ગાવાનું વચન આપ્યું હતું એ પણ હું વીસરી ગયો, પણ રાતે સ્ટેશને જતાં મેઘાણીભાઈએ કહ્યું, “ગીતો સાંભળવા છેને? ચાલો ગાતા જઈએ.”

અને રાણપુર સ્ટેશનને રસ્તે એ ગાતા આવ્યા. અમે બે જ જણા; મારા હાથમાં ફાનસ, એનું અજવાળું અંધારાને ચીરતું આવે ને મેઘાણીભાઈનું ગાન મારા અંતરમાં ઉલ્લાસનાં કિરણો વેરતું આવે. આખે રસ્તે એમણે મીઠી હલકથી ગીતો ગાયાં. સામે હજારોની મેદની ભલે નહોતી, પણ હતો એક ઊછરતો કવિજીવ; ઘરની હૂંફ તજીને બહાર નીકળ્યો હતો ને મન અકળાતું હતું એવો એકલવાયો છોકરો; એને આજે ક્યાંય ગમતું નહોતું એટલે ગુજરાતનો સમર્થ કવિ–ગાયક મન મૂકીને ગાતો આવતો હતો.

મેઘાણીભાઈને ગાડીએ બેસાડી હું પાછો ફર્યો ત્યારે એકલો નહોતો, તેમનો સૂર અંધારે મારગે મારો સથવારો પુરાવતો હતો અને આજે મારી જેમ અનેકને એ સૂર સથવારો પુરાવતો હશે. તમને જ્યારે ચેન ન પડે ત્યારે એ સૂરને યાદ કરજો! યાદ કરજો! આસમાનની છાતી ભેદીને પણ એ તમારી સાથે રમવા, ઘૂમવા ને નવા ને નવા પ્રદેશમાં મોજ કરાવવા નીકળી પડશે! [ટૂંકાવીને.]



## (૪૧૮) રામનારાયણ વિશ્વનાથ પાઠક ઉપર

બોટાદ : ૨૩–૯–૧૯૪૪

પ્રિય રામનારાયણભાઇ,

શ્રી સવાઈભાઈ મારફત આપનો જવાબ મળ્યો. સ્વીકાર માટે ઘણો આભાર. જેમ કેટલાંય માન એવાં છે કે માગ્યાં મળતાં નથી, માગી શકાતાં નથી, તેમ કેટલાંક ઋણ એવાં સૂક્ષ્મ હોય છે કે જે કઈ રીતે ચૂકવવાં તે મૂંઝવણનો પ્રશ્ન બને છે. નાનકડા એક સહયોગમાંથી ફૂટેલું ને ફૂલેલું–ફળેલું આપણા સ્નેહસંબંધનું વૃક્ષ આજે વીશ વર્ષનું બન્યું છે. સાહિત્યના ક્ષેત્રમાં સહાનુભૂતિ—ભલે મૂંગી—પણ કેટલું કામ કરી શકે છે તે મેં મારા જીવનમાં અનુભવ્યું છે. ઘણાં સ્વજનોની હૂંફે હૂંફે હું પ્રગતિ કરી શક્યો છું એ વાત હકીકતે કદાચ અત્યુક્તિભરી હોય તો પણ શું ખોટી છે! મારા તરફ સૌનો સ્નેહ અને સહકાર છે એવી કોઈ પણ માણસની માન્યતા જ એનું મંગલ કરનાર બળ બની રહે છે. ૦૦૦ સ્થાનપાટલાવાળી વાત તો બહુ કઠિન છે. હવે મને દરદ મટતું લાગે છે. વિશેષ તો શું લખું?

ઝવેરચંદ

† શ્રી સવાઈભાઈ : સવાઈલાલ ઈ૦ પંડ્યા, સંસ્કૃતના વિદ્વાન અને સાહિત્યના ઊંડા અભ્યાસી, વ્યવસાયે શિક્ષક, બોટાદવાસ દરમ્યાન બૌદ્ધિક સ્તર પર બાપુજીના ત્યાંના એક માત્ર મિત્ર. બાપુજીની ઉત્તરાવસ્થામાં રોજ સાંજે બંને મિત્રો સાથે ફરવા અચૂક જતા.

† 'સ્વીકાર' : 'પરિભ્રમણ (ભાગ ૧)' બાપુજી રામનારાયણ વિ૦ પાઠકને અર્પણ કરવા માગતા હતા. એ માટે સંમતિ માગતાં પાઠકસાહેબે સ્વીકાર દર્શાવતો પત્ર લખેલો. એ પત્રના જવાબમાં ઉપરનો પત્ર લખાયો છે.

† 'સ્થાનપાટલાવાળી વાત' : સ્વાસ્થ્ય સુધારવા સ્થાનાંતર માટેનું પાઠકસાહેબે કરેલું સૂચન.



## (૪૧૯) પૂર્ણાનંદ ભટ્ટ ઉપર

બોટાદ : ૨૪-૯-૧૯૪૪

સ્નેહી ભાઈશ્રી,

તમારા સ્નેહભર્યા કાગળનો જવાબ પથારીવશ સ્થિતિમાંથી લખી રહ્યો છું. પાંચેક વર્ષથી કાયમી ઘર કરી ગયેલ ગાઉટનો આ વખતે અઢી વર્ષે આવેલ હુમલો ઘણો ઉગ્ર બન્યો, રાડો પડાવી. હવે તો વળતાં પાણી છે પણ તદ્દન અદૃશ્ય ન થાય ત્યાં સુધી પથારી છોડાય તેમ નથી. પગને જ પકડેલ હોઈ હલનચલન પર કાબૂ રાખવો પડ્યો છે.

તમે ને મેં પરસ્પર ઇચ્છેલો સંપર્ક અમદાવાદમાં ન સાધી શકાયો એનો અસંતોષ મને પણ રહી ગયો છે. તમે મારા પ્રત્યે ધારણ કરેલ સ્નેહ-સૌજન્યને જે શબ્દદેહ આપ્યો તે અવિસ્મરણીય છે. તમને સતાવતી મનોવેદનાઓનો અસ્પષ્ટ ઉલ્લેખ પણ વાંચતાં હૃદય સહાનુકંપા અનુભવે છે. શબ્દને ઉપાસનારને—તેમાંયે ખાસ કરીને આપણા આજના પત્રકારિત્વની વચ્ચે ઘૂમનારને—હિસ્સે અસંખ્ય લોહીઉકાળા નિર્મેલા છે. આપણે ઊર્મિઓની જ સાથે સતત કામ લેવાનો વ્યવસાય ખેડવાનો હોઈ ઇતર ધંધાદારીને ખુદ ઊર્મિજગતમાંથી જ સાંપડી રહેતા relaxationથી આપણે વંચિત છીએ. આપણો તો ચોવીસ પૂરા કલાકોનો એ જ વ્યવસાય, અને આપણો અક્કેક કલાક કેવળ સાઠ મિનિટથી નથી પૂરો થતો. આપણી તો બ્રહ્માની ઘડી!

મારી પાસે આવવાનો તમને પૂર્ણ અધિકાર છે. સુખેથી આવો. વાતો કરીશું, ને હું તમારા મનને શાંતિ આપે તેવી વાતો પણ કરીશ. શાંતિ તો સમાધાનમાં જ રહી છે. આંહીં શુક્ર-શનિમાં આવશો તો મારો પુત્ર મહેન્દ્ર પણ ઘેર હશે. અમારા કુટુંબમાં કચરપચર ચાલતું હોઈ તમે આપ્તજન જેવા બનીને જ આવશો એવી મને

ખાતરી છે. મહેન્દ્ર તમને રાણપુર પણ લઈ જશે. એ પણ તમારે તક લેવા જેવી છે.

ટિકિટો મોકલી! ભલા માણસ! એટલો ઇતબાર ન રહ્યો? આવતા શુક્ર–શનિએ રાહ જોઉં?

લિ૦ ઝવેરચંદનાં વં૦



## (૪૨૦) પૂર્ણાનંદ ભટ્ટ ઉપર

બોટાદ : ૨૭-૯–૧૯૪૪

ભાઈશ્રી,

તમને આ બીજો કાગળ લખી નિરાશ કરું છું અને શરમ તેમ જ ગ્લાનિ અનુભવું છું. મારી બીમારીમાં શરદી–તાવ ઉમેરાયાં છે અને ઘરનાં ઘણાં જણ પટકાઈ પડ્યાં છે એટલે તમને આંહીં તેડાવવાની હિંમત કરી શકતો નથી. પૂરી પ્રતિકૂળતા છે તે વચ્ચે તમારું આંહીં આવવું તમને જરીકે સુખરૂપ નહીં થાય તેવી ધાસ્તી અનુભવું છું. આંહીંના સંજોગો સુધર્યે હું તમને તુરત જ ફેર–આમંત્રણ મોકલીશ.

ઉતાવળે અને અશક્ત સ્થિતિમાં,

લિ૦ તમારા ઝવેરચંદ મેઘાણીનાં વં૦



## (૪૨૧) મૂળરાજ અંજારિયા ઉપર

[ –૯/૧૦–૧૯૪૪]

પ્રિય ભાઈ અંજારિયા,

તમારી માગણીની તલવાર શિર પર લટકે છે. વારંવાર સ્મરણ થતાં ડરું છું પણ કલમ ચાલતી નથી. એવું કોઈ નથી જેની પાસે લખાવી શકું. વળી દિલ પણ હિંમત કરતું નથી. કોઈ ધંધાદારી પોતાનું trade secret કહી આપે નહીં ત્યારે લેખકે તો એ છાપરે ચઢીને પોકારવું રહ્યું! એથી કોને શો ફાયદો? કેવળ કુતૂહલને સંતોષવાનું. પોતાની મહત્તાનું ગાન ગાવા જેવું અથવા તો પોતાની કઢંગાઈ ઉઘાડી કરવા જેવું બને એ બીક.

સૃષ્ટિની પ્રત્યેક સર્જનપ્રવૃત્તિનો મહદ્ અંશ સંગોપનમાં થાય છે. જે ગોચર છે તે તો અલ્પાંશ છે. પ્રત્યક્ષ વ્યાપારનું સ્વરૂપ જ યાંત્રિક, 'મિકેનિકલ', હોય છે. 'હું કેમ લખું છું' એ પ્રશ્નનો ઉત્તર એ કારણે કેવળ ઉપરછલ્લો ને છેતરામણો જ બની રહે.

હું જો એમ કહું કે હું તો કશા જ વિચાર વિના કે કશી જ પૂર્વભૂમિકા બાંધ્યા વગર લખું છું તો કાં તો તમે માનશો નહીં અને કાં તમે મારા સર્જન વિશેનો મોહ ગુમાવી બેસશો પણ એ વિચારહીન યંત્રની અંતરાલે રાત્રિદિવસ નિરંતર ચાલી રહેલી રહસ્ય-ક્રિયાને ઓળખાવવાનું મને કહેશો તો હું તમારી સામે બારણાં જ બીડી દઈશ કારણ કે એ તો છે મારું ને મારી કલાનું શયનમંદિર, ત્યાં પારકી પેશકદમી હોય નહીં. એક બાળકનો પ્રવેશ પણ હું ત્યાં થવા દઉં નહીં.

મેં 'રસધાર' 'બહારવટિયા' વગેરે લોકદીધા કાચા માલમાંથી જે જે વાર્તાકસબ કર્યો તે અથવા તો તદ્દન સ્વતંત્ર નવલો લખી તે એક જ વાર લખેલ છે. નવી હસ્તપ્રત બનાવી નથી. છેકભૂંસ ઓછામાં ઓછી પણ પ્રૂફ હું જ વાંચું. ત્રણ વાર પ્રૂફો નીકળે એ ત્રણે વાર હું નવેસર પીંછી લગાવતો જ રહું. નવી આવૃત્તિ દીઠ પણ એ જ પ્રમાણેનું સમારકામ ચાલે. કહો, એમાં તમને શું નવું જણાવ્યું? અને એને અંગે જે ખરેખર માર્મિક બાબત જણાવવા જેવી છે તે તો હું પ્રગટ કરવા જ અશક્ત.

બ૦ ક૦ ઠા૦ એ 'આપણી કવિતાસમૃદ્ધિ' સંગ્રહી તેમાં મારું [કાવ્ય] 'ઝંખના' લીધું. એમને એ મારું પૂર્ણ પ્રતિનિધિત્વ કરનાર કૃતિ લાગી! ખેર! એ કૃતિ 'સૌરાષ્ટ્ર'ના એક અંક પર મૂકવા માટે ગુરુવારે સાંજના છ વાગે એટલે કે પ્રેસ પર છેલ્લી ક્રિયા કરવા ટાણે ફક્ત દસ મિનિટમાં કશી છેકછાક વગર રચી. એને માટે કોઈ ખાસ પ્રસંગ હતો, પ્રસંગ પર કે પ્રસંગ વગર, છાપામાં મૂકવા લખ્યું એટલે મારું કેટલુંય સર્જન છાપાળવું કહેનારા વિવેચકો નીકળ્યા, પણ મારી સર્વમાન્ય અને બહુ લોકપ્રિય તેમ જ તેટલી જ વિદ્વદ્‌પ્રિય થયેલી કાવ્યકૃતિઓનો સ્થૂળ દેહ તો આમ એક જ પ્રકારે બંધાયો છે. એ જો સાચવી રાખીને કોઈ માસિકમાં કે પરબારું ગ્રંથરૂપે આવત તો છાપાળવું ન કહેવાત! કેવી રમૂજી વાત છે!

જે લાંબી વાર્તાઓ લખી છે તેમાંની અમુક અઠવાડિક હફ્તે છાપામાં મુકાતી મુકાતી લખાઈ. દર અઠવાડિયે, કેટલીક વાર તો છેલ્લા કલાકોમાં, હફ્તો પડવા ન દેવાય નહીં તો વાચકોમાં નિરાશા થાય એ એક જ મુખ્ય દબાણ હેઠળ, લખાઈ. 'વેવિશાળ' અને 'તુલસી–ક્યારો'નાં એ રીતે લખેલાં પ્રકરણોને લોકોએ ઉત્તમ કહ્યાં, વિવેચકોએ પણ વખાણ્યાં, છતાં સમગ્રપણે એ સારી ઠરેલી કૃતિઓનો પણ જેમને વાંક કાઢવો હતો તેમણે નબળા અંશો દેખાડવાને બદલે એમ કહી દીધું કે કટકે કટકે લખાયું હોવાથી જ આ ખામી રહી ગઈ!

ભેટપુસ્તક તરીકે લખેલી બીજી છ નવલો કે જે પણ પ્રશંસાને પામી છે તે વીસ દિવસથી લઈ ચાલીસ દિવસના ગાળામાં એકધારી પૂરી કરી તેનો દોષ એ બતાવાય છે કે એ તો ઉતાવળે લખી કાઢી છે!

વસ્તુતઃ મારી કૃતિઓના જે કંઈ દોષો કે ગુણો હોય તે કટકે કટકે, ઉતાવળે કે અમુક ખાસ જરૂરિયાતને પહોંચી વળવા ખાતર લખ્યાના ન જ હોઈ શકે. દોષો કે

ખાતરી છે. મહેન્દ્ર તમને રાણપુર પણ લઈ જશે. એ પણ તમારે તક લેવા જેવી છે.

ટિકિટો મોકલી! ભલા માણસ! એટલો ઇતબાર ન રહ્યો? આવતા શુક્ર–શનિએ રાહ જોઉં?

લિ૦ ઝવેરચંદનાં વં૦



(૪૨૦) **પૂર્ણાનંદ ભટ્ટ ઉપર**

ખોટાદ : ૨૭–૯–૧૯૪૪

ભાઈશ્રી,

તમને આ બીજો કાગળ લખી નિરાશ કરું છું અને શરમ તેમ જ ગ્લાનિ અનુભવું છું. મારી બીમારીમાં શરદી–તાવ ઉમેરાયાં છે અને ઘરનાં ઘણાં જણ પટકાઈ પડ્યાં છે એટલે તમને આંહીં તેડાવવાની હિંમત કરી શકતો નથી. પૂરી પ્રતિકૂળતા છે તે વચ્ચે તમારું આંહીં આવવું તમને જરીકે સુખરૂપ નહીં થાય તેવી ધાસ્તી અનુભવું છું. આંહીંના સંજોગો સુધર્યે હું તમને તુરત જ ફેર–આમંત્રણ મોકલીશ.

ઉતાવળે અને અશક્ત સ્થિતિમાં,

લિ૦ તમારા ઝવેરચંદ મેઘાણીનાં વં૦



(૪૨૧) **મૂળરાજ અંજારિયા ઉપર**

[ –૯/૧૦–૧૯૪૪]

પ્રિય ભાઈ અંજારિયા,

તમારી માગણીની તલવાર શિર પર લટકે છે. વારંવાર સ્મરણ થતાં ડરું છું પણ કલમ ચાલતી નથી. એવું કોઈ નથી જેની પાસે લખાવી શકું. વળી દિલ પણ હિંમત કરતું નથી. કોઈ ધંધાદારી પોતાનું trade secret કહી આપે નહીં ત્યારે લેખકે તો એ છાપરે ચઢીને પોકારવું રહ્યું! એથી કોને શો ફાયદો? કેવળ કુતૂહલને સંતોષવાનું. પોતાની મહત્તાનું ગાન ગાવા જેવું અથવા તો પોતાની કઢંગાઈ ઉઘાડી કરવા જેવું બને એ બીક.

સૃષ્ટિની પ્રત્યેક સર્જનપ્રવૃત્તિનો મહદ્ અંશ સંગોપનમાં થાય છે. જે ગોચર છે તે તો અલ્પાંશ છે. પ્રત્યક્ષ વ્યાપારનું સ્વરૂપ જ યાંત્રિક, 'મિકેનિકલ', હોય છે. 'હું કેમ લખું છું' એ પ્રશ્નનો ઉત્તર એ કારણે કેવળ ઉપરછલ્લો ને છેતરામણો જ બની રહે.

હું જો એમ કહું કે હું તો કશા જ વિચાર વિના કે કશી જ પૂર્વભૂમિકા બાંધ્યા વગર લખું છું તો કાં તો તમે માનશો નહીં અને કાં તમે મારા સર્જન વિશેનો મોહ ગુમાવી બેસશો પણ એ વિચારહીન યંત્રની અંતરાલે રાત્રિદિવસ નિરંતર ચાલી રહેલી રહસ્ય-ક્રિયાને ઓળખાવવાનું મને કહેશો તો હું તમારી સામે બારણાં જ બીડી દઈશ કારણ કે એ તો છે મારું ને મારી કલાનું શયનમંદિર, ત્યાં પારકી પેશકદમી હોય નહીં. એક બાળકનો પ્રવેશ પણ હું ત્યાં થવા દઉં નહીં.

મેં 'રસધાર' 'બહારવટિયા' વગેરે લોકદીધા કાચા માલમાંથી જે જે વાર્તાકસબ કર્યો તે અથવા તો તદ્દન સ્વતંત્ર નવલો લખી તે એક જ વાર લખેલ છે. નવી હસ્તપ્રત બનાવી નથી. છેકભૂંસ ઓછામાં ઓછી પણ પ્રૂફ હું જ વાચું. ત્રણ વાર પ્રૂફો નીકળે એ ત્રણે વાર હું નવેસર પીંછી લગાવતો જ રહું. નવી આવૃત્તિ દીઠ પણ એ જ પ્રમાણેનું સમારકામ ચાલે. કહો, એમાં તમને શું નવું જણાવ્યું? અને એને અંગે જે ખરેખર માર્મિક બાબત જણાવવા જેવી છે તે તો હું પ્રગટ કરવા જ અશક્ત.

બ૦ ક૦ ઠા૦ એ 'આપણી કવિતાસમૃદ્ધિ' સંગ્રહી તેમાં મારું [કાવ્ય] 'ઝંખના' લીધું. એમને એ મારું પૂર્ણ પ્રતિનિધિત્વ કરનાર કૃતિ લાગી! ખેર! એ કૃતિ 'સૌરાષ્ટ્ર'ના એક અંક પર મૂકવા માટે ગુરુવારે સાંજના છ વાગે એટલે કે પ્રેસ પર છેલ્લી ક્રિયા કરવા ટાણે ફક્ત દસ મિનિટમાં કશી છેકછાક વગર રચી. એને માટે કોઈ ખાસ પ્રસંગ હતો, પ્રસંગ પર કે પ્રસંગ વગર, છાપામાં મૂકવા લખ્યું એટલે મારું કેટલુંય સર્જન છાપાળવું કહેનારા વિવેચકો નીકળ્યા, પણ મારી સર્વમાન્ય અને બહુ લોકપ્રિય તેમ જ તેટલી જ વિદ્વદ્‌પ્રિય થયેલી કાવ્યકૃતિઓનો સ્થૂળ દેહ તો આમ એક જ પ્રકારે બંધાયો છે. એ જો સાચવી રાખીને કોઈ માસિકમાં કે પરબારું ગ્રંથરૂપે આવત તો છાપાળવું ન કહેવાત! કેવી રમૂજી વાત છે!

જે લાંબી વાર્તાઓ લખી છે તેમાંની અમુક અઠવાડિક હફ્તે છાપામાં મુકાતી મુકાતી લખાઈ. દર અઠવાડિયે, કેટલીક વાર તો છેલ્લા કલાકોમાં, હફ્તો પડવા ન દેવાય નહીં તો વાચકોમાં નિરાશા થાય એ એક જ મુખ્ય દબાણ હેઠળ, લખાઈ. 'વેવિશાળ' અને 'તુલસી–ક્યારો'નાં એ રીતે લખેલાં પ્રકરણોને લોકોએ ઉત્તમ કહ્યાં, વિવેચકોએ પણ વખાણ્યાં, છતાં સમગ્રપણે એ સારી ઠરેલી કૃતિઓનો પણ જેમને વાંક કાઢવો હતો તેમણે નબળા અંશો દેખાડવાને બદલે એમ કહી દીધું કે કટકે કટકે લખાયું હોવાથી જ આ ખામી રહી ગઈ!

ભેટપુસ્તક તરીકે લખેલી બીજી છ નવલો કે જે પણ પ્રશંસાને પામી છે તે વીસ દિવસથી લઈ ચાલીસ દિવસના ગાળામાં એકધારી પૂરી કરી તેનો દોષ એ બતાવાય છે કે એ તો ઉતાવળે લખી કાઢી છે!

વસ્તુતઃ મારી કૃતિઓના જે કંઈ દોષો કે ગુણો હોય તે કટકે કટકે, ઉતાવળે કે અમુક ખાસ જરૂરિયાતને પહોંચી વળવા ખાતર લખ્યાના ન જ હોઈ શકે. દોષો કે

ગુણો, જે કંઈ હોય તેનું કારણ તો લેખકની અંદર અગોચરપણે પડેલું ચિત્તતંત્ર છે. કોઈ કૃતિ બાર વરસ રાખ્યાથી પરિપક્વ બની જતી નથી. અનેક કૃતિઓ પહેલે જ તડાકે તૈયાર સ્વરૂપે બહાર આવે છે.

હું કશી જ પૂર્વયોજના કે રૂપરેખા બાંધ્યા વગર પ્રારંભ કરું છું. પ્રારંભ પૂર્વેની મનોદશા અત્યંત અકળાવનારી હોય છે : ચેન પડે નહીં, લખવાની ફરજમાંથી કોઈ પણ વાતે છટકવાની ઇચ્છા થાય, લખવું એ કોઈ સજા કે શાપ સમાન લાગે, લેખનના વ્યવસાયને પણ મનમાં ને મનમાં ગાળો ભાંડી લઉં; પણ પ્રારંભ કરું એટલે એની મેળે જ આકૃતિઓ ઊપસવા લાગે. આજે મારી કૃતિઓનાં પ્રૂફ વાંચતાં વાંચતાં હું પોતે જ વિસ્મય પામું છું કે આવી દૃષ્ટિ મને સુઝાડી કોણે! પણ તે વિસ્મય ખોટું છે. અકસ્માતો સર્જનની સૃષ્ટિમાં થઈ શકતા નથી. પ્રેરણા જ એકાએક અજવાળાં કરી આપતી નથી. પુષ્પના પ્રાકટ્યની ક્રિયા પ્રકૃતિના તાલબદ્ધ, નિયમબદ્ધ, મહાપ્રયત્નને આધીન હોય છે પણ પ્રકૃતિ પોતાની મુઠ્ઠીમાંનું એ રહસ્ય કોઈની કને ઉઘાડતી નથી. ઉઘડાવવાની ઇચ્છા પણ ઉદ્ધતાઇભરી કહેવાય. એ જવનિકાનું છેદન કોઈ કરશો નહીં, કરાવશો નહીં.

હું નથી હિંડોળે બેસી લખતો કે નથી અમુક પ્રકારનાં કાગળકલમે લખતો. ચોમેરના સંજોગો સાનુકૂળ હોય અને દિલ કોઈ ફૂલગુલાબીમાં ડોલતું મસ્તાન બની ગયું હોય તો જ લખાય છે એવું મેં કદી અનુભવ્યું નથી. પાન ચાવતાં કે પિપરમીટ ખાતાં ખુશબોભર્યાં લખાણ કરી શકાય એવો અનુભવ મેં કર્યો નથી. આ બાહ્યોપચાર તો માણસની આદતો છે, સર્જનવ્યાપારની કોઈ અનિવાર્ય પરિસ્થિતિ નથી.

છેલ્લા બે મહિનાની વાત કરું. એક તરફથી બોટાદની અસહ્ય ગરમી, બીજી તરફથી એક બાળકને શીતળામાતાએ વાળેવાળ શૂળા પરોવ્યા ને એના પાણીપેશાબની મિનિટ–મિનિટની હાજતોની સંભાળ, પત્નીની માંદગી, વહેલા ઊઠી ચૂલો ફૂંકવાનો, ધૂંધવાતાં છાણાંનો ધુમાડો આંખોનાં પાણી જાણે કે બરછીઓ મારીમારીને કાઢતો હોય, મારા પોતાના હરસની કાળી વેદના, નાનાં બાળકોનાં હાથધોણાં, એમને પખાળવાં ને એમનો ઝાડો ઉપાડવાની પણ ચાલુ સ્થિતિ, રાત્રિના ઉજાગરા, બીજી અનેક સાંસારિક જંજાળોની હૈયું શોષતી જટિલતા—એની વચ્ચેથી મિનિટો ઝડપી ઝડપી હું ટાગોરની કાવ્યસમૃદ્ધિમાં ઊતર્યો છું ને મને સંતોષે એવાં ભાષાંતરો કર્યે જાઉં છું. ક્યાં પસ–પરુ ને વિષ્ટા? ક્યાં રવીન્દ્રનાથનાં કાવ્યોનાં ગુલાબ? બંને પડખોપડખ અને અડોઅડ, પણ મા શારદાએ સૂગ ચઢાવી નથી, બાહ્ય સન્માનના ધૂપદીપ કે પુષ્પ એણે માગ્યાં નથી. એ તો મા જ છે—ગૂમૂતરને ગણકારતી નથી. એ તો એક જ સન્માનને માગે છે—દિલની સચ્ચાઈપૂર્વકના અતૂટ પરિશ્રમને.

પરિશ્રમ : હા, એ મેં કર્યો છે, કદી પણ દિલચોરી રાખી નથી; સહેલાઈથી અને સસ્તે ભાવે સાહિત્ય સર્જાવી નાખવામાં મેં માન્યું નથી અને એવા સતત



આતમની એરણ પરે
જે દિ' અનુભવ પછડાય જી;
તે દિ' શબ્દ–તણખા ઝરે
રગ રગ કડાકા થાય
જી–જી શબ્દના વેપાર

હૈયા કેરી ધારણે
તારે ઉર ઊઠે જે સૂર જી;
એ જ સૂરોના ઇમાની ભાઈ!
ગાયા કર ચકચૂર
જી–જી શબ્દના વેપાર

પરિશ્રમની વચ્ચે મેં કોઈ પણ બાહ્ય પ્રલોભનને આવવા દીધું નથી. સભાઓનાં પ્રમુખસ્થાનો, જાહેર ચર્ચાઓની વાંઝણી કડાકૂટ, મોખરે સ્થાન મેળવવાની મહત્ત્વાકાંક્ષા, બંધારણો અને વાદોના ઝઘડા, એ બધી સાહિત્યના તપોવન પર ત્રાટકનારી અપ્સરાઓના રૂપમાં હું અંજાયો નથી. એને મેં સાહિત્યકારની તપશ્ચર્યાને ધૂળમાં મેળવનાર ગણી છે. એમાં તેઓ જ પડે છે જેમને પરિશ્રમપૂર્ણ ટેબલ–વર્ક પાલવતું નથી.

પરિશ્રમ મને પ્રિય છે. પરસેવો પાડીને મેળવેલું પરિણામ જે આવે તે મીઠું લાગે છે. એ પરિણામ જાહેર જનતાને સંતોષે કે નહીં એ પ્રશ્ન પછી ઊઠે છે. હું એક કામ પૂરું કરું છું ત્યારે મારો સંતોષ એ હોય છે કે મારી શક્તિની સમગ્ર મર્યાદા આવી રહ્યા સુધી મેં મહેનત કરી છે. ‘આથી વધારે સારું હું ન જ કરી શક્યો હોત’ એ થઈ મારી શક્તિની મર્યાદા. પણ હું મારી જાતને કદી એમ સમજાવી લેતો નથી કે મારી જાહેરમાં જે પ્રતિષ્ઠા જમા થઈ ગઈ છે તેને આધારે હું જે કંઈ ઘસડીને ફગાવીશ તે લોકો ચલાવી લેશે. ના, હું જાણું છું કે સાહિત્યકાર અને પત્રકારનું ગઈ કાલ સુધીનું કશું જ લોકો શ્રી પુરાંતે રાખતા નથી. અગાઉ તમે ખૂબ અચ્છી કૃતિઓ આપી છે એટલે એકાદ નબળી લોકો નિભાવી લેશે એમ કદી ગણશો નહીં. એથી ઊલટું, અગાઉ તમે લોકોને જે આસ્વાદ કરાવ્યો હશે તેથી ઉચ્ચ વાચનની લોકો તમારી તરફથી અપેક્ષા રાખીને બેસશે, માટે બહેતર છે કે કંઈ વધુ ન આપો પણ જે કંઈ આપો તે તમારા સો ટકા શ્રમનું જ અને તમારો પોતાનો સંતોષ પ્રાપ્ત કરી શકેલું પરિણામ હોવું જોઈએ. પછી શક્તિ જે નવા સીમાડા સર નથી કરી શકતી તે માટે વલખાં પણ શાં? તમારો સ્વધર્મ તમારી શક્તિમર્યાદા તેમ જ જે વર્ગને તમે પહોંચવા માગો છો તેની મર્યાદા નક્કી કરી લેવાનો છે.

હું એવી બંને મર્યાદા બાંધી શકયો છું એટલે દિલને ધક્કા ખાવાના પ્રસંગો ઓછા આવે છે છતાં લોકપ્રિયતા જેટલી વિશાળ તેટલા પ્રમાણમાં આપણે લોકદૃષ્ટિની વેધક રોશનીના ભોગ પણ રહેવાના. જે લેખક વિદ્દદ્વર્ગ અને જનસામાન્યનો બેઉનો સન્માનનીય બને તેને માટે એ બેઉ ઘંટીનાં બે પડો સમાં બની રહે. પ્રમાણિક વિરોધમાં કેટલોક તેજદ્વેષ પણ કામ કરે. એ ઉપરાંત પત્રકારત્વમાં પડેલા સાહિત્ય-કારની સામે સાચાખોટા પૂર્વગ્રહો પણ જન્મે અને તે બધાની શિરટોચે સાહિત્યકારના એકલમાર્ગી અને આત્મમગ્ન ચિત્તતંત્રને કારણે એને વિશે ગેરસમજૂતીઓ જન્મે તેવાં પણ વલણો એનાથી ધારણ કરી બેસાય (દાખલા તરીકે હું મારાં ગીતો–વાતોના કાર્યક્રમોની વધુ પડતી માગણીઓને સત્કારી ન શકું એટલે મોટી ફી લઉં છું, માનનો ભૂખ્યો છું કે ઘમંડી છું એવી માન્યતા પણ ચાલે). લેખનપ્રવૃત્તિમાં જબરા વિક્ષેપ પાડતા આંચકા આવાં કારણોથી લાગ્યા જ કરે. મારા સુભાગ્યે એ આંચકા મારે

હિસ્સે પ્રમાણમાં ઓછા આવ્યા છે તેમ છતાં એવા ઘાવ ઝીલી લઈને મૌનનું પાલન કરવાથી મારી માનસિક સમતા સચવાઈ શકી છે અને એવી સમતાની રક્ષા એ જ સર્જનકલાને દીર્ઘજીવી બનાવે છે.

સ્નેહાધીન ઝવેરચંદ મેઘાણી



## (૪૨૨) ઈશ્વરલાલ મો૦ દવે અને તારાચંદ રવાણી ઉપર

બોટાદ : ૧૩–૧૦–૧૯૪૪

સ્નેહી ભાઈશ્રી,

કાગળ મળેલો પણ માંદગીમાં જવાબ લખવો જ રહી ગયો. ૦૦૦

જવાબમાં : 'પરિભ્રમણ' અને 'સાંબેલા' બેઉ પૂરાં થઈ ગયાં. પ્રેસની વારે જ વાર થઈ. હવે તો એની ભાવનગર થનાર વિધિથી જે વિલંબ થાય તે ખરો. મને એમ ઉત્કંઠા હતી કે દિવાળી ટાંકણે તો એ ત્રણ પુસ્તકો મુંબઈ–અમદાવાદ–કરાંચીની બજારમાં હાજર હોય, આપણે ૩૦ સોએક ખરચી દૈનિકોમાં જાહેરાત કરી હોય, તો ઘણું સારું sale આપે. પણ એવી ચીવટ તમારા પક્ષે રહી નહીં. તમારાં ઘણાં કામો વચ્ચે અમારે વિશે જ ઘોંચપરોણાં કર્યાં કરવાં એ સારું નહીં, એટલે હવે તો ખરું ટાણું ચુકાયું છે. ૦૦૦૦

પગે ઠીક છે પણ હજુ બહાર નીકળવાની હિંમત નથી. ઊથલાની બીક છે. મુંબઈ તો મારે જલદી આવવું છે ને મહારાજને† પકડવા ખૂબ ઉત્સુક છું પણ એમની સાથે રઝળવા જેવી ચોક્કસ સ્થિતિ કોણ જાણે ક્યારે થશે. ૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† મહારાજ : પૂ૦ રવિશંકર મહારાજ



## (૪૨૩) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

મુંબઈ : ૧૯–૧૦–૧૯૪૪

વહાલી દેવડી,

ગઈ કાલે અમે સુખરૂપ પહોંચ્યાનો કાગળ ઉતાવળે લખાઈ ગયો છે. કાલે આખો દિવસ અને રાત આંહીં માટુંગા ભાભી પાસે જ રહીને દુઃખમાં ભાગ લેવાની બને તેટલી મહેનત કરી છે. બાવચંદને ઘેર પણ આજે સવારે જઈ આવ્યો છું. બહેન લીલીન ત્રણેય બાળકો સારાં છે. નાની બેબી લાભુભાઈને ઘેર છે, મોટી ઇન્દુ

ચંદાને ઘેર અને બાબો બાવચંદ પાસે એના ભાઈને ઘેર માટુંગામાં જ છે. આજે તો આમ છે. ભવિષ્યમાં ત્રણ બાળકોનું થાય તે ખરું. બહુ કરુણ દૃશ્ય છે. ઈશ્વર ! કોઈ બાળકને મા વિનાનાં કરશો નહીં.

આ વખતે કોણ જાણે કેમ પણ મને અહીં ગમતું નથી. દિલ ઘર તરફ જ દોડે છે. હરસની દવા કરવા પણ રોકાવાની ઇચ્છા નથી, છતાં દાક્તરને બતાવી લઈશ અને તમારાં ભરત વગેરેનું શું થયું તેની તપાસ કરાવી લઈશ. જે બેચાર ઠેકાણે મળવા જવાનું છે ત્યાં મળી, ચીજો જે મગાવો તે લઈ પાછા વળવું છે. લખુભાઈને કહેશો કે હું ધોતીજોટો લેતો આવીશ. બાળકો માટે જે કાપડ લાવવું હોય તેના જલદી ખબર આપશો.

ઘાટકોપર આજે સાંજે જવાનો છું. ત્યાં જ સૂઈશ, કાલે પાછો આંહીં સૂઈશ. કણુભાઈ કામદારને મળી લઈશ ને ભરત નહીં જોતું હોય તેવું સ્વદેશીમંદિરવાળાને પાર્લા જઈ બતાવી દઈશ. એ રાખશે તેટલું આપી બાકીનું અમદાવાદ બતાવતો આવું એમ રાખ્યું છે.

ભાભી તો બહુ જ દુ:ખી થઈ ગયાં. એને આશ્વાસન દેવા ખૂબ પ્રયત્ન કરું છું. બાવચંદનું દુ:ખ પણ જોયું ન જાય તેવું છે. પ્રભુ રાખે તેમ રહેવાનું છે.

તું નિરાંતે ઊંઘતી હઈશ કે નહીં ? મને એ જ ફિકર થાય છે. ઘર બંધ કરીને પણ ઊંઘ તો બરાબર કરી લેવી, ને હવે કાટલું જલદી ખાવા માંડજે. ૦૦ને જે કાંઇ કહેવું ઘટે તે લખીને આપતો આવ્યો છું પણ મારો આધાર તો તારા ઉપર જ છે. એનું કંઈ કહી ન શકાય. બને તેટલું કુનેહથી કામ લેવું. મોટાબાપુજીને સારું હશે. બાળકોના ખબર લખજે.

ફરી ફરી એમ થાય છે કે છેલ્લો એક મહિનો તો આપણે વિટંબણાઓ વચ્ચે પણ ઊંડા આત્મિક સુખમાં વિતાવ્યો છે. તેં મારા માટે ઘણું કર્યું છે. મારા શરીર તેમ જ મન બેઉની સારવાર તેં કરી છે. મન ઘર તરફ જ દોડા કરે છે. તું પૂરું ખાતી હઈશ ? સૂતી હઈશ ? શું કરતી હઈશ ? એવું એવું થયા કરે છે.

લિ૦ [ સહી નથી ]

*

† બાવચંદ : બાવચંદ ચિતળીઆ, લાલચંદ મેઘાણીનાં જ્યેષ્ઠ પુત્રી લીલાવતીબહેનના પતિ.

† ભાભી : ગોદાવરીબહેન લાલચંદ મેઘાણી.

† 'દુ:ખમાં ભાગ' : લીલાવતીબહેનનું અકાળ અવસાન.

† લખુભાઈ : લખુભાઈ શાહ (ભાલાણી), બોટાદવાસ દરમ્યાન નિકટ મિત્ર.

(૪૨૪) **પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર**

મુંબઈ : ૨૧–૧૦–૧૯૪૪

વહાલી દેવડી,

તારા કાગળની આશા કાલે હતી. હવે આજે તો આવવો જોઈએ. મારે ત્યાં લાવવાની ચીજો ખરીદી લેવાની ઉતાવળ છે.

ગઈ કાલે વિલેપારલે સ્વદેશીમંદિરવાળા સાથે ફોન પર વાત થઈ હતી. એને બેઉ પાર્સલ પહોંચી ગયાં છે પણ એક જ ચણિયો વેચાયો છે. બીજી ચીજો આટલા મોંઘા ભાવે નહીં વેચાય માટે પાછી જ લઈ જવા કહે છે. વિગતવાર વાતચીત માટે એને રવિ અથવા સોમવારે રૂબરૂ મળીશું. તારા પર પણ એનો કાગળ આવ્યો હશે ને તેં જવાબ આપ્યો હશે. કિંમતમાં કાંઈ ઘટાડો કરવો છે? કે કમિશન કાંઈ [વધુ] દેવું છે? કાંઈક માર્ગ તો કાઢવો જ જોશે. હું કબુભાઈ કામદારને કાલે મળવા ગયેલ. એના શો–રૂમમાં આપણી ચીજો સરસ રીતે ગોઠવેલી જોઈ. હવે હું આજે એને મળીને પૂછીશ કે વિશેષ ચીજો રાખી શકે? નહિતર પાછી લાવું.

તારા ભાઈનો કાગળ રાણપુર થઈ આંહીં આવ્યો તે આ સાથે મોકલું છું. તારે તુરત જવાબ લખવો જોઈએ. હું પણ આંહીંથી કાગળ લખું છું. બને તો તો બુધવારે નીકળી ગુરુવારે સીધો રાણપુર ઊતરી રાતે ઘેર આવવા ગણતરી [રાખું] છું. પછી તો ઈશ્વરની ઈચ્છા.

લિ૦ ઝવેરચંદ



(૪૨૫) **પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર**

મુંબઈ : ૨૩–૧૦–૧૯૪૪

વહાલી દેવડી,

००००० બંટુ વિશે જાણી દિલગીર થયો. તારી ચિંતા ખરી છે પણ બીક રાખવા જેવું શું છે? તારું હૃદય પ્રેમાળ હોવાથી એમ લાગે. બેશક, આપણે એની જલદી ચિકિત્સા કરાવવી જોઈએ. એ હું આવ્યા પછી કરાવીએ.

०० નું જાણ્યું. એનામાં કશો સુધારો થવાનો નથી. જેવાં એનાં પ્રારબ્ધ. આપણે શું કરશું? મહેન્દ્રનો પ્રશ્ન ખૂબ ચર્ચવો પડ્યો છે. છેવટે આવતા એપ્રિલથી તે સહકુટુંબ આંહીં ઘર માંડે અને હાલ તુરત પુસ્તકો વગેરેનો વિચાર પડતો મૂકી બીજો કાંઈક ધંધો કરે એમ ઠર્યું છે. ००० હું ને મહેન્દ્ર મોડામાં મોડા રવિવાર સુધીમાં આવી પહોંચશું. મોટો–જીકો તા૦ ૧૦ નવેમ્બરે આવશે. મહેન્દ્ર દિલીપના

લગ્નમાં પાછો આવશે. મારે ગુરુવારે પહોંચવું હતું પણ એટલા દિવસમાં કામ આટોપી લઈ શકાય તેમ નથી. એ દિવસ વધુ ધીરજથી ચલાવી લેશો.

શ્રી કામદારને મળ્યો. ૦૦૦ માલ વિશે એ પણ ભાવની બૂમ મારે છે. ભાવ અતિ આકરા છે. એમના બોલવા પરથી લાગ્યું કે એમણે ઘર માટે કાંઈ લેવાનો વિચાર રાખ્યો નહીં હોય. ઓફિસે અત્યારે તો માલ મૂકેલ છે પણ એ કહે છે કે એમને પોતાનો નફો ચડાવતાં ભાવ ઘણા ઊંચા જાય છે. એટલે વિલેપારલેવાળાનો પાછો આવનારો માલ એમની પાસે મૂકવાનો મારો વિચાર હતો તેનું તો હવે એની સાથે વાત કર્યા પછી નક્કી થાય. હું એને મળવાનો છું, પણ તારે ભાવ વિશે કાંઈ કરવું છે કે નહીં અથવા કમિશન કાંઈ વધારી શકાય કે નહીં તે [તું] જણાવે તો ખબર પડે. જવાબ વળતી ટપાલે જ લખવો. સાથે ઝાંઝરીનું માપ પણ મોકલવું કારણ કે અમદાવાદ ન ઊતરી શકું તો આંહીંથી જ તોલો એક સોનું તેમ જ ઝાંઝરી લેતો આવું. ત્રણ ઝાંઝરી લખી તેમાં સમજાયું નહીં.

મગાવેલી ચીજોમાં એક પૉટ છે તે શેનું? રબરનું શું? એ બે બાબતો સમજાણી નથી. માટે જરૂર વળતી જ ટપાલે લખજે. ચીજો બધી મેળવી લઈશ. તારા ભાઈઓના કાગળવાળું મારું કવર મળ્યું હશે. નેપાલ કાગળ લખી નાખજે.

આ વખતે તારા પ્રત્યેનું ખેંચાણ કદી અગાઉ નથી થયું તેટલું થઈ રહ્યું છે. અત્યારે જ પાંખો હોય તો ઘેર પહોંચું! આંહીં જરા પણ ગમતું નથી, ઊંઘ આવતી નથી, છોકરાં બહુ બહુ યાદ આવે છે. જાણે આંહીં કોઈ વેરાનમાં ફરી રહ્યો છું. ઘેર આવીને નિરાંતે સૂવા પામીશ એમ થાય છે. તારી મુખમુદ્રા મનમાં તરવરે છે. તારો કાગળ વાંચતાં પણ તું સાક્ષાત વાતો કરી રહી હો એવું લાગે છે. આંહીં કોઈ ઠેકાણે જવું ગમતું નથી. શરીર પરાણે ધકેલાય છે.

ભાભીના મનને મારા આંહીં રહેવાથી ઘણી શાંતિ થઈ છે. ૦૦ના વેવિશાળ બાબત પણ મારે પ્રયત્ન કરવો પડ્યો છે. આજે મારા પર એ પવિત્ર ફરજ થઈ પડી છે. મહેન્દ્ર વિશે પણ બધા પક્ષોને બધી બાબતો સંતોષપૂર્વક સમજાવવી પડી તેમાં પણ ઘણી મહેનત લીધી. એનું તદ્દન ઠેકાણે પડતાં હજુ વાર લાગશે. નબળા શરીરનો અને સુંવાળા હૃદયનો એ બાપડો આંહીં મુંબઈના જીવનમાં ચગદાઇ તો નહીં જાય એવી બીક લાગે છે. નિર્મળામાં હજુ ઘર ચલાવવાની ત્રેવડ નથી. ખેર, આપણે તો ફરજ બજાવવાની છે. મારો તો હવે બધો જ આધાર એક તું જ રહી. આખરે તો આપણે બે જ એકાકી રહેશું. બંનેને એકબીજા સિવાય કોઈ આધાર નહીં રહે. સારી વાત છે. બેઉ પ્રેમથી બાળકો ઉછેરશું ને જીવનનું તપ તપશું.

ઝવેરચંદ

(૪૨૬) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

મુંબઈ : ૨૬–૧૦–૧૯૪૪

વહાલી દેવડી,

બેઉ હેતભર્યા કાગળો મળ્યા. ૦૦૦ આપણી ઓસરીમાં ઝરમરતો ચંદ્રમા અને તેં કરી રાખેલી પથારી એવી નાનકડી વાતમાં પણ હું કવિ છતાં નવીન પ્રાણ નિહાળી રહ્યો છું. જાણે કે પહેલી જ વાર આપણાં લગ્નજીવનમાં કાવ્યની સરવાણી ફૂટતી લાગે છે. તારામાં ઊંડાં ઊંડાં સ્નેહગાન સંઘરાયાં છે એની આજ સુધી હું કેમ કંઈ બરદાસ્ત ન કરી શક્યો? ઊંડી ગ્લાનિ થાય છે.

વારુ! રેલગાડીના સંચાલકોની એવી જ ઇચ્છા છે કે આપણી ચંદ્રરાત્રિએ મંગળવાર સુધી વાટ જોવી. સોમવાર સુધીની સેકન્ડ ક્લાસની ટિકિટ મળી શકી નથી. થર્ડમાં તો આવવું જ અશક્ય છે. સોમવારે હું, મહેન્દ્ર, મોટો ને જીકો નીકળી ધંધૂકા રસ્તે મંગળવારે બપોરે પહોંચશું અને મંગળની રાત્રિ અંધકારભરી હશે તો પણ તેજોમય બનાવી દેશું—આપણાં દિલોના દીવા પેટાવીને.

ત્રણચાર રાતથી માટુંગા ઘાટકોપર વચ્ચે રઝળપાટથી ઊંઘ ગુમાવી હતી. ગઈ કાલે માટુંગે નિરાંતે નીંદર ખેંચી. તારા પત્રોએ કોઈ અદ્‌ભુત શીતળતા પાથરી હશે! બાકી પણ તબિયત ઠીક છે. ચિંતા ન કરતી. હરસ સતાવે છે પણ ઑપરેશન વગેરેનું જોખમ ન લેવાનો નિશ્ચય કર્યો છે. હરડેનું સેવન ચાલુ છે.

ઝાંઝરી ત્રણેય માટે તેમ જ બીજી બધી ચીજો, એ બધાંનું લિસ્ટ કરી ભાઈ બાવચંદને આપી દીધું છે. આજે સાંજે હું અને એ મળી પસંદ કરવા જશું. પૈસાની ખેંચ શાને? પૈસાને એકઠા કરી શું કરવું છે? આ ત્રણ ઝાંઝરી ન કરાવીને હું કેટલાક પૈસા બચાવી લેવાનો છું? અને એ ઝાંઝરીઓ પણ પૈસા જ છેને? સોનું તોલો એકનું પણ કહી દીધું છે. ચોખું લગડીનું લાવીશ.

નેપાળ ભાઈઓને કાગળ લખી નાખ્યો હશે. એમાં આળસ કરતી નહીં. ભરતવાળા વિલેપારલેવાળા ભાઈ તો વેચાણ થઈ શકશે નહીં એવું કહે છે. ફોન પર મેં વાત કરી. એ કહે છે કે ગ્રાહકો ઘણા આવ્યા પણ કિંમત દેખી નાસે છે. માટે પાછું જ આપવા માગે છે. તો હવે આપણે શું કરવું? પાછું મંગાવી લઈને અહીં જ રાખવું? કે લેતો આવું? કામદાર પણ કદાચ નહીં રાખે. હું એને આજે મળી લઈશ.

આજે તો આટલું જ, વહાલી! કાલે વળી લખીશ. તું નિરાંતે નિદ્રા કરજે. એવો કાળ ચાલ્યો આવે છે કે જ્યારે હું અને તું બે જ એકબીજાંના આધાર બનીશું.

લિ૦ ઝવેરચંદનાં ઘણાં ચુંબન

## (૪૨૭) લાભચંદ લા૦ મેઘાણી ઉપર

બોટાદ : ૭–૧૧–૧૯૪૪

લાભુભાઈ,

આંહીં સુખરૂપ પહોંચ્યા પછી તમને કાગળ લખી શકાયો નથી. બધાં કુશળ હશો. ૦૦૦૦ ભાઈ બાવચંદને ભડવીર બની દુ:ખની બરદાસ્ત કરતાં દેખી મને ઘણું માન થયું છે. જેને આપણે સામાન્ય સમાજનાં માણસો તરીકે જ ઓળખતા હોઈએ છીએ તેમનામાં ગુપ્તપણે કેટલી અપૂર્વ શક્તિઓ પડી હોય છે! સામાન્ય એ જ મારે મન મહત્ત્વનું છે એવું જે હું વારંવાર બોલું છું તેનું રહસ્ય આ છે. બાને પણ હું એ જ કોટિનાં ગણું છું. એમણે તો હું કદી નહોતો ધારતો તેવું મનોબળ બતાવ્યું છે. તમારા વિશે પણ મને કદી આટલી આશા નહોતી. તમે તો ઘરના વાતાવરણને હળવું બનાવવાનું ઘણું ભારે કામ કરી આપ્યું છે. હું આવેલો દુ:ખમાં ભાગ લેવા પણ ઊલટો સુખ પામીને પાછો વળ્યો છું. છોકરાં યાદ આવે છે.

તમે રાખો છો તેવો ડર રાખ્યા વગર 'રવીન્દ્ર–વીણા'માંથી ગાતા રહેશો. કૉલેજોમાં એકાદ ચક્કર લગાવજોને! દિલીપભાઈ મળતા હશે. કહેજો કે ખૂબ સ્મરણ કરું છું. કવિઓનાં પૂંછડાં એમણે ઠીક ઊંખેળ્યાં. અરે, ગાવાનું તો ઠીક, પોતાનાં કાવ્યોનું નર્યું પઠન કરવાનું તો કહો! એનીયે ઘણી જરૂર છે.

'રંગ છે બારોટ'નું જેકેટ–ચિત્ર હવે જલદી મોકલશો. આ સાથે ચિત્રાદેવીએ સમજુફૈબાની પુષ્પા માટે બે ભરતની ચીજો મોકલી છે તે તમે શિવાજી પાર્ક જાઓ ત્યારે આપતા આવશો. આંહીં છોકરાં નરમગરમ રહ્યાં કરે છે. ચિત્રાદેવીને બાળકો સાથે મુંબઈ લઈ આવવાની ઘણી જ ઇચ્છા મને થાય છે. એને બહુ વર્ષો મેં ગોંધી રાખેલ છે પણ હું જગ્યાની સંકડાશના વિચારે અટકી પડ્યો છું. તો પણ જોઉં છું. કંઈક રસ્તો કાઢવો જ છે. ૦૦૦૦ બાને સૌના પ્રણામ.

ઝવેરચંદ

*

† 'બાવચંદને...દુ:ખની બરદાસ્ત કરતા...' : લાલચંદ મેઘાણીનાં પ્રથમ પુત્રી લીલાવતીબહેન બાવચંદ ચિતળીઆનું અકાળ અવસાન.

† દિલીપભાઈ : દિલીપ કોઠારી.

## (૪૨૮) ડૉ૦ અંબાશંકર ભટ્ટ ઉપર

[બોટાદવાસ દરમ્યાન બનેલા ઘનિષ્ઠ મિત્ર.]

રાણપુર : ૯–૧૧–૧૯૪૪

પ્રિય ભાઈ,

કાગળ માટે ઘણો આભાર. ગાઉટે આ વર્ષે પણ દોઢેક મહિનો પજવ્યો. હવે ઠીક છે. હરસ પણ દુઃખે છે. એ દર્દો જ એવાં કે આદર્શ દર્દી બનનારો ફાવે. મારો કંઈ ઘડો નથી. પ્રયોગો તો ચાલુ જ છે ને ભાવનગર આવું તો તો ઘણો નિકાલ થઈ જાય પણ બહોળાં કુટુંબીજનોને આંહીં ગોંધી રાખી બહાર જવું હવે ગમતું નથી. ઘર–આંગણે જ પ્રયોગો કરી માણસે સફળ બનવું જોઈએ. પલાયનવૃત્તિ ઘણી ખરાબ છે. આપનો જ દાખલો લઉં છું. કદી આરામનું બહાનું કાઢી બહાર ગયા નથી, તબિયત સાચવો છો, સેંકડોનું કલ્યાણ કરો છો, સ્વજનોના સુખદુઃખભાગી છો; મારા જેવા માટે આદર્શરૂપ છો.

નવાં ત્રણેક પુસ્તકો થોડા જ દિવસોમાં મોકલું છું. સૌને સ્નેહસ્મરણ.

લિ૦ સ્ને૦ ઝવેરચંદનાં વં૦



## (૪૨૯) ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર

બોટાદ : ૧૪–૧૧–૧૯૪૪

પ્રિય ભાઈશ્રી,

તમારું પત્તું મને અતિ શરમિંદી સ્થિતિમાંથી મુક્ત કરે છે. મુંબઈ આવ્યો, દસ દિવસ રહ્યો, અમસ્તું પણ તમને મળવું એ એક ચોક્કસ ગણતરી હતી, તેમાં પણ એક બીમાર સ્નેહીને એને ઘેર જઈ મળવાની મારી ફરજ હું સમજેલો, પણ સમજણ એ એક વાત છે, આચરણ એ જુદી વાત છે. સમજણ હોવા છતાં આચરણની મંદતા એ એક રોગી માનસની નિશાની છે. મેં તમારે ત્યાં આવવાનું બધી કામગીરીને છેડે રાખ્યું ને જે દિવસે નિરધારેલું તે જ દિવસે મારો પગ અચાનક ગાઉટે પકડી લીધો અને દુઃખતે પગે જ મારે ટ્રેઇનમાં બેસવું પડ્યું.

આંહીં આવીને ટપાલમાં તમારો નવા વર્ષનો શુભેચ્છાપત્ર જોતાં શરમ વધી. પહોંચ પણ ન લખી શક્યો. એ સ્થિતિ ચાલુ જ રહી હોત જો તમારો આ કાગળ ન આવ્યો હોત તો. તમે બતાવ્યું કે તમે કેટલા ઉદાર છો. નહિતર પત્રવ્યવહારમાં મૈત્રીભૂખનાં બણગાં ફૂંકનાર માણસનું મુંબઈ સુધી આવ્યા પછીનું આવું આચરણ એ દંભી હોવાની આશંકા તો જરૂર જન્માવે ને કંઈ નહીં તો દિલના વેગને ઠંડો પાડી નાખે.

તમે મારા વર્તનને કશા જ ઠપકા વગર સહી લીધું છે એથી હું તમારી વિશેષ પિછાન પામી શક્યો છું. મારી તબિયત હવે સારી છે અને હવે તો મુંબઈ આવું ત્યારે એકાદ સાંજ જમવાના ધામા નાખીને થોડા કલાકો જોડે ગાળું એવો અભિલાષ સેવું છું.

'આથમતે અજવાળે' પ્રકટ થાય છે જાણી આનંદ પામું છું. મારી જીવનકથા લખવાની તો હામ નથી. એવું સૂચન અગાઉ કરનાર સ્નેહીને પણ મેં લખેલું કે આત્મચરિત્રમાં સોએ સો ટકા (૯૯·૯ નહીં) સચ્ચાઈની ને પ્રમાણિકતાની જરૂર છે. એટલા સત્યનિષ્ઠ ને પ્રમાણિક ન રહી શકનારને એ હક્ક નથી. તમે એવી સચ્ચાઈ બતાવી શક્યા છો. મને એ હિંમત નથી.

મારી કેટલીક કૃતિઓ તમને ભેટ મોકલવાનું પણ રહી ગયું એ વિશેષ લજ્જા ઉપજાવે છે. મારો પુત્ર મહેન્દ્ર મુંબઈ આવે છે તેની સાથે 'તુલસી–ક્યારો', 'રવીન્દ્ર–વીણા' વગેરે મોકલીશ. એ રૂબરૂ આવીને જ આપી જશે.

તમે કુશળ હો એવું લખાણ પરથી લાગે છે. મોટાભાઈને વંદન. એ મજામાં હશે. 'રવીન્દ્ર–વીણા'નાં કાવ્યો તમને ન સંભળાવી શક્યો એનું દુઃખ રહ્યું છે. મુંબઇ આવવાનું નિમિત્ત વેળાસર મળે એવું ઇચ્છું છું. ૦૦૦૦

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦

*

## ● 'પરકમ્મા' : ચિરસ્મરણ; આત્મકથા નહીં.

"મારી ટાંચણપોથીનાં પાનાં ઉથલાવવા માંડ્યાં. કટકાબટકા ને કરચો, છોલ અને છોડિયાં, ઝીણીમોટી ખરઝર, પાનેપાને વણવાપર્યાં પડી રહ્યાં જોયાં. .....નવું અજવાળું નાખે તેવી નાનીમોટી વિગતો, વાર્તિકો ને ટૂચકા જડી આવ્યાં. તદુપરાંત વિચાર ચમક્યો કે સંશોધનવાટ પર, રઝળપાટને માર્ગે, મને જે જે જીવતાં જનો વાતો કહેનારાં ભેટ્યાં તેમની ઓળખાણને ગ્રંથસ્થ કરી તેમનું ચિરસ્મરણ પણ કાં ન સંઘરી લઉં ? આનો ઘાટ આત્મકથા જેવો ઊતર્યો છે પણ એ લેખકની આત્મકથા નથી. (એવી કોઈ છેડતી સાંખી લેવા આત્મજીવન તૈયાર પણ નથી.) આ તો છે મારા વિષયની—લોકસાહિત્યની શોધનકથા." ['પરકમ્મા'ની પ્રસ્તાવનામાંથી.]

## (૪૩૦) ભીમજી હ૦ 'સુશીલ' ઉપર

['સૌરાષ્ટ્ર'ના તંત્રીવિભાગમાં સાથી પત્રકાર, આત્મીય મિત્ર, બંગાળી ભાષા અને સાહિત્યના વિદ્વાન અભ્યાસી, લેખક.]

રાણપુર : ૧૬–૧૧–૧૯૪૪

પ્રિય ભાઈ,

અમારી ચડાઈ તમારા પર આવે છે તેના ભણકારા તો વાગ્યા હશે. પાંચેય નાનાં બાળકો અને ચિત્રાદેવી ઉપરાંત એકાદ નોકરને લઈને ચારેક દિવસ માટે ભાવનગર આવતા અઠવાડિયાના શુક્રવારે આવવા ગણતરી છે. બહેનનું ઘર ત્યાં નથી. બીજાં ઘરો તો હોય પણ અમારે તો 'સુશીલ'માં જ રહેવા દિલ છે કારણ કે સંપૂર્ણ સ્વતંત્ર રીતે ત્યાં જ રહી શકાય. ભાઈ શિવલાલવાળે વિઠલભાઈને બંગલે જગ્યા ભલે ઘણી પણ તમારે ઘેર જે આનંદ પડે તે [ત્યાં] ન પડે.

સાત વર્ષથી ચિત્રાદેવી બોટાદનું બંદીખાનું ભોગવે છે. એને ખાતર જ મારે આવવું છે. તમને ઉપદ્રવ ઓછામાં ઓછો કરીશું. કોઈ રસોયાની ગોઠવણ કરી શકાય તો બહુ જ સારું. એકાદ નોકરને પણ રાખીએ, ભલે ચારપાંચ દિવસ જે કંઈ પૈસા લે તે.

મૂળ ગણતરી તો શ્રી નાથાભાઈને ઘેર લગ્નપ્રસંગમાં લાગુ થઈ જ.વાની હતી પણ એ તો હવે કદાચ મુલતવી રહેશે. છતાં અમારે નીકળી જ આવવું છે. કહો, શું ઉત્તર આપો છો? બોટાદ જ જવાબ લખજો. જો હા કહેતા હો તો અમારે શું શું સાથે લાવવાનું તે પણ જણાવશો. કંઈ સીધુંસામાન લાવીએ? ગોદડાં–પાથરણાં?

કોઈ એક સરસ ઘોડાગાડીવાળાને વરધી આપી દેજો કે ચારે દિવસ આ કાફલાને મારે ફેરવવો છે એટલે જરૂર પડશે.

તમને કષ્ટ તો ઘણું પડશે પણ ચિત્રાદેવીની સાત વર્ષની દશા સંભારતાં કદાચ એ કષ્ટ સહેવામાં મીઠાશ પણ લાગશે. હું હવે તદ્દન તંદુરસ્ત છું અને તમે મને જોવા આવવાના હતા તેને બદલે હું જ તમને મારી તંદુરસ્તી બતાવવા આવું છું.

લિ૦ ઝવેરચંદનાં વં૦

*

† ભાઈ શિવલાલ : શિવલાલ ફોટોગ્રાફર.

† શ્રી નાથાભાઈ : નાથાલાલ મ૦ શાહ.



## (૪૩૧) ભામજી હ૦ 'સુશીલ' ઉપર

બોટાદ : ૨૨-૧૧-૧૯૪૪

પ્રિય ભાઈશ્રી,

અમે નીકળવા તૈયાર થયાં ત્યાં તો ત્રણ છોકરાં એકી સાથે તાવમાં પટકાઈ પડ્યાં. હવે તો બેત્રણ દિવસ પછી સંપૂર્ણ આરામ થયે અથવા આવતે અઠવાડિયે ગુરુ-શુક્રમાં નીકળવાની આશા રાખીએ છીએ. તમે કરેલ તૈયારીની તકલીફ માટે ક્ષમા યાચું છું. પ્રારબ્ધની વાત !

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦

આ ખબર પ્રા૦ જોશીસાહેબને આપશો. તેમનો કાગળ મળ્યો છે પણ લાચાર છું. કપિલભાઈનો કાગળ આવ્યો નથી પણ એ પ્રસંગમાં તો હું આવત તો પણ ભાગ ન લઈ શક્યો હોત. ઝ૦

*

† પ્રા૦ જોશીસાહેબ : રવિશંકર જોશી, ભાવનગરમાં શામળદાસ કૉલેજમાં ત્યારે ગુજરાતીના અધ્યાપક.

❧

## (૪૩૨) રમણિક લા૦ મેઘાણી ઉપર

ભાવનગર : ૧૯-૧૨-૧૯૪૪

રમણિકભાઈ,

૦૦૦ કુટુંબ સહિત દસ દિવસથી અહીં હતો. બીજાં બધાં આજે બોટાદ ગયાં. મારે રોકાવું પડ્યું કારણ કે ગઈ કાલથી હરસમાં સારી પેઠે લોહી પડવા લાગ્યું છે. સારવાર કરું છું. લોહી બંધ થાય કે તુરત બોટાદ જઈશ. મુંબઈ જઈ શકીશ નહીં. અમદાવાદ ઇતિહાસ પરિષદમાં જવાનું પણ અટકી પડ્યું છે. તમે બારોબાર ચાલ્યા ન જતાં બોટાદ એક દિવસ પણ જરૂર આવો. હું ગુરુવારે તો બોટાદ પહોંચી જઈશ. ૦૦૦૦ બોટાદ આવ્યા વગર ન જ જતા. ૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

❧

(૪૩૩) ગુલાબદાસ બ્રોકર ઉપર

રાણપુર : ૨૧–૧૧–૧૯૪૪

પ્રિય ભાઈ,

તમારા નવા વર્ષના અભિનંદનપત્રની પહોંચ પણ હું આથી વહેલી સ્વીકારી શક્યો નથી એનું મુખ્ય કારણ મારી ચાલુ જંજાળો ઉપરાંત હાલમાં મારા હાથને તદ્દન ખોટો પાડી દેનારું writer's cramp નામનું દર્દ છે. એ દર્દે મને લખતો બંધ કર્યો છે એટલે આ કાગળો પણ પારકે હાથે લખાવવા પડે છે. વિધાતાની આ પણ કેવી વેધક હાંસી કે હું ઢગલાબંધ લખનારો આજે પત્તું પણ લખી શકતો નથી! ૦૦૦૦

મારી તમને એક જ વિનંતી છે કે ફક્ત એટલી નવલિકાની જ ઉપાસના કર્યા કરો. દ્વિધાભાવ કે અશ્રદ્ધાને જરાય સ્થાન ન આપશો.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદ

(૪૩૪) ગુલાબદાસ બ્રોકર ઉપર

બોટાદ : ૫–૧૨–૧૯૪૪

પ્રિય ભાઈ,

કાગળ મળ્યો. ભાઈ કોલકના બંને મળેલા. બહારગામ હોઈ જવાબ મોડો લખી શકું છું. ૦૦૦૦૦ લેખ મોકલવા યત્ન કરીશ પણ જાન્યુઆરી પહેલાં શક્ય નથી. કૃપા કરી એટલું મોડું નભાવી લેશો.

તકલીફનો વાંધો નથી. પુરસ્કારનો પણ પ્રશ્ન મુદ્દલ નથી એમ ભાઈ કોલકને કહેશો. તમારા સૌના સ્નેહનું ખેંચાણ સ્વાભાવિક છે. મૂંઝવણ કેવળ કલમ કોઈ કોઈ વાર ચાલતી નથી તેટલા પૂરતી, crampની, જરૂર રહે છે. ન મળી શક્યા તેનો મને પણ અફસોસ છે. મળવા ઉત્સુક છું.

ઝવેરચંદ

(૪૩૧) **ભામજી હ૦ 'સુશીલ' ઉપર**

બોટાદ : ૨૨-૧૧-૧૯૪૪

પ્રિય ભાઈશ્રી,

અમે નીકળવા તૈયાર થયાં ત્યાં તો ત્રણ છોકરાં એકી સાથે તાવમાં પટકાઈ પડ્યાં. હવે તો બેત્રણ દિવસ પછી સંપૂર્ણ આરામ થયે અથવા આવતે અઠવાડિયે ગુરુ–શુક્રમાં નીકળવાની આશા રાખીએ છીએ. તમે કરેલ તૈયારીની તકલીફ માટે ક્ષમા યાચું છું. પ્રારબ્ધની વાત !

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦

આ ખબર પ્રા૦ જોશીસાહેબને આપશો. તેમનો કાગળ મળ્યો છે પણ લાચાર છું. કપિલભાઈનો કાગળ આવ્યો નથી પણ એ પ્રસંગમાં તો હું આવત તો પણ ભાગ ન લઈ શક્યો હોત. ઝ૦

*

† પ્રા૦ જોશીસાહેબ : રવિશંકર જોશી, ભાવનગરમાં શામળદાસ કૉલેજમાં ત્યારે ગુજરાતીના અધ્યાપક.

(૪૩૨) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

ભાવનગર : ૧૯-૧૨-૧૯૪૪

રમણિકભાઈ,

૦૦૦ કુટુંબ સહિત દસ દિવસથી અહીં હતો. બીજાં બધાં આજે બોટાદ ગયાં. મારે રોકાવું પડ્યું કારણ કે ગઈ કાલથી હરસમાં સારી પેઠે લોહી પડવા લાગ્યું છે. સારવાર કરું છું. લોહી બંધ થાય કે તુરત બોટાદ જઈશ. મુંબઈ જઈ શકાશે નહીં. અમદાવાદ ઇતિહાસ પરિષદમાં જવાનું પણ અટકી પડ્યું છે. તમે બારોબાર ભાત્સા ન જતાં બોટાદ એક દિવસ પણ જરૂર આવો. હું ગુરુવારે તો બોટાદ પહોંચી જઈશ. ૦૦૦૦ બોટાદ આવ્યા વગર ન જ જતા. ૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

પ્રશ્ન સાથે જ તમે અનાયાસે યાદ આવ્યા છો. જ્યારે જ્યારે તમે મને મળ્યા છો ત્યારે તમે અસલના કાઠિયાવાડને દિલ ભરીને સંભાર્યો છે. તમારી બાલ્યાવસ્થા આ બહારવટિયાઓના કાળને જ ખોળે આળોટી છે. એ અણઘડ બહાદુરોની મર્દાઈ તરફ તમે મમતા ભરપૂર રહ્યા છો. આ વૃત્તાંતોની પ્રસિદ્ધિ જ્યારે તાજી હતી, સંસ્કારી ગુર્જરો પૈકીનાં કેટલાંક મોં સુગાતાં હતાં તે ટાણે તમે આ જવાંમર્દીના બેધડક પ્રશંસક હતા. એ પ્રસંગને યાદ કરીને તેમ જ આપણી વચ્ચેના પરોક્ષપણે અને ધીરે ધીરે ઘૂંટાયે જતા સ્નેહને જીવનમાં ચિરાંકિત કરવા માટે આ હું તમને અર્પણ કરું છું.

ઝવેરચંદ મેઘાણી

*

## 'મીઠું ખાધું એટલે દોસ્ત!'

"તે વખતે મોરનો ત્રાસ કાઠિયાવાડમાં ઘણો હતો. એક રાતના બળદ-સગરામમાં હું અને તમારી બા બીજે ગામ જતાં હતાં. સ્ટેઇટ તરફથી અમારા રક્ષણ માટે સવાર મળતો તે સગરામની પાછળ રહેતો. અચાનક બે ગામની વચ્ચે ખેતરનાં તાપણાં જણાયાં અને સગરામને એક અપરિચિત આદમી લાગુ થઈ ગયો. સવારે તેમ જ સગરામવાળાએ ધીમે રહીને કહ્યું, 'સાહેબ, આવી બન્યું : મોરની છાવણી લાગે છે.' મેં સગરામ ઊભો રખાવ્યો. કુંજો લઈને હું સીધો તાપણા ભણી જવા માંડયો. લાગુ પડેલો આદમી પણ અજબ થઈ ગયો. હું સીધો તાપણા પાસે જઈને ઊભો રહ્યો. બહારવટિયાઓ વાળુ કરતા હતા. મેં તેમાંના એકને કહ્યું, 'પાણી થઈ રહ્યું છે અને મારી બૈરીને તરસ લાગી છે. આટલું ભરી આપશો?'

"ક્ષણભર એકેકની સામું જોયું અને પછી પાણી ભરી આપ્યું. જમતા હતા એટલે એમના ધર્મ પ્રમાણે એકે કહ્યું, 'ખાવા બેસશો? પણ માત્ર રોટલા, મીઠું અને લસણિયો મસાલો છે.' મેં હા પાડી અને પહેલે જ કોળિયે મીઠાની ચપટી મોંમાં નાખીને હું હસી પડયો. સરદાર બોલી ઊઠયો, 'તમે મને ઓળખો છો?' મેં જવાબ આપ્યો, 'મોર અને વાલિયાને કોણ નથી ઓળખતું? હવે રજા આપો તો જાઉં. બહુ મોડું થઈ ગયું છે.'

"મોર મને ભેટયો અને બોલ્યો, 'કૃષ્ણલાલભાઈ, ભારે કરી હોં! પાકા નીકળ્યા! પણ મીઠું ખાધું એટલે આજથી આપણે દોસ્ત. હવે મુસાફરીમાં સવારબવાર રાખતા નહીં. અમને બધી ખબર પડે છે. રાતના તમે નીકળશો એટલે મારા બે માણસ સગરામ સાથે થઈ જશે. છતાં જરૂર પડે તો કોઈને કહેશો તો કાઠિયાવાડમાં બીજા બહારવટિયાની તાકાત નથી કે મોરના દોસ્તને લૂંટે.'

## (૪૩૫) ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર

બોટાદ : ૩૦-૧૨-૧૯૪૪

પ્રિય ભાઈ,

કાગળ મળતાં મને વિશેષ લજ્જા થઈ. ૦૦૦૦ તમારા પ્રતિની મારા હૃદયને ગુપ્ત ખૂણે વહેતી લાગણીની પ્રતીતિ કરાવવામાં હું નિષ્ફળ જાઉં છું એ જ મને લાગી આવે છે. હવે જ્યારે જીવનનાં પાણી ઓસરતાં થયાં છે ત્યારે આવું આવું વિશેષ લાગે છે. પણ જેવા છો તેવા જ ઉદારચિત્ત રહીને મને તમારા દિલને એક ખૂણે સંઘરશો એવી આશા રાખું છું.

પુસ્તકો—'રવીન્દ્ર-વીણા', 'પરિભ્રમણ', 'સાંબેલા', ત્રણે—તુરત મોકલે તેમ ઈ૦ને લખું છું. નાટકો તો ઘણાં ઘણાં 'રસધાર' વગેરેમાંથી લખી શકું તેમ છું પણ હું તો હવે કુટુંબજંજાળમાં જ ડૂબી ગયો છું અને લોકસાહિત્યની બાકી રહેલી ભજન વિ૦ દિશાઓ પાછળ દોડી રહ્યો છું. હમણાં તો હું રંગભૂમિને સ્પર્શી શકું તેમ નથી. આવું લખવા પહેલાં તમારા જેવા નિષ્ણાતનો સંપર્ક ઘણો જરૂરી છે. ઈશ્વર એવી તક કોણ જાણે ક્યારે આપશે.

'ફૂલછાબ'માં તો છું પણ સંપાદક મટી ગયો છું. અમુક કટારો પૂરતો જ લખું છું. એ જંજાળ ઓછી કરી ખરી પણ નવી પ્રવૃત્તિ બીજી કોઈ શક્ય નથી. જીવનવિગ્રહ તીવ્ર બનતો જાય છે. એને પહોંચી વળવામાં અનુકૂળ લાગે તેવી જ દિશાઓ ખેડવી રહી!

તમને અસ્વસ્થ પ્રકૃતિ વચ્ચે શાંતિપ્રદ અને સ્નિગ્ધકર બને તેવા પત્રો લખવા લલચાઉં છું પણ કલમમાં કમતાકાત આવી ગઈ છે, પત્રો ઝડપથી લખી શકાતા નથી, સ્વસ્થ બની શકતો નથી, વ્યગ્રતા વધે છે. ક્ષમા કરશો. તમારા પત્રવ્યવહારને સદાય સન્માનું છું, ગૌરવ લઉં છું. તમારી ને મારી ઉત્તરાવસ્થા ચાલે છે; જરી જેટલો સ્નેહ સાંપડે છે તે પણ ઘણો બળપ્રદ બને છે; આપણને આવી હૂંફની જરૂર છે. પ્રભુ તમને સ્વસ્થ કરે.

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદ

## (૪૩૬) ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર

[૧૯૪૪]

સ્નેહી ભાઈશ્રી ધનસુખલાલ મહેતા,

પુસ્તક ['સોરઠી બહારવટિયા' ભાગ ૩]ની ત્રીજી આવૃત્તિ છે પણ પુસ્તક અણઓટયું જ રહે છે; આજ લગી એ કોઈને અર્પણ થયું નથી. અર્પણ કોને કરું એ

પ્રશ્ન સાથે જ તમે અનાયાસે યાદ આવ્યા છો. જ્યારે જ્યારે તમે મને મળ્યા છો ત્યારે તમે અસલના કાઠિયાવાડને દિલ ભરીને સંભાર્યો છે. તમારી બાલ્યાવસ્થા આ બહારવટિયાઓના કાળને જ ખોળે આળોટી છે. એ અણઘડ બહાદુરોની મર્દાઈ તરફ તમે મમતા ભરપૂર રહ્યા છો. આ વૃત્તાંતોની પ્રસિદ્ધિ જ્યારે તાજી હતી, સંસ્કારી ગુર્જરો પૈકીનાં કેટલાંક મોં સુગાતાં હતાં તે ટાણે તમે આ જવાંમર્દીના બેધડક પ્રશંસક હતા. એ પ્રસંગને યાદ કરીને તેમ જ આપણી વચ્ચેના પરોક્ષપણે અને ધીરે ધીરે ઘૂંટાયે જતા સ્નેહને જીવનમાં ચિરાંકિત કરવા માટે આ હું તમને અર્પણ કરું છું.

ઝવેરચંદ મેઘાણી

*

## ‘મીઠું ખાધું એટલે દોસ્ત!’

“તે વખતે મોરનો ત્રાસ કાઠિયાવાડમાં ઘણો હતો. એક રાતના બળદ–સગરામમાં હું અને તમારી બા બીજે ગામ જતાં હતાં. સ્ટેઇટ તરફથી અમારા રક્ષણ માટે સવાર મળતો તે સગરામની પાછળ રહેતો. અચાનક બે ગામની વચ્ચે ખેતરનાં તાપણાં જણાયાં અને સગરામને એક અપરિચિત આદમી લાગુ થઈ ગયો. સવારે તેમ જ સગરામવાળાએ ધીમે રહીને કહ્યું, ‘સાહેબ, આવી બન્યું : મોરની છાવણી લાગે છે.’ મેં સગરામ ઊભો રખાવ્યો. કુંજો લઈને હું સીધો તાપણા ભણી જવા માંડ્યો. લાગુ પડેલો આદમી પણ અજબ થઈ ગયો. હું સીધો તાપણા પાસે જઈને ઊભો રહ્યો. બહારવટિયાઓ વાળુ કરતા હતા. મેં તેમાંના એકને કહ્યું, ‘પાણી થઈ રહ્યું છે અને મારી બૈરીને તરસ લાગી છે. આટલું ભરી આપશો?’

“ક્ષણભર એકેકની સામું જોયું અને પછી પાણી ભરી આપ્યું. જમતા હતા એટલે એમના ધર્મ પ્રમાણે એકે કહ્યું, ‘ખાવા બેસશો? પણ માત્ર રોટલા, મીઠું અને લસણિયો મસાલો છે.’ મેં હા પાડી અને પહેલે જ કોળિયે મીઠાની ચપટી મોંમાં નાખીને હું હસી પડ્યો. સરદાર બોલી ઊઠ્યો, ‘તમે મને ઓળખો છો?’ મેં જવાબ આપ્યો, ‘મોર અને વાલિયાને કોણ નથી ઓળખતું? હવે રજા આપો તો જાઉં. બહુ મોડું થઈ ગયું છે.’

“મોર મને ભેટ્યો અને બોલ્યો, ‘કૃષ્ણલાલભાઈ, ભારે કરી હોં! પાકા નીકળ્યા! પણ મીઠું ખાધું એટલે આજથી આપણે દોસ્ત. હવે મુસાફરીમાં સવારબવાર રાખતા નહીં. અમને બધી ખબર પડે છે. રાતના તમે નીકળશો એટલે મારા બે માણસ સગરામ સાથે થઈ જશે. છતાં જરૂર પડે તો કોઈને કહેશો તો કાઠિયાવાડમાં બીજા બહારવટિયાની તાકાત નથી કે મોરના દોસ્તને લૂંટે.’

"જયસુખલાલના જન્મ સમયે વાલિયો જાતે આવીને રૂમાલ અને સવા રૂપિયો આપી ગયો હતો." [ધનસુખલાલ મહેતાના પિતા કૃષ્ણલાલ મહેતાએ પુત્રોને સંભળાવેલ સંસ્મરણ, ધનસુખલાલ મહેતાની આત્મકથા 'આથમતે અજવાળે'માંથી, સાભાર.]

*

† મોર, વાલિયો : બહારવટિયાઓ મોવર સંધવાણી અને વાલો નામોરી.
† જયસુખલાલ : જયસુખલાલ કૃ૦ મહેતા.



## (૪૩૭) ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર

રાણપુર : ૧૨–૨–૧૯૪૫

સ્નેહી ભાઈશ્રી,

તમને અર્પણ કરેલ 'બહારવટિયા' ભાગ ૩ નાં આગલાં પાનાં (જેના નિવેદનમાં તમારા 'આથમતે અજવાળે'માંથી પણ ટાંકેલ છે) કેટલાય દિવસથી મોકલવાનો હતો પણ રહી જતું હતું. પુસ્તક પણ તૈયાર થઈ ગયું છે પણ હજુ મારી પાસે આવ્યું નથી એટલે અમદાવાદ તમને તમારી પ્રત મોકલવા લખું છું. તમને આ અર્પણ ગમશે કે કેમ તે વિચારવા રોકાયો નથી. તમને ન રુચે તેવું કાંઈ થયું હોય તો ક્ષમા કરશો? સ્વીકારશો તો ખરાને?

પત્તું મળ્યું. 'આ૦ અ૦' મળી ગયું છે. 'સૂરત' હજુ વાંચવું બાકી છે. હવે જોઈ જઈશ. એમાં શો પરિચ્છેદ લીધેલ છે એ ખબર નથી.

ઇતિહાસ સંમેલનમાં મારી ને મુનશી વચ્ચેની વાતનો છાપાંના અહેવાલોમાં અપાયેલો ખ્યાલ બરાબર નથી. મેં ગમ્મતમાં અને by the way કહેલું તેનો તેમણે પણ વિનોદાત્મક જવાબ જ આપેલો. ચૌલા વિશે વાત હતી. 'ધૂમકેતુ'ની ચૌલા પ્રૌઢા છે, મુનશીની મુગ્ધા, અને એનું મૃત્યુ આ સંસાર પ્રત્યેની ઉદાસીનતામાંથી આત્માર્પણ વડે આવે છે. મેં સહેજ ટકોર કરેલી કે મુનશીએ ચૌલાને મારી નાખી. એણે સાચું જ કહ્યું કે પોતે તો એક પુષ્પ જ સર્જાવેલું, એટલે એને જીવાડીને મા, દાદી વગેરે સ્થિતિ કરવાની જરૂર નહોતી વગેરે. ૦૦૦૦ હમણાં ભજનવાણી ભેગી કરું છું. લોકસાહિત્યનો એ અંતિમ પ્રકાર છે.

આ ચિતરામણ તમને કદાચ ચીડવશે!

ઝવેરચંદનાં વં૦

*

† 'આ ચિતરામણ' : 'Writers' cramp'ને કારણે ઠરાયેલાં આંગળાંથી અક્ષરો સારા નહોતા નીકળી શકતા.

(૪૩૮) **ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર**

બોટાદ : ૯-૩-૧૯૪૫

પ્રિય ભાઈ,

૦૦૦ તમારો દરેક કાગળ મારે માટે ઉપકારક અને આનંદપ્રદ બની રહે છે. તમારા ને મારા વિચારમેળની એ દરેકમાં પ્રતીતિ થાય છે. દૂર બેઠે પણ પ્રત્યક્ષતા અનુભવું છું, નવું ચેતન પણ મેળવું છું. નિરાંતે લાંબા જવાબો ન લખી શકું તેવો ઘેરાયેલો છું અને કાગળલેખનની કળાથી વંચિત છું. ક્ષમા કરશો જ એવી શ્રદ્ધા છે.

ધંધાર્થી લેખન તો મારે માટે આશીર્વાદરૂપ નીવડ્યું છે. બીજી કોઈ રીતે હું લખી શક્યો જ ન હોત. અંદરથી હું તદ્દન એદી છું. તમારા જેવું સહેલાણીપણું તો મારા ભાગ્યમાં નથી. તમારી નિજમસ્ત મનોદશાની ઈર્ષ્યા આવે છે પણ એ તો અનેક જન્મોની સિદ્ધિ, જીવનની ઉચ્ચ કલા, એ કંઈ રસ્તામાં નથી પડી. ૦૦૦૦૦

ઝવેરચંદનાં વં૦



(૪૩૯) **ઈશ્વર પેટલીકર ઉપર**

રાણપુર : ૧૩-૪-૧૯૪૪

ભાઈશ્રી,

તમને ઓળખતો નથી પણ 'પ્રજાબંધુ'માં વાર્તા વાંચું છું. તળપદા ગ્રામજીવનના મર્મો તમે પકડી શક્યા છો. તમારી પાસે આવી કોઈ બીજી લાંબી વારતા, અઢીસોએક પાનાં થાય તેટલી, તૈયાર છે ખરી? જવાબ લખવા વિનતિ છે.

લિ૰ સેવક ઝવેરચંદ મેઘાણી



(૪૪૦) **ઈશ્વર પેટલીકર ઉપર**

રાણપુર : ૧૬-૪-૧૯૪૪

ભાઈશ્રી,

તા૦ ૧૪ના પત્તા બદલ આભાર. તમારી કલમે મારા જેવા ઘણાંને આકર્ષ્યા હશે. ઊગતાને તો અમારે અસ્તાયમાનોએ વંદન જ કરવાં જોઈએ.

અમારે તાત્કાલિક ભેટપુસ્તક માટે જ વાર્તા જોઈએ છે. પંદરેક દિવસમાં કાંઈ બની શકે?

'આર્યપ્રકાશ'ના બદલામાં 'ફૂલછાબ' આપવા હું મેનેજિંગ ડાયરેક્ટરને ભલામણ કરીશ પણ કાગળોની તંગીને કારણે એ લાચારી બતાવે તો માઠું ન લગાડતા.

લિ૰ ઝવેરચંદ મેઘાણીનાં વંદન

(૪૪૧) **ઈશ્વર પેટલીકર ઉપર**

બોટાદ : ૧૩–૭–૧૯૪૪

શ્રીમાન ભાઈશ્રી,

૦૦૦ સામાન્ય રીતે તો હું પુસ્તકોની પ્રસ્તાવના લખતો નથી અને તેમાંય ઔપચારિક રીતે જ લખાતી પ્રસ્તાવનાઓ પ્રત્યે મને અણગમો છે, પણ તમારા પુસ્તકની પ્રસ્તાવના લખવામાં તો ઊલટાનો ગર્વ થાય.

ફક્ત એક જ શરત છે કે મારી તબિયત સારી ન રહેતી હોવાથી તેમ જ ઘરમાં પણ હમણાં પ્રતિકૂળ સંજોગો હોવાથી એ પ્રસ્તાવના લખવામાં કદાચ અઠવાડિયા-એકનો વિલંબ થશે, પણ લખીશ જરૂર. એ વાત ખ્યાલમાં રાખીને તમારા પુસ્તકના ફર્મા જરૂર મોકલશો. તમે કુશળ હશો. 'જનમટીપ'ને આટલું જલદી ગ્રંથસ્થ કરાવો છો એ જાણી આનંદ પામું છું.

લિ૰ સ્નેહ૰ ઝવેરચંદ મેઘાણી



(૪૪૨) **ઈશ્વર પેટલીકર ઉપર**

બોટાદ : ૬–૧૦–૧૯૪૪

ભાઈશ્રી,

લંબાયે જતી માંદગીને બિછાને પડ્યા પડ્યા તેમ જ ઘરનાં માણસોની બીમારીની જંજાળો વચ્ચે આજે 'જનમટીપ' પૂરું કરતાં જે તૃપ્તિ અને મીઠાશ અનુભવ્યાં તેને વ્યક્ત કરવા આ લખું છું.

આ કૃતિને ગુજરાતી સાહિત્ય–દુનિયા સત્કારે કે ઉવેખે, પણ જે કોઈ એના વાચનની અસર હેઠળ આવશે તે એને ભૂલી નહીં શકે. તમારી સ્વભૂમિની માટીની ફોરમ પીને તમે પાડેલા આ શબ્દો મારી ચોપાસ એની મહેક મહેક ફોરાવી રહ્યા છે. સાચું 'પ્રોલેટેરિયેટ' સાહિત્ય તો આ કહેવાય. કેટલી પ્રસન્નતાપૂર્વક તમે આ ચિત્ર આંક્યું છે! આ પુસ્તક નથી પણ જીવતું જીવન છે. કલા તો તમારી કલમને સ્વયમેવ વરી છે. એ કલમ ઝાઝું જીવો! સદા તાજી રહો!

પ્રવેશક લખતાં પહેલાં પુનઃ વાંચીશ.

ઝવેરચંદનાં વં૰

*

◆ 'ધસણે રાખનારને ગુજરાત ફેંકી દેશે.'

"ખાસ્સા અઢી કલાક મારી સાથે પ્રેમભરી વાતો કરી. લેખન વિશે કંઈ કંઈ પૂછ્યું. એ સર્વના સારરૂપે શિખામણ આપતાં મને વળાવવા આવ્યા ત્યાં ઊભા રહીને

કહ્યું, 'ગુજરાતને મેઘાણી કે પેટલીકરની કંઈ જરૂર નથી. એને જરૂર છે જે કલમમાંથી એની વાણી આકાર લે છે તેની. એટલે એ કલમને વફાદાર રહી, બને તેટલો પરસેવો પાડી, સારું સર્જન કરવાનો હમેશ પ્રયત્ન કરવો; એક વખત નામ ચલણી સિક્કા જેવું થયું છે માટે ગમે તે ચાલશે એમ માની ઘસડયે રાખનારને ગુજરાત ફેંકી દેશે, ફેંકી દેવા જોઈએ, એટલે હવે તમારી પાસે ગુજરાત 'જનમટીપ'થી કંઈ વધુ સારું મેળવવાની આશા રાખશે અને એ આપવાનો જ આપણો પુરુષાર્થ હોવો જોઈએ." [ઈશ્વર પેટલીકર લિખિત સંસ્મરણ લેખમાંથી ટૂંકાવીને, સાભાર.]



## (૪૪૩) ઈશ્વર પેટલીકર ઉપર

રાણપુર : ૨૮-૨-૧૯૪૫

ભાઈશ્રી,

વાર્તાનાં દસ પ્રકરણ મળ્યાં. આજે જ એ વાંચી ગયો. ઉઠાવ સરસ છે. તમારી કલમમાં ધરતીની જે સુગંધ છે તે અહીં પણ મહેકે છે. ગેમલના મનોવ્યાપારોને શરૂનાં પ્રકરણોમાં કંઈક વધુ પડતી જગ્યા અપાઈ ગઈ છે તેથી પુનરુક્તિ પણ સ્વાભાવિક બને છે છતાં વસ્તુવેગ ઘટતો નથી. માનું છું કે રૂપાળી ને ગેમલનાં લગ્ન કરાવીને જ તમે રૂપાળીમાંથી ધરતીનો અવતાર પ્રગટ કરવા માગો છો. હું આ લખાણ શ્રી નાથાલાલ શાહ (તંત્રી) ને તુરત વંચાવીશ પણ મેં સાંભળ્યું છે કે એમણે મુંબઈમાં કોઈક બીજું લખાણ ભેટપુસ્તક તરીકે લેવાની ગોઠવણ કરી છે ને તે લઈને જ આવવાના છે. મેં એમને આપણા વચ્ચેની વાત કહી તો હતી પણ પછી તમારા તરફથી કંઈ ખબર ન મળ્યા એટલે હું પણ વિમાસણમાં પડ્યો. એટલે એમણે આ ગોઠવણ કરી લાગે છે. એમણે કરાવેલ ગોઠવણ કદાચ એમને વધુ ગમશે. એમની દૃષ્ટિ એમની પોતાની જ છે. ઘણી વાર મારી ને એમની દૃષ્ટિને મેળ મળતો નથી. વળી એ તો પંદરેક દિવસમાં ભેટપુસ્તક ગ્રાહકોને આપી દેવા માગે છે. એટલે તમે હમણાં બહુ ઉતાવળ કરતા નહીં. હું 'ધરતીનો અવતાર' 'ફૂલછાબની'ની ચાલુ વાર્તા બની શકે કે નહીં તે બાબત કોશિશ કરું તો કંઈ વાંધો છે? તમે તો અડપ ચડી છે માટે આ વાર્તા જરૂર લખી જ કાઢો. મને તે બહુ ગમી છે.

લિ૦ સ્નેo ઝવેરચંદનાં વંદન

*

◆ 'ગેમલનું ઓચિંતું પરિવર્તન'

"'ધરતીનો અવતાર' વાંચી મને લખ્યું, 'વાર્તા ગમે છે. ફક્ત બીજા ખંડમાં ગેમલનું ઓચિંતું પરિવર્તન કરાવ્યું છે તે ઉતાવળું છે, માટે એકાદ-બે પ્રકરણ ઉમેરી ક્રમિક બનાવો તો સારું.'

"વાર્તા લખ્યા પછી મને છ-આઠ મહિના થઈ ગયા હતા. મેં લખ્યું, 'વાર્તા લખતો હોઉં છું ત્યારે પાત્રો મગજમાં ધામો નાખીને પડયાં હોય છે અને પૂરી ન કરી હોય ત્યાં સુધી ખસતાં નથી પરંતુ લખાઈ ગયા પછી એ પાત્રો મને છોડીને કાયમનાં ચાલ્યાં જાય છે એટલે એમને ફરી પાછાં બોલાવવાં મારે માટે શક્ય હોતું નથી, અને છતાં બળજબરીથી પકડી મંગાવું તો પણ એ મન મૂકીને પહેલાંની જેમ વાત કરતાં નથી.'

"જવાબમાં એમણે લખ્યું, 'તમારું કહેવું આપણા દરેકને માટે એકંદરે સાચું છે. મૂળનું સંવેદન નથી જાગતું એ મને પણ અનુભવ છે. તો ભલે, કૃતિને એવું થીગડું મારવાને બદલે એની એટલી અપૂર્ણતા સાથે બહાર આવા દો.'' [ઈશ્વર પેટલીકર લિખિત સંસ્મરણલેખમાંથી ટૂંકાવીને, સાભાર.]



## (૪૪) રતિલાલ ઓ૦ ઝાટકિયા ઉપર

બોટાદ : ૧૩-૧૨-૧૯૪૪

પ્રિય રતિભાઈ,

પત્ર મળ્યો. તમને એવો unusual પત્ર લખતાં જે આનંદ અને સ્નેહનો અનુભવ થયો હશે તે પરથી જ મને થયેલ લાગણીનો હિસાબ, વેપારી હોઈ, કાઢી શકશો. તમારી અમારા પ્રત્યે પ્રતિદિન વધતી જતી ચાહનાનું એરોમિટર પણ આંહીં અમારાં હૃદયોમાં અમે રાખીએ છીએ. સીધી અને આડકતરી રીતે તમો સૌનું સ્મરણ પણ અમે નિરંતર સાચવીએ છીએ. મંગળમૂર્તિ મંગળાબહેન તો હમણાં હમણાં મારી ને મહેન્દ્ર વચ્ચેની વાતોનું રસભર્યું કેન્દ્ર રહે છે. અહીં પણ 'સ્ટોપપ્રેસ' આવી ગયેલ છે અને બાકીનાં પુસ્તકોનો 'લૉટ' અર્પણ કરવાના રસિક મંગળ પ્રસંગની મેં જે કલ્પના મહેન્દ્રને જણાવેલી તે સાચી ઠરી છે.

મારી તબિયત—શારીરિક તેમ જ માનસિક—નો છેલ્લા પાંચ મહિનાનો ઇતિહાસ કહેવા બેસું તો હાસ્યાસ્પદ બનું અને વિશેષમાં તમારી સૌની દૃષ્ટિએ જે 'વડીલપદ'ને પાત્ર ઠર્યો છું તેથી વિશેષ દયાજનક રીતે એ પદનો અધિકારી લાગું. આ પાંચ મહિના મહેન્દ્ર મારી પાસે ન હોત તો મારું કેટલુંય કામ રઝળી પડત. મુંબઈથી આવ્યા પછી હરસનો દુઃખાવો 'વડીલપદ'ની બઢતીની નવી નોટિસરૂપે શરૂ થયો અને એના ઉપચાર અર્થે અમદાવાદ ગયો તો ત્યાં આ વડીલપદને છુપાવવાનો યૌવનમસ્તીનો વેશ કરવા બેસી ગયો. જાહેરમાં ખૂબ ગાંગર્યો. ઑપરેશનથી વેગળા રહીને હરસ મટાડવા મહેનત માંડી, એક મહિને એકાએક મારા જૂના મિત્ર ગાઉટના દર્દે પગ પકડ્યો, એકદમ ચેર આવ્યો. આ વખતે તો ખૂબ ચીસો નાખી, એક પગે મટ્યું તો બીજે થયું. હવે માંડમાંડ પાછો પગાળો બનતો આવું છું.

આરામ તો છે જ, પણ સ્થળફેર, સંજોગફેર, વાતાવરણફેરની બહુ જરૂર જણાય છે. વારંવાર દિલ તમારા તરફ જ દોડે છે. જાણું છું કે સાહિત્યરસિકોથી મને સુરક્ષિત જ રાખો. લાહોરનો વિચાર પણ હવે ઝબકારા કરી રહેલ છે. કોઈક ઘરમૂળના ફેરફાર વગર હું મારા ‘વડીલપણા’ના આ ઝડપી ઘસારાને રોકી શકીશ નહીં, પણ આંહીં ઘરઆંગણે બાળકોની માંદગી, બાળકોની માતા બાપડી બેહાલ, મહેન્દ્ર ઉપર મોટો બોજો, શ્રી મણિબાપાની પણ બીમારી, એ બધાંની વચ્ચેથી નાસવું એ કાયરપણું લાગે છે, સ્વાર્થપરતા સમજાય છે. ઉપરાંત ગાઉટ એવું ખરાબ દરદ છે કે માણસ પોતાના ઘર સિવાય ક્યાંય પોસાય નહીં. એ તો બાદશાહી રોગ છે. છતાં મુંબઈનો તુરતમાં આંટો તો છે જ. મારી ભત્રીજી લીલીના અવસાનનો બનાવ ઘણો હૃદયભેદક—મારે માટે તો વિશેષ, કારણ કે એ અમારી માનીતી હતી—બની ગયો તે જ ટાણે ગાઉટમાં ઝલાયો, મારાં ભાભી પાસે આવી ન શક્યો, માટે જલદી આવવું જોઈએ. આઠેક દિવસમાં નીકળી આવું તો તમે ત્યાં હશો ખરા? ૦૦૦૦ મહેન્દ્રનું ભાવિ કાર્યક્ષેત્ર મુંબઈ જ રહેશે એવો એનો ઝોક છે પણ એનો આજનો સાહિત્યશોખ નકામો ન જાય તેમ એની વ્યાપારના ક્ષેત્રમાં પણ બુદ્ધિ ખીલે ને ખેડાણ કરે, મારા અને એના કાર્યક્ષેત્ર વચ્ચે સંપૂર્ણ સુમેળ અને એકસૂત્રતા રહે તેમ જ મારાં બીજાં બાળકોને પણ મૅટ્રિક સુધી ગયાં પછી તુરત ઉદ્યમે લાગી જવાની સાથોસાથ સંસ્કાર ખીલવણીનું વિદ્યાલય જેવું વાતાવરણ સાંપડે એવા એક સાહસની યોજના અમે ગઈ કાલે રાતે બાપદીકરે બેસીને ટીપી કાઢી છે કે જેમાં તમારો સાથ, સહાનુભૂતિ વગેરેની અપેક્ષા રાખી છે. તમને પણ એ વિચાર ગમશે અને મને તો આ યોજના વિશેષ એ કારણે ગમે છે કે જેમાંના તમે એક અને મુખ્ય છો તેવા પોતાના થોડાએક શુભચિંતકો સંસ્કારદાતાઓની સાથે મહેન્દ્રનો સંપર્ક જીવતો રહી શકશે. એ વિશે વાતો કરવી છે માટે મુંબઈ તમે હો ત્યારે જ આવું એમ દિલ છે. ૦૦૦૦૦૦

ઝવેરચંદનાં વંદન

*

† ‘મંગળ પ્રસંગ’ : પ્રથમ પૌત્ર અબુલનો જન્મ.

† શ્રી મણિબાપા : પૂ૦ દમયંતી–બાના પિતા, મણિલાલ ખારા.



(૪૪૫) **રતિલાલ ઓ૦ ઝાટકિયા ઉપર**

રાણપુર : ૨૧–૧૨–૧૯૪૪

પ્રિય ભાઈ,

બારેક દિવસથી ભાવનગર હતો. આજે આવતાં મહેન્દ્રે કાગળ આપ્યો. હું રાહ જ જોતો હતો. મહેન્દ્રે કાગળની ગરજ સારનાર બનવાની ના પાડી તે ડહાપણ કર્યું કે જે ડહાપણ મારા પુત્રમાં બહુ સંભવી ન શકે.

પરસ્પર યાદ કરવાનો 'ત્રાસ' તો હવે મને લાગે છે કે જીવનભર રહેશે. તમારા મગજને ઘોળનારી અનેક વસ્તુઓમાં મારી વાતને ઉમેરી બેઠા છો એવી ખબર જો મંગળાબહેનને પડશે તો એ મને એક નવું 'સાલ' ગણશે.

મુંબઈમાં સ્થિર બનવાનાં તો અનેક આકર્ષણો છે. એની વચ્ચે તમારું ખેંચાણ ઘણું જોરાવર નીકળ્યું છે પણ હું મુંબઈના tempoને પકડી શકું તેવો નથી. મુંબઈમાં હું મન હેઠું મૂકીને રહી શકું નહીં. કાઠિયાવાડની 'કોર' મૂકવી ગમે નહીં. મુંબઈના તો મહેમાન તરીકે જ પોસાઉં. મુંબઈ મારી 'મા' બની શકે નહીં ને હું આટલી ઉમ્મરે પણ માતૃસ્નેહની ઝંખના ત્યજી શક્યો નથી. આ રૂક્ષ શુષ્ક પૃથ્વી મને સાચી જનની લાગે છે.

હાલ તો મહેન્દ્રને ત્યાં સ્થિર બનવા દો. મને તો હજુ એની પણ શંકા છે. એના મનનું દ્વિધાપણું કોણ જાણે ક્યારે એને જંપવા દેશે. મને એની ઘણી ચિંતા છે. My life is getting repeated, re-enacted, in his. [▫ મારા જીવનનું પુનરાવર્તન થઈ રહ્યું છે, એના જીવનમંચ પર એ જ તખ્તો ગોઠવાઈ રહ્યો છે.]

હરિ કરે તે ખરી!

હું આવવાનો હતો પણ હવે તો અચોક્કસ. ભાષણ લખીને લાવવું એ એક અણગમતી વાત છે.

તમારે નવો વૈરાગ્યભાવ જાગ્રત કરવાની જરૂર નથી. મેં તો તમને અલિપ્ત રહેવાની તાકાતવાળા જોયા છે. જપાન–અમેરિકા જરૂર જાઓ, પણ મંગળાબહેનને લઈને. મુંબઈ આવીશ ત્યારે ચિત્રાદેવીને લેતો જ આવીશ. એનો હક્ક ઘણા કાળથી પાક્યો છે. એને વિશ્રામ અને વૈવિધ્યની જરૂર પણ છે. ભાવનગર અઠવાડિયું લઈ ગયેલો. તમારે ઘેર લઈ આવતાં સંકોચ નહીં પામું પણ મચ્છરદાનીઓ ઘણી જોશે! ૦૦૦ સૌને સંભારતો જ રહું છું. ઉતાવળે લખી નાખું છું. તબિયત બરાબર નથી. હરસ કોઈ કોઈ વાર તકલીફ આપે છે. હવે એ દરદે મારું યુવાન રહેવાનું અરમાન ઉતારી નાખીને મને મંગળાબહેનના વડીલની દશામાં ધસડવા માંડેલ છે ખરો!

ઝવેરચંદ



(૪૪૬) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૨૬-૧૧-૧૯૪૪

ભાઈ મહેન્દ્ર,

તારી પહોંચનો કાગળ નથી. ૦૦૦૦૦૦ આજે ફાર્બસ સભાના મંત્રી શ્રી શંકરપ્રસાદભાઈનો પત્ર છે. સભા મને ડિસેમ્બરમાં વ્યાખ્યાન આપવા નિમંત્રે છે. આ નિમંત્રણ બે વર્ષ જૂનું છે. તે વખતે સ્વ૦ મંત્રીએ મને કહેલું કે સભાની શક્તિ વધે

નહીં હોઈ ઇન્ટર ક્લાસ જાતવળત ભાડું આપશે. અત્યારે ઇન્ટરનો તો પ્રશ્ન જ નથી. સેકંડ ક્લાસ ભાડું તેમ જ બીજો ખરચો તેઓ આપી શકે તો જ મુંબઈ જેટલે આવી શકાય. ભાડા ઉપરાંત પણ મુંબઈની ખેપ ઘણી ખર્ચાળ બને છે. ખરી રીતે તો આવી સંસ્થાએ ઠીકઠીક પુરસ્કાર (વધુ નહીં તો ૩૦ પોણોસો) આપવો ઘટે નહિતર મુંબઈ ભારે પડે છે, પણ આવું કાગળમાં લખવું મને અઠીક લાગતાં તને એમની પાસે જઈ રૂબરૂ વાતો કરવા સૂચવું છું. એમને કહેવું કે હું અપવાદરૂપ બનવા તો ન જ ઇચ્છું પણ સંસ્થા બહારથી બોલાવે તેવા માણસને માટે અત્યારના સંજોગોમાં કાંઈક નવો પ્રબંધ કરવો ઘટે. ૦૦૦૦૦૦

લિ૰ ઝવેરચંદ



## (૪૪૭) મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર

બોટાદ : ૧૧–૧–૧૯૪૫

ભાઈ મહેન્દ્ર,

આ સાથે એક લેખ મોકલું છું. તે વિલેપારલે સાહિત્ય સભાનો જે ગ્રંથ પ્રકટ થનાર છે તેને માટે છે. એ પ્રથમ ભાઈ દિલીપ કોઠારીને વાંચવા દેવાનો છે અને એમને કહેવાનું કે એ ભાઈ કોલકને આપવાનો અથવા ગુલાબદાસ બ્રોકરને. એની નકલ નથી. એ ગુમ થાય તો થઈ રહ્યું, માટે જેને સોંપાય તેને કાળજીપૂર્વક રાખવા કહેવું.

એનાં પ્રૂફ મને જ જોવા મોકલવાનાં છે. એમાં મેં જેની સામે કાળી લાઇનો કરી છે તે લખાણોના ટાઇપ 'સ્મૉલ' લેવાના છે, બાકીનું 'પૈકા'માં. એ સૂચના બરાબર આપજે. તારે વાંચી જવું હોય તો વાંચી જજે.

આવી જાતનું લખાણ ફાર્બસ સાહિત્ય સભાના વ્યાખ્યાન માટે [અનુકૂળ] નહીં આવે એમ માનું છું. એ વ્યાખ્યાન તો હાલ રહ્યું. ઉતાવળ નથી. ૦૦૦૦૦ એ જ

લિ૰ ઝવેરચંદ



## (૪૪૮) મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર

બોટાદ : ૨૦–૧–૧૯૪૫

ભાઈ મહેન્દ્ર,

તારા બેઉ કાગળો ને 'આંતરરાષ્ટ્રિય શતરંજ' મળ્યાં. આ વખતે તું હૉટ સ્પ્રિંગ—પાસિફિક પરિષદને ભૂલી ગયો. હું પિયર્સને પ્રકટ કરેલ ક્રિપ્સ વિશેનું અહીં મૂક્યું છે.

શ્રી જીકાકા સાથે થયેલ વાત બરાબર છે. એને આપણે માટે ઘણી ઊંડી લાગણી છે. તને એ સંપૂર્ણ સ્વતંત્રતા આપે છે તો પછી સ્વીકારવી ઠીક છે પણ એક જ લખાણ બે ઠેકાણે ન જ આવી શકે એ બરાબર છે. અહીંનું બંધ કરવું જોઈએ અથવા બેઉ ઠેકાણે જુદી જુદી રીતે લખવું જોઈએ. તારી સ્વતંત્રતા સચવાય તે સાથે તારે પણ accomodating spirit રાખવો રહેશે. એ કુનેહ જરૂરી છે. બની શકે તો તારા લેખો પર તારું નામ આવે કે જેથી તારું જવાબદારીનું ભાન પણ રહે અને પ્રતિષ્ઠા બંધાય. બાકીના દિવસોમાં બીજું કામ થવાનો અવકાશ તો નહીં જ રહે. બેત્રણ features આખું અઠવાડિયું માગી લેશે. વિશેષ તો અહીં રૂબરૂ વાતો કરીશું.

આપણી સ્વતંત્ર પુસ્તકવેચાણ પ્રવૃત્તિનો તો અવકાશ જ નથી. એ પંચાતમાં હું કદી ન ઊતરું. પુસ્તિકાઓ આપણે જરૂર પ્રગટ કરી શકીએ. અહીંથી જ એ બની શકે. ૦૦૦૦૦૦ ૦૦ સાથેનો મેળ ન જ ખાય. એનાં નવાં કારણો પણ છે. વિઠ્ઠલભાઈ વગેરેનાં સાહસોમાં આપણે ન જ પડવું. આપણી જેમાં સંપૂર્ણ સ્વતંત્રતા રહે તે જ કરવું.

શકુને તું જ તેડી લાવે તો વધુ સારું, એ વધુ દિવસ રહી શકે. જરૂર લાવજે. એથી બધાંને આનંદ થશે. પણ એને તો સેકન્ડ ક્લાસમાં જ લાવી શકાય. ખૂબ સંભાળીને લાવજે.

નાનુભાઈ–શાંતાબહેનના સ્નેહની તને જેમ જેમ વધુ પ્રતીતિ થાય તેમ તેમ તારો એમના પ્રત્યેનો સદ્ભાવ પણ વધુ સક્રિય બનાવતો રહેજે. એ સ્નેહની સમગ્ર મીઠાશ તારા નિર્મળા પ્રત્યેના પ્રેમમાં ઊતરવી જોઈએ. આવાં સાસુસસરા પામવામાં તારું એટલું મોટું સદ્ભાગ્ય છે કે તું જરાક વધુ સક્રિયતા તારા દંપતીજીવનમાં મૂકી શકે તો તારું મોટું કલ્યાણ થાય. ૦૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† શ્રી જીકાકા : અમૃતલાલ દ૦ શેઠ.

† શકુ : શકુંતલા નાનાલાલ ખેતાણી (હાલ શકુંતલા જયવંત ઉદાણી).

## (૪૪૯) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૬–૧–૧૯૪૫

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦૦૦ તારા આ વખતનાં લખાણો પરથી એક વાત પર ભાર મૂકવા માગું છું. તારામાં objective outlook આવવું જોઈએ. તું દરેક વાતને તારા

subjective મિજાજથી કે મંતવ્યથી રંગીને રજૂ કરે છે. તારી ભાષા પણ ઘણી વધુ પડતી ભભકથી લદાઈ જઈ કૃત્રિમ બને છે. વાક્યોનાં ગૂંચળાં વળે છે. તારે સમતોલપણે સંયમપૂર્ણ શૈલી તરફ જવા પ્રયત્ન કરવો જોઈએ. 'આંતરરાષ્ટ્રિય શતરંજ'માં પણ તેં એકાદ મુદ્દા પર જ મદાર રાખ્યાથી ઘણા મુદ્દા, હંગેરીનો, ઝેકોસ્લાવાકિયાનો, જપાનનો વગેરે રહી ગયા. વસ્તુગૂંથણી જ એવી ઘટ્ટ બનવી ઘટે કે જેમાંથી અમુક મુદ્દા આપોઆપ જોર પકડી લ્યે. તા૦ ૨૬મીનું લખાણ પહેલે પાને મૂક્યું પણ એને ઠીક કરવું પડ્યું. એમાં સ્વસ્થતાપૂર્ણ ગાંભીર્યને બદલે શબ્દોની આતશબાજી વધુ લાગી.

પેલા જપાન જઈ વસેલા હમણાં ગુજરી ગયેલ રાશબિહારી બોઝનું તસવીર સહિત sketch આવતા અંકે આપવાની વાત નાથાભાઈ કરતા હતા. મેં તને એ માટે લખવા સૂચવ્યું છે, તો એની તસવીર, એને લગતી હકીકતો—નક્કર હકીકતો જ—કશા રંગે રંગ્યા વગર, કેવળ પરિચયની દૃષ્ટિએ જ મેળવીને લખજે.

રોકાણ કેમ થયું તે જણાવજે. 'નૂતન ગુજરાત'વાળી ઑફર પર મેં ફરી પણ શાંતિથી વિચાર કરી જોયો છે. મને એમ લાગે છે કે એ મંડળમાં તારી પ્રગતિ કદાચ નહીં થાય. ઉચ્ચ પત્રકારત્વની ભાવનાથી પ્રેરિત, શીલવંત અને પત્રકારત્વના સમજદાર માણસો સાથે તારો સંબંધ જોડાય એ જરૂરી છે પણ ત્યાં જે માણસોનું વર્ચસ્વ છે તેઓમાં હું સત્ત્વ જોતો નથી. હું તારા લાંબા ભાવિનો હિસાબ ગણું છું. તારામાં objectivityનું દૃષ્ટિબિંદુ વિકસે એ મારી દૃષ્ટિ છે. છતાં જોજે; તું ત્યાં સલવાઈ ન જાય એની તકેદારી રાખવાની છે. પાછળથી તારા જીવને બળાપો ન થવો જોઈએ કે ક્યાં ભેખડે ભરાયો. તારો તેજદ્વેષ થવા પણ સંભવ. ૦૦ જેવી વ્યક્તિ સાથે તારું લેશ પણ પનારું ન પડવું જોઈએ, પણ તું ગમે તેટલો સ્વતંત્ર રહેવા યત્ન કરે, એ boss છે તે વાતને ખોટી નહીં કરી શકાય. આપણામાં વર્ષો જતાં કોઈ વસ્તુનું રીઢાપણું પેસી જાય એથી ચેતવાનું છે. એ કરતાં તો વ્યાપારઉદ્યોગનું ક્ષેત્ર વધુ સારું કારણ કે ત્યાં આપણા ઊર્મિપ્રદેશને આપણે અલિપ્ત રાખીને રહી શકીએ અને દંભ આપણે કેળવવો ન પડે. મૂળ ઉચ્ચ સંસ્કારો પર પત્રકારત્વનાં અમુક પડો વળી જાય તે પછી આપણે માટે છુટકારો નથી.

તારો નિર્મળા પર કંઈ કાગળ પણ ન આવે એ મને અસહ્ય અને ન સમજી શકાય તેવું લાગે છે. ઘણી વાર મને એમ પણ વિચાર આવે છે કે તું પરણ્યો શા માટે. ૦૦૦૦૦૦

ઝવેરચંદ

## (૪૫૦) રતિલાલ ઓ૦ ઝાટકિયા ઉપર

બોટાદ : ૧૬-૨-૧૯૪૫

પ્રિય ભાઈ,

૦૦૦ જેની પાસેથી ગળાબૂડ પ્રવૃત્તિઓ વચ્ચે ભાગ્યે જ કોઈ કાગળની આશા રાખે એના તરફથી મળતા આવા લાંબા અને અંતર ઠાલવતા પત્રો મેળવનાર માણસ પોતાને સુભાગી માને છે. તમારો પત્ર વાંચતાં પત્ર વાંચતો હોઉં તે કરતાં તમે રાતના એકએ વાગે પડ્યા પડ્યા પ્રત્યક્ષ વાતો કરતા હો એવો અનુભવ થાય છે.

તમારી વધતી જતી પ્રવૃત્તિઓનો ખ્યાલ છે. તમારું સદ્ભાગ્ય છે કે એ બધું સપત્નીત્વ સહી લેનાર શાણી સહધર્મિણી મળી છે. હાલમાં તો શક્તિ, સ્ફૂર્તિ અને આકાંક્ષા હોય ત્યાં સુધી વૈરાગ્યની વાતને નજીક આવવા દેવી જ નહીં. અકાળે કંઈ પરિવર્તન સારું નહીં. ૦૦૦૦૦

મહેન્દ્રની મનોદશા હવે તો સ્થિર બનતી જોવાય છે. શ્રી ૦૦ભાઈ તરફ એ બરાબર આકર્ષાયો છે. મારું તો પહેલેથી જ કહેવું હતું કે મુંબઈના પત્રકારત્વમાં પડવું નહીં છતાં એ લલચાયો પણ એને જે ધક્કો મળ્યો તે આશીર્વાદરૂપ બન્યો. હું કોઈ વ્યક્તિને આમાં દોષ દેતો નથી. એને બધી રીતે સંતોષકારક શર્તો સાંપડત તો પણ એ વાતાવરણમાં એને જતો જોઈ હું રાજી ન જ થાત. એને બીજું ભલે કંઈ નહીં પણ એક સજ્જન બનતો જોવા હું ઇંતેજાર છું. પત્રકારત્વની ગુજરાતી સૃષ્ટિ ઘણી સાંકડી છે, નાનામોટા ક્ષુદ્ર રાગદ્વેષોથી ખદબદી રહી છે. વિશાળ કલ્પનાશીલતાને તો એ કરતાં તમારા ક્ષેત્રમાં વધુ અવકાશ છે. માણસની માણસાઈ તવાઈ તવાઈને મહેકી રહે તેવું ક્ષેત્ર તમારું છે પણ મુશ્કેલીઓ મહેન્દ્રના માર્ગમાં ઊભી થાય છે. એ તો તુરત આવી જવાનો હતો પણ સૌ૦ નિર્મળાને લાંબા કાળ સુધી અહીં એકલા રહેવું પડે એ મને ગમતું નથી. જીવનના પ્રારંભમાં જ આ જુદાઈ કરમાવી દેનારી બને. હું ઇચ્છું કે એ નિમળાને લઈને મુંબઈ આવે. એ, નાનુભાઈ–શાંતાબહેન, એમ ઇચ્છે કે નિર્મળા એનાં દેર-નણંદને અગવડમાં મૂકીને ન આવે. પરીક્ષાને પોણાએ મહિનાની વાર છે. હું કહું છું કે ત્રણે બાળકોને હું બનતી મહેનતે અહીં સંભાળી લઈશ; એટલા ખાતર મહેન્દ્રને એકલા આવવું પડે એ મને ગમતું નથી; પારકી પુત્રી મારા ઘરમાં આવી છે; એના દિલનો ઊંડો વિષાદ મારાથી દેખી શકાતો નથી. હું આજે આજ્ઞા કરવાની સ્થિતિમાં હોત તો એઉને મારી ઇચ્છા મુજબ જ મુંબઈ જવાનું ફરમાન દેત પણ મારે એ સમજનો ઘૂંટડો આજે તો મહેન્દ્રને ગળે ઉતરાવવા મથવું રહ્યું ને એ હવે વધુ દિવસ ૦૦ને રાહ જોતા રાખે એ પણ ઠીક નથી; ઇતબાર ઊઠે છે. તેમ મહેન્દ્ર મુંબઈ તરફનો ઉમળકો જ હારી જઈ બોટાદમાં જ મનને ચોંટાડે એય હું ઇચ્છતો નથી.

મારું તો જીવન અહીંની જ ભૂમિમાં દટ્યું છે. અહીં જ મારું શરીર છેવટે સૂવે એવી ભાવના છે. તમારા સ્નેહનું આકર્ષણ ઘણું છે. મહેન્દ્ર વગેરે મુંબઈ રહેશે તે

પછી મુંબઈનો સાદ મારે માટે ઘણો જોરદાર બનશે, પણ મારા નવા સંસારનું ઝાડ અહીં જ મૂળ નાખી ચૂકયું છે. આટલાં બધાં બાળકો લઈ હું મુંબઈમાં સમાઉં નહીં. મારી કાર્યશક્તિ કમતી બનતી જશે તેમ તેમ મુંબઈ મારાથી વેગળું જતું જશે. નિવૃત્તિમયતા તરફ જીવનનો ઉત્તરાર્ધ ઢળવા લાગ્યો છે પણ મારી મોટામાં મોટી ઉમેદ મહેન્દ્રને કોઈ પણ ધંધામાં સ્થિરતા ધરતો જોઈ લેવાની છે. એને એ માટે આજે તક છે તેવી ફરી કદાચ ન મળે. એ ઠરીઠામ થશે પછી હું તો મુંબઈના અધવારાની સ્થિતિમાં આપોઆપ મુકાઈશ. તમારા પ્રેમનું pincer [બંધન] તો મારે માટે પૂરતું જ છે. એ pincer માં હું પકડાયેલો જ છું. હું મારી જાતને તમારાથી દૂર માનતો નથી છતાં મારો ને મુંબઈનો કાયમી મેળ હું જોઈ શકતો નથી—દૂરનો કે નજીકનો. ૦૦૦૦૦૦

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદનાં સૌને વંદન



(૪૫૧) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

[ Botad : 1945 ]

Dear Mahendra,

Your letter brought me the petals of your heart as well as those of the roses. The hours after your parting hung too heavy on my heart. Added to the pang of parting there was considerable anxiety about the possible hardships of your journey. The only solace was that you were amidst your friends who might keep you up. All's well that ends well. . . bhai's noble letter—nothing nobler there could ever be—reassured me about the atmosphere in which I flung you. I assure you that flinging you into the deep waters of life required no less steeling of my heart than your parting with me may have required you to steel yours.

You are not right in assumption that I was bothered by your unsteadiness only in your presence or that a mere removal of your physical self would set me at rest. Whether with me or away from me I want to see you on your legs. If I had felt that you would find that steadiness with me, I would have been the last man to let you go. You know I needed you by my side even for practical purposes of life. You know that your disinclination to go was just the opportunity for me to pin you down here, but at a great emotional cost I refused

to take a selfish advantage of the swinging of your mental pendulum, for I now believe that nothing but a very very great dive in the ocean of life would make you steady. No tinkering could do the feat.

I repeat what I told you here that do not look upon your present job as something very different from or opposite to the life of journalism. It will equip and qualify you all the better for the job of authorship and journalism. You will be in a living contact with life there. Cultivate this attitude and go ahead. The mighty book of life is laid bare before you. Imbibe it copiously. Shed off all shyness. Take a large view of life and men. Break off orthodoxy and bigotry; for these two elements are not peculiar only to religion, they oppress us in all the walks of life.

No, you are not a mere blade of grass. You are the very branch and bough of the banyan tree—i.e. you are the very banyan. Your widespread growth is certain. The bond between me and you is growing from strength to strength. Now there is no dread of drifting apart. Distance cannot estrange us. Let the love of us two breathe into your soul the music of the mighty harmony that your life should be. Your love for me will be real only if it could make you love your whole life—your wife, your parents-in-law, your friends, and what not. So also with my love for you. It should awaken in you the symphony of life's music, otherwise it is selfish, degenerate, vulgar. I would stand self-condemned before all that I have written if I love you to the detriment of your independent growth.

Our combined kitchen is promising to be a great success. Nirmala and Chitradevi are getting along splendidly. It is all a labour of love on both sides. In fact there are no sides. ooo They finish their task much eariler than before. They part only at bed time. oooooo

Here is a letter from Mr. Thurston addressed to us both. How very kind of him to have appreciated our hospitality! You will of course tell him how awkward I felt after his departure as I recollected the numerous inconveniences to which we put him despite the fact that with a little more care and attention we could have made him more comfortable. Of

course, the blame lies with him! He made himself so much at home in our midst that it was but natural for us to forget his many a requirement, his habits, susceptibilities and all that. What would Mrs. Thurston think of us when she comes to know that we did not provide Mr. Thurston with even a chair and a table for his meals although we had them! And he himself brushed his boots! Tell her, how could we help behaving as we did when her husband himself behaved so badly as to blind us completely to the fact of his being a guest and an outsider!

I have already conveyed Mr. Thurston's kind feelings to everyone in the house and to Lakhubhai, who felt extremely happy to find that Mr. Thurston had not forgotten his name. How ardently I wish he might make it convenient to visit us once more before leaving our shore! But before I could ask him to do it, it is my duty to pay him a return visit at his home and that I will gladly do the earliest I can. oooooo

You must have seen the last issue of 'Foolchhab'. It is I who wrote આંતર૦. Of course, I could not come up to mark. Anyway, it will do. oooo My love to Gulab and Anu. Gulab must be a *pucca-pura* seven feet tall Punjabi now!

Jhaverchand

❑ અનુવાદ

[બોટાદ : ૧૯૪૫]

પ્રિય મહેન્દ્ર,

તારા પત્રમાંની ગુલાબની અને તારા ઉરકમળની પાંખડીઓથી આજે મારો અભિષેક થયો! તારાથી વિખૂટા પડ્યા પછીના કલાકોના અતિશય ભાર તળે મારું મન ચગદાયેલું જ રહ્યું છે. વિયોગના તિક્ષ્ણ શૂળની સાથે સાથે તારી મુસાફરીની હાડમારીની ચિંતા પણ મને સંતાપતી રહી છે. દિલાસો માત્ર એટલો હતો કે તને ઉલ્લાસમાં રાખી શકે એવા તારા મિત્રોની હૂંફમાં તું છો. ખેર, કલ્યાણમાં પરિણમે તે સર્વ સદા મંગળ જ ગણવું. તને મેં જે વાતાવરણમાં ફંગોળ્યો છે તે વિશે ૦૦ભાઈના ખાનદાની ભર્યા પત્રથી હૈયાધારણ થઈ; આનું નામ જ ખાનદાની. જીવનના અગાધ જલરાશિમાં તને હડસેલ્યો ત્યારે તારે તારા હૃદયને જેટલું સાબૂત રાખવું પડયું હશે એટલું જ, એથી જરીકે ઓછું નહીં, મારે પણ મારા જિગરને કઠોર કરવું પડયું હતું તેની તને ખાતરી આપું છું.

તું મારી નજર સામે હો ત્યારે જ તારી હાલકડોલક મનોદશા મને અજંપો કરાવતી હતી અથવા તો તારા ચાલ્યા જવાથી પડેલું ભૌતિક અંતર મને પાછો સ્વસ્થ કરી દેશે એવી તારી ધારણા ખોટી છે. મારી સમીપે કે મારાથી દૂર, તું જ્યાં હો ત્યાં, મારે તને પગભર થતો જોવો છે. મારી પાસે રહેવાથી તું સ્થિરતા પ્રાપ્ત કરીશ એવું મને લાગ્યું હોત તો હું તને જવા જ ન દેત. સાંસારિક જવાબદારીઓ માટે પણ મારે પડખે તારી કેટલી જરૂર છે તે તું જાણે છે. અહીંથી જવાની તારી અનિચ્છા એ તો તને અહીં ખીલે બાંધી દેવાની મારે માટે આદર્શ તક હતી પણ, મારા ઊર્મિતંત્રને ચૂકવવી પડેલી આકરી કિંમત છતાં, ઝૂલતા લોલક શા તારા ચિત્તનો સ્વાર્થી ગેરલાભ લેવાનો મેં ઇન્કાર કર્યો છે કારણ કે હું માનું છું કે હવે તો સંસારસાગરમાં ખૂબ ઊંડી ડૂબકી મારવાથી જ તું સ્થિરતા પામીશ. બીજી કોઈ કારી નહીં ફાવે.

તને કહ્યું હતું તે જ દોહરાવું છું કે અત્યારના વ્યવસાયને પત્રકારત્વથી સાવ વેગળો કે તદ્દન ભિન્ન ન માનીશ. લેખન અને પત્રકારત્વની કારકિર્દી માટે તારો આ વ્યવસાય તને વધુ સુસજ્જ કરશે. ધબકતા માનવજીવન સાથે ત્યાં તું જીવંત સંપર્ક રાખી શકીશ. આવી વૃત્તિ કેળવીને આગળ વધજે. જીવનનો પ્રખર મહાગ્રંથ તારી સમક્ષ ખુલ્લો પડ્યો છે તેનું ઘૂંટી ઘૂંટીને રસપાન કરવા માંડ. સર્વ ક્ષોભસંકોચને ફગાવી દે. માનવને અને જીવનને આવરી લે તેવી વિશાળ દૃષ્ટિ માંડ. રૂઢિવાદ અને ઝનૂનની પકડમાંથી છૂટી જા કારણ કે એ બે વૃત્તિઓ ફક્ત ધર્માંધતા સાથે જ સંકળાયેલી નથી, જીવનનાં સર્વ ક્ષેત્રોમાં એ આપણી પર દમન ગુજારે છે.

ના, તું ઘાસનું તણખલું માત્ર નથી. તું વટવૃક્ષની મુખ્ય ડાળી છો, વડવાઈ છો, અને એટલે તું વટવૃક્ષ જ છો. તારો વિસ્તૃત વિકાસ નિશ્ચિત છે. તારી ને મારી વચ્ચેની ગાંઠ ઉત્તરોત્તર મજબૂત બનતી જાય છે. હવે અંતર પડી જવાની દહેશત જ ન રહી. અંતર પણ હવે આપણને અળગા નહીં કરી શકે. તારી ચેતનામાં એક શક્તિવાન સંવાદિતા પ્રગટે એવો આત્મનાદ આપણા સ્નેહમાંથી તારા અંતરતમમાં આંદોલિત થાઓ. તારી સમષ્ટિ—પત્ની, શ્વસુરજનો, મિત્રો, તમામ—પર તું પ્રેમ પાથરતો થા તો જ મારા પરનો તારો સ્નેહ સાચો કહેવાય. મારા પ્રેમની પણ એ જ કસોટી. એ પ્રેમમાંથી તારા અંતરમાં જીવનની સંવાદિતાસમ લયબદ્ધ ગુંજારવ ન મંડાય તો મારો પ્રેમ સ્વાર્થી, વિકૃત અને બેહૂદો ગણાય. તારા સ્વતંત્ર વિકાસને રૂંધી રાખે એવી મમતા હું રાખું તો મારા સમસ્ત શબ્દસર્જનની સમક્ષ હું પોતે જ એનો દ્રોહી ઠરીશ.

અમારું સંયુક્ત રસોડું ધમધમાટ ચાલે છે! નિર્મળા અને ચિત્રાદેવી વચ્ચે અજબ મેળ જામ્યો છે. બંને પક્ષે પ્રેમનો મહિમા છે, પણ સાચું કહું તો અહીં પક્ષો જ નથી રહ્યા. ૦૦૦ રસોઈકામ પહેલાં કરતાં ઘણું જલદી આટોપાઈ જાય છે. એ બંને તો સૂવાને સમયે જ છૂટાં પડે છે. ૦૦૦૦૦



[મહેન્દ્રભાઈ : ૧૯૪૪]

**...શક્તિવાન સંવાદિતા પ્રગટે એવો આત્મનાદ આપણા સ્નેહમાંથી તારા અંતરતમમાં આંદોલિત થાઓ...**

આપણા બંને પરનો શ્રી થર્સ્ટનનો પત્ર બીડું છું. આપણા આતિથ્યને એ કેટલા ઉદાર દિલથી વખાણે છે! થોડાં વધારે કાળજી અને ધ્યાન આપ્યાં હોત તો એમને ઘણી વધારે સગવડો આપણે આપી શક્યાં હોત. એમને કેટલી અગવડો ભોગવવી પડી તે એમની વિદાય પછી યાદ કરું છું ને મને કેટલી ભોંઠપ આવે છે તે તું એમને જરૂર કહેજે, પણ વાંક એમનો ન કહેવાય? સ્વજનની જેમ આપણી વચ્ચે એવા સરસ ગોઠવાઈ ગયા કે એમની ઘણી જરૂરિયાતો, ટેવો, સંસ્કારક્ષમતા વગેરે તરફ આપણે બેધ્યાન બની જ જઈએ ને! શ્રીમતી થર્સ્ટનને ખબર પડશે કે ઘરમાં ટેબલખુરસી હોવાં છતાં એમના પતિને જમવા નીચે બેસાડ્યા ત્યારે એ આપણે વિશે શું ધારશે?

એમને કહેજે કે એમના પતિએ પોતાના વર્તનથી પોતે અતિથિ હતા એ વાત જ અમને ભુલવાડી દીધી; પછી અમે શું કરીએ ?

શ્રી થર્સ્ટનનો ઉમદા સ્નેહ મેં ઘરમાં સૌને અને લખુભાઈને† પાઠવ્યો છે. લખુભાઈ તો પોતાનું નામ શ્રી થર્સ્ટન ભૂલી નથી ગયા એ વાતથી જ રાજી થઈ ગયા છે. શ્રી થર્સ્ટન આપણા દેશથી દૂર ચાલ્યા જાય તે પહેલાં ફરી એક વાર ફુરસદે અહીં આવે એવી મારી કેટલી ઉમંગભરી અભિલાષા છે! પણ એમને એવું કહેતાં પહેલાં એમને ઘેર ડોકિયું કરવાની મારી ફરજ છે અને ખૂબ ઉલ્લાસભેર હું બને તેટલું જલદી ત્યાં જઈશ. ०००००

'ફૂલછાબ'નો છેલ્લો અંક તેં જોયો હશે. 'આંતર૦' આ વખતે મેં લખેલું. બેશક, એનું ઉચ્ચ ધોરણ હું ન જાળવી શકયો, પણ ચાલશે. ગુલાબ અને અનુને† મારો સ્નેહ. ગુલાબ તો પાક્કો–પૂરો સાત હાથ ઊંચો પંજાબી લાગતો હશે.

ઝવેરચંદ

*

† લખુભાઈ : બોટાદવાસ દરમ્યાન બાપુજીના નિકટ મિત્ર, લખુભાઈ શાહ (ભાલાણી), વ્યવસાયે ખેડૂત. શ્રી થર્સ્ટનની બોટાદ મુલાકાત દરમ્યાન એમને ઘોડાગાડીમાં બેસાડી પોતાની વાડી બતાવવા લઈ ગયા હતા.

† ગુલાબ અને અનુ : નાનાં બહેન સમજુબહેનના મોટા બે પુત્રો, ગુલાબરાય ચુ૦ પારેખ અને અરવિંદ ચુ૦ પારેખ.



[રેમન્ડ થર્સ્ટન સાથે : ૧૯૪૪–૧૯૪૫]

...અતિથિ હતા એ વાત જ અમને ભુલવાડી દીધી...

◆ અમેરિકન અતિથિ

રેમન્ડ એલ. થર્સ્ટન, અમેરિકન વિદેશખાતાના અધિકારી, ૧૯૪૨થી મુંબઈમાં અમેરિકન વાઇસ-કાઉન્સલ હતા અને એમનાં પત્ની એલિઝાબેથ મુંબઈના અમેરિકન માહિતી કેન્દ્રમાં કામ કરતાં હતાં. પછી આગળ જતાં સોવિયેત સંઘ સહિત વિવિધ દેશોમાં અમેરિકન દૂતાવાસોમાં કામગીરી બજાવતાં બજાવતાં એલચીપદે પહોંચીને નિવૃત્ત થયેલા શ્રી થર્સ્ટન સ્વદેશમાં અધ્યાપન કામ કરતા હતા ને છેલ્લે તેમાંથી પણ નિવૃત્તિ લઈને ફ્લોરિડામાં જઈ વસેલા. તરતી જહાજ યુનિવર્સિટીમાં અધ્યાપક તરીકે ફરી પાછા એ મુંબઈ આવ્યા હતા. મૃત્યુપર્યંત મેઘાણી-પરિવાર સાથેનો એમનો ઘનિષ્ઠ સ્નેહસંબંધ જળવાઈ રહ્યો હતો. [મહેન્દ્રભાઈએ લખી આપેલ પરિચય-નોંધ પરથી.]

(૪૫૨) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

રાણપુર : ૬-૩-૧૯૪૫

ભાઈ મહેન્દ્ર,

તારો તાર મળ્યો. હું તને લખવાનો જ હતો કે તારે 'આંતરરાષ્ટ્રિય શતરંજ'ની કશી જ વળગણ રાખવી નહીં. એવા મોહ ઠેર ઠેર રાખવા તને નહીં પોસાય. મેં 'કલમ-કિતાબ' એક જ ઝટકે છોડી દીધું હતું તેમ તારે પણ તારી મમતા તજી દઈ ચાલુ જે કામ છે તેમાં જ તલ્લીન બનવું. બાકી વાંચવું. અહીંનો મોહ ચાલુ રાખવાનું તો બીજું પણ કોઈ કારણ નથી. હું પણ કોઈ એક દિવસ અચાનક આંહીંની ગાદીને સલામ કરી ઊઠી જઈશ. ૦૦૦૦૦

શ્રીધરાણીને કાગળ લખવા વિચાર તો કરું છું પણ લખું ત્યારે ખરો. ગયે મહિને આપણા બેઉ ઘરનો ખરચો રૂ૦ પાંચસો આવ્યો. તારા મુંબઈ વગેરેના ખર્ચનો આંકડો તો જુદો હશે. મતલબ કે હવે પાંચસો એ હાલ બે વર્ષ તો standard સમજી લેવું ને તે મુજબ રળવું. બીજો શો ઉપાય?

ના, હું 'આંતરરાષ્ટ્રિય શતરંજ' લખવાનો નથી. એ તો નાથાભાઈની ગેરહાજરીમાં પેપર પ્રત્યે મારાથી બેપરવાઈ ન બતાવી શકાય એવી નિષ્ઠાથી મહેનત કરેલ. ૦૦૦૦૦

ઝવેરચંદ

## (૪૫૩) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૨–૩–૧૯૪૫

ભાઈ મહેન્દ્ર,

તારો કાગળ પહોંચ્યો. દરેક કાગળ late-fee થી જ આવે તે તારા the late Latif નામને સાર્થક કરે છે. આજે તને ઘર પ્રત્યે ખેંચાણ અને મુંબઈ માટેની અકળામણ થઈ રહી છે તે પણ late-fee paid જેવું. મેં મહિનાઓથી જે કહેલું તેની પ્રતીતિ તને આજે થઈ. હું વર્ષ બે વર્ષ રાહ જોવા કહેતો જ હતો. હવે તો તું એક કસોટીમાં જ મુકાયો છે અને એમાં તારે પાર ઊતરવાનું છે એ લાગણીથી ટકી રહે કે જેથી આખરી નિર્ણય કરવાની તને દૃષ્ટિ મળે. આજે તો તારા મનની સ્થિતિ પણ લોલક જેવી છે. તેના પર ઇતબાર કરીશ નહીં.

મોટાબાપુજી વિશે જાણ્યું. હું તને ખાતરી આપું છું કે અહીં એમની રખાવટમાં કોઈ તરફથી કશો ફેર પડ્યો નથી. એમના વલણમાં ફેર પડ્યો તે ગમે તે કારણને આભારી હોય. એક રસોડું, છોકરાંને વખતસર નિશાળે પહોંચાડવાની દોડાદોડ, નાનાં બાળકોની જંજાળ, એ બધાં વચ્ચે પણ એમની પૂરી સગવડ સાચવી છે અને ચિત્રાદેવીએ ઊલટાના એમની પાસે જઈ એમના પરિવર્તનનું કારણ પૂછી નમ્રપણે સમાધાન કરવા પણ તક લીધી છે. નિર્મળાનો તો તદ્દન ખોટો વાંક કાઢે છે. એ બાપડી રાત સુધી નવરી થતી નથી. ૦૦ અહીં કામમાં રહે એ મોટાબાપુજીને ગમે નહીં વગેરે વાતો લખી તને એ ઠસાવવા માગું છું કે એમને માટે આથી વધુ શક્ય નહોતું. પણ એમની પ્રકૃતિ એમને છેવટ સુધી નડશે. અહીંની રખાવટ એ ક્યાંય બીજે પામશે નહીં. મને એમને માટે લાગી આવે છે. મારી ફરજ એમને સાચવવાની છે. હું લાઇલાજ બન્યો છું. મેં હમેશાં એમને સાચવ્યા–સચવાવ્યા છે. મારી જનેતા બહાર રઝળે છે એને તો કોઈ રોટલો ઘડી દેનાર પણ નથી, એના ખખડી ગયેલ શરીરનું કઈ ઘડીએ શું થશે એ ચિંતા સતત ચાલુ છે છતાં એને હું પાળી શકતો નથી; એના સ્વભાવને સંભાળવામાં જે ધૈર્ય જોઈએ તે કરતાં ઘણા વધુ ધૈર્યને મેં મોટાબાપુજીને સંભાળવા માટે કેળવ્યું છે છતાં જો એ ઘરનાં સુખદુઃખ અને અગવડ-સગવડના ભાગીદાર બનીને ન રહી શકે, હમેશાં વેવાઈવેલા જેવા મહેમાન રહેવાનું વલણ રાખે, તો હું લાચાર છું. નહિતર એવા વૃદ્ધ વડીલને તમારી સૌની ગેરહાજરીમાં પણ હું અહીં કેમ ન પાળું? અહીં પુષ્કળ જગ્યા છે, રોટલો છે, ચિત્રાદેવીને લાગણી છે, હું અઠવાડિયામાં પૂરા પાંચ દિવસ જેટલો સમય હાજર હોઉં છું; ખેર! એ બહુ દુઃખી થશે એ વિચાર મને વસમો થઈ પડે છે.

નિર્મળા હવે આજકાલમાં આવી જશે. ચિંતા કરીશ નહીં. હું અમદાવાદ ન જઈ શક્યો એ ભારે તક ગુમાવી, પણ તે સિવાય તો અગવડસગવડે દિવસ ખેંચી કાઢ્યા

છે. ૦૦૦૦ I must bear the cross silently. નિર્મળા આવ્યાં પછી હું બહાર નીકળીશ. છોકરાં આનંદ કરે છે. અહીં જ સુવાડીએ છીએ. બધાં લહેરથી રહે છે. કશું જ ઘર્ષણ નથી. ધમાલ તો રહે પણ સંપીજંપીને દરેક દિવસ ખેંચી કાઢીએ છીએ.

અમેરિકા માટેની તૈયારીમાં બહુ ઉતાવળ ન કરતો. એક મનોરથ તરીકે એ ઠીક છે પણ આચરણમાં મૂકતાં પહેલાં પૂરતો વિચાર કરવો કે જેથી આજે ઉત્તરોત્તર જે સ્થિતિભાન તને too late થાય છે તેવું એ વિશે પણ ન બને. ૦૦૦૦૦૦

ઝવેરચંદ



## (૪૫૪) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

અમદાવાદ : ૧૮–૩–૧૯૪૫

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ હું કાલે રાતે આવ્યો. આજે સાંજે અમે મહારાજ સાથે જઈએ છીએ. હું શુક્રશનિ સુધીમાં પાછો ફરીને ઘરે જ જઈશ. મુંબઈ હાલ નહીં આવું. ઘરે લાંબી ગેરહાજરી ઠીક નહીં. ૦૦૦૦૦

આંહીં રસિકભાઈ પરીખનો ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી કાગળ આવેલો તે માટે વાત કરવા ઊતરેલો. વાતો થઈ. ભવિષ્યની ગુજરાત યુનિવર્સિટીના એક પ્રારંભરૂપે જે ઉચ્ચ અભ્યાસની સંસ્થા ગુ૦ વ૦ સો૦ ઊભી કરી રહેલ છે તેમાં લોકસાહિત્યની chair ખોલવી છે ને એમાં મને મૂકવા માગે છે. બધી વાતોનો સાર કાઢતાં મને પત્રકારત્વના તેમ જ ઇતર લેખનના લોહીઉકાળા મૂકી દઈ આ શાંતિ તેમ જ પ્રતિષ્ઠા બંને સંપડાવનાર કામ સ્વીકારી લેવાનું ઠીક લાગ્યું છે. હાલ તુરત મકાન ન મળે ત્યાં સુધી બોટાદ રહીને કામ કરવાનું છે. મકાન વગેરે મળે તો આંહીં છોકરાંના શિક્ષણનું ઠીક પડે. 'ઊર્મિ'માં જે થોડું રૂ૦ પચાસ જેટલું માસિક લખવું પડે તે સિવાય વધુ ધસડબોળો કરવો નથી. એ લોકો બોટાદ છું ત્યાં સુધી બસો ને અમદાવાદ રહેવા આવું ત્યારથી ત્રણસો આપે એમ મેં કહ્યું છે. હાલ તુરત આથી વધુ શક્ય નહીં. ઉપરાંત ગુ૦ યુ૦નાં સ્થાન પાછળ પડનારા માણસોએ કંઈક ત્યાગ તો કરવો જ પડશે. પુસ્તકોમાંથી રૂ૦ સો–પંચોતેર તો માસિક મળી જ રહેશે. એમ સરવાળે આંહીંનું ખર્ચ નીકળી જશે, પણ બધો આધાર મકાન મળવા પર છે. નહિતર ત્યાં સુધી બોટાદથી અહીં અઠવાડિયે એકબે દિવસ આવતો રહીશ ને બીજા પ્રવાસો લોકસાહિત્ય એકત્ર કરવાના રહેશે. આ હમણાં કોઈને કહેવાનું નથી.

આ વાત તો હમણાં થઈ પણ એની અપેક્ષા વગર પણ મેં 'ફૂલછાબ'નું કામ છોડી દેવાનો નિર્ણય કરી જ લીધો છે ને જણાવ્યું પણ છે. મેમાં તો છૂટો થઈ જઈશ.

હું ખૂબ થાક્યો છું ને હવે એ ચોકઠામાંથી કોઈ પ્રગતિ શક્ય નથી. કાંતિ શાહ ગયા, બાબુભાઈને પણ જવાનો જ માર્ગ લેવો પડે એવું લાગે છે, ત્યારે હું ઠરડા શી રીતે કરું? વળી આવું શુદ્ધ academic કામ મળે તો લેવા જેવું. ભાવિમાં એમાં ઉત્કર્ષ થાય. મને પણ જે કામ એકલા ન થઈ શકે તેવું કેટલુંક સંસ્થાની મદદથી કરવાની તક મળશે. ૦૦૦૦૦

ઝવેરચંદ

*

† બાબુભાઈ: બાબુભાઈ પ્રા૦ વૈદ્ય.

## (૪૫૫) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૮–૩–૧૯૪૫

ભાઈ મહેન્દ્ર,

હું શનિવારે આવ્યો. તારો કંઈ કાગળ નથી. બધાં રોજ રાહ જુએ ને નિરાશા પામે એ કંઈ ઠીક કહેવાય? ૦૦૦૦૦૦ હું આવતા માસથી 'ફૂલછાબ'થી છૂટો થાઉં છું. અમદાવાદની યોજના તો ગમે ત્યારે અમલમાં આવે, છો મોડું થતું; આ પગલું તો ભરું જ છું એટલે બીજી દિશામાં નિરંતરાય ચિત્ત લાગી શકશે.

ઝવેરચંદ

## (૪૫૬) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૯–૩–૧૯૪૫

ભાઈ મહેન્દ્ર,

મારા માટેની ગુ૦ વ૦ સો૦ સાથેની યોજના અમલમાં આવતાં હજુ કદાચ વાર લાગશે. તેં બતાવેલી બીક બરાબર છે. મેં એ વિચાર કરીને પછી જ વાટાઘાટ ચલાવી હતી. મેં એની સ્પષ્ટતા કરી હતી. હું મારો રાહ, ઇચ્છું તો પણ, ચાતરી શકું નહીં. સંશોધન તો મારી રીતે જ થવાનું પણ મારી રીત ને શાસ્ત્રીય રીત અસંગત નથી. મારી રીત જ એમણે સ્વીકારવી રહે.

એ યોજનાને બાજુએ રાખીને પણ હું 'ફૂલછાબ' છોડવાના નિર્ણય પર આવ્યો છું. એ છોડ્યા પછી જ નવી દિશા બરાબર સૂઝશે. કામ તો ઘણું છે પણ એકલો અકળાઈ જાઉં છું. કામનો પ્રકાર જ એવો છે કે ઘરના જણની મદદ વગર નકામું પણ મારા કામને ખાતર તારા સ્વતંત્ર જીવનની આહુતિ ન અપાય. તારો માનસિક

લોલક સ્થિરતા ધરે તે પછી જ આપણે વાતો કરી શકીએ. આજે તો એકાદ વર્ષ તારે તારી કસોટી કરી લેવા જોશે.

હું શરીરથી પ્રવાસો માટે નાલાયક બનતો જાઉં છું. પ્રવાસના પાંચ દિવસો પણ લજ્જા આવે તેવા ગયા. ગઈ કાલથી પગમાં ગાઉટ થયું છે. ઉગ્ર સ્વરૂપ નથી. ચાંપતા ઇલાજ લીધા છે પણ કૌટુંબિક સ્થિતિને છોડી મુંબઈ તો આવવું નથી. દરેક કલાકે developmentની બીક. થર્સ્ટન દંપતીના માયાળુ નિમંત્રણનો લાભ લેવાનું દૂર જઈ રહ્યું છે. એ જેમ મને તેમ હુંય એમને યાદ કરું છું. પ્રભુને પ્રાર્થીએ કે પેસિફિકની લડાઈ પણ ઝટ પૂરી થાય—એમનાં જતાં પહેલાં—કે જેથી સૌ ભેગાં થઈ પ્રભુના ધન્યવાદ ગાઈને પછી જ જુદાં પડીએ. એમને મળ્યા વિના રહી જઈશ એવી મને બીક લાગે છે. ૦૦૦૦૦૦

ઝવેરચંદ



(૪૫૭) **રમણિક લા૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૭–૪–૧૯૪૫

ભાઈ રમણિક,

૦૦૦૦ હું જંજાળોમાં ડૂબેલો પહોંચ લખવી ભૂલી ગયો. 'ફૂલછાબ'નું ભેટ-પુસ્તક તો ગત વર્ષના ભાઈઓનું લખેલું જ તેઓ આપે છે. હું રસ લેતો નથી. હું 'ફૂ૦'માંથી લગભગ છૂટો થયો છું. 'મન્વંતર' માટે બીજે યત્ન કરીશ. 'ગૂર્જર'ને લખું છું. તમે પણ બીજે પ્રયાસ કરશો. મારા હાથ પર એટલું બધું કામ છે કે તમારા જેવો ઘરનો તૈયાર માણસ મદદમાં હોત તો હું આપણા કામને મજબૂત પાયા પર મૂકી આપત. એકલો પડી ગયો છું એટલે પહોંચી શકતો નથી.

બંધુમતી આવ્યાથી બહુ આનંદ થયો. ઘણી પ્રેમાળ અને ડાહી. એને કલકત્તા ગમતું નથી. આ તરફ આવવાનું વિચારી ન શકો? કામ તો ઘણું છે. આજે બં૦નો કાગળ છે કે એ મુંબઈ જાય છે. અત્તર બાબત પછી લખીશ. આંહીં કૌટુંબિક જંજાળો ઘણી છે. મહેન્દ્ર મુંબઈમાં સ્થિર થાય ત્યારે ખરું. ઉતાવળે.

ઝવેરચંદ

*

† 'મન્વંતર' : તારાશંકર બંદોપાધ્યાયની નવલકથાનો રમણિક મેઘાણીએ કરેલો ગુજરાતી અનુવાદ.

† બંધુમતી : રમણિક મેઘાણીનાં પત્ની, કવયિત્રી અને લેખિકા.



## (૪૫૮) નિર્મળા મ૰ મેઘાણી ઉપર

[પુત્રવધૂ]

બોટાદ : ૨૭-૪-૧૯૪૫

પુત્રી નિર્મળા,

દુ:ખ જ એ છે કે તમારા પર મને રોષ ચડી શકતો નથી. તમારી ચિંતા થાય તેવું નબળું હૃદય છે તેથી તો મહેન્દ્રને બદલે તમને જ તાર કરવા ભલામણ કરેલી. કોઈ બીજું ન કરે તો તમે પોતે જ તારઓફિસે જશો એમ માનેલું પણ ભુલકણાં મટી જાઓ તો મને પૂરો સુખી કરી શકો.

શરીર સાચવજો. દાક્તરી તપાસે જઈ આવ્યાં હશો. ફરવા જવાનું નિયમિત રાખશો. આંહીં ચિત્રાદેવી રોજ ડઝન વાર યાદ કરી કરી ઝંખે છે. એને તો અઠવાડિયે લખજો જ. મા પણ બહુ યાદ કરે છે. બાને અમારી સૌની વતી સ્મરણ કહેશો. શકુને કેમ છે? મસ્તાન–નાનક છૂપી છૂપી લડાઈ કરી લેતા હશે. ઇન્દુ માંડલ પહોંચી ગઈ છે. આનંદમાં રહેજો.

લિ૰ ઝવેરચંદના આશીર્વાદ

*

† મા : પૂ૰ માતુશ્રી ધોળી-મા.

## (૪૫૯) મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર

[બોટાદ : -૬-૧૯૪૫]

ભાઈ મહેન્દ્ર,

તારો કાગળ મળ્યો. જવાબમાં : તારે વિશે મારી સમજણ આવી છે કે અમેરિકાનો વિચાર મારે ગળે ઊતરતો નથી. ત્યાં જવા માટે તારી પાસે કોઈ યુનિવર્સિટીની ડિગ્રી નથી. ૭ મહિના અહીં રહેવાથી તારામાં અમેરિકા જવાની તૈયારી થઈ જવાની નથી. તું કયું ભાવિ કલ્પીને જવા માગે છે તે ખબર નથી. ઉપરાંત તને ખર્ચ કોણ આપનાર છે? કરજ કરીને જાય તો એ પાછું ફેડવાની કઈ શક્યતા છે? મારી કલ્પના એવી છે કે બેત્રણ વર્ષ તું આંહીં પત્રકારત્વ અને લેખનમાં પાવરધો થા, તારું નામ જાહેર થાય, તારી તેજસ્વિતા બહાર આવે, પછી જ તને આ તક આપવા કોઈને કહી શકાય.

૭ મહિના પછી જવાથી કંઈ ફેર પડતો નથી. તે કરતાં તો પછી જવું જો તને નિરાંત હોય તો, પૈસા આપનાર કોઈ તૈયાર હોય તો. અત્યારે જ જવું. હું તો કહ્યો

સંભવ જોઈ શકતો નથી છતાં આ બાબત તારા સમગ્ર જીવનની હોઈ તારે જ ઠીક લાગ્યા મુજબ નિર્ણય કરવો. સંભવિત છે કે હું મંદીની દૃષ્ટિએ જોતો હોઉં ને તારી પ્રગતિને રૂંધતો હોઉં પણ તારા આજ સુધીના નિર્ણયો કાચા પડ્યા છે.

તારે છ બાર મહિને જવું હોય તો તો તેના ક્વૉલિફ઼િકેશન તૈયાર કરવાનો ઉત્તમ માર્ગ Forum કે એવા કોઈ પણ પત્રમાં—'ટાઇમ્સ ઑફ઼ ઇન્ડિયા'માં બને તો ઉત્તમ —પેટવડિયે પણ આજથી રહી જઈ ઉમેદવારી કરવી એ છે. એવી કોઈ પ્રતિષ્ઠિત કચેરીમાં ઝાડુ વાળવાથી પણ પ્રારંભ કરવો એમાં કંઈ ખોટું નથી. પણ તને મોકલે છે કોણ એ તો નક્કી કર. ૦૦૦ બસ, એ વિશે આટલું છેવટ માટે લખું છું. તારે નક્કી કરવું. ૦૦૦૦૦૦

અમદાવાદવાળું મકાન હાલ તો જરૂરનું નથી. સોસાયટીવાળાઓનો કંઈ વિશેષ પત્રવ્યવહાર નથી. છેલ્લી વાતો મુજબ તેઓને મારો વિભાગ ખોલવામાં ફંડની કંઈક મુશ્કેલી આવી લાગે છે. હું પણ અમદાવાદમાં બહોળી આર્થિક સગવડ વગર રહી શકું નહીં. હાલ તો એ યોજના અભરાઈએ ચડી ગણું છું. ૦૦૦૦૦ હવે તું મારા તરફથી કશી જ દોરવણીની રાહ ન જોતાં ઉપલી બધી બાબતો પર નિર્ણય કરી લેજે. મારા વિચારો તેં ઠીક ઠીક સ્પષ્ટપણે જાણી લીધા છે. પાંચ વર્ષ સુધી મહેનત લઈને તું તારા વિચારોને, શક્તિઓને અને જીવનના રસોને સુવ્યવસ્થિત અને સ્થિર બનાવી ન કાઢે ત્યાં સુધી હું તને કોઈ પણ નવાં નવાં ventures માં આશીર્વાદ ન આપી શકું. I have little enthusiasm left for it. You must find out your moorings for once and for all. You have yet to begin from the beginning. I believe in growth; you believe in overnight miracles. We are standing poles asunder. You need guts. [ ◻ મને એ વિશે ઉત્સાહ નથી રહ્યો. તારે તારા આધાર હંમેશને માટે ઊભા કરી લેવા જ જોઈએ. એકડેએકથી જ શરૂ કરવું પડે. હું વિકાસમાં માનું છું જ્યારે તું રાતોરાતના ચમત્કારોની અપેક્ષા રાખે છે. આપણે સામસામા ધ્રુવો પર ઊભા છીએ. તારે જરૂર છે ખમીરની.] ૦૦૦૦૦૦

ઝવેરચંદ



## (૪૬૦) નિર્મળા મ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૫–૬–૧૯૪૫

પુત્રી નિર્મળા,

તમને હું ઘણા દિવસોથી લખું લખું કરું છું. આજે તો રાજકોટ જાઉં છું એટલે લખતો જ જાઉં છું.

મુંબઈથી બધાં આવ્યાં, એક તમને આવતાં રોક્યાં. રોકવામાં હું પણ કારણભૂત બન્યો. આંહીંની ગરમી, ટ્રેઇનના ત્રાસ અને તમારી શરીરસ્થિતિને કારણે મને ફેરવણી જોખમી લાગી પણ અહીં આનંદ વચ્ચે પલેપલ તમે યાદ આવો છો. આજે વરસાદે હવા ટાઢી કરી એટલે થાય છે કે આંહીં એકાદ માસ હોત તો મોટી મુશ્કેલી પડત નહીં, પણ હવે તો મોડું થઈ ગયું.

મહેન્દ્ર અને તમે નિરાંતે ભેળાં રહ્યાં જ નહીં; શાંતિથી જીવનનો આનંદ લેવાયો નહીં; આજે એ તદ્દન એકલાપણું અનુભવે છે, તમારા ઘરમાં જતાં એ વ્યથા અનુભવે છે. એને આ અનુભવ પહેલી જ વાર તદ્દન નવો થાય છે. હું એને શુભ ચિહ્ન ગણું છું. ઈશ્વર તમને બેઉને વહેલાં પાછાં ક્ષેમકુશળ ભેળાં કરો!

બા અને બાપુને મારાં વંદન કહેશો. બા તો ચિત્રાદેવી પર બહુવહાલ વરસ્યાં. ચિત્રાદેવી તો તમને વારંવાર યાદ કરે છે. આપણાં બેઉ કુટુંબો, તમારા બાપુનું ને અહીંનું, એની વચ્ચે સદાય આવી લેણાદેવી ચાલુ રહે તો કેવું સારું!

છોકરાં આનંદ કરે છે. અશોક 'ભાભી' 'ભાભી' બોલે છે. બહેન કાંતાએ† બાળકો માટે મોકલેલી ખાવાની ચીજો દેખી હું પણ બાળક બની જાઉં છું. એનો ઘણો આભાર.

મહેન્દ્ર અને હું અમારું કામ કરવા લાગ્યા છીએ. બધું ઠીક ગોઠવાઈ જશે. એ એના ઇચ્છિત માર્ગે ચડી જશે. કોઈ કશી ફિકર કરશો નહીં. ત્યાં સર્વને અમારાં સ્નેહસ્મરણ કહેશો. કાગળ લખતાં રહેશો.

લિ૦ ઝવેરચંદનાં આશીર્વાદ

*

† બહેન કાંતા : કાંતા નાગજી ખેતાણી (હાલ કાંતાબહેન શાહ.)

### (૪૬૧) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૪-૯-૧૯૪૫

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦ આ સાથે શ્રીધરાણીનો કાલે આવેલો કાગળ બીડું છું. તું એને દિલીપભાઈ સાથે વિગતવાર કાગળ લખજે ને મારા વતી જણાવજે કે એમના પુસ્તકના પ્રકાશનનો વિલંબ થયો છે તે માટે હું દિલગીર છું પણ કેટલાંક મારા કાબૂ બહારનાં કારણો નડ્યાં છે. પ્રકાશકોને કહીને ઉતાવળ કરાવીશ.

તારે તો હવે દિલીપભાઈ જાય છે એટલે બધો બંદોબસ્ત કરાવવાની સરળતા થશે પણ તારે ગ્રેજ્યુએટ તો ત્યાં જઈને પણ થઈ જવું જોઈએ. તારા ખર્ચ પેટે

બે-ત્રણ હજારનો પ્રબંધ તો આપણે જ કરશું. બાકીની રકમ મેળવી લેવી રહે. કોઈક સ્કૉલરશિપ મળે તો ઠીક. ૦૦૦૦૦૦

ઝવેરચંદ

*

† શ્રીધરાણી : કૃષ્ણલાલ શ્રીધરાણી.

† દિલીપભાઈ : દિલીપ કોઠારી.



(૪૬૨) પૂ૰ ચિત્રાદેવી—બા ઉપર

બોરીવલી—ટ્રેઇનમાં : [ ૬-૫-૧૯૪૫ ]

વ્હાલી દેવી,

હું આંહીં સુખરૂપ પહોંચી ગયો છું. વીરમગામથી બહુ સારી સગવડ હતી. બાબો ને બંટુ રસ્તામાં ઝઘડ્યા વગર ઘેર પાછા પહોંચી ગયા હશે. સ્ટેશને આવવાનું તો હવે વારંવાર મન થશે કારણ કે આઇસક્રીમ મળ્યું!

'સોરઠી શણગાર'નો સેઇલ્સમેન ઘણો નસીબદાર નીવડ્યો! વીરમગામથી ટ્રેઇનમાં જ એણે પોતાના કમ્પાર્ટમેન્ટમાં એક તડાકે રૂ૰ ૪૨ ની ચીજો વેચી, અને જાહેરાત કરી! તમે નાના બેઉ બાજુએ ભરેલા બટવાની કિંમતમાં ગોટાળો કર્યો છે. બટવા પર ચિઠ્ઠીમાં રૂ૰ ૭ લખ્યા છે, ને લિસ્ટમાં રૂ૰ ૫-૭-૦ બતાવ્યા છે. મેં સુધારીને રૂ૰ ૭ થી વેચેલ છે. ઘણું કરીને તો બધું જ વેચાણ પતાવીને જ પાછો વળીશ.

તમે તો અથાણાંમાં ને મરચાંમાં પડ્યાં હશો. દૂધ બિલકુલ પીતાં નહીં, હો કે! નાહક ખરચ વધી જાય. એના કરતાં શરીર ભલે ખરાબ થાય! રોજ તમારે બેથી અઢી શેર દૂધ લેવું એવું તો માણસોને કહેવાની ટેવ હોય તે કહ્યા કરે, આપણે તો જેમ બને તેમ ભૂખ્યા જ રહેવું ને પછી મુરલી રોવે ત્યારે તેનાં કારણો ગોતવામાં ગોથાં ખાવાં.

માનું કાર્ડ રેશનિંગ ઑફિસેથી મગાવી લેજો, ને આખા દિવસની જંજાળો છોડી થોડું થોડું છોકરાંને લઈ બહાર જતાં રહેજો.

બાબા માટે પઠાણી જોડા નંબર પાંચના લેતો આવીશ. એ વિશે હવે ફિકર ન કરવી. પદ્મલાને કેમ રહે છે તે જણાવશો. અશોકને કહેજો કે 'ચીચી' આખે રસ્તે બહુ યાદ કરતાં કરતાં આવ્યા છે. એ જ

ઝવેરચંદ



## (૪૬૩) પૂ૦ ચિત્રાદેવી-બા ઉપર

[ મુંબઈ : ૮–૫–૧૯૪૫ ]

વહાલી,

પરમદિવસનો કાગળ મળ્યો હશે. ગઈ કાલે પાછા આવવાની ટિકિટનો પ્રયત્ન કરતાં તે નકામો ગયો. આંહીં તો બધી વ્યવસ્થા ઘણી કડક બની ગઈ છે. આજે સવારે પાંચ બજે ભાઈ અતુ ચર્ચગેઇટની રેલ્વે ઑફિસે જઈ લાઇનમાં ઊભો રહ્યો, સાડાદસ વાગ્યે એનો વારો આવ્યો ત્યારે વીરમગામની સેકન્ડ ક્લાસ ટિકિટ મારે માટે આવતા મંગળવારની મળી. આજે મંગળ થયો. આવતા મંગળે નીકળીને હું બુધવારે બપોરે પહોંચીશ. ત્યાં સુધી તો આંહીં સલવાઈ રહેવું જ પડશે. ૦૦૦ આજે તમારા કાગળની આશા હતી. કદાચ આવ્યો હશે. સાંજે જઈ વાંચીશ. બાબાના ચંપલનું માપ તુરત મોકલશો ને બીજું જે કંઈ જોઈએ તે મગાવજો. લિસ્ટ બીડજો.

વહાલી, મારી ગેરહાજરીમાં ઘણું આકરું પડતું હશે. હું હોઉં તો બહુ કામનો તો નહીં છતાં મનને બળ રહે, ઘરમાં સ્ફૂર્તિ અને હોહો તો હોય, વળી હું થોડો તને ત્રાસમાંથી બચાવવા પણ પ્રયત્ન કરું. મારી ગેરહાજરીમાં તારી મૂંઝવણ બહુ વધતી હશે. મારા હૃદયને અહીં જરા પણ ગમતું નથી. હું ઘાટકોપર ગયો પણ બપોરે જ ત્યાંથી નીકળી વિજયાબહેનને ઘેર જ રહું છું, ત્યાં જ સૂઉં છું. એ લોકો પણ બધાં બહારગામ જવાનાં હતાં. મારે ખાતર વિજયાબહેનને રોકાઈ જવું પડ્યું છે. એ તને બહુ યાદ કરે છે. મારી વહાલી દીકરી પદ્મલાને કેમ છે? મુરલીને કહેજો કહા–કહા–કહા–કહા–. અશોક જો 'ચીચી' કહે તો કાન ખેંચજો ને એને ખૂબ પગ દાબીને સુવારજો. તમારા ભરતને માટે પ્રયત્ન કરું છું. ૦૦૦૦૦૦ બાબાને સંભાળજે, એના પ્રત્યે કોમળ રહેજે. ૦૦૦ વહાલા બેટા બાબા, બા લખે છે કે તું એને બહુ મદદ કરે છે. એ વાંચી હું રાજી થાઉં છું. મદદ તો તું મને પણ કરતો. તું તો ડાહ્યો છે. ચીજવસ્તુ ઠેકાણે મૂકે છે કે નહીં? મારો કાગળ મળ્યો હશે. મને લખતો રહેજે.

વહાલા બંટુભાઈ, તમે માંદા માંદા મને સંભારતા હશો. બાબોભાઈ કપાળે પોતાં મૂકતો હશે, રાતે મચ્છર કરડતાં હશે તો મેં ભાભી સાથે મોકલાવેલ દવા હાથે પગે મોઢે લગાવીને સૂજો. તમે અંગૂઠો ચૂસતા હો તેના ચસકારા આંહીં સંભળાતા હોય એવું લાગે છે. આપણાં ઝાડ કેવડાંક થયાં? રાતની રાણી રાતે સુગંધ આપે છે કે નહીં? તમે ખોદો છો ખરા? ગુલાબ અને મોગરાનાં ફૂલ ઊતરે છે કે નહીં? બાને અંબોડે મુકાવજો.

પદ્મલા ડોશી, તું તો ભદો રહી છો કે દૂબળી પડી ગઈ છો? તને માખીઉ ઉડાડવાનું કહીને કોઈ ધખતું નહીં હોય! બાપુ બહુ વઢતા, ખરું?

[ અધૂરો ]

† વિજયાબહેન : વિજયાબહેન દુ૦ પરીખ

† બાબો : પુત્ર વિનોદ

† બંટુ : પુત્ર જયંત



## (૪૬૪) ખેતસિંહ ના૦ ગઢવી ઉપર

બોટાદ : ૪–૫–૧૯૪૫

સ્નેહી ભાઈશ્રી,

આપનો સૌજન્યપૂર્ણ કાગળ મળ્યો. વિસ્તારથી આટલું લખી મને ઘણો ઉપકૃત કર્યો. આપ મને યાદ ન આવો એવું કેમ જ બને? આપણે રાજકોટ પછી મળ્યા નથી છતાં સ્મરણ તો લીલું જ છે.

ઉદેપુર સંમેલનમાં આવવાનો લોભ આપના પત્રે અતિ વધારી મૂક્યો છે. હું હજુ 'ફૂલછાબ'માંથી તદ્દન છૂટો થયો નથી, તબિયત પણ બહુ સારી રહેતી નથી, છતાં મારા પ્રત્યે રાજસ્થાની ચારણબંધુઓનો આપના પત્રમાં પ્રતીત થતો આદરભાવ તેમ જ એ સંમેલનમાંથી ચારણ વિદ્વાનોનો જે જીવંત સંપર્ક મળવાનો મોટો લહાવ, એ મને બીજી પ્રતિકૂળતાની બરદાસ્ત કરીને પણ હાજરી આપવા લલચાવે છે. કાલે આઠ દિવસ માટે મુંબઈ જાઉં છું. ત્યાંથી આવીને શ્રી દુલાભગત સાથે સંપર્ક સાધીને બનતા પ્રયત્ને ઉદેપુર પહોંચવા ઇચ્છું છું. બાકી તો અંજળની વાત છે.

'ચારણ–ચારણી સાહિત્ય' વિશે આપે મને આટલા વિસ્તારથી લખ્યું તે ઘણું જ સારું કર્યું. એના ગુણદોષ જાણવા હું ઉત્સુક હતો. એને વિશે શ્રી ઓઝાજીની પ્રશસ્તિ મળી એ પરમ ભાગ્ય, ને અન્ય વિદ્વાનોએ ક્ષતિઓ બતાવી તે પણ મારે તો જાણવા જેવી. હવે દોષો બતાવ્યા તે વિશે :

(૧) ચિત્ર મૂકવાની ભૂલ થઈ તે કબૂલ કરું છું. નવી આવૃત્તિમાં એ નિવારી લેશું.

(૨) ચારણ વિશેનાં પૂર્વકાળે થયેલાં જુદાં જુદાં મંતવ્યો ને ઉલ્લેખો એ મારા અભિપ્રાયનાં વ્યંજક હોય એવું તમને કેમ લાગ્યું? એક વિષયની આલોચના કરવામાં

પૂર્વકાળના આવા સર્વ ઉલ્લેખોને તો ટાંકવા જ જોઈએ; અમુક ઠેકાણે વપરાયેલો ચારણ શબ્દ વર્તમાન તે જાતિને લાગુ પડતો હોય કે નહીં તે તો અલગ વાત છે. હું જ્યારે ચારણી સાહિત્યને અનુલક્ષીને ચારણ નામની વિદ્યોપાસક સાહિત્યસર્જક સંસ્થાની ગવેષણા કરતો હોઉં ત્યારે તો જૂની નવી દરેક જાતની માન્યતાઓને, ઉક્તિઓને અને ઉલ્લેખોને ટાંકી બતાવી તેમાંથી જ મુખ્ય વસ્તુનું દોહન કરું એને ઊલટાનું ચારણ ભાઈઓ ફરિયાદનું ને કચવાટનું કારણ ગણે? બડી નવાઈની વાત. મેં પુસ્તક લખ્યું શા આશયથી? ચારણ અને ચારણી સાહિત્યની ઉપકારકતા—સંસ્કૃતિ-સેવાને અનેક ગેરસમજો, પૂર્વગ્રહો, અણગમાઓ, આક્ષેપો, અવહેલનાઓ વચ્ચેથી ઊંચે ઉઠાવી અનેક પ્રકારે બતાવવાના આશયથી. એ આશયને ચાતરી જવાયું છે? નહીં જ. તો પછી ચારણ વિશેનાં મને મારા સંશોધનના પંથે સાંપડતાં મોળાં વિધાનોનો હું હવાલો જ ન આપું ને આપું તો વિષયનું ગૌરવ ખંડિત થાય એવું કોઈ કહે તે તો કામ ન લાગે.

હા, વિષય બહોળો, હું એ વિષય પર સૌ પહેલો બોલનારો, મારો અનુભવ પરિમિત, મારો સંપર્ક વિશેષે કરીને કાઠિયાવાડ સાથે, મારી સામગ્રી સોરઠી ચારણો પાસેથી મેળવેલી, તેને કારણે આ વિષય પર વધુ પ્રકાશ તો હંમેશાં પડવાનો અવકાશ રહે, નવું અન્વેષણ કરતા જ જઈએ, કરતા જઈએ તેમ જૂનાં વિધાનો ફરતાં પણ આવે, હકીકતના દોષો પણ રહી ગયા હોય તે સુધરી શકે, સુધરવા જોઈએ—એ બધું સાચું; બાકી જે વિષય પર હું વિદ્વાનોની સમક્ષ બોલું તેના માઠા અંશોને બાદ દઈને જ બોલું તેથી તો હું માત્ર વકીલ જ ઠરું, પ્રશસ્તિકાર ગણાઉં, પક્ષકાર બનું; એ મારા મૂળ ઉચ્ચ આશયને ભોગે જ કરવું પડે, પણ એથીય ચારણ કે ચારણી સાહિત્યને શો લાભ?

હું તમને સામે ચાલીને વિનંતિ કરું છું કે મને મારા લખાણમાંથી અવતરણો ટાંકીટાંકીને મારા દોષો સ્પષ્ટ કરો તેમ બારીક હકીકતભૂલો પણ બતાવો કારણ કે પુસ્તકની નવી આવૃત્તિ મારે તુરતમાં જ કરવી છે. હું તમારા લખાણનો પૂરો લાભ લઈ પુસ્તકને વધુ પ્રમાણભૂત બનાવીશ, પણ 'અમરકોશ'વાળો 'ચારણ' અથવા 'જોગાહર જાચણ'વાળો 'જાચણ' તે તો આ ચારણ નહીં પણ કોઈ બીજો એવું વિધાન હું શી રીતે કરું? હું તો કોઈ એક કોમ કે જ્ઞાતિનો ઇતિહાસ નહીં પણ એક વિદ્યાસેવી સંસ્થાનો, એક પરંપરા ને પ્રણાલિકાનો, પરિચય આપવા ઊભો હતો. છતાં મેં કોઈના કુળને કે વંશને હીણપત આપે તેવું કંઈ જ લખ્યું યાદ નથી.

સાચી વાત છે કે તમે એ લખાણ તૈયાર કરતી વેળા મને યાદ નહીં આવેલા. મેં 'ચારણ' ત્રૈમાસિકના અંકો ઉથલાવી ઘણો ઉપયોગ કરેલો, તમારા લેખો પણ વાંચેલા, પણ તમારા લાંબા કાળના ઊંડા અભ્યાસની ખબર નહીં. પણ આજે તો હવે જાણ્યા પછી તમને કેમ છોડું? જૂની આવૃત્તિની એક પ્રત મોકલું? એમાંથી જે જે

કંઈ ઠીક કરવા જેવું લાગે તે કરી આપો અગર તો તમારો નિરાળો લાંબો લેખ આપો તો તે હું પુસ્તકમાં પરિશિષ્ટમાં મૂકું. આટલું તો જરૂર કરી આપો.

હું એ કહી શકવાની સ્થિતિમાં છું કે મારા એ પુસ્તકથી ગુજરાતના સાહિત્યસેવી સમૂહમાં ઉચ્ચ કક્ષાના વિદ્વાનોમાં પણ ચારણી સાહિત્ય ને ચારણ વિશેના ઘણા અણગમા ને પૂર્વગ્રહો દૂર થયા છે. એનું કારણ—એક કારણ—એ કે હું તાટસ્થ્ય સાચવીને વિષયને રજૂ કરી શકયો છું. રાજસ્થાની ચારણ વિદ્વાનો પૈકીના કેટલાકને મારું કરાવેલું વિષયદર્શન મંદ લાગે તે તો સ્વાભાવિક છે પણ તમારા જેવા ગુજરાતવાસી ભાઈઓને હું આટલી છૂટ લઈ કહું તો ક્ષમા દેજો કે આપણે વર્તમાનયુગના અનેક જૂનાનવા વિચારપ્રવાહોની વચ્ચે જામેલા તુમૂલ સંગ્રામની વચ્ચે ઊભા છીએ, એની વચ્ચે જે કંઈ ટકાવવું હશે તેને પહેલાં તો પ્રતીતિકર ને પછી સુગ્રાહ્ય બનાવવું પડશે. આધુનિક ઊથલપાથલોની વચ્ચે આપણે કયાં ઊભશું તો ટકશું એ વાત મુદ્દાની છે. મારી તો લોકસાહિત્ય–ચારણી સાહિત્યના ટકાવ માટેના સતત યુદ્ધની એક જીવન–પચીશી થવા આવી. મને પગલે પગલે પડકારવામાં આવ્યો છે, ઉથલાવી પાડવાના યત્નો આધુનિક સાહિત્યકાર દુનિયામાં થતા રહ્યા છે. બ૦ ક૦ ઠાકોર જેવા ધુરંધરો તો ચારણી ભાષા કે સાહિત્યને ગુજરાતી સાહિત્યના નામે ઊભવાય દેવા નથી ઇચ્છતા, અને ચારણો પણ પોતાની જૂની મૂડીને સંઘરીને એના એ જ સ્વરૂપે–પ્રકારે એનું ગૌરવ કરતાં કરતાં વેગળા બેઠા છે, અને આજે પણ જ્યારે સૌની નજર સામે ચારણો કેવળ રાજ્યાશ્રયો શોધતા, રાજાઓની સ્તુતિ કરતા તેમ જ દૂર દૂર રાજસ્થાનથી પણ દોડી આવી રાજાઓ પાસે જાચતા નજરે પડે છે ત્યારે તમારું પેલું વિધાન—કે ચારણો કદી આવા કે તેવા નહોતા—કઈ રીતે ટકી શકશે? વર્તમાનમાં જે મનોદશા છે તે ભૂતકાળમાં શું કોઈ કાળે નહોતી?

બીજું કહું : ચારણી સાહિત્યના સર્જનમાં ચારણોનો જ નહીં પણ ઢાઢી–ઢોલીનો પણ હાથ હતો; ઉત્તમ વાર્તા–દુહાનું સર્જન એમણે કર્યું છે; વાર્તાઓ એમણે ગાઈ–ગવરાવી છે; એ જાતિઓને તમે હલકી ગણાવી ચારણને ઊંચો નહીં ચડાવી શકો; આપણે તો કદી જ ખરાબ નહોતા, કદી પતનને પામ્યા જ નહોતા, એ તો બીજા કોઈક હશે, આવું સ્થાપિત કરવાને સંશોધનમાં ઊતરવું એ અમને શા ખપનું છે? આજે આપણે શું છીએ તે તો જુઓ! ને તે પરથી ત્રિરાશી માંડો!

આજનો આપણો પ્રયાસ પુનરુત્થાનનો છે, કુલાભિમાનનો નથી. મારા જેઓ નજીકના મિત્રો જેવા છે તે ચારણોને પણ આજે હું એવા રાજાઓ, તાલુકદારો અને ગરાસદારોનો આશ્રય લેતા જોઉં છું કે જેમનાં કારકિર્દી, ચારિત્ર ને મનોદશા છેક જ હીન હોય. આશ્રય તો ઠીક પણ સ્તુતિયે પ્રમાણભૂલી! ૦૦ જેવા ચારણ પણ બેધડક કહેતા કે હું તો જે દાન આપે તેનું કાવ્ય કરું! એ દાન દેનારાઓની કાવ્યપ્રશસ્તિઓનો પુંજ બતાવીને કોઈ પણ માણસ કહી શકે કે ચારણી માનસ વર્ષો થયાં કેવું હતું. તમે તો સુશિક્ષિત છો. અંગત જ લખું છું. વાદ કરવાની વાત નથી.

શ્રી મુનશીને તો સંમેલન તરફથી જ નિમંત્રણ જવું જોઈએ. લાંબો પત્ર લખવા બદલ ક્ષમા કરશો. કુશળ હશો.

લિ૰ ઝવેરચંદનાં વં૰

*

† 'ચારણ–ચારણી સાહિત્ય' : 'ચારણો અને ચારણી સાહિત્ય' નામનું બાપુજીનું પુસ્તક. ૧૯૪૨ના જાન્યુઆરીમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આશ્રયે અપાયેલ આ વિષય પરના વ્યાખ્યાનનો વિસ્તાર.

† ઓઝાજી : ગજરાજ ઓઝા, ચારણી ભાષા અને સાહિત્યના રાજસ્થાની વિદ્વાન.

*

## 'મોરલા હોંકારા દેવા માંડ્યા'

"નવ વર્ષ પૂર્વે [૧૯૩૮માં] રાજકોટ મુકામે અખિલ હિંદ ચારણી સંમેલન મળ્યું હતું. કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, સિંધ, થરાદ્રી, માળવા, મેવાડ, મારવાડ અને મધ્યપ્રાંતના સુકવિઓ અને વાર્તાકારો મળેલા. એક ચારણ બેઠો હોય તો પણ વાત કરવાનો અન્ય માણસોને સંકોચ થાય. બે હજાર ચારણ ત્યાં મળ્યા હતા અને એમાં ઘણા તો કવિરાજો હતા. એમની વચ્ચે બધાના આગ્રહથી એ વામન પણ વૈરાટ સમો ઊભો થયો. કસુંબલ, તૃપ્ત અને રિધીયલ કેરીની ફાડ જેવી આંખ સભાને ખૂણે ખૂણે આડી અવળી ફેરવી અને મારવાડી ગીતથી શરૂ કર્યું. મોરલા સામા હોંકારા દેવા માંડ્યા. રાજકોટ ગાંધર્વનગર સમું બની ગયું. મેદનીનાં હૈયેહૈયાં દળાવાં માંડ્યાં. બરાબર પોણાબે કલાક કોઈએ હોકાની ઘૂંટ ન ખેંચી. હોકા ઓલવાઈ ગયા."

[દુલા ભાયા કાગ લિખિત સંસ્મરણલેખમાંથી ટૂંકાવીને, સાભાર.]

## (૪૬૫) દાજીરાજ ગઢવી ઉપર

બોટાદ : ૨૦–૫–૧૯૪૫

માન્યવર સ્નેહીશ્રી,

આજે સવારે આપનો તાર સૌના તરફથી સંમેલનમાં હાજરી આપવાનો મળ્યો. તે પૂર્વે આપનો કૃપાપત્ર પણ પહોંચ્યો હતો. શ્રી ખેતસિંહભાઈ ગઢવી દ્વારા મોકલેલ પ્રેમભરપૂર નિમંત્રણ પણ પહોંચ્યું હતું.

રાજસ્થાની ચારણ બંધુઓના મારા પ્રતિ વહેતા પરોક્ષ પ્રેમનું તીવ્ર ભાન કરાવનારા આ નિમંત્રણનો જવાબ નકારમાં વાળતાં મારા દિલને અત્યંત ઊંડું દર્દ થાય છે. મને એ વહેલી ખબર પડી હોત તો મારા મુંબઈના પ્રયાણને મોકૂફ રાખી

ઉદયપુરને જ અગ્રસ્થાન આપત, પણ મારે મુંબઈ જવું પડ્યું, ત્યાંથી કંઈક સ્વાસ્થ્ય બગાડીને આવ્યો, અહીં ઘેર આવું તો બાળકો બીમાર છે અને મારે જે મુદ્દતબંધી સામયિકોનું લેખનકાર્ય કરવું પડે છે તેના આ ઘણા વ્યગ્રતાભર્યાં દિવસો ચાલે છે. (આ લખું છું ત્યારે જ મારા એક પુત્રને માતા શીતળા દેખાયાં છે, તાવમાં સળગતો પડ્યો છે.)

વિચારી જોયું. કોઈ પણ માર્ગ નીકળી શક્યો નહીં. લાચાર બનીને નકારનો તાર કરું છું. ચારણકુલ મારું તીર્થ છે. રાજસ્થાની ચારણસમૂહના સંપર્કનો આજ પર્યંત ન મળી શકેલો લાભ લેવા ઉત્સુક હતો. ચારણ અને ક્ષત્રિય ઉભયની સંસ્કારિતાના પુનિત સંગમતીર્થ ઉદયપુરની ભૂમિનું દર્શન મને પ્રિય હતું. ચારણી વિદ્યા અને કુલપરંપરા, સત્ત્વ અને શીલ, તપ અને તેજ જ્યાં હજુય વિદ્યમાન છે એવા આ રાજસ્થાની ધામમાં આવી મારે શ્રદ્ધાંજલિ અર્પવાની ઉમેદ હતી. વ્યક્તિગત સંપર્ક દ્વારા મારા જ્ઞાનની ન્યૂનતા ટાળવી હતી. પણ અન્નજળની, લેણદેણની, વાત મોટી છે. અહીં બેઠો બેઠો દેવીપુત્રોના મંગલ મિલનની કલ્પના કરતો કરતો સંમેલનની સફળતા ચાહું છું ને ચારણી વાણી તેમ જ શીલસંસ્કાર બંનેનું આ રાષ્ટ્રના નવસર્જનમાં મુક્તધાર સિંચન થાય કે જેથી કરીને દેશનું પ્રાણબળ અલ્પ પ્રયત્ને જ અનેકગણું દેદીપ્યમાન બની ઊઠે એવી માતાજીને પ્રાર્થના કરું છું. સર્વ સુજ્ઞ ચારણ ભાઈઓને હાથ જોડીને વિનવું છું કે મારાં સંકલ્પો કે મંતવ્યો વિશે લગાર પણ શંકા સેવશો નહીં. હું સૌરાષ્ટ્ર રાજસ્થાન વચ્ચે ભેદ ભાળતો નથી. હું તો મારાં લેખનો તેમ જ કવનો–પ્રવચનો દ્વારા ગુજરાત–કાઠિયાવાડને આ જ વાત વાર વાર કરી રહ્યો છું કે રાજસ્થાન જ અમારું પિયર છે, અમારી સંસ્કૃતિનું મહાઝરણ છે, અમારી ગુજરાતી ભાષાનું ઉદ્‌વહન છે. ભાષા અને ભાવ બંનેનાં અમારાં નૂતન બળોને પુષ્ટ કરવાં હશે, કૃત્રિમતાથી મુક્ત અને પ્રભાવથી અંકિત કરવાં હશે તો અમારે રાજસ્થાનને અને એની ચારણવાણીને ઉપાસવાં પડશે, મતલબ કે રાજસ્થાન સાથે જમાનાનાં જૂઠાં રાજપ્રકરણી તત્ત્વોએ પાડી દીધેલું અંતર અમારે ટાળવું જ પડશે. મારી એ દૃષ્ટિ છે અને શ્રદ્ધા છે. આટલું આપ સર્વની પાસે પત્ર દ્વારા સાદર કરીને ધન્ય બનું છું.

શ્રી દુલાભાઈ સાથે તો હાલ હું કંઈ સંપર્કમાં નથી તેથી લાચાર છું કે એમને માટે કંઈ કરી શક્યો નથી. સમય પણ નથી.

જય માતાજી.

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણી

મારા પુત્રને ત્રણ દિવસના બળતા તાવ પછી માતા દેખાયાં છે. ઘર છોડવું અશક્ય છે. દુલાભાઈ પરમદિવસ આંહીંથી ટ્રેઇનમાં પસાર થયા એવી ખબર પડી. ક્યાં ગયા તે જાણ્યું નથી.

(૪૬૬) **હાથીભાઈ વાંક ઉપર**

બોટાદ : ૨૦-૨-૧૯૪૫

પ્રિય ભાઈ,

હમણાં જ કાગળ મળ્યો. અગાઉનો પણ મળેલો. આ કાગળ માટે તો આભાર માનું એટલો ઓછો. ગોરખ-ભજનના સુધારા મેળવીને હર્ષથી ઊછળું છું. અર્થ પૂરેપૂરો બેસી ગયો. આ બેઉ મારાં પ્રિય ભજનો છે. અશુદ્ધિ રહી ગઈ તે ખટકતી. બિચારો એક વાળંદ અહીં છે તેની પાસેથી મેળવેલાં. પચાસેક વાર તો ગવડાવ્યાં. રસની તૃપ્તિ થાય નહીં પણ ખંડિત ટૂકો ખટકતી હતી. હવે તો સંપૂર્ણ સ્વરૂપ મળ્યું. શ્રી નાથજીનો ઘણો આભાર. કૃપા કરીને વધુ કંઈ ગોરખવાણી તેઓશ્રી આપે તો આપ મારા વતી ટપકાવશો? મારે તો નાથસંપ્રદાયના તમામ આચારવિચાર-રહસ્ય જાણવાં છે. હું ભજનો પર અત્યારે મહેનત લઈ રહ્યો છું. જીવનનું છેલ્લું કાર્ય કદાચ એ જ બની જશે. ઘણાં ભેગાં કર્યાં છે. ઘણાં બાકી છે. ગોરખની વાણી તો બહુ જ તાકાતવાળી છે.

મેળા પર ન આવી શકાણું તેનો ઓરતો ઘણો રહી ગયો. મારે એ જ દિવસોમાં એક અમેરિકન મોટા માણસ અહીં મહેમાન આવ્યા હતા. હવે તો આપણે બેઉ જીવતા હશું તો આવતે મેળે ભેળા જવાનો નિશ્ચય છે. નામદાર દરબારસાહેબે મારા માટે કરી રાખેલી ગોઠવણ ખાલી ગઈ તેથી એમને પણ નિરાશા થઈ હશે. એમના સ્નેહનું સતત સ્મરણ કરું છું અને એવું થાય છે કે જાણે ઘણા મહિના વડિયામાં રહીને એમનો સ્નેહ ખૂબ ખૂબ માણું, પણ ભાઈ, મારુંય મછંદર જેવું બન્યું છે! 'ઘરમેં લાગી!' એ ગોરખશબ્દો સચોટ લાગે છે. આનું નામ જ 'ભગકા ભૂલ્યાં!' ને 'જીવતા જમડા! ઘરું લાયા!'

એમ જોઉં છું તો તમે બેઉ તરી ગયાં લાગો છો. મારાં બહેનનું સ્મરણ પણ હમેશાં થતું રહે છે. મેં કાઠી-કાઠીઆણી જોયાં છે પણ મારી ઝંખનામાં આદર્શરૂપ કાઠી-જોડલી મેં તમારે ઘેર જોઈ છે. મારાં બહેને મલાજો છોડી મને દર્શન દીધાં તે દિવસથી હું એમને ભૂલતો નથી. વારંવાર મન વડિયા વરફ દોડે છે. તમારી બંગલીમાં સમાઈ જવું, ભાતલાં ખાવાં, ભજનો ગાવાં ને સાંભળવાં, ૦૦૦૦૦૦ એ પણ એક મોહ જ હશે કદાચ! ખરું તો કોણ જાણે શું હશે? પોતાની પરિસ્થિતિની વચ્ચે સમાધિસ્થ બનવું એ જ સાચું જોગીપણું હશે. ૦૦૦૦ મારાં બહેનને ઘણા સ્નેહથી નારાયણ કહેશો.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વંદન

*

## એક જ બુંદ

"નાથસંપ્રદાય બ્રહ્મચર્યની નિષ્પ્રાણ ઉપાસના માટે જાણીતો છે પણ એમનાં યોગતત્ત્વોને જ્યારે જ્યારે લોકસંતોની વાણી સ્પર્શ કરે છે ત્યારે ત્યારે લોકકવિતાનું કાન્તાસ્વરૂપ પૂરેપૂરું પ્રતીત થાય છે. સંસારગ્રસ્ત બની બેઠેલા મત્સ્યેન્દ્રને ત્યાગમાં પાછો લાવવા પ્રિયારાજમાં ગયેલા ગોરખના મુખમાં લોકકવિતાએ આવા સુકુમાર શબ્દો મૂક્યા છે :

એક જ બુંદકા સકળ નિપાયા ગુરુ રે,
અનેક બુંદકું ક્યું ખોયા!
ગિયા રે બુંદકો ગુરુ! પાર ન પાયો ને,
મૂવા રે બુંદકુ ક્યું રોયા—મેરે નાથજી!

રાજ ગિયાં ને જેમ રાજા ઝૂરે ગુરુ રે!
વૈદ ગિયાં ને ઝૂરે રોગી;
કંથ ગિયા ને જેમ ઝૂરે કામિની ને
બુંદ ગિયાં ને ઝૂરે જોગી—મેરે નાથજી!

"ઠપકો ખરો, પણ કાન્તા પોતાના વલ્લભને આપે તેવો : હે ગુરુ! તારું એક જ વીર્યબુંદ—એક જ બાળક—મરી ગયું તેમાં તું આટલો રડે છે! એક જ વીર્યબુંદમાંથી તો આ સમસ્ત સૃષ્ટિ નીપજી છે છતાં તેં તો એવાં અનેક અણમોલ વીર્યબુંદો વિષયતૃપ્તિ અર્થે ખોઈ નાખ્યાં, એવાં ગયાં બુંદનો તો પાર નથી, જ્યારે તું તો આ એક જ મૂવા બુંદ(બાળક)ને માટે વિલપતો બેઠો છે! ને હે ગુરુ! બુંદ (બ્રહ્મચર્ય) એ થોડી કોઈ નિષ્પ્રાણ, જડ, શુષ્ક ક્રિયા છે! એ તો એવી સંપત્તિ છે, એવી મધુર, એવી મહોબ્બત કરવા જેવી વસ્તુ છે, કે વૈદ્ય જાય ને જેમ રોગી ઝૂરે, રાજ્ય જાય ને જેમ રાજા ઝૂરે, અરે કંથ જાય ને જેમ કામિની ઝૂરે, તેમ વીર્ય ગુમાવીને જોગી ઝૂરે." ['સોરઠી સંતવાણી' પુસ્તકની પ્રસ્તાવનામાંથી સંપાદિત.]



## (૪૬૭) જિતુભાઈ મ૦ મહેતા ઉપર

રાણપુર : ૨૧-૫-૧૯૪૫

પ્રિય જીતુભાઇ,

૩૦મીના 'વંદેમાતરમ્'ના 'પંખીપુકાર'માં તમે વરસાવેલું વહાલ આજે નિહાળ્યું.

મારા મનમાં એક મોટી અબળખા રહી ગઈ છે. મારે મારી પાસેનાં ભજનોમાંથી બની શકે તેટલાં તમને સંભળાવી દેવાં જોઈતાં હતાં. મેં એના સૂરો

મહેનત કરીને પકડ્યા છે. કેટલાય મહિનાઓ સુધી એ સૂરો લપસણી ભૂમિકા પર રહ્યા તે પછી બરાબર પકડાયા. મારે એ તમ જેવા સાચા કંઠમાં મૂકી દેવા ઉતાવળ કરવી જોઈએ કારણ કે એ પરંપરાગત વારસે દેવા લેવા કરતાં વધુ સારી બીજી કોઇ હિકમત આ સૂરોની રક્ષા માટે હું જોતો નથી. ગ્રામોફોનવાળા આપણાં ગળાંની પાસેથી પૂરી માવજતથી આ સૂરો નહીં ઝીલી શકે. એ લોકોને તો રોટલાની ઉતાવળ છે.

તમારા જેવા એકાદ સમધર્મીને હું આ સૂરો સોંપી શકું તો પણ બસ છે, આપણે દુનિયાની કંઈ નથી પડી. એકાદ જખ્મી હૃદયનો સંગ પણ બહુ છે.

કુશળ હશો. શ્રી શામલદાસભાઈને, યજ્ઞેશને, રતિભાઈને, સૌને વંદન.

ઝવેરચંદ

*

† શ્રી શામલદાસ : શામળદાસ ગાંધી

† રતિભાઈ : રતિલાલ મહેતા

*

## ♦ નાથબાવાઓની ખટક

"ઑક્સફર્ડ યુનિવર્સિટી તરફથી ડૉ૦ બાકે લોકગીતો સંઘરી લેવા રેકૉર્ડિંગ મશીન લઈને નીકળેલા ને રાણપુર આવેલા. મેઘાણીભાઈએ એ માટે ચોટીલા પાસે પાજવાળીના નાથબાવાઓને બોલાવેલા. નાથબાવા રાવણહથ્થા પર 'રામજીને બનાયો પવનચરખો' એ ભજન ગાતા હતા. મેઘાણીભાઈએ એનો રાગ બેસાડવા માટે ફરી ફરી ગવડાવ્યું પણ નાથબાવાઓની ખટક ગળામાં બેસે નહીં. જેમ જેમ ગળામાં એ ખટક ઉતારવા જાય તેમ તેમ એ ખટકની અશક્યતા ને અલૌકિકતા વધારે સમજાતાં જાય. અમને કહે 'અહોહોહો! ભાઈ! આ ખટક કાંઈ એમ ગળામાં બેસે? એમને તો આ પેઢીઓનો વારસો છે ને આપણે તો ચાલતી ગાડીએ ચડી બેસવા નીકળ્યા છીએ. બીજું તો કાંઈ નહીં, આ ઑક્સફર્ડવાળાની જેમ આપણે આમના સૂર સંઘરી ન શકીએ? થોડાં વરસ જશે ને આ બધા ચાલ્યા જશે......' કહેતાં એમની આંખોમાંથી પાણી પડવા લાગ્યાં. આંખમાંનાં આંસુ છુપાવવા એ ઊભા થઈ ગયા.

"નાથબાવા કહે, 'બેસો, બેસો, મારા બાપ! હજી ગાઈએ, હમણાં આવડી જશે. એમાં ખોટું કાં લગાડો?'

"મેઘાણીભાઈ જવાબમાં વધારે આંસુ પાડતાં પડખેના ઓરડામાં ચાલ્યા ગયા." [નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર લિખિત સંસ્મરણ, 'સ્મરણાંજલિ'માંથી ટૂંકાવીને, સાભાર.]

❧

## (૪૬૮) લાલદાસજી મહારાજ ઉપર

[ શ્રી સવૈયાનાથજી નામના હરિજન સંતે ધંધૂકા પાસે ઝાંઝરકા ગામે શ્રી સવગુણ મંદિરની સ્થાપના કરી હતી. એમની સાતમી પેઢીએ શ્રી લાલદાસજી મહારાજ. ]

બોટાદ : ૨૮–૫–૧૯૪૫

માનવંતા મહારાજશ્રી લાલદાસજીની સેવામાં,

આપનો લાંબો કાગળ તેમ જ ભજનોની વાણી મને ઘણા દિવસ પહેલાં મળેલાં પણ બહારગામ ગયેલો તેથી જવાબ રહી ગયો. આપના કાગળ અને તેમાંની માહિતી માટે ઘણો આભાર માનું છું. મારે ઘેર આપ આવેલા તે મને બરાબર યાદ છે. ભૂલી નથી ગયો. ભજનવાણીમાં મને ઘણો રસ છે. એ વાણી ભેગી કરું છું, 'ફૂલછાબ'માં આપું છું, ઠેકઠેકાણે જઈને ગાઈ તેમ જ ચર્ચી બતાવું છું કારણ કે તે વગર આ વાણીનું સાચું રહસ્ય સમજાય નહીં. એને માટે ઘણી મહેનત કરવી પડે છે. આપણા દેશની સાચી મૂડી આ લોકવાણી છે. એને લોકોમાં નવી દૃષ્ટિ આપીને મૂકવાની જરૂર છે. એમાં આપ જેવા અત્યંત ઉલટથી મદદ આપો છો તે મોટી ઇશ્વરકૃપા છે. મોકલેલાં ભજનો હુ 'ફૂલછાબ'માં મૂકવાનો છું પણ એની ગોઠવણ પ્રમાણે મૂકીશ. આપનું નામ પણ આપીશ. આપ લખો છો તે સાચું છે કે રૂબરૂ આપણે મળીએ તો જ પૂરી ચર્ચા થાય, તો આપણે ક્યારે ને ક્યાં મળી શકીએ તે જણાવશો. ○○○○ રવિ–સોમમાં આપ આંહીં આવી શકશો ખરાં? મને જણાવશો તે મુજબ હું આંહીં હાજર રહીશ. મારે ઘણી બાબતો જાણવી ને સમજવી છે, ઘણું પૂછવું છે. માટે જરૂર એક વાર રૂબરૂ મળીએ.

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણીનાં જયપ્રભુ

*

♦ મેં માતુની રે મેં ભેદન પરિહાર
મેં પનિહારી રામકી, છીલર જળે ન ન્હાઉં
પડદાતોડ પિયાળે પહોંચું, નિરમલ જલ ભર લાઉં

[ રવિસાહેબ ]



## (૪૬૯) નાનુભાઈ દૂધરેજિયા ઉપર

બોટાદ : ૨૭–૩–૧૯૪૫

ભાઈશ્રી,

૦૦૦૦ ભજનોની શાબ્દિક અશુદ્ધિઓ કાઢવાના જ હેતુથી 'ફૂલછાબ'માં આપું છું. વાચકો સારી મદદ કરે છે. હોથી અને સિકંદર જુદા છે. તમે મને જરૂર આવી મદદ કરશો. ગ્રંથાકારે છાપતાં પહેલાં આપણે બધું લખાણ ભેળા બેસી જોઈ જશું. હું તમને લખીશ.

ઝવેરચંદ

*

### ● દાસ હોથી, સંત હોથી

"ઘણા દિવસ મન મસ્તાનું ફરતું રે
ઘર નવ જોયું જાગી રે,
પુરુષ મળ્યા મને અખર અજીતા
સુરતા સુનમાં લાગી રે,
તેણે મારી ભે ભાગી રે ભે ભાગી.

"નેકનામ ગામના સંધી મુસલમાન સિકંદરના એ [સંત હોથી] પુત્ર. મોરારસાહેબની ભજનમંડળીમાં ઊઠબેઠ વધતી ગઈ તેમ તેમ પિતાને અત્યંત આઘાત થતો ચાલ્યો કે જુવાન દીકરો તરવારબંદૂક બાંધવાને બદલે તંબૂરા વગાડવામાં લપસી પડ્યો. બાપે બેટાને નમાલો કહી મેણાં દેવા માંડ્યાં પણ હોથીને રામતાળી લાગી ગઈ હતી. એણે હિંદુ–મુસલમાન ભેદ ટાળ્યા હતા. સિકંદરે હોથીને અંત્યજોના વાસમાં જતો રોકવા બહુ કહ્યું છતાં હોથી ગયો. મોડી રાતે મંડળ વિખરાયું ત્યારે રસ્તે ચાલ્યા જતા લોકોને મોંએથી સિકંદરે ઘેર બેઠાં બેઠાં તારીફ સાંભળી, 'વાહ, હોથીનું ગળું ક્યાંય થાતું છે!' 'શાં દિલભેદક ભજનો ગાયાં હોથીએ!'...... કહેવાય છે કે પિતાને આ પ્રશંસાનો એટલો મર્મઘાત થયો કે એણે અફીણ ઘોળ્યું અને પુત્રને કહ્યું, 'કાં તો તું પી ને કાં તો હું પીઉં.'

'તમે શીદ પીવો, મારે જ પીવું જોવે' કહીને હોથી વિષપાન કરી ગયો. કહે છે કે તે રાતે પણ ઢેઢવાડાની ભજનમેદની ચાલુ હતી, શ્રોતાઓ હોથીની હલક વખાણતાં વખાણતાં નીકળ્યા અને પિતાએ તપાસ કરતાં હોથીની હાજરી ઓરડામાં સૂતેલ દેહે અને ઢેઢવાડે કીર્તન ગાતો જાગ્રત હાલતમાં એમ બંને સ્થળે દીઠી. ...... એ તો ગમે તેમ હો, સંત હોથી જીવ્યા અને 'દાસ હોથી'ના નામચરણથી અંકિત અનેક ભજનો રચી ગયા." ['સોરઠી સંતવાણી'ના પ્રવેશકમાંથી.]

## (૪૭૦) નાનુભાઈ દૂધરેજિયા ઉપર

બોટાદ : ૮–૬–૧૯૪૫

સ્નેહી ભાઈશ્રી,

કાગળ ને ભજનો મળ્યાં. ઘણો આભાર. તમારો સહકાર ઘણો જરૂરી છે. તમે શનિવાર–રવિવારમાં આંહીં આવી શકશો? ભેળા બેસીને બધું સાહિત્ય જોઈ તપાસી ગોઠવી કાઢીએ. શનિવારે રાતે આવી શકો. હું જાગતો જ હઈશ. રવિવાર આખો મળે. જરૂર આવો. ૦૦૦૦

ઝવેરચંદ

*

### એકતારાનો અવિરત નાદ : રામસાગર

"વાગે ભડાકા ભારી ભજનના
વાગે ભડાકા ભારી રે......હોજી
બાર બીજના ધણીને સમરું
નકળંક નેજાધારી
ભજનના વાગે ભડાકા ભારી રે હોજી

"મહિના મહિનાની અજવાળી બીજની રાત્રીએ કાઠિયાવાડના કોઈ પણ ગામમાં સૂતા હો, ગહરી નીંદરમાંથી જાગી જાઓ, તો સાંભળી શકશો :

વાગે ભડાકા ભારી ભજનના
વાગે ભડાકા ભારી રે હોજી

"શબ્દ–સ્વરોના ભડાકા વાગે છે, સામટા સૂરો થંભેલ હવાના શ્યામસાગર પર લહેરિયાં લે છે. એ સમૂહસ્વરો લયવંતા ને સુમેળવંતા હોય છે. ઢોલક અથવા દોકડ તાલ પૂરી રહે છે. મંજીરનો મંજુલ રવ એ સમૂહસૂરોને મખમલે મઢે છે ને સર્વની પાછળ નેપથ્યમાંથી ટપકતો હોય તેવો એક અવિરત નાદ પીઠિકા રચતો હોય છે. એ છે એકતારાનો નાદ. ભજનિકો એને ભાખે છે રામસાગર. .... તમારા દિલમાં સાચે જ કોઈ ભડાકા થાય છે—

વાગે ભડાકા ભારી ભજનના
વાગે ભડાકા ભારી રે....હોજી."

['સોરઠી સંતવાણી' પુસ્તકના પ્રવેશકમાંથી.]

## (૪૭૧) પ્રભુદાસ પટવારી ઉપર

બોટાદ : ૩–૭–૧૯૪૫

પ્રિય ભાઈશ્રી,

આજે તમને એક ઘણી જ અગત્યનું professional કામ સોંપું છું અને તેની ફી વગેરે પણ તમારે વિના સંકોચે લેવાનાં છે.

'૦૦', [લેખક અને પ્રકાશક : ૦૦ ૦૦, ઠેકાણું : ૦૦ ૦૦ ૦૦] એ નામનું એક તાજું બહાર પડેલું વાર્તાપુસ્તક મારી પાસે આવ્યું છે અને એમાં મારા 'ગુજરાતનો જય' (ખંડ ૧–૨)માંથી ઘણું લેવામાં આવ્યું છે એમ મારું ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

આ '૦૦' હું સાંગોપાંગ વાંચી ગયો અને માલૂમ પડ્યું કે એ પુસ્તક લગભગ આખું 'ગુજરાતનો જય' (ખંડ ૧–૨)માંથી ચોરી કરીને ઉઠાવેલું છે. પ્રકરણ પછી પ્રકરણ ઉઠાવ્યાં છે, આખી સંકલના ઉઠાવી છે, સંવાદો ઉઠાવ્યા છે, એટલે કે આખું પુસ્તક મૂળ મારા બંને પુસ્તકોનું reproduction, paraphrase and summary છે.

મેં મૂળ પ્રબંધોનો આધાર લીધો પણ તેનું નવલકથા દ્વારા આખું કલાલેખન મારું છે. પાત્રાલેખન મારું છે; નવાં પાત્રો જે મારાં છે તે પણ ૦૦એ ઉઠાવ્યાં છે. મતલબ કે સાહિત્યમાં કલ્પી શકીએ તેટલી સોએ સો ટકા ઉઠાઉગીરી છે. એમાં તે કોઈ પણ જાતનો બચાવ કરી શકે તેમ નથી.

એ પુસ્તકની કિંમત એણે રૂપિયા પાંચ રાખી છે અને પહેલી આવૃત્તિની હજાર નકલો છપાવ્યાનું લખ્યું છે. એની પ્રસ્તાવનામાં એણે ફક્ત આટલું લખ્યું છે કે "'પ્રબંધ–ચિંતામણી', 'રાસમાળા', 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' તેમ જ શ્રી મેઘાણી કૃત 'ગુજરાતનો જય', વળી મેવાડ–ઉદયપુરનો ગૌરીશંકર ઓઝાનો ઇતિહાસ, એ સિવાય આચાર્યોના કેટલાક ગ્રંથોનો આધાર લીધો છે." એ તદ્દન જૂઠું છે. 'ગુજરાતનો જય' ઉપરથી જ નવાણું ટકા ઉતાર્યું છે અને કુલ સડસઠ પ્રકરણોમાંથી ભાગ્યે જ પાંચ–૭ પ્રકરણમાં એણે મૌલિક લખ્યું હશે અને તે પણ બિનજરૂરી પ્રકરણો છે.

પ્રકરણવાર સરખામણી કરવાનું સરળ બને તે માટે આ સાથે હું એક ટીપ બીડું છું અને '૦૦' તેમ જ 'ગુજરાતનો જય' (ખંડ ૧–૨) અંદર પ્રકરણવાર નિશાની કરીને આજે રવાના કરું છું. એટલે પહેલી તકે તમે લેખક–પ્રકાશકને કાયદેસરની નોટિસ આપી તેનું વેચાણ બંધ કરાવો તેમ જ નુકસાની માગો એવી મારી વિનતિ છે. નુકસાની આપણને અમદાવાદની જ અદાલતમાં કામ ચાલી શકે તેટલી મર્યાદામાં માગવાની છે. આપણે ખોટી નુકસાની નથી માગવી.

પુસ્તકો જોયા વિના જ મારા પર વિશ્વાસ રાખીને પણ તમે તુરત જ નોટિસ આપી શકો છો, નહીં તો જોઈને ધટિત કરી શકો છો. મારી જરૂર જણાય તો હું રૂબરૂ પણ આવી જવા તૈયાર છું. આ પુસ્તકોની બીજી વધુ નકલો જોઈતી હોય તો મારા નામથી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયમાંથી મગાવી લેશો. એ જ

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદ મેઘાણી
દ૦ મહેન્દ્રનાં વંદન



## (૪૭૨) પ્રભુદાસ પટવારી ઉપર

બોટાદ : ૮–૭–૧૯૪૫

પ્રિય ભાઈશ્રી,

નોટિસની નકલ ને તેમની તરફના જવાબની નકલ મળ્યાં. હકીકત જાણી. આપણે દાવો દાખલ કરવાની જરૂર પડે તો વિનાસંકોચે દાખલ કરવો. આપણે damages તો તદ્દન reasonable , બહુ સાબિત કરવાની જરૂર ન પડે તેટલા જ, માગવા. આપણો આશય એમાંથી કમાણી કરવાનો નથી પણ આવી ઉઠાઉગીરી ઉઘાડી પાડીને તે સાહિત્યક્ષેત્રે અટકાવવાનો છે. આપણને થનાર ખર્ચ માથે ન પડે તો પણ બસ છે. બાકી કિસ્સો બહુ જ સચોટ છે. chapter by chapter ચોરી છે, મારાં નવાં ઉમેરેલ પાત્રો ચોર્યાં છે, જૂનાની સમસ્ત treatment ને characterisation કે જે તદ્દન મારી સ્વતંત્ર છે તે પણ ચોરી છે, બધું જ ચોર્યું છે. એટલે એ ભાઈને બોલાવીને એની ચોરી પ્રકરણવાર બતાવવી–સમજાવવી હોય તો પણ વાંધો નથી. એ કહેશે કે પ્રબંધોમાં છે તો તે તદ્દન નિરાધાર માનજો. પ્રબંધોમાંથી તો ફક્ત થોડા આધાર લીધા છે. પ્રબંધોમાં આ કથાના બહુ બહુ તો વીસ પાનાં નીકળે અને તે તો તદ્દન કાચો માલ. મારી તો આખી fiction છે. એના વકીલ પાર પડવા ન આપે તો કંઈ ફિકર નહીં. પાંચસો–હજાર ખરચીને પણ હું આ વાતનો પીછો લેવા તૈયાર છું. આપ બેધડક આગળ પગલાં લેશો. એક સજજડ દાખલો બેસાડવો છે.

એના જવાબની કલમ પાંચમાં એણે જે ચોરીની વિગતો માગી છે તે તો એટલી બધી વિપુલ છે કે જવાબ દીધે પાર ન આવે. એને જણાવવું કે ‘આંહીં આવી જોઈ જાઓ’ ને પ્રકરણવાર બતાવવું, પૂછવું કે પ્રબંધોમાંથી આ બધું ગોતી દો; રેવતી, સોમ પરમાર, ચંદ્રપ્રભા ગોતી દો. બાકી એ જરા પણ નાચણવેડાં કરે તો આ વાતનો પૂરો પીછો લેવો છે. Grossest plagiarism છે.

એ ગરીબ હશે તો આપણે કંઈ એને રોળી નાખવાનો આશય નથી. એણે ગુનાનો એકરાર કરી યોગ્ય damages દેવા એટલું જ કરવાનું. આપણે આમાંથી કમાવું નથી.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદ મેઘાણી

આ વખતના 'ગુજરાતી પંચ'માં 'અભ્યાસ અને અવલોકન'માં 'અભ્યાસી'ની નોંધ છે : 'મેઘાણી અભિનંદશે કે?' એ પણ વાંચશો. કોઈ પણ સાહિત્યકારને બેઉ પુસ્તકો બતાવીને સલાહ લેવા સામાવાળાને કહેશો. ચોરી એટલી ઉઘાડી છે કે એ પોતે જ કબૂલ કરી દેશે. ઝ૦



## (૪૭૩) પ્રભુદાસ પટવારી ઉપર

બોટાદ : ૧૮-૭-૧૯૪૫

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦૦૦ માફીપત્રનો ડ્રાફ્ટ બરોબર છે. એમાં તમને ઠીક લાગે તે રીતે લખાણ કરાવશો. નુકસાનીના ૫૦૧ + વકીલનો ખર્ચ એ ઠીક છે. તમને યોગ્ય લાગે તેમ કરશો.

એની પાસે બાકી વધેલી '૦૦'ની નકલોનું શું? એનું વેચાણ આપણે ચાલુ રહેવા દેવાનું છે? એ વિશે વિચાર કરીને તમને યોગ્ય લાગે તે રીતે તે પ્રશ્નનો પણ નિકાલ કરશો. માફીપત્ર છપાવવાનાં અખબારો બરાબર છે.

સ્ટેમ્પપેપર ઉપર જે લખાણ કરાવવાનું લખ્યું છે તે પણ બરાબર છે. બાકી વધેલી નકલોના નિકાલ બાબત તમને ઠીક લાગે તો તેમાં ઉમેરાવશો. તમને ઠીક લાગે તે પ્રમાણે પતાવી નાખશો. અમારા જવાબની રાહે ઢીલ ન કરશો. તમારા લખ્યા મુજબ આવી બાબતમાં ઝડપ અસરકારક હોય છે. જવાબ વળતી ટપાલે લખ્યો છે. કુશળ હશો.

લિ૦ ઝવેરચંદ મેઘાણી
દ૦ મહેન્દ્ર મેઘાણી

પ્રિય ભાઈ, હું કાલે રાતે બહારગામથી આવ્યો. બધી જ પતાવટ તમારા પર છોડું છું. ઝ૦

*

બીજું એક કામ : બાપુજીનાં 'રસધાર' વિગેરે પુસ્તકોમાંથી કેટલાંય પાઠો અને કાવ્યો ગોંડળ (પહેલા વર્ગનું) રાજ્યના કેળવણી ખાતાએ પાઠ્યપુસ્તકોમાં વર્ષોથી લીધાં

છે, એનો પુરસ્કાર આપ્યો નથી, પરવાનગી મેળવી નથી અને નીચે નામ સુધ્ધાં પણ મૂકેલ નથી. એ રાજ્યમાં કૉપીરાઈટનો કાયદો કદાચ નહીં હોય પણ નીતિનો તો કોઈ કાયદો હશે કે નહી? એ મતલબનું લખાણ આપણે નવા મહારાજાને કરીએ તો કેમ?

તમે કૉપીરાઈટના કાયદા વિશે પુસ્તિકા બહાર પાડવાના હતા તે પડી? શું પચીસ વર્ષ પછી એ હક્કો આપોઆપ lapse થાય છે? એ વિશે અવકાશે સ્પષ્ટીકરણ કરશો. એ હક્કોના renewal જેવું કાંઈ હોય તો એ વિધિ પણ અમારે કરવી રહી કારણ કે બાપુજીના સાહિત્યજીવનનાં પચીસ વર્ષો પૂરાં થવાં આવ્યાં છે.

લિ૦ મહેન્દ્રનાં વંદન



(૪૭૪) **પ્રભુદાસ પટવારી ઉપર**

[મહેન્દ્ર ઝ૦ મેઘાણી તરફથી]

બોટાદ : ૨૬-૭-૧૯૪૫

સ્નેહી શ્રી પટવારીજી,

તમારો કાગળ, માફીપત્રની નકલ તથા ચેક રૂ૦ ૧૨૦નો ગઈ કાલે મળી ગયાં. આખી વાતનો તમે જે નિકાલ લાવ્યા છો તે બરાબર છે. આપણી શરતો આપણે વાજબીપણે જ આકરી બનાવી શક્યા હોત પણ મિત્રોની સલાહનું માન આપણે રાખ્યું અને એ અનુસાર સમાધાન કરી લીધું એ શોભાની વાત છે. એકસો રૂપિયા વધુઓછાનો સવાલ નથી. માફીપત્રનો મુસદ્દો પણ બરાબર છે. છાપામાં એ ન છપાય તો વાંધો નથી. તેમ ૦૦૦ બધાં જ છાપામાં એને prominence આપવા મહેનત કરવી જરૂરી નથી. સામાન્યતઃ આવા સમાચારો છપાતા હશે તેમ સૌ છાપશે.

આ પ્રકરણ આમ પૂરું થયું છે અને તે બદલ અમારે તમારો ઘણો આભાર માનવાનો છે. વકીલ તરીકેની તમારી ફીનો માફીપત્રમાં કોઈ ઉલ્લેખ નથી તો તેનું શું થયું? શ્રી ૦૦ પાસેથી એ જુદી લેવાઈ ન હોય તો જે કાંઈ professional fee તમારી થતી હોય તે નુકસાનીની રકમના હવે પછીના હપ્તામાંથી વિનાસંકોચે વાળી લેશો એ વિનતિ છે.

બીજું, આ ચોરી જેમણે સૌ પહેલી detect કરી હોય તેને પણ આપણા તરફથી પચીસ–ત્રીસ રૂપિયા ભેટ અપાય એવી બાપુજીની ઇચ્છા છે. હું ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયને આજે લખું છું કે જે ભાઈ એને માટે જવાબદાર હોય તેને આપની પાસે મોકલે. એ ભેટ આપને હાથે જ આપશો. નુકસાનીની રકમમાંથી એને પણ વાળી લેશો.

મેં ગયા કાગળમાં તા૦ ક૦ માં લખેલી એ વાત તરફ તમારું ધ્યાન ગયું હશે. અવકાશે એનો જવાબ આપશો, નહીં તો હું આવતે અઠવાડિયે અમદાવાદ આવવાનો છું ત્યારે તમને મળવા ઇચ્છા છે. બીજી પણ એકાદ વાત બાકી છે. કુશળ હશો.

લિ૦ મહેન્દ્ર મેઘાણીનાં વંદન



(૪૭૫) **મનસુખલાલ ઝવેરી ઉપર**

બોટાદ : ૪–૭–૧૯૪૫

પ્રિય ભાઈ,

કાગળની આશા રાખતો જ હતો. તમે સ્વસ્થ થયા, પ્રમાણમાં ઘણા જલદી. તમારા જેવા સહૃદયી પતિ–પિતાને માટે આજની સ્થિતિ હૃદયના ચીરા થાય તેવી કહેવાય. ધન્યવાદ તો સૌ૦ હસમુખબહેનનેય ઓછા નથી. ત્યાં એ બધાં સત્વર સ્વતંત્રપણે ઠરીઠામ થાય તે જોવા ઉત્સુક છું.

ત્યાંનાં જે નવીન જણાવ્યાં તે આપણી બૌદ્ધિક અને હૃદયગત અધોગતિ દેખાડે છે. એવી મનોદશામાંથી નીપજતું સાહિત્યસર્જન એ તો વાણીના વિલાસ કરતાં કંઈ જ વધુ નથી. લગ્ન કરનારાંઓએ કોનો બાપ માર્યો છે!

ખેર! તમારા મારા જેવા માટે તો એ ચૂંથણાં એક લાલ બત્તી રૂપ છે. તમે એ ચૂંથણાની હવાથી પણ વેગળા રહી તમારા જ્ઞાનોપાર્જનમાં જ મસ્ત રહેશો એવી મારી ફરી ફરી ભલામણ છે. તમારે માટે આ દૃષ્ટિએ એક મજબૂત અવલંબન શ્રી ઉમેદભાઈ છે. એનામાં મેં સાચી સંસ્કારિતાનાં દર્શન કર્યાં છે. એ અને તમે, બે હશો તો ત્રીજી સોબતની જરૂર નહીં રહે. ઉમેદભાઈને ઘણા દિવસોથી કાગળ લખવાનું દિલ હતું. રોજ મહેન્દ્રને યાદ દેવરાવતો હતો. આજ તો તમારી સાથે સંકળાયેલી એમની સ્મૃતિએ મને સહજ મોકો આપ્યો. એમને કહેજો કે હસ્તાક્ષરોવાળું એમનું 'પાંખ વિનાનાં' મળતાં મને અત્યંત આનંદ થયો. ધારું છું કે આ એમનું પ્રથમ પ્રકાશન. વાંચી નથી ગયો પણ ચિત્રાદેવી કે જે વાર્તાઓની બાબતમાં ઘણી દુરારાધ્ય છે તેણે વાંચીને કહ્યું કે સરસ વાતો છે. હું પણ વહેલી તક મેળવી વાંચી જઈશ. દરમ્યાન એમના આ શ્રીગણેશને અભિનંદું છું, એક બંધુ–કલાકારને સત્કારું છું ને આશિષો દઉં છું કે સવાયા થજો.

હું પણ કેવો મૂર્ખ છું! એમનાં પત્નીની સાથે વિતાવેલી એક સાંજનો વાર્તાલાપ, એમની બૌદ્ધિક ઉચ્ચ કક્ષાનું ભારોભાર સહૃદયતાથી અંકિત દર્શન અને એમના હાથની ચાખેલી મહેમાની એ બધું રજેરજ યાદ છતાં એમનું ખુદનું જ નામ ભૂલી ગયો! એ સંધ્યા બહુ સાંભરે છે. ફરી મુંબઈમાં આવ્યો પણ એ બંને બહારગામ હતાં. એવું થાય છે કે એક વાર તો બિસ્તર લઈને સ્ટેશનેથી બારોબાર જ એમને ઘેર પહોંચી જાઉં. પણ વધુ લખીશ તો એ બેઉ કહેશે કે 'કેવો મૂરખો!'

અને ભાઈ, રાજકોટમાં જે આનંદ પડ્યો તેમાં શારીરિક હાલાકી તો સંજવારીમાં વળાઈ ગઈ! એ જ

લિ૰ ઝવેરચંદનાં વં૰

*

† ઉમેદભાઈ : ઉમેદભાઈ મણિયાર, અંગ્રેજી સાહિત્યના પ્રાધ્યાપક, લેખક અને વિવેચક.



(૪૭૬) **ધનસુખલાલ કૃ૰ મહેતા તરફથી**

સાંતાક્રુઝ : ૬–૮–૧૯૪૫

સ્નેહી ભાઈશ્રી,

ટાંચણપોથીનાં 'કુંવારી ધરતી પર પહેલાં ઝાપટાં'નાં પાન સાત અને આઠ પર સરતચૂકથી એક ભૂલ રહી ગઈ છે. પુસ્તક છપાય છે એટલે એ સુધારી લેવાનો સમય હશે એમ ધારી તરત પત્ર લખું છું. ૦૦૦૦ તમે લખ્યું છે 'બેય જણાં ખરજ અને પંચમ સૂરવાળાં ગળાં મેળવીને' (પાન ૭), 'ખરજ અને પંચમ સૂરની એ જોડલી' (પાન ૮)..... આમાં 'ખરજ'ને બદલે 'ષડ્જ' શબ્દ વાપરવો જોઈએ. ૦૦૦૦

લિ૰ ધનસુખલાલ

*

● ખરજ અને પંચમ

"ખોખરી એવી સુંદરી(સારંગી)ને ખોળામાં લઈને અંત્યજ નથુ તૂરી બેસતો અને બે રાભડાં છોકરાંમાંથી એકને ધવરાવતી ધવરાવતી નથુની ચૂંચી આંખોવાળી લઘરવઘર વહુ બેસતી. બેય જણાં ખરજ અને પંચમવાળાં ગળાં મેળવીને કાર્યાલયના નાનકડા ચોકની હરિયાળી પર

લાવો લાવો રે બાદૂરખાં મિંયા હિંદવાણી
એને આવતાં મેં તો જાણી લાલ હિંદવાણી

એવું ગીત ગાતાં......" ['પરકમ્મા'માંથી ટૂંકાવીને.]



## (૪૭૭) ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર

બોટાદ : ૧૧–૮–૧૯૪૫

પ્રિય ભાઈ,

પંદર દિવસથી મારા જૂના દર્દ ગાઉટમાં પથારીવશ હતો. તેમાંથી બે દિવસ થયા ઊઠ્યો અને તમારા લાંબા સ્નેહભર્યા કાગળનો જવાબ વાળવા વિચારતો હતો ત્યાં રાણપુર ખાતે મારી ઘણા દિવસોથી રોકાઈ રહેલ ટપાલ કાલે રાતે આવી. પત્તું મળતાં પહેલી ફિકર તો એ પેઠી કે તમારા કાગળોથી મને કંટાળો આવે એવો હૃદયહીન તો ઠીક પણ રસવિહીન સુધ્ધાં તમે મને કલ્પવા લાગ્યા છો તેનું હું શું કરીશ! શું હું હજુયે તમારામાં આ ઇતબાર નથી જન્માવી શક્યો કે તમારા પત્રોનો અધિકારી બનવામાં પણ હું મારું મોટું સૌભાગ્ય સમજું છું! વાત સાચી છે—ને આપણે ઉભયપક્ષે—કે આટલાં વર્ષો નહીં થયેલી ઓળખાણનો ખાડો આપણે પત્રવ્યવહારથી પૂરવો છે. તમારા કાગળોમાંથી ઊઠતી ખુશબો મને વધુ ને વધુ લોલુપ બનાવે છે. ગૃહકલહ સિવાય કોઈ અસલી પરંપરા જેની અંદર છે નહીં તેવા મેઘાણીકુટુંબનો હું વારસદાર એટલે પેઢીગત કોઈ સંસ્કારથી વંચિત, તદુપરાંત માનસિક ઘડતરે કરી વિષાદમૂંગો છું. તેમ છતાં તમે કહો છો તે વાતોડિયાપણાનો હું કેટલો મોટો આશક છું તે તમે મારી કૃતિઓમાંથી નથી જોતા? ને અ'વાદમાં ડૉ૰ હરિપ્રસાદ જેવા વાતડાહ્યા સ્નેહીઓની કદી ન ખૂટતી અવિરત વાતધારા સામે હું દુકાળિયા જેવો બનીને બેઠો હોઉં તે તમે જુઓ તો તમને મારી દયા આવે. હું તો garrulous બનવાની પ્રકૃતિને એક રાષ્ટ્રસંસ્કાર ગણું છું. એ બક્ષીસ જો ન હોત તો આપણાં લાખો નિવૃત્ત માણસો સાંકડાં ઘરોમાં વહુવારુઓના જેઇલરો બની બેઠા રહેત, બાળકોની મુક્ત મજાને ગૂંગળાવી મારત અને પોતે પોતાનું સ્વમાન પગલે પગલે ઘવાતું અનુભવી મનમાં ને મનમાં રોજ મરતા રહેત. વાનપ્રસ્થાશ્રમને સર્વ રસોથી તરબોળ રાખનાર આ વાતોડિયાપણામાં જે સંજીવની છે તેનું મને બરાબર ભાન છે. મારો યુવાન પુત્ર આજે મારી કે અન્ય કુટુંબીજનોની જોડે ખાતાંપીતાં કે સૂવા ટાણે બેસી મોકળા મનથી ગામગપાટા કે ટોળટીખળ નથી કરી શકતો, એથી ઊલટું વર્તમાન જમાનાના ધુમાડાના ગોટા જેવા અખબારી, પુસ્તકિયા ને બહુ બહુ તો સિનેમા વિષયક બાબતોના ગાંભીર્યમાં જુવાનીને ખતમ કરી રહ્યો છે એ દેખી દિલ ચિરાય છે ને હું પોતે તલસું છું કે ક્યારે આ ગૂંગળાવતા વાતાવરણમાંથી નાસી છૂટી કોઈક તડાકેદાર સોબતીઓની વચ્ચે જઈ બેસું! તો મારા રોગશોક નાસી જાય ને પાંચ વધુ વર્ષ જીવી શકાય.

એટલે કૃપા કરીને તમારા પત્રો દ્વારા મને તમારો જીવતો સંપર્ક મળે છે તેને કોઈ શંકાથી બંધ પાડતા નહીં. વળી તમે તો મારી લાગણીઓની, મારી કલમની, અરે મારા અહમ્‌નીયે કેટલી માર્દવભરી માવજત કાગળે કાગળે કરો છો! તમે મારી પીઠ થાબડતા હો એવું શબ્દે શબ્દે અનુભવું છું. તમારી પાસેથી ઊંડા હૃદયના

આશીર્વાદો પામું છું. હું તમારો સ્નેહી છું એ વાતનો પોરસ તમે અનુભવો છો એ શું જીવનની કેટલીએક શૂન્યતાઓને ભરી દેનાર વાત નથી? જાહેરમાં પ્રશસ્તિ કરનારા ઘણા હોય છે પણ અંદરથી એકલા બેઠા બેઠા મારી કૃતિઓ વિશે પ્રાણની પવિત્ર સંગોપનતામાં રસ અનુભવનારા ધત્તુભાઈનું મમત્વ એવું છે કે જેની પ્રાપ્તિ માણસને હજારોના તાળી-ગગડાટ પ્રત્યે ઉદાસીન બનાવે. માટે કદી કંટાળાની શંકા નહીં કરો એટલું મને વચન આપો.

'ખરજ'ને બદલે 'પડ્જ'વાળી શુદ્ધિ કરવાનો વખત તો રહ્યો નહીં. એ ભાગ છપાઈ ગયો. આનું નામ fools rush in where angels fear to tread! હું સંગીતનો क પણ ન સમજનારો ઉલ્લુ બની બેઠો. હવે તો પ્રસ્તાવનામાં સુધારી લઈશ. ૦૦૦૦ મોટાભાઈને વંદન.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦



## (૪૭૮) ઈશ્વરગિરિ ગોસ્વામી ઉપર

[વઢવાણ પાસે દૂધરેજમાં રચનાત્મક કાર્ય કરતા મિત્ર]

રાણપુર : ૫-૭-૧૯૪૫

પ્રિય ભાઈ,

આ પત્ર એક મહત્ત્વની બાબત લખું છું. કાઠિયાવાડની નીચે લખી જાતિઓ વિશે આપણે સંશોધન ઉપાડવું છે: કાઠી, રબારી, મેર, આહીર વગેરે. એ દરેકનું સંશોધનકામ ઉપાડનાર અધિકારી વ્યક્તિ મળે તો તેને પુરસ્કાર આપીને કામ કરાવવું છે. પુરસ્કાર બાબત એક સંસ્થા મદદ કરે તેમ છે.

મારા મનથી તમને દૂધરેજમાં બેઠે બેઠે પણ રબારીનું સંશોધન ઘણું ફાવે. અલકમલકનાં ત્યાં આવે છે. વળી વર્ષમાં બેત્રણ વાર તો પૂરબહારમાં આવે છે. સંશોધનની ખરી ફાવટ તમારામાં છે એમ પણ માનું છું.

સંશોધનના મુદ્દા : તેમનાં ઇતિહાસ, ધર્મ, દેવદેવલાં, વહેમો, પોશાક, ગૃહશણગાર; જન્મ, લગ્ન, સીમંત, મૃત્યુ વગેરે પ્રસંગોનાં રિવાજો, ગીતો, કહેણીઓ.

વિશેષ તો એ રૂપરેખા આપણે રૂબરૂમાં મળીને નક્કી કરશું, પણ તમે એ કામ માથે લ્યો ખરા? તમારે પ્રવાસો પણ થોડા કરવા પડે. એક વર્ષનો કાર્યક્રમ રાખીને અજમાયશ કરીએ. તમારા ચાલુ કામને બાધ નહીં આવે. ઊલટું અનુકૂળ બનશે. હું તમને ૩૦ ત્રણસોક અપાવી શકું તો કેમ? ૦૦૦૦

લિ૦ ઝવેરચંદ મેઘાણી



## (૪૭૯) ઈશ્વરગિરિ ગોસ્વામી ઉપર

રાણપુર : ૧૦–૮–૧૯૪૫

પ્રિય ભાઈ,

જન્માષ્ટમી નજીક આવી ને તમે સાંભર્યા. રબારીઓનો મેળો ચોક્કસ કઈ તારીખે ને દિવસે છે તે જણાવો એટલે તે મુજબ આવવા તૈયાર રહું. મારી ઇચ્છા તરણેતરને મેળે પણ પહોંચાય તો પહોંચવાની છે, તમને પણ લઈ જવા છે, તો એ મેળો ક્યારે ભરાય છે તે પણ નક્કી કરીને મને જણાવો. તમે કુશળ હશો. સૌ૦ બાલાબહેનને સ્મરણ કહેશો. હું તો ચૌદ દિવસથી મારા ગાઉટના દર્દમાં પથારીવશ હતો ને ચિંતા થતી હતી કે એમનાં ઘી–દૂધ ખાવાનું નસીબમાંથી આ વખતે પણ ખડશે પણ પ્રભુકૃપાથી આરામ થયો છે એટલે આવી પહોંચીશ.

ઝવેરચંદનાં સ્નેહ૦

*

### ‘બચ્ચા ઝંડૂરિયા, હસાવ બધાંને !’

“શ્રાવણી મેળાઓનો સમય હતો. તંબૂડીઓ ખેંચાતી હતી. સ્થંભો ઊભા થતા હતા. વેરાન સીમોના સૂકા શોકવેશ ઊતરીને નીલાં પટકૂળોની સજાવટ થઈ ચૂકી હતી. ગોડિયાના ઢોલ અને વાદીની મોરલીઓ ગામગામને કેડેથી કસુંબલરંગી ‘મનખ્યા’ને સાદ કરતી હતી....

“પગે ઘૂઘરા બાંધીને બે જુવાનિયાં ઊંચા દોર પર નાચતાં હતાં. બદલી ગાન ગાતી હતી :

અંધારી રાત ને બાદલ છાયા,
બાદલીને છાંયે મારી આંખ મળી.
ચાલો પિયા, સુખની રાત મળી.
ચાલો પિયા, સુખની રાત મળી.
ચાલો.... પિયા ! .... સુખ...ની......

“આંધળીની અધ્ધર હાથગાદલીએ ઝંડૂર દેહ ઢાળતો હતો અને અંધીનાં નેત્રોમાંથી નીર વહેતાં હતાં. આથમતા સૂરજનાં સીધાં કિરણો શું એ આંસુ ખેંચતાં હતાં ? કે ઝંડૂર પડશે તે બીકે બદલી રડતી હતી ?

“‘દાંત કાઢો, દુનિયા તમામ રે ! દાંત કાઢો !’ બુઢ્ઢો મદારી કેડમાં ઢોલકું નાખીને લોકવૃંદને કહેતો હતો. ઝંડૂરને હાકલ દેતો હતો, ‘બચ્ચા ઝંડૂરિયા, હસાવ બધાંને ! આ બધાં મસાણિયાં છે ! એને હસતાં શીખવ ! હસવું એ ભૂલી ગયાં છે ! આલમના લોક ! હિન્દુ ને મુસલમાન ! તમામ હસો.... હસો.... હસો....... !”

[મેળાનું વર્ણન, ‘વસુંધરાનાં વહાલાં દવલાં’ નવલકથામાંથી ટૂંકાવીને.]

## (૪૮૦) ઈશ્વરગિરિ ગોસ્વામી ઉપર

બોટાદ : ૫–૯–૧૯૪૫

પ્રિય ભાઈશ્રી,

થાનથી લખેલ કાગળ મળ્યો. કેવી કમનસીબી! હું તો પાછો પગનો દુઃખાવો લઈ પડ્યો છું. કાચી સ્થિતિમાં ત્યાં ને અહીં ચાલચાલ કર્યું તેને લીધે થયું. મેળામાં જઈ ખૂબ હરફર કરવા માટે જે શક્તિ જોઈએ તે નથી, એટલે આ વખતે તો તરણેતરનો લાભ ચૂક્યા! ૦૦૦૦

ઝવેરચંદ



## (૪૮૧) રમણિક લા૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧–૧૨–૧૯૪૫

રમણિકભાઈ,

નીચેનું બંગાળી પુસ્તક બનતી ત્વરાએ મોકલશો?

जावाजात्रीर पत्र—रवीन्द्रनाथ ठाकुर; विश्वभारती प्रकाशन, द्वारकानाथ टागोर લેઇન.

અમે સૌ નરમગરમ રહીએ છીએ. મનનું સ્વાસ્થ્ય પણ નથી. હું પુસ્તિકા-પ્રકાશન માટે હજુ પ્રયત્ન કરું છું.

ઝવેરચંદ

## (૪૮૨) રણછોડલાલ વાયડા ઉપર

[ 'ગુજરાત સમાચાર'ની સાહિત્યકટારના સંચાલક ]

રાણપુર : ૨૮–૨–૧૯૪૫

ભાઈશ્રી,

જવાબ આપવાનો રોજ રોજ વિચાર કરતાં કરતાં અને ક્ષોભ અનુભવતાં અનુભવતાં આટલા દિવસો વીતી ગયા. પ્રથમ તો એમ લાગેલું કે કાંઈક વ્યવસ્થિત કરીને લખી મોકલું પણ હિંમત હારી ગયો છું. આ ચર્ચામાં ભાગ લેવાનો મને હક્ક નથી એવું લાગ્યું છે અને એમ લાગ્યું છે કે આ ચર્ચા ચલાવવામાં ઔચિત્ય પણ નથી. એક તરફથી ચાલુ બનાવોથી મચતા અંતઃક્ષોભને આપણા સાહિત્યના અગ્રણીઓ સર્જનાત્મક ઉચ્ચારણની ઉચ્ચતા, કલાત્મકતા વગેરે સિદ્ધિઓનો ઘાતક ગણાવે છે અને એવાં, તાત્કાલિક સંક્ષોભમાંથી જન્મેલાં, ઉચ્ચારણોને હમેશાં ઊતરતી કોટિનાં લેખે ઓળખાવે છે, અને બીજી તરફથી આ પ્રશ્ન ઊભો કરવામાં આવે છે—બેઉ વચ્ચે સર્જકની દશા દયાજનક બની રહી છે. બનતા બનાવોને કલાત્મક પ્રત્યાઘાત આપતાં એ ડરે છે, એનું મનઃસંવેદન સાહિત્યજગતની આ good manners અને 'એટિકેટ'ના ભંગનો ભય જુએ છે.

આવા કોઈક ભયનો હું પણ ભોગ બન્યો હોઉં તો નવાઈ નહીં પામું કારણ કે '૪૨–'૪૩ ના બનાવોએ ક્ષુબ્ધ ન કર્યું હોય એવું સાચું સર્જકહૃદય તો ખરે કોઈ હોઇ શકે જ નહીં. દરેક નાનો મોટો બનાવ એના વીણા–તારને કંપાવે, પ્રેમ–શોક–વૈરાગ્ય–મશ્કરી વગેરે સામાન્ય જીવનની લાગણીઓ પણ જેને સંવેદનકર બને, તે સર્જકો રાષ્ટ્રવ્યાપી ઘટનાઓથી અસ્પૃષ્ટ રહે જ કેમ ?

પણ આ ૪૨–'૪૩ ની ઘટનાઓ શું ખરેખર બળવાન હતી? છાપાંઓએ એના વેધક ચિતાર આપી એનું બળ ખલાસ કરી લીધું હશે ખરું? સર્જકોને એ ઘટનાઓનો સીધો સંપર્ક હતી ખરો? છાપાં દ્વારા થયેલો સ્પર્શ વાસ્તવિક હતો ખરો? અંતઃસ્પર્શ થયો હોય તો પણ તેનું પરિણામ કોઈ શાબ્દિક ઉદ્વેલન રૂપે આવવું જ જોઈએ એવું ખરું? સર્જકની આંતરગુહાને અતલ ઊંડાણે ચાલી રહેલી અનેક રાસાયનિક ક્રિયા–પ્રક્રિયાઓમાં ઊતરી અને ઓગળી જઈને કોઈ ને કોઈ જૂજવે સ્વરૂપે એ કલાની સૃષ્ટિમાં સાકાર બને, બન્યે જ રહે, બન્યા વિના રહી શકે જ નહીં, એમ શું ન માનો? ને એમ બને તો એનો આખરી આકાર સીધી ફોટોગ્રાફી સમો જ શું હોવો જોઈએ?

તમે જેને સર્જકો માનતા હો તે તમામનો '૪૨–'૪૫ સુધીનો સાહિત્યફાલ તપાસી ગયા છો? એમાં તમને સમકાલીન કે ચિરકાલીન એવી કોઈ દૃષ્ટિ રાખ્યા વગર નરી કલાદૃષ્ટિએ જેટલું સત્ત્વમય લાગ્યું હોય તેટલું તારવીને જોયું છે? જે કંઇ

એ ફાલ હશે તે કાં તો નિઃસત્ત્વ હશે ને કાં સત્ત્વશીલ હશે. નિઃસત્ત્વ તો એનામાં સમકાલીનતાનું તત્ત્વ હોય તો પણ નકામું અને ગણતરીમાંથી બાદ દેવા જોગ કહેવાય. બાકી રહી સત્ત્વશાળી અંશોની વિચારણા. એ સત્ત્વશાળી સર્જનમાં યુગોચ્ચાર રૂપાંતરેય પડ્યો છે કે નહીં?

બંગાળના દુષ્કાળ પર રચાયેલા બંગાળી સાહિત્યનું થોડુંક મેં જોયું છે એ તદ્દન નિર્માલ્ય છે. ટાગોર જીવતા હોત તો કદાચ એ સંક્ષુબ્ધ બની ઊઠત, પણ એમના સંક્ષોભે એવું નિગૂઢ સ્વરૂપ ધારણ કર્યું હોત કે આપણે કદાચ એમની કૃતિને બનતા બનાવોનું ઉચ્ચારણ ન પણ માનત. રાષ્ટ્રિય કાવ્યો ટાગોરે ૧૯૦૬માં રચ્યાં. તે પછીનો ઇતિહાસ એવાં સીધાં રાષ્ટ્રિય કાવ્યોની ભાળ આપતો નથી.

એવું પણ બને છે કે સર્જકની ઊર્મિભૂ જ્યારે કુમારી (virgin) અવસ્થામાં હોય છે ત્યારે તેના પર ચાલુ ઘટનાઓનાં બિયાં વરસતાં તેમાંથી કોંટા ફૂટે છે. પછી એ કૌમારકાળ વીતી જતાં પ્રૌઢતાને પામેલી એ ભૂમિ પર બીજા જ પ્રકારનું વાવેતર થઈ શકે છે, ઝડપી રોપા નથી ઊગી શકતા. જીવનમાં અન્ય અનેકવિધ સંવેદનો એની પાસે દાવો કરતાં ખડાં થાય છે. એક સર્જનપ્રકારને સફળપણે ખેડી લીધા પછી એને આ પણ સંકોચ રહે છે કે માત્ર મારી જૂની આંટ સાચી કરી રાખવાને ખાતર જ જો હું એ–નો એ જ પ્રકાર અજમાવવા જઈશ તો પિષ્ટપેષણ થશે, અને એમ નહીં તો પણ એક વાર આપ્યું છે તેથી તો ચડિયાતું નહીં જ આપી શકું, માટે માત્ર એકડો પુરાવવા ખાતર જ મારે ન લખવું ઘટે.

બીજું પણ એક કારણ છે. ગુજરાતના અનેક સર્જકો અત્યારે પત્રકારિત્વમાં રોકાયા છે. ચાલુ બનાવોને તેઓ પોતાના વ્યવસાયમાં રોજ રોજ જૂજવા અખબારી લેખનપ્રકારોમાં ખેડે છે. અગ્રલેખો ને નોંધો, કટાક્ષ–કટારો, શબ્દચિત્રો, પ્રસંગકણિકાઓ, એવાં લખાણો કરતો લેખક પોતાનાં સંવેદનોને એમાં સિંચ્યાં વિના રહી શકે જ નહીં. અંતઃક્ષોભનાં અપરંપાર બળો એવાં લખાણોની પાછળ ખરચાઈ જતાં હશે. હજારો લાખો જનહૈયાંમાં ચાલુ ઉદ્વેલન જન્માવતી આ કલમો ચિરસ્થાયી સર્જનવ્યાપારને માટે સમય ન મેળવી શકતી હોય તે તો ઠીક પણ ઊર્મિબળને જ ફાજલ ન પાડી શકતી હોય તે શું વધુ સંભવિત નથી?

ઉપરાંત આજે તો આપણે બધા સર્જકો તેમ જ અસર્જકો ચાલુ બનાવોના સીધા ભોગ બની પડ્યા છીએ. પરિસ્થિતિ આપણને ઘેરીને, આવરીને, ગૂંગળાવીને, બેઠી છે. એ ગૂંગળામણ માત્ર બાહ્ય પરિસ્થિતિની જ નહીં પણ દૃષ્ટિભેદ–મતભેદનીયે છે. આ જટિલતામાં અટવાઈ બેઠેલી સર્જકતાને માટે ઉચ્ચ કલાપ્રકારો નિપજાવવા જેટલું તાટસ્થ્ય તેમ જ પરલક્ષીપણું (objectivity) ધારણ કરવું શક્ય નથી. દાખલા તરીકે ભાઈ દલાલનું 'ધીમુ વિભા' લ્યો. એને તમે સમકાલીન સંવેદનનું શબ્દોચ્ચારણ કહી શકશો? એ તો એક જ માણસની પોચટ પોપલી લાગણીનાં રોદણાં છે.

એમાં પાર્શ્વભૂ જેઇલગમનની કે રાષ્ટ્રિય સંક્ષુબ્ધતાની હોવાથી એ થોડી ભાઈ દલાલ આજે પોતે જે જે પ્રશ્ન ઊભો કરે છે તેની જમા બાજુએ ટપકાવી શકાશે?

એની સામે ભાઈ પેટલીકરનું 'જનમટીપ' જુઓ, 'ધૂમકેતુ'ની સોલંકીયુગની વાર્તાઓ જુઓ. એની અંદર વર્તમાનનો ગુંજારવ છે કે નહીં? મુનશીનું નિર્ભેળ ઇતિહાસપુસ્તક 'The Glory that was Gurjara Desha' જુઓ. એની લખાવટમાં યુગબળોએ કામ કર્યું છે કે નહીં? 'દર્શક'નું 'દીપનિર્વાણ' ઈ૰ સ૰ પૂર્વેના કાળની કથા છતાં યુબગળોને ઝીલી બતાવે છે કે નહીં?

ફરીફરીને હું એક જ મુદ્દા પર આવું છું (આ કોઈ apologia નથી) કે વર્તમાનકાળની આપણી સર્જનસંપત્તિને તમે સમગ્રતાએ ચકાસો. એમાં ચિમુરની બહેનોની યાતનાઓ વિશે કવિતા કે નાટક ભલે ન હોય, બંગાળના ભૂખમરા પર મંડાયેલી નવલકથા ભલે ન હોય, કારાવાસીઓનાં ક્રંદનોનો સીધો હવાલો આપતી કોઈ નવલિકા ભલે ન હોય, તેમાં ભલે બે પ્રેમિકોની વાર્તા હોય, પેટ ભરીને દૂધ પામતા ધનિકના બાળની કવિતા હોય, ન્હાનાલાલે રચેલી નવભાગવતની ગાથા હોય કે પશુપંખીની સૃષ્ટિ આલેખતી કોઈ કૃતિ હોય; એમાં યુગનો બોલ હાજર છે કે નહીં તેની આંકણી એક જ કે એ કૃતિ પોતે સત્ત્વશીલ છે ખરી?

આ બધું હું કેવળ અંગત, મારા વિચારોની તમારા પૂરતી જાણ માટે લખું છું, ચર્ચાના ચોગાનમાં ઊતરવા માટે નહીં. તમારો લાગણીભર્યો પત્ર જ મારી પાસે આ લખાવી શક્યો છે. મને જાહેર ચર્ચામાં ઊતરતાં ડર નથી પણ જે ચર્ચા વાદ-પ્રતિવાદમાં જ પરિણમે તેની નિરર્થકતાની બીક છે, માટે આટલું નમ્રપણે માગી લઉં છું કે આ પત્ર અંગત ગણશો ને મને મારી કંઈ ભૂલ સુધારવા માટે જણાવવા જેવું લાગે તો જરૂર જણાવજો.

લિ૰ સેવક ઝવેરચંદ મેઘાણી

† 'આ ચર્ચા' : ૧૯૪૨ની સ્વાતંત્ર્યલડત પર મંડાયેલું સાહિત્ય આપણા લેખકો કેમ નહીં સરજી શક્યા હોય તેવી જાહેર ચર્ચા રણછોડલાલ વાયડા 'ગુજરાત સમાચાર'ની સાહિત્યકટારમાં શરૂ કરવા ઇચ્છતા હતા. એ ચર્ચામાં ભાગ લેવાના નિમંત્રણનો જવાબ ઉપરનો પત્ર છે.

## (૪૮૩) રણછોડલાલ વાયડા ઉપર

રાણપુર : ૩-૩-૧૯૪૫

સ્નેહી ભાઈશ્રી,

કાલે જ મેં તમને કાગળ લખ્યો ને આજે તમારો મળ્યો. મેં લખેલ કાગળ અંગત છે. તેમાં ઉમેરવાનું એટલું કે સર્જકે અત્યારે સંવેદનશીલતા ગુમાવી દીધી છે

એવું હું લેશ પણ માનતો નથી. જેને જેને તમે સાચા સર્જકો માનતા હો તેમની નવી કૃતિઓ તપાસી જુઓ. બધા જ સાચા સર્જકો એકીસાથે સંવેદનશીલતા ગુમાવી બેસે એમ કેમ બને? એ બધાઓમાં જો વર્તમાન બનાવોને ઉચ્ચારણ ન મળ્યું હોય તો તો જરૂર દોષ બીજે ક્યાંક સંભવે છે અથવા તો સદ્યોચ્ચારણની અપેક્ષા અસ્થાને છે.

મહાવિનાશકતાનું વાતાવરણ સર્જનને અનુકૂળ નથી એમ તો ન કહું પણ આ પરિસ્થિતિને પૂરો ન્યાય અપાય તેવી કૃતિ રખે નહીં નિપજાવી શકાય એવો એક સંકોચ સર્જકતાને રૂંધતો હોવાનો સંભવ છે.

પણ ખરેખર કોઈએ '૪૨–'૪૪ની બધા સર્જકોની બધી જ કૃતિઓ તપાસીને સાચું સરવૈયું કાઢ્યું છે?

લિ૦ ઝવેરચંદ મેઘાણીનાં વં૦



## (૪૮૪) તંત્રી, 'ગુજરાત સમાચાર', ઉપર

બોટાદ : ૬–૧–૧૯૪૬

માન્યવર તંત્રીશ્રી, 'ગુજરાત સમાચાર',

૬–૧–૪૬ના આપના અંકમાં 'લેખક–મિલનના બીજા અધિવેશન પર દૃષ્ટિપાત'વાળા લખાણમાં મારા ભાષણનો જે સૌજન્યપૂર્ણ ઉલ્લેખ થયો છે તે સંબંધે આટલી ચોખવટ આવશ્યક બને છે. મારા પુસ્તકના કંપોઝ કે મુદ્રણ વખતે મારો કંપોઝિટર કે મશીનિયર ડોકું ધુણાવતો ત્યારે મને મારી કૃતિ જનતાભોગ્ય બનવાની આશા બંધાતી અને પછી મારે માટે વિદ્વાનના અભિપ્રાયની જરૂર નહોતી રહેતી એવું જે મેં જણાવેલું તેનો સંબંધ પોતાની કૃતિઓ જનતા લેતી નથી અને પ્રકાશકો હાથ ધરતા નથી એવી લેખકોની ફરિયાદની સાથે હતો. મેં ભાષણમાં એવું કહ્યું હતું કે લેખકો આવી ફરિયાદ કરે તે પૂર્વે પોતે લેખન માટે કયું એક ક્ષેત્ર સ્વીકારે છે તે દરેક જણે નક્કી કરવાનું રહે છે. વાર્તા–નવલ જેવો જનતાભોગ્ય પ્રદેશ હાથ ધરો તો તેની કદરદાની માટે જનતા તરફ નિહાળો, પણ કાવ્ય, નાટ્ય, પુરાતત્ત્વ જેવું ક્ષેત્ર અપનાવો તો પછી તમારી ચાય તેવી સફલ રચનાને માટે પણ સમૂહ પાસેથી ખપતની ધારણા શી રીતે સેવી શકો? એ કૃતિઓની સાર્થકતાનો સિક્કો બહોળા વેચાણથી નહીં પણ વિદ્વજ્જનોની પ્રસન્નતાથી જ સાંપડી શકે અને એવા લેખનપ્રદેશોની આર્થિક સારવાર તો ઍકેડેમી સમી સંસ્થાઓ જ પારિતોષિકો–પુરસ્કારો આપીને કરી શકે. દુર્ભાગ્યે ગુજરાતમાં એવી બહુ સંસ્થાઓ નથી એટલે જનતાને અને જનતાલક્ષી પ્રકાશકોને દોષ દેવાને બદલે વિદ્યોત્તેજક 'ઍકેડેમિક' સંસ્થાઓના પ્રભાવને માટે આપણે સૌએ મહેનત કરવી રહે છે.

આમ, હરએક પ્રકારના લેખનની સાર્થકતાને જનતાની જ જીભ પર જોખાવવા જવાનો ધ્વનિ જો મારા કથનમાંથી ઊઠ્યો હોય તો તેને માટે હું દિલગીર છું. એવું 'કથન અલબત્ત ચર્ચાસ્પદ અને ભયજનક' બને તે આપના કંડિકા–લેખકની વાત સાચી છે. શિક્ષણમાં સારી એવી પ્રગતિ કરી ચૂકેલા દેશોમાં પણ સર્વ સર્જનપ્રકારો તેમની સુશિક્ષિત જનતા સુધી પહોંચી શકતા નથી તો આપણી ગુજરાતી જનતા જેવી અલ્પશિક્ષિત પ્રજાને તો સર્વ કોટિના સાહિત્યસર્જનની મૂલવણી કરવાની જવાબદારી શે ભળાવી શકીએ ?

તે સાથે ગુજરાતનો જનસમૂહ નજીકના જ ભવિષ્યમાં ભાઇ સાંડેસરાનાં 'ઇતિહાસની કેડી' જેવાં સંશોધનપ્રકારનાં લખાણોને, ભાઈ યશવંત શુક્લનાં જેવાં પ્રાસાદિક વિવેચનોને, શ્રી કેશવરામ શાસ્ત્રીનાં જેવાં ઐતિહાસિક લખાણોને, મતલબ કે કોઈ પણ પ્રદેશના સત્ત્વશીલ અંશોનું રસપ્રદ પુરસ્કરણ કરનાર કલમોને અપનાવી લેશે તે વિશે મને શંકા નથી. એવો સમય નજીક લાવવો એ આપણા સૌના હાથની વાત છે. જનતાની દોલાચલ વૃત્તિને પંપાળ્યા કરવાથી કે વારંવાર પલટા લેતી ફરતી જનતાને હમેશાં નમતું જોખી આપવાથી વેચાણનું બજાર ધીકતું થાય એ બિલકુલ માનવા જેવું નથી. સદ્‌ભિરુચિનો એક એવો સૂક્ષ્મ કાંટો જનતાના હાર્દમાં પણ પડ્યો છે કે જેની ઘણાંને ખબર નથી. ચાય તેવા જનતાપ્રિય લેખકની પણ નબળી પડતી કલમને જનતા ઝટ દઈને પકડી પાડે છે. ઉપરાંત 'સનાતન' ભાવોની જે ભૂમિકા જનતાની અંદર પડી છે તેનો સાચો પતો ન મેળવી શકવાને પરિણામે જ આપણને લોકરુચિ વારંવાર પલટા લેતી ભાસે છે. લોકરુચિ જો દોલાચલ હોય, પંપાળાવું જો એને પ્રિય હોય, આપણી પાસેથી નમતું જોખાવવાની જો એની દાનત હોય, તો તો હીન પ્રકારની કૃતિઓ હજારો લાખોની સંખ્યામાં ઊપડી જવી જોઈએ. વસ્તુતઃ એવું જોઈએ છીએ ખરાં ? કેટલાક એવા પ્રયોગો થયા પણ છે છતાં તેનો અંજામ શો આવ્યો છે ? પૂછો એ લેખકો–પ્રકાશકોને.

વિદ્‌ભોગ્ય લેખનપ્રકારોને વરેલાઓ પ્રત્યે મારો અનુભવ છે કે તેમની નિષ્ઠા તેઓ સ્વધર્મ પર જ અવિકંપિત રાખે; તેમની સફલતાનું માપ પાલીપવાલાંથી કે માણીકા વડે ન જ કાઢવાનું હોય. તેઓ છે કસ્તુરીના સોદાગરો. તેમનાં રતીભાર સર્જનો પણ આખરે તો અનેક ક્રિયાપ્રક્રિયાઓ દ્વારા જનતાને જ સુવાસિત કરવાનાં. એ સમગ્ર વ્યાપાર અગોચર છે માટે મિથ્યા તો થોડો જ છે ? જનતાની જ તુલના–બુદ્ધિને તેઓ છેવટે પુષ્ટ કરવાના છે. તેમના પ્રત્યે જનતા વિમુખ પણ નથી, તુચ્છકારભાવી પણ નથી. વિદ્યાને પણ રોજ ઊઠીને સન્માનનારી તો જનતા જ છે. સમજશે નહીં તો પણ શ્રદ્ધાપૂર્વક કહેશે કે 'આ આપણા કવિ છે, આ વિદ્વાન છે, આ શોધક છે—આપણા છે આ.'

સીધી જનતાભોગ્ય કૃતિઓનું ક્ષેત્ર પકડનારાઓને તો જનતા પ્રત્યે દુઃખ લગાડવાનો હક્ક જ નથી રહેતો. જનતા પરનો અવિશ્વાસ, જનતા સુંવાળી રુચિની જ

સારવાર માગે છે અને તેવી સારવાર કરનારા લેખકને જ પોષે છે એવી શંકા સેવનારા સાહિત્યકારોએ તત્કાળ પાછા વળી જઈ અન્ય કોઈ ક્ષેત્રનો આશરો લઈ લેવો ઘટે છે. આ આખા પ્રશ્નની આપના કંડિકા-લેખકે ખૂબ વિશદતાથી છણાવટ કરી છે અને મારા તરફથી એને આ સમર્થન મોકલું છું.

લિ૦ ઝવેરચંદ મેઘાણી

*

## 'કારીગરો જાલુભા–બારોટજીના અભિપ્રાય'

"હું 'સૌરાષ્ટ્ર'માં ગયેલ ત્યારે બે ભાષાંતરો લખીને ગયેલ. એ કૃતિઓ બહાર પડી, વેચાઈ. પછી તો મેં ઘણાં પુસ્તકો લખ્યાં છે પણ મારી કૃતિ મેં બીજાને બતાવ્યા વિના છાપવા મોકલી નથી. મારા સાથીઓને મારું લખાણ બતાવી તેમનો અભિપ્રાય પણ જાણી લઉં છું. હું સ્વ૦ કેશવલાલભાઈનો અભિપ્રાય શા માટે મેળવું? મારે જે વાચકવર્ગ પાસે જવું છે તેના પ્રતિનિધિ રૂપ કારીગરો જાલુભા-બારોટજીના અભિપ્રાય મારે તો બસ છે; પણ મારે પંડિતભોગ્ય ઉચ્ચ અભ્યાસનું લખવું હોય તો તેના અધિકારીઓનો સંતોષ મેળવવો રહે." [લેખકમિલનમાં આપેલા વ્યાખ્યાનમાંથી.]

## (૪૮૫) રણછોડલાલ વાયડા ઉપર

બોટાદ : ૧૨–૧–૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦ મારું લખાણ રવિવારના અંકમાં છપાય તે જ બરાબર છે. એમાં પરવાનગીની જરૂર હોય નહીં. તમારી અનુકૂળતા મુજબ જ કરવું. 'દૃષ્ટિપાત' તમે લખ્યો હતો? માનું છું કે એ સ્થળે મુકાતાં લખાણો તમારાં જ હોય છે. એ હું હમેશાં આદરપૂર્વક વાંચું છું. તમને મિલનમાં કે ઑફિસમાં મળાયું નહીં એ કેવું શોચનીય! ફરી જરૂર મળીશ.

પ્રકાશકો-લેખકો વચ્ચેની સ્થિતિ પરત્વે કંઈ જોગવાઈ કરો છો? લેખક ભાઈઓ જે કંઈ બોલવાના હતા તેનો ખ્યાલ મને આપી શકશો? હું એ વિશે બીજો લેખ લખું તો કેમ? એ જોગવાઈને માટે પૂર્વભૂમિકા તરીકે અખબારોમાં જ પબ્લિક ઓપિનિયન ખડો કરવો રહે છે. તમે હર વખતની જેમ એક લેખમાળા આપી ન શકો? થોડાક કિસ્સા પણ ટાંકીને ઉગ્ર ઊહાપોહ કરવો જોઈએ. લેખકોના કૉપીરાઇટની ઝૂંટવણી, લેખકે કરી આપેલ કામ પર કેવળ એ પગારદાર હોઈને જ બીજા મોટા નામનો સંપાદનસિક્કો વગેરેનાં દુઃખદ દૃષ્ટાંતો અજવાળે મૂકવાં જોઈએ. તદુપરાંત તમે મને મુદ્દા સૂચવો તો હું મારું મંતવ્ય આપું. આ પ્રશ્ન પર હું શરૂથી જ

ખૂબ અળખામણો બનીને પણ ઝુંબેશ કરતો આવ્યો છું. મારું પોતાનું દૃષ્ટાંત મને એ વિષયમાં તીવ્રતા આપે છે પણ જાહેર લોકમતની જાગૃતિ એ જ આપણું સાચું શસ્ત્ર છે.

લિ૦ ઝવેરચંદ મેઘાણી

*

## કોપીરાઇટની ઝૂંટવણી

"૧૯૩૦માં યુનિવર્સિટીએ મૅટ્રિક માટે પદ્યસંગ્રહ કર્યો તેમાં મારી એક કૃતિ લીધી. ચારેક પ્રકાશકોએ જુદી જુદી આવૃત્તિ છપાવી નાખી. પ્રકાશકો પાસે પુરસ્કાર માગ્યો પણ કોઈને ન મળ્યો. છાપેલી પ્રત પણ ન મોકલી.

"૧૯૩૨માં યુનિવર્સિટીએ પોતે એ ગદ્યપદ્યસંગ્રહ છાપવાનું ઠરાવી લખાણ માટે મંજૂરી માગી ત્યારે [મેં] પુરસ્કાર વિશે લેખ લખેલો તેથી વડીલોને ધોખો થયો હતો. મેં કહ્યું હતું કે વિદ્યાર્થીઓને માટે પુસ્તક સસ્તું કરો તો સુખેથી મફત દઈએ.

"એક રાસસંગ્રહમાં મારા પંદર રાસ લેવામાં આવ્યા. પરવાનગી તો માગે જ શાની! મેં પુરસ્કાર માગ્યો. બીજી આવૃત્તિમાં મારાં ગીતો બાદ દેવાયાં. પુરસ્કાર માગવો એ એક શરમની વાત હતી. લેખકોના પુરસ્કારની ચર્ચા કરતો ત્યારે ખુદ લેખકો મારી ટીકા કરતા.

"હું શું માગતો? કૃતિ ઠીક પાંચ કે દસ રૂપિયા; અરે કંઈ નહીં તો છેવટ લેખકની પરવાનગી માગવી જોઈએ એટલું હું કહેતો; લેખક પાસે એની કૃતિ શુદ્ધ કરાવવી એવું માગતો; એકાદ પ્રત માગતો." [લેખકમિલનમાં આપેલા વ્યાખ્યાનમાંથી.]

## (૪૮૬) દિલીપ કોઠારી ઉપર

બોટાદ : ૧૭–૧–૧૯૪૬

પ્રિય દિલીપભાઈ,

તમે ખોવાયાને તો જાણે યુગ વીત્યો. અમેરિકા ગયા હોત તો ઠીક, પણ મુંબઈમાં છો છતાં આપણી વચ્ચે યુગ પડી ગયો એ નવાઈ.

એક વાત માટે ક્ષમા માગું છું. મારે તમને 'રવીન્દ્રવીણા'ની નવી આવૃત્તિ પહોંચાડવી હતી તે રહી ગયું છે. આ ખોટું થયું છે. નવું સંસ્કરણ તમારી નજર તળેથી નીકળવું જોઈતું હતું. ૦૦૦૦ તમારી સહૃદયતાનું સતત સ્મરણ થાય છે.

ઝવેરચંદ

આંજ્યા વિણ આંખ બે કાળી

દીઠી વૈશાખને દા'ડે, સીમને કૂબે, બાપની વાડી રે;
માથે કાંઈ ઘૂમટો નો'તો,
ખંભે કાંઈ સંગટો નો'તો,
ઝૂકાઝૂક ઊડતો ચોટો મોકળો એની પીઠ પછાડી રે;

કાળી! ભર દેહની કાળી—
મેં તો જોઈ આંખ બે કાળી
બીજું કંઈ દેખવું નો'તું, આંખ બે કાળી હરણાંવાળી રે;
આંજ્યા વિણ આંખ બે કાળી રે—

['રવીન્દ્ર-વીણા'માં સંગ્રહાયેલ 'કૃષ્ણકળી' શીર્ષક કાવ્યમાંથી.]

*

વીણા–રવનું અનુરણન

"કોઈ કોઈ વિવેચકે ક્ષતિઓ બતાવવા જતાં આ કવિતાઓને ભાષાંતર-દૃષ્ટિએ કસવાનો પ્રયત્ન કર્યો છે. મેં પહેલેથી ખુલાસો કર્યો છે કે આ શબ્દશઃ અનુવાદ છે પણ નહીં તેમ તેવો અનુવાદ કરવાનો મારો આશય પણ હતો નહીં. આ તો મૂળ રચનાઓના વીણા–રવનું અનુરણન છે. ૦૦૦ રવીન્દ્રનાથની કૃતિઓનો અનુવાદ કેવો હોઈ શકે અગર કવિવરના પોતાના ખ્યાલ પોતાની કૃતિઓના ભાષાંતર સંબંધે કેવા હતા તે સમજવું ક્યાં મુશ્કેલ છે! એમણે જ ઉતારેલ અંગ્રેજી 'ગીતાંજલિ' જોઈ જવી.

"એટલે આ કૃતિઓની ચરમકસોટી એક જ છે : સ્વતંત્ર રચનાઓ તરીકે એ કેટલો રસાસ્વાદ આપી શકે છે? એનો જવાબ તો અગિયાર મહિનામાં મળી ગયો છે. હું સંતૃપ્ત છું." ['રવીન્દ્ર-વીણા'ની બીજી આવૃત્તિના નિવેદનમાંથી.]

(૪૮૭) **લાભચંદ લા૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૧૨–૮–૧૯૪૫

લાભુભાઈ,

શ્રી આચાર્યનો તેમ જ તમારો, બેઉ કાગળો, મને રાણપુરથી મોડા મળ્યા. હું મારા જૂના દરદ ગાઉટમાં પટકાયો હતો. હવે પથારીમાંથી છૂટ્યો છું પણ હજુ બહાર નીકળવા જેટલું ચલાતું નથી.

પાસે બેસી નવી technique શીખવી જોઈએ. એમાં કશી માનહાનિ હોવાનો ધ્વનિ મારો નહોતો, પણ મારી મૂંઝવણ તો આ છે કે હું પરદાની દુનિયા તરફ અભિમુખ જ થઈ શકતો નથી. એ એક કપરું કામ છે ને હું મારા લેખક તરીકેના કલાવિધાનમાં જ રચ્યોપચ્યો છું. એમાંથી બહાર નીકળી શકતો નથી. મને લાગે છે કે મારા સ્વધર્મમાં જે નિધન છે તે જ શ્રેય છે; બેશક, કોઈક કોઈક વાર આંટો મારવા જેવો તોર ઊપડે તો આમંત્રણને ઊભું જ સમજીને આવીશ. કંટાળો તો હોય જ નહીં. મેં કહ્યું ને કે તમારી સહૃદયતા અને સાચી તમન્ના જ તમારા પત્રવ્યવહારને પ્રેરનારી છે. એને હું સન્માનું છું.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદના વં૦



# "આ માણસ કોઈ દિવસ રેડિયો ઉપર નહીં આવે"

[રાષ્ટ્રપિતાના અંતરમાં પેસીને એમનાં મનોમંથનોને પ્રજા સમક્ષ કાવ્યરૂપે મૂર્ત કરનાર, ગુલામ પ્રજાને વીરતા અને બલિદાનની પ્રેરણા પાતાં કાવ્યો–ગીતોના ફુવારા ઉડાડનાર અને હૈયે હૈયું દળાતું હોય એવી જંગી મેદનીઓ સમક્ષ બુલંદ કંઠે હલક, લય અને ઊર્મિનું સામ્રાજ્ય ખડું કરી દઈને શ્રોતાગણને ડોલાવનાર રાષ્ટ્રિય શાયર ન તો રેડિયો પર ગાવા આવવાનું કબૂલતા કે ન તો પોતાનાં ગીતો-કાવ્યોનું પ્રસારણ કરવાના કરાર સરકાર સાથે કરવા સંમત થતા. એમના રચેલાં રાષ્ટ્રિયતાનાં ગીતો, હાલરડાં, બાળગીતો, રાસગરબા અને શૌર્ય–પ્રેમની ગીતકથાઓથી ગુજરાત ગુંજતું હતું ત્યારે રેડિયો પર એક ભેદી શાંતિ છવાઈ હતી. રેડિયો સાથેના સંબંધોના ઇતિહાસની ઝાંખી કરાવતું પત્રઝૂમખું સાદર છે.]



(૪૯૦) **નાનુભાઈ દેસાઈ ઉપર**

બોટાદ : ૨૭–૧–૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી,

૦૦૦૦૦ રેડિયો પર આજથી આઠેક વર્ષ પર પહેલું નોતરું મળેલ. મેં પુરસ્કાર ૩૦ પચીસની સામે કંઈ વાંધો ન લેતાં જાતવળત સેકન્ડ ક્લાસ મુસાફરીખર્ચની સ્વમાન લેખે માગણી કરી. શ્રી ચન્દ્રવદને† જણાવ્યું કે નિયમ નથી, ત્રણ પ્રોગ્રામો આપી પંચોતેર પૂરા કરું. મેં જણાવ્યું કે સાહિત્યકારનો દરજ્જો પહેલાં સ્વીકારો, પુરસ્કારની પરવા નથી. પછી તો દિલ જ ઊતરી ગયું. હમણાં એણે બસોની ઑફર મોકલેલી પણ મને રેડિયો માટે ઉત્સાહ નથી રહ્યો. તમારા પત્રોથી તકલીફ શાની હોય?

ઝવેરચંદ

*

† શ્રી ચન્દ્રવદન : ચન્દ્રવદન ચિ૦ મહેતા, ત્યારે ઑલ ઇન્ડિયા રેડિઓના મુંબઈ સ્ટેશનના ગુજરાતી વિભાગના વડા.



(૪૯૧) **સ્ટેશન ડિરેક્ટર ઑલ ઇન્ડિયા રેડિયો, મુંબઈ, ઉપર**

[ઝુલ્ફિકાર અહમદ બુખારી]

[મહેન્દ્ર ઝ૦ મેઘાણી તરફથી]

Botad : 31-1-1946

Dear Sir,

My father Shri Jhaverchand Meghani has asked me to acknowledge the receipt of your letter no. G–23/25097 dt. 26th January and reply to it as under.

We gather from the contract form enclosed by you that the Government want us to transfer to it the rights to broadcast all the songs composed till now and also all the songs that may in future be composed by my father. In return for this we are asked 'to agree to accept as royalty fee (if the songs are broadcast) annas ten per broadcast from any station of All India Radio for a period of five years'.

The first impression that one gets from a perusal of your contract form is that it is either a huge joke or it is a calculated affront to my father as well as to other reputed authors to whom it may have been sent by you. It is indeed amazing that All India Radio on behalf of the Government of India should have had the impertinence to offer the authors a paltry sum of ten annas per broadcast of their songs. Whosoever originated this ingenius idea must be shamefully ignorant of the fact that authors in this country happen to possess a little bit of self-respect. In any case, the contract form reveals the niggardly manner in which your department handles the question of paying royalties to authors. Why, one wonders, did the Government not request these rights to be given gratis when the royalty they propose to pay is much the same as or even worse than no payment at all?

My father wishes it to be brought to your knowledge that he has never in the past demanded any payment from anybody who wished to broadcast his songs provided the person concerned was well–conversant with the original tunes and would promise to remain faithful to the same. He has known fully well that for broadcasting his songs with his permission, people have been paid anything from Rs. 20 to Rs. 30 but he has deliberately refrained from demanding his legitimate

share and has let the broadcasters enjoy the full sum paid by your department. There have, of course, been occasions when he had to refuse permission to broadcast his songs to some persons, but the refusal was never on account of any desire to receive payment for the permission. It was due only to the fact that he had not been satisfied about the ability of these persons to recite his songs faithfully. To such persons no decent author could afford to give permission to broadcast his songs even if they—or your department—offered to pay a score of rupees for each such broadcast.

Thus, even if the present royalty of ten annas per broadcast is raised to a figure which a self-respecting author would care to cast a look at without being ashamed or enraged, my father regrets that he would not be able to grant wholesale permission to broadcast his songs by anybody and everybody. In the case of each individual broadcaster it would be his desire to be satisfied that he or she would recite his songs faithfully. This is but imperative if the question of giving permission has any meaning at all.

I hope you must not be unaware of the fact that my father has had, during the past few years, repeated handsome offers from the Bombay station to come personally and broadcast his songs. He has all along declined these invitations, not because he cares for higher rates of royalty but because he believes that every broadcaster, irrespective of the royalty he might be paid, should at the least be offered the courtesy of a second class fare for the railway journey to Bombay. But in this regard the attitude of your department uptill now has tended to show clearly the low level at which the prestige of Gujarati authors is being held by you. The ridiculously cheap royalty offered by you in the present instance has given further proof of it—if such proof were needed at all. As long as conditions remain in their present state, it would be difficult for a self-respecting author to co-operate with your department in any manner whatsoever.

If, as it seems probable, a national Indian Government is formed at the Centre, my father would, at the first occasion, offer his humble services to such a Government. Even if, for lack of funds, it is able to offer no royalties at all it would be a welcome privilege to serve such a Government, for it

would not at least behave so miserably when it comes to treating the nation's authors with the honour they deserve. Till that day the proper course for the authors would be to be content with whatever small rewards their poor countrymen can give and not to look at the greasy crumbs thrown out by a bureaucratic government.

We presume that such a contract form as you have enclosed with your letter could not have escaped the attention of the head of your Gujarati department. We fail to understand why, if at all, he should have thought it fit to consent to a document that is so humiliating to his fellow authors. In order that he may learn how much my father's feelings have been hurt in this matter, I am sending him a copy of this reply.

Yours faithfully,
M. J. Meghani

□ અનુવાદ :

બોટાદ : ૩૧-૧-૧૯૪૬

શ્રીમાન,

તમારા ૨૬ જાન્યુઆરીના પત્ર નં૦ જિ–૨૩/૨૫૦૯૭ની પહોંચ સ્વીકારવા તેમ જ નીચે પ્રમાણે જવાબ લખવા મારા પિતાશ્રી ઝવેરચંદ મેઘાણીએ મને સૂચના આપી છે.

તમે મોકલેલો કરારપત્ર જોઈને અમે ધારીએ છીએ કે મારા પિતાશ્રી દ્વારા રચાયેલાં તેમ જ ભવિષ્યમાં રચાનારાં તમામ ગીતોનું રેડિયો–પ્રસારણ કરવાના હક્કો સરકાર પોતાને હસ્તક લેવા માગે છે. આના બદલામાં પાંચ વર્ષ સુધી ઑલ ઇન્ડિયા રેડિયોના કોઈ પણ સ્ટેશનેથી થનારા દરેક પ્રસારણ દીઠ દસ આના સ્વીકારવાની 'કબૂલાત' આપવાનું અમને કહેવામાં આવ્યું છે.

તમે મોકલેલો કરારપત્ર વાંચનાર ઉપર પહેલી છાપ એ પડે છે કે કાં તો આ એક જબ્બર હાંસી છે અને નહીં તો મારા પિતાશ્રીનું તેમ જ જેમને આવા કરારપત્રો મોકલાયા હોય તેવા બીજા પ્રતિષ્ઠિત સાહિત્યકારોનું ગણતરીપૂર્વક કરાયેલું મોઢામોઢ અપમાન છે. કવિઓને તેમનાં રચેલાં કાવ્યોના દરેક પ્રસારણ દીઠ દસ આના જેવી મામૂલી રકમ ધરવાની ધૃષ્ટતા ભારત સરકાર વતી ઑલ ઇન્ડિયા રેડિયોએ બતાવી છે તે આશ્ચર્યજનક છે. આવો મૌલિક તુક્કો જેને સૂઝયો તેને આ દેશના સાહિત્યસર્જકો થોડું પણ સ્વમાન ધરાવે છે એ વાતનું નિર્લજ્જ અજ્ઞાન હશે. ખેર, સર્જકોને અપાતા

પુરસ્કાર વિશે તમારું ખાતું કેટલી કંજૂસાઈથી વર્તે છે તે વાત આ કરારપત્ર ખુલ્લી પાડે છે. નહિવત્ અથવા એથી પણ ધૃણાપાત્ર એવો નાચીઝ પુરસ્કાર કવિઓ સમક્ષ ધરતી સરકારે એ હક્કો મફત જ શા માટે નથી માગી લીધા તેનું જ અમને તો અચરજ છે.

મૂળ ઢાળોથી સારી રીતે પરિચિત હોય અને એ ઢાળોને વફાદાર રહેવાની બાંહેધરી આપે એવી કોઈ પણ વ્યક્તિ પાસેથી મારા પિતાશ્રીએ રેડિયો પર એમનાં ગીતો ગાવા દેવા માટે પૈસા કોઈ દિવસ માગ્યા નથી એ વાત તરફ તમારું ધ્યાન દોરવાની મારા પિતાશ્રીની ઇચ્છા છે. એમની પરવાનગી લઈને રેડિયો પર એમનાં ગીતો ગાનારને ૨૦ વીસથી ત્રીસ મળે છે એની એમને બરાબર જાણ છે, પણ પોતાના વાજબી હિસ્સા પર પણ એમણે જાણીજોઈને કયારેય દાવો નથી કર્યો અને ખાતા તરફથી અપાતા પુરસ્કારની પૂરી રકમ ગાયકને ભોગવવા દીધી છે. બેશક, કેટલીક વ્યક્તિઓને એમણે પોતાનાં ગીતો ગાવાની પરવાનગી ન આપી હોય એવા પ્રસંગો બન્યા છે પણ પરવાનગી બદલ પૈસા મેળવવાની લાલચે એમણે એવું નથી કર્યું. પોતાનાં ગીતો વફાદારીથી મૂળ ઢાળોમાં ગાઈ શકવાની એ વ્યક્તિઓની આવડત વિશે એમને સંતોષ ન થયો હોય ત્યારે જ આવું બન્યું છે. એ વ્યક્તિઓ અથવા તમારું ખાતું પ્રસારણ દીઠ વીસ રૂપિયા આપે તો પણ એવા લાયકાત વિનાના ગાયકોને પોતાનાં ગીતો રેડિયો પર ગાવાની રજા આપવાની અપેક્ષા સાચા શાયર પાસેથી ન જ રાખી શકાય.

એટલે, પ્રસારણ દીઠ દસ આનાને બદલે સ્વમાની સર્જક શરમાયા કે કોપાયમાન થયા વગર સ્વીકારવા તૈયાર થાય તેવી રકમ એની સામે ધરવામાં આવે તો પણ પોતાનાં તમામ ગીતો ફાવે તે ગાયક રેડિયો પર ગાઈ શકે એવી સમગ્ર પરવાનગી ન આપી શકવા બદલ મારા પિતાશ્રી દિલગીર છે. દરેક ગાનાર વ્યક્તિ એમનાં ગીતો મૂળ ઢાળોને વફાદાર રહીને ગાશે એવી ચોક્કસાઈ કરવાની એમની ઇચ્છા રહેશે જ. પરવાનગીઓનો અર્થ જાળવવો હોય તો આ બિલકુલ આવશ્યક છે.

મુંબઈના રેડિયો સ્ટેશન પરથી પોતાનાં ગીતો ગાવા રૂબરૂ આવવાની આકર્ષક દરખાસ્તો મારા પિતાશ્રીને છેલ્લાં કેટલાંક વર્ષો દરમ્યાન વારંવાર કરવામાં આવી છે એ વાતથી તમે અજ્ઞાત નહીં હો એમ હું આશા રાખું છું. આ આમંત્રણોનો એ સતત અસ્વીકાર કરતા આવ્યા છે તે પુરસ્કારના વધુ ઊંચા દરની એમને ખેવના છે એટલે નહીં પણ પુરસ્કાર ગમે તેટલો હોય તો પણ મુંબઈ સુધીનું સેકન્ડ કલાસનું ભાડું આપવા જેટલી શિષ્ટતા તો કોઈ પણ રેડિયો-કાર્યક્રમ રજૂ કરનાર તરફ બતાવાવી જ જોઈએ એમ મારા પિતાશ્રી માને છે એ કારણસર. પણ આ વિશે તમારા ખાતાના અત્યાર સુધીના વલણ પરથી તમે પોતે ગુજરાતી સાહિત્યકારોનું મૂલ્ય કેટલું હલકું આંકો છો તે સ્પષ્ટ થાય છે. આ કિસ્સામાં તમે સૂચવેલો હાસ્યાસ્પદ પુરસ્કાર એની વધુ પ્રતીતિ કરાવે છે—જો એવી પ્રતીતિની જરૂર હોય તો. જ્યાં સુધી પરિસ્થિતિ આ સ્તરે જ સ્થગિત રહેશે ત્યાં સુધી તમારા ખાતાને કોઈ પણ જાતનો સહકાર આપવાનું કોઈ પણ સ્વમાની સાહિત્યકાર માટે મુશ્કેલ રહેવાનું.

would not at least behave so miserably when it comes to treating the nation's authors with the honour they deserve. Till that day the proper course for the authors would be to be content with whatever small rewards their poor countrymen can give and not to look at the greasy crumbs thrown out by a bureaucratic government.

We presume that such a contract form as you have enclosed with your letter could not have escaped the attention of the head of your Gujarati department. We fail to understand why, if at all, he should have thought it fit to consent to a document that is so humiliating to his fellow authors. In order that he may learn how much my father's feelings have been hurt in this matter, I am sending him a copy of this reply.

Yours faithfully,
M. J. Meghani

□ અનુવાદ :

બોટાદ : ૩૧-૧-૧૯૪૬

શ્રીમાન,

તમારા ૨૯ જાન્યુઆરીના પત્ર નં૦ જિ-૨૩/૨૫૦૯૭ની પહોંચ સ્વીકારવા તેમ જ નીચે પ્રમાણે જવાબ લખવા મારા પિતાશ્રી ઝવેરચંદ મેઘાણીએ મને સૂચના આપી છે.

તમે મોકલેલો કરારપત્ર જોઈને અમે ધારીએ છીએ કે મારા પિતાશ્રી દ્વારા રચાયેલાં તેમ જ ભવિષ્યમાં રચાનારાં તમામ ગીતોનું રેડિયો-પ્રસારણ કરવાના હક્કો સરકાર પોતાને હસ્તક લેવા માગે છે. આના બદલામાં પાંચ વર્ષ સુધી ઑલ ઇન્ડિયા રેડિયોના કોઈ પણ સ્ટેશનેથી થનારા દરેક પ્રસારણ દીઠ દસ આના સ્વીકારવાની 'કબૂલાત' આપવાનું અમને કહેવામાં આવ્યું છે.

તમે મોકલેલો કરારપત્ર વાંચનાર ઉપર પહેલી છાપ એ પડે છે કે કાં તો આ એક જબ્બર હાંસી છે અને નહીં તો મારા પિતાશ્રીનું તેમ જ જેમને આવા કરારપત્રો મોકલાયા હોય તેવા બીજા પ્રતિષ્ઠિત સાહિત્યકારોનું ગણતરીપૂર્વક કરાયેલું મોઢામોઢ અપમાન છે. કવિઓને તેમનાં રચેલાં કાવ્યોના દરેક પ્રસારણ દીઠ દસ આના જેવી મામૂલી રકમ ધરવાની ધૃષ્ટતા ભારત સરકાર વતી ઑલ ઇન્ડિયા રેડિયોએ બતાવી છે તે આશ્ચર્યજનક છે. આવો મૌલિક તુક્કો જેને સૂઝયો તેને આ દેશના સાહિત્યસર્જકો થોડું પણ સ્વમાન ધરાવે છે એ વાતનું નિર્લજ્જ અજ્ઞાન હશે. ખેર, સર્જકોને અપાતા

પુરસ્કાર વિશે તમારું ખાતું કેટલી કંજૂસાઈથી વર્તે છે તે વાત આ કરારપત્ર ખુલ્લી પાડે છે. નહિવત્ અથવા એથી પણ ધૃણાપાત્ર એવો નાચીઝ પુરસ્કાર કવિઓ સમક્ષ ધરતી સરકારે એ હક્કો મફત જ શા માટે નથી માગી લીધા તેનું જ અમને તો અચરજ છે.

મૂળ ઢાળોથી સારી રીતે પરિચિત હોય અને એ ઢાળોને વફાદાર રહેવાની બાંહેધરી આપે એવી કોઈ પણ વ્યક્તિ પાસેથી મારા પિતાશ્રીએ રેડિયો પર એમનાં ગીતો ગાવા દેવા માટે પૈસા કોઈ દિવસ માગ્યા નથી એ વાત તરફ તમારું ધ્યાન દોરવાની મારા પિતાશ્રીની ઇચ્છા છે. એમની પરવાનગી લઈને રેડિયો પર એમનાં ગીતો ગાનારને ૩૦ વીસથી ત્રીસ મળે છે એની એમને બરાબર જાણ છે, પણ પોતાના વાજબી હિસ્સા પર પણ એમણે જાણીજોઈને ક્યારેય દાવો નથી કર્યો અને ખાતા તરફથી અપાતા પુરસ્કારની પૂરી રકમ ગાયકને ભોગવવા દીધી છે. બેશક, કેટલીક વ્યક્તિઓને એમણે પોતાનાં ગીતો ગાવાની પરવાનગી ન આપી હોય એવા પ્રસંગો બન્યા છે પણ પરવાનગી બદલ પૈસા મેળવવાની લાલચે એમણે એવું નથી કર્યું. પોતાનાં ગીતો વફાદારીથી મૂળ ઢાળોમાં ગાઈ શકવાની એ વ્યક્તિઓની આવડત વિશે એમને સંતોષ ન થયો હોય ત્યારે જ આવું બન્યું છે. એ વ્યક્તિઓ અથવા તમારું ખાતું પ્રસારણ દીઠ વીસ રૂપિયા આપે તો પણ એવા લાયકાત વિનાના ગાયકોને પોતાનાં ગીતો રેડિયો પર ગાવાની રજા આપવાની અપેક્ષા સાચા શાયર પાસેથી ન જ રાખી શકાય.

એટલે, પ્રસારણ દીઠ દસ આનાને બદલે સ્વમાની સર્જક શરમાયા કે કોપાયમાન થયા વગર સ્વીકારવા તૈયાર થાય તેવી રકમ એની સામે ધરવામાં આવે તો પણ પોતાનાં તમામ ગીતો ફાવે તે ગાયક રેડિયો પર ગાઈ શકે એવી સમગ્ર પરવાનગી ન આપી શકવા બદલ મારા પિતાશ્રી દિલગીર છે. દરેક ગાનાર વ્યક્તિ એમનાં ગીતો મૂળ ઢાળોને વફાદાર રહીને ગાશે એવી ચોક્કસાઈ કરવાની એમની ઇચ્છા રહેશે જ. પરવાનગીઓનો અર્થ જાળવવો હોય તો આ બિલકુલ આવશ્યક છે.

મુંબઈના રેડિયો સ્ટેશન પરથી પોતાનાં ગીતો ગાવા રૂબરૂ આવવાની આકર્ષક દરખાસ્તો મારા પિતાશ્રીને છેલ્લાં કેટલાંક વર્ષો દરમ્યાન વારંવાર કરવામાં આવી છે એ વાતથી તમે અજ્ઞાત નહીં હો એમ હું આશા રાખું છું. આ આમંત્રણોનો એ સતત અસ્વીકાર કરતા આવ્યા છે તે પુરસ્કારના વધુ ઊંચા દરની એમને ખેવના છે એટલે નહીં પણ પુરસ્કાર ગમે તેટલો હોય તો પણ મુંબઈ સુધીનું સેકન્ડ ક્લાસનું ભાડું આપવા જેટલી શિષ્ટતા તો કોઈ પણ રેડિયો-કાર્યક્રમ રજૂ કરનાર તરફ બતાવાવી જ જોઈએ એમ મારા પિતાશ્રી માને છે એ કારણસર. પણ આ વિશે તમારા ખાતાના અત્યાર સુધીના વલણ પરથી તમે પોતે ગુજરાતી સાહિત્યકારોનું મૂલ્ય કેટલું હલકું આંકો છો તે સ્પષ્ટ થાય છે. આ કિસ્સામાં તમે સૂચવેલો હાસ્યાસ્પદ પુરસ્કાર એની વધુ પ્રતીતિ કરાવે છે—જો એવી પ્રતીતિની જરૂર હોય તો. જ્યાં સુધી પરિસ્થિતિ આ સ્તરે જ સ્થગિત રહેશે ત્યાં સુધી તમારા ખાતાને કોઈ પણ જાતનો સહકાર આપવાનું કોઈ પણ સ્વમાની સાહિત્યકાર માટે મુશ્કેલ રહેવાનું.

હવે જેની સ્પષ્ટ શકયતા કળાય છે તે આઝાદ ભારત સરકારની સ્થાપના કેન્દ્રમાં થશે ત્યારે પહેલી જ તકે મારા પિતાશ્રી એવી સરકારને પોતાની નમ્ર સેવાઓ અર્પણ કરશે. આર્થિક સંકડામણને કારણે એવી સરકાર પુરસ્કાર સાવ નહીં આપી શકે તો પણ એ સરકારને સેવા અર્પવામાં મારા પિતાશ્રી ગૌરવ અનુભવશે કારણ કે રાષ્ટ્રના સાહિત્યકારો તરફ યોગ્ય સન્માનથી વર્તવામાં એ સરકાર અત્યારના જેવું લેભાગુ વર્તન નહીં જ કરે. એ દિવસ ઊગે ત્યાં સુધી અમલદારશાહીથી ચાલતી સરકાર દ્વારા ફેંકાયેલા ગંધારા ટુકડાઓ તરફ મીટ પણ ન માંડતાં, ગરીબ દેશવાસીઓ આપી શકે તેવી ફૂલપાંખડીથી સંતોષ માનવો એ જ દરેક સર્જકનો સાચો રાહ છે.

તમારા પત્ર સાથે તમે બીડેલો કરારપત્ર તમારા ગુજરાતી વિભાગના વડાના ધ્યાન બહાર રહ્યો હોય એવું અમે માનતા નથી. સાથી–સાક્ષરોની હાંસી ઉડાવતો આ કરારપત્ર મંજૂર કરવાનું એમણે યોગ્ય ગણ્યું હોય તો શા માટે તે અમને સમજાયું નથી. મારા પિતાશ્રીની લાગણી આથી કેટલી દુભાઈ છે એનો એમને ખ્યાલ આવે એ માટે આ પત્રની નકલ એમને મોકલું છું.

તમારો વિશ્વસનીય
મ૦ ઝ૦ મેઘાણી

નકલ : ચ૦ ચિ૦ મહેતા

*

## એની આંખ લાલંલાલ !

પૂછી જોજો કોઈ ગુલામને—
ઊઠયા કેવા ઓઘ એને મને
મળી મુક્તિ મંગલ જે દિને :
એને કાને શબ્દ પડયો ‘તું સ્વાધીન !’—શી ઓહો સુખની ઘડી !
એની આંખ લાલંલાલ : છાતીમાં છોળો છલકાઈ પડી.

કાળી રાત ચોગમ ધૂધવે,
લાખો શાપ બંધુજનો લવે,
વા’લા વેરી થૈ રોવે મૂંઝવે;
છૂપ્યા ચંદ્ર સૂરજ તારલા, મધસાગરે મારી નાવડી,
ત્યાંયે જોઉં દૂર ઝબૂકતી તારા દ્વારની ઝીણી દીવડી !

તારા નામમાં, ઓ સ્વતંત્રતા, મીઠી આ શી વત્સલતા ભરી !
મુરદાં મસાણેથી જાગતાં—એવી શબ્દમાં શી સુધા ભરી !

[‘યુગવંદના’માં સંગ્રહાયેલ ‘સ્વતંત્રતાની મીઠાશ’ શીર્ષક કાવ્યમાંથી.]



[બાપુજી અને મહેન્દ્રભાઈ : ૧૯૪૫]

**....તુંથી વધુ પ્રિય મને કંઈ જ નથી....**

**(૪૯૨) સ્ટેશન ડિરેક્ટર, ઑલ ઇન્ડિયા રેડિયો, મુંબઈ, તરફથી**

GOVT. OF INDIA
ALL INDIA RADIO

9231 D.O./22030 Dt. Bombay the 20th February 1946

Dear Mr. Meghani,

I have just seen your son's letter dated the 31st January 46, Mr. Mardhekar's letter to you dated the 6th February and your letter of the 12th February. May I quote from Mr. Mardhekar's letter?

"If I could, even to a small extent, persuade you to realise the very high esteem in which I and my colleagues hold you and the profound regard which all of us have for the

distinctive and almost monumental contribution which you have made to Gujarati literature, I am certain that you will understand how nothing could have been farther from our mind than to give you any chance of annoyance."

I wish I could fly over to Botad to explain things personally to you but that pleasure and honour is being denied to me by the rush of work. I am deputing my friend and colleague Chandravadan Mehta to go to Botad and explain things to you personally. I hope he will be able to tell you in words how all of us feel about you. I entrust him with this difficult, nay, almost impossible, task and I wish him luck. He will be there in the first week of March.

Yours sincerely,
(Z. A. Bokhari)
Station Director

□ અનુવાદ :

મુંબઈ : ૨૦–૨–૧૯૪૬

પ્રિય શ્રી મેઘાણી,

તમારા પુત્રનો ૩૧–૧–૧૯૪૬નો પત્ર, શ્રી મર્ઢેકરનો તમારી પરનો પત્ર અને તમારો ૧૨–૨–૧૯૪૬નો પત્ર મેં હમણાં જ વાંચ્યા. શ્રી મર્ઢેકરના પત્રમાંથી જ ટાંકું ?

"હું અને મારા સાથીઓ તમને કેટલા અહોભાવથી જોઈએ છીએ અને ગુજરાતી સાહિત્યમાં તમે આપેલા વિશિષ્ટ અને લગભગ ચિરસ્મરણીય યોગદાન માટે અમારા અંતરમાં કેટલું અગાધ સન્માન છે તેની ઝાંખી માત્ર તમને કરાવી શકું તો તમને નારાજ કરવાનો ઇરાદો અમારા સ્વપ્નમાં પણ ન સંભવી શકે એ તમને સમજાશે એવી મને ખાતરી છે."

રૂબરૂ તમને સમજાવવા બોટાદ ઊડીને આવવાની મને ઇચ્છા થાય છે પણ કામના ધસારાને કારણે એ આનંદ અને સન્માન મારા ભાગ્યમાં નથી. તમને મળીને રૂબરૂ આખી વાત સમજાવવા હું મારા મિત્ર અને સાથી ચન્દ્રવદન મહેતાને મોકલું છું. અમારા અંતરમાં તમારે માટે કેટલી લાગણી છે તે તમને શબ્દોમાં એ કહી શકશે એવી મને આશા છે. આ વિકટ, લગભગ અશક્ય જ, કામ હું એમને સોંપું છું અને એમને સદ્ભાગ્ય ઇચ્છું છું. એ માર્ચના પહેલા અઠવાડિયામાં ત્યાં આવશે.

તમારો સહૃદયી
ઝેડ. એ. બુખારી
(સ્ટેશન ડિરેક્ટર)

## ♦ એક વિરલ મિલન : સમરકંદ–બુખારા!

[ ગિજુભાઈ વ્યાસ લિખિત પ્રસંગ–નોંધ ઉપર આધારિત ]

"આવાઝકી દુનિયાકે દોસ્તો...!" ગહરી ગુફામાંથી આવતા હોય એવા ઘૂમરાતા કંઠમાંથી ગળતા ઉર્દૂ લબ્ઝ રેડિયોના હજારો શ્રોતાઓનાં જિગરને મદહોશ કરી દેતા. એનું વાહન હતું ઝુલ્ફિકાર બુખારીનો સાગરગર્જનશો ઘેરો સ્વર. વાયવ્ય સરહદના વતની, ઊંચા, ગોરા, સદાય સુઘડ પોષાકમાં સજ્જ બુખારી, ઑલ ઇન્ડિયા રેડિયોના મુંબઈ સ્ટેશનના ડિરેક્ટર, પ્રખ્યાત ઉર્દૂ લેખક એહમદશાહ બુખારીના ભાઈ હતા અને પોતે પણ સિદ્ધહસ્ત શાયર હતા. રેડિયો પર યોજાયેલ એક ગુજરાતી મુશાયરામાં એમણે અમદાવાદનો અને ગુજરાતનો કલાની ઉપેક્ષા કરવા બદલ ઊધડો લઈને સણસણતી શાયરીમાં સુણાવેલું :

> શહરકો હમને ફિર ફિર દેખા,
> શાહ આલમમેં લફંગે દેખે,
> રોઝેમેં દુકાને દેખી,
> ઔર ગુજરાતકે લોગો ઊઠો,
> કલાકા બિલ્કુલ નામ મિટા દો,
> યહ ગુજરાતકી કલા મિટા દો,
> એમદાબાદકા નામ લુછા દો......

ઝેડ. એ. બી.ના હુલામણા નામથી ઓળખાતા બુખારી ભારતીય ઉપખંડના સર્વોત્તમ બ્રૉડકાસ્ટર હતા. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન બી. બી. સી.એ એમની સેવા લીધેલી.

"મુંબઈ સ્ટેશનના ગુજરાતી વિભાગના વડા—ચન્દ્રવદન મહેતા—ના પ્રયત્નથી બુખારી–સાહેબ અને મેઘાણીભાઈની મુલાકાત યોજાઈ હતી તેની આ વાત છે.

"મેઘાણીભાઈ રેડિયો પર ન તો પોતે ગાવા આવતા ન તો પોતાની કૃતિઓનું પ્રસારણ કરવાના હક્કો આપતા. મેઘાણી જેવી વિરલ પ્રતિભાથી વંચિત રહીને રેડિયોને જ ખોટ છે તે બુખારી સમજતા. એમને એ સાલતું. કલાપારખુ અને ચતુર વહીવટકર્તા બુખારીની જલતી ખ્વાહેશ હતી કે ઉચ્ચ કક્ષાના કલાકારો, લેખકો, કવિઓ અને બીજા ક્ષેત્રના વિદ્વાનોને રેડિયો પર લાવીને વહાવી શકાય. એમની ખાસિયત એ હતી કે કલાકારો સાથેની મુલાકાતો દરમ્યાન મુદ્દાની વાત પર તરત ન આવે, સામી વ્યક્તિને છેડે, એને ખીલવા દે, કોળવા દે.

"અમે ત્યારે જુનિયર કર્મચારી હતા. સ્ટેશન ડિરેક્ટરના દફતરમાં મુલાકાત શરૂ થઈ ત્યારથી અમે બારણાં બહાર થોડે દૂર ઊભા હતા. થોડી થોડી વારે મેઘાણીભાઈના બુલંદ કંઠે ગાજતી લલકારાતી કાવ્યપંક્તિઓ સ્પષ્ટ સંભળાઈ ઊઠે તો વળી વચ્ચે વચ્ચે

બુખારી સાહેબનો ગહન, ગુંબજમાંથી ગુંજતો, સ્વર પુસ્તો લોકગીતોની કડીઓની છાબ ધરતો સંભળાય. વિરામચિહ્નો રૂપ 'બહુત ખૂબ!' "શાબાશ!' એવા હાકલા પણ ઊછળી ઊઠે. બે કલાક સુધી આમ ચાલ્યું! બેઠકને અંતે બંને બહાર આવ્યા ત્યારે ચહેરા ખુશમિજાજ દેખાયા! અમને થયું કે બુખારી સાહેબ આખરે ફાવ્યા લાગે છે!

"મેઘાણીભાઈને હસતે મોંએ લિફ્ટ સુધી વિદાય આપીને એ પાછા આવ્યા ત્યારે સી.સી. [ચન્દ્રવદન મહેતા]ની સાથે અમે સૌ સાથીઓ ઉત્સુકતાભર્યા ઊભા હતા. દફ્તર તરફ જતા બુખારી એકદમ અમારી તરફ ફર્યા અને બોલી ઊઠયા, 'This man will never come on A.I.R.!' [□ આ માણસ કોઈ દિવસ રેડિયો પર નહીં આવે!] ઘડીઓ પહેલાનો ખુશમિજાજ ચહેરો કરમાઈ ગયો હતો.

"મેઘાણીભાઈના ભત્રીજા લાભચંદ મેઘાણીએ પછી મુલાકાતનું બયાન આપ્યું એ પ્રમાણે બધો જ સમય લોકસાહિત્ય, રવીન્દ્રસાહિત્ય અને મેઘાણીભાઈના સર્જન વિશે જ વાતો થતી રહી હતી. મેઘાણીભાઈના રેડિયો પર આવવા વિશે કે પ્રસારણના હક્કો વિશે હરફ પણ નહોતો ઉચ્ચારાયો."



## (૪૯૩) આકાશવાણી (રાજકોટ)ના સ્ટેશન ડિરેક્ટર ઉપર

[મહેન્દ્ર ઝ૦ મેઘાણી તરફથી]

Station Director, All India Radio, Rajkot — Bhavnagar: 15-3-1977

Dear Sir,

Thank you for your letter no. Raj-24 (1) /76-PII of 10-3-77 enclosing a renewal contract for the broadcast rights in the works of my late father Jhaverchand Meghani.

I deeply regret to have to inform you that I do not wish to renew the contract as my humble protest against the numerous unjust tyrranical measures taken by the Government of India during the past year and a half and particularly against the role played by All India Radio.

If, as a result of the current elections to Lok-Sabha, a new Government comes to power or even if the present party in power decides to alter its policy and All India Radio becomes an agency free from the machinations of politicians, I shall be happy to renew the contract and, as I have been doing for

some years, take a token royalty of only one rupee per year for the broadcast rights in the works of Jhaverchand Meghani. I have every confidence that my father would have taken the same stand if he had lived to see these sad days.

Yours faithfully
Mahendra Meghani

□ અનુવાદ

ભાવનગર : ૧૫-૩-૧૯૭૭

શ્રીમાન,

મારા સ્વર્ગસ્થ પિતાશ્રી ઝવેરચંદ મેઘાણીના સાહિત્યના રેડિયો-પ્રસારણના નવા કરારનામા સાથેના તમારા ૧૦-૩-૭૭ના પત્ર બદલ આભાર.

છેલ્લાં દોઢ વર્ષ દરમ્યાન ભારત સરકારે લીધેલાં સંખ્યાબંધ અન્યાયી અને જુલ્મી પગલાંઓના અને ખાસ તો આકાશવાણીએ એમાં ભજવેલા ભાગના વિરોધમાં હું આ કરાર ચાલુ રાખવા ઇચ્છતો નથી.

લોકસભાની આવી રહેલી ચૂંટણી પછી જો નવી સરકાર સત્તા પર આવશે અથવા તો અત્યારનો સત્તારૂઢ પક્ષ નીતિ સુધારવાનો નિર્ણય લેશે અને જો આકાશવાણી રાજકારણીય ખટપટિયાંઓનાં કારસ્તાનોની ચૂડમાંથી મુક્ત સંસ્થા બનશે તો ત્યારે કરાર ફરીથી કરતાં મને આનંદ થશે, અને છેલ્લાં કેટલાંક વર્ષોથી હું કરતો આવ્યો છું તેમ ઝવેરચંદ મેઘાણીના સાહિત્યના પ્રસારણ-હક્કો બદલ વરસે એક રૂપિયાનો પ્રતીક પુરસ્કાર સ્વીકારીશ. મને સંપૂર્ણ શ્રદ્ધા છે કે મારા પિતા આ દુઃખદ દિવસો જોવા જીવ્યા હોત તો એમણે પણ આવું જ વલણ અપનાવ્યું હોત.

વિશ્વસનીય
મહેન્દ્ર મેઘાણી

*

† 'અન્યાયી અને જુલ્મી પગલાં': દેશ પર લદાયેલી કટોકટી દરમ્યાન વ્યક્તિ-સ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્યને કચડી નાખવા ઘડાયેલા મનસ્વી કાનૂન અને એનો બેફામ અમલ. ['મિલાપ' માસિકમાં વાંધાજનક લખાણો છાપવા માટે એના તંત્રી તરીકે મહેન્દ્રભાઈને ભારત રક્ષણ ધારા હેઠળ ગિરફતાર કરાયેલા. ચૂંટણીમાં કૉંગ્રેસની હાર પછી થોડા વખત પછી, મુકદ્દમો ચલાવવાના મહેન્દ્રભાઈના આગ્રહ છતાં, આરોપો સરકારે પાછા ખેંચી લીધા હતા.]

→

## (૪૯૪) પૃથ્વીસિંહ રાઓલ ઉપર

[મિત્ર, પોલીસ અધિકારી.]

બોટાદ : ૨૦-૧-૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી,

રવિવારે સવારે ટપાલ ન વહેંચાતી હોવાથી આપનો સ્નેહભર્યો કાગળ સાંજે, આપના તરફની સુંદર ભેટ મળ્યા પછી જ, પહોંચ્યો. બોટાદનો ઉનાળો ભયંકર પગલે ચાલ્યો આવે છે તે જ સમયે શીતળ પાણીનું સાધન મોકલીને આપે સ્નેહની શીતળતાનો અનુભવ કરાવ્યો. ટપાલ મોડી મળવાને કારણે સ્ટેશને ન અવાયું તેનો ઓરતો રહી ગયો.

પોરબંદર ગયા તે સમાચાર છાપાંથી જાણેલા પણ સારું થયું કે કાયમી ફેરવણી નથી કરી બેઠા. આપના જેવા બાહોશ અને બહાદુર માણસને મેળવી લેવાની તો કોની ઇચ્છા ન હોય! પરંતુ એ બાહોશી–બહાદુરીનો સાચો લાભ ઉઠાવવા માટે માગ્યાં સાધનો પૂરાં પાડવાની વૃત્તિ જ્યાં ન હોય ત્યાં તો માત્ર જાતે ઘસાઈ જઈ આખર બદનામી વહોરવાની ભૂલ ન કરવી ઘટે, ને હવે તો નિવૃત્તિનો લાભ કુટુંબને આપી શાંતિ ભોગવવા જેવું સ્થાન જ વધુ સારું. ચારેકોર ખટપટો, કાજળની કોટડીઓ; સ્વતંત્ર ખુમારીથી પદ્ધતિસર કામ કરનાર કોને પોસાય? ધરમૂળથી પરિવર્તન કરવા કોઈ તૈયાર નથી. આપનું તો ક્ષત્રિય હૃદય છે, સાફ દિલે કામ કરો તેવા છો, કોઈક સાચો સુપાત્ર મળી જશે ત્યારે આપને પણ કામ કરવાની મજા આવશે. ૦૦૦૦૦ બહેનને અને ભાઈને મારા ઘણા જ સ્નેહ સાથે સ્મરણ કહેશો.

લિ૦ સ્ને૦ ઝવેરચંદનાં વંદન

*

● 'એક જ ધરતીનાં સંતાનો'

"મેં હમેશાં માન્યું છે કે જૂના વખતના કાઠિયાવાડી પોલીસખાતાંના માણસો સાહિત્ય મેળવવાનાં સારાં સાધનો છે. બહારવટિયા ને ડાકુઓ સાથે હાથોહાથ ધિંગાણા ખેલેલા, તેમનો પત્તો મેળવવા માથું કોરે મૂકીને ભયંકર જગ્યાઓમાં ભટકેલા, યુક્તિપ્રયુક્તિઓ ને પ્રપંચો વાપરીને તેમનાં રહેઠાણોમાં જઈ પહોંચેલા અને છેવટે તો બધો જ જશ ગોરા ઉપરીને જ ખાટી જવા દઈ રૂપિયા બે–પાંચનાં ઇનામો અગર નજીવાં પ્રમોશનથી સાંત્વન લેનારા આ દેશી પોલીસ નોકરો...... આવાં પાત્રોનો સંપર્ક મને સારા પ્રમાણમાં થયો છે. તેઓનું એક મહત્ત્વનું લક્ષણ એ છે કે બહારવટિયા–લૂંટારાની વાતોમાં પોતે સામા પક્ષને ઉતારી પાડી પોતાની જ શેખી ગાતા નથી હોતા, પણ

સામા પક્ષની બહાદુરી, નેકી, ઇમાનદારી વગેરે પણ ચીતરે છે. એક જ ધરતીનાં સંતાનો દૈવગતિથી બે સામસામી છાવણીઓમાં વહેંચાઈ ગયાં......" [ 'પરકમ્મા 'માંથી ટૂંકાવીને.]

## (૪૯૫) ધનસુખલાલ મહેતા ઉપર

બોટાદ : ૧૦–૨–૧૯૪૬

પ્રિય ભાઈશ્રી,

સૂરત ગયેલ ત્યાંથી પરમ દિવસ આવી કાગળ વાંચી હૃદય ભીંજાયું. તમે મારી કેટલી કાળજી કરી રહ્યા છો! મારી પીઠ થાબડો છો તેથી પ્રત્યેક વાર નવું જોમ અનુભવું છું. વડીલપદું લીધું નથી એવો ભાવ અનુભવી શકતો જ નથી એ મારી ખામી પણ છે પરંતુ અનિચ્છાએય એ સ્થિતિ લદાય છે એટલે એ અંતર ભાંગવાના આશયથી જ લેખકોની વચ્ચે ગયો હતો. સાચું છે કે હવે તો હું 'સેટ' થયો. નવા ગ્રામકથા-આલેખકો મને પણ ગમ્યા છે. માત્ર તેઓ ઉતાવળા થઈ મૂડી ખરચી ન નાખે એવું કઈ રીતે કરવું તેની સૂઝ પડતી નથી. તપશ્ચર્યાનો દોર સાચવે તો ગુજરાતને તેઓ ઘણું સમૃદ્ધ બનાવી શકે. આપણે—મેં તમે બીજાઓએ—આપ્યું છે તે કરતાં અધિક તો મેળવ્યું છે. આપણે ગુજરાતને પ્રાણ ભરી ચાહી છે એ જ આપણું પરમ શ્રેય છે. ૦૦૦૦

તબિયત ઠીક છે. ફાગણમાં આવું છું. પહેલો જ સાંતાક્રુઝમાં પડાવ કરીશ. નવાં પુસ્તકો તો જે કંઈ 'ઊર્મિ' વગેરેમાં લખ્યે જાઉં છું તેનાં જ કરી નાખું છું. 'પરકમ્મા' તમને ગમ્યું છે એટલે મોકલીશ જ. તમે કેમ છો?

ઝવેરચંદ



# ગુણવંતી ગુજરાતમાં : 'માણસાઈના દીવા'

[સમગ્ર ગુજરાતને એમણે પ્રાણથી ચાહી હતી. શામળદાસ કૉલેજમાં ભણતા હતા ત્યારે 'ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત' ગાતા બાપુજીના બુલંદ સ્વરથી હવા કંપી ઊઠી હતી અને હજારો શ્રોતાઓ વતનપ્રેમથી વિભોર બન્યા હતા. પ્રબંધોમાંથી સંશોધન કરી, જૈન મુનીઓ સાથે ચર્ચાઓ કરી, 'ધૂમકેતુ' જેવા સાથી-લેખકો સાથે સંતલસ કરી, એમણે 'ગુજરાતનો જય' (ભાગ ૧ અને ૨) નવલકથા લખી હતી. હરિપ્રસાદ દેસાઈ જેવા કલાજ્ઞાતાઓના પરિચયે પ્રગટી હતી 'વિલોપન'. પોતાની સમય-શક્તિની મર્યાદા સ્વીકારી વતન સૌરાષ્ટ્રને એમણે વીસ વર્ષ દરમ્યાન કાર્યક્ષેત્ર બનાવ્યું હતું. પરિશ્રમ અને પ્રેમભર્યા જતનની અંજલિ છાંટી સૌરાષ્ટ્રના લોકસાહિત્યને ફરી વહેતું કર્યું હતું, પાળિયાઓ મલકવા લાગ્યા હતા, શૌર્ય-સ્ત્રીસન્માન-પ્રમાણિકતા-દિલાવરી-દેશપ્રેમના સંસ્કારો સજીવન થયા હતા. જીવનની પાનખરમાં બાપુજીએ હળવે પગલે ગુજરાતમાં પગસંચાર કર્યો. ૧૯૪૧ માં કાર્ટૂન કેઈસ વખતે બે પોલીસની વચ્ચે ચાલતા બાપુજી અમદાવાદની અદાલતમાં દાખલ થતા હતા ત્યારે સામેની ફૂટપાથ પર પાતળી કાઠીની, અડીખમ, ત્રાંબાવરણી, શિલ્પીએ ટીપીને ઘડી હોય તેવી એક માનવમૂર્તિ, સ્વચ્છ પોતિયે, બ્રાહ્મણબંડીએ ને પીળી ટોપીએ, ઉઘાડે મોટે પગે, એવી શોભતી હતી કે બાપુજીના અંતરમાં એ વસી ગઈ હતી. હુલ્લડમાં હોમાયેલાં નિર્દોષ જનોનાં મુડદાં બાળી-બાળીને તાજું જ સ્નાન પરવારીને આવ્યા હોય એવા પૂ૦ રવિશંકર મહારાજે ત્યારે મલકાટ સાથે કરુણાર્દ્ર મીટ વરસાવી હતી એ બાપુજી ભૂલ્યા નહોતા.

સદા પરિભ્રમણશીલ અનન્ય લોકસેવકનું જીવન નહીં પણ એમની માનવહૃદય-મીમાંસા ઉકેલવાનો ભગીરથ પ્રયાસ બાપુજીએ આદર્યો. નવું કાર્યક્ષેત્ર, નવી સરળ શણગારહીન શૈલી અને પૂ૦ રવિશંકરદાદા સમ વિરાટને વાંચવાનું મહાકાર્ય એમણે સહજતાથી અને આત્મવિશ્વાસથી સ્વીકાર્યું. 'માણસાઈના દીવા' પ્રગટ થયું. કાકા કાલેલકરે એને 'સંસ્કૃતિ-સુધારનો કિંમતી દસ્તાવેજ' કહી નવાજ્યું. 'માણસાઈના દીવા'ને મહીડા પારિતોષિક અર્પણ કરવાનો નિર્ણય થયો.

પારિતોષિકો-ચંદ્રકોનાં સસ્તાં અને ગુણવત્તારહિત વહેંચાણ સામે બાપુજીએ સતત ઝુંબેશ ચલાવેલી. એ ઉપરાંત પુસ્તકનું કર્તૃત્વ 'મેઘાણી અને મહારાજના વિરલ સંયોગ'ને અર્પવામાં આવ્યું તે બાપુજીને સ્વીકાર્ય નહોતું. આ દર્શન આત્મસંવેદન દ્વારા શબ્દસ્થ થઈ શક્યું હતું તે કૃપા પૂ૦ મહારાજની હતી તેવી એમને ઊંડી શ્રદ્ધા હતી અને સાથે સાથે પોતાના કર્તૃત્વ વિશે લેશમાત્ર શંકા નહોતી. સૈદ્ધાંતિક કારણોથી પારિતોષિક સ્વીકારવાની બાપુજીએ ના પાડી. ચંદ્રકદાતાઓએ નિર્ણયમાં અનુકૂળ પરિવર્તન કર્યું એ પછી સ્વભાવગત અતિનમ્રતાથી બાપુજીએ પારિતોષિકનો સ્વીકાર કર્યો.

રીતે અધોગતિને પામે છે, અને અકસ્માત્ એ રામ થઈ જવા આવેલા દીવામાં તેલ પૂરનારો કોઈક પણ સાચો પુરુષ ભેટી જતાં દીવા કેવા સતેજ બને છે, તેની એક સળંગ કથા આ જૂજવા પ્રસંગોમાંથી વણાઈ રહે છે.” ['માણસાઈના દીવા'ના નિવેદનમાંથી.]



(૪૯૭) ઈશ્વરલાલ દવે / તારાચંદ રવાણી ઉપર

બોટાદ : ૪–૨–૧૯૪૫

ભાઈશ્રી,

કાલે આવતા અંક માટેનું મેટર મોકલું છું તે મહારાજની સૂચના મુજબ એમને બતાવીને મંજૂર કર્યા પછી જ છાપવાનું છે એટલે તમે એમનું ઠામઠેકાણું જાણતા હોઇ કાં તો રજિસ્ટરથી વર્ધા મોકલી તુરત પાછું કરવા વિનતિનો કાગળ મારા વતી લખશો અગર તો એ આ દિવસોમાં મુંબઈ આવવાના હોય તો રૂબરૂ બતાવી લેશો. ૦૦૦૦ મારે હવે એમને ફરી તુરત મળી લેવું છે એટલે એમને પુછાવી અગર રૂબરૂ પૂછી જાણી લેજો કે એમને ક્યાં મળી શકાય. આ મોકલું છું તે પછીનું એના અનુસંધાનનું, હૈડિયાવેરાવાળી ઝુંબેશનું લખાણ હું લખી રહ્યો છું તે, પણ તેમને બતાવીને પછી જ છાપવાનું છે એટલે એ એમને ક્યાં મોકલું તે પુછાવશો. ૦૦૦૦ મહારાજ આંહી કાઠિયાવાડમાં આવવાના છે એમ સાંભળ્યું છે. તો તો મને બહુ સગવડ થઈ પડે.

ઝવેરચંદ

*

● સાહિત્યસૃષ્ટિની સંકીર્ણતા ?

“...'ઊર્મિ'માં પ્રગટ થતી ગઈ તેમ તેમ આ વાતો મહારાજની નજરે પણ પડતી ગઈ. એમને વિસ્મય થયું કે ખરેખર શું આ પ્રસંગો સાહિત્યની સૃષ્ટિમાં સ્થાન પામી શકે તેવા છે ? અમને પૂછ્યુંયે ખરું કે શું સાહિત્યનાં પ્રેમીજનો આ લખાણનો આદર કરે છે ? અમે એમને એક કરતાં વધુ વાર ખાતરી આપી કે આ વાતોમાં સાહિત્યના ઉચ્ચ ગુણો પડેલા જ છે. કદાચ આ સંશય એમનામાંથી પૂરેપૂરો ન પણ ટળ્યો હોય, પણ મારો મુદ્દો જુદો છે. મહારાજ જેવા સંસ્કારસંપન્ન સંસ્કૃત જ્ઞાન ધરાવતા ભાષાના સ્વામીનેયે જો આપણી 'દુનિયા'ને વિશે આવા સંશયો સતાવતા હોય તો આપણી દુનિયાની સંકીર્ણતાનો અદ્યાપિ પર્યંત પૂરો લોપ થયો નથી એ સાચું કે નહીં ?” ['માણસાઈના દીવા'ના નિવેદનમાંથી.]



## (૪૯૮) ઈશ્વરલાલ મો૦ દવે / તારાચંદ રવાણી ઉપર

બોટાદ : ૧૦–૩–૧૯૪૫

ભાઈશ્રી,

૦૦૦ દાદાએ મને અમદાવાદ તા૦ ૧૧મીએ આવી એમની સાથે જોડાવા લખેલું પણ આંહીં તા૦ ૧૫મી પહેલાં નીકળવાની અનુકૂળતા ન હોઈ મેં એમને તે મુજબ લખીને બીજી સૂચના માગી છે. એ ઉત્તર ગુજરાત તરફ જવાના હોઈ મેં તો ત્યાં પણ સાથે જવા તૈયારી બતાવી છે. એનો કાગળ આવ્યે તમને જણાવીશ. મારે બરાબર તાકડે જ મુશ્કેલી આવી. ૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† દાદા : પૂ૦ રવિશંકર મહારાજ.

† 'એમની સાથે જોડાવા' : "... મહારાજના શ્રીમુખેથી સાંભળ્યું તે પરથી આલેખ્યું. માનવપાત્રો અમુક પ્રકારનાં કલ્પી લીધાં. એ ભોમકા, એ ગામડાં, એ ખેતરાં, નહેરાં ને કોતરો પણ કલ્પનાસૃષ્ટિમાંથી ઉતાર્યાં. 'અવાસ્તવિક તો નહીં હોય ?' શંકા પડી. એ ધરતી અને ધરતીના સંતાન નજરે નિહાળવાં જ જોઈએ [એવું લાગ્યું]. મહીકાંઠો કદી ભાળ્યો નહોતો. મહારાજને વીનવ્યા કે એ પ્રદેશ દેખાડો. એમણે નોતરું દીધું...." ['માણસાઈના દીવા'માંથી.]

## (૪૯૯) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

અમદાવાદ : ૧૮–૩–૧૯૪૫

વહાલી ચિત્રા,

હું આંહીં કાલે સાંજે પહોંચ્યો છું. સેકન્ડ ક્લાસમાં પણ ધંધૂકાથી ફક્ત બેસવાની જ જગ્યા હતી. આજે સાંજે અહીંથી આણંદ જશું. ત્યાં રાત સૂઈ રહી કાલે સોમવારે સવારે બોચાસણ જશું. કાલે બાર વાગે પહોંચશું. પછી બે–ત્રણ દિવસ ફરશું એટલે કદાચ શુક્ર–શનિમાં તો પાછો આવી જઈશ. તમારી સાડી વિશે કહી દીધું છે. વળતાં લેતો આવીશ.

નિર્મળા અને ઇન્દુ આનંદમાં હશે. અહીં ગઈ કાલે રાતે જમતાં જમતાં જ્યારે આપણાં બે રસોડાં એક થયાંની વાત કરી ત્યારે રસિકભાઈ અને એનાં વહુ કહે કે બીજી વહુઓ તો એકનાં બે રસોડાં કરાવે ને તમારે ઘેર આવું બન્યું ? મેં કહ્યું કે હા. ત્યારે રસિકભાઈ કહે કે આપણે પણ આપણા પુત્રો માટે એવી જ વહુ હોય તો સારું ને !

ઇન્દુને સાચવજો. પદ્મલીનાં શીળી પાક્યાં છે તે યાદ આવે છે. ચિંતા થાય છે. એના સારા સમાચાર મને બોચાસણ તો હવે નહીં મળે કારણ કે ગામડાંમાં નીકળી ગયા પછી કોણ જાણે કયા સ્ટેશનેથી પાછો વળીશ.

બધાં રાતે સૂતાં પહેલાં થોડી વાર ભેળાં બેસીને વાતો કરવાનું રાખશો. જરૂર પડે તો નિર્મળાને તમારી પાસે સુવાડજો. મેં ના કહી હતી તે બરાબર નહોતું. તમને છોકરાંની રાતમાં સંભાળ લેવા મદદની જરૂર પડશે. ૦૦૦૦૦૦ તાકીદના ખબર બોચાસણ જ આપશો. એ જ

ઝવેરચંદ

*

† નિર્મળા : પુત્રવધૂ, નિર્મળા મહેન્દ્ર મેઘાણી.

† ઇન્દુ : જ્યેષ્ઠ પુત્રી, ઇન્દુ અનિલ શાહ.

† પદ્મલી : બીજી પુત્રી, પદ્મલા અરવિંદ દેસાઈ.

† રસિકભાઈ : રસિકલાલ છો૦ પરીખ.

*

## ● 'અમારી છીપલી જેવડી આંખ : મહારાજ'

"૨૯ વર્ષની જૂની મારી બી. એ.ની ઉપાધિને મેં આ પ્રવાસથી પાકી થયેલી માની છે. ગુજરાતના પગપાળા પરિવ્રાજક અને નિરંતર ચલનશીલ લોકસેવક મહારાજ રવિશંકરદાદાએ મને ફક્ત ચાર દિવસ અને પાંચ રાતનો એક ટૂંકો પ્રવાસ કરાવ્યો, ચરોતરના મહીકાંઠાનું ફક્ત પંદરેક ગામોનું કૂંડાળું જ દેખાડ્યું, પણ એક નાના ચાટલા-(અરીસા)માં મહાકાય આકાશનું દર્શન સમાઈ રહે છે. એક છીપલી જેવડી આંખ મહારાજ હતા. એમણે એ નાનકડે કૂંડાળે મને સચરાચર સુઝાડ્યું. માનવીઓ જ માત્ર નહીં પણ માટીનાં થરપોપડાં, માર્ગે ઊભેલ વનસ્પતિનાં વૃક્ષેવૃક્ષ, પશુપંખી ને આકાશનાં નક્ષત્રોય ઓળખાવ્યાં. એનાથીયે મોટો તો પોતાનો જે અનુભવપુંજ આટલા વર્ષોથી સંગ્રહાયો છે તેના બહોળા સીમાડામાં મને કુમાશભરી માવજત કરીને ફેરવ્યો."
['માણસાઈના દીવા'ના પહેલા વિભાગમાં પાત્રો, ઘટનાસ્થળો, પ્રદેશ વગેરે પૂ૦ મહારાજની વાતો પરથી કલ્પનાને આધારે બાપુજીએ આલેખ્યાં હતાં. એનો રૂબરૂ પરિચય કરાવવા પૂ૦ મહારાજે બાપુજીને કરાવેલા પ્રવાસનું વર્ણન, 'પાંચ દિવસની જંગમ વિદ્યાપીઠ', પુસ્તકના ઉત્તરાર્ધમાં પ્રગટ થયું છે તેમાંથી.]

➳

## (૫૦૦) ઈશ્વરલાલ મો૦ દવે ઉપર

બોટાદ : ૧૩–૪–૧૯૪૫

પ્રિય ભાઈ,

૦૦૦ હું લખવાનું રોજ વિચારતો હતો. પ્રવાસના પાંચ દિવસોનો તમારો સહવાસ મને પણ યાદ આવે છે અને તમારી સાથે વધુ પ્રવાસો કરવાની ઇચ્છાને મજબૂત બનાવે છે. હમણાં તો નાથાભાઈ એ'ક અઠવાડિયાં માટે એ તરફ આવતા હોઈ મારે 'ફૂલછાબ' સાથે જકડાઈ રહેવું પડશે. માધવપુરને મેળે આવતી બારશે પહોંચવું હતું તે પરિયાણ રઝળી પડ્યું છે. મારા જીવનમાં જે ખરું કાર્ય છે તેને જ આમ રઝળાવવું પડે છે. ઘણો અકળાઉં છું પણ લાઇલાજ. ૦૦૦૦

જિતુભાઈને ટાંચણપોથીવાળી લેખમાળા ગમી એથી રાજી થયો છું. તમે એમને મારું દરેક પ્રકાશન આપ્યું જ હશે, નહિતર આપી દેશો. એમની પ્રસન્નતાથી મારો ઉત્સાહ વધે છે.

'રંગ છે બારોટ'ના આઠ ફરમા થયા. નવમાનું મૅટર લખું છું. વેળાસર મોકલી દઈશ. એ વાર્તાઓ મેળવતાં વાર લાગે છે. ૦૦૦૦ દાદાને 'ફૂલછાબ'ના અંકો મોકલું, પણ ક્યાં? એ તો રમતા રામ છે. તબિયત હવે સારી છે. પાંચ–છ દિવસ ગાઉટે સતાવ્યો.

'ઊર્મિ'નું મુદ્રણ મને ગતાંકે બરાબર ન લાગ્યું. બીજું, ભાઈ કોલકને અગર તો વિલેપારલે સાહિત્યસભાના મંત્રીને કહેશો કે એમના ગ્રંથ માટેનો મારો લેખ મારી પાસે પ્રૂફ જોવરાવ્યા વગર ન છાપે તે મેં એમને પહેલેથી જ લખેલું છતાં પ્રૂફ કેમ નથી આવ્યાં? ચિંતા થાય છે કારણ કે મારા જોયા વિના પ્રૂફમાં ઘણી ભૂલો રહી જવાની બીક છે. મારે એ લેખનો પુરસ્કાર કાંઈ જોતો નથી પણ પ્રૂફ મને મોકલે તે ખાસ વિનતિ છે. ૦૦૦

હમણાં તો આ તરફ આવવું નથીને? મારે મુંબઈ ઘણુંય આવવું છે પણ અહીં ચારે બાજુની જંજાળોમાં જકડાયો છું. 'જન્મભૂમિ'માં જાઓ છો કે નહીં? ભાઈ દિલીપ કોઠારીને મળીને મારા તરફથી વિનતિ કરશો કે 'રવીન્દ્ર-વીણા'ની નવી આવૃત્તિમાં શુદ્ધિકરણ કરવું છે, તો એ મૂળ સાથે બધાં કાવ્યો સરખાવી જઈ જ્યાં જ્યાં મારા દોષો હોય ત્યાં નિશાની કરી, સુધારા સૂચવી, મને એક પ્રત મોકલે.

ઝવેરચંદ



(૫૦૧) **ઈશ્વરલાલ મો૰ દવે ઉપર**

બોટાદ : ૫–૯–૧૯૪૫

પ્રિય ભાઈ,

૦૦૦૦ હું અહીં જ છું. જરૂર આવશો. પૂ૰ દાદાને પ્રણામ. કહેજો કે મળવું હતું પણ પાછો પગ પકડાયો છે, નહિતર અમદાવાદ સુધી પહોંચી જાત. 'માણસાઈના દીવા'ના પ્રવેશક માટે થોડી માહિતી મેળવવી હતી. પાટણવાડિયા ને ધારાળાની તસવીરો પણ મેળવવી હતી. તો પુસ્તક વિશેષ શાસ્ત્રીય બનત. રૂબરૂ વાત કરશું.

ઝવેરચંદ



(૫૦૨) **બબલભાઈ મહેતા ઉપર**

અમદાવાદ : ૭–૨–૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી બબલભાઈ,

લિ૰ ઝવેરચંદ મેઘાણીનાં વંદન.

હું સૂરત ગયો હતો ત્યાંથી વળતાં બોચાસણ પૂજ્ય મહારાજનાં દર્શને પણ જઈ આવી અહીં થઈ પાછો બોટાદ જઈ રહ્યો છું. આ લખવાનું ખાસ પ્રયોજન એ છે કે પૂ૰ મહારાજનું તમે લખેલું સમગ્ર જીવનચરિત્ર હવે ૦૦ તરફથી બહાર પડવાનું છે એવા સમાચાર આપતાં મહારાજે પોતાના મિત્રો–સ્નેહીજનોની એવી ઇચ્છા પ્રદર્શિત કરી કે તમારું પુસ્તક જે સમગ્ર દર્શન કરાવનારું છે તેને મારા તરફથી વિશેષ કોઈ છૂટક પ્રસંગો આલેખાઈને બહાર પડી હાનિ ન પહોંચે તો સારું. મેં મહારાજને અંતઃકરણપૂર્વક જે જણાવ્યું છે તે મારે તમને પણ જણાવવું એવી મારી આપોઆપ ઇચ્છા થઈ છે તે નીચે મુજબ છે :

મહારાજ વિશેનું તમારું પુસ્તક તમે જરૂર પ્રગટ કરો; હું તો એ સમાચારથી સુખ પામું છું. 'માણસાઈના દીવા' એ કંઈ સમગ્ર દર્શન નથી, એવું દર્શન કરાવવું એ એનો હેતુ પણ નહોતો. મેં તો એ ચિત્રો લોકદર્શન કરાવવા માટે જ આલેખ્યાં છે. સમગ્રાલેખનને સારુ તો હજુ પૂર્ણ અવકાશ છે.

મહારાજનું જીવન એટલું બધું સમૃદ્ધિભરપૂર છે કે એના પર એક કરતાં વધુ દૃષ્ટિકોણથી નિહાળીને જૂજવાં કલાવિધાન કરી શકે છે. એકબીજાને ઝંખવવાનો એમાં કોઈ ડર નથી. 'માણસાઈના દીવા'માં મારા વપરાયેલા પ્રસંગો તમે કેટલાક છોડી દેવાના છો એવું મેં જાણ્યું તેથી તો ખાસ લખું છું કે એમ કરશો નહીં. એ પ્રસંગોનું

પુનરાલેખન તમારા પુસ્તકમાં થવાને કારણે મારી કૃતિને અન્યાય થશે એવું પણ ધારશો નહીં. શિષ્ટાચારનો ભંગ થવાનો અંદેશો પણ સેવશો નહીં.

મારી ઇચ્છા વિશેષ પ્રસંગો આલેખવાની તો ખાસ કંઈ હતી પણ નહીં. હું તો મને મળેલી આટલી પ્રસાદીથી જ સંતૃપ્ત છું. મારું કાર્ય એ દિશામાં પૂરું થયું જ સમજું છું. મારી બીજી દિશાઓએ મને એટલો તો રોકી લીધો છે કે ધાર્યું હોત તો પણ વધુ આ ક્ષેત્રને હું કોણ જાણે ક્યારે ખેડી શકત. તમે જે જે ભાઈઓ મહારાજના ચિરસંગાથીઓ છો, નિકટવર્તી છો, મર્મજ્ઞો છો અને સમાનધર્મી છો તેમના હાથે એમના સમગ્ર ચરિત્રનું દોહન થવા પામે એ તો દરેક વાતે ઇષ્ટ છે. મારા પરત્વેના વિચારથી લેશ પણ સંકોચ કે સંક્ષોભ રાખશો નહીં.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦



**(૫૦૩) ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર**

બોટાદ : ૧૧-૧૧-૧૯૪૬

પ્રિય ભાઈશ્રી,

આ કાગળ પથારીમાંથી લખું છું. ત્રણ મહિનાથી વારંવાર વધુ જોરદાર ઊથલા મારતા મારા જૂના દરદ ગાઉટથી પીડાઉં છું. પચાસ વર્ષે, જ્યારે સાચું યૌવન બેસે ત્યારે જ, તમારા-મારા જેવાને અપંગ બની મૃત્યુ સામે અભિમુખ બની જીવવું પડે એ પણ એક પ્રહસન જ કહેવાય. ખેર.

એક વિશિષ્ટ પ્રયોજને આ લખું છું. ખાનગી છે. મહીડા-કુમાર નરેન્દ્રસિંહજીનો કાગળ છે કે મહીડા સુવર્ણચંદ્રક 'માણસાઈના દીવા' માટે મને તેમ જ શ્રી રવિશંકર મહારાજને, સંયુક્ત સર્જન માટે, આપવાનું કલમ-મંડળની કમિટીએ આ વર્ષે ઠરાવ્યું છે. આનો જવાબ હજુ મેં આપ્યો નથી. નીચે મુજબના મુદ્દા અકળાવે છે. તમે કલમ-મંડળમાં છો, અગ્રસ્થાને છો, માટે તમારી દોરવણી માગું છું.

(૧) પ્રતિષ્ઠાવંત ઉચ્ચ academic સંસ્થા સિવાય ચંદ્રકો આપનારી યોજનાઓ સામે હું હમેશાં લખતો રહ્યો છું. આ ચંદ્રકનો સ્વીકાર મારે માટે સુસંગત કહેવાશે? મારાં લખાણોનો એક નમૂનો બીડું છું.

(૨) આવી સંસ્થા પણ સર્વાનુમતે ચંદ્રક આપે તો જ ચંદ્રકનું ઔચિત્ય એવી હિમાયત હું કરતો રહ્યો છું.

(૩) મહીડા ચંદ્રક કલમ-મંડળ દ્વારા જ અપાય એવી યોજના કાયમી છે? મજકૂર મહીડા ચંદ્રક માટે કૃતિની વરણી કલમ-મંડળની સમિતિ કેવી રીતે કરે છે? કલમ-મંડળ મારે ધોરણે અધિકારી ચંદ્રકદાતા કહેવાય કે નહીં? મને માર્ગદર્શન દેશો?

કલમ-મંડળમાં તમે સૌ મારા સ્નેહીઓ જ છો, વ્યક્તિગત ઉચ્ચ પ્રતિષ્ઠાને પામેલા છો. તમોએ મારી કૃતિને સન્માનિત કરી તેથી હું નિઃશંક ગૌરવ સમજું છું. વ્યક્તિગત ગુણની ન્યૂનાધિકતાનો આ પ્રશ્ન જ નથી. મારી દૃષ્ટિમાં ગુજરાત સમસ્તને સ્પર્શતો સિદ્ધાંત રમે છે. ઘમંડીપણાની લેશમાત્ર આશંકા સેવશો નહીં. ગુજરાતમાં ચંદ્રક-પ્રદાન ઉચ્ચ કક્ષાએ રહે એ એક જ લાગણીથી પ્રેરાઈને માહિતી પુછાવું છું. જવાબ તુરત લખશો કે જેથી હું કુ૦ નરેન્દ્રસિંહને જવાબ લખી શકું. ૦૦૦૦૦

તમારો ઝવેરચંદ



## (૫૦૪) નરેન્દ્રસિંહ મહીડા અને કલમ-મંડળના મંત્રીઓ ઉપર

બોટાદ : ૧૬-૧૨-૧૯૪૬

માનવંતા કુ૦ શ્રી નરેન્દ્રસિંહ તથા કલમ-મંડળના મંત્રીશ્રીઓ,

આપના બેઉના કાગળોની પહોંચ સ્વીકારું છું ને આભાર માનું છું. હું ત્રણ મહિનાથી પગે વા-ની બીમારીથી પીડાઉં છું ને હજુ પણ પૂરો પગભર થઈ શક્યો નથી. વારંવાર ઊથલા આવે છે. આવી પથારીવશ સ્થિતિમાં મળેલા આપના કાગળના પ્રત્યુત્તર કે પહોંચ વહેલાં આપી શક્યો નહીં તે માટે ક્ષમા ચાહું છું.

સ્વ૦ મહીડા પારિતોષિકને માટે 'માણસાઈના દીવા'ને પસંદ કરવા બદલ હું કલમ-મંડળનો આભારી છું પણ લાચાર છું કે મારી શારીરિક અશક્તિને લીધે તેમ જ આ ચંદ્રક-પારિતોષિકના સંબંધમાં મારા મનમાં થઈ રહેલ નીચેનાં મંથનોને કારણે હું આ બહુમાનના સ્વીકાર પરત્વે બહુ ઉત્સાહ ધરાવી શકતો નથી :

(૧) આવાં ચંદ્રકો-પારિતોષિકોને વિશે મેં આજ સુધી જે વિચારો પ્રકટ કર્યા છે તેની સાથે આજની મારી સ્વીકૃતિ સુસંગત નહીં ગણાય.

(૨) શ્રી રવિશંકર મહારાજ જેવા એક સંતપુરુષને, જેઓ સાહિત્યકાર નથી તેમને, એક સાહિત્ય-પારિતોષિકના ભાગીદાર લેખે ઘસડી લાવવાથી એમનું ગૌરવ થતું નથી પણ હીણપત થાય છે. આપણી સાહિત્યની સૃષ્ટિથી તો તેઓશ્રી ઘણે ઉન્નત શિખરે બિરાજમાન છે.

(૩) 'માણસાઈના દીવા'ના કર્તૃત્વનો નિર્ણય કરવામાં કલમ-મંડળની સમિતિનો જે approach છે તેની શાસ્ત્રીયતાને હું સ્વીકારી શકતો નથી. મને લાગે છે કે તમારી સમિતિએ આ પુસ્તકમાં થયેલો અમારા બેઉનો જે વિરલ અને અદ્‌ભુત યોગ નિહાળ્યો છે તેનાથી દોરવાઈ જઈને પુસ્તકના કર્તૃત્વ વિશેનો નિર્ણય બાંધવામાં મૂંઝવણ અનુભવી છે. સાહિત્યજગતમાં આવા પ્રકારની નિર્ણયબુદ્ધિને પેસાડવાથી તો કર્તૃત્વને વિશે

પગલે પગલે અનેક ગૂંચવાડા ઊભા થવાના. મારા પુસ્તકના શ્રેયને વિશે તો, અલબત્ત, કાંઈ કહેવાપણું નથી. મેં તો એનો પૂરેપૂરો યશ પૂ૰ મહારાજને આરોપી દીધો છે.

ઉપલા મુદ્દાને મારા મનમાં સંઘરી રાખીને પછી અવસર પર હાજર થઈ એની ત્યાં જાહેરમાં ચર્ચા કરું તો એક શુભ પ્રસંગ કાં તો પ્રકટ વાદ–પ્રતિવાદનું સમરાંગણ બની જાય અગર તો એ મૂંગા દુઃખની લાગણી પાછળ મૂકી જાય. તેથી કરીને આ પત્ર દ્વારા અસ્વીકૃતિ જણાવી ક્ષમા યાચી લેવાનું અને મૌન સેવવાનું મને ઉચિત જણાયું છે.

આશા રાખું છું કે ઘણા દિવસોના સતત મનોમંથનને અંતે મારા મંતવ્યભેદમાંથી પ્રમાણિકપણે ઉપસ્થિત થતા મારા આ વલણને આપ કોઈ સ્વ૰ કુમાર મોતીસિંહજી મહીડાની પુનિત સ્મૃતિને અગર તો કલમ–મંડળના સંભાવિત સભ્યજનોને અવગણના કે તુચ્છકાર આપનારું નહીં સમજો. પૂજ્ય રવિશંકર મહારાજને તો આપે બેઉ કાગળોની અલગ નકલો બીડી હશે તેમ માની લઉં છું. એમનું ઠેકાણું બોચાસણ (ખેડા જિલ્લો) છે એ તો વિદિત હશે.

લિ૰ સેવક ઝવેરચંદ મેઘાણી



## (૫૦૫) નરેન્દ્રસિંહ મહીડા ઉપર

અંગત

બોટાદ : ૧૮-૧૨-૧૯૪૧

સ્નેહી ભાઈશ્રી,

આપના આગલા કાગળનો જવાબ બીડ્યો તે જ દિવસે આપનો બીજો કાગળ પૂ૰ રવિશંકર મહારાજના પત્ર સાથે પહોંચ્યો છે. મહારાજનો કાગળ આ સાથે પરત કરું છું.

આપના કાગળમાં ઝરતી સૌજન્યની લાગણીને મારું સૌભાગ્ય ગણું છું. મારા હૃદયમાં પણ તેનો પડઘો પડે છે એવી ખાતરી આપું છું પરંતુ મેં લખી મોકલેલો નિર્ણય જે મુદ્દા પર ઊભો છે તે સાહિત્યની દુનિયાના કેટલાએક મૂળભૂત સિદ્ધાંતોને સ્પર્શે છે. પૂ૰ મહારાજના મારા પરના ઋણ પરત્વે તો હું જેટલો જાગ્રત છું તેટલી તમારી સમિતિ હોઈ શકે નહીં, પણ એનો નિર્ણય તો પુસ્તકના કર્તૃત્વને જ પડકારનારો અને જાણેઅજાણે પણ ભારી mischievious છે. એની સાથે મારી દૃષ્ટિ મેળ ખાઈ શકે નહીં. ઉપરાંત મહારાજ જેવા સંતને પારિતોષિક આપવાં નીકળવું એ તો હિંમતની પરાકાષ્ટા છે. હું તો આપણી નાનકડી સાહિત્યસૃષ્ટિમાં પ્રવર્તતા આવા વિચારઢંગથી વિસ્મય પામું છું.

સ્વ૦ મોતીસિંહજીની ઉત્કટ સાહિત્યોત્તેજક ભાવનાને તેમ જ તેમની મૃત્યુતિથિને સાહિત્ય–સન્માનનું વાર્ષિક પર્વ બનાવનાર એવા તમને લેશ પણ અવમાન્યા વગર હું મારી પહેલી અને મૂળભૂત વાત રજૂ કરું છું કે પારિતોષિકો–ચંદ્રકોનો પ્રશ્ન વધુ મોભાદાર અને વધુ વ્યવસ્થિત ધોરણ પર મુકાવાની જરૂર મેં હમેશાં જાહેરમાં ચર્ચી છે; અને એક મોઢેથી એ બધી ચર્ચા કરવી તથા બીજી બાજુથી પારિતોષિકનો સ્વીકાર કરી બેસવું એ મારે માટે પ્રમાણિક નહીં કહેવાય.

મારી સ્થિતિ કઢંગી છે. મને એનો ગર્વ કે હર્ષ હોઈ શકે નહીં. હું માન–સ્વીકારની વૃત્તિથી પર ગયો હોવાનો દાવો કરતો નથી. ગૌરવવૃદ્ધિ કોને ન ગમે? પણ અંગત માનલિપ્સા કરતાં બીજી અધિક મહત્ત્વની બાબતો જીવનમાં પડી છે તેની ગણનાથી દોરવાયો છું. અંતઃકરણથી ક્ષમા પ્રાર્થું છું.

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણી



(૫૦૬) **નરેન્દ્રસિંહ મહીડા તરફથી**

[કલમ–મંડળ વતી]

મુંબઈ : ૨૦–૧૨–૧૯૪૬

શ્રીમાન ઝવેરચંદ મેઘાણી,

આપના પત્રો મળ્યા. શ્રી કલમ–મંડળ તેમ જ નરેન્દ્રસિંહજીએ મળી બધો વિચાર કરી જોયો અને આપનું મંતવ્ય અમને સ્વીકાર્ય લાગ્યું છે.

'માણસાઈના દીવા'નું પુસ્તક તો પારિતોષિકને પાત્ર છે જ છે જ. અમારી મુશ્કેલી પ્રસ્તાવનાના અમારા વાંચનને અંગે ઊભી થઈ હતી, કારણ પુસ્તકના કર્તૃત્વનો નિર્ણય કરવો એ દૃષ્ટિએ મુશ્કેલ જ હતો, પરંતુ હવે આપના પત્રથી એ પ્રશ્ન સરળ થઈ ગયો છે.

સિદ્ધાંત વિશે આપ અને આપના પૂર્ણ કર્તૃત્વને સ્વીકારી પારિતોષિક આપને જ એકલાને આપવાનું સરળ બની શક્યું છે. હવે સમય થોડો રહ્યો છે માટે કૃપા કરી અમારી વિનંતીને સ્વીકારી આપ આમંત્રણને માન આપી ઠરેલી તારીખ રવિવાર તા૦ ૨૯–૧૨–૪૬ ને દિવસે વડોદરા પધારો જ એટલી વિનંતી છે. ૦૦૦૦૦

શ્રી કલમ–મંડળ વતી
નરેન્દ્રસિંહ

● એક મોટી વધાઈ

"મારા લેખક-જીવનમાં તો આ એક મોટી વધાઈનો પ્રસંગ છે. મારા સૌરાષ્ટ્રિય કાર્યક્ષેત્રની બહાર જઈને અન્ય કોઈ જનસમૂહની ધરતીમાં રોપાવાનો મારે માટે બહુ સંભવ નહોતો. પણ મહારાજ મને ભેટયા. એ ન ભેટયા હોત તો મીઠી આત્મસાતતા પાટણવાડિયા—બારૈયાના જીવન જોડે ન અનુભવી શકયો હોત. પરિણામે એમને વિશે ન લખી શકયો હોત. બીજું તો ઠીક, એમની ભાષાની તાકાત પણ મને કોણ પકડાવત ?" [ 'માણસાઈના દીવા'ના નિવેદનમાંથી ટૂંકાવીને.]



(૫૦૭) **નરેન્દ્રસિંહ મહીડા ઉપર**

બોટાદ : ૨૩–૧૨–૧૯૪૬

સ્નેહીશ્રી નરેન્દ્રસિંહજીભાઈ,

શનિવારે આપનો તાર મળ્યો તેનો જવાબ THANKS WILL ATTEND એમ વાળ્યો તે મળ્યો હશે. કાલે આપનો સવિસ્તર કાગળ મળ્યો. મારા સ્પષ્ટીકરણને કલમ–મંડળે તેમ જ આપે જે શુદ્ધબુદ્ધિએ એ લખાયેલું તે જ શુદ્ધબુદ્ધિએ સ્વીકાર્યું એ માટે અંતઃકરણપૂર્વક આભાર માનું છું, અને મારી વિચારદશાની બીજી કેટલીક મર્યાદાઓથી પીડાતો છતાં આ અવસર પર હાજર રહેવાની મારી ફરજ સમજી મારી શરીરસ્થિતિ અર્ધઅપંગ છતાં તા૦ ૨૯ની સવારે દસ–અગ્યાર વાગે આવતી ફાસ્ટમાં વડોદરા પહોંચવાની ઉમેદ સેવું છું. ૦૦૦ મારા પગમાં ગાઉટનું દરદ છે. હજુ તદ્દન મટ્યું નથી, એકાએક ઊપડી આવે છે, પણ આશા રાખું છું કે તા૦ ૨૯ના પ્રસંગ પૂરતી ઈશ્વર લાજ રાખશે. ૦૦૦૦ આ પ્રસંગે પૂ૦ મહારાજને હાજર રહેવા નોતર્યા તે ઘણું જ સારું કર્યું. મારા મનની પણ એ જ ઉમેદ હતી. હું પણ એમને લખું છું. ૦૦૦૦ ઉતાવળે વધુ ન લખતાં સૌનો આભાર માની વિરમું છું.

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદ મેઘાણી

*

● 'માનવતાનું દર્શન કરાવ્યું.'

"બલિહારી છે આવાં મહારસાયનાં સંતાનો સમાં ગુર્જરજનોની, અને મોટી બલિહારી તો છે એ રવિશંકર મહારાજ સમા લોકપ્રેમી સંતપુરુષની કે જેમણે આ ચોરડાકુમાં ખપેલાં, માનવસભ્યતાના સીમાડાની બહાર ફેંકાઈ ગયેલાં, માનવકુળોમાં પોતાની આત્મબાંધવતાનો અનુભવ કર્યો અને એ અનુભવમાંથી જાગેલી મમત્વભાવભરી



....આ દર્શન મેં આત્મસંવેદન દ્વારા
શબ્દસ્થ કર્યું તે કૃપા મહારાજ રવિશંકરની છે....
(૧૯૪૬)

ભાષામાં મારા જેવા માણસને માનવતાનું દર્શન કરાવ્યું. એ દર્શન એવું સચોટ હતું કે હું મહીપ્રદેશને દીઠા વગર પણ કલ્પનામાં સાકાર કરી શકતો હતો. આ દર્શન મેં કર્યું અને આત્મસંવેદન દ્વારા શબ્દસ્થ કર્યું તે કૃપા મહારાજ રવિશંકરની છે.” [મહીડા પારિતોષિક અર્પણ–સમારંભમાં આપેલા પ્રવચનમાંથી.]

*

## ♦ ઔષધિ અને વૈદ્ય

“ ‘માણસાઈના દીવા’ મેઘાણીએ, મારી પાસેથી વસ્તુ લઈને અલબત્ત, લખ્યું અને એ બદલ એમને મહીડા પારિતોષિક મળ્યું. મેઘાણીએ એ ઇનામ મને આપવાનું જણાવ્યું હતું. મેં તો એમને ના લખી—એ ઇનામ વળી મને કેવું? પણ એમણે તો પુત્ર ચિ૦ મહેન્દ્ર દ્વારા એ રકમ મોકલી આપી. મહેન્દ્રે મને કહ્યું કે તમે નહીં લો તો મારા પિતાને ખોટું લાગશે; પણ હું એ રકમનો અધિકારી જ ક્યાં હતો? એ ઇનામ તો મેઘાણીનું કહેવાય. ઔષધિની કિંમત નથી, આ તો વૈદ્યની જ કિંમત છે. વનવગડામાં પડેલી ઔષધિને વૈદ્ય ખોળી કાઢે છે અને એનો ઉપયોગ કરી જાણે છે. મેઘાણીએ એને હાથમાં લીધી ન હોત તો શું વળવાનું હતું? મેઘાણીને ખોટું ન લગાડવા માટે છેવટે થાકીને મેં એ રકમ ભાઈ ઈશ્વરલાલ દવે પાસે હમણાં રાખવાનું

કહ્યું. એ રકમનું શું કરવું તેની હજીયે મને સમજણ પડતી નથી. [બાપુજીના મૃત્યુ પછી પૂ૦ રવિશંકર મહારાજે લખેલા સંસ્મરણ–લેખમાંથી ટૂંકાવીને.]



(૫૦૮) **નરેન્દ્રસિંહ મહીડા ઉપર**

બોટાદ : ૧૬–૧–૧૯૪૭

સ્નેહી ભાઈશ્રી,

આપનો મમતાભર્યો કાગળ મળ્યો. ૦૦૦ મારા પિત્રાઈ ભાઈ ડૉ૦ વ્રજલાલ મેઘાણીનું મુંબઈના હુલ્લડમાં છૂરીથી ખૂન થતાં તેમને ખરખરે હું મુંબઈ શનિવારે કાઠિયાવાડ મેઈલમાં પહોંચીશ. રવિવારે તો રજાનો દિવસ એટલે સોમવારે આપને હું કોઈ વખતે ઑફિસે મળીશ. ૦૦૦ 'માણસાઈના દીવા' પુસ્તક પણ સહી કરી લેતો આવીશ. વડોદરાના સમારંભમાં મને પણ તમે સૌએ ખૂબ શોભાવ્યો. આપણા સંબંધની શરૂઆત અતિમંગલ બની. આપણે નિરાંતે મળીએ તે તકની રાહ જોઉં છું. 'રાજપૂતબંધુ'નો અંક મળ્યો છે. આભાર.

એક વિનતિ : 'રાજપૂતબંધુ'માં ૦૦ના નામે મુકાયેલી આખી જ વાર્તા મારી છે. 'રસધાર' ભાગ (૪)માંથી 'દુશ્મનોની ખાનદાની' નામની એમણે અક્ષરશઃ ઉપાડી છે! આ વાત મેં શ્રી મધુકર રાંદેરિયાને કરેલી. આ ૦૦ની હિંમત તો અજબ કહેવાય. આપ એ વિશે તપાસ કરી 'રાજપૂતબંધુ'માં ખુલાસો મુકાવશો તો આભારી થઈશ. સાહિત્યક્ષેત્રમાં આવડું સાંબેલું વાસીદામાં જાય એનું જ લાગે છે.

લિ૦ સ્ને૦ ઝવેરચંદનાં વં૦

*

† ડૉ૦ વ્રજલાલ ધરમચંદ મેઘાણીએ સેવાની દીક્ષા લઈને મુંબઈ સુધરાઈની હૉસ્પિટલમાં તબીબ તરીકે જીવનભર કામ કર્યું. કોમી રમખાણોના દિવસોમાં નિવૃત્તિના દસ્તાવેજો સોંપીને જે૦ જે૦ હૉસ્પિટલની બહાર આવતા હતા ત્યારે, ૧૦–૧–૧૯૪૭ના દિવસે, ગુંડાઓએ એમની હત્યા કરી.



(૫૦૯) **ચુનીલાલ મડિયા ઉપર**

બોટાદ : ૨૦–૧૨–૧૯૪૫

સ્નેહી ભાઈ,

કાગળ મળ્યો. તમે Ph. D. માટે યોગ્ય ગુરુ મેળવ્યા છે અને વિષય પણ સારો પસંદ કર્યો છે. હું તો ગુજરાત–સૌરાષ્ટ્રની આ અસલી જાતિઓના અભ્યાસને માટે ખૂબ બૂમો મારી રહ્યો છું. આરામખુરસિયાઓનું કે પુસ્તકાગારોમાં બેસનારાઓનું

આ કામ નથી. ખડતલ માણસોએ ખૂંદવા જેવો આ તો field-workનો વિષય છે. તમે આહિરો લ્યો—અહેતર કે રબારીઓ લ્યો. બેઉ જાતિઓ જીવંત છે. નવા પોપડા ચડ્યા નથી. તેમનાં મથકો આબાદ છે. તેમના વહીવંચા રાવળો બારોટો પણ છે. રબારી કોમનાં તો દૂધરેજ વગેરે ચારપાંચ થાનકો છે કે જ્યાં તમને વર્ષમાં બે વાર એમના સંઘજીવનનું પૂરબહારમાં દર્શન થાય તેમ છે. તેમની એક સુધારક સંસ્થા રાયકા મિત્ર મંડળ અમદાવાદમાં છે કે જેની દ્વારા તમને એ કોમને વિશે પુષ્કળ સામગ્રી મળી રહે. એમનાં મથકો મહેસાણા પ્રાંતમાં અકબંધ મોજૂદ છે. મને એ કોમની અસલિયાત બીજી સર્વના કરતાં વધુ જીવતી અને પ્રાણભરપૂર લાગી છે. ભટકતી જાતો વિશે કદાચ વિશેષ શ્રમ પડે. આહિરોમાં ઊતરો તો ભાવનગર તાબે કુંડલા–મહુવા પ્રદેશમાં ગામો મોજૂદ છે. રજપૂત જાતિઓ sophisticated બની ગઈ છે. મેર, તુંબેલ, ચારણ, જત વગેરે છે પણ તમને સદ્યપ્રાપ્ય સામગ્રી અને સહકાર રબારીઓમાંથી મળશે. માર્ગદર્શન ઘણું સરલ છે. વળી ગુજરાતની રબારી પ્રજા વધુ સરલહૃદયી છે. વાઘેરો પણ જીવતી જાતિ છે. એનો ઇતિહાસ તો ૧૮૫૭ સુધી ઘણો પ્રાણવંત છે. મારા 'બહારવટિયા'ના ત્રણ ભાગ જોઈ જશો. આવતા 'ઊર્મિ'માં પણ ડોકિયું કરશો. કુશળ હશો.

લિ૦ ઝવેરચંદનાં વં૦

*

## 'ગુજરાતનાં ધરતી–બાળો ઊઠો!'

"કાઠિયાવાડ મારું ઘરઆંગણું, જૂના સૌરાષ્ટ્રના અવશેષો જેવાં માનવીઓને ખોળે મારો ઉછેર, એ જમીનની ધૂળમાં મારે આળોટવું વગેરે કારણોએ મને રોકી લીધો. બીજી બાજુથી મેં પુકાર તો ચાલુ જ રાખ્યો હતો કે ગુજરાતનાં કોઈ ધરતી–બાળો ઊઠો, તમારો દરિયાકાંઠો ને તમારી કંદરાઓ, કોતરો, પહાડકરાડો તેમ જ સપાટ મેદાનોને તપાસો, એનાં સંતાનો આ રબારી, પાટણવાડિયાં, ઠાકરડાં, ખારવાં ઇત્યાદિની માણસાઈને ધીરતાથી ઉકેલો, એમાં સાહિત્યધનનો અખૂટ સંચય પડ્યો હશે કારણ કે બહુરંગદર્શી ઇતિહાસ આમાં છુપાયો છે.

"અમદાવાદ જેવાં નગરોમાં મેં નિહાળી-નિહાળીને જોયા છે—એ બાઇસિકલ પર દૂધનાં બોઘરાં ગોઠવીને દોડાવ્યે જતા રબારીઓ : મહાકાય ને મુછાળા, પોતાના અસલી પોષાકમાં શોભતા, માનવવંશવિદ્યાનાં કંઈક રહસ્યોને પોતાની મુખરેખાઓમાં સંઘરનારા, પોતાની સંકેતબોલીમાં કંઈ કંઈ કાળસ્થળોની તવારીખને વહેનારા. અને જોઈ છે એની સ્ત્રીઓ : ગૃહહીન, ધનહીન, છતાં ગૌરવવરણી, નીલકમલ સરખે દૂંદણે છવાયેલી, પિંડી-ઊંચા ચણિયા પર ઓઢણું લપેટેલી; અને એને ઊભી રાખી પૂછવા મન થયું છે કે 'બાઈ! કહે તો ખરી તારી સંસારવીતી! આ ટાઢતડકે અને મેહની

ત્રમઝટ હેઠળ તારાં ઢોરાંની સંગાથે ઉઘાડા આભ નીચે તારું અસલી તેજસૌંદર્ય તે શી જુક્તિથી જાળવી રાખ્યું છે?' મહીકાંઠે કદાવર ઠાકરડા જોયા, રેલગાડીઓમાં ડંગોરા લઈ ચડતા પાટણવાડિયા જોયા; અને એ ગુર્જરવાસી જાતિઓને જોઈ જોઈ દિલ ગાતું રહ્યું છે કે—

કોના એ સાદ સૂણી, ક્યાંથી આ ભોમ ભણી,
માનવ–ઝરણાંના મહાસ્રોત વળી આવ્યા!
જાગો, જાગો, રે પ્રાણ જાગો ધીરે—ભારતભૂમિને લોકસાગર તીરે."

['માણસાઈના દીવા'ને મહીડા પારિતોષિક અર્પણ થયું
ત્યારે સમારંભમાં આપેલા પ્રવચનમાંથી ટૂંકાવીને.]



## (૫૨૦) ઈશ્વરલાલ મો૦ દવે ઉપર

બોટાદ : ૧૨–૮–૧૯૪૫

પ્રિય ભાઈશ્રી,

૦૦૦ તમે અમદાવાદ સુધી આવો છો તો તો જરૂર અહીં આવી જશો. મળવામાં આનંદ પડે છે. તમને તો વારંવાર મળવાનું સાંપડે એવું ઇચ્છનારો છું.

ભાઈ તારાચંદ ત્યાં હશે. 'રંગ છે બારોટ'નું લેટરિંગ સારું ન હોઈ નવું કરાવવા મેં એમને લખ્યું હતું. ૦૦૦ મને તો હવે મારા પ્રત્યેક પુસ્તક પર સાદું લેટરિંગ આવે એ ગમે. ચિત્રોમાં બહુ ફાવતા નથી ને ખર્ચ વધે છે. 'રંગ છે બારોટ'ના રદ કરાવેલ ચિત્ર તેમ જ બ્લૉકનો ખર્ચ મારે જ ખાતે ઉધારવાનો છે. આનાકાની ન કરશો. એ જ વાજબી છે. એમાં ચિંતા જેવું શું છે? ૦૦૦૦

આપણે સંપાદકીય નોંધો વધુ પ્રમાણમાં લખવી જોઈએ એમ નથી લાગતું? ગયા અંકે જગ્યા ન હોવાને કારણે ચાર જ પાનાં આવ્યાં. ૦૦૦૦૦૦

મારી તબિયતને શારીરિક હિસાબે તો મેં આ વખતે ભાઈ શામળાજી નામના ત્યાંના એક નિસર્ગોપચારક જુવાન પાસે ઠીક ઠીક સાફ કરાવી છે. આહારવિહારમાં કેટલીક નવી સૂચનાઓ પકડી છે. નીરોગી રહેવાનો નવેસર નિશ્ચય કર્યો છે. જાણું છું કે મારે માંદગી પોસાય નહીં, પણ આપણને સહુને કેટલીક માનસિક અકળામણો વળગેલી હોય છે કે જેનો ઘણો મોટો ભાગ આરોગ્યને હણવામાં જવાબદાર હોય છે. એ બધીનો પણ સામનો કરવો જ જોઈએ, ને હું કરું છું, પણ સળંગ વાર્તા અગર તો નવું સાપ્તાહિક, એને માટે ઉત્સાહી બનું તેટલી તબિયતની મૂડી નથી રહી. તારાચંદભાઈએ ઘણું ભારપૂર્વક સાપ્તાહિક માટે લખેલું. મહેન્દ્ર પાછો આવ્યો તે શ્રી ૦૦ તરફથી પણ મોટી મદદનું કહેણ લાવ્યો, પણ એ શું કામનું? મહેન્દ્ર તો

હજુ બાળક છે. એ એની વિલક્ષણ પ્રકૃતિને વશ બનેલો, ભરોસો ન કરી શકાય તેવો અણઘડ ને અણપલોટ છે. હજુ એને એની પોતાની મર્યાદાઓની ખબર નથી. હજુ એને ખબર નથી કે એક નાનું એવું કામ ઉપાડવા જતાં પણ આપણી આસપાસની કેટલી મોટી દુનિયા સાથે આપણા મેળ બેસારવા પડે છે. હજુ તો એનો ને મારો મેળ મળતો નથી. એટલે તદ્દન અંગભૂત એવા એકાદ મજબૂત માણસની મારી પાસે હાજરી ન હોય ત્યાં સુધી હું કયો મદાર બાંધીને મારું નાવ હોડમાં મૂકું? એક વાર શરૂ કર્યા પછી કંઈ એમ થોડું છે કે ચલાવી લેશું! પછી તો સોએ સો ટકા સંપૂર્ણ શક્તિનું જ પરિણામ આણવું રહે. પછી પ્રગતિ સિવાય કોઈ માર્ગ જ ન રહે. વિશેષ વાતો રૂબરૂ કરીશું.

તમે ભાઈ ચુનીલાલ મડિયાને મળો તો એને આ સંદેશો આપશો? એમણે પ્રેમપૂર્વક આપેલું 'ઘૂઘવતાં પૂર' આ માંદગીને બિછાને પડ્યો પડ્યો વાંચી ગયો અને જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ એ પુસ્તક વિશે શ્રી રસિકભાઈએ લખેલ પ્રશસ્તિનો શબ્દેશબ્દ સાચો લાગતો ગયો; આ વાર્તાઓમાં લેખકે હું હંમેશાં જેને માટે ઝંખું છું તે ધરતીનાં બળો બહાર આણ્યાં છે, શુદ્ધ સ્વરૂપે બહાર આણ્યાં છે, અને આજ સુધી ન આલેખાયેલું એવું જીવનતત્ત્વ બહુવિધ દૃષ્ટિકોણથી પકડ્યું છે; એની આલેખનકલા તો એની પોતાની જ છે પણ સર્વોપરી અંશ તો એમની બિલકુલ કટુતામુક્ત, ઘમંડમુક્ત, મીઠી ને હળવી સહાનુકંપાએ મંડિત માનવતા છે; એણે પોતાના કોઈ પાત્રને નીતિ–અનીતિને કે સત્–અસત્‌ને ત્રાજવે ચડાવ્યું નથી; એણે આ પુસ્તક લખીને ખુદ પોતાનું જ ઊર્ધ્વીકરણ કર્યું છે કે જેનો દાવો બહુ થોડા લેખકો કરી શકે. એને મારાં ઘણાં ઘણાં અભિનંદનો દેશો. આ પ્રશસ્તિ કરવામાં હું રસિકભાઈએ બતાવેલ એક જોખમ ખેડી રહ્યો છું—લેખક બગડી જશે!—એમ માનતો નથી. સાચી તત્ત્વશીલતા કેવળ તારીફથી બગડતી નથી. બેશક જે પત્રકારિત્વમાં ભાઈ મડિયા આજે પડ્યા છે તે એમનામાં આવી વાર્તાઓ સરજાવવાની શકિત—બલકે દૃષ્ટિ—રહેવા દેશે કે કેમ એ વિચારે ધ્રૂજું છું કારણ કે હું તો પેલી માનવતા—સંસારનાં સર્વ સારાં-નરસાં માણસો પ્રત્યેની સહૃદય, દાર્શનિકને શોભતી માનવતા—ના અંશોનું આપણા પત્રકારિત્વમાં ખૂન થતું જોઉં છું. આપણી ચાબાઈ–ચાંપલાઈનો પાર નથી. પારકાં પર અભિપ્રાયોનું ઉચ્ચારણ એ આપણો ખોરાક બની ગયો છે. સારું ને ખરાબ એ બે ચોકઠાંમાં જ પ્રત્યેક નાનીમોટી બાબતને વહેંચવાનું આપણું કામ થઈ પડ્યું છે. એ વસ્તુ આપણી જીવનદૃષ્ટિની વિઘાતક છે. એ જ

લિ૰ ઝવેરચંદ

*

† 'સંપાદકીય નોંધો': ભારતી સાહિત્ય સંઘ પ્રકાશક સંસ્થા તરફથી પ્રગટ થતા માસિક 'ઊર્મિ અને નવરચના'માં 'વહેતાં પાણી' શીર્ષક નોંધો ત્યારે બાપુજી લખતા.

♦ અન્યની સિદ્ધિ માટે આદર

"સાહિત્યજગતમાં નવા આવતા ઊછળતા વછેરાઓને જોઈ હમેશાં એ આનંદતા. એ દૃષ્ટિએ જોતાં એમનામાં અન્યની નાનામાં નાની સિદ્ધિ માટેનો જે આદર જોયો છે તે આશ્ચર્યજનક છે." [દિલીપ કોઠારી: 'કલમકિતાબ', 'જન્મભૂમિ', ૧૨-૩-૧૯૪૭]



(૫૨૧) લાભચંદ કા૰ મેઘાણી ઉપર

બોટાદ : ૨૮-૮-૧૯૪૫

લાભુભાઈ,

તમને શુભ સમાચાર આપવાના કે બહેન ઇન્દુનું વેવિશાળ ભાવનગર મહિલા વિદ્યાલયના આચાર્ય શ્રી ચુનીલાલ નારણજી શાહ(રહીશ વઢવાણના)ના પુત્ર ચિ૰ અનિલકુમાર સાથે ગઈ કાલે થયું છે. હું ભાવનગર જઈ શ્રીફલ આપી આવ્યો છું. ભાઈ અનિલ એલ્ફિન્સ્ટન કૉલેજમાં જુનિયર બી. એ. માં ભણે છે. એના કાકા ધીરુભાઈ તથા હિંમતભાઈ વિલેપારલેમાં રહે છે. મૂળજી મિસ્ત્રીનો બંગલો, બજાજ રોડ, રામુભાઈના ઘરની નજીક. કોઈક સારે અવસરે અનિલને ઘેર તેડાવી જમાડશો એટલે ઓળખાણ થશે. આ લગ્ન બેઉ બાળકોની પોતાની જ પસંદગીનાં છે. કુટુંબ ઘણું ખાનદાન અને ભદ્રિક સ્વભાવવાળું છે. આ સંબંધથી બેઉ પક્ષો બહુ સંતોષ પામ્યા છે. હવે ચિ૰ નિમુનું થઈ જાય એટલે શાંતિ પમાય. ૦૦૦

ઝવેરચંદ

*

† ચિ૰ નિમુ : લાલચંદ કા૰ મેઘાણીનાં ત્રીજાં પુત્રી, નિમુબહેન પ્રાણલાલ વોરા.

## (૫૧૨) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૫–૯–૧૯૪૫

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦૦૦ આજે આવેલો સ્વામી આનંદનો કાગળ આ સાથે છે. એનો બીજો ફકરો 'ઊર્મિ'ના આવતા અંકમાં ટાંકી નોંધ લખવા જેવું છે એટલે કાગળ મને મોકલજે અગર નકલ ઉતારી મોકલજે. સ્વામીજીને પુછાવજે કે નામ આપીને લખું? ૦૦૦૦૦

મારે પગે બે દિવસ પાછો ઊથલો આવતાં ઘેર છું. રસિકભાઈની આપેલી દવાની બે ગોળીથી સારું છે પણ દવા કંઈક જલદ હશે એમ લાગે છે. શરીરે નબળાઈ જણાય છે. પગનો દુ:ખાવો તદ્દન મટી ગયો. ૦૦૦૦૦૦ લાભુભાઈને મળ્યો હોઈશ. 'પુરાતન જ્યોત'ની વાર્તા સ્ક્રિન માટે 'અપરાધી' કરતાં વધુ પસંદગી દેવા જેવી છે કે નહીં એ પૂછજે. ૦૦૦ તને ખાસ લખવાનું કે તું હિંમતભાઈ શાહ પાસે જઈને ચિ૦ અનિલ સાથે સંપર્ક કરી લેજે. બની શકે તો એને બેઉને ક્યાંક લઈ જઈ entertain કરજે. તારી એ ખાસ ફરજ થઈ પડશે. અતડો રહીશ નહીં.

'ઊર્મિ'ના મહાસમિતિ અંકની ટંટાળમાં પડવાથી તું ખાસ જે કામે—ચિ૦ નિર્મળાને સોબત આપવા—ગયો છે તેમાં નિષ્ફળ નીવડીશ માટે એ ટંટાળ ન વહોરે ને એકાદ વાર્તા જ લખવાનું રાખે તો સારું. લખવાનાં તો પછી ઘણાં વર્ષો છે. આજની ફરજ રખે ચૂકતો.

ઝવેરચંદ

## (૫૧૩) સ્વામી આનંદ ઉપર

બોટાદ : ૨૧–૯–૧૯૪૫

સ્નેહીશ્રી સ્વામીજી,

તા૦ ૧૪નો કૃપાપત્ર મળ્યો. મહેન્દ્રની સાથેના પત્રવ્યવહાર દ્વારા સંપર્કમાં તો રહું જ છું પણ સીધો પત્રવ્યવહાર થતાં વિશેષ આનંદ. આપના એકાંતધામમાં ડોકિયું કરવા આવવા તો ઘણું મન થાય છે પણ લાચાર છું.

અંગત વાત જેટલા પૂરતી જાહેરના હિતની છે તેટલો જ તેનો ઉપયોગ નામનિર્દેશ વગર જ કરું તો ધારું છું કે આપનું દિલ નહીં દુ:ખાય. મારે તો એ spiritનો નમૂનો બતાવવો છે. આપની પ્રકૃતિને હું જાણું છું, સન્માનું છું. અંગત

જીવનને એનું પોતાનું એવું પાવિત્ર્ય છે કે જેને જાહેર ઉપયોગ ભ્રષ્ટ કરે. ૦૦૦ બંટુ કુશળ છે. આપનો સંદેશો તો કહું છું પણ એને કોઈ વાર મળવા ન આવો?

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ

*

† બંટુ : પુત્ર જયંત.



(૫૧૪) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૩૦-૯-૧૯૪૫

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦૦ હું આજથી 'ફૂલછાબ'માંથી છૂટો થઈ ગયો છું. બાબુભાઈએ પણ રાજીનામું આપ્યું છે. એમને ને નાથાભાઈને છેવટે મેળ ન મળ્યો. ૦૦૦૦૦૦ ચિ૦ નિર્મળાની અને બાળકની તબિયત સારી હશે. હવે તો બે દિવસમાં ઘેર આવશે. આંહીં અશોક ભાભીના બાબાને રમાડવા તૈયાર થઈ બેઠો છે, ને બંટુકાકા હવે સાચા બંટુકાકા બન્યા છે. તબિયત સૌની ઠીક છે. ત્યાંથી આવવામાં ઉતાવળ કરવી નહીં. અહીં બધું ઠીક ચાલ્યું જાય છે. નિરાંતે બધાં કામ પતાવીને આવવું. પિ. જિ. શાહને બેઉ પુસ્તકો પહોંચાડ્યાં હશે. ૦૦૦૦૦૦ ૦૦૦ કશું પણ લાવવા જતાં ઉપદ્રવી લતામાં બિલકુલ ન જઈશ. જરા પણ નકામું જોખમ વહોરતો નહીં. પરિસ્થિતિની ખરી ખબર તો આંહીં પડતી જ નથી.

લિ૦ ઝવેરચંદ

*

- 'સૌરાષ્ટ્ર', 'જન્મભૂમિ', 'ફૂલછાબ' : જાત નીચોવીને જતન

"૧૯૨૧માં માસિક રૂ૦ ૭૦ના પગારથી 'સૌરાષ્ટ્ર'નું તથા ભાષાંતરનું કામ કરવા હું રહ્યો. હું તો મારા આત્માના ક્ષેત્રમાં આવ્યો. ચોવીસ વર્ષે મુક્ત થયો ત્યારે છેલ્લો પગાર હતો રૂ૦ ૧૫૦. મોડી રાત સુધી ને વહેલી પરોઢે ઊઠી છાપાંનું કામ જાત નીચોવીને કર્યું છે. શુક્ર શનિ–રવિ છાપાંનું કામ ન હોય ત્યારે લોકસાહિત્યની શોધમાં પ્રવાસો કર્યા છે, ત્યાંથી પાછા આવીને ખૂબ ખૂબ પુસ્તક–સાહિત્ય લખ્યું છે. પાછું મંગળ–બુધ–ગુરુ છાપું હોય. આ રીતે વર્ષો સુધી ચાલ્યું છે.

"એપ્રિલ આવે ત્યાં કંપનીને પૈસા મેળવવા વી. પી. કરવાનાં હોય. વી. પી. કાંઈ કોરા કાગળનાં નથી થતાં. વી. પી. માટે ૨૫૦–૩૦૦ પાનાંની ભેટવાર્તાની ચોપડી લખવા બેસવું પડતું. એ ભેટપુસ્તકોની હજારો નકલો ગઈ છે પણ તે તો કંપનીની માલિકીની હતી; હું તો હતો પગારદાર; મને તો મળતા રૂ૦ ૭૦, તેમાંથી ૮૫, તેમાંથી

૧૦૦, તેમાંથી ૧૧૫; બસ, ત્યાં હદ આવી રહી. ૧૯૩૦માં જેઇલમાં ગયો ત્યારે પાછળ બાળબચ્ચાંને રૂ૦ ૪૦ માં ચલાવવું પડેલું.

"૧૯૩૩માં 'જન્મભૂમિ'માં રહ્યો. શરૂઆતમાં રૂ૦ ૧૨૫, પછી રૂ૦ ૧૫૦, પછી રૂ૦ ૧૭૫ મળતા. ત્યાંથી '૩૬ માં પાછો રાણપુર બોલાવ્યો. મારી મદદમાં રૂ૦ ૧૫થી ૬૦ સુધીના [પગારદાર] એક–દોઢ–અઢી–ત્રણનો તંત્રી–સ્ટાફ હતો. આમાં મેં કામ કર્યું છે. મારાં લખી આપેલાં ખૂબ લોકપ્રિય એવાં પચાસેક પુસ્તકો હતાં પણ ત્યારે તે પરનો હક્ક મારો નહોતો." [૧૯૪૬માં લેખકમિલનમાં આપેલા પ્રવચનમાંથી.]



(૫૨૫) **મહેદ્ર ઝ૦ મેઘાણી ઉપર**

આણંદ : ૫–૨–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

હું તો ઇશ્વિરભાઈ સાથે અત્યારે બોચાસણ જાઉં છું. કાલે બપોરે અમદાવાદ ને પરમની રાતે કાં શુક્રવારે બપોરે બોટાદ, એટલે તું મારા આવ્યા પહેલાં નીકળીશ નહીં. ઇશ્વિરભાઈ આવતા પુસ્તક માટે બીજી સામગ્રી તારા માટે લાવ્યા છે તે તું જોઈ જા પછી એ ફાવે તો આવતા પુસ્તક માટે લખવા બેસી જા એમ કહેવરાવે છે, માટે તું નીકળીશ નહીં.

ઝવેરચંદ



(૫૨૬) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૧૨–૨–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ સુખરૂપ પહોંચી ગયો હોઈશ. અશુલ આનંદમાં છે. કાલે બધાં આંહીં જ જમ્યાં હતાં.

રેડિયોવાળાને તેં નહીં લખ્યું હોય એમ માની મેં આજે લખ્યું છે. તું મળી આવજે. ૦૦૦૦ જો બની શકે તો તું રોજ 'ઊર્મિ' માટેની એકાદ નોંધ લખતો રહેવા પ્રયત્ન કરજે કારણ કે હું એકલો નહીં પહોંચી શકું એવો ભય છે. બીજું પણ ઘણું લખવાનું છે. મૂંઝાઈ જવાય છે. ઇશ્વિરભાઈને કહેજે કે 'પ્રજાબંધુ'ના ભેટપુસ્તકના ભારમાંથી છૂટી શકું તો સારું. કાંઈ કામ ચાલતું નથી. કલમ મંદ છે.

ઝવેરચંદ

*

† અશુલ : પ્રથમ પૌત્ર, અશુલ મહેન્દ્ર મેઘાણી.



....દાદાજીની વાતો....

(૫૧૭) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૧૯–૨–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

તારો કેમ કંઈ કાગળ નથી ? મારું એક પતું મળ્યું હશે. રોજ તારા સમાચારની રાહ જોઉં છું. હવે તો કદાચ તારે પાછા આવવાનો કાળ ભરાઈ ગયો. આજે ૧૯મી થઈ. 'ઊર્મિ' માટે મેં એક વાર્તા લખી છે ને નોંધો લખવા માંડી છે પણ તારી નોંધો કઈ કઈ આવશે એ જાણ્યા વિના કેટલુંક લખતો અટકીને બેઠો છું. તને સમય ન મળ્યો હોય એ પણ સંભવિત છે એવા અનુભવથી હું લખવા તો લાગ્યો છું.

'જેલ-ઑફિસની બારી'નું પ્રકરણ ન મોકલી શક્યો. હવે તો નથી જ મોકલતો. વખત મળ્યો નહીં. તેં બાકીનું લખાણ બતાવી પતાવ્યું હશે. ઈશ્વરભાઈનો પણ કાંઈ કાગળ નથી. મકરન્દ રાણપુર આવ્યા લાગતા નથી, નહીં તો ખબર આપેને ! એની પાસે આ અંક માટે શું લખાણ છે તે જાણતો નથી. 'માણસાઈના દીવા'ની નવી આવૃત્તિ બાબત ઈશ્વરભાઈએ રાણપુર શું કર્યું ? ત્યાંથી કાંઈ પ્રૂફ નથી મળ્યાં. ઉલ્લાસ વાંચનમાળાનું નવું મેટર ક્યારે ભાવનગર મોકલવાનું છે કે બીજે? ભાવનગરથી કંઈ ખબર નથી. મેટર તૈયાર છે. 'વહેતાં પાણી' માટે મારી વાર્તાઓ આપવાની વાત હતી પણ અમદાવાદથી કંઈ કાગળ નથી. હવે તો તારા આવ્યા પછી જ એ મેટર બરાબર જોઈ સુધારી મોકલીએ.

૦૦ [પ્રકાશક] પાસે જઈ આવ્યો હોઈશ. એમને કહેવું કે આમ જ જો ચલાવવું હોય તો પછી અમે અમારું જ કરીએ. આ તો પરવડે નહીં. રૂપિયા ત્રણસો લઈ લીધા હશે, અગર રોકડા ન લેતાં ચેક જ લેજે. રોકડ તો કંઈ ભેગું લાવીશ જ નહીં. આવતાં અમદાવાદ ઊતરવાનો નહીં હો.

આંહીં અબુલ વગેરે બધાં ખુશીમાં છે. સાથે જ રહેતાં ને જમતાં. બે દિવસથી પાછું જુદું રસોડું ને રહેવાનું રાખ્યું છે. ૦૦૦૦૦ હવે તો કદાચ આજકાલમાં જ તું આવી પહોંચીશ. શરીર સંભાળતો હોઈશ.

ઝવેરચંદ

*

† ઈશ્વરભાઈ : ઈશ્વરલાલ મો૦ દવે.

## (૫૧૮) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૨-૨-૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ હું કાલે રાણપુર જઈ એક વાર્તા અને થોડી નોંધો આપી આવ્યો છું. તારી નોંધો કાલે મળશે પછી ઘટિત કરીશ. (તારું મેટર આજ શુક્રવારે સવારે પણ મળ્યું નથી.)

રૂપિયા બે હજારમાંથી દર એક હજાર મસ્તાન-નાનકનાં નામ પર ક્યાંક મૂકી દઈએ તો ઠીક અને એ બધું આપણી નજર સામે હોય તો વધુ સારું. ૦૦૦૦૦ એના વાલી તરીકે તારું નામ રહે.

અહીં માંદગીનો તો આરો નથી. બંટુ માંદો છે ત્યાં ચિત્રાદેવી પટકાઈ પડેલ છે. પેલે ઘેર બધાં કુશળ છે. તું 'જેલ ઑફિસની બારી' માટે ન રોકાઈ રહ્યો હોત તો ઠીક હતું. ખેર, હવે તો પતાવીને જ આવજે પણ શનિવારથી મોડું કરીશ નહીં. પેલું પ્રકરણ હું સુધારી શક્યો નથી. તું આવીશ ત્યારે જ કરશું.

મારી વાર્તાઓ પુસ્તકાકારે મૂકતાં પહેલાં જરા વધુ ચળાય-ગળાય તે જરૂરનું લાગે છે. ઉપરાંત હું 'પ્રજાબંધુ' માટેની ભેટવાર્તા આગળ ચલાવી શકતો નથી ને કદાચ આ પ્રકટ વાર્તાઓ સાથે થોડી નવી લખીને આપવાનો ચાન્સ રહે એ વિચારે થંભ્યો છું. 'પ્રજાબંધુ'વાળા જો બીજો કોઈ પ્રબંધ કરી શકે તો તો બહુ સારું. મારું ગાડું આગળ ચાલતું નથી. ઈશ્વરભાઈને કહેજે કે મહેનત તો ઘણી કરું છું પણ પછી છેવટે જતાં ના પાડી ઊભા રહીએ ત્યારે એ લોકો શું કરે? માટે તેમને કંઈક alternative તૈયાર રાખવા તો કહીએ જ.

'ઉલ્લાસ'નું ત્રીજું ક્યાં આપવું છે તે પૂછજે. ભાવનગર જ ને? તો ત્યાં મોકલું. ભાઈ ચન્દ્રવદનને† ટેલિફોનથી કહેજે કે અહીં આવે એ તો ઘણું સારું પણ હું આ માંદગીઓમાં એટલો વ્યગ્ર ને અનિશ્ચિત છું કે વખતે આંહીં હોઉં ન હોઉં કે સ્વસ્થતા ન હોય, માટે પ્રથમથી reply-paid તાર કરી જવાબ મગાવે. મેં એમને એક લાંબો કાગળ લખ્યો હતો તે મળ્યો હશે. રાજકોટથી પત્તું હતું તેમાં એ હમણાં નહીં આવી શકે તેમ જણાવેલ. એ તો આપણે એને પકડી પાડશું. આ અંકે કંઈ મેટર નહીં આવી શકે. કાંઈ મળ્યું નથી.

કુઆને† લક્ષમાં તો હશે જ કે રૂના ભાવ વધી રહેલ છે એટલે પેલી આપણી ગાંસડીઓનો નિકાલ ઉચિત લાગે ત્યારે કરી કાઢે. મને કશી ચિંતા નથી પણ જો થોડી ખોટ ખાઈને પણ એનો નિકાલ કરવો ઘટિત લાગે તો કશો વાંધો નહીં. લંબાણમાં પડતાં કદાચ તક ચાલી જાય, પણ એ તો એમને જ સાચી સમજ પડે.

ચિત્રાદેવીનું શરીર હાથમાંથી જતું જણાય છે એ મોટી ચિંતાનો વિષય છે. બહાર જઈ ઉપચાર કરાવવાનો માર્ગ જ બાળકોને કારણે બંધ થયો છે. એ મોટાં છોકરાંને પણ દૂર કરી શકે તેવી હિંમત નથી ને આટલાં અત્યારે ક્યાં જઈ પડીએ? ક્યાંય પોસાઈએ તેવી મનોવૃત્તિ પણ નહીં. ભારી અકળામણનો પ્રશ્ન છે.

સૌને સલામ.

ઝવેરચંદ

*

† ભાઈ ચન્દ્રવદન : ચન્દ્રવદન ચી૦ મહેતા.

† કુઆ : ચુનીલાલ ક૦ પારેખ.



## (૫૧૯) મહેન્દ્ર ઝ૦ મેઘાણી અને ઇન્દુ ઝ૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૩૦-૩-૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

હું ગઈ કાલે શ્રી મેહેરઅલી પાસે જઈ આવ્યો. એણે કહ્યું કે 'જેલ-ઑફિસની બારી'નું ભાષાંતર એને બિલકુલ ગમ્યું નથી. એને એ છાપવા જેવું જ નથી લાગ્યું. અમુક ભાગો બહુ સારા છે તો બીજા ઘણા ખરાબ છે. એ વખતે ત્યાં ઇંગ્લંડથી તાજા આવેલા શ્રી ઇકબાલસિંઘ નામના એક જુવાન ભાઈ બેઠા હતા. તે ઇંગ્લંડમાં કાંઈક પ્રકાશનમંદિર ચલાવે છે. એણે મારી પાસેથી મૅન્યુસ્ક્રિપ્ટ જોવા માગી લીધું છે ને એ વાંચીને પોતાના અભિપ્રાય સાથે પાછું મોકલશે. ૦૦૦૦૦૦ બહેન ઇન્દુ, તારો

કાગળ મળ્યો. તારે પરીક્ષામાં કેવું કામ કર્યું તેની ચિંતા કે વિચાર હવે કરવો ન જોઈએ. હવે તો શરીર સુધાર અને આનંદથી રહે. ચિત્રાદેવીને મદદમાં રહેજે. આંહીં લગ્ન આનંદથી પતી ગયાં છે. એ જ

લિ૦ ઝવેરચંદ

*

† મેહેરઅલી : યુસૂફ મેહેરઅલી.



## (૫૨૦) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

અમદાવાદ : ૬–૨–૧૯૪૬

તમારો કાગળ મળ્યો. અમે આજે સવારે આવ્યા છીએ. આવતી કાલે રોકાવું પડશે. તમે હિંમત આપી તેથી તો રોકાવાનું ઠરાવ્યું છે. થાક બહુ લાગ્યો. ઉજાગરા પણ થયા. એટલો બધો શ્રમ લાગ્યો છે કે આજે રાતે નિરાંત મળે તો ઊંઘવા માગું છું. હવે એમ લાગે છે કે બહારગામ નીકળી શકીશ નહીં. જરા પણ ફાવતું નથી.

મગાવેલી ચીજો તારાચંદભાઈ કાલે લાવી આપશે. છોકરાંને સાચવજો.

લિ૦ ઝવેરચંદ



## (૫૨૧) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

અમદાવાદ : ૨૩–૩–૧૯૪૬

વહાલી ચિત્તુ,

અમે કાલે રાતે આનંદથી પહોંચી ગયા છીએ. રસ્તામાં બંટુ ખૂબ રમ્યો છે. વીજળીના દીવા, પંખા વગેરેની ચાંપો દાબતાં શીખી ગયો છે. રેલ્વેની સંકટ–સાંકળ ખેંચી નાખત પણ વખતસર ધ્યાન ગયું એટલે રોકીને વાત સમજાવી છે. રસ્તે દાડમ બે તથા તમારી બધી જ પૂરીઓ, શાક, અથાણું ને શીરો અમે બેઉ દુકાળિયા લોકોની માફક ખાઈ ગયા. રાતે પછી તારાચંદભાઈને ઘેર ભૂખ નહોતી એટલે છાશ પીધી. અત્યારે શહેરમાં આવ્યા છીએ. બંટુ ઠેકઠેકાણે બત્તીઓ કરે છે, પંખા ચલાવે છે, ટેલિફોનની સમજણ મેળવે છે, લહેર કરે છે. કજિયો તો બિલકુલ નથી.

અમારાથી તા૦ ૨૫ની સાંજ પહેલાં મુંબઈ જવાશે નહીં કારણ કે ટિકિટ નહીં મળે ને બીજી ટ્રેઇનોમાં તો ભીડ બહુ જ; તેમાં બંટુને ન લઈ જઈ શકાય. એટલે બે દિવસ અહીં છીએ. ૦૦૦ બંટુ તો મુરલી ને બેબી માટે રમકડાં ગોતતો ફરે છે પણ મેં એને કહ્યું છે કે વળતાં લેશું.

વહાલો દીકરો અશોક 'ને રોશું લે!' કહેતો હશે. કાલે કેવુંક રડેલો? મુરલી બાપુજીને ગોતતી હશે. બેબીને એમ જ થતું હશે કે મને કેમ નહીં લઈ ગયા હોય. તમે તો માંકડની પાછળ ચડાઈ કરી હશે! છૂટા કેશ, હાથમાં ફિનાઇલનું પોતું, પાસે ડોલમાં પાણી — માંકડની ફોજ એકલમલ ચિત્રાદેવીની આગળ નાસતી હશે! ૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† બંટુ : પુત્ર જયંત.

† મુરલી : ત્રીજી પુત્રી, છેલ્લું સંતાન.

† બેબી : બીજી પુત્રી, પદ્મલા અ૦ દેસાઈ.



(૫૨૨) **પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર**

માટુંગા : ૨૭–૩–૧૯૪૬

વહાલી,

કાલે આંહીં આવી પહોંચ્યા. અમદાવાદથી ટિકિટો માંડમાંડ મળી હતી પણ સૂવાની જગ્યા પૂરતી હતી. બંટુ નિરાંતે સૂતો આવ્યો હતો. રાતના જાગતો બેસીને મોટાં મોટાં સ્ટેશનો જોતો હતો. એને તો બધું નવીન પણ દરેક નવીનનો ઝીણી નજરે અભ્યાસ કરે છે, જ્યાં જઈએ છીએ ત્યાં ઝીણું ઝીણું જોઈ લે છે. ગાડી હોય તો હાંકે છે. ગઈ કાલે મોટરમાં ખૂબ ફેરવ્યો. એણે ઇલેક્ટ્રિક ટ્રેઇનો જોઈ, ખાડી જોઈ, વહાણો જોયાં, બંદર જોયાં, મીઠાનાં અગર જોયાં, ટ્રામો જોઈ, બે માળવાળી બસ જોઈ. આંહીં મજા કરે છે. પોતાની પાસેના પૈસામાંથી પાન ખાય છે, રમકડું પણ લે છે.

આ ઘરમાં તો છોકરાંનો પાર નથી. બૈરાં પણ આઠ–દસ. સળી મૂકવાની પણ જગ્યા નથી. કોલાહલ ને શોરબકોર, પણ સુભાગ્યે મને કાલે રાતે ચારેક કલાક સારી નિદ્રા આવી ગઈ એટલે ટ્રેઇનમાં નહીં ઊંઘેલો તેનો થાક ઊતરી ગયો છે ને અત્યારે નહાઈ–ધોઈ બેઠો છું. આજે સાંજે લગ્ન છે. તમને કેમ ન લાવ્યો તે પ્રશ્નોની ઝડી બોલે છે. જવાબો દઈ દઈ થાકી ગયો છું. ૦૦૦૦૦૦

બંટુની કશી ચિંતા કરવી નહીં. ખૂબ રમે છે. તે શીખે જ છે. એનું જ્ઞાન વધી રહ્યું છે. જરા પણ અગવડ કરતો નથી. એક પણ વાર રોયો તો નથી પણ ખોટું પણ લગાડ્યું નથી. ૦૦૦ અમદાવાદમાં તારાચંદભાઈને ઘેર પણ ખૂબ હળી ગયો હતો.

આ વખતે તમે આંહીં ન આવ્યાં તેનો મને પસ્તાવો નથી. છોકરાં અને તમે હેરાન હેરાન થઈ જાત. આંહીં ઘરમાં જરાકે જગ્યા નથી.

તમે સૌ ત્યાં શું કરતાં હશો? કાગળ લખજો. હું પાછો કાલે લખીશ.

ઝવેરચંદ

*

## માતા કરતાંય વધુ ચીવટ

"એએક વર્ષ ઉપર ભત્રીજી નિમુબહેનનાં લગ્ન કરવા આવ્યા હતા ત્યારે આઠેક વર્ષના પુત્ર બંટુને પણ સાથે લાવેલા. અમે મળતા, ખૂબ વાતો કરતા; ગાતાં, જમતાં, વાતો કરતાં મોડું થઈ જતું. આખા દિવસના થાકેલા બંટુને વહેલી ઊંઘ આવતી. એ સૂઈ જાય તે પહેલાં માતા કરતાંય વધુ ચીવટથી પેશાબપાણી કરાવી લેતા. એને સારી રીતે સુવાડી દેતા, ને સૂઈ રહેવા આવવું હોય તો ઊંઘેલા બંટુને ઊંચકીને સૂવાને સ્થળે લઈ જતા. બંટુને અન્ય સ્થળે [સૂવા] મૂકતા ન હતા. 'રાતમાં કદાચ જાગે તો તમને તકલીફ થાય, એને ફાળ પડે.' એમ કહેતા.

"બંટુને સાગરપાળે ફરવા લઈ ગયેલા એ દૃશ્ય આબેહૂબ નજર સામે તરવરે છે. દરિયા વિશે, મલબાર હિલ વિશે, આસપાસની સર્વ વસ્તુ વિશે, બંટુને પ્રેમ અને ચીવટથી સમજણ આપતા. કિનારા પર કોઈ લાંબી દોરી અને અંકોડાથી મચ્છી પકડતું હતું. કઈ રીતે મચ્છી પકડાય છે એની વિગત બંટુને એમણે સમજાવી અને પાછા ફરતાં અમે નારિયેળનું પાણી પીધું હતું." ['ઊર્મિ અને નવરચના'માં પ્રગટ થયેલા દિલીપ કોઠારીના સંસ્મરણલેખમાંથી ટૂંકાવીને, સાભાર.]



## (૫૨૩) પૂ૰ ચિત્રાદેવી–આ ઉપર

[મુંબઈ] : ૬–૪–૧૯૪૬

વહાલી,

તારો કાગળ બે દિવસથી નથી. હવે તો તારું સ્મરણ અતિ તીવ્ર બન્યું છે. આંહીં ગમતું નથી. કામકાજ અધૂરું રહેતું હોઈ આજે રોકાઈ ગયેલો. કાલે સવારે નીકળું છું, ચોક્કસ. વાપી એક દિવસ ઊતરીશ. અમદાવાદ તો રાત જ રહીશ. મંગળવારે બપોરે કાં રાતે બોટાદ પહોંચીશ. ઘરનું ખેંચાણ ખૂબ થાય છે. દુનિયામાં ઘૂમતાં તો પંદર દિવસમાં જ થાક લાગ્યો. એ પંદર દિવસના પરિશ્રમે ઘરમાં મહિનાઓ સુધી પુરાઈ જવાની શક્તિ આપી દીધી છે. તારી છાતી પર ક્યારે આવીને મસ્તક મૂકું એની જ ઝંખના લાગી છે; અને આ વખતે તો એક વાત માગી લઉં છું : આપણે બેઉ ઘરમાં ઓછામાં ઓછે અવાજે રહીએ, ઊંચો સ્વર ન કાઢીએ, તો આપણું



[બોટાદમાં જૂના ઘર પર રાષ્ટ્રધ્વજ અને નવા ઘરના ડેલા પાસે બાપુજી]

**... આપણું ઘર દેવાલય બની રહે ...**

ઘર એક દેવાલય બની રહે. વિચારી–વિચારીને મેં નક્કી કર્યું છે કે આપણા ઘરમાં સ્નેહ, સુંવાળી લાગણી, હૃદયની વિશુદ્ધિ, બધું હોવાં છતાં ઉગ્ર અવાજે બોલવાની ટેવ જ આપણને પરેશાન કરી મૂકે છે. મારા ને તારા મૌનથી ઘર એક વિશ્રામધામ બની જશે. ભાનપૂર્વક, ચીવટ રાખીને, એક પ્રયોગ આપણે કરવો છે.

માંકડ–મચ્છરના મહારિપુસૈન્ય સાથેનું તારું યુદ્ધ શું પરિણામ લાવ્યું? તારી મદદે હું નવો દારૂગોળો લેતો આવું છું. બે દવા અને એક છાંટવાનો પંપ ખરીદ્યાં છે. બંટુ આનંદમાં છે. પાસે જ બેઠો છે. ભાભીને આંખે એકાએક ઝામર ઊપડવાથી બહુ પીડાય છે. આજે તો ઇસ્પિતાલે રહેવા જશે. મારે રોકાવું પડે એવો કોઈ સંજોગ ન બને તો સારું.

હિંગ લીધી છે. બીજું તો શું મગાવ્યું છે તે ખબર નથી. કપડાં બિલકુલ મળતાં નથી. અમદાવાદમાં યત્ન કરીશ. ઘાટકોપર જઈ આવ્યો છું, એક જ રાત. ભાઈ રમણિક તો હવે દેશમાં નહીં આવે. બંધુમતી આવશે અને એને બોટાદ તેડાવીશું.

છોકરાં મજામાં હશે. એમને માટે શું લાવવું તે પણ સૂઝતું નથી. બાપુજીને બધાં વળગી પડશે ત્યારે શો જવાબ દઈશ? તને પણ ધોયેલ મૂળા જેવો હું જ એક મળીશ.

લિ૦ વહાલુનાં, પાંસળાં ભીંસીને, આલિંગન

## વાપીની ખેપ : 'કોઈનો લાડકવાયો'

[સ્વામી આનંદ લિખિત સંસ્મરણ]

વાપીની આ ખેપ તદ્દન ખાનગી, કશા જાહેર સભા મેળાવડા 'પવાડા–સિંધુડા' કે 'લાડકવાયા'ના પ્રોગ્રામ વગરની, હતી. છતાં કોણ જાણે કયાંથી ગામમાં વાયુવેગે જાણ થઈ અને સ્થાનિક હાઈસ્કૂલના હેડમાસ્તર શુકલસાહેબ જોડે ગામના અગ્રણી નાગરિકોનું શિષ્ટમંડળ મિશન બંગલે પહોંચ્યું. હું માળે; છોટુકાકા ભોંયતળિયે. દિવસ બધો કાંતતા હોય. એમણે પેલા મિત્રોને ઉપર જવા ન દેતાં કશીક સંતલસ કરીને નીચેથી જ વદાય કરી દીધા.

વળતે દિવસે અમે બેઉ મેઘાણીજીને લેવા સ્ટેશને ગયા. મેઘાણીજીએ મને વાળીવાળીને લખેલું કે ગામમાં કોઈને ખબર ન પડવી જોઈએ. ગાડીએથી ઊતર્યા. જુવે તો સ્ટેશન પર અમારા બે સિવાય ચલિયું નહિ! કહે, "વાહ, આબાદ."

પણ બંગલે પહોંચી હાથ મોં ધોઈ પરવારીને બેસે ન બેસે એટલામાં જ પેલું શિષ્ટમંડળ હાજર! શુકલસાહેબે બહુ વિનયપૂર્વક ક્ષમાયાચના કરીને મુકામ દરમ્યાન ગામને 'ફકત દરશન' પૂરતી મુલાકાત આપવા વિનંતી કરી :

"આપની આ મુલાકાત દાદાજી તથા છોટુકાકાને મળવા ફકત મિશન–બંગલા પૂરતી જ છે એ અમે જાણીએ છીએ. પણ આપ આવીને ગયા એની ગામને પાછળથી ખબર પડે તો લોક અઠવાડિયું અમને રસ્તે ચાલવા ન દે. ભલે આપ પ્રોગ્રામ ન આપો. કોઈ જાતનું સ્વાગત મેળાવડો ભાશણ આભાર, કશું નહિ. ફક્ત મેદનીને દર્શનમાત્ર મળે, એટલે અમે છૂટયા. બીજું કશું ન કરીએ, ન કોઈને કરવા દઈએ, એની બાંહેધરી આપીએ છીએ."

છોટુકાકા : "તમે ભલે કે'વ, પણ એવું બોડુંરોડું દરસન ની ચાલે. આ દાદાને પૂછો. આખો દિવસ એનાં પ્રૂફો જુએ તેમાં પણ કહેસે, 'વિડો–લાઈન' ની ચાલે. 'વિડો–લાઈન' એટલે પડી સમજ? બે તણ અકસરના એક જ સબ્દથી પેરાગરાફ પૂરો થતો હોય, તે 'વિડો–લાઈન' કેવાય. તે ન સોભે."

પછી લગાર અટકી ધીમે રહીને ઊમેર્યું :

"એટલે એકલોએક 'લાડકવાયો' ગાય. બીજું કસ્સું નહિ; બસ. એટલે પછી 'વિડો' મટીને સભા સોભાગવંતી!"

સૌ ખડખડાટ હસી પડયું. મેઘાણીજીએ એમના હંમેશના ઉમળકાભર્યા સૌજન્યથી અલબત્ત કબૂલ્યું.

સાંજે થિયેટરમાં મનખો માય નહિ. માંય તેથી બમણું લોક બહાર. પછી તો મેઘાણીજીનેય એવું તો શૂર ચડ્યું કે વ્યવસ્થાપકોએ આપેલી કડક 'ચેતવણી' મુજબ

... બાપુજીને બધાં વળગી પડશે ત્યારે ...



[પાછળ ઊભાં : શકુબહેન, મહેન્દ્રભાઈ, નાનકભાઈ, નિમુભાભી, વિનોદ.
આગળ બેસેલાં : ઇન્દુબહેન, ખોળામાં પન્નલા, મસ્તાનભાઈ, બાપુજીના ખોળામાં અશોક, પૂ૦ ચિત્રાદેવી–બાના ખોળામાં મુરલી, જયંત (બંટુ).]

'લાડકવાયો' સાંભળીને ડોલી ઊઠેલી પબ્લિક તેટલાથી સંતોશ માનીને ઘેર જવા તૈયાર છતાં સ્વયંસ્ફુર્તિથી જ પૂરો દોઢ કલાક એમના બુલંદ સૂરે ગાયું !

મને કોરોધાકોર કોરાણે રાખીને છોટુકાકાએ આગલે દિવસે પેલા આવેલા ત્યારે બધું 'નેપથ્યે' ગોઠવી રાખેલું ! [મૂળશંકર મો૦ ભટ્ટ સંપાદિત 'ધરતીની આરતી'માંથી, સાભાર.]

## (૫૨૪) પૂ૰ ચિત્રાદેવી–બા ઉપર

અમદાવાદ : ૧૪–૮–૧૯૪૬

વહાલી,

કાગળ મળ્યો. મારો ગઈ કાલનો મળ્યો હશે. તમે ગાય લીધી તે ભલે લીધી. હવે સારી રીતે સૌની સંભાળ રાખશો. દૂધનું સુખ થયું એ મોટી વાત થઈ. બાકી આટલી બધી ટંટાળ વેઠવી મુશ્કેલ છે. કામે પહોંચાય નહીં તેથી સ્વભાવ વિશેષ બગડે પણ પ્રભુની મરજી હશે તો વળી સારું પણ થઈ જશે. શરીર ક્ષીણ તેને કારણે બધી જંજાળને પહોંચી વળાય નહીં એટલે જ બીક લાગે.

મારું કામ હજુ ચાલે છે. મહેન્દ્રને મુંબઈ નિર્મળાને મૂકવા મોકલ્યો છે.

ઝવેરચંદ



## (૫૨૫) સ્વામી આનંદ ઉપર

બોટાદ : ૯–૫–૧૯૪૬

પ્રિય સ્વામીજી,

આપનો છેલ્લો કાગળ મળ્યા પછી આજ આટલે દિવસે આ વાંચી આપને મેં દગો દીધા જેવું લાગશે. આખરે મારી હાર થઈ છે. આ છોકરાંનું કટક લઈને બહાર નીકળવામાં મારી કે મારાં પત્નીની ચિત્તશાંતિ જરી કે નહીં સચવાય એવું મને અમારા બેઉની પ્રકૃતિના આત્મનિરીક્ષણથી લાગ્યું છે. લગ્નગાળાનો રોગચાળો મુસાફરીને જોખમી બનાવતો આખો વૈશાખ ચાલશે. જે આનંદ આપે સૌએ અમને લેવડાવવા આટલી ઝીણી તૈયારી કરી રાખી છે તેનાથી ઊલટી જ સ્થિતિની અમારી પ્રકૃતિએ દહેશત પેદા કરી છે. આ છોકરાં સચવાય તેવાં નથી. પગલે પગલે હડફેટે આવે તેવાં છે ને અમે બેઉ એમને એમની મોકળાશમાં રહેવા દઈને આવી સુખકારી તકનો લાભ લઈ શકીએ તેવી માટીનાં ઘડેલાં નથી. મોટામાં મોટી ધાસ્તી મને મારી પોતાની જ છે. સામે પલ્લે આપ, છોટુભાઈ, જુગલભાઈ, કૌશલ્યાબહેન વગેરેની મમતા અને સહનશક્તિને મેં તોળી જોઈ છે, પણ અમે એ બધી બાબતોને પણ અન્યાય કરી બેસશું એવું સ્પષ્ટ લાગ્યું છે. હું એકલો નીકળી આવવા ઉત્સુક હતો પણ મને guilty conscience સતાવ્યા જ કરે એવી મારી ચિત્તાવસ્થા છે. આ લોકોને આંહીં છોડી આવ્યાનો વિચાર ખટક્યા જ કરે.

મારી હાનિ તો ઘણી મોટી છે. મારે આદિવાસીઓનું જીવન જોવાતપાસવાની આવી અમૂલ્ય તક જતી કરવી પડે છે. એવું તો પુષ્કળ ખોયું છે. કુટુંબસંસારને હું મારા જાહેર કર્તવ્યોની પ્રવૃત્તિ સાથે મેળ ખવરાવી શક્યો નથી. ગુજરાત જેવા

નાનકડા વતનનું દર્શન મારું અધૂરું રઝળે છે. આપના જેવા મિત્રોની સહાય ફરી કદી મળનાર નથી ને આવી તકો વારંવાર આવતી નથી.

કૌશલ્યાબહેનના હસ્તાક્ષરવાળી કંકોતરી મળી છે. હું મનમાં મલકાતો હતો કે લગ્નમાં હાજરી આપીને એની પાસે ગર્વ કરીશ કે જો બહેન, વાપીમાં તને મારું શુકન થયું તે જ આટલું જલદી ફળ્યું છે; પણ એ તો રહ્યું.

મહેન્દ્ર ને નાના બે ગઈ કાલે અમદાવાદ ગયા. બે–ત્રણ દિવસ રોકાશે. મેં એને વાપી જવા ખૂબ આગ્રહભેર કહ્યું છે. એ તો આવશે. અમારી કાયરતા પર રમૂજ કરીને મન હળવાં રાખશો.

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદનાં વં૦

*

† છોટુભાઈ: છોટુભાઈ દેસાઈ, મહાદેવ દેસાઈના પિતરાઈ ભાઈ.



## (૫૨૬) રમણિક લા૦ મેઘાણી ઉપર

બોટાદ: ૨૧–૪–૧૯૪૬

રમણિકભાઈ,

રજિસ્ટર મળ્યું. તમને પડેલ હાડમારી જાણી ખેદ થયો. આપણે બધાં આવી કડાકૂટના કાયર છીએ. હવે તો પત્યું. મારે ખાતર તમે બેઉ ભાઈઓ આત્મીયભાવે ઘણું સહો છો. આટલું વધુ. ડોશીનો છુટકારો થશે. પૂ૦ બાને હજુ તકલીફ ચાલે છે જાણી દિલગીર થયો. કઠણાઈના જોગ માંડ્યા હશે. ૦૦૦૦૦

'મન્વંતર' બાબત તો શરમાઉં છું. 'ભારતી'વાળા અત્યારે સુભાષ–સાહિત્યમાં મશગૂલ છે. મારાં ચલાવે છે કારણ કે ચલણી છે. 'મન્વંતર' બાબત વારંવાર યાદ દેવડાવ્યું. પ્રેસકાગળની સંકડામણ વચ્ચે સુભાષ–પ્રકાશનોની વેતરણ માટે જ દોડધામ કરે છે. એ તબક્કો ક્યારે પૂરો થશે તેની ખબર પડતી નથી 'મન્વંતર' મોટું એટલે એનો પણ વિચાર વારંવાર આગળ ધરે છે. તજવીજ તો જારી જ રાખું છું.

પેલી વાર્તાઓ: 'જાવા'ની પુસ્તિકા મહેન્દ્રે તૈયાર રાખી છે તેની પછી આપીએ તો ઠીક, પણ હજુ 'જાવા'વાળી જ વારાની રાહ જુએ છે. ૦૦૦

ઝવેરચંદ

† કડાકૂટ : વડિયામાં વડવાઓનું ઘર હતું. એ ઘર પરના વારસાહક્કો બાપુજી, પૂ૰ લાલચંદ–બાપુજી અને પૂ૰ પ્રભાશંકર–બાપુજીએ માતુશ્રી પૂ૰ ધોળી–માની તરફેણમાં જતા કરેલા. એના કાનૂની દસ્તાવેજો બનાવવામાં રમણિકભાઈને પડેલી હાડમારી.

† 'જાવા'ની પુસ્તિકા : 'જય ઇન્ડોનેશિયા' નામનું મહેન્દ્રભાઈએ લખેલું બીજું પુસ્તક.

*

◆ 'પૂ૰ બા : ગોદાવરીબહેન લાલચંદ મેઘાણી'

"ઝવેરચંદકાકા મારાં બાને અપાર માનતા. બાએ જ એમને નાનપણમાં નવડાવ્યા ધોવડાવ્યા. 'ભાભી, ટીલું કરી આપોને !' એ દેર ઝવેરચંદના શબ્દો. કાકાનું સગપણ થયાના સમાચાર આવ્યા ત્યારે મારાં બા આકરી માંદગીમાં હતાં છતાં પુત્રનાં લગ્નની ખુશાલીમાં પ્રસન્ન થઈ ઊઠતી માતાની જેમ એમણે અહીં કલકત્તામાં હરખે હરખે ગીતો ગવડાવ્યાં હતાં ને દેરને હૈયાથી યાદ કર્યો હતો." [રમણિક મેઘાણી લિખિત નોંધ]



## (૫૨૭) ઈશ્વરલાલ મો૰ દવે ઉપર

બોટાદ : ૪–૮–૧૯૪૫

ભાઈશ્રી,

સૌથી વધુ અગત્યનું, મેં આજે અમદાવાદ કાગળ લખ્યો છે પણ તારાચંદભાઈ અ૰ છોડી ગયા હોય એમ માની તમને લખું છું કે 'રંગ છે બારોટ'ના પૂઠા પર લાભુભાઈના ચિત્રનો બ્લૉક ન છાપવો એવો મારો પાકો નિર્ણય થયો છે. એમાં બ્લૉક બનતાં પહેલાં મેં ચિત્ર જોવા છતાં હું નિર્ણય ન કરી શક્યો તે દોષ મારો છે એટલે એનું ખર્ચ હું જ વેઠી લઈશ. પણ ચિત્ર મને ઘણું નબળું જણાયું હોઈ, ભાવવિહોણું હોઈ, અંદરના વિષયના ધ્વનિને ઝીલતું ન હોઈ, એ પ્રકટ થાય તે હું ઇચ્છતો નથી. એટલે આપણે ફક્ત 'રંગ છે બારોટ'નું સારું લેટરિંગ કરાવી લઈએ. બાકી ચિત્રની વાત જવા જ દઈએ. આ સૂચના તમે તાબડતોબ એ પૂઠાં જ્યાં છપાવાનાં હોય ત્યાં

આપશો ને બંધ રખાવશો. 'દાદાજીની વાતો' જેવું ફક્ત લેટરિંગ હશે તો ચાલશે. લેટરિંગ એવું જ કરાવજો. આનું તો લેટરિંગ પણ ઘણું નબળું છે.

હું આઠ દિવસથી ગાઉટમાં પટકાયો છું. પથારીએથી જ આ લખું છું.

ઝવેરચંદ

*

† લાભુભાઈ: લાભચંદ લા૦ મેઘાણી, ભત્રીજા. 'યુગવંદના' અને 'એકતારો' પુસ્તકોનાં પૂઠાં એમણે આલેખ્યાં હતાં.

## (૫૨૮) ઈશ્વરલાલ મો૦ દવે અથવા તારાચંદ રવાણી ઉપર

બોટાદ : ૬–૮–૧૯૪૫

પ્રિય ભાઈ,

૦૦૦૦ દસ દિવસથી ગાઉટમાં પટકાઈ પથારીવશ હતો. આજે કંઈક ઠીક છે. લાંબી વાર્તા લખીને નવી જવાબદારી ઉપાડવા હિંમત થતી નથી. છતાં આગળ પર જોશું. શરીરની સ્થિતિ ભરોસાપાત્ર નહીં એટલે કંઈ નવી જવાબદારી લેવા વિચારતાં મન પાછું પડે છે.

ઝવેરચંદ

## (૫૨૯) તારાચંદ રવાણી ઉપર

બોટાદ : ૭–૧૧–૧૯૪૫

તારાચંદભાઇ,

કાલે 'રવીન્દ્ર–વીણા'ની પ્રત મળી. જોઈને મન બળ્યું છે. સાંગોપાંગ છપાઈ ખરાબ, પૂઠું ખરાબ, બાઇન્ડિંગની પીઠ ખરાબ. આવો ઢેઢિયો રંગ પૂઠાનો કેમ પસંદ કર્યો? પ્રથમાવૃત્તિ વેળા જ વાત થઈ હતી. મુદ્રણની શાહી ઊઠી નથી. પ્રવેશક તો છેક જ નપાવટ છપાયો. ને આ ચોપડીના અઢી રૂ૦ કયે મોઢે લેશું?

મને આશ્ચર્ય થાય છે કે મારી કોઈ કૃતિ કેમ બરાબર છપાતી નથી! મારા પુસ્તકને રૂપરંગ ખરાબ કેમ મળે છે! પ્રકાશકોની શું એ ફરજ નથી કે પોતાના સારા લેખકની કૃતિની સ્વહિતાર્થે પણ પૂરતી બરદાસ્ત કરવી? સામાન્ય પાઠ્યપુસ્તકની વાચનમાળાથી પણ બદતર 'રવીન્દ્ર–વીણા' જેવી લોકપ્રિય કૃતિ નીકળે એ રવિબાબુની ગાણ બૂરી વલે નથી?

હવે તો નિયમ રાખીએ કે પૂઠા સહિતનું છેલ્લું પ્રૂફ approval માટે મને મળે, બાઇન્ડિંગ પણ approve કરાવવું. બાકી તમારે આંગણે જે પ્રેસમાં કૃતિ છપાતી હોય તે પ્રેસ પર તો હું કઈ રીતે ધ્યાન રાખવા આવી શકું! ને મુદ્રણ વગેરે બાબત મને ખાતરી થાય નહીં ત્યાં સુધી પુસ્તિકા પણ કેમ ચાલુ કરી શકીએ?

ઝવેરચંદ



(૫૩૦) **તારાચંદ રવાણી ઉપર**

બોટાદ : ૧–૧૨–૧૯૪૫

તારાચંદભાઈ,

'ઊર્મિ'નાં ઑફપ્રિન્ટ મળ્યાં. અંક નથી મળ્યો. આ વખતે પણ લોહી બળે છે. પહેલા પાનાના કાવ્યની છપાઈમાં આવો છબરડો! મને પ્રૂફ ન મોકલ્યાં તેનું પરિણામ. મેં મોટા ટાઇપમાં લેવા કહેલું તે પણ ન થયું. ફાવ્યું તેમ તમે ભરી દીધું. હવે પછીથી જો દરેક પ્રૂફ મને વખતસર મળી શકે ને ગોઠવણ, ટાઇપ વગેરે મારી સૂચના મુજબ બની શકે તો જ મહેનત કરું નહિતર તમારું–મારું બેઉનું બગડે છે. આવી બાબતોમાં કારણોની ચર્ચા નિરર્થક છે. એ તો ૦૦ ભાઈએ વર્ષો સુધી મને ઊંઠાં ભણાવ્યાં છે. આપણે તો 'ઊર્મિ'ની પ્રતિષ્ઠા ઊંચે લઈ જવાની છે. મહેન્દ્ર કહેતો હતો કે નોંધમાં પણ ઘણી ભૂલો છે. શું કરવું? પેઇજ–પ્રૂફ ન મળ્યાં તેનું જ પરિણામ. અમે બિલકુલ મોડા નહોતા તે તો યાદ છેને?

ઝવેરચંદ



(૫૩૧) **ઈશ્વરલાલ મો૦ દવે ઉપર**

બોટાદ : ૧–૧૨–૧૯૪૫

ભાઈશ્રી,

'ઊર્મિ'ના આ અંકે મારી એક ફરિયાદ વિશેષ તીવ્ર બને છે. પહેલાં બે પાનાં તદ્દન બગડ્યાં કારણ મને પ્રૂફો બિલકુલ ન મળ્યાં ને મારી સૂચના મુજબ ટાઇપ ગોઠવણ ન થયાં. અમે બધું જ મૅટર વેળાસર આપી ચૂકેલ.

હવે 'ઊર્મિ'ના દરેક અંકની અમારી લેખનસામગ્રી બાબત કંઈ ચોક્કસ ગોઠવણ બની શકે તેમ છે? નહિતર પછી ખાસ ઉત્સાહ વધુ પડતો મારે ન બતાવવો. મેં ભાઈ તારાચંદને પણ લખ્યું છે.

ઝવેરચંદ



(૫૩૨) **ઈશ્વરલાલ મો૦ દવે/તારાચંદ રવાણી ઉપર**

બોટાદ : ૪–૧૨–૧૯૪૫

ભાઈશ્રી,

તમે પ્રેમથી આપેલો ઠપકો મને માન્ય છે. મારે તમારા પર આટલા સખ્ત નહોતું થવું જોઈતું. જુદાઈનો ભાવ જ્યાં નથી ત્યાં ઠપકો પણ આત્મીયભાવથી ભરેલો હોવો ઘટે. દિલને હળવું કરી નાખજો. ૦૦૦

પુસ્તિકા બાબત : હમણાં તો તૈયારી થઈ શકે તેમ લાગતું નથી. કૌટુંબિક સંજોગો વિષમ છે, વિષમતર બનતા જાય છે. સૂઝ પડતી નથી. લખી શકાતું નથી. હમણાં તો મોકૂફી અનિવાર્ય. ૦૦૦૦૦ મહેન્દ્ર મોટી જવાબદારી ઉઠાવી લેવા જેટલો આત્મશ્રદ્ધાવાન અને ઘરસંસારી જંજાળોથી હળવો બની શકે તો જ સાહસ ખેડશું. મારી ત્રેવડ મને પૂરી નથી જણાતી. અહીં પુસ્તકોની પણ સગવડ નહીં ને! ને મારાથી તો કલમ જ ચાલતી નથી. ૦૦૦૦

ઝવેરચંદ



(૫૩૩) **તારાચંદ રવાણી ઉપર**

બોટાદ : ૯–૧૨–૧૯૪૫

તારાચંદભાઈ,

૦૦૦ પ્રથમ તો, મહારાજને પાંચ–દસ પ્રતો ‘માણસાઈના દીવા’ની મોકલાય તો સારું. એમનાં પુત્રી અમદાવાદમાં રહે છે તેમને તથા આશ્રમમાં રહેતા એમના પુત્રને અક્કેક ઉતાવળે પહોંચતી કરજો. મારી પ્રતોમાંથી મેં અગાઉ આપેલ નામો મુજબ રવિભાઈને, હિંમતભાઈને, પટવારીને, બચુભાઈને, ‘ધૂમકેતુ’ને, ઉમાશંકરને, રસિકભાઈને, ‘ગૂર્જર’ને અક્કેક પહોંચાડશો. ૦૦૦૦

ઘરની જંજાળો અંગે વાર્તા લખી શકતો નથી પણ આ વખતે એક તૈયાર છે તે તમે વાંચી જશો પછી ઠીક લાગે તો આપશું. ગયા ‘જ્યોતિર્ધર’માં કોઈ ભાઈએ ‘માણસાઈના દીવા’ની નોંધમાં પુસ્તકની કિંમત વગેરે વિશે લખ્યું છે તેનો જવાબ આપવા ઇચ્છા છે. ૦૦૦૦

ઝવેરચંદ



## (૫૩૪) ઈશ્વરલાલ મો૦ દવે ઉપર

બોટાદ : ૧૭-૧-૧૯૪૬

પ્રિય ભાઈ,

૦૦૦ પેલી વાર્તા ચાલુ તો કરી છે પણ હજુ વેગમાં મુકાઈ નથી. મહેનત કરું છું. સૂરત તા૦ ૩-૨-૪૬ના રોજ મુશાયરાનું પ્રમુખપદ લેવા જાઉં છું. આવશો? આવોને! કદાચ દાદા પાસે પણ જઈ શકીએ. ઉલ્લાસ પ્રકાશન કેમ જાય છે? ત્રીજું શું આપશું? 'દરિયાપારના બહારવટિયા'? 'ધરતીનો અવતાર' લેવા જેવું છે. વિષયપટ ટૂંકો, પણ ખીલવ્યું છે. અતિ પાવનકારી કથા છે. ૦૦૦૦

ઝવેરચંદ

*

† દાદા : પૂ૦ રવિશંકર મહારાજ.
† 'ધરતીનો અવતાર' : ઈશ્વર પેટલીકર રચિત નવલકથા.

## (૫૩૫) ઈશ્વરલાલ મો૦ દવે ઉપર

બોટાદ : ૨૦-૧-૧૯૪૬

પ્રિય ભાઈ,

તબિયત મારી તો સારી છે પણ છોકરાં એક પછી એક પટકાય છે. ભેટપુસ્તક શરૂ તો કર્યું છે પણ વેગ પકડતું નથી. હિંમત તો છે પણ તમે કહો છો તેમ થોડા દિવસ ક્યાંક જઈ બેસી જવું પડશે. સૂરતનું પતાવ્યા પછી વાત. ત્યાં મળી દાદા પાસે જઈ આવીએ. ૦૦૦૦

'ધરતીનો સાદ' વિશે : મૂળ મારી વાર્તાનું એ મથાળું; વિચારતાં ફેરવવું એ વાચકોને છેતરવા જેવું લાગેલ; વળી તમે જ એ પસંદ કરનાર, નહીં તો હું ચડુનો માર્યો એ ન છપાવત. છપાઈને પૂરું થવા આવ્યું ત્યારે એ ભાઈઓ 'ફૂલછાબ'માં શરૂ કરે છે; ગોટાળો થાય એ સાચું, પણ દોષ કોનો? એમણે બીજું નામ શા માટે ન રાખ્યું? જાણી-સમજીને પછી પણ? ખેર, હું તો હજુ ફેરવવા તૈયાર છું. મને શો આગ્રહ હોય? પણ ચિત્રનો બ્લૉક બની ગયો હશે તો લાચાર. ચાલુ વાર્તાએ શરૂઆત છે ત્યાં જ તેઓ બદલી શકે, મારે તો આખી ચોપડીમાં સુધારો મૂકવો રહ્યો. અમદાવાદ લખું છું. બ્લૉક ન બન્યો હોય તો ચિત્રમાં નામ બદલાવે; પણ બધું કઢંગું બનશે, એક ફક્ત દુરાગ્રહને ખાતર, જેમાં મારો કોઈ દોષ નથી.

તમારું-મારું એક દિલ છે. જોઈ શકો છો, જુદાઈ જરા પણ નથી. કુદરતની કૃપા માનું છું. મને ઉત્સાહ છે, આનંદ છે, મળેલી પ્રતિષ્ઠાથી સંતૃપ્ત છું. નવીનોને સત્કારું છું અને મુખ્યત્વે તો રંચ પણ ઘર્ષણથી દૂર રહેવા ઇચ્છું છું, પરંતુ નાની વાતને

મોટી કર્યા વિનાય કોઈ વાર આવા પ્રસંગોથી ચિંતા જન્મે છે કે રખે ક્યાંક આપણી વચ્ચે કદીક ગેરસમજ જાગે અથવા મેળ ખાતો અટકે! કંઈ નહીં તો નિરંતર એક બીક તો રહ્યા જ કરે. આ તો સહેજ જે લાગે છે તે જણાવું છું. ૦૦૦૦ સૂરતમાં મળશું ને?

ઝવેરચંદ

*

† 'ધરતીનો સાદ' : બાપુજીની એ વાર્તા–પુસ્તિકા પછી 'ચપટી ધૂળ' નામે પ્રગટ થઈ.



## (૫૩૬) તારાચંદ રવાણી ઉપર

બોટાદ : ૨૭–૨–૧૯૪૬

પ્રિય તારાચંદભાઇ,

૦૦૦૦ 'પ્રજાબંધુ' માટે મારે ભેટપુસ્તક લખવું એમ ઠરેલું ને તે માટે ઉત્સાહ ઘણો હતો પણ રાતદિન ખૂબ પ્રયત્નો કર્યા છતાં કાંઈ લખાયું નથી ને કૌટુંબિક ઉપદ્રવો વચ્ચે લખવા સંભવ નથી. ૦૦૦ માર્ચમાં અમદાવાદ આવી ત્યાં બેસી લખવા કોશિશ કરી જોઉં ને સોએક પાનાં નવાં લખી શકું તો તેમની ઉમેદ બર આવે. ૦૦૦૦ ભેટ પુસ્તક વિશેનો નૈતિક ભાર મને બહુ અકળાવે છે. બે મહિના તો ગયા. હવે એ લોકોને ભારી આપત્તિ પડે, ક્યાંયથી કંઈ તૈયાર મળે પણ નહીં. દરમ્યાન તેમને નમ્રતાપૂર્વક ક્ષમા માગીને એક વિચાર સૂચવું છું કે પેટલીકરનું 'ધરતીનો અવતાર' હું જોઈ ગયો છું. તે સુંદર છે, વળી એ તમને અપાયું છે તદુપરાંત એની સાથે જોડી શકાય તેવું એનું 'માનતા' નામની વાર્તાનું મેન્યુસ્ક્રિપ્ટ મને જોઈ જવા મળ્યું છે. એ બંનેને એક પુસ્તકમાં મૂકીને સુંદર ભેટપુસ્તક કરી શકાય. ૦૦૦ હું એ વાંચવા મંડ્યો છું. વિષય અને લખાવટ સરસ લાગે છે. તમે ઇન્દ્રવદનભાઈ†ને આ વાત કહેશો? એમને ગમે તો પેટલીકરને રૂબરૂ તેડાવી શકીએ. આવી તૈયાર સામગ્રી શોધી જડે નહીં, ને હું તો નવું લખી શકું તો પણ એ કક્ષાનું લખાણ ઊતરી શકશે નહીં. મારી નિષ્ફળતાથી હું ઘણો ખિન્ન બન્યો છું. તમે આ વાત ઇન્દ્રવદનભાઈ પાસે જરૂર મૂકશો. ૦૦૦

આ ભેટપુસ્તકના ભારથી પીડાતો હું તો આ વખતે 'ઊર્મિ' વિશે પણ બરાબર કરી શક્યો નથી. એ પણ સારું નહીં. મારે એની સારવાર પૂરેપૂરી કરવી જોઈએ. ૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† ઇન્દ્રવદનભાઈ : ઇન્દ્રવદન ઠાકોર, 'પ્રજાબંધુ' અઠવાડિકના તંત્રી.

## (૫૩૭) ઈશ્વરલાલ મો૦ દવે ઉપર

બોટાદ : ૨૮-૨-૧૯૪૬

પ્રિય ઇશ્વિરભાઇ,

૦૦૦૦૦ 'પ્રજાબંધુ'ની ભેટ બાબત તો કાંઇ સૂઝ પડતી નથી. મહેન્દ્ર આવે તે પછી અમદાવાદ જઈ બેસી જોઉં પણ નિષ્ફળતા મળે તો પછી 'ધરતીનો અવતાર' અને 'માનતા' (પેટલીકરની બેઉ) ભેગી કરી આપવા આપણે ઇન્દ્રવદનને સૂચવીએ. ૦૦૦૦

મહેન્દ્રે બહુ મોડું કર્યું. હવે એણે નાહક રોકાયા વગર આવી જવું જોઈએ. 'જેલ-બારી'ના અંગ્રેજી માટે એ આટલું રોકાયો એ મને જરા પણ ગમ્યું નથી. એની કાંઈ ઉતાવળ નહોતી. આંહીં ઘેર કેટલી તકલીફ પડે છે તેનો એને વિચાર જ ન આવ્યો ! મુંબઈમાં એને રહેવું ગમતું હોય તેથી જ રોકાયો એવું લાગે છે, પણ કુટુંબ પ્રત્યેની—લગ્નસંસાર પ્રત્યેની—ફરજ એ ચૂકે છે. હવે ઝટ ઘરભેળો થવા કહેશો. એ જ

લિ૦ ઝવેરચંદ



## (૫૩૮) ઈશ્વરલાલ મો૦ દવે / તારાચંદ રવાણી ઉપર

બોટાદ : ૧૬-૧-૧૯૪૭

પ્રિય ભાઇશ્રી,

૦૦૦૦૦ તમે મોકલેલી વાર્તાઓ વગેરે પાછાં મોકલું છું. તે દરેક વિશે મને આ પ્રમાણે લાગ્યું છે :

'ગાયે જા હિંદુસ્તાન' : દેવેન્દ્ર સત્યાર્થી. આ લેખ વિશે નહીં પણ લેખકને વિશે મારે અહીં જે કંઈ લખવાનું છે તેમાં મારી સ્થિતિ કઢંગી બને છે કારણ કે એ ભાઈ લોકગીતોના ક્ષેત્રમાં કામ કરે છે. એમની કલમ રસભરી છે, એના અંગ્રેજી લેખો પણ ગણનાપાત્ર સામયિકોમાં પ્રકટ થઈ પંકાય છે, પણ બે-અઢી લાખ લોકગીતો એકઠાં કર્યાં હોવાનો એમનો દાવો વાહિયાત છે. બીજા ભાઈઓએ પ્રાંતે પ્રાંતે એકત્ર કરી બહાર પાડેલા લોકગીત-સંગ્રહોમાંથી જ ઉઠાવે છે, કોઈનો ઋણસ્વીકાર કરતા નથી. ગુજરાતી લોકગીતો વિશે એમણે આમ જ કર્યું છે. બીજે સ્થળેથી પણ મેં એમની સામે આ કચવાટ સાંભળ્યો છે. પ્રમાણિકપણા જેવો આવશ્યક ગુણ ગેરહાજર હોય ત્યાં કલમની છટા મને પ્રોત્સાહિત કરતી નથી.

બે-અઢી લાખ ગીતો એટલે શું! કંઈ કલ્પના આવે છે! આમ છતાં તમે એ લેખ છાપો તો મને કશો જ વાંધો નથી પણ એમના અનુવાદકે આપેલી પરિચય-નોંધ જતી કરી શકો તો સારું. ૦૦૦૦

લિ૦ ઝવેરચંદનાં વં૦



(૫૩૯) **માતુશ્રી પૂ૦ ધોળી-મા ઉપર**

બોટાદ : ૧૯-૧૧-૧૯૪૫

પૂજ્ય માતુશ્રી,

કાગળ મળ્યો. તોરીથી પણ કાગળ છે. બહુ માઠું થયું. મારે તુરત આવવું જોઈએ પણ હરસ પર ઇન્જેક્શન લઉં છું તેથી હરફર કરી શકાય નહીં. ડૉક્ટરે ના પાડી છે. તોરી મેં લખી નાખ્યું છે. તોરી જઈને પછી તમે આંહીં જ આવતાં રહો. મકાન તો અંજળ હશે ત્યારે વેચાઈ જશે. ખુવાર મળવાની જરૂર નથી. આંહીં માંદગી ચાલુ-જ છે. મોટી ચિંતા તો ચિત્રાદેવીનું શરીર તદ્દન નખાઈ ગયું છે તેની છે. નિર્મળા હજી મુંબઈ છે. તમે હાજર હો તો ટેલટપોરો થઈ શકે. ઇન્દુ ભાવનગર છે.

ઝવેરચંદ



(૫૪૦) **માતુશ્રી પૂ૦ ધોળી-મા ઉપર**

બોટાદ : ૮-૧૨-૧૯૪૫

માતુશ્રીની સેવામાં,

તમારો કાગળ મળ્યો. તમારી માંદગીથી ચિંતા થાય છે. આંહીં ચિત્રાદેવીને લાંબા વખતથી માંદગી ચાલે છે. શરીર તદ્દન લાશ ગયું છે. મારાથી બહાર નીકળાય તેવી સ્થિતિ નથી. મહેન્દ્રને ઘેર નિર્મળા આવ્યાં છે પણ એનો બાબો નાનો, કામ કરનાર કોઈ મળે નહીં, વળી મારાથી લખવાનું બને નહીં તેથી મહેન્દ્રને મારું કામ ઢરડવું પડે. સૌ ગળાબૂડ જંજાળમાં પડી ગયાં. જરૂરી કામે મહેન્દ્ર રાજકોટ

ગયો છે. વળી આજ નિર્મળાના બાપુ તથા આખું કુટુંબ મુંબઈથી આંહીં આવે છે તેનો તાર છે. એટલે આંહીંથી કોઈ નીકળી શકે તેવું નથી. આ સાથે ગગજી દલાલ અને કકુકાકા પર કાગળ બીડું છું, છતાં કાંઈ ન થાય તો બધું પડતું મૂકીને તમે બોટાદ ભેગાં થઈ જજો. વાટ જોશો નહીં. અંજળે બધું થઈ રહેશે. દલાલને ઘેર આંટા ખાવાની કાંઈ જરૂર નથી. આપણે જ ગરજ છે એવું કાંઈ નથી. ખોરડાંની એવી વળગણ રાખવી નહીં. તમે સાજાં ન હો ને તેડવા આવવા જરૂર હોય તો તાર કરશો કે જેથી હું એક દિવસ ગમે તેમ કરી આવી જાઉં, પણ ખોરડાં માટે મને બોલાવશો નહીં. તમારાથી એકલાં ન આવી શકાય તો જ તેડી જાઉં ને ત્યાંથી કોઈ માણસ આંહીં સુધી મૂકવા આવી શકે તેમ હોય તો તેને સાથે લઈ ચાલ્યા આવજો. એ જ

ઝવેરચંદ



## (૫૪૧) માતુશ્રી પૂ૦ ધોળી–મા ઉપર

બોટાદ : ૨૨–૬–૧૯૪૬

માતુશ્રીની સેવામાં,

તમારો કાગળ મળ્યો. આંહીં વરસાદની સખત હેલી ચાલુ છે. મને શરદી–સળેખમ છે. ઉઘાડ થયા પછી અવાય. મકાનની પંચાત વધુ કરશો નહીં. ગરજ હશે તો લેવા આવશે. આપણે કંઈ ગરજ નથી. દલાલને ત્યાં ધક્કા ખાશો નહીં. આપણી નબળાઈનો ગેરલાભ લેવો હશે. ખેર.

અહીં બેબીને તાવ આવે છે. મહેન્દ્રના બાબાને ધાટાં ઓરી નીકળ્યાં હતાં. હવે તદ્દન સારું છે. તમે તમારે અહીં આવતાં રહેજો અને મોકલેલાં અસલ મુખત્યારનામાં કોઈને આપશો નહીં. જેને જોઈએ તે નકલ કરાવી લે પોતાને ખર્ચે. એ જ

લિ૦ ઝવેરચંદ

*

† બેબી : પુત્રી પદ્મલા.

† મહેન્દ્રના બાબાને : મહેન્દ્રભાઈના પ્રથમ પુત્ર અબુલને.



## (૫૪૨) માતુશ્રી પૂ૰ ધોળી-મા ઉપર

બોટાદ : ૬–૭–૧૯૪૬

માતુશ્રીની સેવામાં,

મેં ગઈ કાલે કાગળ લખ્યા પછી તમારો કાગળ આજે મળ્યો. હું રવિવારે જૂનાગઢ જાઉં છું. ત્યાંથી પાછો મંગળ કે બુધે નીકળી હવે તો વઢિયે જ ઊતરીશ માટે તમે હવે બગસરે રોકાશો નહીં. વઢિયે આવતાં રહેજો. ઘરમાં ગાયને બાંધવાની સાંકળ હોય તો લેતાં આવશો. અહીં બે ગાય લીધી છે. સાંકળો ચાર–ચાર રૂપિયે મળે છે માટે દુઝાણાંનું જે કંઈ સાધન હોય તે વઢિયે લાવજો. જૂનાગઢ હું પારેખ વિઠલદાસને ઘેર ઉપરકોટ ઊતરીશ. પૈસા બાબત વઢિયે રૂબરૂ વાત કરશું.

લિ૰ ઝવેરચંદ



## (૫૪૩) પૂ૰ મકરન્દભાઈ દવે ઉપર

બોટાદ : ૧૨–૨–૧૯૪૬

પ્રિય ભાઈ મકરન્દ,

૦૦૦ આપણું મળવું રહી ગયું તે તો મારે પક્ષે પણ હાનિ. અંકો મળી ગયા. બરાબર પાર ઊતર્યું છે. ખંત, સમજણબુદ્ધિ અને દિલની પ્રફુલ્લતા જોઈ શકું છું. વિશેષ રૂબરૂ.

૦૦ ભાઈ વિશે જાણ્યું હતું. લાગી આવ્યું હતું. જે સાચું કરુણ છે તે ભવ્ય હોવું જ જોઈએ. પણ એમના સંબંધમાં કેટલીક જે [વાતો] વિષમય બની છે તેની વાત રૂબરૂ કરશું.

મારી લાગણી માટે તો ખાતરી રાખશો. ઝટ પાછા આવશો. મેં ઇશ્વિરભાઈને એ વાત કરી જ છે.

ઝવેરચંદ

*

† 'બરાબર પાર ઊતર્યું છે.' : ભારતી સાહિત્ય સંઘ (પ્રકાશક સંસ્થા) તરફથી ઊર્મિ અને નવરચના' નામનું માસિક પ્રગટ થતું તેનું સંપાદન બાપુજી કરતા. પૂ૰ મકરન્દભાઈ ત્યારે કાર્યસાથી હતા. સંજોગોવશાત બાપુજી એક અંકના સંપાદન પર ધ્યાન ન આપી શક્યા અને એ અંકનું સંપૂર્ણ સંપાદન પૂ૰ મકરન્દભાઈએ કર્યું. અંક પ્રગટ થયા પછી બાપુજીનો કંઈ પ્રતિભાવ ન મળવાથી બાપુજીને એ

સંપાદન ગમ્યું હશે કે નહીં એ વિશે પૂ૦ મકરન્દભાઈ ચિંતાકુળ હતા. એ વાત બોટાદ સ્ટેશને બાબુભાઈ વૈદ્યે બાપુજીને કરી. તરત સ્ટેશન-માસ્તર પાસેથી જ પોસ્ટકાર્ડ માગીને બાપુજીએ ઉપરનો પત્ર લખ્યો હતો.

*

## ♦ 'અ-હા-લે-ક!'

"ત્યારે 'ઊર્મિ-નવરચના' રાણપુરમાં છપાતું. મેઘાણીભાઈ સંપાદન કરતા. રોજ બોટાદથી રાણપુર આવે, આવીને ઑફિસમાં બેસે, કામે લાગી જાય. મારી બેઠક બાજુમાં. ઑફિસમાં બેસી કામ કરવું તેનાથી મારો જીવ ટેવાયેલો નહીં. મનમાં બીક લાગે એટલે બેસી રહું પણ અગિયાર-બાર વાગ્યે એક અલેકિયો બાવો નીકળે અને મારું મન બાંધ્યું ન રહે, બહાર દોડી જવા, એને જરા જોઈ લેવા થનગતું અને પછી તો મેઘાણીભાઈની નજર ચુકાવી નીકળી જતો. બાવો પડછંદ અને પ્રભાવશાળી, થનકતી ચાલે નાચતો જાય, ટોકરા વાગતા આવે, રંગ-બે-રંગી લીરા ઊડતા હોય, અને ગળું ભરીને 'અ-હા-લે-ક!' પુકારે ત્યારે મારું મન નાચી ઊઠે. બાવાના ઘૂઘરા દૂરથી રણઝણતા સાંભળું અને એને જોવા મેં બહાર દોટ મૂકી જ હોય. કોઈ વાર અધૂરાં પ્રૂફ વાંચીને કે તપાસવા આપેલા તાકીદના લેખને પડતો મેલીને પણ રવાના થઈ ગયો હોઈશ, પણ એમને ખબર પડી ગઈ તે ચોક્કસ.

"એક દિવસ બાવાને ધરાઈ-ધરાઈને જોઈ પાછો વળું ત્યાં મેઘાણીભાઈ મારી પાછળ જ ઊભેલા! માર્યા! હવે ઠપકો ખાવો પડશે! પણ ના, એ ખડખડાટ હસી પડ્યા; એટલું જ બોલ્યા, 'ભાઈ, બાવો બહુ ગમે છે?' અને પછી કામમાં પરોવાઈ ગયા. આખો દિવસ અપરાધીની જેમ હું મૂંગો મૂંગો કામ કરતો રહ્યો. રાતે એક કાવ્ય ટપકી પડ્યું, ભભૂતિયા બાવા વિશે જ. બીજે દિવસે મેં એ કાવ્ય મેઘાણીભાઈને વાંચવા આપ્યું. કાવ્યની શરૂઆત આમ હતી :

> આવે ભભૂતગર બાવો અલ્યા!
> એના ટોકરા રણઝણ વાગે,
> ઓલી-પાની શેરીએથી આ-લ્લેક જગવતો
> આવીને ઝટ લોટ માગે.

"મેઘાણીભાઈ વાંચીને રાજી થયા, પણ ભૂલ સુધારતાં કહ્યું: 'આ શું ભાઈ! આવીને ઝટ લોટ માગે? એ શું? સાવ prosaic થઈ ગયું, બાવાના પગ જ થંભી ગયા! આવું ન ચાલે."

વાત સાચી લાગી. બાવાની થનગનતી ચાલ, રણકતા ઘૂઘરા, ઊડતી જ્વાળા જેવા રંગીન લીરા—એ બધું જ જાણે ખોબો એક લોટ પાસે અટકી જતું હતું. પણ બાવો તો મસ્તીમાં જતો હતો; એ ક્યાં ક્યાંયે થોભતો હતો? એનો એક જ પુકાર

હતો: 'આહ્‌લેક!'; કોઈ આપે ન આપે એના સામે જોવાનીયે એને પડી નહોતી; કવિતાનો પ્રાણ જ છટકી ગયો હોય એમ લાગ્યું. બીજી રાતે એ પંક્તિએ નવો અવતાર લીધો. મેઘાણીભાઈ આવ્યા ત્યારે પહેલું કામ એ સુધારેલી કડી વાંચવાનું કર્યું.

આવે ભભૂતગર બાવો અલ્યા!
એના ટોકરા રણઝણ વાગે,
ઓલી-પાની શેરીએથી આ-લ્લેક જગાવતો
આવે હલકતે રાગે.

"મેઘાણીભાઈ ખુશ ખુશ થઈ ગયા, બોલી ઊઠ્યા, 'શાબાશ, ભાઈ! વાહ! આવે હલકતે રાગે! જોયુંને! પેલો આહ્‌લેક ક્યાં સુધી લંબાતો જાય છે? ક્યાં સુધી? અનંત સુધી! અને બાવાનો એ જ સ્વર છે, એ જ સંદેશ છે!'

"મારી સામે એ ભભૂતિયા બાવાની મૂર્તિ તરવા લાગી. એ લોટ માગવા નથી નીકળ્યો. લોટ આપો તોય ભલે, ન આપો તોય ભલે. એ તો તમને આહ્‌લેક, અલેખ-અલક્ષ્ય, પ્રતિ ઉન્મુખ કરવા નીકળી પડ્યો છે. તમારા ઘરના આંગણા પાસેથી જ પસાર થઈ એ તમને નાનકડા ઘરમાં પુરાઈ ન રહેતાં ગૃહહીનતાનો સંદેશ સંભળાવતો જાય છે. મહામુક્તિનો ઉદ્‌ગાતા લાગ્યો આ બાવો. મહાઆનંદનો પ્રતિનિધિ લાગ્યો આ નાચતો-કૂદતો, અવિરામ આગળ વધતો બાવો. એના રણકતા ટોકરા અને રંગીન લીરા જાણે હવે સપનામાં એ એક જ સાદ કરે છે: આવ નિર્ભય વાટે, આવ અગમ પથે, મીરાંના જોગિયાની જેમ: 'તેરો કોન હૈ રોકનહાર, મગનસે આવ ચલી!'" [પૂ૦ મકરન્દભાઈ દવેએ લખેલો લેખ, 'ઊર્મિ અને નવરચના'ના જૂન ૧૯૮૦ના અંકમાંથી ટૂંકાવીને, સાભાર.]



## (૫૪૪) પૂ૦ મકરન્દભાઈ દવે ઉપર

[બોટાદ: ૨૭-૫-૧૯૪૬]

મકરન્દભાઈ,

કાગળ મળ્યો. વિનોદની ચિંતા હોય જ નહીં. ભલે આનંદ કરે. ઉત્તર ધ્રુવ લઈ જતાં પહેલાં કપડાં મગાવી લેશો. તમે બંને આંહીં ક્યારે આવો છો?

આજે નોંધ રવાના કરી છે. એ કંપોઝ થાય એટલે જણાવો તો હું જાતે આવીને જોઉં ને તસવીરો પણ ગોઠવીએ. શરૂઆતમાં જ સારી લાગશે. પૂઠા પર તો સાદી નામાવલિ જ શોભશે. મેટર તો બરાબર થઈ ગયું ને? અહીં બાબુભાઈની વાર્તા ને બીજો એક લેખ આવ્યાં છે.

બાબા, અહીં સૌ યાદ કરે છે. તોફાન ઓછાં થાય છે. તું પણ નિરાંતે રહેતો હઈશ. મકરન્દભાઈને કંટાળો આપતો નહીં. બચુભાઈ હજી આવ્યા નથી. કેરીઓ તારા વગર ખાઈએ છીએ તેથી તારી બાને તું સાંભરી આવે છે પણ તારે તો કેરી કરતાં વધુ સ્વાદિષ્ટ આનંદ મળી રહેતો હશે !

ઝવેરચંદ

*

† 'ઉત્તર ધ્રુવ લઈ જતાં પહેલાં' : અગ્યાર વર્ષનો પુત્ર વિનોદ પૂ૦ મકરન્દભાઈ સાથે થોડા દિવસ રાણપુર રહેલો એ દરમ્યાન પૂ૦ મકરન્દભાઈએ કરાવેલી સાહસિક વાર્તાઓની સફરોમાંથી 'ઉત્તર ધ્રુવ જવાના છીએ' એવું વિનોદે બાપુજીને લખેલું તેનો જવાબ 'કપડાં [ગરમ] મગાવી લેશો.'

## (૫૪૫) ઉમેદભાઈ મણિયાર ઉપર

બોટાદ : ૧–૬–૧૯૪૬

પ્રિય ભાઈ,

અણધાર્યો કાગળ મળ્યો. જેના જીવનને મધુર તેમ જ ફલિત કરવામાં મિત્રોના સ્નેહની હૂંફ ખૂબ ઉપકારક બની છે એવો હું આવા નાનકડા કાગળનું મોટું મૂલ્ય આંકું છું. વગર કામે તો ન લખાય, પણ મને યાદ કરવો એ જ શું મોટું કામ નથી? તમે તો મને ઉદાર ભાવે બીજાઓ સાથે વહેંચી ખાધો પણ હું સ્વાર્થી માણસ એમાં સંતોષ ન મેળવી શક્યો. મારે તો ખરેખર તમારી સાથે એકલા બેસી વાતો કરવાની અબળખા રહી ગઈ. ૦૦૦ અહીં જ છું. 'પરિભ્રમણ' પર અમદાવાદ સુધી કોઈ કોઈ વાર આવું છું બાકી તો એ 'પરિભ્રમણ' કરાવનારા જે મિત્રો અહીં આવતા કરતા તેમની ને તેમાંના નહીં આવેલા તમારી રાહ જોઉં છું. કોઈક વાર તો, જેમ આ પત્તું આવ્યું તેમ તમે પોતે પણ આવી ચડશો એવી આશા છોડી નથી દીધી. ૦૦૦૦

લિ૦ ઝવેરચંદ

## (૫૪૬) પત્રસ્મરણ : પિતાંબર પટેલનું

"મેં એકાદ વર્ષ પહેલાં 'પ્રતિમા'માં તેમની ખૂબ જ વખણાયેલી નવલકથા 'તુલસી-ક્યારો' વિરુદ્ધ લેખ લખેલો. મેં તેમાં દૃષ્ટાંતો ટાંકી સાબિત કરવા પ્રયત્ન કરેલો કે એનું પાત્રાલેખન નબળું છે. કેટલાક પ્રસંગો અપ્રતીતિકર છે.

"એ લેખ વાંચ્યા પછી મેઘાણીભાઈએ મને પત્ર લખેલો. તેનું એક જ વાક્ય તેમના સૌજન્યને અને તેમની પ્રતિભાને સમજવા માટે પૂરતું છે. તેમણે લખેલું: સામાન્ય વાચકની વિવેચનાયે મારા જેવા માણસને તો વિચારવા પાત્ર થઈ પડે છે."



## (૫૪૭) મનુ સૂબેદાર ઉપર

બોટાદ : ૨૨–૬–૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી,

આપનો કાગળ મેં કાલે રાતે બહારગામથી આવીને વાંચ્યો. સ્વ૦ સ્વામીજી ભિક્ષુ અખંડાનંદનું જીવન–ચરિત્ર આલેખવાને માટે આપે મને અધિકારી ગણીને જે ઉદાર પ્રસ્તાવ કર્યો તે બદલ અંતઃકરણથી આભારી બન્યો છું. એ પુરુષના ચરિત્ર દ્વારા મહાગુજરાતનું છેલ્લાં ચાલીસ વર્ષનું જીવનદર્શન કરાવી શકાય એ આપની દૃષ્ટિ પણ સાચી છે. કોઈ પણ કલમને ઊંચી પ્રતિષ્ઠા અપાવે એવું એ કાર્ય છે. સ્વ૦ સ્વામીજી પ્રત્યેની આપની જ માત્ર નહીં પણ સમગ્ર ગુજરાતી જનતાની લાગણીને એ કામથી ન્યાય મળી શકે. આપની અંગત ધગશ પણ પ્રશસ્ય છે. એવી તમન્ના ગુજરાતમાં વિરલ છે. લખનારને સંતોષકારક વેતન ચૂકવવાનો મુદ્દો પણ આપે એટલો બધો સ્પષ્ટ કર્યો છે કે લખનારને આ કાર્યમાં પ્રાણ નીચોવીને પણ મહાપુણ્ય મેળવવાનું મન થાય.

કમભાગ્યે મારે મારી લાચારી રજૂ કરવી પડે છે. આપના કાગળની સર્વ વિગતો આવા નકારને શરમિંદો બનાવે છે. મુશ્કેલી મારી પોતાની પ્રકૃતિની અંદર રહેલી છે. મારો પોતાનો લાંબા સમય સુધીનો નિરધારેલો કાર્યક્રમ ભરચક છે. ઉપરાંત મને આવાં કામોની ફાવટ નથી. હું માનું છું કે મારા આ શબ્દોમાં કશા જ ગર્ભિતાર્થ કે માનસિક સંકોચ વગરનો સીધો નિખાલસ અર્થ આપ ઉકેલશો ને મારી આભારની લાગણી સાથે ક્ષમાપ્રાર્થના સ્વીકારશો.

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદ મેઘાણીનાં વં૦

## (૫૪૮) મનુ સૂબેદાર ઉપર

બોટાદ : ૪–૭–૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી,

આપના અત્યંત લાગણીભર્યા કાગળનો જવાબ આપવામાં વિલંબ થયો છે. આપે સ્વ૦ સ્વામીજી વિશેના પુસ્તકલેખન બાબત જે સવિસ્તર ખુલાસા કર્યા છે અને એ કાર્ય જો ઉપાડું તો મને જે બહુવિધ સગવડો આપવા જણાવ્યું છે તે બતાવી આપે છે કે

આપની એ કામ પ્રત્યેની ઊંડી લાગણી હોવા ઉપરાંત સંગીન ગ્રંથરચનાની કાર્યપદ્ધતિ વિશે આપનું ધોરણ કેટલું શાસ્ત્રીય છે. આ ઉપરાંત હું પણ એક વાત સૂચવવા રજા લઉં છું કે સ્વ૦ સ્વામીજીના સંપર્કવાળી નાનીમોટી સંખ્યાબંધ વ્યક્તિઓ પાસે પહોંચીને વિગતવાર સંસ્મરણો પણ ગ્રંથકર્તાએ મેળવવાં જોઈએ.

પણ આવું મહદ્ પુણ્યકાર્ય મારા હાથે થવાનું શક્ય હોત તો હું આપે લંબાવેલ હાથને સહકાર આપ્યા વગર કદી ન રહેત. હું તો એ જ જોઈ રહ્યો છું કે આપની જે દૃષ્ટિ છે તે દૃષ્ટિ રાખીને ગુજરાતમાં આવું ભગીરથ કામ કરાવવાની ઉમેદ રાખનારી વ્યક્તિઓ જ બીજી ક્યાં છે! એવી વિશાળ કલ્પનાદૃષ્ટિ ધરાવનાર વ્યક્તિનો હાથ હું તરછોડી ન જ નાખું; પણ નમ્રતાપૂર્વક ક્ષમા ચાહીને જ ના કહું કારણ કે મારી એ શક્તિ નથી, મને સ્વભાવથી એવા કામની ફાવટ નથી અને મેં લખ્યું હતું તે મુજબ મારા શિર પર હું ઘણાં કામ લઈને બેઠો છું. એ કામો પણ કાયમી પ્રકારનાં છે. 'ના' લખતાં મુશ્કેલી અનુભવું છું પણ ગજા ઉપરવટનું કામ કબૂલ કરી લીધા પછીની કઠિનતાને હિસાબે આજે જ અશક્તિનો એકરાર કરવો એ બહેતર છે.

ખેર. આ નિમિત્તે પણ મારા આપ સાથેના સંપર્કનું નાનકડું દ્વાર ઊઘડ્યું એનો મને મોટો આનંદ છે.

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણી



# વટવૃક્ષ અને વડવાઈ: પિતા અને પુત્ર

[૧૯૪૨માં ૯મી ઑગસ્ટે અઢાર વર્ષના પુત્ર મહેન્દ્રે 'હિંદ છોડો'નો ઘોષ કરીને અભ્યાસ છોડયો ત્યારે બાપુજીએ પોતાના સંપૂર્ણ આશીર્વાદ પાઠવેલા. પણ પછી દેશના હજારો યુવાનોની જેમ મહેન્દ્રભાઈ પણ અનિશ્ચિતતાના વહેણમાં તણાવા લાગ્યા. ભણવું કે નહીં? લેખક-પત્રકાર બનવું કે વેપારઉદ્યોગ ખેડવા? બોટાદ રહી બાપુજીની સાથે કામ શીખવું-કરવું કે મુંબઈ રહી કોઈ વર્તમાનપત્રમાં ઉમેદવારી કરવી? સામાજિક-રાજકીય ઊથલપાથલોમાંથી જન્મેલી અને યુવાવસ્થાની તીવ્ર મૂંઝવણોની ભુલભુલામણીએ સમગ્ર યુવાપેઢીને ચકરાવે ચડાવી હતી. ધૈર્ય અને ડહાપણથી વિચાર-પૂર્વક એમાંથી માર્ગ કાઢીને સ્વતંત્ર નિર્ણયો લેવાનું શીખવતાં શીખવતાં પિતાએ વાત્સલ્યભરી કુનેહથી પાટવી પુત્રને નિશ્ચિત જીવનપંથે પહોંચાડયો, પરણાવ્યો, ગાંધીજીના આશીર્વાદ અપાવ્યા. પછી એક મંગલ પ્રભાત આવ્યું, જેને માટે પિતા માત્ર ઝંખે છે: બીજા અખતરાઓ કર્યા પછી મહેન્દ્રભાઈએ બોટાદ આવી બાપુજીની પડખે ઊભા રહીને એમનો સંસારનો તેમ જ કાર્યનો બોજો હળવો કરવાનું પોતાની મેળે જ નક્કી કર્યું. હૃદય ફાટી પડતું હતું ત્યારે પણ પુત્રને પાંખ ફફડાવી ઊડી જવું હોય તો એમ હસતે મોંએ કરવા દેવું એમ માનનારા અને વર્તનારા પિતા તે રાતે કેવી સુખની નીંદર ઊંઘ્યા હશે! બે વરસના ટૂંકા સહવાસ દરમ્યાન પિતા-પુત્રે પ્રવૃત્તિઓની પરંપરા આદરી, 'ઊર્મિ અને નવરચના' માસિકનું સંયુક્ત સંપાદન હાથ ધર્યું. બાપુજીના બહોળા સાહિત્યસર્જનના પ્રકાશન પર મહેન્દ્રભાઈ દેખરેખ રાખવા લાગ્યા. સમય અને શક્તિ ફાજલ પડતાં બાપુજીએ 'માણસાઈના દીવા', 'સોરઠી સંતવાણી' અને 'કાળચક્ર' વગેરે પર કામ કરવા માંડ્યું, અંગ્રેજીમાં લખવાનો વિચાર અમલમાં મૂકયો, પરિષદો અને વ્યાખ્યાનો માટેના પ્રવાસ વિસ્તાર્યા. બાપુજીની છાયામાં મહેન્દ્રભાઈએ સ્વતંત્ર લેખન શરૂ કર્યું. એમની ટૂંકી વાર્તાઓ પ્રગટ થવા લાગી. આઝાદ હિંદ ફોજના ત્રણ અફસરો પર દેશદ્રોહના આરોપસર લાલ કિલ્લામાં ઐતિહાસિક મુકરદમો ચાલ્યો તેમાં પત્રકાર તરીકે હાજરી આપીને લખેલા અહેવાલો પરથી 'લાલ કિલ્લાનો મુકરદમો' પુસ્તક લખાઈ ચૂક્યું હતું. દેશદેશની આઝાદી-લડતોના ઇતિહાસની પુસ્તિકાઓ બાપુજીએ લખેલી તેનો તાર ફરી સંધાયો અને પ્રગટ થયું 'જય ઇન્ડોનેશીઆ'. પછી આવ્યાં 'આપણો સાગર-સૈનિક' (ભારતીય નૌકાદળ વિશે) અને 'જવાળા' ('Ninetythree' નામની વિકટર હ્યુગોની નવલકથાનો અનુવાદ). દરેક કૃતિ બાપુજીની કડક પરીક્ષામાંથી પસાર થઈને એમના આશીર્વાદ સાથે પ્રગટ થઈ હતી. બાપુજીના મૃત્યુ સમયે ત્રેવીસ વર્ષની ઉંમરે મહેન્દ્રભાઈ સાહિત્યક્ષેત્રે દૃઢ ડગલાં ભરતા થઈ ગયા હતા.]

(૫૪૯) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૮–૫–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

આ સાથે 'ઇન્ડોનેશિયા' માટેનું મારું foreword મોકલું છું. એ પહેલું મૂકવું.

બીજું, ગૂર્જર, ભારતી, બેઉ પાસેથી મળનારી complimentary પ્રતો પૈકી નવું જે પ્રકાશન હોય તેની આપણે પૂરી પચીસ રાખીએ ને બાકીનાંની ફક્ત પાંચ–પાંચ જ રાખી બાકીની બધીનો ત્યાં ને ત્યાં તેઓ સાથે સોદો કરી લઈએ તો ઠીક. કમિશન કાપી આપી કિંમત જ લઈ લેવી અગર એક પ્રકાશકની બીજાને કમિશનથી વેચી દેવી. અહીં નાહક એના ઢગલા કરવા જેવું [થશે], માટે હમણાં એકેયનું પાર્સલ અહીં ન કરવા કહેવું. ૦૦૦૦૦૦ કુશળ પહોંચી ગયાં હશો. તડકામાં તારું શરીર સાચવજે. બહુ દૂબળો પડ્યો છો, મને ઠીક નથી લાગતું.

આજના National Herald માંથી ઇન્ડોનેશિયા વિશેની કાપલી મોકલું છું. તમારા ચારેયના ખુશીખબર લખતાં રહેજો. તું અહીં હોય છે ત્યારે મારું મન ભર્યું રહે છે. આજથી એકલો પડી ગયો. કાગળ લખતો રહેજે. Will you forgive me if I suggest that your new book be dedicated to your mother's memory? [□ તારી નવી કૃતિ તારી બાની સ્મૃતિને અર્પણ કરવાનું સૂચન કરું છું, તો ક્ષમા કરીશને ?]

ઝવેરચંદ

*

'યુવાન લેખકનું સુખપ્રયાણ'

"...ચિ૦ મહેન્દ્ર મેઘાણીનું 'જય ઇન્ડોનેશિયા' બહાર પડે છે. લેખકના પિતા તરીકે મારા હર્ષની આ બાબત છે. ચીવટભેર અભ્યાસ, અવિરામ ઉદ્યમ અને સાદી, સરલ, બહુજનભોગ્ય શૈલીમાં વિષયનું સુપથ્ય થઈ પડે તેવું દોહન કરવાની દૃષ્ટિ : લેખન–વ્યવસાયમાં ટકાઉ સફળતા પામવાનો આ ત્રિવિધ સાધનામાર્ગ છે. એ રાહ પર આ યુવાન લેખકનું સુખપ્રયાણ ઇચ્છું છું.

"દેશદેશની સ્વાધીનતાની લડતોના ઇતિહાસો આલેખતી ચોપડીઓનો પ્રારંભ મેં ૧૯૨૨ થી 'એશિયાનું કલંક' નામે કોરિયા દેશની ઝુંબેશ રજૂ કરતા પુસ્તકથી કર્યો હતો. જનતાની પ્રસન્નતા પામીને પછી 'સળગતું આયર્લૅન્ડ', 'મિસરનો મુક્તિસંગ્રામ' તેમ જ 'હંગેરીનો તારણહાર' વગેરે તવારીખ–કિતાબો ચાલુ રાખી હતી. પરંપરાને



... ફરી પાછો તાર સંધાય છે...

૧૯૪૨માં 'આપણો મહાવીર પાડોશી' અને 'સ્વજનમિલાપ' નામની ચીનને લગતી બે પુસ્તિકા વડે જારી કરી હતી. આજ ફરી પાછો તાર સંધાય છે. ...." [જ્યેષ્ઠ પુત્ર મહેન્દ્રભાઈની બીજી કૃતિ 'જય ઇન્ડોનેશિયા'માં બાપુજીએ લખેલા પુરોવચનમાંથી ટૂંકાવીને.]



(૫૫૦) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૯-૫-૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦૦ 'પરિભ્રમણ'માં પ્રૂફની બેસુમાર ભૂલો રહી છે. આંધળો પણ જોઈ શકે એવી ભૂલો! મેં સુધારી મોકલ્યાં તે પાનાં જોયાં જ નથી જણાતાં. 'પરદેશની પરિમલ' નહીં પણ 'પરદેશનો પરિમલ' જોઈએ એવું સ્પષ્ટ સુધારેલું પણ ન સ્વીકાર્યું. એ જ દશા 'માણસાઈના દીવા'ની આવૃત્તિની થઈ. એનો અર્થ તો એ કે પ્રૂફો દરેક આવૃત્તિનાં મારે જ જોયાં કરવાં! વિવેચનોનું પુસ્તક પણ આ દશા પામે!

એ જ દશા 'ઊર્મિ'માં થઈ છે. ભૂલોનો પાર નથી ને તે પણ ઘણી ખરાબ ભૂલો. એ બાબતમાં તો તેઓ મોડા મોડા કામ કરે છે તેનો જ દોષ છે નહિતર '...ની સાન્નિધ્ય' જેવી ગંભીર ભૂલ કેમ રહેવા પામે? ૦૦૦૦૦

મને ડર છે કે 'જાવા'ના પુસ્તકમાં પણ પ્રૂફ-દોષ ખૂબ રહી ગયા હશે. 'લાલ કિલ્લાનો મુકદ્દમો'ની નવી આવૃત્તિ પર તારું નામ મુકાવવાનું ભૂલતો નહીં. 'પરિભ્રમણ'માં લાંબું એક શુદ્ધિપત્રક આપવું જ પડશે. ભયંકર ભૂલો કરી છે.

ઝવેરચંદ

## (૫૫૧) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૪–૫–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ તમે વાપી ગયાં એ સારું થયું. સ્વામીજીને અને છોટુભાઈને મેં કરાવેલી નિરાશામાં કંઈક રાહત મળશે.

ભાઈ તારાચંદ સાથે વાતો કરવા તેમ જ 'જાવા'ની છેલ્લી ક્રિયા પર દેખરેખ રાખવા હું આજે સવારે અમદાવાદ જતો હતો પણ ગાડી ચૂકી ગયો. હવે તો કાલે જઈશ. 'પરિભ્રમણ'નું પ્રૂફવાચન તો મૂળ જૂની આવૃત્તિ મુજબ પણ થયું નથી. ગંભીર દોષો છેક છેલ્લે સુધી રહી ગયા છે. મારું ચાલે તો અમુક ફરમા ફરી છપાવું. તારી વાત સાચી છે. નવું પુસ્તક પ્રૂફરિડીંગની ચોક્કસી વિના આપવું જ નથી. નવી આવૃત્તિઓ પણ નહીં. એ લોકો દેકારો કરવાની લતે ચડી ગયા છે. મારું દિલ સચિંત બન્યું છે કે આપણને અહીં પણ નિરાશા મળશે. તું તારે ઈશ્વરભાઈને આ કાગળ મોકલજે ને રૂબરૂ આટલી વાતો કરજે :

૧. પ્રૂફ–રિડીંગ આપણે નહીં કરી શકીએ. એમણે પાકું પ્રૂફ–રિડીંગ કરાવવાનો બંદોબસ્ત કરવો જ રહે છે. તે પહેલાં હવે કશું જ એમના દ્વારા નહીં છપાવા દેવાય. ભલે આપણે નુકસાન ખમવું પડે.

૨. એમને ત્યાં આપણી રૉયલ્ટીનું ઘણું મોટું રોકાણ થઈ ગયું છે. એનો ચુકાવો માસિક પાંચસોને હપતે કરવાથી ઠીક પડશે.

૩. 'ઊર્મિ'નાં લખાણનો બોજો આપણા પર વધુ પડતો આવી રહ્યો છે. એની ફિકર સતત રહે છે ને પાછું કામ અનિયમિત એટલે લગભગ આખો મહિનો એની પાછળ ડોળાતો રહે છે. સમજણ તો એવી હતી કે કશો માનસિક ભાર રાખ્યા વિના, માત્ર બની શકે તેટલું જ, આપણે કરવું પણ એ તો નથી રહી શકયું. માસિક સોળ જેટલાં પાનાં પૂરતું જ કામ આપણા પર રહે એવું કરવું.

ઈશ્વરભાઈને સમજાવજે કે આપણી વચ્ચેના સંબંધની મીઠાશમાં ઊંડેઊંડેથી પણ અપ્રસન્નતા ઘર કરી ન બેસે એટલા માટે ઉપલા સર્વ મુદ્દાઓનો નિકાલ ઇષ્ટ છે કારણ કે આખરે તો આપણો વ્યવહાર એક લિમિટેડ કંપની સાથેનો કહેવાય, વ્યક્તિ-સંબંધો સાથે કોઈક દિવસ પણ વ્યવહારસંબંધને અફળામણ ન થવી જોઈએ. ૦૦૦૦૦ 'પ્રજાબંધુ' ભેટપુસ્તક બાબતની પણ વિગતવાર સમજણ એમની પાસે લખાવી લેજે.

મસ્તાન–નાનકને ઘણાં વહાલ.

ઝવેરચંદ

(૫૫૨) **મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર**

અમદાવાદ : ૧૫–૫–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

હું ને બાબો કાલે રાતે આંહીં આવ્યા છીએ. આજે પ્રેસ પર જઈને તારા પુસ્તકનો પાંચમો–છઠ્ઠો બેઉ ફરમા મેં વાંચ્યા–સુધાર્યા છે. મારા 'પ્રજાબંધુ'વાળાની ગતિ ઘણી ધીરી છે. એના સાત કંપોઝ થયા. બે જ છપાયા. હજુ સાતનું મેટર આપવાનું હતું તેમાંનું ચારેકનું દઈ દીધું. બાકીનું આંહીં બેસીને કરી કાઢીશ. અહીં પાંચેક દિવસ રહીશ.

પેલો કાગળ, ગઈ કાલનો લખેલો, મળ્યો હશે. પૂ૰ સ્વામીજીને, છોટુભાઈને, ઘણાં સ્નેહવંદન. સ્વામીજીનું પતું મળ્યું છે પણ તે પૂર્વે જ મારો નવેમ્બરનો કોલ તો એમને પહોંચ્યો હશે. ૦૦૦૦ મોટા–જીકાને યાદ કરું છું.

ઝવેરચંદ

*

† પૂ૰ સ્વામીજી : સ્વામી આનંદ.

† છોટુભાઈ : છોટુભાઈ દેસાઈ.

(૫૫૩) **મહેન્દ્ર ઝ૰ મેઘાણી ઉપર**

બોટાદ : ૨૩–૫–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ હું કાલે પાછો આવ્યો. 'ભારતી'ના હિસાબ અંગે મારો ખ્યાલ એવો છે કે રકમ કંઈક છ–સાત હજાર સુધી ગઈ છે. તું જોજે. એથી ચિંતા બીજી કંઈ નહીં પણ બેઉ પક્ષે બોજો વધતો રહે, ને આપણી કૌટુંબિક પરિસ્થિતિને ધ્યાનમાં લેતાં આ માનવદેહની ક્ષણભંગુરતાના વિચારથી મને એમ લાગ્યા કરે કે જેટલું ચોખ્ખું ને વ્યવસ્થાપૂર્વકનું તેટલું સારું. ત્રણને બદલે બે બરાબર છે. તે પણ એમની અનુકૂળતા જોઈને એમણે કરવું, તણાઈને નહીં.

'ઊર્મિ' માટે સોળ પાનાંની મર્યાદા રાખી ભલે પુરસ્કાર ઓછો સ્વીકારીએ; બાકી, લખવાનો બોજો હવે ઊપડતો નથી. મન બહુ ઊચક રહે છે. મુદતબંધી કામની એ જ મુશ્કેલી છે. ૦૦૦૦૦ મકાન મળવું અશક્ય છે. 'સુંદરમ્'ના આવવાની રાહ છે. ભલામણો કરી છે, પણ બનવા સંભવ નથી. મેં તો પચાસ–સાઠનું ભાડું પણ

સેન્કશન કરીને ભલામણો કરી છે પણ એ જો ન બને, બહાર મોકલવાનું મન ન હોય, તો અહીં તો છે જ. ઘર જેવું કંઈ નહીં.

તેં 'ફૂલછાબ' માટે ધારાસભામાં જવાનું કર્યું ત્યારથી એ મને ગમ્યું નહોતું ને હવે તો અહીં આ વખતે 'ઊર્મિ'નું લખાણ કરવું પણ કઠિન છે. મારાં આંગળાં ચાલતાં નથી. પ્રૂફોનો ઢગલો પડે છે રોજ ને 'ફૂલછાબ' માટે લખવું એ મૂઈ માને ધાવવા જેવું છે.

શ્રી નાનુભાઈએ કેરીની પેટી મોકલી તે માટે ઘણો ઘણો આભાર. હજુ તો પકવીએ છીએ. જુદી પહોંચ લખતો નથી, તું કહેજે. હવે વલસાડથી કે રસ્તામાંથી મેળવવાની લપમાં પડતો નહીં કારણ કે ટ્રેઇનની મુસાફરી ઘણી ત્રાસજનક છે. સેકન્ડમાં જ માંડ આવી શકશો. એ જ

ઝવેરચંદ

*

† 'ભારતી' : ભારતી સાહિત્ય સંઘ.

## (૫૫૪) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૬–૬–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

'સંસાર' માટેનું ચિત્ર આવ્યું. એ તો રદ્દી છે. હવે આપણે ચિત્રનો મોહ છોડી સારું લેટરિંગ ને નીચે વાચનમાળાનો બ્લૉક મૂકી ચલાવવું. ચિત્રથી હું વિરુદ્ધ છું.

'પરકમ્મા'ની વધુ પ્રતો આપણે માટે લઈ તેમાંથી એક તુરત નીચે પ્રમાણે રવાના કરશો :

દરબારશ્રી વાજસૂર વાળા,
હડાળા—સોરઠ, કાઠિયાવાડ.

સરસ્વતી પ્રેસવાળા લખે છે કે કોઈ બીજું પુસ્તક તુરત મોકલો ને કાગળની વ્યવસ્થા કરો તો એને અત્યારે સગવડ છે. તો 'ભારતી' પાસે કંઈ નવી આવૃત્તિ કરવાની હોય તો તેમ નહિતર 'ગૂર્જર'ને કહેવું કે 'સત્યની શોધમાં' માટે 'સરસ્વતી' સાથે ગોઠવે જલદી.

રૂબરૂ કહેવું ભૂલી ગયો હતો કે સૌ૦ કમળાબહેનને કેરીના પૈસા આપવાના છે તે પૂછીને દેજે. એ ઉપરાંત બદૂડી (વાછડી) જડી કે નહીં તે પૂછીને જણાવજે. હું

ત્યાંથી આવ્યા પછી એમને કાગળ લખી શક્યો નહીં પણ ત્યાં રહ્યો તે દિવસો રોજ યાદ આવે છે, અધૂરું રહ્યાં તે પૂરું કરવા આવવાનો છું એ ખ્યાલે જ લખવું રહી ગયું છે પણ બદૂડીની ચિંતા રહ્યા જ કરી છે. ૦૦૦૦૦૦

ઝવેરચંદ



(૫૫૫) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

અમદાવાદ : ૧૮–૬–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

હું ને ઈશ્વરભાઈ કડીથી આજે સવારે આવી ગયા. મોટા–જીકા મજામાં છે. એમને ત્યાં ગમી ગયું છે. મને પૂર્ણ સ્વસ્થતાથી વિદાય દીધી છે. ગૃહપતિઓ, શિક્ષકો, શહેરના બીજા મિત્રો, બધાએ એ બેઉની બનતી બધી જ સંભાળ રાખવા ખાતરી આપી છે. હું એ બાળકોની મૂંગી લાગણીનો ઘણો મોટો ઊર્મિભાર લઈને પાછો વળ્યો છું. પણ......મારે હવે આટલા બધા લાગણીવશ ન બનવું જોઈએ. એમનું હિત મને આપણે ગ્રહેલા માર્ગે જ લાગ્યું છે. બાકી તો ભગવાન જેવો ધણી છે. એકંદર મળી હાલ તુરત બીજા ચોરાણુ રૂપિયા ભર્યા છે. રૂપિયા એકવીસ એમના નામે ડિપોઝિટ મૂક્યા છે. સાબુ, તેલ, શાહી લઈ દીધાં છે. ઈશ્વરભાઈ સાથે આવ્યા એથી મારી હિંમત ટકી રહી. તારા ઈશ્વરભાઈ પરના કાગળ પરથી અબુલને માટે કશું ચિંતાજનક જણાતું નથી. એટલે હું એક દિવસ વધારે રોકાઈ કેટલુંક કામ પતાવીને આવીશ. પેંડ વગેરે લેતો આવીશ. આંહીંથી કાંઈ લાવવું છે કે કેમ તે જણાવશો.

ઝવેરચંદ

*

† 'મને પૂર્ણ સ્વસ્થતાથી વિદાય દીધી છે.' : બેલડા મસ્તાનભાઈ અને નાનકભાઈને કડીના સર્વ વિદ્યાલય પાટીદાર આશ્રમમાં ભણવા મૂકવા ગયા પછી છૂટા પડ્યા.



(૫૫૬) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

જેતલસર જંક્શન : ૭–૭–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

આંહીં જૂનાગઢની ટ્રેઇનનું કનેક્શન તૂટી ગયું હોઈ સાંજ સુધી પડ્યા રહેવાનું છે. સાંજે છ–સાત વાગે ટ્રેઇન મળશે. ખબર સાંભળ્યા કે મુંબઈમાં પણ અશાંતિ શરૂ થઈ ગઈ છે એટલે તારે મારી સંમતિ વગર બોટાદ છોડવું નહીં. એ જ

લિ૦ ઝવેરચંદ



(૫૫૭) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ: ૨૯-૭-૧૯૪૬

ચિ૦ મહેન્દ્ર,

૦૦૦૦૦ મસ્તાન-નાનકને પાર્સલ કરી દીધું છે. તેમાં એક જ મચ્છરદાની છે. બીજી ત્યાંથી મળે તો લઈ લેવા નહિતર અમદાવાદ ઈશ્વરભાઈ પર લખી મગાવવા સૂચવ્યું છે પણ એમણે મચ્છરદાની તાત્કાલિક માગી છે. મચ્છરનો ઉપદ્રવ બહુ છે. ૨૬ કાગળનાં પેડ પણ મગાવ્યાં છે. તારે એમની જરૂરિયાતો સમજવા સત્વર કડી જવું જોઈએ. પછી અમદાવાદ ઊતરી બંદોબસ્ત કરી શકાય. ફિલિપાઇન્સ વિશે બનતી તાકીદે વાંચી પાછો ફરી જા. ૦૦૦ સૌની તબિયત સારી છે, પણ કડી જવું જરૂરનું છે. એ લોકોની ફાઉન્ટન-પેનો નકામી થઈ પડી છે. જરૂર ઘણી જણાવે છે, પણ કાઢવી ક્યાંથી? એમની પેનો લઈ અમદાવાદ ઈશ્વરભાઈને હસ્તક ગુ૦ વ૦ સો૦વાળા જેઠાલાલ ગાંધી પાસે દુરસ્ત કરાવી શકાય. તારે મેઇલમાં અમદાવાદ આવી તુરત મળતી ટ્રેઇનમાં કડી જવાની સગવડ છે. ઠીક લાગે તેમ કરજે. પેલી રૂની ગાંસડીઓનો હવે તો નિકાલ કરી નાખવાનું ફુઆને કહેજે. આર. આર. શેઠ પાસેથી 'યુગવંદના' સુધીનો હિસાબ વસૂલ કરતો આવજે.

લિ૦ ઝવેરચંદ

(૫૫૮) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

અમદાવાદ : ૧૩-૮-૧૯૪૬

ચિ૦ મહેન્દ્ર,

તારો કાગળ વાંચી રાહત થઈ. મેં મોટા-જીકાને અહીં રવિવારે આવવા લખ્યું છે, માટે તું આવજે.

રતિભાઈ-મંગળાબહેનનું કવર તારા પર આજે આવ્યું છે. એમને કહેજે કે હવે તો એરોપ્લેઇન ઘરનું વસાવો ત્યારે પખવાડિયે-અઠવાડિયે આવવાના કોડ છે, કારણ થોડું રહીને પાછું લાંબા ગાળા સુધી મન વિષાદમાં પડે છે.

ઝવેરચંદ

*

† રતિભાઈ-મંગળાબહેન : રતિભાઈ અને મંગળાબહેન ઝાટકિયા, બાપુજીની ઉત્તરાવસ્થાનાં નિકટ મિત્રો.

(૫૫૯) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૨૫–૮–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ નાનકને વધુ રોકી પૂરા આરામ પછી જ જવા દેવો એ બરાબર છે. મને એની ચિંતા રહે છે. એ ભાઈઓને કડીમાં ન ગમ્યું એ મને પણ સમજાયું છે. બોટાદની શાળા તેમ જ તમારા ઘરની ચાલુ અનિશ્ચિત સ્થિતિને કારણે મેં આ વિચાર કરેલો પણ એમાં ઠર્યા નહીં. હવે હિંમત આપી, અવારનવાર ત્યાં જતાં રહી, એમને પણ ટૂંકી રજાઓમાં તેડાવી, વર્ષ પૂરું કરાવીએ. પછી ત્રીજે [ઠેકાણે] નહીં પણ પાછા ઘેર જ લાવીએ, પણ તે પૂર્વે તારે કંઈ નહીં તો એ બેઉને ખાતર પણ સ્થિર મને બોટાદમાં રહેવાનો નિર્ણય કરવો રહેશે. એ શક્ય છે ખરું ?

નોંધમાં કરાચીની મ્યુનિસિપાલિટીના માનપત્રો ન આપવાનો નિર્ણય વધાવી લેવા જેવો છે. સાહિત્ય પરિષદ સંબંધે પ્રમુખો વગેરેની વરણીના સમાચાર પૂરતું જ ત્યાંથી મૂકશો. બીજું કંઈ લખવું નથી.

મહાદેવ ફંડના† તેર લાખ રઝળે છે તેટલામાં અઢી લાખ વસંત રજબ† એકેડેમી માટે એકઠા કરવાનો ઠરાવ થયો છે, તો પછી અમદાવાદની કૉંગ્રેસ કચેરી પાસે લાખો રૂપિયા છે તેનું શું કરવું છે ? એ વિશે પણ જયંતભાઈ વગેરેને પૂછીને લખાય.

ઝવેરચંદ

*

† મહાદેવ ફંડ : મહાદેવભાઈ દેસાઈ સ્મારક ફંડ.

† વસંત–રજબ : ૧૯૪૬માં અમદાવાદમાં થયેલા કોમી હુલ્લડ દરમ્યાન શાંતિ–સુલેહ માટે નીકળેલા વસંતરાવ હેગિષ્ટે અને રજબઅલી લાખાણીનાં ખૂન થયેલાં.

(૫૬૦) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

બોટાદ : ૫–૯–૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

૦૦૦ તું ઉતાવળ કરીને આવીશ નહીં. કામ પતાવજે. અહીં હવે ઠીક થતું આવે છે. મારે પગે દરદ ઊપડતું અટક્યું છે, માટે ફરી તુરત પાછા ન જવું પડે એવું કરીને જ આવજે. ૦૦૦૦૦

'જય ઇન્ડોનેશિયા'નું હિસાબે જે આવ્યું તે ગનીમત ગણવું. કિંમત ઓછી રાખેલી ખરી. ખેર, એની કંઈ ગ્લાનિ નહીં.

ઈશ્વરભાઈને કહેજે કે આપણી ત્રણ નકલો 'વિલોપન'ની ત્યાં પડી છે તેમાંથી એક ન્હાનાલાલ કવિને ત્યાં પૂ૦ માણેકબાને અને બીજી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસના માલિક શ્રી મણિભાઈ દ્વારા બારોટ શ્રી બાબુભાઈને મોકલાવે. ઉતાવળે આવીશ નહીં.

ઝવેરચંદ

(૫૬૧) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

અમદાવાદ : ૧૦-૧૧-૧૯૪૬

ભાઈ મહેન્દ્ર,

૦૦૦૦૦ કાલે સાંજે મને સહેજ મેલેરિયાનો સપાટો હતો એટલે કરમસદ આજે સાંજે જઈશું. મસ્તાન-નાનકને પણ એથી સ્ટેશને મળી શકાશે. રૂપિયા રૂબરૂ આપી દેશું.

આ કાગળથી તને ઠપકો આપવાનો છે. પરમની રાતે આપણે સૌ બેઠાં હતાં તેની વચ્ચે તેં દૂધ બાબત ચિ૦ નિર્મળા પર જે ટીકા કરી તે અણછાજતી અને ક્રૂર હતી. તારે તારી સ્ત્રી સાથેનો સંબંધ મૃદુ ને ગૌરવયુક્ત રાખવો જોઈએ. તું આવી રીતે નાની નાની વાતોમાં કડવાશ વાવે છે ને તેનાં ફળ જતે દહાડે ખરાબ આવશે. તારે ઝીણી વાતોમાં પડવું જ ન જોઈએ. તારું ને એનું બેઉનું ગૌરવ દિનપ્રતિદિન વધે તેવું સૂક્ષ્મ રીતે વિચારપૂર્વકનું વર્તન રાખવું જોઈએ. જીવનની 'ટ્રેજેડી' આવા નાના બનાવો દ્વારા જ રચાતી હોય છે. વધુ તો હું પોતે જ દેવાળિયો તારા જેવા શાણા ને સુશીલ પુત્રને લખવા લાયક નથી.

કૉંગ્રેસમાં જવાનું પણ તું છોડી દે એ મારે કહેવું હતું તે હવે લખું છું. ત્યાંનું કંઈ ઠેકાણું નથી ને નિર્મળા એકલાં રહે તે હું જરા પણ ઇચ્છતો નથી. મારી દૃષ્ટિએ એ ઘણું મોટું જોખમ છે.

ઝવેરચંદ

(૫૬૨) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

અમદાવાદ : ૨૫-૧૧-૧૯૪૬

ચિ૦ મહેન્દ્ર,

બધાં પહોંચી ગયાં છે. થર્ડ ક્લાસમાં હેરાન બહુ થયાં. તારું લખાણ મળ્યું છે. ઘણું કાઢી નાખ્યું ને ઘણું નવું લખવું પડશે. વાર્તા તો મેં આ વખતે લખી છે. મને ઠીક છે, પણ દરદ દબાયું છે. ૦૦૦૦ તને એક ભલામણ કે હાથીભાઈની મદદે રહી

ગાયોની સંભાળ લેવરાવજે. એ મૂંગા પશુ છે. એને બેહાલ બનતાં વાર ન લાગે ઊંચી કર્તવ્યદૃષ્ટિએ એટલું કરજે. ૦૦૦૦૦

ઝવેરચંદ

*

## 'હરિયાળા બીડને ચાહતી વાણી'

"પ્રેમ ને પરાક્રમ તો એક જ ઢાલની બે બાજુ છે. જ્યાં સાચો પ્રેમ નથી ત્યાં પરાક્રમની વાત જ શું પૂછવી? એટલે મેઘાણીભાઈની દુનિયામાં માથા સાટે પ્રેમ કરતા માનવીની રસધાર છે; અન્યાય સામે બહારવટું ખેડતા બહાદરોની વીરહાક છે.

"આ વીરહાક, વિદ્રોહ, ધિંગાણાં માનવીએ કર્યાં છે—તેના સ્વત્વને પડકાર થયો છે ત્યારે. શું પ્રેમમાં, શું પરાક્રમમાં, માથું ફેરવી ફરવાનો એને શોખ નથી, બંડખોરનો બિલ્લો લગાવી ફરવાની અબળખા નથી. 'સોરઠ, તારાં વહેતાં પાણી'માં લખમણ બહારવટિયો મરતી વેળા નથી કહેતો? 'બેન, હાલોને ગૌધન ચારીએ! આ ગોરખ-ધંધો કાંઈ લખમણનો હોય!'

"માનવીને જેણે બહુ ઊંડાણથી નીરખ્યો હોય, પારખ્યો હોય, પ્રીત કરી હોયને, એ જ બંદૂકનો ઘોડો દાબતા ને મરતા માનવીને મોઢેથી આવા હરિયાળા બીડને ચાહતી વાણી બોલાવી શકે" [પૂ૦ મકરન્દભાઈ દવે લિખિત સંસ્મરણમાંથી.]



# ગલ રાતાં ફૂલડાં : ૧૯૪૬–૧૯૪૭

[ઘોડિયે હિંચોળાતા હતા, એક વરસના પણ નહોતા થયા, એવા બેલડા માવિહોણા બન્યા ત્યારે શોકસાગરમાં ડૂબી ગયેલા વિહ્વળ પિતાએ એમની માતૃહીન દશા નિવારવા માટે જિગરના ટુકડા સમાન, પત્નીપ્રેમના છેલ્લા પ્રતીક સમાન, ગલ રાતાં ફૂલડાં જેવા મસ્તાનભાઈ–નાનકભાઈને પૂ૦ લાલચંદ–બાપુજી અને ગોદાવરી–ભાભુ પાસે ઊછરવા કલકત્તા વળાવ્યા હતા; એ વાતને ચૌદ વર્ષનાં વહાણાં વાઈ ગયાં છે. મુંબઈ–બોટાદ–રાણપુરમાં થોડાં વર્ષો બા–બાપુજી પાસે અને પછી મહેન્દ્રભાઈ–ઇન્દુબહેનની માવજત પામીને બંને કિશોરાવસ્થામાં પ્રવેશ્યા હતા. અભ્યાસની વધુ સારી તક એમને મળે એ માટે આંખની કીકી સમા બંનેને પંદરમે વર્ષે કડી(ઉત્તર ગુજરાત)માં સર્વ વિદ્યાલય નામની છાત્રાવાસ–શાળામાં રહેવા ભણવા મોકલ્યા હતા. બાપુજીના મૃત્યુ પહેલાંના એ નવેક માસ દરમ્યાન એમણે લખેલા આ પત્રોમાંથી ઝરે છે દરેક પિતાના હૃદયની ઊર્મિઓ અને આકાંક્ષાઓની પ્રકાશના પુંજ ઠાલવી દે તેવા શબ્દોમાં અભિવ્યક્તિ.]

*

## (૫૬૩) મસ્તાન ઝ૦ મેઘાણી અને નાનક ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૫–૬–૧૯૪૬

ચિ૦ ભાઈ નાનક–મસ્તાન,

તમને ભારે હૃદયે ત્યાં મૂકીને આવ્યા પછી તમારા બધા કાગળો વાંચ્યા છે. તમને બંનેને ત્યાં ગમી ગયું છે અને બધા સાથે જીવ મળી ગયો છે એ જાણીને આનંદ થયો કારણ કે કદાચ નહીં ગમે એવી મને બીક હતી. તમને ત્યાંના શિક્ષકોનો જે સારો અનુભવ થયો તેથી આંહીંના રંગઢંગ કેટલા વિચિત્ર હતા તે સમજાયું હશે. અહીં તો ઇતિહાસ ને ગણિત જેવા વિષયોનાં પુસ્તકો બેઉ ભાઈઓ હોવા છતાં જુદાં લીધાં વગર વર્ગમાં પેસવા ન દે, એને બદલે ત્યાંના શિક્ષકોની સુજ્ઞતા કેટલી કે બિનજરૂરી ખર્ચ કરવાની સામે ચાલીને જ ના પાડે !

તમને સુભાગ્યે સારું વિદ્યાસ્થળ મળ્યું છે. તેનો ખૂબ લાભ ઉઠાવજો. તમારી રીતભાત, સદાચાર અને બુદ્ધિની સુગંધ પ્રસરાવજો. અનેક વિદ્યાર્થીઓની અરજી હતી છતાં તમને સ્થાન મળ્યું છે તેને સાર્થક કરી બતાવજો.

ત્રણસો છાત્રોને એક જ રસોડે જમાડે અને સરસ વ્યવસ્થા રાખે એવા ગૃહપતિઓનો તમને સંસર્ગ મળ્યો છે. એ વ્યવસ્થામાં એકતાલ બની જવું એટલું જ નહીં પણ એમાં પોતાની મદદ આપવી એ મોટું શિક્ષણ છે.

ચાવી ચાવીને ખાતા હશો. માંદા તો પડવું જ નથી એ નિશ્ચય રાખજો. ઉકાળો પાય તે પીજો. મચ્છરદાની વગેરે જલદી પહોંચાડશું. ભાઈ આઠેક દિવસમાં બધું લઈ આવશે. બપોરે ભૂખ ન લાગે એવી ટેવ પડી ગઈ હશે.

તમારા ત્રણે ગૃહપતિઓને મારાં સ્નેહવંદન કહેશો. પ્રિન્સિપાલસાહેબને પણ. શ્રી ગામીમાસ્તરના ચિત્રવર્ગમાં ને બની શકે તો સંગીતવર્ગમાં પણ જોડાઈ જશો. કાગળો અઠવાડિયે હમણાં બબ્બે વાર લખતા રહેશો. ઈશ્વરભાઈની ફાઉન્ટન-પેન ત્યાં પડી રહી હતી કે નહીં તેની તપાસ કરવા મેં એક કાગળ લખ્યો હતો. એ ત્યાં મળી હતી?

તમારા રૂમમાં કોણ કોણ રહે છે? એમને પણ મારા આશીર્વાદ કહેશો. વરસાદ પડતો હશે. અહીં હમણાં પાંચ ઇંચ પડી ગયો. હમણાં ઉઘાડ છે. બાબાભાઇ† ખૂબ યાદ કરે છે ને ત્યાં આવી ભણવાના મનોરથો ઘડે છે. બધાં ખુશીમાં છે.

લિ૦ બાપુજીનાં વહાલ

*

† બાબાભાઈ : પુત્ર વિનોદ

## (૫૬૪) મસ્તાન ઝ૦ મેઘાણી અને નાનક ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૫-૭-૧૯૪૬

ચિ૦ નાનક-મસ્તાન,

આ કાગળ તમને કોણ જાણે ક્યારે મળશે. તમારો તા૦ ૯નો કાગળ કડીની તા૦ ૧૧ની છાપવાળો મળ્યો. કાગળ જે દિવસે લખો તે દિવસે જ ટપાલમાં નાખવો. અને નાનક કેમ પોતાના અક્ષરોથી લખતો નથી? એકલો મસ્તાન જ કેમ લખે છે? તમારા ખુશીખબરથી સૌને આનંદ થયો. બચુભાઈ તો ગયા ગુરુવારે પૂના ગયા. ભાભી આંહીં સૌની સાથે રહે છે. અતુલને દાંત આવતા હોઈ ઝાડા બહુ થયા છે એટલે ભાભી તો આખો દિવસ ને રાત એ હેરાનગતિમાં હોય છે. કામવાળી બંને છે. અશોક મજામાં છે ને તમને યાદ કરતો કરતો અત્યારે હસે છે. મુરલી તો જરા જરા માંદી રહે જ છે. બાબો, બંટુ, બેબી તમને યાદ કરે છે. બધા ગૃહપતિઓ અને શિક્ષકો સાથે તમારો સ્નેહ બંધાયો જાણી ઘણો આનંદ થયો. એ સૌને મારાં સ્નેહસ્મરણ કહેશો. તમારી પાસે આગલા રૂ૦ એકવીસ હતા કે વીસ? આપણે જમા કેટલા કરાવ્યા હતા? નવી ફીના રૂ૦ દસ જતાં તમારી પાસે કુલ કેટલા રહ્યા? રવિવારે તમારી રૂમના બધા એકત્ર મળીને નાસ્તો કરો છો કે જુદા? સાથે કરતા હો તો સારું. તમારા કાગળો પૂના

બચુભાઈને વાંચવા મોકલીશ. એ પૂનાથી વળતાં ત્યાં આવશે. પ્રેમચંદને કાગળ મોકલી આપ્યો છે. એ જ

લિ૦ બાપુજીના આશીર્વાદ

*

† અતુલ : પ્રથમ પૌત્ર અણુલને બાપુજી શરૂઆતમાં 'અતુલ' કહેતા.

† બચુભાઈ : મહેન્દ્રભાઈ.

† બાબો, બંટૂ, બેબી : વિનોદ, જયંત, પદ્મલા.

† પ્રેમચંદ : નાનકભાઈ-મસ્તાનભાઈના બોટાદમાં વસતા મિત્ર, પ્રેમચંદ ના૦ શાહ.



## (૫૬૫) મસ્તાન ઝ૦ મેઘાણી અને નાનક ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૫-૭-૧૯૪૬

ચિ૦ મસ્તાન-નાનક,

૦૦૦ મચ્છરદાની, ચોપડીઓ ને ગાદલાંનું પાર્સલ તૈયાર છે પણ પહેલાં બુકિંગ બંધ હતું ને હવે વરસાદ સખત પડે છે એટલે ભીંજાઈ બગડશે એ બીકે ઉઘાડ થયે તુરત મોકલીશ. મચ્છરદાની એક છે. બીજી ગોળ છે, કદાચ નહીં ફાવે, એટલે અમદાવાદથી લઈ પહોંચાડવી હતી પણ ત્યાં હુલ્લડ હતું, એટલે હવે ત્યાં લખું છું કોઈ તમારે ત્યાંથી જતું હોય તો ભારતી સાહિત્ય સંઘ કાર્યાલયેથી લઈ આવે એમ ગૃહપતિજીને મારા તરફથી વિનતિ કરશો, ને એ બધું ન મળે એ દરમ્યાન બહુ જ જરૂર હોય તો તમે શહેરમાં જઈ વેચાતી બે મચ્છરદાની લઈ લેજો. ત્યાં મળતી હોય તો તો તુરત લઈ આપવા ગૃહપતિજીને કહેજો ને ગાદલાં અહીંથી પહોંચતાં સુધી શહેરમાં શ્રી ન્યાલચંદભાઈ વકીલ, જેને ઘેર આપણે ગયેલા તેને આ કાગળ બતાવી કહેશો કે બે ગાદલાં આપે. પેનો માટે શું કરીશું? ક્યાંય મળતી નથી. તમે ત્યાં ગૃહપતિજીને પૂછજો. જો મળે તો લઈ લેવી. રિપેર થતી હોય તો કરાવી લેવી. આંહીં બધાં મજામાં છે. ભાભીનાં બા કાલે આવ્યાં છે. ૦૦૦ શ્રી રાવળમાસ્તરને સ્નેહ-સ્મરણ. ગૃહપતિને મારાં વંદન.

ઝવેરચંદ

### (૫૬૬) મસ્તાન ઝ૦ મેઘાણી અને નાનક ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૨૬–૭–૧૯૪૬

ચિ૦ મસ્તાન–નાનક,

૦૦૦ આજે પાર્સલ કરું છું. તેની રસીદ તમને મોડી મળે તો પણ સ્ટેશનેથી પાર્સલ છોડાવી લેવા ગૃહપતિજીને વિનતિ કરશો. એમાં એક મચ્છરદાની છે. બીજી ત્યાં મળતી હોય તો લઈ લેવી અને તો અમદાવાદ તારાચંદભાઈને તુરત કાગળ લખી નાખવો કે તે ખરીદે નહીં; કડીમાં ન મળતી હોય તો એક મચ્છરદાની ખરીદ કરી મોકલે એમ સ્પષ્ટ લખી કાગળ તુરત લખશો, નહિતર બે ખરીદી લેશે. કુશળતાનો કાગળ લખશો. હમણાં ટપાલનું કાંઈ ઠેકાણું નથી.

ઝવેરચંદ



### (૫૬૭) મસ્તાન ઝ૦ મેઘાણી અને નાનક ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૩૦–૭–૧૯૪૬

ચિ૦ નાનક–મસ્તાન,

૦૦૦ ભાભીને પૂછતાં મચ્છરદાની તથા ચાદર અંદર નાખી હોવાનું કહે છે. વીરમગામમાં કાઢી લીધી જણાય છે. અમદાવાદ ફરી લખી બે મચ્છરદાનીનું જણાવશો ને ત્યાં ન મળતી હોય તો મુંબઈ બચુભાઈને તુરત લખી નાખશો. ત્યાંનું પણ ઠેકાણું ભારતી સાહિત્ય સંઘ છે. ચાદર પણ એ લેતા આવે એમ લખશો. મચ્છરદાની વગર તમે ખૂબ હેરાનગતિ ભોગવતા હશો. ભાઈએ મુંબઈ જતાં પહેલાં કડી ન આવવાની ભૂલ કરી. અહીં તમારા કાગળો ભાભીને વંચાવું તો છું જ. એ ન લખે તો એની મરજી! ઈશ્વરભાઈ નારંગીનું તેલ મોકલે તે રાતે સૂવા ટાણે હાથેપગે ચોપડવું.

ઝવેરચંદ

*

† 'વીરમગામ કાઢી લીધી જણાય છે.' : બ્રિટિશ રાજ્ય અને રજવાડાં વચ્ચેની સરહદે વીરમગામમાં જકાતની નાકાબંધી હતી. દરેક મુસાફરે પોતાનો તમામ સામાન ખોલીને બતાવવો પડતો. એ જ પ્રમાણે માલનાં પાર્સલો પણ ખોલવામાં આવતાં.



## (૫૬૮) મસ્તાન ઝ૦ મેઘાણી અને નાનક ઝ૦ મેઘાણી ઉપર

અમદાવાદ : ૧૨–૮–૧૯૪૬

ચિ૦ મસ્તાન–નાનક,

મેં અહીં શુક્રવારે આવી તુરત તમને કાગળ લખી રજામાં અહીં આવી જવા લખ્યું ને ગઈ કાલે તારાચંદભાઈ સ્ટેશને પણ ગયેલા. પણ તમે ન આવ્યા એ પરથી એક અનુમાન એવું થયું કે કદાચ અહીં આવવાના જોખમના વિચારથી ગૃહપતિજીએ જ એ ઠીક ન ગણ્યું હોય. ખેર, હવે હું તો હજુ અહીં બે–ચાર દિવસ છું પણ તમે ચાલુ શાળાએ નહીં આવી શકો ધારી આવતી કાલે રાતે એક માણસની સાથે તમારે માટેની બધી ચીજો તેમ જ પૈસા મોકલાવીશ. માટે ટ્રેઇન આવતાં સુધી તમે જાગજો. બનતાં સુધી લૈયાને મોકલીશ. એ વળતી, પરોઢિયાની, ગાડીમાં જ પાછા ફરશે. પૈસા તો રાતે ને રાતે જ ગૃહપતિજીને આપી દેવા. જે આવે તેને જમાડવા કહેશો ને તમે જન્માષ્ટમીની રજામાં બોટાદ જજો. કટોસણ થઈને જવું વધુ ફાવશે.

ઝવેરચંદ

## (૫૬૯) મસ્તાન ઝ૦ મેઘાણી અને નાનક ઝ૦ મેઘાણી ઉપર

અમદાવાદ : ૧૨–૧૧–૧૯૪૬

ચિ૦ મસ્તાન–નાનક,

પરમદિવસે સાંજે અમદાવાદ સ્ટેશને ધંધૂકા–ગાડી પર તમને શોધેલા પણ નીકળ્યા નહીં તેથી રૂ૦ પચાસ આપવાના હતા તે અમારી સાથે જ રહ્યા ને અમે સીધા બહારગામ ગયેલા ત્યાંથી આજે આવ્યા પણ તમારો કાગળ શહેરમાં દુકાને હોઈ મારા વાંચવામાં હજુ આવ્યો નથી. રૂપિયા પચાસનું મનિઑર્ડર આજે ઇશ્વિરભાઈ કરી આપશે. તેની પહોંચ લખશો અને એ રકમમાંથી એક ટર્મનું વધારેલું વ્યવસ્થા–ખર્ચ (એટલે કે રૂ૦ બાર–બાર) ચૂકવશો. ગૃહપતિજીને મારા તરફથી સંદેશો કહેજો કે આ રીતે વરસની અધવચ્ચે વ્યવસ્થા–ખર્ચનો વધારો થાય તેથી નવાઈ પામું છું. વળી વિદ્યાર્થીઓ વધવાથી વ્યવસ્થા–ખર્ચ વધે શી રીતે? અને દરેક રૂમમાં પાંચ–પાંચને ઠાંસવાં એ પણ વિચિત્ર, પણ આપણે શું કરીએ? આ ટર્મ ત્યાં પૂરી કરી લેવી. આમ ખર્ચનો અણધાર્યો વધારો, એકંદર ઘણું સખ્ત ખર્ચ અને શાક જેવી ચીજમાં કરકસર—ચોખામાં નહીં—એ બધાંથી હું નવા વર્ષમાં તમને ફેરવવાના જ નિર્ણય પર આવ્યો છું.

તમે વીરમગામ રસ્તે ગયેલા? હું હમણાં આંહીં છું. કાગળ લખશો.

ઝ૦

## (૫૭૦) મસ્તાન ઝ૦ મેઘાણી અને નાનક ઝ૦ મેઘાણી ઉપર

અમદાવાદ : ૧૬–૧૧–૧૯૪૬

ભાઈ મસ્તાન–નાનક,

૦૦૦ તમને કાગળ લખ્યો તે જ દિવસથી બીજા પગ પર ગાઉટનો હુમલો થવાથી હું તો અહીં પથારીવશ જેવી સ્થિતિમાં છું અને દાંતમાં પણ સડો હોવાથી દાંત કઢાવવા માટે અહીં રહેવું પડે તો પંદરેક દિવસ થાય એવું લાગે છે.

તમને પાણી વગેરેનું જે કષ્ટ પડ્યું તેને પણ જીવનનું ભણતર જ સમજીને શક્તિ વધી એમ ગણશો. આ વર્ષ હિંમતથી પૂરું કરી કાઢો, પછી ઘેર જ રહેવાનું. ત્યાં રહો ત્યાં સુધી ખૂબ લાભ લેવો ને દિલને મજા લેવાની ટેવ પાડવી. છાતી કઠણ રાખવી. અગવડો ને વિટંબણાઓ એ જ આપણી સાચી શાળા છે. મારું કામ હોય તો લખજો. બેએક દિવસની રજા આવતી હોય ને મન હોય તો આંહીં આવી જશો. તમારા કાગળો આવશે તો મને પણ આનંદ રહેશે. હુંયે, જુઓને, રોગમાંથી મુક્ત થતો જ નથી.

લિ૦ ઝવેરચંદ



## (૫૭૧) મસ્તાન ઝ૦ મેઘાણી અને નાનક ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૮–૧૨–૧૯૪૬

વ્હાલા પુત્રો,

૦૦૦ તમને સોળમું વર્ષ બેઠું તે પ્રસંગે મારા હૃદયના આશીર્વાદ છે. મનથી, શરીરથી, ખૂબ તેજસ્વી બનો અને આ જીવનમાર્ગ પર પૂર્ણ આનંદ–ઉત્સાહ સાથે આગળ વધો.

જેમ જેમ તમારું વય વધતું જાય છે તેમ તેમ તમારી બાલ્યાવસ્થાનો દુ:ખી ભૂતકાળ દૂર ને દૂર ઠેલાતો જાય છે. એ સમયની સર્વ સ્મૃતિઓ લુપ્ત બનો! ભવિષ્યનાં જ આશા ને ઉલ્લાસ તમારા હૃદયોમાં પ્રકાશી રહો!

જે કંઈ કષ્ટો તમે સહ્યાં છે તેણે તમારી શક્તિને વધારી છે. હું તો તમને કાંઈ મદદ કરી શકતો નથી પણ મારા પ્રેમનું ભાતું તમને બંધાવ્યું છે. તમે મને તમારો અનહદ પ્રેમ આપીને ટકાવ્યો છે. તમે જેમ જેમ મોટા થતા જાઓ છો તેમ તેમ મારા મન પરનો વિષાદ ઘટે છે.

તમારી પ્રત્યેક શકિતનો ખૂબ વિકાસ થજો. જીવનની કોઈ પણ વિટંબણા તમને ડરાવે નહીં, તણખલા જેવી તુચ્છ લાગે, એવું પરાક્રમ તમારામાં પ્રગટ થજો.

તમે બેઉ ફક્ત ભાઈઓ નથી, મિત્રો છો, જન્મસંગાથીઓ છો, એકબીજાના પૂરક છો, એક જ પંથના તીર્થ–યાત્રીઓ છો. શરીરે જુદા છતાં એકરસ અને એકરૂપ છો એમ માનજો.

તમારું બેઉનું કલ્યાણ ઇચ્છતો તમારો પિતા,

ઝવેરચંદ



## (૫૭૨) તારાચંદ રવાણી ઉપર

બોટાદ : ૩–૭–૧૯૪૬

તારાચંદભાઈ,

હુલ્લડના ખબર વાંચી ચોંક્યો છું. તમે સૌ ભાઈઓ, આપણાં બીજા સ્નેહીઓ વગેરે શી સ્થિતિમાં હશો? બે બલિદાનોનું† વાંચીને છાતી ચિરાઈ જાય છે. ખબર ઝટ લખશો.

ઝવેરચંદ

*

† 'બે બલિદાનો' : ૧૯૪૬માં અમદાવાદમાં થયેલાં કોમી રમખાણોમાં પહેલે જ દિવસે શાંતિ સ્થાપવા નીકળેલા વસંતરાવ હેગિષ્ટે અને રજબઅલી લાખાણીની હત્યા થઈ હતી.



## (૫૭૩) તારાચંદ રવાણી ઉપર

બોટાદ : ૫–૭–૧૯૪૬

તારાચંદભાઈ,

ભાઈ મકરન્દ† ગોંડળ જતાં મહેન્દ્રને સ્ટેશને મળી ગયા ને તેમની પાસેથી તમારી સૌની સલામતીની ને ભાઈ ધીરુ મોતના મોંમાંથી ઊગરી ગયાની વાત જાણી.

હવે તો 'ઊર્મિ'નો અંક પૂરો કરતાં પહેલાં સ્વ૦ વસંતરાવ, રજબઅલી વગેરેની તસવીરો મૂકી પરિચય આપશો. એમના જેવા જુવાનોને વાઘદીપડાનાં મોંમાં ઓરાવા જવા દેનારા તેમ જ એવું પ્રોત્સાહન આપનારાઓ પ્રત્યે પારાવાર ખેદ થાય છે.

લિ૦ ઝ૦

*

† ભાઈ મકરન્દ : પૂ૦ મકરન્દભાઈ દવે તે વખતે ભારતી સાહિત્ય સંઘમાં પત્રકાર તરીકે કામ કરતા.

◆ અંકિત અમરપટો

હરગિઝ ન મીરદ આં કે
દિલશ ઝિન્દા શુદ
સબ્તસ્ત બર જરીદએ આલમ
દવામે મા

☐ જેનું દિલ પ્રેમથી જીવંત થયું તે કદી મરતો નથી. પૃથ્વીના પૃષ્ટ પર અમારો અમરપટો અંકિત થઈ ચૂક્યો છે. (હાફિઝ)



## (૫૭૪) રતિલાલ ઓ૦ ઝાટકિયા ઉપર

બોટાદ : ૬-૭-૧૯૪૬

પ્રિય ભાઇ,

તમારા કાગળનો જવાબ તમે તો મોડા વાંચશો છતાં હું બહારગામ જતો હોઈ લખી નાખું છું. અઠવાડિયે પાછો ફરીશ. તમે મને યાદ કરો છો તે કરતાં જરાયે ઓછા હું તમને યાદ કરું છું એમ નથી, પણ પત્રવ્યવહારમાં તમે જ હમેશાં જીતી જાઓ છો. તમારા જેવા અતિ જૂજ કાગળો લખનારા મિત્ર પર મારો એ અધિકાર ઘણો મોટો સમજું છું. મુંબઈ આવવાની મુદત હજી પાકી નથી.

રાજકારણી ઝંઝાવાતોના તટસ્થ દૃષ્ટા માત્ર રહેવું એ તો અહીંની મારી મોટા ભાગની નિવૃત્ત દશામાં પણ શક્ય નથી. આ ગાડું દસ-પંદર વર્ષ પાટે ચડવા સંભવ નથી. આવી હરએક મંત્રણા દેશને પાંચ વર્ષ પાછો નાખી દે છે. શરૂમાં આપણા નેતાઓ આશાના ગજબ ગબારા ચડાવતા હોય છે એટલે છેવટમાં પ્રજાને વધુ પછડાટ લાગે છે. આ દેશની રાષ્ટ્રવાદી પ્રજાનો ધીરે ધીરે પ્રત્યાઘાતી બળો નાશ કરે તો નવાઈ નહીં પામીએ. અમદાવાદ જેવું જાગ્રત શહેર જોતજોતામાં કતલખાનું બની ગયું. વસંતરાવ, રજબઅલી વગેરેને વિશે અમારાં મનોમંથનો પણ તમારાં જેવાં જ ચાલી રહ્યાં છે.

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહમાં પડવાની વિચિત્ર વાતો કરનારા મહાત્માજી બીજાંઓને આ વાઘદીપડાની બોડમાં અહિંસા પ્રબોધવા જવાની હાકલ દેવા કરતાં પોતે જો પાંચસોકને લઈ જમાલપુર જેવા એકાદ સ્થળમાં પહોંચી પદાર્થપાઠ આપે તો વધુ શ્રેયસ્કર બને. આટલાં હુલ્લડો થયા; મહાત્માજીને કે એમના પટ્ટશિષ્યોમાંથી કોઈને એ બૂઝવવા જતા જોયા નથી. ખેર, અક્કલ કામ કરતી નથી.

મહેન્દ્ર પૂના જવા માટે આવે છે. 'જય ઇન્ડોનેશિયા' એણે ઠીક લખ્યું છે. 'હિંદનો સાગરસૈનિક' પણ તૈયાર કરી કાઢ્યું. અભ્યાસનિષ્ઠ વૃત્તિ છે ને મારા કરતાં ઠરેલપણું વિશેષ છે. માનું છું કે એ આજના ગુજરાતી પત્રકારત્વમાં પડવા કરતાં આ કામ પકડી બેઠો એમાં પ્રારબ્ધ પાધરું પડ્યું. ૦૦૦૦૦

ઝ૦

*

## 'ચકાચક! ખુદાકી કસમ!'

[૧૯૪૬માં થયેલા નાવિકોના બળવા સાથે સાથે મુંબઈમાં ફાટી નીકળેલા રમખાણોનું વર્ણન, 'આપણો સાગરસૈનિક' નામના મહેન્દ્રભાઈના ત્રીજા પુસ્તકમાંથી ટૂંકાવીને, સાભાર.]

પગથી ઉપર લોકોની કતારો જામી હતી. દીવાલને ટેકવીને ઊભા ઊભા સૌ સામેના દરિયામાં પડેલાં નૌકાદળનાં સંખ્યાબંધ બંડખોર જહાજોને જોતા હતા. બરાકના કે જહાજોનાં ઊંચાં ઊંચાં થાંભલા ને દોરડાં વાવટાવિહોણાં બન્યાં હતાં. નજર સામેના દરિયામાં પંદર-સોળ જહાજો થોડેઅંતરે અંતરે ઊભેલાં હતાં. કોઈની ઉપર રાષ્ટ્રધ્વજ જેવા વાવટા દેખાતા હતા. જહાજ—જહાજ વચ્ચે સંકેત ભાષાના સંદેશાઓની આપ-લે થતી હતી. બે ઝંડીઓને ઊંચીનીચી કરીને કે એક મોટી બત્તીને જલાવી-બુઝાવીને સંકેતભાષાઓ બોલાતી હતી. કોઈ રડ્યાખડ્યા જહાજમાંથી સૂચક ભૂંગળું પણ વાગતું. બળવાખોર ખલાસીઓએ એ તમામ જહાજોનો કબજો લીધો હતો. બેત્રણ સ્ટીમ-લૉંચો પણ ચાર ચોરસમાઈલના વિસ્તારમાં નીડરપણે ફરતી જોઈને કિનારા ઉપરની મેદની અજબ તાનમાં આવી જતી. વાતો થતી કે આઝાદ ફોજે હિંદની ધરતી આઝાદ ન કરી પણ આ આઝાદ નેવીએ, નૌકાદળે, હિંદુસ્તાનનો દરિયો આઝાદ કરી દેખાડ્યો! કિનારા પર ટોળામાં સુશિક્ષિત કે સદ્‌ગૃહસ્થોનું પ્રમાણ દસમાં એકનું હતું. મોટો ભાગ તો મૂંગો મૂંગો બધું જોઈને રસ્તે પડતો. બાકીનામાં ચપરાસી-પટાવાળા, ટપાલીઓ, કંડકટરો, ભૈયાઓ, ચંપીવાળાઓ, કાનનો મેલ કાઢનારાઓ, ફેરીઆઓનો પચાસરંગી મેળો હતો. તોફાનીઓ, મવાલીઓ ને ગુંડાઓ શામિલ હતા. ઠેર ઠેર એ નિષ્ણાતો અને નૌકાદળના અઠંગ અભ્યાસીઓ લેખે વાતો કરતા હતા, પોતાનો મત બેધડક જણાવતા હતા. "બસ ચાર એક સાલી કૉંગ્રેસ બિગડ જાય તો ફિર ચકાચક........ હાં ખુદાકી કસમ, ફિર તો ચકાચક હો જાય!"

અને બીજે જ દિવસે ચકાચક મચી ગઈ. ત્રીજે દિવસે ઓર વધી. લૂંટ, આગ .... ચકાચકનો ફજેતફાળકો ઘૂમતો હતો. નિર્દોષોની ચીસો, બાળકોની કિકિયારીઓ, ગોળીઓની ગડેડાટી, એ બધાંનું મિશ્રણ હવામાં વ્યાપી ગયું હતું. ઠેરઠેર આગના

ભડકા લબકારા મારતા હતા. ધોળે દિવસે નિરાંતવી લૂંટો ચાલતી હતી. ઇસ્પિતાલમાં લાશો ખડકાતી જતી હતી.

ચકાચકનો વળતો દિવસ હતો. બપોરનો દોઢ વાગેલો. સખ્ત હડતાલ હતી, પણ ભૂખ હડતાલને ગણકારતી નથી. એક હોટલ ઉઘાડી હતી. અમે ઝટ ઝટ ખાતા હતા. બારીના કાચ ફૂટેલા પડ્યા હતા. પતરાનું ફોલ્ડિંગ બારણું અધબીડયું હતું. ગલ્લાવાળાની આંખો ચકળવકળ થતી હતી. અમારા સિવાય ચાર–પાંચ બીજા ઘરાકો પણ બેઠા હતા. ત્યાં રાષ્ટ્રધ્વજ સાથે એક ટોળી "ઝિંદાબાદ" બોલાવતી નીકળી. એની પાછળ ગુંડા–ટોળી એના પોકારો કરતી નીકળી. હાથમાં ડંડા, પાટિયાં, સળિયા ઇત્યાદિ શસ્ત્રો હતાં. હોટલના બારણા પાસે આવીને એમણે ત્રાડો પાડી : "બંધ કરો!" "જલા દો!" "તોડ ડાલો!" "બંધ કરો!" "જલા દો!"

ગલ્લાવાળો હાંફળોફાંફળો થઈ ગયો. હાથ જોડતો એ દોડતો આવ્યો, બારણું બંધ કરવા માંડ્યો. બટેટા–વડું અરધું મૂકીને હું ઊઠયો.

"ઠહેરો," મેં એને કહ્યું. ડંડા–પાટિયાંવાળા ભણી ફરીને હું બોલ્યો, "દેખો ભાઈ, તુમ ચાહો તો ઇસકો બંધ કરા સકતે હો, ક્યોં કિ તુમ્હારે હાથમેં ડંડા–પથ્થર હૈ. મગર ઇસસે તુમકો ક્યા ફ્રાયદા? ગવરમેન્ટકો ક્યા નુકસાન? હમારે હી ભાઈ ભૂખે રહેંગે."

વીસેક સેકંડ કોઈ કાંઈ બોલ્યું નહીં. અને કઈ સેકંડે ડંડો ફટકારશે કે પથ્થર ફેંકાશે એની ગણતરીઓ મારા મનમાં ઊડતા બૉંબની ગતિએ ચાલતી હતી.

ટોળામાંના સળિયાધારી સુભટે તરત કહ્યું, "હાં, ઠીક કહેતા હૈ વો. ચલો ભાઈ, આગે ચલો!" ટોળી ચાલી નીકળી પણ હાથમાં સોડાની બાટલી ઉછાળતો એક જણ રોષ શમાવી ન શકયો. જતાં જતાં એ કહેતો ગયો, "ઇતને આદમી ગોલિયોંસે મર રહે હૈં, ઔર તુમ એક દિન ભૂખે ભી નહિ રહ સકતે હો!"

*

લડાયક શસ્ત્રોથી સુસજ્જ ગોરા સૈનિકોથી ભરેલી છાપરાવાળી લૉરી. પાછલા ભાગમાંથી રસ્તા અને મકાનો સામે મશીનગનો તાકીને ગોરાઓ બેઠા હતા. રસ્તા ઉપર સોપો બોલી ગયો હતો. ગલીઓમાં ખૂણા પછવાડે, મકાનોના દાદર નીચે, દીવાલ સરસા, લોકો લપાઈ ગયા હતા. ઊંચે અટારીઓ ઉપરનાં નરનારીઓના શ્વાસ થંભી ગયા હતા. ત્યાં તો મેં જીવતી ફિલ્મનું દૃશ્ય જોયું. પેલા સોડાની બાટલીવાળાએ પોતાનું શસ્ત્ર ઉગામ્યું......ઉગામ્યું ને ત્યાં તો લૉરીમાંના એક ગોરાના મોઢા ઉપર જઈ પડયું. ધડાધડ ધડાધડ પાંચ–સાત ગોળીઓ વછૂટી, પણ 'ગેરિલો' બચી ગયો.

રકાબીઓ પડતી મૂકી અમે હાથ ધોયા.

મુંબઈના એ દિવસોની બધી વાતો આજે તો હજી યાદ છે; દિવસો જશે તેમ એ ભુલાતી જશે. લૂંટ ભુલાઈ જશે, મશીનગનો ભુલાઈ જશે અને કાળની વિસ્મૃતિમાં ગોળીબારના ભોગ બનેલાં કુમળાં બાળકો પણ અદૃશ્ય બનશે. માનવ–દેહો અને બદબો મારતી લાશોના ખડકલાની ભુતાવળો પણ એક દિવસ વિસરાઈ જશે.

તે પછી પણ કદાચ સાંભરશે પેલો જુવાનિયો અને મશીનગનના જડબામાં એણે ફટકારેલી મામૂલી એક સોડાની બાટલી.

તે દિવસે એક પાનવાળો ભૈયો સાંભરશે. ગલીના નાકે ૨ × ૩ ફીટની પણ નહીં એવી એની પાનની દુકાન હતી. ગલી પણ એવી જ સાંકડી હતી, પણ એ ગલીમાંથી થયેલી પથ્થરબાજીએ બંદૂકધારી પોલીસને હંફાવી હતી. ગોરી મિલિટરી આવી અને મશીનગનોની કડેડાટી બોલી ત્યારે મામલો શાંત પડ્યો. તે પછી ગલીની સામે ગોરા સિપાહીઓ ભરી મશીનગનો લઈ બેસી ગયા હતા. એમની આંગળીઓ ઘોડા ઉપર જ હતી, નાળ ગલીના નાકા સામે તાકેલી હતી. અને નાકા ઉપર પેલી હાટડીમાં બેઠો બેઠો ભૈયો પાનની પટ્ટીઓ બનાવતો હતો. નાની–મોટી તમામ દુકાનો બંધ હતી. મશીનગનની નળી અને પાનની હાટડી મૂંગા મૂંગા એકબીજાં સામે તાકી રહ્યાં હતાં.

### (૫૭૫) ઈશ્વરલાલ મો૰ દવે ઉપર

બોટાદ : ૧૪–૭–૧૯૪૬

પ્રિય ભાઈ,

૦૦૦૦ હુલ્લડના ખબર વાંચતાં જ તમારી ચિંતા થઈ હતી પણ તારાચંદ–ભાઈએ ખબર આપ્યા તેથી નિરાંત થઈ. જે બન્યું છે તેથી તો દિલ એટલું બધું ડોળાયું છે કે કંઈ તમે કહો છો તેવું લખી મોકલ્યું નથી કારણ કે વિચારસરણીમાં મોટો ઉત્પાત મચ્યો છે. બધાં ભલે 'બલિદાન' 'બલિદાન' કૂટે, હું તો એ બાપડાં મેંઢાં કતલખાને રેંસાયાં એવું સમજું છું. બાપુના બોધ સાથે મેળ ખાતી નથી. ૦૦૦

ઝવેરચંદ

*

## પોકળ અંજલિ

"મહાત્મા ગાંધીજી આવાં હુલ્લડોને પોતાની વિલક્ષણ દૃષ્ટિએ નિહાળે છે; એનો જે પ્રતિકાર પોતે સૂચવે છે તે એમણે પોતે કોઈ પણ ઠેકાણે કે અવસરે અજમાવી જોયો નથી. એકાદ ગણેશશંકર વિદ્યાર્થીનું નામ તો સોગંદ ખાવા માટે જ ઠીક કહેવાય. ગાંધીજીના માર્ગને અપાતી અંજલિ થોડાક માણસોના હોઠના કરતાં વધુ ઊંડાણેથી ઊઠી જાણી નથી. ભાઈ હેગિષ્ટે ને રજબઅલી જેવા બે-ત્રણ બલિદાનોનાં યશોગાન તેમ જ સ્મારકઘોષ વડે દિગંત ગાજી ઊઠયા પછી પણ એમને પગલે પળવા ઝાઝા જનો બહાર પડ્યા નથી (અમદાવાદમાં ગાંધીભક્તોની બહોળી છત છતાં) એ શું બતાવે છે? મહાત્માજીનું પ્રયાણ પૂનાથી પંચગનીને બદલે જો અમદાવાદ તરફ થયું હોત ને પાંચસો મરજીવાની મોખરે એમનો પ્રવેશ જો જમાલપૂરમાં થયો હોત તો જગતને કંઈક જાણવા-ગ્રહવા જોગું જરૂર મળ્યું હોત. (આટલું લખાયા પછી, તા૦ ૪-૮-'૪૬ના હરિજન-પત્રોમાં ગાંધીજીએ ખુલ્લે દિલે પોતાની એ નબળાઈ કબૂલ કર્યાનો અહેવાલ છે.)" [ઑગસ્ટ ૧૯૪૬ના 'ઊર્મિ અને નવરચના' માસિકમાં બાપુજીએ લખેલી નોંધ.]

*

## બહાદુરી

"અમદાવાદી આટલી બહાદુરી તો બતાવે કે પોતે પોલીસ કે મિલિટરીની મદદ નહીં માગે, નાસભાગ નહીં કરે. લડવાવાળા ઘણે ભાગે ગુંડા હોય છે, છૂપી રીતે કતલ કરે છે. બધા ઘા વાંસેથી જ થયા છે, છાતી કે મોઢા પર નહીં. આવા માણસોથી ડરવું શું? કાં તો એને હાથે મરવું, તેવી હિંમત ન હોય તો લડીને બચાવ કરવો.

"આવી પરિસ્થિતિમાં મને કંઈક કરી બતાવવાનું કહેવામાં આવ્યું છે એ યોગ્ય છે. કોઈ સાથે આવે કે ન આવે તેની મારે પરવા રાખવાની ન હોય. હું પોતે ઘરમાં બેસીને બીજાઓને મરવા મોકલું એ મારે માટે શરમની વાત કહેવાય ને એ અહિંસાના દાખલારૂપ ન થાય. મને લાગે છે કે કંઈ કરી બતાવવાનો મોકો મને મળ્યો નથી, અથવા કોઈ એમ પણ કહે કે એવો મોકો ન મળ્યો હોય તેમાં મારી કાયરતા છે. ગમે તે હો, ઈશ્વરની કૃપા હશે તો તે મને એવો મોકો હજી આપશે, મને તાવીને શુદ્ધ કરશે અને અહિંસાનો રસ્તો સાફ કરશે. આનો અર્થ કોઈ એવો ન સમજે કે મારા આવા બલિદાનથી હિંસા સાવ નાબૂદ થઈ જશે. એવી ઘોર હિંસા ચાલી રહી છે કે તેમાંથી અહિંસા પ્રગટ થાય તેને માટે મારા જેવા અનેકનાં બલિદાનોની જરૂર પડશે." [૨૮-૭-૧૯૪૬ અને ૪-૮-૧૯૪૬ના 'હરિજનબંધુ'માં ગાંધીજીએ લખેલી નોંધોમાંથી સંકલિત, સાભાર.]

*

◆ **Good Night**

Warm Summer Sun,
  Shine kindly here:
Warm Southern wind,
  Blow softly here;
Green sod above,
  Lie light, lie light,
Good Night, Dear Heart,
Good Night, Good Night.

[માર્ક ટ્વેઇને પુત્રીની કબર પર મૂકેલી સ્મરણાંજલિ.]



## (૫૭૬) તારાચંદ રવાણી ઉપર

બોટાદ : ૧૪-૭-૧૯૪૬

તારાચંદભાઈ,

અઠવાડિયું બહારગામ જઈ ને આવી તમારો મહેન્દ્ર પરનો કાગળ વાંચ્યો. તમે આંહીં કેમ ન આવ્યા? વડોદરે કેમ ગયા? આંહીં આવવા જેટલી સંબંધની મજબૂતી ન લાગી! હવે તો આવો જ. ૦૦૦૦

પુસ્તકો ને 'ઊર્મિ' બાબત સોસાવાનો કંઈ ઓરતો કરશો નહીં. જતનથી રહેજો. સાહસ ખેડીને ઑફિસે જતા નહીં. ધોવાયું બધું! સર્વસહિયારી વિપત્તિમાં કોનો વાંક કાઢીએ? ૦૦૦૦

ઝવેરચંદ

*

† 'આંહીં કેમ ન આવ્યા?' : 'હુલ્લડોને કારણે અમદાવાદ છોડીને બોટાદ કેમ ન આવતા રહ્યા?'

## (૫૭૭) તારાચંદ રવાણી ઉપર

બોટાદ : ૩૧-૭-૧૯૪૬

પ્રિય ભાઈ,

૦૦૦૦ 'ઊર્મિ' મળ્યું. એનાં પ્રૂફવાચનમાં એવી તો ભયંકર ભૂલો છે કે હવે મારાં લખાણોને હું પ્રૂફરીડર પર છોડી ન દઈ શકું માટે તમે દિવસ ઠરાવો ત્યારે મારું બધું લઈને એકી સાથે પતાવવા ત્યાં આવું.

બીજું, પૂઠા પર તો ઠીક પણ પહેલે પાને મારી કવિતામાં મનસ્વી ફેરફાર કરી, અગાડી, માણસો મશ્કરી કરે તેવું અવતરણ મૂક્યું છે તેથી હું દુઃખ પામ્યો છું. લોકો તો મને જ આ કર્યાનો જવાબદાર ગણશે. આવું મને પૂછ્યા વગર કરાય? કાવ્યની વિકૃતિ કરાય? ને પૂઠા પર પણ મારા ભાવને હું ન ઇચ્છું એવા context માં મૂક્યો. ૦૦૦ આવું કદાપિ ન કરવું જોઈએ. આ મૃત્યુ વિશે મારા એ વિચારો નથી જ નથી. ૦૦૦૦

ઝવેરચંદ



## (૫૭૮) રમણિક લા૦ મેઘાણી અને બંધુમતી ર૦ મેઘાણી ઉપર

બોટાદ : ૬-૯-૧૯૪૬

ભાઈ રમણિક તથા ચિ૦ બંધુમતી,

તમારા ત્રણે કાગળો મળ્યા. તમે અણીની પળે ઊગરી ગયાંના[†] ખબર લાભુભાઈએ આપ્યાં હતા. બાકી તો પલે પલે હૃદય થીજી જતું. આ ઘર તો શું, આ દેશ પણ આપણો છે કે નહીં તેની ખાતરી થતી નથી. આમાં સાહિત્ય પણ શું લખીએ? ગતકાળનો એક દિવસ પણ ભૂતવાણી બની જાય છે. આપણે બચ્યાં છીએ એ વિચારમાંથી આશ્વાસનનું અમી ચાલ્યું ગયું છે. નાસીને પણ જવું ક્યાં?

આંહીં તમારાં કાકી વગેરેની માંદગી ચાલ્યા જ કરે છે. નિર્મળા પણ બીમાર પડી પાછાં મુંબઈ ગયાં, મહેન્દ્ર અમદાવાદ છે. 'મન્વંતર'ને પ્રસ્તાવના વગર જ જવા દઈએ, મને અનુવાદની ભાષા પક્વ નથી લાગી. જો મૂળ લેખક કંઈ લખી આપે તો સારું. બેનરજીબાબુની[†] વાર્તાઓનું કંઈ થયું નથી. ભાષાન્તરોનું મહત્ત્વ ઓસરતું જાય છે. એ જ

લિ૦ ઝવેરચંદ

*

† 'ઊગરી ગયાંના ખબર' : કલકત્તામાં કોમી હુલ્લડોમાંથી.

† બેનરજીબાબુ : શરદિન્દુ બેનરજી.



## (૫૭૯) રમણિક લા૦ મેઘાણી ઉપર

બોટાદ : ૯–૧૦–૧૯૪૬

રમણિકભાઈ,

૦૦૦ મને મેલેરિયા ખૂબ ખૂબ નિચોવી ગયો. હવે સારું છે, પણ છોકરાંની ખબર તાવ લેતો રહે છે.

ત્યાંની પરિસ્થિતિ વચ્ચે તમો સૌ અમને વિશેષ યાદ આવો છો. હવે તો કંઈક સારા ફેરફારની આશા રહે છે. બીજી બાજુથી આ સમાધાન ગાયવાઘ વચ્ચેનું બનાવટી સમાધાન હોવાનો ભય પણ સાર્વત્રિક છે. સૌ સારાની આશા રાખીએ. અહીં ચિત્રાદેવી આનંદમાં છે. ચિ૦ બંધુમતીને અમારાં સ્નેહસ્મરણ. બાળકોને પ્રેમ કરશો.

ઝવેરચંદ

*

† 'આ સમાધાન' : કલકત્તામાં વચગાળાના મુખ્ય પ્રધાન મુસ્લિમ લીગના સુહરાવર્દી હતા ત્યારે પોલીસના પ્રોત્સાહનથી ભયંકર કોમી રમખાણો થયાં તેમાં હજારો નિર્દોષ પ્રજાજનોની કતલ થઈ હતી. આખરે વાઇસરોય અને ગાંધીજીની દરમ્યાનગીરીથી શાંતિ સ્થપાઈ હતી, કોમો વચ્ચે સુલેહ થઈ હતી. ૨૯મી ઑક્ટોબરે ઇદ માટે નમાઝ પઢવા જતી વખતે મુસ્લિમો હથિયાર સાથે નહીં નીકળે અને બીજી કોમો શાંતિનો ભંગ નહીં કરે એવું સમાધાન થયું હતું.

## (૫૮૦) પૂર્ણાનંદ ભટ્ટ ઉપર

બોટાદ : ૧૫-૭–૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી,

બહારગામથી આવતાં તમારો સ્નેહભરપૂર કાગળ વાંચ્યો. ઘણા વખતથી મળ્યા પણ ન હોઈ લાગણી તાજી ને તાજી નિહાળી આનંદ પામ્યો. તમે જરૂર જરૂર આવો. મને આશા છે કે મારા સ્વાભાવિક સ્વરૂપમાં જોઈ તમે નિરાશ નહીં થાઓ. કુતૂહલવૃત્તિની કુશંકા તો હું કરું જ નહીં. તમારે એ ખુલાસો કરવા જરૂર ન હોય. હું પણ અંગત સંપર્કનો ભૂખ્યો છું. આપણે પરસ્પર આપણી સ્વાભાવિક માનવતા વચ્ચે મળીએ અને એકબીજાની ક્ષતિઓ–મર્યાદાઓનો દિલસોજ ખ્યાલ મેળવીએ એ તો આવશ્યક છે. હું અહીં જ છું. ગમે ત્યારે સીધા મારે ઘેર આવો. પ્રથમથી ખબર દેશો તો સ્ટેશને આવીશ, પણ ટપાલનું કંઈ ઠેકાણું નહીં એટલે ઓચિંતા આવી ચડવામાં પણ સંકોચ ન સેવશો.

ઝવેરચંદ

## (૫૮૧) વાજસૂર વાલેરા વાળા ઉપર

[હડાળાના અને બગસરાની એક પાટીના દરબાર, બાપુજીના વડીલ સુહૃદ, 'કલાપી'ના ઘનિષ્ઠ મિત્ર, લોકસાહિત્યના અને થિયોસોફીના ઊંડા અભ્યાસી.]

બોટાદ : ૨૧–૭–૧૯૪૬

પૂજ્ય બાપુશ્રીની સેવામાં,

આંહીં આવ્યા પછી, રખે ઉઘરાણી આવી પહોંચીને મને ભોંઠો પાડશે એ બીકે, મોકલવાનાં ચાર પુસ્તકો તૈયાર રાખીને ટપાલની વ્યવસ્થા ઠેકાણે આવવાની રાહ જોતો હતો ત્યાં તો આપનો મમતાભર્યો કાગળ આવી પહોંચ્યો. મારી માનસિક વ્યગ્રતા સાથે હું ત્યાં આવું છું ત્યારે મારી જાતને તો ઠીક પણ આપનેય ક્ષુબ્ધ કરું છું એ વાતની મને પણ વ્યથા થાય છે, પણ આંહીં આવ્યો ત્યારે છોકરાંની માંદગી ઉપરાંત અમદાવાદની હવાએ આવા નાના શહેરનો પ્રાણવાયુ પણ વિષભર કરી મૂકેલો જોયો. મારી ચિંતા સાચી પડી. વધુ રોકાયો હોત તો guilty conscience ડંખ્યા કરત. મહેન્દ્ર બહારગામ છે. એ ઘર વચ્ચે કોઈ જવાબદાર ન મળે. ખરું છે કે લાંબી સ્થિરતા લઈને આવું તો જ આપની થોડી સેવા કરવાનો સંતોષ ઉપરાંત આપના અનુભવ–ભંડાર(કે જેનું સાચું મૂલ્ય હવે જ સમજતો થયો છું તે)નો લાભ મેળવી શકું, પણ એ બનવાની વિફલ રાહ જોતો બેસું તો તો જે સ્વલ્પ પામી શકું છું તે પણ ગુમાવી બેસું.

ટપાલની વ્યવસ્થા કાઠિયાવાડ પૂરતી તો ઠીક લાગે છે; આપનો કાગળ બરાબર મળેલો. એટલે પુસ્તકો મોકલવા વિચારું છું પણ બીક તો એ છે કે ટપાલવાળાઓ વચ્ચેથી તફડાવી જાય. એવા અનુભવો થાય છે.

આપે કહેલાં સ્મરણોને સતત વાગોળું છું. એને કાગળ પર મૂકવા જેટલી સ્વસ્થતા અમદાવાદના વાતાવરણે હજુ પ્રાપ્ત કરવા દીધી નથી. જે વાતો લખી મોકલવાની હતી તે હવે ટપાલમાં બીડવાને વાંધો નથી એમ લાગે છે. દરમ્યાન :

૧. ટ્યુટર ગીમીની શાક વગેરે ખાનપાન પરની સખ્તાઈ, રસોયા લાખા પાસેથી ગોટકામંત્ર વગેરેની સાંભળેલી વાતો, તે પરથી નાસી જવાના વિચાર અને રાજકોટમાં ગોટકા બાબત ૦૦એ અગાઉથી પહોંચી જઈ ઘરના કમાડ પર 'મેળામાં લઈ ગયા છીએ' એવું કરેલું લખાણ એ આપની ઉમર કેટલી હતી ત્યારે બન્યું?

૨. ગિરનારમાથી એક જુવાન સાધુ આવ્યા ત્યારે ઉમર કેટલી ?

૩. પથારી નીચે જુવાર એ પ્રસંગ ક્યાં અને કયા વર્ષમાં બન્યો ?

૪. માતુશ્રીનું નામ શું? જેચંદ મેઘાણી આવ્યા ત્યારે રૂપિયા કાઢી દેવાનું માએ કોને કહ્યું?

૫. ગાયિકા રામપ્યારીનો ઘણાં વર્ષો પૂર્વે સાંભળેલો કિસ્સો ફરી વાર સાંભળવો છે. એ આજે પણ હૈયાને હલમલાવે છે.

૬. ગવૈયા, ગાયિકાઓ, ઘોડાના ચાબૂકસવારો વગેરે જે વિશિષ્ટ વિદ્યાવાળાઓ હડાળે આવતાં તેમાંથી મુખ્ય વ્યક્તિઓની સ્મૃતિઓને આપ તાજી કરી જશો? ટપકાવાય તો ઠીક નહિતર રૂબરૂ સાંભળીશ.

૭. ૦૦નું પ્રકરણ પણ ફરી વાર મુખેથી સાંભળવું છે.

૮. વેશબદલો કરવાના શોખ બાબત જરૂર જરૂર મને લખી જણાવવા કૃપા કરો. એમ તો હમેશાં લાગ્યા કરે છે કે કોઈ કોઈ ઊંડી અસર કરી ગયેલા કિસ્સાઓ આપ પોતે મારા પર પત્રરૂપે લખો તો એમાં એવું કંઈક તત્ત્વ આવશે કે જે મારી કલમથી કદી નહીં નીપજે કારણ કે એમાં આપના આત્માની વાણી ઊતરશે. આપશ્રીનાં નાનાં પોસ્ટકાર્ડોમાં પણ એ નિગૂઢ પ્રાણકંપન હોય છે. કંટાળો આપવા નથી માગતો પરંતુ એક અમૂલ્ય વારસો આપતા જઈ શકો માટે કહું છું. આપના હૃદયને પણ એથી નવું spiritual bath મળશે. પૂજ્ય ઇચ્છુભાઈને પ્રણામ કહેશો.

લિ૦ ઝવેરચંદના પ્રણામ



## "એમના જ શબ્દોમાં"

"એક દિવસ લાઠીના દરબારગઢમાં ઠાકોરસાહેબ ('કલાપી') સાથે જમવા બેઠો હતો. બામાને ('કલાપી'નાં પુત્રીને) તેડીને એક છોકરી આવી. 'કલાપી' અને એ છોકરીની ઝાંખ મળતી આવી. કાંઈક જોઈ શકાયું. છોકરી ચાલી ગઈ તે પછી ઠાકોરસાહેબને પૂછ્યું, 'એક વાત પૂછું, બાપુ?'

'તારે પૂછવા જરૂર નથી. તું સમજ્યો છે તે સાચું છે,' એટલું જ કહીને 'કલાપી' અટકી ગયા.

"થોડાં વર્ષો બાદની એક રાત્રિએ લાઠીથી બે જુવાન ખવાસો હડાળે આવ્યા. આ દીવાનખાનામાં જ ઊભા હતા. મને કહે કે 'ઠાકોરસાહેબે અમને ઘોડા લેવા મોકલ્યા છે. આજે પાછા જઈ શકીએ?'

"મેં શાંતિ જાળવી. પછી મહામહેનતે એ ભાઈઓને કહ્યું, 'ગઇ કાલે રાતે ઠાકોરસાહેબે મોંઘી સાથે પરણી લીધું છે.'

"મોંઘી—શોભના. હું બેઉ મૂંગા ઊભેલા જુવાનોની સામે જોઈ રહ્યો. એમાંના એકની આંખોમાંથી આંસુની ધારા છૂટી પડી. એ હતો મોંઘીનો—'કલાપી'ની શોભનાનો—ધણી. લાઠીના મહેલના ખવાસ. શું આશ્વાસન આપું? આટલું જ બોલી શક્યો, 'થવાનું થઇ ગયું, ભાઈ! હવે રડ નહીં.'

'અમને ઘોડા લાવવાને બહાને કાઢીને આ કરવું'તું!' જુવાનની છાતી ફાટતી હતી.

'પાછા જવું હોય તો.....' હું વાક્ય પૂરું કરી શક્યો નહીં. એ કહે, 'ના, ના, હવે તો અમે અમારે વતન જ જશું.'

"મેં ખરચી આપી. તેઓ કચ્છ ચાલ્યા ગયા. પછી તો ઘણે વખતે સાંભળ્યું કે એ જુવાન મરી ગયો. પણ વરસ નહોતું વીત્યું તેટલામાં અનુભવે ઠાકોરસાહેબને નિર્વેદ પાઇ દીધો. મને કહ્યું કે 'ભાઇ, મેં ભૂલ કરી છે તે હવે હું જોઇ શક્યો છું.'"

[વાજસૂર વાલેરા વાળાના શબ્દોમાં વર્ણવાયેલો પ્રસંગ, 'પરકમ્મા'માંથી.]



## (૫૮૨) વાજસૂર વાલેરા વાળા તરફથી

હડાળા : સોરઠ : ૨૭–૭–૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી ઝવેરભાઈ,

બે દિવસ વડિયા રહી આવ્યો. આ અઠવાડિયામાં દસેક ઇંચ વરસાદ થયો. અત્યારે ઠંડો પવન ફૂંકાય છે. ટાઢોડું ખૂબ થઈ ગયું છે. ૦૦૦૦ વાર્તાઓ લખાય છે. લખવા આપેલ છે તે જરા કામ ધીમું ધીમું કરે છે. લખાઈ રહેથી મોકલી આપીશ. હવે તો ત્યાં શાંતિનું વાતાવરણ થયું હશે. ખુશીખબર જરૂર તુરત આપશો. લખવાનું કહો છો, લખવા વિચાર પણ ઘણી વાર થાય છે, પણ તે શક્તિ કેમ ઓછી થઈ છે તે આવશો ત્યારે કહીશ.

ગોટકાની વાત ૧૮૮૭માં બનેલી. ઉમર ચૌદ–પંદર વરસની. ગિરનારમાંથી સાધુ તેડવા આવેલા તે ૧૯૦૦માં. ઉમર વરસ સત્યાવીસની. માતુશ્રીનું નામ સોમબાઈ. માએ રૂપિયા કાઢી આપવાનું ત્રિકમજીને કહેલું. દેવા કામદાર બાપુના જૂના કામદાર હતા તેના ભાઈ ત્રિકમજી. મા પાસે કોઠાર વગેરેનું પરચૂરણ કામ કરતા. કહો કે માના ખાનગી કામદાર હતા. હાલ વાંકાનેર મિલના મૅનેજર રા૦ રા૦ ગિરધરદાસ છે તેના પિતા. મા તેને ત્રિકુ કહીને બોલાવતાં. ચાબૂકસવાર વગેરે વિશેષ વ્યક્તિઓ સંબંધી આવશો ત્યારે રૂબરૂ વાતો સાંભરશે તેટલી સંભળાવીશ. વેશબદલો કરી ફરવાનો શોખ ને પરિણામે બનેલા કેટલાક રમૂજી કિસ્સા પણ આવશો ત્યારે સંભળાવીશ. ઉપર લખ્યું છે તેમ લખવાની ઘણી વાર થતી ઇચ્છા પાર નથી પડતી તેનાં કારણ આવશો ત્યારે કહીશ. પલંગ નીચેથી નીકળેલી જુવારનો કિસ્સો ૧૮૮૭ કે ૧૮૮૮માં બન્યો. દોરો–માદળિયું પલંગમાં ગાદલાના વચમાંથી નીકળ્યાંનો પ્રસંગ પણ તે પહેલાં, જુવારના કિસ્સાની પહેલાં, થોડે જ મહિને બનેલો. બંને કિસ્સા રાજકુમાર કૉલેજમાં જ બનેલા. કાગળમાં પૂછેલા પ્રશ્નના ઉત્તર બધા, હું ધારું છું, આવી જાય છે. હવે અહીંથી પૂછવાનો પ્રશ્ન એક જ : ક્યારે આવી શકશો? 'The Initiate'

વાંચતા હશો. 'શક્તિસંપ્રદાય' પણ જોઈ જશો; ઘણાં ભજનો સમજવાની ચાવીઓ મળશે એમ મારું માનવું છે. સુખાકારી સર્વ પ્રકારે ચાહું છું.

લિ૦ શુભેચ્છક વાજસૂર વાલેરાના જયપ્રભુ



(૫૮૩) **વાજસૂર વાલેરા વાળા ઉપર**

બોટાદ : ૮-૯-૧૯૪૬

પૂજ્ય બાપુશ્રીની સેવામાં,

આપના હસ્તાક્ષરવાળો મુરબ્બીશ્રી ઇચ્છુભાઈનો કાગળ તેમ જ લખાણોનું રજિસ્ટર મળ્યાં. કૌટુંબિક ઉપાધિઓથી જવાબ લખવામાં વિલંબ થયો. આપે મોકલેલાં લખાણો ઉપરાંત આપનાં સંતોનાં બે-ત્રણ ચરિત્રોનાં લખાણો પણ મારી પાસે સચવાઈ રહેલાં છે. હવે એટલું જ બીજું. દા૦ ત૦ પેલા કટાસરામાં આવેલા નાગમગાઓનો પ્રસંગ અને લોકજીવનનાં નિગુઢ રહસ્યો પર અજવાળું પાડતા બીજા આપના અનુભવો—જે ઘણા છે—તે બધા આપની જ સરલ સુરમ્ય શૈલીમાં લખી નખાય તો એક સરસ પુસ્તક થાય. શ્રી કલ્યાણરાય બક્ષીના મોટાભાઈનો સુંદર કિસ્સો પણ આપની પાસે છે. જસદણ આલા ખાચર, જામ રણજિત, ગોંડળ સ્વ૦ ભગવતસિંહજી વગેરેનાં સંસ્મરણો પણ છે. આપ જો થોડી અડપ કરો તો ગતકાલીન રહસ્ય ભરપૂર કાઠિયાવાડની કોઇએ નથી આપી એવી એક છબી આપી શકો. અને ગાયિકા રામપ્યારીના દર્દભરપૂર પ્રસંગની યાદ આપું? આપના મન પર કોમળ કરુણ ભાત મૂકી ગયેલા અંગત સાથીઓ—લાખાથી લઈ મુ૦ ઇચ્છુભાઈ લગી—એની સ્મૃતિઓ જો લખાય તો આપને પોતાને જ એક spiritual bath મળવા ઉપરાંત ગુજરાતને અમૃતપાન મળે. હું તો એ માટે ઝંખું છું. ફરી પાછો સત્વર ક્યારે આપ પાસે આવી નિરાંતે બેસું એવું થાય છે, પણ માયાનાં બંધનોમાં જકડાઈ ગયો છું.

ઝવેરચંદનાં પ્ર૦

*

† 'આપના અનુભવો' : વાજસૂર વાળાના સંસ્મરણોમાંનાં કેટલાંક 'હું, સુમન અને મિત્રમંડળ' નામના કપિલ ઠક્કર લિખિત પુસ્તકમાં સમાવી લેવાયાં છે.

*

● મોતીની ઢગલીઓ

ઢસા જંક્શન છોડીને તમે જેતલસર રસ્તે પોરબંદર વેરાવળ આવવા ઊપડો અને લાઠી નામનું પહેલું ગામ વટાવો એટલે તમે સોરઠની રમ્ય-ભૂમિમાં દાખલ થશો. ચોપાસ રસાળ મુલક, હરણનાં ટોળેટોળાં અને ગાય ભેંસ તથા બકરાનાં વૃંદ નાની નાની નદીઓને કિનારે પથરાઇ રહેલાં [નજરે ચડશે].

આ સોરઠ તે કાઠી રાજ્યોનું કેન્દ્રસ્થાન. કાઠી રાજાઓની જાહોજલાલીનાં અવશેષ ખંડેરો ભાળીને હજુયે હૈયાં ઊછળે છે. રેલવેના પાટાની બંને બાજુએ મોતીના દાણાની નાની નાની ઢગલીઓ કરી હોય એવી જ જુક્તિથી કાઠી ગામડાંઓનાં જૂથ વહેંચાઇ રહેલાં છે.

ભાયાવદર અને હડાળાની સુંદરતા જેણે નિહાળી હશે તેને માલૂમ હશે કે નાનાં સંસ્થાનોની સુવ્યવસ્થા કેટલી સહેલ છે. આ બધાં કાઠી રાજાઓની સ્થિતિ જૂનાગઢ કે પોરબંદરનાં મોટાં રાજ્યો કરતાં ચડિયાતી ગણાય. મોટા નરેશોને એમની પ્રજા સાથે મહોબ્બત જામવાના પ્રસંગો જ આવવા મુશ્કેલ. એ બધા તો પોતાની હાકેમીના મિથ્યાભિમાનમાં જ સદા ઘેરાયેલા રહે, એના મહેલો તે એનાં કેદખાનાં. કેદખાનાની ચારે દીવાલો વચ્ચે એને કોઇ મિત્ર ન મળે. પણ આખરે માનવી, એટલે મહોબ્બતની ભૂખ લાગે. એ ભૂખ એના ખુશામતિયા જ ભાંગે—નાનાં નાનાં છોકરાંને ભેગાં કરીને રાજા પોતાની દીવાલોમાં સરકસના ઢોંગ માંડે, પડઘમ વાગે, રંગબેરંગી પોષાક સજાય અને જનાનાની મહિલાઓ પોતાના દુર્બલ તાલીસ્વરથી એ તરુણ રાજાને રંજિત કરે.

પોરબંદર કે પાલિતાણા જેવાં સંસ્થાનોના રાજાઓનો પ્રજાની સાથે મિલન થવાનો શું અવકાશ છે?

નાનાં સંસ્થાનોને આ મુશ્કેલી નથી. એમને હરકોઇ આદમી હરકોઇ વખતે મળી શકે, હાથેહાથ મિલાવી શકે, પરસ્પર માગણી કરતાં અચકાય નહીં અને નાનો મોટો ઠપકો દેતાં પણ ન હેબતાય. દરબારને પ્રજાની અંદર ભેળાવું જ પડે. નાનાં સંસ્થાનોને ખર્ચ ઓછું હોય. બહુ આડંબર કે જાપ્તાની જરૂર નહીં. ગેરસમજણ થવાનો ભય નહીં. થોડો થોડો ગરાસ એટલે અંગત દેખરેખ એની મેળે થાય. ઘણા પ્રશ્નોની પતાવટમાં જાતે ભાગ લેવાની વૃત્તિ થયા કરે. પરિણામે મોટાં રાજ્યોની માફક એશારામમાં રહેવું પાલવે નહીં.

પ્રજાની વચ્ચોવચ્ચ રહેવાનું એટલે એની રીતભાત કે એના મોજશોખ પરત્વે એને પ્રજાની શરમ પહોંચી શકે. વસ્તી રાજ્યકુટુંબ સાથે એટલી બધી વ્યવહારમાં જોડાયેલ હોય કે દરબારનાં ખાનગી કૃત્યો ઉપર પણ હાહાકાર કરવાનો એ પોતાનો હક્ક સમજે છે. મોટાં રાજ્યોમાં આ સંભવિત છે?

સાચી રસવૃત્તિ કેળવવાનું મોટાં રાજ્યોનાં ભાગ્યમાં જ નથી. એના મહેલો મોટાં ભૂતખાનાં જેવા. એ મહેલોમાં અતિ કિંમતી પણ અતિ કઢંગા ઠાઠમાઠને ખડકેલો જ જોવાય. એના બાગબગીચા બધા ગાર્ડન સુપરિન્ટેન્ડેન્ટના શોખ અનુસાર બને. ટૂંકમાં એ ચાહે છે ઐશ્વર્યના દિદારને; રસને નહીં. વડિયાના બાપુને પૂછ્યા વિના માળી નવું ઝાડ વાવી ન શકે, બાપુ પોતે એ રચના કરે. એના આવાસની શોભા પોતાની ગોઠવણ પ્રમાણે જ થાય. બાપુના હાથમાંથી મોરલા આવીને રોટલીના ટુકડા લઈ જાય છે. હડાળામાં મહેલાતો નથી, માટીનાં મકાનો છે. સંધ્યા-આરતીને

વખતે કીર્તનોના સ્વરની સાથે મંદ મંદ આંગળીએ હારમોનિયમ બજાવતા બાપુને જેણે સાંભળ્યા હોય તેને માટે હવેલીમાં જવું રુચશે નહીં. લીંબડાઓની ઘટા જાણે કોઈ જાગૃત માનવરૂપે વટેમાર્ગુને વિશ્રાંતિ લેવા હાથ ઝાલીને બેસાડતી હોય તેવું લાગે.

એ રૂપાળી ઓસરીની કોર ઉપર રાત્રીએ રામાયણ ગવાય. રેતાળ ચોગાનની અંદર ઉજ્જવળ ચાંદનીમાં કે નિર્મળ અંધારા નીચે આખી રાત એકતારાની ભજનોની ધૂન જામે. નાના રાજાઓની આ રસવૃત્તિ આજે ક્યાં ચાલી ગઈ!

થાણાદેવળીના ગઢમાં આખી દીવાલો ઉપર સિંહ-દીપડાંના ખોળિયાં ચોડ્યાં છે. કેટલાય માર્ગ-ભૂલ્યા દરબારો ઝાડ ઉપરનાં કાગડા—પોપટને કે ખેતરોનાં સસલાંને ગોળીએ ઉડાવે છે. ઘોડાં ખેલવાનો કાઠીઓનો પેલો મશહૂર શોખ ક્યાં ગયો? સમૃદ્ધિનો આડંબર કરવામાં સાચા શોખ હણાઈ ગયા. પ્રજા તો સદાય પ્રાણ પાથરતી આવી છે, છતાંય પ્રજાએ મરજાદા મેલી નથી. રાજાને ઘેર સારા માઠા પ્રસંગો આવે ત્યારે વસ્તી તો પડખે ને પડખે ખડી હોય છે.

નાના દરબારોને જરાક પોતાના સાચા સ્થાનનું ભાન થઈ જાય તો સંકટ સહેજે ટળી જાય; એ એમ સમજી લે કે હું સાર્વભૌમ નથી, હું આ વસ્તીનો એક નાનો રખેવાળ છું, તો. આજે રાજાઓ બહારની દુનિયાનો ભભકો ભાળીને અંજાઈ ગયા છે, પોતાની સ્થિતિ સંબંધે ભ્રાંતિમાં પડ્યા છે, તોયે વસ્તીનું વ્રજ જેવું હૈયું હજુ ધબકી રહ્યું છે. દરબારો એ ધબકારા સાંભળશે? [બાપુજીએ ૧૯૨૧માં લખેલો લેખ જે વાંચીને અમૃતલાલ શેઠે એમને તાર કરીને 'સૌરાષ્ટ્ર'માં જોડાવા બોલાવ્યા હતા.]



## (૫૮૪) ધનસુખલાલ કૃ૦ મહેતા ઉપર

અમદાવાદ : ૧૫-૮-૧૯૪૬

પ્રિય ભાઈશ્રી,

૦૦૦ હું હમણાં અહીં છું. 'અર્વાચીના' બરાબર મળી ગયેલું ને ખૂબ રસપૂર્વક પહેલા વાચનમાંથી પસાર પણ મેં કરેલું, પણ એક વાચનથી હું કદી સંતોષ પામતો નથી. ફરી વાંચી જઈને જણાવીશ એવી ધારણા હતી ત્યાં તો કૌટુંબિક ઉપાધિઓમાં ઘેરાઈ પડ્યો ને પછી વીસરાઈ ગયું. બાકી મારા જેવા પ્રાચીન માણસ પર તો 'અર્વાચીના' ખુશ હોઈ બરાબર મળી છે. તમે મારી નવી વાર્તાના આરંભમાં ખરા પ્રોત્સાહનના શબ્દો લખ્યા. 'સડેલ માનવીને ન ફેંકાય' એ ઉચ્ચાર વાર્તા લખતાં લખતાં જ મારામાં આવ્યો, અણધાર્યો જ આવ્યો! પૂર્વકલ્પના કરી પણ નહોતી. મારે માટે પણ એ શબ્દો સૂત્રાત્મક બન્યા છે. કુશળ છું. તમારા સ્નેહથી ધન્ય બનું છું.

ઝવેરચંદ

'સળેલું માનવી નહીં'

"દૂધ–ચહા પતાવીને એ દવાખાને ગઈ તે પછી એના સસરા દવાખાનેથી રાતવાસો કરીને પાછા આવ્યા; આવીને પાછલી ઓરડીમાં અંધ વેશધારી સાળો બેઠો હતો ત્યાં જઈ એણે આસન જમાવ્યું.

'ત્યારે બોલ્ય જાની!' બનેવીએ સાળાને પૂછ્યું. 'વહુ સ્વેચ્છાથી આવતી હોય તો પાછી ઘરમાં ઘાલવી કે નહીં?'

'હું તો કહી ચૂક્યો છું કે સળેલું ધાન નાખી દેવાય, સળેલું માનવી નહીં.' સાળો બોલતો બોલતો સૂરજના તેજને જાણે કે ચાપી નાખવા માટે પાંપણોના પડદા પટપટાવતો હતો.

'એને આવવું છે—પણ જો દેવુની સાથે રહેવાતું હોય તો; વીરસુત સાથે એને નથી રહેવું.'

'કારણ?'

'લેણદેણ; ઋણાનુબંધ; કુદરતી અણગમો.'

'કોણ કહી ગયું?'

'પોતે જાતે જ. ગરીબ ગાય જેવી બની ગઈ છે. દેવુની પથારીએ બેઠી બેઠી પોકેપોક રોઈ છે. નર્સો બધી ભેગી થઈ ગઈ, બાજુનાં દરદી જાગી ઉઠયાં, માણસો દોડ્યાં આવ્યાં. એક જ વેણ કહ્યા કર્યું કે 'દેવુભાઈ, દાદા રજા આપે તો તું ને હું આપણે ગામ જઈને રહીએ. આંહીં તો હું પગ નહીં મૂકી શકું....'"

[૧૯૪૦માં પ્રગટ થયેલી નવલકથા 'તુલસી ક્યારો'માંથી ટૂંકાવીને.]



(૫૮૫) **નટવર વોરા ઉપર**

અમદાવાદ : [૧૮–૮–૧૯૪૬]

ભાઈશ્રી,

શનિવારના તમારા સહૃદયતાભર્યા કાગળનો જવાબ જરા મોડો લખી શકું છું.

મારી કૃતિઓમાં રસ લેનાર કિશોરનો હું આભાર માનું છું પણ તમારી સામે હજુ જે ઉજ્જવળ ભાવિ પડ્યું છે તેમાં તમારો સવિશેષ વિકાસ થયા પછી પણ જો મારી રચનાઓ વિશેનું તમારું મૂલ્યાંકન આવું ઊંચું રહેશે તો જ મને ખરો આનંદ થશે, કારણ કે મારા તો શબ્દો સ્થિરતાને પામી ગયા, તમારી પ્રતિભા હજુ અનેક પિચ્છો પ્રકટાવવાની અને તે વખતે રસતંત્ર, રુચિ, મૂલ્યાંકનનાં ધોરણ વગેરે બધું જ બદલાયું હશે. લાંબો કાળ ટકનારી શક્તિ તો મારા જેવાની તે કાળે જ પરખાશે. આજે લખનારા અનેક મારા જેવાનું પુષ્કળ સર્જન તે કાળે 'ગઈ કાલનું' ઠરી ગયું હશે. ટકી શકશે તેટલું જ સાર્થક્ય જીવનનું.

સાહિત્યના તમને આજે પ્રકટેલ શોખને ઉત્તરોત્તર વિશાળ વાચનના તેમ જ ઊંડા ચિંતનના જળે સિંચ્યા કરશો, સ્વલ્પથી પ્રસન્ન નહીં બનશો, પ્રસિદ્ધિની પાછળ નહીં દોડવા લાગો, તો સંભવ છે કે ગુજરાતને એક અચ્છો નવલેખક મળે.

હસ્તલિખિત માટે આટલું સ્વીકારી સંતોષ લેશોને? હું પોતે બીમાર તેમ જ જંજાળગ્રસ્ત હોઈ હાલ તુરત વધુ ન લખી શકવા બદલ ક્ષમા માગું છું.

મારો જે પુત્ર Children's Academyમાં ભણતો તેનું નામ મહેન્દ્ર. જુનિયર બી.એ. સુધી સ્કોલર હતો પણ ૯–૮–'૪૨થી શિક્ષણને સલામ કરી ચૂક્યો છે. હાલ અહીં મારી પાસે છે. ગુજરાતી અંગ્રેજી બેઉ સારું લખે છે, પત્રકારિત્વના એકડા ઘૂંટે છે. સારી પ્રગતિ કરે તેવો સંભવ છે. આફ્રિકામાં તમારા પિતાશ્રી શું કરે છે?

લિ૦ શુભચિંતક ઝવેરચંદ મેઘાણીના આશીર્વાદ

*

† 'હસ્તલિખિત માટે' : હસ્તલિખિત/સાઇક્લોસ્ટાઇલ સામયિક 'સર્જન'માં બાપુજીના મૃત્યુ પછી આ પત્ર પ્રગટ થયો હતો.

(૫૮૬) **પત્ર-સ્મરણ : ગુણવંતરાય આચાર્યનું**

[૧૯૪૬ વિશે]

"મુંબઈમાં હતો ત્યારે 'બાપુ'ને પચાસ વર્ષ થયાં, ને એમનો વનપ્રવેશ ઊજવવાની મેં દરખાસ્ત કરી—એક થેલી 'બાપુને' અર્પવી. આ હિલચાલ હજી તો થોડા મિત્રો વચ્ચેની વાતચીતના તબક્કામાં હતી; 'બાપુ'ને ખબર પડી, મારા ઉપર લાંબો કાગળ આવ્યો. થોડાં વાક્યો નીચે ટાંકું છું.

'ગુજરાતે આપણને ઘણું આપ્યું છે. ગુજરાત કદરહીન છે એવા મિથ્યાભ્રમમાં આપણે ન પડીએ. સહુ પોતાની શક્તિ પ્રમાણે કાર્ય કરે છે; સહુને નસીબમાં હોય તે મળે છે. ગુજરાતને એક ઝવેરચંદની—એક ગુણવંતરાયની ચિંતા નથી, એને તો એક કરોડની ચિંતા છે; એ તો મા છે; એને સહુ સરખા છે. આપણને પેટ પૂરતું આપે પછી એની ચિંતા તો જેઓને પેટપૂરતું નથી મળતું એને માટે જ હોય!'"

## (૫૮૭) કૃષ્ણલાલ મો૰ ઝવેરી ઉપર

બોટાદ : ૧૯-૯-૧૯૪૬

પૂજ્ય ઝવેરીસાહેબ,

'વિલોપન'ની પહોંચસ્વીકારનો સ્વહસ્તાક્ષરનો કાગળ મળતાં અત્યંત આભારી બન્યો. આપશ્રીના સંપૂર્ણપણે સચવાઈ રહેલા સ્વાસ્થ્યની એ પત્ર પ્રતીતિ આપે છે તેથી વિશેષ હર્ષ પામ્યો. મારા પરના અસ્ખલિત વહેતા વાત્સલ્યને હું એમાંથી ઉકેલી શકું છું.

વચલાં કેટલાંક પુસ્તકો—'માણસાઈના દીવા', 'પરકમ્મા', 'પરિભ્રમણ' વગેરે—શું આપને નહીં મળ્યાં હોય? પ્રકાશકોને સૂચના તો બરાબર કરી હતી, છતાં જો રહી ગયાં હોય તો હું ફરી પહોંચાડવાની વ્યવસ્થા કરું.

ડૉ૰ હરિપ્રસાદ ગુજરાતની કલા, પ્રાચીન સંસ્કારિતા વગેરેની હવા નવી પેઢીના હૃદયમાં ભરવાને જબરી ધગશ સેવે છે. આશા ભીલનો ચોતરો મને પણ એમણે હમણાં બતાવ્યો. આવા પુરુષો હવે તો ચાલતા થશે. નવી પેઢી પર મોટો બોજો મુકાશે. પરંપરાને સાચવનારાઓની અખંડ સાંકળ રચાઈ જવી જોઈએ.

હુલ્લડ વચ્ચે કુશળતા જાણી આનંદ.

લિ૰ સેવક ઝવેરચંદના પ્રણામ



## (૫૮૮) ઉમેદભાઈ મણિયાર ઉપર

બોટાદ : ૩૧-૧૦-૧૯૪૬

પ્રિય ભાઈ,

નવા વર્ષે નિયમિતપણે હું તમારી સ્નેહસ્મૃતિમાં સ્થાન પામું છું એટલે આ સાલમુબારકની ઔપચારિક રસમની અવગણના તો કેમ જ કરી શકું? મારા પૂરતું તો એ ચાલુ જ રાખજો. દુનિયા તો જેવી હતી તેવી જ છે ને કદાચ રહેશે. એવી દુનિયા વચ્ચે રહીને જેઓ પોતાના જીવન-ટુકડાને લીલોછમ રાખે છે તેમની બલિહારી છે. ૦૦૦ સૌ૰ સવિતાબહેનને સ્નેહસ્મરણ. માંદો રહું છું.

લિ૰ સ્નેહાંકિત ઝવેરચંદ



## પ્રત્યેક વર્ષે

'દંભી રસમ છે'—નવ કોઈ કહેજો
પ્રત્યેક વર્ષે અભિનંદવાની,
આનંદ ન્હૈ તોય બતાવવાની
રોવું છુપાવી હસતા જવાની.

રોવું સદાકાળ ભલે લખાયું,
એકાદ દી'યે હસવા નહીં દ્યો ?
માલૂમ છે—જીવનની નવેળી
છે સાંકડી, ઘોર અને બીકાળી;
ખોંખારવા તેથી જ ટેવ પાડી.

ખોંખારતાં સૌ ગલી પાર થાશું.
ઠોકારતાં લાકડી ઘેર જાશું;
બીતાં જ તેથી દળ બાંધી ભેળાં
થોડીક તો છાતી ફુલાવી ગાશું.

['ફૂલછાબ'ના વાચકોને નવા વર્ષે અભિનંદવા રચેલું કાવ્ય.]

(૫૮૯) **ઇન્દુ ઝ૦ મેઘાણી ઉપર**

[જ્યેષ્ઠ પુત્રી, હાલ ઇન્દુ અ૦ શાહ]

અમદાવાદ : ૧૮-૮-૧૯૪૬

ચિ૦ ઇન્દુ,

તારો લાંબો કાગળ ગઈ કાલે મળ્યો. પરમદિવસ રાતે મોટો-જીકો રજા ગાળવા અહીં આવ્યા પણ જીકાને પગે ગૂમડું સખ્ત દુઃખતું હોઈ પથારીવશ છે. લોપરી કરી પકવીએ છીએ. હજુ ફૂટ્યું નથી. એઉ તને યાદ કરે છે. બુધવાર સુધી એમને રજા છે. ૦૦૦ તારે માટે બાયોકેમિક દવા અહીં એક જાણકારને પૂછી મુંબઇથી મગાવી છે તે તને બારોબાર મળશે, એટલે તું એ લેવા મંડજે. ફાયદો થશે. વૈદો-ડૉકટરોના કરતાં આ ઠીક થશે. ૦૦૦૦૦

તારે મારા માટે ચિંતા ન કરવી. દરેક પિતાનો જે ધર્મ છે તે હું બજાવું છું. નવાઈ શી કરી છે ? ને મહેનત તો કરવી જ જોઈએ. મારી ચિંતા કરીશ તો ઊલટી તું હૈયાદૂબળી બની જઈશ, માટે લહેરમાં રહેવું અને મારો બોજો ઉપાડવાને ખાતર પણ જલદી જલદી તમારે પાવરધાં બની જવું. તમે બધાં બાળકો સશક્ત બની જશો પછી મારે શી ઉપાધિ છે ? આપણે સૌ પોતપોતાની ફરજ બજાવીએ.

જન્માષ્ટમીની રજામાં બોટાદ ગઈ હોત તો ઠીક હતું. છોકરાં રાજી થાત. 'નૂતન' તો આપણા ઘરમાં છે, પણ નહીં જડ્યું હોય. આજે અહીંથી રવાના કરાવું છું. કશી ચિંતાનો બોજો મન પર રાખીશ નહીં ને આનંદ કરજે. એ જ

લિ૦ ઝવેરચંદ

*

† 'નૂતન' : 'નૂતન ગુજરાત' માસિક.

## (૫૯૦) ઇન્દુ ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૧૪–૯–૧૯૪૬

બહેન ઇન્દુ,

કાગળ મળ્યો. મુરલી પાછી માંદી પડી છે. બીજાં તો નરમગરમ ઠીક છે. ચિંતા કરીશ નહીં. ભાઈ અહીં છે એટલે સારું છે. ખાદી મારે તો લેવી નથી.

રાષ્ટ્રિય સેવાદળમાં જોડાવા વિશે તેં રજા મગાવી. તારો વિકાસ જેમાં થાય તેવી કોઈ પણ પ્રવૃત્તિમાં જવાની ના હું ન પાડું પણ આ નવા સ્થપાયેલ દળ વિશે હું કશું જાણતો નથી. એના સંચાલકો, તાલીમનો પ્રકાર, કોણ કોણ જોડાય છે, ભવિષ્યમાં શો શો કાર્યક્રમ રખાશે, એ બધું તારે જાણીને મને લખવું અગર સારી વાત તો એ છે કે શ્રી ચુનીભાઈ ને આ બાબતમાં પૂછી વિગતો મેળવવી. એમની રજા માગીશ તો તો એ કંઈ ના ન પાડે પણ એમની પાસેથી વિગતો મેળવવા નિમિત્તે વાત ઉચ્ચારજે. એ ધીરગંભીર છે. સાચું માર્ગદર્શન કરાવશે.

તારા સંબંધેની આવી બાબતમાં હું જરા વધુ ચીકણો બનું છું એમ તને લાગશે પણ હું એમ કરવાનું સ્પષ્ટ કારણ જણાવું. તારું વેવિશાળ લાંબા, ઘણા લાંબા, સમયની મિત્રતા પછી થયું છે. ૦૦૦ વેવિશાળ પછી લગ્ન પહેલાંનો ગાળો ઘણો લાંબો—ક્યારે છેડો આવે એ કહેવાય નહીં. તારે આ ગાળા દરમ્યાન રહેવાનું ભાવનગર, અને નિકટતા ઘણી. એટલે આ કાળ ખરી કસોટીનો છે. બીજા લગ્નસંબંધોમાં નવીનતાનું જે આકર્ષણ મોટો ભાગ ભજવે છે તે તમારા સંબંધમાં લગ્નટાણે ગેરહાજર હશે. લગ્ન પૂર્વેનું દૂરપણું જે રસ પૂર્યા કરતું હોય તેનો પણ તમને લાભ નથી. તમે બંને અતિનિકટ આવી ગયાં છો. અતિપરિચયથી આપોઆપ કેટલીક મધુરતા ઓછી થાય છે અને તેની સામે સમતુલા સાચવવા માટે એટલે કે મધુરતાના અંશો અલ્પ ન બનવા દેવા માટે સંબંધમાં જોડાનાર વ્યક્તિઓએ પોતાની અંદર બીજાં રસતત્ત્વો પેદા કરવાનાં હોય છે. કંઈ નહીં તો પણ એકબીજાંના સંબંધમાં ઈર્ષ્યાળુઓ, દ્વેષીઓ અગર નર્યા કુતૂહલપ્રેરિતો સારી માઠી હવા ન ઊભી કરી બેસે એ માટે પણ

સાવધ રહેવાનું હોય છે કારણ કે એવું સહેજેય બને ત્યારે અગોચરપણે કાં તો મનને ખૂણે કચરો એકઠો થયા કરે અગર તો પરસ્પર ખુલાસાઓનો અંત ન આવે. એટલે તારી સ્થિતિ બીજાંઓથી જુદા પ્રકારની કલ્પું છું. બેશક, હું તો તમારા સંબંધ વિશે બિલકુલ અજ્ઞાત છું. મારે આવી કોઇ ચિંતા કરવાનું કારણ ન જ હોય તેમ જ ઇચ્છું છું છતાં તારે પક્ષે પૂર્ણ જાગૃતિ રહે એટલા માટે આટલી સામાન્ય વાત ચર્ચી છે.

ભાવિમાં રહેલી શક્યતાનો પૂર્વવિચાર કરીને સેવાકાર્યની તાલીમ લેવાનું તને જરૂરી લાગ્યું તે તારી દૃષ્ટિની પૂરેપૂરી સુજ્ઞતા બતાવે છે. મને તારી અગમચેતી ગમી. એ જ દૃષ્ટિથી—ભાવિ જીવનમાં રહેલી બીજી અનેક શક્યતાઓની દૃષ્ટિથી—વિચારીએ તો બાહ્ય તેમ જ આંતરિક સૌંદર્ય, મનનું માધુર્ય, ગાંભીર્ય, કડવા ઘૂંટડા ગળવાનું ધૈર્ય વગેરેની તાલીમ પણ લીધે જ જવાની છે. રાષ્ટ્રિય સેવાદળની તાલીમમાં એ ગૃહિણીઉચિત અંશોની પણ જો જાળવણી ને ખિલવણી થવાને અવકાશ હોય તો તે માર્ગ સુખેથી લેવો, પણ જેટલે અંશે આપણે નવા નવા, અણજાણી પ્રકૃતિવાળા, ચિત્રવિચિત્ર જનસમૂહોમાં પ્રવેશ કરીએ તેટલે અંશે એ બધી ચિત્રવિચિત્રતાઓની વચ્ચે પોતાની જાત જાળવીને રહેવાની તાકાત તેમ જ તકેદારી પણ રાખવી રહેશે.

'જાતને જાળવવી' એને હું કોઈ સંકુચિત અર્થમાં કહેતો નથી, વિશાળ અર્થમાં વાપરું છું. સમૂહજીવનમાં રહેવાથી શિસ્ત, સંયમ, મેલછાંડ, સમાધાનવૃત્તિ અને નિર્ભયતાનાં તત્ત્વોને વિકસવાનો જેટલો અવકાશ છે તેટલો જ અવકાશ નાની નાની ઈર્ષ્યાખોરી, ચાડીચુગલી, સાંકડી મનોવૃત્તિ, ખોટી સ્પર્ધા, વાદવિવાદ–બુદ્ધિ વગેરેને પણ છે. મૂળ વસ્તુ તો સમૂહજીવનની વચ્ચે પણ પોતાનું વ્યક્તિત્વ વિકસાવવાની હોવી જોઈએ.

પણ મને આવું બધું લખવા–ચર્ચવાની ફાવટ નથી. સાચું છે કે શબ્દ દ્વારા નહીં પણ સંજોગો વચ્ચે મુકાઈ જવાથી જ આ બધું વધુ સ્પષ્ટતાપૂર્વક શીખી શકાય છે. કોઈ પણ નવી પ્રયોગભૂમિમાં તને ઝીંકી દેતાં હું અચકાઉં નહીં પણ આજે હવે તને ઝીંકવાનો, એટલે કે તારા પર પ્રયોગો–અખતરાઓ થવા દેવાનો, કાળ રહ્યો નથી. તારી એક સ્થિતિ નિશ્ચિત થઈ ચૂકી છે. એ સ્થિતિને માટે તું જે જે માર્ગે સજ્જ થઇ શકે તે તે માર્ગ તારે જ તારા ભાવિના સંગાથી જોડે ચર્ચા કરી સહમત બની ગ્રહણ કરવો. વચગાળાનો કાળ જ વિષમ હોય છે. તારી બાબતમાં આ કાળને ટૂંકાવવાનું શક્ય નથી.

હું તને ગૃહસંસ્કારો આપી શક્યો નથી. અતિ અતિ વહેલી ને અકાળે તું એકલી બની ગઈ. તને ખાવાપીવા અને બહાર જઈ એ આંકડા ભણતર ભણી લેવાની રુક્ષ સગવડો આપવા ઉપરાંત મારાથી કશું બન્યું નથી. તારી ખામીઓ પર ખીજ કાઢવા ઉપરાંત રચનાત્મક કોઈ રસ્તે તને લઈ જવાનો મારા જીવનમાં અવકાશ પણ રહ્યો નહીં. એક ચોપડી લખવામાં જેટલાં ખંત, ઉદ્યમ, કલ્પના, તકેદારી ને કોમળતા વાપરવાં પડે છે તેટલાં તારા જેવી એક જીવતી માનવકથારૂપ પુત્રીને ઘડવા પાછળ મારાથી યોજી

શકાયાં નથી. તું તારી જાણે જ કુદરતને ખોળેથી પોષણ પી પીને ઊઝરી છે. તારા માનસમાં પડેલાં પિતૃજીવનના વારસારૂપ નબળાં તત્ત્વોથી પર જવા માટે તારે ઘણું જોર કરવું પડતું હશે, પણ આનો હું કંઈ વિલાપ નથી કરતો. આવી બધી વિષમતાની કઠોર માટીને ભેદીને જે છોડ બહાર નીકળે છે તે વધુ પુષ્ટ બને છે. તારાં પણ એ જ પુષ્ટિ ને કૌવત હું કલ્પું છું. આપણી કક્ષાના સમાજમાંથી મોટે ભાગે આવી સ્વયંનિર્માણ કરનારી ઓલાદ જ બહાર આવી છે ને ચમકી ઊઠી છે.

ઘણું લાંબું થયું. વાંચીને ફાડી નાખજે. કોઈને આ કાગળની કશી વાતનો હવાલો આપીશ નહીં.

લિ૰ ઝવેરચંદના આશીર્વાદ

*

† શ્રી ચુનીભાઈ : ચુનીલાલ નારણજી શાહ, ગુજરાતમાં સ્ત્રી–કેળવણીના અગ્રણી હિમાયતી, વિખ્યાત પ્રાધ્યાપક, પછી ઇન્દુબહેનના શ્વસુર.



(૫૯૧) **ઇન્દુ ઝ૰ મેઘાણી ઉપર**

અમદાવાદ : ૩૧–૧૨–૧૯૪૬

બહેન ઇન્દુ,

તારો પ્રેમથી ભરેલો કાગળ મળ્યો છે મને શરીર સુધારવાની શિખામણ દેવાનો તારો પૂરો અધિકાર છે. એમાં તારું વહાલ જ જોઉં છું. હું પણ તમારા સૌના સ્નેહનો ઉપભોગ કરતો લાંબુ આયુષ્ય ભોગવવા ઉત્સુક છું. આ વખતે તો દરદને કાઢવું જ છે.

તું ચિંતા કરીશ નહીં. ભાભી સાથે નિરાંતે રહેજે. મોટા–જીકા આવ્યા પછી ચોપડીઓ એક ટ્રેઇન ભાવનગર જઈ લઈ આવજે ને પછી નિરાંતે રહેજે. વડોદરે ધીમતીને ઘેર જઈ આવ્યો. તને બહુ યાદ કરે છે. મેં કહ્યું છે કે પરીક્ષા પછી વડોદરે તને મોકલીશ. ભાભીને મારા આશીર્વાદ કહેજે.

ઝવેરચંદ



# સાહિત્ય પરિષદ : રાજકોટ : ૧૯૪૬



## (૫૯૨) બલદેવ મહેતા અને ઉપેન્દ્ર પંડ્યા ઉપર

અમદાવાદ : ૧૫–૮–૧૯૪૬

સ્નેહીશ્રી બલદેવભાઈ અને ઉપેન્દ્રભાઈ,

તમારા બેઉના સ્નેહભર્યા કાગળો મને મળ્યા છે. ૦૦૦ તમારા કાગળોએ મને મૂંઝવણમાં નાખ્યો છે. સાહિત્ય પરિષદનું સંમેલન રાજકોટ મળે છે એ અત્યંત હર્ષની વાત છે. સ્વાગતપ્રમુખ તરીકે ડૉ૰ યાજ્ઞિકસાહેબની વરણી અને વિભાગી પ્રમુખોની વરણી (મારી સુધ્ધાં) સર્વ કોઈને ઉચિત અને શોભાસ્પદ લાગશે એ વિશે મને શંકા નથી. મારું સ્થાન મારી અધિકારદૃષ્ટિએ નહીં પણ કર્તવ્યદૃષ્ટિએ તમે જે મુકરર કર્યું છે તેની હું કદર કરું છું, મારા પરની તમો સર્વ સ્નેહીજનોની ઊંડી અપાર મમતાનો સુખસ્પર્શ પામું છું. આમ છતાં મારી માનસિક–શારીરિક સ્થિતિ મને આ ગૌરવ તેમ જ જુમ્મેદારીમાંથી છુટકારો મેળવવા ફરજ પાડે છે. મારું આરોગ્ય સારું ન રહેતું હોઈ હું સપ્ટેમ્બર–ઑક્ટોબર કોઈ દૂર સ્થળે હવાફેર માટે ચાલ્યા જવાની તૈયારી કરી બેઠો છું પણ વહેલો પાછો વળી તમો ભાઈઓની મદદમાં ખડો થઈ જવા ઉત્સુક છું, તે એવી શર્તે કે સાહિત્ય વિભાગના પ્રમુખપદમાંથી મને મુક્ત રાખવો. એવી મુક્તિને તો હું મોટું ગૌરવદાન ગણીને કામ કરીશ. મુક્તિ મેળવવાનું કારણ એક તો હું સાહિત્ય પરિષદનાં સંમેલનોમાં રસ લઈ શકતો નથી, મારી પ્રકૃતિને આવી જવાબદારી બિલકુલ અનુકૂળ આવતી નથી. આજ સુધી ધરાવતો આવ્યો છું તે અલગપણું ને અલિપ્તતા

કોઈ પણ સૈદ્ધાંતિક વાંધાને, રોષ કે દ્વેષને, તર કે તકરારને આભારી નથી એની ખાતરી આપું છું, પણ મારું ચિત્તતંત્ર જે માટીનું ઘડાયેલું છે તે જ દોષિત છે. જે દોષ હોય તે મારો આંતરગત છે. ઉપરાંત એવા પદને શોભાવવા માટે જે વ્યાખ્યાન રચવું પડે તેને માટે પણ મને ફાવટ નથી, નવરાશ નથી, એ પદને ન્યાય આપવા જેવી હિંમત નથી. આ મેં જે લખ્યું છે તે શબ્દશઃ નિષ્કપટ ભાવે સરલ બુદ્ધિથી લખ્યું ગણજો ને મારા હાર્દિક આભારભાવ પર ઇતબાર મૂકી મને મારી મૂંઝવણમાંથી મુક્ત કરશો.

ચારણો વગેરે લોકકવિઓના સંમેલનનો વિચાર કર્યો તે સુખદ છે. કાઠિયાવાડ ખાતેના પરિષદ–સંમેલનની આસપાસ આવી પ્રવૃત્તિ દીપી ઊઠશે ને દીપાવશે. એના પ્રમુખપદ માટે શ્રી દુલાભાઈ કાગ સર્વોચિતપણે લાયક છે એટલું જ નહીં પણ કાર્યક્ષમ બનશે. એને તમે વેળાસર, કાગળો–તારોથી નહીં પણ એ જ્યાં હોય ત્યાંથી પકડી લાવીને અત્યારથી જ, રાજકોટમાં બેસારી દેશો. મારા વતી પણ કહેશો કે ચૂં-ચાં કરે નહીં. એ હશે, એની મદદે મેરુભા હશે, એટલે કવિડાયરાને કાઠિયાવાડમાંથી ખેંચી લાવશે. એ બધી જ વ્યક્તિઓનાં નામ શ્રી દુલાભાઈ આપને દેશે.

શ્રી બલદેવભાઈએ અન્ય કાર્યક્રમો વિશે લખ્યું તે વાંચી અત્યંત ઉલ્લાસ અનુભવ્યો છે. સંમેલનની સમક્ષ કાઠિયાવાડ પોતાની તળપદી વિશિષ્ટતાઓ સાદર કરે એ કેવો સુંદર ખ્યાલ છે! ધ્રાબાની મંડળી ચોરવાડ બાજુથી મેરુભા લાવી શકશે, ભવાયાનાં મંડળો ધ્રાંગધ્રા તરફ સારાં છે. તદુપરાંત દુલાભાઈના એક સ્નેહીનું ગોહિલવાડી ગામ દેગવડા છે ત્યાં ભવાઈ રમનારા છે જેમને પ્રથમથી રિહર્સલ વગેરે કરાવી ઔચિત્ય સચવાય તે રીતે ગોઠવી શકાય. ભજનમંડળીઓ તો ચોમેર જીવતી છે. એક ફક્કડ મંડળી દુલાભાઈ મારફત ગોહિલવાડના આંબરડી ગામથી બોલાવી શકાય. ત્રિભુવનભાઈનો સંગાથ છે એટલે છોકરીઓનાં ગીતો વગેરેની પણ યોજના સરસ થઈ શકશે. આ બધી વાતોમાં રૂબરૂ આવવા ને મારી જે સેવા માગો તે આપવાની મારી શુદ્ધબુદ્ધિની ખાતરી કરાવવા હું ઉત્સુક છું પણ ગળેબંધણા જેવી એક અનિવાર્ય મુદતબંધી ફરજ બજાવવા અહીં બેઠો છું. અહીંનું પતાવી દૂર સ્થળે જવા ઇચ્છું છું પણ તે પૂર્વે તમને સૌને રૂબરૂ મળી લઉં, સાહિત્યપ્રમુખના પદની મુક્તિ મેળવી શકું એમ થાય છે. એ મુક્તિ તમે બધા ઉદાર દિલે દેશો. તમારી સેવામાં ઑક્ટોબરમાં હાજર થઈ જઈશ એવી ખાતરી આપું છું. મને તમારામાંનો જ ગણ્યો છે તેમાં કશો જ ફેરફાર મારા પદવિહોણા રહેવાથી નહીં પડવા દઉં તેની પ્રતીતિ કરાવી દઈશ.

તમે જલદી દુલાભાઈને હાથ કરશો. એ કામ એમની પાસે જઈ કાંડું પકડી ઘસડી આણવા વગર બનશે નહીં. સાહિત્યપ્રમુખપદના નિક્ષેપમાંથી મુક્તિ યાચતો જુદો પત્ર લખવાની હવે જરૂર નહીં રહે એમ માનું છું. શ્રી યાજ્ઞિકસાહેબને મારાં સ્નેહવંદન કહેશો ને મારી પરિસ્થિતિથી વાકેફ કરશો.

લિ૦ સ્નેહાંકિત ઝવેરચંદ મેઘાણી

## (૫૯૩) ઉપેન્દ્ર પંડ્યા, બલદેવ મહેતા અને ત્રિભુવન વ્યાસ ઉપર

બોટાદ : ૨૨–૮–૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી ઉપેન્દ્રભાઈ તથા બલદેવભાઈ તથા ત્રિભુવનભાઈ,

કાગળો અમદાવાદ મળ્યા હતા. હું આજે ઘેર આવ્યો છું. તમારા કાગળોમાં, બહુ થોડા બડભાગી માણસોને જે સ્નેહ સાંપડી શકે છે તેવા, સ્નેહનો મારા પર મેઘ વરસ્યો છે. એના ઉત્તરમાં મારું કૃતજ્ઞ હૃદય મૌન વડે ભરાઈ ગયું છે. મારી સ્થિતિને હું વધુ સ્પષ્ટ કરી શકું તેવું તમે રહેવા દીધું નથી, મને તમે નિરુત્તર કરી નાખ્યો છે, એટલે મારી પરિસ્થિતિ વિશે પિષ્ટપેષણ કર્યા વગર તમારો નિર્ણય માથું નમાવીને સ્વીકારી લઉં છું.

અધિકાર–અનધિકારની ચર્ચા કરવી નથી. કફોડી દશાનો જ નિર્દેશ કરું છું. કરાંચી સાહિત્ય સંમેલન વખતે મને પત્રકારિત્વ વિભાગનો પ્રમુખ ચૂંટ્યો હતો. મારે તે વખતે જાહેર ના પાડવી પડી હતી તે પણ અનધિકારત્વના નહીં પણ બીજા જ મુદ્દા પર. મેં હાથ જોડીને જણાવ્યું હતું કે હું સાહિત્ય પરિષદની કે બીજી કોઈ સાહિત્યકીય જાહેર પ્રવૃત્તિમાં સક્રિય ભાગ નહીં લેતો હોઈ મારું સ્થાન સંમેલનમાં સમજતો નથી. આજે મારે કરવો પડતો સ્વીકાર એ સમયના મારા નકાર સાથે મેળ ખાતો નથી. કોઈ પૂછે કે તને આજે આ પદના સ્વીકારનું નવું શું પ્રયોજન પ્રાપ્ત થયું છે તો હું લાજવાબ બની રહું.

ખેર. તમે કાઠિયાવાડમાં પરિષદ–સંમેલનને સત્કારી લાવનારાઓ છો, તમારે મારી જરૂર પડી છે, તમે મને સ્નેહને દાવે, હું સૌરાષ્ટ્રવાસી છું એ દૃષ્ટિએ, મારા પર તમારા સ્નેહથી પ્રેરિત ગૌરવદાન કરો છો, ને હું શિર નમાવું છું. મેં મારા પ્રવાસનું પરિયાણ રદ કર્યું છે. મારી માંદગીને ટાળવાં કટિબદ્ધ બન્યો છું ને નિશ્ચય કર્યો છે કે તમારી આજ્ઞા થાય તે મુજબ શક્ય એટલો બધો જ સહકાર મારે આપવાનો છે. તમારા સરીખા સ્નેહના અભિષેકકારો ક્યાં મળશે! મારું હૃદય કૃતજ્ઞભાવે સિંચાઈ રહ્યું છે. મારા પુરોગામીઓએ આ પદને જેટલું દીપાવ્યું છે તેટલી કક્ષાએ હું નહીં ચડી શકું એમ લાગે છે, તે છતાં આવડશે તેવું ગજાસંપત કરી છૂટવાનો સ્વધર્મ સમજી બધી દલીલોને દિલમાં ચૂપ કરું છું.

૭ દિવસ પછી અમદાવાદ જવું પડશે. ૭ દિવસ આંહીં છું ત્યાં સુધી ઘણું કામ ઉકેલવું છે. અમદાવાદથી આવ્યા પછી હું જ રાજકોટ આવીશ. દુલાભાઈ વગેરે પણ એ વખતે આવી શકે એવું નક્કી કરશો ને મને જણાવશો.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદ મેઘાણી

*

## સાહિત્ય પરિષદ : એક અસલી ટીંખો

"ગુણજ્ઞ ગુર્જરો,

તમે મારું બહુમાન કર્યું છે. સામાને સન્માનીનેય ઊલટાના પોતે આભારભીના બનો છો એ તમારી અધિકતા છે. કરાંચી સંમેલન વખતે પત્રકાર–વિભાગના પ્રમુખસ્થાનને પાછું વાળીને તમારા જેવા જ ગુણજ્ઞોનાં દિલ કોચવ્યાં હતાં. આજે મારા અધિકારમાં તો ન્યૂનાધિકતા નથી થઈ પણ વારેવારે ના પાડવા પાછળ રખે ઊંડે ઊંડેય એકલવિહારીપણાનું અભિમાન કામ કરતું હોય એ આત્મભીતિથી ચુપચાપ ચાલ્યો આવ્યો છું. તમે આપેલા ગૌરવનું મારે મન મૂલ્ય છે. આપણાં નાના શા ગુજરાતમાં સાહિત્યોપાસનાને વરેલા માણસો પ્રમાણમાં નાના ઘર–દીવડા જેવા, સંખ્યાયે તેમની અલ્પ, અને તેમને પ્રત્યેકને પોતપોતાના કસબ પર મુસ્તાક રાખવાને સારું જરૂરી એવાં માનવગૌરવનાં નિમિત્તો–અવસરોયે જૂજજાજ. (એ તો જૂજ હોય તે જ ઇષ્ટ.)

"આવા માનપ્રદાનના તમેયે અધિકારી છો. સાહિત્ય–પરિષદ ચાલીસ વર્ષની પ્રૌઢ–પીઢ સંસ્થા છે. એનો ભૂતકાળ કેવોક હતો ને વર્તમાન ક્યાં ગૂંચવાયો છે તે તો મારા જેવા બહાર ઊભેલાને અને પોતાનાં કલમ–કાગળ સાથે જ મહોબતે બંધાયેલાને ખબર નથી. તથાપિ આ બુઝુર્ગ સંસ્થા એક અસલી ટીંખો તપતો રાખી રહી છે, લાંબે–ટૂંકે ગાળે પ્રાંતના વાણીરસિકોનો મેળો મેળવે છે, આ મેળો જ્યાં જ્યાં મળે છે તે પ્રદેશ અને સ્થળની હવામાં પણ લોકપર્વણીની પ્રસન્નતા છવાય છે. અન્ય પ્રશ્નોએ આવરેલાં જનહૃદયોમાં એક ચમકારો પડે છે કે સાહિત્ય પણ લાગે છે કંઈક મહત્ત્વની બાબત—રોટી અને વસ્ત્ર જેવી જ કંઈક જરૂરી." [સાહિત્ય પરિષદમાં સાહિત્ય વિભાગના પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાનનાં આરંભવચનો.]



## (૫૯૪) ઉપેન્દ્ર પંડ્યા ઉપર

બોટાદ : ૩–૯–૧૯૪૬

પ્રિય ભાઈશ્રી ઉપેન્દ્ર પંડ્યા,

બેઉ કાગળોના જવાબ મારા ઘરમાં બીમારીને કારણે હું વહેલો નથી આપી શક્યો. તા૦ ૧૨મીએ આવવાની ઉત્કંઠા છતાં કુટુંબમાં ચાલતી બીમારીનો અંત આવવા પર હાજરી આપવાનો આધાર છે. મને દુલાભાઈનો કંઈ કાગળ મળ્યો નથી. હું સંજોગવશાત કદાચ ન આવી શકું તો ક્ષમા કરશો ને હું તો જાણું જ છું કે તમે બધા ત્યાંથી જ જે કંઈ યોજના કરશો તે આપણી શોભા પુરવાર કરનારી જ હશે.

મારી ત્રણ તસવીરો આ સાથે બીડી છે એમાંની જે ઠીક જણાય તે પરથી બ્લોક બનાવરાવી લઈને એ ત્રણેય પરત કરવા વિનંતિ છે કારણ કે મારી પાસે બીજી

પ્રતો નથી. શ્રી યાજ્ઞિકસાહેબને મારા નમસ્કાર કહી આભારી બન્યો છું એમ કહેશો. તમારો સૌનો પક્ષપાત છે, તમને હર્ષ છે, પણ એ સર્વ લાગણીઓને સુપાત્ર મને ન પુરવાર કરું ત્યાં સુધીને માટે ધ્રૂજાટ છે. ઉતાવળે લખવા માટે ક્ષમા કરશો.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦



(૫૯૫) **બલદેવ મહેતા ઉપર**

બોટાદ : ૩–૧૦–૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી બલદેવ મહેતા,

૦૦૦ મારો તાવ હજુ ચાલુ જ છે, અને ભાષણ તૈયાર કરવાની પણ બીક હતી એટલે તાવ ન આવવાના કલાકો દરમ્યાન એ કામ કરી રહ્યો છું. એક–બે દિવસમાં પતાવી અમદાવાદ છાપવા મોકલીશ. સૂચના પ્રમાણે ૭૫૦ નકલો કઢાવીશ, પણ એના પહેલા પાના ઉપર શું લખવાનું છે, એમાં કાગળો કેવા વાપરવાના છે એટલે કે ખર્ચની જોગવાઈ કેવી છે તે સૂચના આપો તો મને સૂઝે. દુલાભાઈના અહીં પણ કંઈ સમાચાર નથી. એમને તો તમારે હાથોહાથ પકડવા જોઈએ. મારી શરીરની સ્થિતિ જોતાં રંજનના કાર્યક્રમમાં ભાગ લેવાવાનો સંભવ નથી. ઉપરાંત, જે ઊંચા સાહિત્યની વસ્તુ છે તેને રંજન નામના જુદા વિભાગમાં અન્ય રમતો સાથે બેસાડવાનું પણ ગમતું નથી. બાકી તો તમે આપણા પ્રાંતની લાક્ષણિકતાઓ પીરસીને મહેમાનોનું રંજન કરો તે સાથે તેમને આપણા સંસ્કારનું દર્શન પણ કરાવો એમાં કશું ખોટું નથી. મારા પૂરતું તો હું મારી મર્યાદાઓ સમજીને લખું છું. લાંબી બીમારીમાં પટકાઈ જઈ તમને નિરુપયોગી ઠર્યો એનો ઘણો અફસોસ છે. અધિવેશન પર આવી શકું તો પણ આશ્વાસન લઈશ.

લિ૦ સ્ને૦ ઝવેરચંદ



(૫૯૬) **ઉપેન્દ્ર પંડ્યા અને બલદેવ મહેતા ઉપર**

બોટાદ : ૯–૧૦–૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી ઉપેન્દ્રભાઈ તથા બલદેવભાઈ,

તમારા કાગળો ત્રણ દિવસ પર મળ્યા ત્યારે હું લાંબા તાવમાંથી ઊઠી પાછો મારા જૂના દર્દ ગાઉટના પંજામાં પકડાયો હતો, પણ એને તો મેં પાછું ધકેલ્યું છે ત્યાં પાછો મારો એક પુત્ર ૧૦૫°–૧૦૬° સુધીના તાવમાં રોજ પટકાઈ પટકાઈ ઊઠે છે ને પાછો ઢળે છે. આ સ્થિતિમાં જવાબ લખતાં ઢીલ થઈ, પણ મને ત્યાં આવી હવાફેર–

સ્થળાંતરનો લાભ લેવાનું તમે આપેલું પ્રલોભન ઝડપી લેવાનું ઉત્કટ દિલ હતું તેય લાચાર બન્યું છે.

આ બધા સંજોગોની વચ્ચે, તમે ત્યાં સંમેલનને એક મહાપર્વ બનાવી રહ્યા હોવાની વિગતો તમારા પત્રમાં વાંચું છું તેથી મન ખૂબ પ્રસન્નતા અનુભવે છે અને આવા ઉત્સાહની જમાવટમાં તમે દૂર બેઠે બેઠે મારી શાબ્દિક (બેશક સાચા હૃદયની) સહાનુભૂતિને પણ જમા કરો છો એ તમારી મને ધન્ય બનાવતી ઉદારતા છે. હું આંહીંના વિષમ સંજોગોમાંથી નિવૃત્ત થઈ જવા જ માગું છું. વ્યાખ્યાન છાપવા આપ્યું છે એ રવિ–સોમ સુધીમાં છપાઈ જશે એટલે લઈ ને જ આવીશ.

મારા ઉતારા સંબંધે પુછાવ્યું તેના જવાબમાં તમને સૌ ભાઈઓને ખાતરી આપું છું કે શહેરમાં મારે ઊતરવાનાં ઘણાં ઠેકાણાં ભલે હોય, હું તો સંમેલનના જ ઉતારે સૌની સાથે રહેવાનો છું. કોઈ ઉતારો અમુક રાજનો છે માટે હું અભડાઈ જઉં એવું હોય કદી? ઉતારા તો બધા તમારા જ કહેવાય. તમે જ્યાં ઉતારો ત્યાં હું રહીશ. એમાં જ મને આનંદ છે. શ્રી પાઠક વગેરે સાથે બેશક આનંદ આવશે. નહીં તો સામાન્ય ઉતારે પણ શી હાનિ છે? બધે આપણા ભાઈઓ જ હશે. એટલે એ વિશે હું તમારા હાથમાં જ છું.

રંજન કાર્યક્રમ સંબંધે તમે કરેલો ખુલાસો વાંચ્યા પછી હું તો એવા જ નિર્ણય પર આવ્યો છું કે તમે મને જ્યાં ઊભો કરશો ત્યાં ને જે કહેશો તે કરીશ. મારે જરા પણ સંકોચ નહીં સેવવો જોઈએ. તમારા હાથમાં મારી જાતને સલામત સમજીને શ્રદ્ધાપૂર્વક સોંપું છું.

મારી સાથે બીજું તો કોઈ નહીં પણ એક સ્નેહી ભાઈ હશે. કુટુંબને લાવવા માટેનું તમારું સહૃદય નિમંત્રણ ઘણું વેળાસરનું છે પણ આંહીંની સાંસારિક જંજાળો આડે એ લહાવ તો હું જ લઈ શકું તેમ નથી.

શ્રી યાજ્ઞિકસાહેબને મારા ઘણા સ્નેહપૂર્વક સલામ કહી એ જે ઉત્સાહથી વાતાવરણને મહેકાવી રહેલ છે તે બદલ અભિનંદન કહેશો. એમના ઉત્સાહ વગર તો કાઠિયાવાડમાં કોણ આટલી જહેમત ઉઠાવે? એમણે મીઠા સંબંધો વાવ્યા છે તેનો ફાલ લણીએ છીએ.

લિ૦ સ્ને૦ ઝવેરચંદ



(૫૯૭) **મનસુખલાલ ઝવેરી ઉપર**

બોટાદ : ૯–૧૦–૧૯૪૬

પ્રિય ભાઈ,

ઘણા દિવસે માંદગીમાંથી ઉઠતાં 'ગુજરાતી ભાષા : વ્યાકરણ અને લેખન'નું પુસ્તક જોઈ પહોંચનો ને આભારનો કાગળ લખું છું. તમારે હાથે એક સરસ કામ

થયું. રસપૂર્વક જોઉં છું. આગલા કાગળમાંની યોજના પણ આકર્ષક અને તમને યશ અપાવે તેવી છે. મારો ફાળો હું સહર્ષ આપીશ. તે વિશે રાજકોટમાં રૂબરૂ મળીને ચર્ચા કરશું. મળવાના છીએ એટલે વિશેષ લખતો નથી. સૌ કુશળ કે? સૌ૦ હસમુખહેનને વંદન.

ઝવેરચંદ



## (૫૯૮) ઉપેન્દ્ર પંડ્યા ઉપર

બોટાદ : ૧૪–૧૦–૧૯૪૬

પ્રિય ભાઈ ઉપેન્દ્ર,

૦૦૦ ભાષણ છપાઈ ગયું. એની પ્રતોનું રેલ્વેપાર્સલ કાલે રાણપુરથી રવાના થયું હશે. મારા પુત્રે એવી સૂચના આપી હતી. તમને એ મળ્યું હશે, નહીં તો રેલ્વેમાં તુરત તપાસ કરશો.

પાંચ પ્રતો મને મળી તેમાંથી 'પ્રજાબંધુ', 'ઊર્મિ' અને 'સ્ત્રીજીવન'ને તેમના પત્રો હોવાથી મોકલી, કડક સૂચના સાથે. ૦૦૦ બીજા કોઈને નથી મોકલી કારણ કે મારા પર બીજા કોઈના કાગળો નથી આવ્યા. તમારે જ એ વિશે ઘટિત કરવાનું રહે છે.

મારો કાર્યક્રમ : હું કાલે સવારે નીકળી પ્રથમ હડાળા મારા વડીલ સ્નેહી દ૦ સા૦ વાજસૂર વાળા બીમાર હોઈ ત્યાં જાઉં છું. ત્યાં ૧૫–૧૬ રોકાઈ તા૦ ૧૭મીએ સાંજે જેતલસર તરફથી આવતી ટ્રેઈનમાં હું રાજકોટ ટાઉન (ગોંડળનું) સ્ટેશને ઊતરીશ. કૃપા કરી કોઈને મોકલશો? કારણ કે મને ઉતારાની ખબર નથી. મારી સાથે મારા એક સ્નેહી છે ને બીજો મારો નાનો પુત્ર છે. એ બેઉને માટે ખર્ચ–ફી બધું નિયમ મુજબ હું આપીશ. કૃપા કરીને એ બેઉનો મુકામ મારી સાથે જ રખાવશો? વહેલો ન આવી શક્યો કારણ કે હડાળા જવાનું અનિવાર્ય બન્યું. ખેર, મને જેવા ઉદારભાવે નિભાવ્યો છે તેવા જ ભાવે છેવટ સુધી નિભાવશો.

મારું ભાષણ જરા લાંબું જણાશે પણ એ બધું કંઈ વાંચવાનો નથી. મોંએથી સંક્ષિપ્ત કરીને સંભળાવીશ. એટલે મૂંઝાશો નહીં. લખ્યું ને છપાવ્યું ઉતાવળે, ત્રુટિઓ પ્રત્યે ઉદાર રહેશો. સૌને વંદન.

ઝવેરચંદ

*

† 'એક સ્નેહી' : લખુભાઈ શાહ (ભાલાણી), બોટાદવાસના નિકટ મિત્ર.

‡ નાનો પુત્ર : વિનોદ.

## મધપૂડા બાંધનારા

"સંઘદર્શન એ મહાદર્શન છે. સંઘોર્મિ એ મહાદીપ છે. વ્યક્તિઓની જૂજવી દિવેટો એને અડકયે ચેતાઈ ઊઠે છે. વ્યકિતગત લેખકો, સર્જકો, લોકસંઘનો સાક્ષાત્કાર અનુભવે છે ત્યારે એની જૂજવે કારણે થીજી ગયેલી સર્જન–સ્ફુરણા ઓગળી પ્રવાહબદ્ધ બને છે, ને આપણા ચેતનાપ્રેરક લોકસંઘને પણ ગોચર થાય છે કે અન્ય ક્ષેત્રોમાંથી મળી આવેલી અમીરાઈ, શ્રીમંતાઈ, ઇજ્જત અગર રાજકારણી હાકેમીને તો આ મેળાના મંડપ નીચે ગૌણ સ્થાન છે. અહીં તો અગ્રસ્થાને દીપે છે—અગર દીપવો ઘટે છે—કવિતાકાર, વાર્તાકાર, નિબંધલેખક, વ્યુત્પત્તિનો ઉકેલનારો અથવા શબ્દકોષનો સંશોધક. અરે, એકાદ ફક્કડ પરીકથાની કારીગરીથી પણ છોકરાંને કલ્પનામસ્ત બનાવનારો અહીં ગણનાપાત્ર સ્થાને બેસશે, ભલે પછી એમાંના કોઈકના રાજધણી, ગામધણી, ઉપરી–અધિકારી કે પેઢી–માલિક ધનપતિયે આ સંમેલનમાં ઉપસ્થિત હો.

"શાની પ્રતિષ્ઠા કરીશું ત્યારે? ન ધનની ન સત્તાસાહેબીની, ન દાન ને સખાવતોની, ન રાજકારણનીયે. અહીં તો બાજઠ પડે હંસવાહિની વીણાધરીનું. કલ્પનાના સરોવર–નીરને વિશે બુદ્ધિજન્ય આનંદરસ અહીં શુભ્ર કમલને રૂપે ઝૂલશે. નાના ને મોટા આપણે સૌ એ પદ્મના પરાગ પીનારા છીએ; પીને પાછા પરજનોને સારુ મધપૂડા બાંધનારા છીએ. એવું સ્વરૂપ અહીં અલંકાર–છટા માટે નહીં પણ હકીકતના નિરૂપણ માટે બાંધ્યું છે. લેખકનું સાધન છે શબ્દ–કલા. પ્રાપ્ત જ્ઞાન અથવા જીવનદર્શનનું રહસ્ય શિલ્પસુંદર શબ્દરૂપે પ્રગટાવવું એ છે એનું સાધ્ય. આપણું પ્રેરક બળ છે આપણી આત્મસંતૃપ્તિ. એક દિવસ થાય કે આ આનંદ તો મનમાં સમાવ્યો સમાતો નથી, ઝલકાઈ ઝલકાઈને બહાર ઢળે છે, એને શબ્દમાં વહાવી અન્ય જનોને પણ રસભાગી બનાવું નહીં તો ત્યાં લગી જંપ નહીં વળે; નિજાનંદના આ સભરભર કુંભ અન્ય જનોને પાવાની લાગણી જો સાચી હશે તો બિન્દુમાત્ર અનુભવમાંથીયે વાણીની અમૃતધારા છૂટશે." [રાજકોટમાં સાહિત્ય પરિષદના સંમેલનમાં સાહિત્ય–વિભાગના પ્રમુખપદેથી બાપુજીએ આપેલા વ્યાખ્યાનમાંથી સંકલિત.]

❧

## (૫૯૯) બલદેવ મહેતા ઉપર

બોટાદ : ૨૮–૧૦–૧૯૪૬

પ્રિય બલદેવભાઈ,

બેસતા વર્ષની સ્નેહોર્મિ વરસાવતું રસાર્દ્ર કાવ્ય મળ્યું. હજુ તો તમારા પ્રેમે તનમન નીતરી રહ્યાં છે ત્યાં જ આ પ્રસાદીથી પુનઃ તમે અભિષેક કર્યો, ને વિગતવાર સ્મરણો તાજાં થયાં. તમારો મંત્રી–કચેરીનો કાગળ પણ મળ્યો. તમે તો મને છલોછલ

ભરી દીધો છે. શબ્દોમાં મારી કૃતજ્ઞતાની લાગણી દર્શાવી શકતો નથી. આવ્યા પછી ગાઉટે જોર કર્યું. ઘરમાં પણ માંદગીના ખાટલા છે. સંમેલન વિશે લખવા ઉત્સુક છું પણ શરીરને ઠેકાણે લાવું તો પછી બરાબર ન્યાય આપી શકીશ. જરૂર લખી મોકલીશ. દરમ્યાન છાપાંના અહેવાલોમાં અમુક રંગે રંગાઈને લખાતી કલમોથી રંજ કે આશ્ચર્ય ન પામશો. સૌને મારાં સ્નેહવંદન.

લિ૰ ઝવેરચંદ



## (૬૦૦) રમણલાલ યાજ્ઞિક ઉપર

બોટાદ : ૧૧–૧૨–૧૯૪૬

પ્રિય ભાઈશ્રી રમણલાલ યાજ્ઞિક,

આજે ડિસેમ્બરના 'ઊર્મિ અને નવરચના'માં સાહિત્ય પરિષદ વિશે મેં સાહિત્યયાત્રીના નામથી લખેલ એક લેખ મોકલ્યો છે. પરિષદ અંગે મારા મનમાં સ્ફુરેલા વિચારો મગાવતો એક પત્ર થોડા વખત પહેલાં મળેલો તેના જવાબમાં આ લેખ સમજવા વિનંતી છે. તેમાં મારું નામ નથી પણ આપને યોગ્ય લાગે તે રીતે ઉપયોગ કરવામાં મારા નામનો નિર્દેશ કરી શકો છો. કેટલીક બાબતો એમાં અધૂરી છે તેમ જ કેટલાક મુદ્દાઓ બાકી રહી ગયા છે પરંતુ હાલ તુરત તો ગાઉટના દુ:ખાવાને કારણે ત્રણ મહિનાથી પીડાઉં છું તેથી આટલું જ બસ રાખું છું. કુશળ હશો.

લિ૰ સ્નેહાધીન ઝવેરચંદ<br>
દ૰ મહેન્દ્ર મેઘાણી



## (૬૦૧) ઉપેન્દ્ર પંડ્યા ઉપર

બોટાદ : ૨૧–૧૨–૧૯૪૬

પ્રિય ભાઈ ઉપેન્દ્ર,

તમારો પ્રત્યેક કાગળ મને તમારા પ્રતિ અધિક ને અધિક આકર્ષે છે. એમાં તમારા અંતસ્તલની સૌરભ હોય છે. મારી નોંધોની તમે સર્વેએ કદર કરી એથી ઉપકૃત બન્યો છું. હું તમને સસ્તો નથી મળ્યો, મેં તો મોંઘામાં મોંઘી બજારમાં મારાં મૂલ્ય મેળવ્યાં. તમારો સૌનો પ્રેમ કંઈ રસ્તામાં પડ્યો છે! એ તો બડભાગીને જ લાધે. ભાવિમાં પણ ક્યાંઈક આવા સૌભાગ્યનો તમ સૌની સાથે સહભાગી બનું એવી ભાવના ભાવું છું. તમારે વિશે અંગત પણ વધુ જાણવા ઉત્સુક છું. શું લખો છો? કંઈ સર્જન–વિવેચન કરો છો કે નહીં?

યાજ્ઞિકસાહેબની લાગણીને એમના અલ્પ શબ્દોમાં પણ સારી રીતે ઉકેલી. એ તો ત્યાં નથી એટલે આમાં શું લખું? એમને તેમ જ તમારે સૌને વિશે મારા હૃદયમાં જે હતું તેના કરતાં ઘણું ઓછું મેં લેખમાં દર્શાવ્યું છે—ઔચિત્યભંગની બીકે. હવે મને ઠીક છે.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦

*

## ‘એ હતો સાચો સાહિત્ય-રંગ’

સાહિત્ય પરિષદના સંમેલનમાં પહેલી જ વાર મારું જવાનું થયું. અગ્રણી સાહિત્યકારોને માટે સ્ટેશને કોઈ ભરચક મેદની, ધજાપતાકા કે સરઘસ જેવું ઠાઠમાઠવાળું સ્વાગત નહોતું. સ્વાગત-સૂત્રધાર શ્રી યાજ્ઞિકે જો ધાર્યું હોત તો પચાસ મોટરોના કાફલાવાળું ધૂમધડાકેદાર સામૈયું એ ચપટીવારમાં કાઢી શકત, પણ એ કંઈ શોભત? સાહિત્ય સંમેલનમાં એવા ઠઠારાને સ્થાન જ ન હોય. સ્વાગત-સમિતિની મૂંગી સુવ્યવસ્થાથી નાના ને મોટા, જાણીતા અને અજાણ્યા, સર્વ મહેમાનો ઉતારા પર શાંતિપૂર્વક પહોંચતા હતા. કચવાટ કોઈ તરફથી સંભળાતો નહોતો. એક જ ઠેકાણે બહોળો, પૂરતો, સૌરાષ્ટ્રની લાક્ષણિક સરભરાવાળો ઉતારો હતો. ત્રણે દિવસ તેઓ સર્વને ચોવીસે કલાકનું સહજીવન મળ્યું હતું.

પૂરા ત્રણ દિવસનો સમય તો આવા સંમેલન માટે ધાર્યાં કામો આટોપી લેવાને માટે પૂરતો ગણાય. છતાં ભાષણોનાં વાચનમાં કરવું પડેલું ટૂંકાણ, પૂરી પિછાનનો અનવકાશ, પત્રકારો સાથે વાર્તાલાપની છીછરાઈ અને નિબંધ-વાચનનો લૂછલૂછ પતાવવો પડેલો કાર્યક્રમ : આટલી બાબતોએ અસંતોષની કણી મૂકી આપી હતી.

ત્રણે રાત્રિઓને રંજન-કાર્યક્રમથી ભરચક રાખી હતી. એ સસ્તું મનોરંજન નહોતું, રસિક હૃદયોને રંગી દેનાર સાત્ત્વિક રસાસ્વાદ-સામગ્રી હતી : ‘મૃચ્છકટિક’ સરખી શુદ્ધ નાટ્યકૃતિનો વિવેકપૂરસરનો ગુજરાતી કલાદેહ અને ભાવવ્યંજન સાથે પૂરેપૂરી રીતે પ્રકટ કરતું નવલ રંગવિધાન; લોકકવિ દુલાભાઈ કાગે સવિવેચન ગાઈ સંભળાવેલી કાવ્યપ્રસાદી; કન્યાઓએ રાસગાન તેમ જ નાટ્યાભિનય દ્વારા લોકગીતો રજૂ કર્યાં; રાવણહથ્થાધારી નાથબાવાઓ, ભજનિકો તેમ જ કંડાળ ગ્રામવનિતાઓની કુમાશભરી, જોમભરી, દેહ-પ્રાણને છંદાયમાન કરી મૂકનારી ને ગળતાં ગળાંની હલકે ગાળી હલાવી નાખનારી વૃંદદીપણી; સોરઠી ધરાનાં તળપદાં રસાંગોના શુદ્ધ નમૂના મહેમાનોની સામે મૂકવાનો હતો તે હેતુ ઠીક સફળ થયો.

પ્રદર્શન વિશે કંઈક લખું. કુ૦ મંગળસિંહ અને રવિભાઈ રાવળ વગેરે મૂંગા મૂંગા જેના આયોજન પાછળ અવિશ્રાંતપણે દિવસરાત દટાઈ ગયા હતા, મંચ પર માત્ર ફરજ

પૂરતા ડોકાવા ઉપરાંત તેઓને જેની માવજત આડે નવરાશ કે મોટાઈની તમા નહોતી, તે પ્રદર્શન સાહિત્યનો પથ અજવાળનારું હતું.

બીજું એક તત્ત્વ તો મારે ચહાઈને જોવું હતું. એને મેં સખ્ત શોધ્યા કર્યું. આજ સુધી સાંભળતો હતો કે જ્યાં જ્યાં શ્રી મુનશીનું વર્ચસ્વ હોય છે ત્યાં ત્યાં એ હોય છે ડુગડુગી વગાડનારા ને બીજા બધા હોય છે માંકડાની દશામાં. રાજકોટ સંમેલનમાં એ સ્થિતિને મેં જાણી નથી. સ્વાગતસમિતિઓ પણ નિરંતરાય વર્તતી હતી, ઠરાવો ઘડનારાને કોઈ ઘોદાવતું નહોતું. વિષય-વિચારિણી સમિતિમાં મુનશી પોતાનો દૃષ્ટિકોણ રજૂ કરવા ઉપરાંત કોઈને રૂંધતા-દબાવતા હોવાનું જોયું નથી. દિવસરાત શક્ય તેટલા કાર્યક્રમોમાં મંચ પર બેઠા જ હોય.

વિદાય થતી ટ્રેનમાંથી પાછળ ડોકાઈ રહેતાં પાંચ-સાત માનવશરીરો ઓળાની માફક અંધકારમાં ઓગળી ગયાં. મન લાગણીવશ બન્યું. એ હતા સ્વાગત-પ્રમુખ શ્રી રમણલાલ યાજ્ઞિક અને એમના એકનિષ્ઠ સાથીદારો. અનાજની અછતના આકરામાં આકરા મહિનામાં દોઢ જ મહિનાની નોટિસે સાહિત્ય પરિષદ સંમેલનનો આવડો મોટો મેળો બોલાવવાની અને એ મેળાની દરેક વ્યક્તિને સમકક્ષાએ સાચવવાની છાતી તો યાજ્ઞિકની જ ચાલે! યાજ્ઞિકની કાબેલિયતનો આંક તો એણે જે ટીમ-સ્પિરિટ ખડો કર્યો હતો તેમાંથી ઉકેલાય છે. એ સાથી-જૂથની કુનેહ, શિસ્ત ને સહનશીલતા કંઈ થોડી નહીં હોય. એમની ખૂબી તો હતી—આત્મવિલોપન! તેઓ બધા નેપથ્યવિધાનમાં જ મશગૂલ હતા. યશ-શાબાશીની વહેંચણ ટાણે હાર પહેરવા એક પણ ડોક લાંબી થઈ નહોતી. એ હતો સાચો સાહિત્ય-રંગ. ['ઊર્મિ અને નવરચના'માં બાપુજીએ લખેલી નોંધ, ટૂંકાવીને.]



## ઊપડ ધણીને દ્વાર

[ઝબકારા સમું જીવન બંને છેડેથી ઝગતી જામગરીની જેમ જલતું હતું. શબ્દસર્જનનો રંગબેરંગી બાગ લગાવી દીધો હતો, પણ દેહમાં દાહ લાગી ચૂક્યો હતો. ઘટમાં થનગનતો પ્રાણ છલાંગતો હતો, હણહણતો હતો, તો મન જીવનની કરુણતાઓના અસહ્ય બનતા જતા બોજા નીચે કચડાતું હતું. જે રાષ્ટ્રજનો માતની હાકલથી માથાં વગરનાં ધડની જેમ ઝૂઝયાં હતાં તે આજે છૂરીને સપાટે એકબીજાંને હણતાં હતાં. રવીન્દ્ર–દ્વિજેન્દ્રનું બંગાળ ભડકે બળતું હતું, નાનક–ગોવિંદસિંહના પંજાબમાં શોણિતની છકી નદી ગાંડીતૂર વહેતી હતી. શાહઆલમના શહેરમાં શાંતિ સ્થાપવા નીકળેલા વસંત–રજબને ખંજરો હુલાવવામાં આવ્યાં હતાં. સેવાભાવથી જીવનભર મ્યુનિસિપલ હોસ્પિટલમાં કામ કરીને નિવૃત્તિને આરે ઊભા ડૉ૦ વ્રજલાલ મેઘાણીનું કરપીણ ખૂન થયું હતું. રાષ્ટ્રસેવાનો અંચળો ધરી બેસેલા આપખુદ રાજ્યકર્તાઓએ આઝાદીના આગમન પૂર્વેથી જ સત્તાસ્થાનેથી વાણી–વ્યક્તિ–સ્વાતંત્ર્ય પર અંકુશ મૂકવાની શરૂઆત કરી દીધી હતી તે સામે, ઘેર મૂઠી ધાન વગર ટળવળતા શિક્ષકોને આદર્શનાં મેણાં મારનારાઓ સામે, પોકાર પાડતો,

જૈસી ધૂણી અતીત કી
જબ ખોલો તબ આગ

એવી ભઠ્ઠી ધખાવતો પ્રાણ હવે થાકેલા દેહને ઝાઝા જુહાર કરી ધરી, અધૂરાં કામ ફરી હાથ લેવાં અધીરો બન્યો હતો. વિમ પૃથ્વીમાતાનું વિરાટ દર્શન કરી પાવન થયેલો આત્મા, ત્રાડ મા બંધારણસભા ઉપર ફરફડતા ત્રિરંગાને જોઈ પુલકિત બનેલો પ્રાણ મીરાંનો સહોદર બનીને ધણીને દ્વાર જવા ઊપડી ગયો. સાદર

*

(૬૦૨) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપ

ચિત્રાદેવી,

૦૦૦ આ વખતે તો મારી સ્થિતિ જ સખત બન્યો છે. પથારીમાં જ છું ને દુઃખાવો નહીં સુધારો થાય તો કાલથી વાડીલાલ સારાભા ઇસ્પતાલમાં કોઈક માણસ મદદમાં જોશે માટે મ ઇન્દુને હું બોટાદ આવવા લખું છું. એ બોટાદ

પણ હું તાર કરું તો જ આવે—હમણાં નહીં. મારી સ્થિતિ આ વખતે ઘણી ઉગ્ર છે, બેઉ પગ ઝલાયા છે એટલે છુટકારો થતાં વાર લાગશે.

ઝવેરચંદ



## (૬૦૩) પૂ૦ ચિત્રાદેવી—બા ઉપર

અમદાવાદ : ૧૯-૧૧-૧૯૪૬

શ્રી ચિત્રાદેવી,

૦૦૦૦ મારા સમાચાર સાચા ન આપું તો ગેરસમજ થાય તેથી જ લખું છું. તમને ચિંતા—ફિકર કરાવવા નથી લખતો. ચિંતા કરવા જેવું નથી કારણ કે મારા દર્દનું સ્વરૂપ તો તમે જાણો છો. ચાર દિવસથી પગ તદ્દન પકડાયો છે. પથારીમાં જ છું. સખ્ત વેદના જેવી ત્યાં ઊપડતી તમે જોઈ છે તેવી જ ઊપડે છે. ઘણા કલાક ચાલુ રહે છે. અકળાઈ જવાય છે પણ રાહ જોયા સિવાય ઇલાજ નથી. દાક્તરી ઉપચારો તો તે જ છે. ઉતાવળે કોઈ દર્દ કાઢી શકે નહીં તેવું ગાઉટનું છે. આજકાલ ઇસ્પતાલ જઈને પડવા માગું છું પણ આંહીં ઘેર માણસોની સગવડ છે તે ત્યાં નહીં મળે. ઘરના જણ વગર ચાલે નહીં. મહેન્દ્રને તેડાવવામાં ત્યાંની અગવડ વધી જવા ભય રહે છે. આજે બપોરે આ લખું છું. સાંજે જો દુ:ખાવો નહીં વધે તો નહીં જાઉં, નહીં તો ઇસ્પતાલમાં ચાલ્યો જઈશ ને અહીંથી જ કોઈક માણસની સગવડ કરી લઈશ. માટે ચિંતા કરશો નહીં. સહન કરવું એ મનુષ્યની ફરજ છે.

આજે મહેન્દ્રનું પત્તું છે. લખે છે કે નવી કામવાળી આવી છે. ખરચ બાબત મન પર ભાર રાખ્યા વિના ત્યાંની ગોઠવણ કરશો. છોકરાંના સમાચાર જણાવશો.

ઇશ્વરભાઈ† ને પણ ત્રણ દિવસથી તાવ આવે છે. બીજા બે ભાઈઓ છે તે રાંધી જમાડે છે અને સારી સારવાર કરે છે. ઝાડો—પેશાબ પણ મારે તો પથારીમાં જ કરવા પડે છે. આ સ્થિતિ ચાલુ છે ત્યાં સુધી તો દાંતનું પણ કાંઈ થઈ શકશે નહીં, પણ હવે આ વખતે તો આ દરદના મૂળમાં ગયા વગર આરો નથી.

ગાયોને કેમ છે? ઘાસ આવી ગયું? છોકરાં માટે સવુભાઈના† બાપાની સારવાર લેતાં હશો. એ જ ઠીક પડશે. ૦૦૦૦૦

ઝવેરચંદ

*

† ઈશ્વરભાઈ : ઈશ્વરલાલ મો૦ દવે.

† સવુભાઈ : સવાઈલાલ પંડ્યા, બોટાદ હાઈસ્કૂલમાં શિક્ષક, વિદ્વાન લેખક, બૌદ્ધિક સ્તરે નિકટ મિત્ર.

# ઊપડ ધણીને દ્વાર

[ઝબકારા સમું જીવન બંને છેડેથી ઝગતી જામગરીની જેમ જલતું હતું. શબ્દસર્જનનો રંગબેરંગી બાગ લગાવી દીધો હતો, પણ દેહમાં દાહ લાગી ચૂક્યો હતો. ઘટમાં થનગનતો પ્રાણ છલાંગતો હતો, હણહણતો હતો, તો મન જીવનની કરુણતાઓના અસહ્ય બનતા જતા બોજા નીચે કચડાતું હતું. જે રાષ્ટ્રજનો માતની હાકલથી માથાં વગરનાં ધડની જેમ ઝૂઝયાં હતાં તે આજે છૂરીને સપાટે એકબીજાંને હણતાં હતાં. રવીન્દ્ર–દ્વિજેન્દ્રનું બંગાળ ભડકે બળતું હતું, નાનક–ગોવિંદસિંહના પંજાબમાં શોણિતની છટ્ઠી નદી ગાંડીતૂર વહેતી હતી. શાહઆલમના શહેરમાં શાંતિ સ્થાપવા નીકળેલા વસંત–રજબને ખંજરો હુલાવવામાં આવ્યાં હતાં. સેવાભાવથી જીવનભર મ્યુનિસિપલ હૉસ્પિટલમાં કામ કરીને નિવૃત્તિને આરે ઊભા ડૉ૦ વ્રજલાલ મેઘાણીનું કરપીણ ખૂન થયું હતું. રાષ્ટ્રસેવાનો અંચળો ધરી બેસેલા આપખુદ રાજ્યકર્તાઓએ આઝાદીના આગમન પૂર્વેથી જ સત્તાસ્થાનેથી વાણી–વ્યક્તિ–સ્વાતંત્ર્ય પર અંકુશ મૂકવાની શરૂઆત કરી દીધી હતી તે સામે, ઘેર મૂઠી ધાન વગર ટળવળતા શિક્ષકોને આદર્શનાં મેણાં મારનારાઓ સામે, પોકાર પાડતો,

જૈસી ધૂણી અતીત કી
જબ ખોલો તબ આગ

એવી ભઠ્ઠી ધખાવતો પ્રાણ હવે થાકેલા દેહને ઝાઝા જુહાર કરી ફરી નવું ખોળિયું ધરી, અધૂરાં કામ ફરી હાથ લેવાં અધીરો બન્યો હતો. વિમાનમાંથી પ્રથમ વાર પૃથ્વીમાતાનું વિરાટ દર્શન કરી પાવન થયેલો આત્મા, ત્રાડ મારતી ભારતમાતા સમ બંધારણસભા ઉપર ફફડતા ત્રિરંગાને જોઈ પુલકિત બનેલો પ્રાણ આખરે એક સંધ્યાએ મીરાંનો સહોદર બનીને ધણીને દ્વાર જવા ઊપડી ગયો. સાદર છે અંતિમ પત્રો.]

*

(૬૦૨) **પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર**

અમદાવાદ : ૧૮–૧૧–૧૯૪૬

ચિત્રાદેવી,

૦૦૦ આ વખતે તો મારી સ્થિતિ જરા આકરી બની છે. ગાઉટનો હુમલો સખત બન્યો છે. પથારીમાં જ છું ને દુઃખાવો દિવસરાત ચાલુ છે. આજે જોઉં છું. નહીં સુધારો થાય તો કાલથી વાડીલાલ સારાભાઈ ઇસ્પતાલમાં જઈને પડીશ. મારે ઇસ્પતાલમાં કોઈક માણસ મદદમાં જોશે માટે મહેન્દ્રને આ કાગળ વંચાવીને કહેશો કે ઇન્દુને હું બોટાદ આવવા લખું છું. એ બોટાદ આવશે તો મહેન્દ્ર આંહીં આવી શકશે,

પણ હું તાર કરું તો જ આવે—હમણાં નહીં. મારી સ્થિતિ આ વખતે ઘણી ઉગ્ર છે, બેઉ પગ ઝલાયા છે એટલે છુટકારો થતાં વાર લાગશે.

ઝવેરચંદ



## (૬૦૩) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

અમદાવાદ : ૧૯–૧૧–૧૯૪૬

શ્રી ચિત્રાદેવી,

૦૦૦૦ મારા સમાચાર સાચા ન આપું તો ગેરસમજ થાય તેથી જ લખું છું. તમને ચિંતા–ફિકર કરાવવા નથી લખતો. ચિંતા કરવા જેવું નથી કારણ કે મારા દર્દનું સ્વરૂપ તો તમે જાણો છો. ચાર દિવસથી પગ તદ્દન પકડાયો છે. પથારીમાં જ છું. સખ્ત વેદના જેવી ત્યાં ઊપડતી તમે જોઈ છે તેવી જ ઊપડે છે. ઘણા કલાક ચાલુ રહે છે. અકળાઈ જવાય છે પણ રાહ જોયા સિવાય ઇલાજ નથી. દાક્તરી ઉપચારો તો તે જ છે. ઉતાવળે કોઈ દર્દ કાઢી શકે નહીં તેવું ગાઉટનું છે. આજકાલ ઇસ્પતાલ જઈને પડવા માગું છું પણ આંહીં ઘેર માણસોની સગવડ છે તે ત્યાં નહીં મળે. ઘરના જણ વગર ચાલે નહીં. મહેન્દ્રને તેડાવવામાં ત્યાંની અગવડ વધી જવા ભય રહે છે. આજે બપોરે આ લખું છું. સાંજે જો દુ:ખાવો નહીં વધે તો નહીં જાઉં, નહીં તો ઇસ્પતાલમાં ચાલ્યો જઈશ ને અહીંથી જ કોઈક માણસની સગવડ કરી લઈશ. માટે ચિંતા કરશો નહીં. સહન કરવું એ મનુષ્યની ફરજ છે.

આજે મહેન્દ્રનું પત્તું છે. લખે છે કે નવી કામવાળી આવી છે. ખરચ બાબત મન પર ભાર રાખ્યા વિના ત્યાંની ગોઠવણ કરશો. છોકરાંના સમાચાર જણાવશો.

ઇશ્વરભાઈ† ને પણ ત્રણ દિવસથી તાવ આવે છે. બીજા બે ભાઈઓ છે તે રાંધી જમાડે છે અને સારી સારવાર કરે છે. ઝાડો–પેશાબ પણ મારે તો પથારીમાં જ કરવા પડે છે. આ સ્થિતિ ચાલુ છે ત્યાં સુધી તો દાંતનું પણ કાંઈ થઈ શકશે નહીં, પણ હવે આ વખતે તો આ દરદના મૂળમાં ગયા વગર આરો નથી.

ગાયોને કેમ છે? ઘાસ આવી ગયું? છોકરાં માટે સવુભાઈના† બાપાની સારવાર લેતાં હશો. એ જ ઠીક પડશે. ૦૦૦૦૦

ઝવેરચંદ

*

† ઈશ્વરભાઈ: ઈશ્વરલાલ મો૦ દવે.

† સવુભાઈ: સવાઈલાલ પંડ્યા, બોટાદ હાઈસ્કૂલમાં શિક્ષક, વિદ્વાન લેખક, બૌદ્ધિક સ્તરે નિકટ મિત્ર.

## સમાનધર્મીનો સુયોગ

"આ પ્રયોગો [રવીન્દ્ર કાવ્યોના અનુવાદ] જેમ જેમ થતા ગયા તેમ તેમ તેને તપાસી જઈ અને તેનું શ્રવણ કરતાં કરતાં ક્ષતિઓ બતાવવા સાથે પ્રોત્સાહન દેનારા મારા સ્નેહી અધ્યાપક શ્રી સવાઈલાલ ઈશ્વરલાલ પંડ્યા.... મારા નાનકડા નિવાસ-ગામમાં એમના જેવા વિવેકવંતા ઠાવકા સમાનધર્મીનો સુયોગ થવો એ પણ એક સદ્ભાગ્ય છે."

['રવીન્દ્ર'વીણા'ની પ્રસ્તાવનામાંથી ટૂંકાવીને.]

## (૬૦૪) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

અમદાવાદ : ૨૨–૧૧–૧૯૪૬

ચિત્રાદેવી,

મારું પત્તું ને તાર મળ્યાં હશે. મને કાલથી સારું થતું આવે છે. આજે વધુ ઠીક છે. પગ સહેજ મંડાય છે ને પીડા નથી માટે હવે ચિંતા કરશો નહીં. [તમે] આહીં આવત તો મોટાં છોકરાંનો તો વાંધો ન આવત પણ અશોકને વસમું ઘણું લાગત, અને ગાયોનું શું થાત? મને તો ઘણો આનંદ પડત કારણ કે હૃદય ઘર તરફ દોડી રહ્યું છે, પણ છોકરાં હાલતાં ને ચાલતાં માંદાં પડી જાય છે તે દુઃખ છે. તમે એમ કરો : હવે અશોક મુરલી બંનેને લઈ ને બે–ત્રણ દિવસ માટે આવો કારણ કે તે વગર તમારી ફિકર મટશે નહીં. વળી હવે ઇસ્પિતાલમાં તો હું નથી એટલે છોકરાંની મુશ્કેલી નહીં પડે ને મોટાં ત્રણે મહેન્દ્ર પાસે બરાબર રહેશે. તમે આવો તો દાક્તરને તબિયત બતાવાય, ચીજો લેવી છે તે લેવાય ને તમારી ભરતની ચીજો બાબત પણ રૂબરૂ પતી જાય, માટે ત્રણેક દિવસનો વહીવટ ત્યાં ગોઠવીને આવી શકાય તો સારું. આવવાનું નક્કી કરો તો કાગળ લખજો. વધારે ટિકિટ ચોડીને એક્સપ્રેસ ડિલિવરી કરવો હોય તો અહીં ઘરનું સરનામું કરાવજો, ઑફિસનું નહીં, કારણ તમારું કવર સવારે ઑફિસ બંધ હોવાથી છેક ત્રીજે દિવસે મળ્યું. આવો ગરબડગોટો ન થવો જોઈએ. અશોકને મૂકીને આવશો નહીં. આંહીં મારી પાસે બેઉ જણાં રમશે. તાર કરાવો તો સવારમાં જ કરાવજો કારણ તાર બહુ મોડા મળે છે, પણ ન આવી શકાય તો ચિંતા ન કરશો. હવે મને આશા છે કે કંઈક ઠેકાણે આવી જશે. દાંતની સારવાર માટે બે–ત્રણ દિવસમાં શરૂઆત કરાવીશ.

ઝવેરચંદ

## (૬૦૫) રમણલાલ એન્જિનિયર ઉપર

[ભાઈલાલભાઈ પટેલના પુત્ર, નિસર્ગોપચારક]

બોટાદ : ૧૪-૧૨-૧૯૪૬

સ્નેહી ભાઈશ્રી,

સૌજન્યભર્યો કાગળ મળ્યો. તમને રોજ યાદ કરતો હતો. ગાઉટે તો આ વખતે ત્રાસ પોકારાવ્યો છે. તમે ગયા પછી દર્દે સખ્ત હુમલો કર્યો. એલોપથીક ઉપચાર વગર આરો નહોતો. વીસેક દિવસે થીગડથાગડ કરી અહીં આવ્યો. ત્રીજે જ દિવસે ઊથલો આવ્યો, પણ અત્યંત ઉગ્ર! સ્થાનિક ડૉક્ટર એલોપથીક, પણ એને બાયોકેમિક-હોમિયોપથીકનુ જ્ઞાન, ઉપરાંત એલોપથીક કરતાં વધારે વિશ્વાસ, અને નિદાન સાચું કર્યું. શુદ્ધ હોમિયોપથીક સારવાર ચલાવી. આજે તેર દિવસે કંઈક ઠીક છે. સારું થતું આવે છે અને ડૉક્ટરની આશા દર્દને નિર્મૂળ કરવાની છે. એ કઈ દવા આપે છે તે તો જાણતો નથી પણ તમે મારા કેઈસના અભ્યાસ પરથી જે ઔષધ નક્કી કર્યું હોય તે જણાવો તો હું એમને બતાવું. એથી વધુ માર્ગદર્શન મળશે.

વલ્લભનગરની યાત્રા અને પૂ૦ પિતાજી તથા શ્રી ભીખાભાઈનો ટૂંકો સંપર્ક હંમેશને માટે યાદગાર રહેશે. એ વિશે 'ઊર્મિ'માં લખવાની ઉત્સુકતા ઘણી, પણ દર્દે મને અટકાવ્યો છે. વિચારો તો એટલે સુધી ધોળાય છે કે આવે સ્થળે જઈને શુદ્ધ શિક્ષણાત્મક—સર્જનાત્મક વાતાવરણમાં વાસ કરું ને મારો પોતાનો જ વધુ વિકાસ સાધું, મારાં બાળકોને પણ એનો લાભ અપાવું, કારણ કે મને ખાતરી છે કે આ કેન્દ્ર એક અનોખા પ્રકારનું જ બનવાનું. આ વિચાર સાથે મારે માટે પ્લૉટ લેવાનો નિશ્ચય તો સંલગ્ન જ છે. ૦૦૦૦ મારે માટે બ્રિટિશ હદમાં પ્લૉટ રિઝર્વ કરાવો તો વધુ સારું, પણ મારી દૃષ્ટિ વધુ સગવડની છે. આશા રાખું કે બ્રિટિશ હદમાં પણ ધારી સગવડવાળા પ્લૉટ માટે હજુ અવકાશ છે, નહિતર પછી તમને ઉચિત લાગ્યા મુજબ કરશો. રકમ કહેશો તે પ્રમાણે ભરી આપીશ.

તમે મારા સંબંધમાં સંસ્થાએ જે શુભસંકલ્પ કર્યાનું જણાવ્યું તેથી તો ઉપકારભાવે ભીંજાયો. મારા હૃદયમાં અધ્યાપક બનવાની ઉમેદ તો હમેશાંને માટે જાગ્રત પડી રહી છે પણ એ કામ માટે મારું માનસ બંધબેસતું કહેવાય નહીં. યુનિવર્સિટી શિક્ષણક્રમના ચોકઠામાં જકડાઈને વિષય ભણાવવાના કાર્ય માટે માણસને રૂઢ અર્થમાં પંડિત બનવું પડે. એમાં મૌલિકતાને અવકાશ ઓછો. હું તો રહ્યો આત્મસ્ફુરણાનો જંતુ, એટલે એમ. એ. હોત તો પણ આ કામમાં ગોઠવાઈ ન શક્યો હોત કદાચ. એટલે પિતાજીના અને શ્રી ભીખાભાઈના આ વિચાર માટે ખરેખર હૃદયથી ઉપકાર માનું છું. તે સાથે વિકલ્પે વિચારેલી યોજનાનું તો મને મોટું આકર્ષણ થાય છે. એ કામમાં અનૌપચારિક પદ્ધતિએ હું કેવોક આદરપાત્ર બનું તે તો પ્રયોગ કરી જોયે જ બેઉ પક્ષને સમજાય, પણ આ વિચાર વધુ ઘાટ માગી લે છે. સાજો થઈ

તે તરફ નીકળવા માગું છું ત્યારે ફરી વાર વલ્લભનગરને ત્રિભેટે મળીએ ને પેટ ભરી વાતો કરીએ. હમણાં હમણાં ખાસ કરીને તમારો કાગળ લખાતો હશે તે જ ક્ષણોમાં, અહીં પથારીમાં પડ્યો પડ્યો હું કેટલાંક ભળતાં મંથનો અનુભવતો જ હતો, એમ કે મારે જીવનને કોઈક સ્થાને ઉત્કટ પ્રવૃત્તિમાં લાગુ પાડી દેવું જોઈએ નહિતર શરીર ને મન રોગમાંથી મુક્ત બની નહીં શકે ને ઘસાઈ જશે. કેવળ લેખનપ્રવૃત્તિમાં રહેલું એકાંગીપણું મને આ વખતે સમજાયું ને સાલ્યું. મારે ગળાબૂડ કોઈ ક્રિયાપ્રધાન પ્રવૃત્તિમાં મન–શરીર રોકી દેવાં જ જોઈએ.

ગુજરાતના લોકસાહિત્ય અને લોકજીવન પર કામ કરવાની ઉત્કંઠા ખૂબ હતી. 'માણસાઈના દીવા'એ એ ઉત્કંઠાને વેગે ચડાવી. પિતાજીએ કહેલા ટુચકાને 'પહેલું વોળાવું!' તરીકે 'ઊર્મિ'માં મૂક્યો તેની પાછળ અંતરહિત ભાવ પણ ગુર્જર લોકજીવનના સંશોધનનો. Field-work કર્યા વગર હું ક્ષુધિત જેવો બન્યો છું એટલે એ વિચાર અમલી બને તેવી તક આદરણીય છે. મુશ્કેલી બહારની નથી, મારી પોતાની અંદર પડી છે. કેટલીક કૌટુંબિક વિષમતાઓ મૂંઝવે છે, પણ માર્ગ કાઢવો છે. રૂબરૂ વાતો કરીશું.

બાળકો કુશળ છે. મહેન્દ્ર તમને નમસ્કાર લખાવે છે. આ કાગળ એને વંચાવીને જ બીડું છું.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદનાં વં૦

*

† 'શુભસંકલ્પ' : વલ્લભવિદ્યાનગરમાં વસવાટ કરીને ત્યાંના મહાવિદ્યાલયમાં વિઝિટીંગ પ્રૉફેસર તરીકે કામ કરવા અને અથવા એ સંસ્થાનાં તમામ સાધનોની સહાય વડે એ પ્રદેશના લોકસાહિત્યનું સંશોધન કરવાનું આમંત્રણ બાપુજીને વલ્લભવિદ્યાનગરના સર્જક ભાઈલાલભાઈ પટેલના નિર્દેશથી મળેલું.

† 'પિતાજી' : ભાઈલાલભાઈ પટેલ.

## (૬૦૬) રતિલાલ ઓ૦ ઝાટકિયા ઉપર

બોટાદ : ૧૮–૧૨–૧૯૪૬

પ્રિય ભાઈશ્રી,

૦૦૦ હું તો અમદાવાદનું વીસ દિવસનું માંદગી–સત્ર પૂરું કરી અહીં આવ્યો ને બીજા પંદર દિવસ માટે પટકાઈ માંડ પગભર થયો છું. ફરી ઊથલાનો ભય ટળ્યો નથી. માહ મહિનાના શુભ પ્રસંગે ત્યાં હાજર થવા ઉત્સુક છું. તમે ખડકને ભેદ્યો એ તો તમારી લાક્ષણિક શક્તિને જાણનાર માટે કંઈ નવું નથી. અભિનંદન. શુભસ્ય શિઘ્રમ્, પણ 'પેચ–વર્ક'થી મલકાતા નહીં.

૦૦૦૦૦ હું તો શરીર ગુમાવી બેઠો. કંઈ ભરોસો જ નહીં છતાં સમાપ્તિ તરફ તો singing a song, marching along! [□ ગાતાં ગુલાબી તોરથી, આગે કદમ!] એ મિજાજમાં જ જવાનું રાખ્યું છે. ૦૦૦૦૦

તમારો ઝવેરચંદ

*

† 'શુભ પ્રસંગે': ભાણેજ ગુલાબરાય ચુ૰ પારેખના ચંપાબહેન ઓ૰ ઝાટકિયા સાથે લગ્ન.



## (૬૦૭) જમિયત પંડ્યા ઉપર

બોટાદ : ૨૩–૧૨–૧૯૪૬

ભાઈશ્રી,

આપનો સ્નેહભર્યો અને ખૂબ રસ ઉત્પન્ન કરતો કાગળ મળ્યો. આ વિષયમાં સંશોધનરસ લેનારા કોઈક જ સમાનધર્મી ભેટે છે, બાકી તો આરામખુરસિયા 'સ્કોલર'નો જમાનો છે. અમદાવાદ આવીશ ત્યારે ચોક્કસ મળીશ. રૂબરૂ ઘણી વાતો કરી વધુ રસ કેળવશું ને કંઇક કામ પણ કરશું.

લિ૰ સેવક ઝવેરચંદ મેઘાણી

† 'આ વિષયમાં સંશોધનરસ': "ગુજરાતના બહારવટિયાઓ અંગે સંશોધન કરવા વિશે નડિયાદના અલી, ધોળકાના શયદા, વડતાળના જોબન, ખેડાના ગેંદાલ તેમ જ બીજા 'ભઈજી' વિશેની નોંધો મારી પાસે હતી એવું મેં લખ્યું તેનો જવાબ." [જમિયત પંડ્યા લિખિત નોંધ]



## (૬૦૮) મોહનલાલ છ૰ રાવળ ઉપર

બોટાદ : ૧૪–૪–૧૯૪૬

ભાઈશ્રી,

તમારો ધંધો કરતાં કરતાં પણ તમને પ્રાચીન સ્થળો જોવાનો શોખ છે તે જાણીને આનંદ થયો. એ શોખને ચાલુ જ રાખવો, અને ખાસ ભલામણ તો એ કે જે જુઓ તેનું ડાયરીરૂપે બને તેટલું વિગતવાર ટાંચણ રાખવું. એ ટાંચણ કોઈક દિવસ પુરાતત્ત્વના કોઈ અભ્યાસીને ઉપયોગી થઈ પડશે. ૦૦૦૦

લિ૰ ઝવેરચંદ મેઘાણી
દ૰ મહેન્દ્ર મેઘાણી

## (૬૦૯) મોહનલાલ છ૦ રાવળ ઉપર

બોટાદ : ૨૫-૧૨-૧૯૪૬

ભાઈશ્રી,

૦૦૦ માંદગીને લઈ ઉત્તર મોડો લખું છું. તમે ત્યાં રહ્યા સંશોધન ને સાહિત્યમાં જે રસ લઈ રહ્યા છો તે સાચા અભ્યાસીને શોભે તેવો છે એ હું જોઈ શકું છું. જારી રાખજો ને જો કાંઈ નોંધ તમારા જોયેલાં જૂનાં સ્થળોને વિશે તૈયાર કરશો તો તેને 'ઊર્મિ' માસિકમાં પ્રકટ કરાવવા હું ભલામણ કરીશ. તમે પૂછેલી માહિતી વિશે હું જરા પણ કંટાળીને નહીં પણ આનંદથી જવાબ લખું છું.

૧. મારી ઇતિહાસ-નવલોને હું પણ અભ્યાસલક્ષી કરવા મથ્યો છું. ઉપલબ્ધ ઐતિહાસિક પ્રમાણોની મર્યાદા બહાર કલ્પનાને એવી રીતે નથી દોડાવી કે જેથી મૂળ ઇતિહાસનું ખૂન થાય.

૨. જૂનાં સ્થળોની મારી મુલાકાતોની નોંધો સાચા સંશોધકને શોભે તેવી નહીં પણ સાહિત્યકારના બરની છે. એ તમને મારા 'પરકમ્મા' નામના નવા પુસ્તકમાંથી થોડે અંશે મળશે, પણ એનું અનુકરણ કરવું ઇષ્ટ નથી.

૩. એક જ વિષય પર લખાયેલાં જુદાં પુસ્તકો તમને મૂંઝવે છે પણ એ વિષય તો મૂળ પ્રબંધોમાંથી જ ઉપાડેલ હોય છે. મૂળ આધારને વાંચી જઈ પછી તો વાચકે જ નિર્ણય કરવો કે કોણે બરાબર ન્યાય આપ્યો છે. મુનશીજી તો વધુ પડતી છૂટ લે છે ને ઇતિહાસનાં નામોને કેવળ ઓઠાંરૂપે રમાડે છે. બીજા બે વાંચ્યાં નથી, પણ રસ તો મુનશી પાસેથી મળશે. એ ઊર્મિઓને જીવતી કરે છે, માનવભાવોમાં ઊતરે છે.

૪. સિંધી ઐતિહાસિક માહિતી માટેનાં પુસ્તકોની મને જાણ નથી. વૉટસનનું ગૅઝેટિયર, બીજા સરકારી અમલદારોના અહેવાલો, કચ્છને લગતાં ઇતિહાસ-પુસ્તકો ને કિનકેઇડની વાર્તાઓ વાંચજો. બાકી તો શ્રી ડુંગરશી ધરમશી સંપટ એ માહિતીના ભંડાર છે, તમારે આંગણે જ છે.

૫. સંસ્થાઓએ પોતાનાં પુસ્તકાલયો માટે કૃતિઓ ખરીદીને જ મેળવવી જોઈએ એવું હું માનનારો છું. મારી પ્રતો તો પ્રકાશકો પાસે જ હોય છે. હું પ્રકાશન કરતો નથી. માત્ર મારા ઉપયોગ પૂરતી પ્રતો હું લઉં છું. તમને જે વિચાર પાછળથી આવ્યો તે સાચો છે. પુસ્તકના વ્યવસાયને પણ એ વ્યવસાયમાં રોકાનારા બધા જ પક્ષોને રોટી પૂરનારો, આર્થિક ધોરણે સધ્ધર, બનાવવો જોઈએ.

'ગુજરાતનો જય'ની અંદર તમે નિર્દેશેલી સરતચૂકો સાચી છે. એનું ટિપ્પણ મેં તમારી નોંધ પર જ કરી મોકલ્યું છે. ઉતાવળે આટલું લખવા બદલ દરગુજર ચાહું છું.

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણી

## (૬૧૦) હાથીભાઈ વાંક ઉપર

બોટાદ : ૧૩–૧–૧૯૪૭

પ્રિય ભાઈ,

કાગળ મળ્યો. કાઠી કોમનો ઇતિહાસ રચાવવાની ના૰ દરબારશ્રીની ઉત્કટ ઇચ્છા જૂના સમયથી છે એ જાણું છું. કામ કરવા જેવું છે પણ એ તો વિકટ કામ છે. ચારણો–બારોટોની વાતો જ બસ નથી. ઇતિહાસનું સંશોધન કપરું છે. એ માટે ઇતિહાસનાં મૂળ તત્ત્વોના શાસ્ત્રીય અભ્યાસની, બીજા દેશો–પ્રાંતો વગેરેના ઇતિહાસ જાણવાની અને આપને હું ન સમજાવી શકું તેવી બીજી કેટલીક વિદ્યાઓના અન્વેષણની જરૂર છે. હું એ કામ માટે લાયક ન ગણાઉં. ઇતિહાસશાસ્ત્રના જ્ઞાતાને પણ વર્ષો લાગે કારણ કાઠીઓ એ એક પ્રાચીન—ઘણી પ્રાચીન—કોમ છે. એમાં ઘણું સારુંનરસું પણ આવે. એમાં એક માણસથી કામ ન થાય, આખી ટીમ જોઈએ. ચારણ–બારોટોની વાતો જૂઠી પણ પડે. સત્યને સુવર્ણકાંટે તોળવા જેવું. પરપ્રાંતોમાં ફરવું પડે. ધુરંધર વિદ્વાનોને મળવું પડે. આ કામ કપરું છે તેટલું જ આકર્ષક પણ ખરું પણ એની પાછળ પાંચેક વર્ષો ફાજલ પાડ્યા વગર એ ન થઈ શકે. મારો એ વિષય નથી. હું તો થાકી જ જાઉં. દરિયો ડોળવો પડે. મારી હિંમત નથી. ઇતિહાસના મહારથીને જ હાથે એ થવું ઘટે. આમંત્રણ માટે તો ઉપકાર માનું તેટલો ઓછો. આ કામ તો કોઈક સમર્થ પુરાતત્ત્વ-સંસ્થા, કોઈ એકેડેમી, હાથ ધરે તો જ થઈ શકે.

ના૰ દરબારશ્રીને ઘણાં વંદન. મળવા ઉત્સુક હોઉં છું, પણ જંજાળો જંજાળો ! તમે તો હાઉકલો કરી ગયા ને મારી મનની મનમાં રહી ગઈ.

લિ૰ ઝવેરચંદનાં વંદન

*

† ‘ના૰ દરબારશ્રી’ : વડિયાના દરબાર, સુરગભાઈ વરુ.

## (૬૧૧) ગુલાબદાસ બ્રોકર ઉપર

બોટાદ : ૧–૨–૧૯૪૭

પ્રિય ભાઈ ગુલાબદાસ,

પખવાડિયાથી બહારગામ હતો. કાલે આવ્યો. કાગળ વાંચી તમારા સ્નેહનો સુખદ સ્પર્શ પામ્યો. મનસુખભાઈના હસ્તાક્ષરો જોઈ આનંદ થયો. તમારી નવી પ્રવૃત્તિને ખૂબ સફળતા ઇચ્છું છું. વાર્તા માટેનું ફોર્મ સહી કરી મોકલું છું. ૦૦૦ મારી વાર્તાઓ પર નજર કરી જવાનું તમારે માટે જરૂરી બન્યું એ તો મારા લાભની વાત. અમસ્થા તો એકબીજાની કૃતિઓ વાંચવાનું મુશ્કેલ.

પુરસ્કાર માટે એક મનની વાત લખું? પસંદ કરી તે દરેકને માટે એકધારું જ ધોરણ રાખ્યું છે ને? એટલે કે નાના મોટા દરેક લેખકની એક જ ધોરણે ગણના કરશો એવી મારી નમ્ર સૂચના છે. મને જુદો તારવીને વધુ નહીં આપતા હોં કે! ઓછું ધોરણ રાખ્યું હોય તો ઓછું સ્વીકારી લઈશ, ભેદ ન પાડશો. ગુણવત્તાનું સમપ્રમાણ એ જ સાચું ધોરણ,

મુંબઈની ઝડપી મુસાફરીમાં તમને કોઈને ન મળાયું તેનો અફસોસ તો મને જ રહી ગયો. ડૉ૦ મેઘાણીનું બલિદાન તો યાદ કર્યું જતું નથી.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વંદન

*

## ● 'જેના શ્વાસોચ્છ્વાસમાં માનવતા ભરી હતી'

"રાષ્ટ્રમાં અનેક કુકર્મોનો ઉદય થયો છે. એમાં સેંકડો હોમાય છે. આજે જેને શ્વાસે શ્વાસે સ્મરીએ છીએ એવા ડૉ૦ મેઘાણીનું બલિદાન અપાયું છે. આમાં દોષ કોનો? મારનારનો દોષ નથી. દોષ તો બંગલાઓમાં રહેવાળાઓનો છે. કેટલીક જગાએ રાષ્ટ્રિય સરકારોની નિર્બળતાને કારણે આવાં બલિદાનો રેડાય છે. આવાં રમખાણો અચોક્કસ સમય સુધી લંબાય એ અક્ષમ્ય છે. જેના શ્વાસોચ્છ્વાસમાં માનવતા ભરી હતી એવા આ સેવાભાવી માનવીએ સુધરાઈની સેવામાં પ્રાણ આપ્યો છે...."

[ડૉ૦ વ્રજલાલ ધરમચંદ મેઘાણીને અંજલિ આપવા મળેલી શોકસભામાં બાપુજીએ આપેલા પ્રવચનના અખબારી અહેવાલમાંથી.]

## (૬૧૨) પત્ર–સ્મરણ : ગુણવંતરાય આચાર્યનું

"એમના કાકાના દીકરા ભાઈ ડૉ૦ મેઘાણી, એ પણ લેખક હતા. એમણે લખ્યું હતું થોડું, વાંચ્યું હતું ઘણું. મુંબઈના કોમી હુલ્લડમાં મહિના પહેલાં જ એમનું ખૂન થયું. એમના અકાળ મૃત્યુનો 'બાપુ'ને ભારે આઘાત લાગેલો; એ વખતના એમના પત્રમાં જ જાણે એમને પોતાના મૃત્યુની ગંધ આવી ગયેલી [જણાય છે] : 'સાંભળવા માગીએ તો સ્નેહીઓના મૃત્યુ આપણા પોતાના મૃત્યુના પુરોગામી ભણકાર જ છે.'

['સ્મરણાંજલિ'માંથી સાભાર.]

*

સંહારના સ્વામી! તુંને વંદના હોજો
તું છો શિવ અને છો સુંદર
તું છો સત્ય અને છો મંગળ રે
આખર તો એવા રૂપે રાજજે હોજો

[ડૉ૦ વ્રજલાલ ધ૦ મેઘાણીના મૃત્યુ પછી શોકસભામાં ગાયેલા સ્વરચિત ભજન 'હળવાં હળવાં લોચન ખોલો'માંથી.]

## (૬૧૩) પૂ૦ મકરન્દભાઈ દવે તરફથી

[ વિનોદ ઝ૦ મેઘાણી ઉપર ]

નંદિગ્રામ : ૨૩-૬-૧૯૮૬

વહાલા વિનોદલાલબહાદુર,

૦૦૦૦૦૦ હવે ધીમે ધીમે અંતિમ વર્ષની નજીક આવતો જાઉં છું ને મનમાં ક્યાંક ઊંડી પીડા થઈ આવે છે. આ પત્રોથી મેઘાણીભાઈની નિકટતમ રહેતો આવ્યો છું. એ હૃદયનાં સ્પંદનો ઝીલતો રહ્યો છું અને પ્રસિદ્ધિના પડઘમ વચ્ચે અણપ્રીછી રહેલી ઝીણી પગધૂધરી ને પગતળેની તીણી શૂળ મારી સામે પ્રગટ થતી ગઈ છે. હવે હમણાં દીવો બુઝાશે ને પછી કોડિયું મેલીને અગમવાટે ચાલી નીકળેલો પ્રકાશ મને ક્યાં લઈ જશે તેની ખબર નથી, અથવા થોડીક ખબર પણ આવન-જાવન કરે છે. હું અગમ દેશનો વણઝારો છું. આ મર્ત્ય ભોમમાં જે જે અમૃતનાં છાંટણાં કરી ગયાં તેનો હાડનાતીલો છું. મારે ભાગે આ કાર્ય આવ્યું છે તો 'છેલ્લો કટોરો ઝેરનો' ગાનાર ને પીનારે આ અભાગી લોકો માટે જે છેલ્લો કટોરો અમરતનો એકાંત ખૂણે ભર્યો છે તેને ચોકમાં ઘૂમતો ને છલકતો કરી દઈશ. 'ભર કટોરા રંગ!'—એ બોલ આ ઝેર પીને અમરત પાઈ જનાર જોગી-જમાતના; હવે બજવૈયો કયો રાગ છેડે છે તે જોઈએ.

એક અસ્સલ જાતનો દુહો સંભળાવું :

વ્યાસ પણ વાંચી નો શક્યા,<br>
પ્રેમ હૂંદા પુરાણ,<br>
ઇ લોહીનાં લખાણ<br>
કો'ક ભેદુ જ વાંચે ભૂદરા

જેમાં લોહીની લાલી ઊતરે ઈ લખાણ, બાકી બધા લેખણના વાનરખેલ. જીવતા રે'જો, દીકરા! દીવા કરતા જાજ્યો!

મકરન્દ



## (૬૧૪) લાભચંદ લા૦ મેઘાણી ઉપર

અમદાવાદ : ૨૫-૧-૧૯૪૭

લાભુભાઈ,

દિલ્હીનો પ્રવાસ સુખરૂપ આજે પૂરો થયો છે. આજે વિમાનમાં પાછો આવી પહોંચ્યો છું. તમારું સ્મરણ તો તમારાં સેન્ડલ મને સતત કરાવતાં રહ્યાં છે, પગમાં રમતાં આવે છે અને આ ઉંમરે જરા જુવાની પણ આપી રહ્યાં છે.

આજે શુક્લતીર્થ જાઉં છું. પરમરોજ પાછો ફરી, એકાદ દિવસ રહી, હવે તો બોટાદ ચાલ્યો જઈશ. સૌ૦ કાન્તાને † ખાસ કહેજો કે કાકો ફરજ ચૂક્યો છે. છોકરાંને જોયાં વિના મુંબઈ છોડી જાવું એ પણ કેવી વિધિવક્રતા! કુશળ હશો.

ઝવેરચંદ

*

† સૌ૦ કાન્તા : કાન્તાબહેન લાભચંદ મેઘાણી.

## (૬૧૫) મસ્તાન ઝ૦ મેઘાણી અને નાનક ઝ૦ મેઘાણી ઉપર

અમદાવાદ : ૨૫–૧–૧૯૪૭

ચિ૦ મસ્તાન ને નાનક,

હું મુંબઈથી રતિભાઈ ઝાટકિયા જોડે વિમાનમાં દિલ્હી ગયો હતો ત્યાંથી આજે વિમાનમાં અહીં પાછો ફરી આજે રાત્રે શુક્લતીર્થ જવા નીકળીશ. ત્યાંથી મંગળવારે આંહીં આવી બે દિવસ રહીશ. પછી બોટાદ જઈશ. ભાઈ દિલ્હી છે. ત્યાંથી કાલે અગર પરમદિવસે અહીં આવશે ને રોકાશે. મુંબઈ પણ કદાચ જશે. વિમાનમાં કરેલા પ્રવાસની ઘણી ઘણી વાતો તમને કરવા મન થાય છે અને તમને ક્યારે જલદી એ પ્રવાસ કરાવું એવું થાય છે. બંને કુશળ હશો. જવાબ અહીં જ લખશો. હું બુધવાર સુધી તો અહીં જ હઈશ.

ઝવેરચંદ

## (૬૧૬) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

અમદાવાદ : ૨૫–૧–૧૯૪૭

વહાલી,

૦૦૦ હું મુંબઈથી એરોપ્લેઇનની પ્રથમપહેલી મુસાફરીનો અનુભવ લેવા શ્રી રતિભાઈ ઝાટકિયાની સાથે બુધવારે દિલ્હી ગયો. બહુ આગ્રહ કરીને ઉપાડી ગયા. ત્યાં ત્રણ દિવસ રહી, બંધારણ–સભાનાં દર્શન કરી, આજે સવારે એરોપ્લેઇનમાં આંહીં પહોંચ્યો છું. આંહીં 'ઊર્મિ'ના તેમ જ પુસ્તકોનાં કામ પતાવી સીધા ઘેર આવવા મન તલસતું હતું પણ શુક્લતીર્થવાળાઓએ મારો કાર્યક્રમ તા૦ ૨૬ મીની સાંજનો બહાર પાડી દીધો છે એટલે, એમને વચન અપાઈ ગયું છે તે પાળવા ખાતર થઈને, આજે રાતે ભરૂચ પહોંચી કાલે સવારે શુક્લતીર્થ પહોંચીશ ને ત્યાંથી સોમવારે પાછો ફરી મંગળવાર આંહીં રહી કામ પતાવી બુધવારે બનશે ત્યાં સુધી તો બોટાદ પહોંચીશ.

એરોપ્લેઇનની મુસાફરીમાં તમે સૌ ખૂબ યાદ આવ્યાં છો. મેં તો આ નવીન અને રોમાંચક સૃષ્ટિ જોઈ પણ તમને ક્યારે બતાવી શકીશ ? ને એ ન બતાવી શકાય ત્યાં સુધી મારો એકલાનો અનુભવ લૂખો લાગે છે. વિગતવાર વાતો તો ત્યાં આવી બધાંને બેસારીને કહીશ પણ મને તો એમ લાગે છે કે જન્મ ધરીને એકાવન વર્ષે પહેલી જ વાર આ પૃથ્વીમાતાનું વિરાટ દર્શન કરી હું પાવન થયો. ખેર, એ તો હવે રૂબરૂમાં કહીશ. ૦૦૦૦૦

મારે શરીરે સારું છે. દિલ્હીની ઠંડી એટલી તો ગુલાબી હતી કે ત્રણ ત્રણ વાર ખાધું તો પણ પચી ગયું. તદ્દન તંદુરસ્ત છું. ચિંતા કરશો નહીં અને તમારી તેમ જ બાળકોની તબિયત સાચવજો.

વિજ્યાબહેને† તો તમારા માલમાંથી તુરત રૂ૦ ૨૮૮નું વેચાણ કરી નાખ્યું છે પણ એને તો રાતા રંગના ચણિયા બે જોઈતા હતા. એ જેને આપવાના હતા તે નિરાશ થયા. માટે રાતો ભરાવશો.

બધાં બાળકોને ખૂબ યાદ કરું છું. ૦૦૦૦ વહાલી ! ખુશીમાં રહેજે.

ઝવેરચંદ

*

† વિજયાબહેન : વિજયાબહેન દુર્લભજી પરીખ.

## (૬૧૭) મસ્તાન ઝ૦ મેઘાણી અને નાનક ઝ૦ મેઘાણી ઉપર

બોટાદ : ૯–૨–૧૯૪૭

ચિ૦ મસ્તાન–નાનક,

તમારો કાગળ મળ્યો. આનંદ થયો. રાતે નથી વાંચવું પડતું એ સારું છે. ઊંઘનો તો જરાકે અનાદર ન કરવો, પણ રાતે બેઠા બેઠા સામસામા કંઈ સંસ્કૃતનાં રૂપ, ઇતિહાસ–ભૂગોળના પ્રશ્નો વગેરેની પ્રશ્નોત્તરી તો કરી શકો. એમ કરશો તો પાકું થઈ જશે ને ઊંઘ માથે ચડી નહીં બેસે. અહીં બધાં ખુશીમાં છીએ. ઇન્દુબહેન હવે આવવાની. એ જ

લિ૦ ઝવેરચંદ

## (૬૧૮) રતિલાલ ઓ૦ ઝાટકિયા ઉપર

બોટાદ : ૧૨–૨–૧૯૪૭

પ્રિય ભાઈ,

કાગળ મળ્યો. કુશળ છીએ. દિલ્હીના સ્મરણ–પડઘા હજુ શમ્યા નથી. મુંબઈ આવવા તો તૈયાર જ છું. ચુનીભાઈનો કાગળ હતો. મારા મનનાં મંથનો મેં એમને જણાવ્યાં છે. તમને વિદિત પણ કર્યાં હશે. ડૉ૦ મેઘાણીના મૃત્યુ પછી આટલું વહેલું લગ્ન કરવું પડે તે આપણા સૌના માટે આપદ્–ધર્મ છે. હું એ સમજું છું. આપણી એ સમજની સૌને પ્રતીતિ થાય એવી સાદી રીતે લગ્ન ઉકેલવાં એ ફરજ છે. એ ફરજનો મોટા ભાગનો બોજો આપના પક્ષને શિરે આવી પડ્યો છે. આપને ત્યાં દીકરીનું છેલ્લું લગ્ન, કુટુંબ તેમ જ સ્નેહીજનોનું મંડળ ઘણું મોટું, સૌને હોંશ સ્વાભાવિક, છતાં ડૉ૦ મેઘાણી જેવી સૌને વંદનીય વ્યક્તિના આવા કરપીણ મૃત્યુની અદબ સાચવીને જ બધું થાય એમાં જ આપણી સૌની શોભા કહેવાય. આપ તો સુજ્ઞ છો પણ વ્યવહારની બાજુ આપને પણ કેટલા સ્વતંત્ર રહેવા દેશે એ વિચાર મને અકળાવે છે. હું તો આવવા તૈયાર છું. ચુનીભાઈ લખે તે મુજબ હાજર થઈશ. બહેનના દાઝી જવાના સમાચાર તો ઘણા દુ:ખદ. ઈશ્વર એમને સત્વર આરામ કરો.

મહેન્દ્રના લખાણ વિશે મારો એ જ મત મેં એને તુરત કહ્યો હતો. હું એ અહેવાલને અગાઉથી જોવા પામ્યો હોત તો આવું ન થવા દેત. ૦૦૦૦૦

લિ૦ ઝવેરચંદનાં વંદન

*

† 'લગ્ન' : નાનાં બહેન સમજુબહેનના જ્યેષ્ઠ પુત્ર ગુલાબરાય ચુનીલાલ પારેખ અને રતિલાલ ઝાટકિયાનાં નાનાં બહેન ચંપાબહેન ઓ૦ ઝાટકિયાનાં લગ્ન

## (૬૧૯) રતિલાલ ઓ૦ ઝાટકિયા ઉપર

બોટાદ : ૧૪–૨–૧૯૪૭

પ્રિય ભાઈ,

સવિસ્તર કાગળ આજે મળ્યો. ૦૦૦૦ આપણે લગ્નની વાત થયેલી પણ તમે જાણો છો કે હું વ્યવહારદક્ષ માણસ નથી, આંટીઘૂંટીઓ, ઉચિત–અનુચિત કંઈ બહુ સમજુ નહીં. વળી મારા ઘરની વાત નહીં. તમે બેઉ પક્ષો પૂરા વ્યવહારના સમજદાર. ૦૦૦ મારે શી દખલ કરવાની હોય? મારે તો ફરજ બજાવવાની એટલું સમજું છું. ૦૦૦ તેથી મારા મનમાં ઉદ્‌ભવેલું મંથન મેં લખી નાખ્યું. ૦૦૦ હું સમજું છું કે

આ સાંસારિક ઘટમાળને પગલે પગલે રુકાવીએ તો પાર ન આવે. મારો મુદ્દો તો અનુચિત ન લાગે એવી ઢબે પ્રસંગને ઉકેલી શકીએ તો ઠીક એટલા પૂરતો જ ભાર દેવાનો હતો. તમે એનો response કેટલો સુંદર આપ્યો છે! તમે કેટલી હદ સુધી જવા તૈયારી બતાવી! પણ એ કંઈ મારા લખવાથી થોડું જ થયું? મારે પણ લાગણી છે, સારાસાર વિચાર છે, પોતાનો સ્વતંત્ર approach છે. તમને આપું તેટલાં અભિનંદન ઓછાં છે. વિગતો તમે એટલી બધી પૂરી પાડી કે મારે કશો જ સંકોચ સેવવાનું કારણ રહ્યું નહીં. પૂ૦ પિતાજીની હિંમતને પણ ધન્યવાદ. ૦૦૦૦

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ



(૬૨૦) **મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર**

અમદાવાદ : ૨૦–૨–૧૯૪૭

ચિ૦ મહેન્દ્ર,

મારા ટેબલ પર 'સોરઠી સંતવાણી' નામનું એક પીળું પાકીટ પેલી ભજન–સાહિત્યની થેલીમાં પડેલ છે. એ પાકીટમાં પ્રસ્તાવનાને માટેનું 'બુદ્ધિપ્રકાશ'માં પ્રકટ થયેલ છાપેલ સાહિત્ય પણ છે. પણ તું એમ કરજે. એ આખું પાકીટ મને રજિસ્ટર્ડ બુકપોસ્ટથી અહીં અમદાવાદ પહોંચતું કરજે. હું પાછો આવી 'સોરઠી સંતવાણી'ની પ્રસ્તાવના વગેરે પતાવી દેવા માગું છું. બીજું, બે હિંદી પુસ્તકો પણ ટેબલ પર પડ્યાં છે. એની પણ જરૂર છે પણ તે તો કોઈ સથવારા જોડે મોકલજે, નહિતર કાંઈ નહીં. હું આવીને પતાવીશ. રાતે જાઉં છું.

ઝવેરચંદ

*



ભજનવાણીમાં એમની લાગણીના પડઘા

"છેલ્લા થોડા મહિનાઓ દરમ્યાન એમનું ચિત્ત સંતોની ભજનવાણી ભણી વધુ ને વધુ ઢળતું ગયેલું અને પોતે નવાં કાવ્યો લખતા નહોતા કારણ કે આ ભજનવાણીમાં જ એમની લાગણીઓના પડઘા એ સાંભળતા હતા.

"ભજનો માટેનો એમનો અનુરાગ ઘણાં વર્ષોથી જીવતો પડ્યો છે, અને એમની તમામ ઈતર લેખનપ્રવૃત્તિનાં પડ નીચે એનો પ્રવાહ સતતપણે વહેતો રહ્યો છે."

['સોરઠી સંતવાણી'ના મહેન્દ્ર મેઘાણી લિખિત નિવેદનમાંથી]

### થંભ વિણ આભ ઠેરાયો

હાં રે હાં,
જમીં આસમાન બાવે
મૂળ વિના માંડ્યાં જી હોજી !
એ જી થંભ વિણ આભ ઠેરાયો રે'
એ વારી ! વારી ! વારી !
અખંડ ધણીને હવે ઓળખો જી હોજી !

(વાહ રે ધણી ! તમે તો મૂળ વગર પૃથ્વી-આકાશને રોપ્યાં, તમે તો થંભ વગર વિરાટ ગગનને ઠેરાવ્યું.)

['સોરઠી સંતવાણી'માંથી.]

### (૬૨૧) મહેન્દ્ર ઝ૦ મેઘાણી ઉપર

મુંબઈ : ૨૧-૨-૧૯૪૭

ભાઈ મહેન્દ્ર,

०००००० ઈશ્વરભાઈએ સાપ્તાહિક કાઢવાની વાત ફરી વાર પાછી ચર્ચી છે. એ કહે છે કે કરવું હોય તો હમણાં જ કરવાની તક છે. હું પોતે તો હિંમતમાં નથી પણ તારે તારા જીવનના એકાદ–અરધા દાયકાને માટે પણ જો આમાં ઝંપલાવવાની ઇચ્છા હોય તો વધુ વિગતવાર ચર્ચા માટે મારે, તારે ને ઈશ્વરભાઈએ મળવાની જરૂર કહેવાય. તો તું અમદાવાદ તા૦ ૨૮ કે તા૦ ૧ના અરસામાં આવીશ? ०००० જો તું આવ તો મારી ભજનસામગ્રીની આખી થેલી અને બે હિન્દી ચોપડીઓ લેતો આવ. અહીં સૌએ તને યાદ કરેલ છે. એ જ

લિ૦ ઝવેરચંદ

*

### ભજન : લોકવાણીનો અંતિમ પરિપાક

સખી ! ઊંચું જોઉં તો હરિ અસમાનમાં
હેરીને જોઉં તો હરિ હેઠા રે;
સખી ! સૂઈને જોઉં તો સળકે સોડમાં
જાગી જોઉં તો તખત પર બેઠા રે.

[ભોજલ રવિ]

"લોકસાહિત્યને એક વિશાળ વટવૃક્ષ કલ્પીએ; ગીતો, વાતો, ટુચકા, ઉખાણાં, વ્રતાદિને એનાં ડાળી, પાંદડાં, પુષ્પો ને વિટપો કહીએ, તો આ ભજનોને એનાં આખરી ફળોરૂપી સમજી શકાય. લોકવાણીનો અંતિમ પરિપાક આ ભજનવાણી છે. ઝીણી મોટી સકળ માનવોર્મિઓને સંગીત-તાલબદ્ધ શબ્દોએ રસનારી લોકવાણી જો આખરી આત્મિક રહસ્ય-મંથનની ભજન-શાખોને ન રસાવત તો એ અધૂરી, આછોતરી, સપાટીને સ્પર્શીને અટકતી ગણાત. અને જ્ઞાન, અધ્યાત્મ, આત્મતત્ત્વ, એને જો વેદો, ઉપનિષદો તેમ જ ભાગવત ઇત્યાદિમાંથી દોહીને આ લોકવાણી જો જનસામાન્યને સ્પર્શે તેવા તાલ-સંગીતની કટોરીમાં ન ઉતારત તો એક પ્રથમ કોટિની કરુણતા નીપજી હોત." ['સોરઠી સંતવાણી'ના પ્રવેશકમાંથી.]

## (૬૨૨) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

મુંબઈ: ૨૧-૨-૧૯૪૭

પ્રિય ચિત્રા,

સુખરૂપ આવી પહોંચ્યો છું. આંહીં બહેને† તમને ખૂબ ખૂબ યાદ કર્યાં છે. તમે છોકરાં સહિત મજામાં હશો. બધાં બાળકોને દૂધમાં પેલી દવા દેતાં હશો. ઇન્દુ તો આ કાગળ પહોંચશે ત્યારે પાછી ચાલી ગઈ હશે.

ભાઈ બાબા, તાવ ફરી વાર નહીં આવ્યો હોય.

અશોક, બલૂનમાં બેસી મુંબઈ આવવા માટે તારી બા ને તું ભાવનગર ક્યારે જાઓ છો?

મુરલી, હવે જા જા! હું તને ક્યાં કહું છું!

બંટુ, અં—અં—અં—અં—સેવાદળમાં તું નિયમિત જતો હઈશ.

પદ્મલી, હું ત્યાંથી નીકળ્યો તે પછી આજ સુધીમાં તને બાબાભાઈ ને બંટુભાઈએ કેટલી વાર મારી? અને અશોક સાઇકલ પર બેસવા દે છે કે નહીં?

આંહીં સોનાનો ભાવ ૩૦ ૧૦૭ છે. તમારી ઇચ્છા થાય તો જણાવશો. રેશમ માટે હું તપાસ કરીશ. તમારી તબિયતના ખબર લખશો. હું તા૦ ૨૫મીએ અહીંથી નીકળીશ. મારે શરીરે ઠીક છે. એ જ.

લિ૦ ઝવેરચંદ

*

† 'બહેને': નાનાં બહેન સમજુબહેન સુ૦ પારેખ.

## (૬૨૩) પૂ૦ ચિત્રાદેવી–બા ઉપર

મુંબઈ : ૨૫–૨–૧૯૪૭

પ્રિય ચિત્રા,

ભાઈ ગુલાબનાં લગ્ન સુખરૂપ પૂરાં થયાં છે. આપણા તરફથી રૂ૦ ૧૫૧ અને લાભુભાઈ તરફથી રૂ૦ ૫૦ મળી ૨૦૧ મોસાળાના આપ્યા છે અને રૂ૦ ૧૦ ચિ૦ ચંપાને પગે લાગ્યાના આપ્યા છે.

શ્રી કામદારને ત્યાંથી ભરતની બાકી રહેલ ચીજો લઈ વિજ્યાબહેનને ત્યાં આપી છે. ત્યાંથી લાવેલ તે પણ બધું આપ્યું છે. આજે સાંજે ત્યાં રાત રહેવા જાઉં છું એટલે બધાં નંગ મેળવીને આપી દઈશ તથા હિસાબ કરી લઈશ. ૦૦૦૦૦ કાલે બુધવારે રાતે નીકળી ગુરુવારે સવારે એક ટ્રેઇન વડોદરા ઊતરી ઘણું કરીને તો પાછો રાતે જ અમદાવાદ પહોંચીશ અને ત્યાંનું પતાવવા એક દિવસ રહી તા૦ ૧લી અગર ૨જીએ બોટાદ પહોંચી જઈશ.

મારે શરીરે ઠીક છે. તમારો એક પણ કાગળ નથી. હવે તો કાંઈ જો'તું–કારવતું હોય તો અમદાવાદ લખશો. છોકરાં કેમ છે? એ જ

લિ૦ ઝવેરચંદ

## (૬૨૪) ગુલાબરાય ચુ૦ પારેખ ઉપર

[ભાણેજ]

બોટાદ : ૧–૩–૧૯૪૭

પ્રિય ગુલાબ,

આજે સવારે પહોંચ્યો છું. તારું બંધાવેલ ભાતું ઘરમાં આનંદ પ્રસરાવી રહ્યું છે પણ હું શરમાઉં છું.

નિરાંતે તારી સાથે બેસી વાતો થઈ શકી નહીં. તું ઉદાર છે એટલે મને દિલની વ્યથાઓ કહે છે. તને હું કઈ રીતે જીવનના ચિંતનમાં મદદગાર થઈ શકું એ મારી મૂંઝવણ છે. તારા જેવા સુજ્ઞ, ઠરેલા, પ્રૌઢ વિચારશક્તિવાળા જુવાનની મનોમથામણ જોઈ હૃદય બળે છે પણ સ્ટેશને જુદા પડતાં જે કહ્યું તે ફરી કહું છું કે ભાઈ! જોજે હો, નકામા complexes ઊભા કરી તારા દંપતીસંસારની મીઠી લહાણને ગુમાવી ન બેસતો. પહેલું તો પ્રેમ, આહ્લાદ અને નિર્ભયતા પ્રકટ કર, પછી તારી બધી મનોવાંછના આપોઆપ પૂરી થશે. પ્રવેશનું પહેલું પગલું માંડતી નવોઢાને ભયભીત કરીશ નહીં. સાચું સખ્ય—મૈત્રી—સ્થાપજે. જે ભણતર તારી જીવન–છડીને

કરમાવી નાખશે તેના પર આગ્રહ રાખીને શું કરીશ? સાવધાન રહેજે, સુધારી ન શકે તેવી ભૂલ રખે કરી બેસતો. ચંપાને તારા પરત્વે તદ્દન નિર્ભય બનાવજે. એનો પ્રેમ ખોઈશ તો કશું જ બાકી નહીં રહે. હું મારા જીવનની નિષ્ફળતામાંથી શીખેલ પાઠ તારી સામે ધરું છું.

બીજું, પેલા રૂ બાબત બાપુને મારા પરત્વે બિલકુલ હળવું હૃદય રાખવા કહેજે. એનો કોઈ ઓરતો કરવાનો નથી. એમાં કશો જ કોઈનો દોષ નથી ને હાનિ પણ એવી કઈ મોટી છે? માત્ર એટલું જ કે હવે વિશેષ જોખમમાં ચાલુ ન રહેવું.

બધાં કુશળ હશો. અનુભાઈને ખૂબ કોમળતાથી સાચવજે. એના કાંધ અતિબોજથી તૂટી પડે છે એવી બાને ચિંતા છે, અને એ તો દેવ જેવો દીકરો છે. એનું ઝીણું જતન કરજે.

ઘરમાં નવાં કંકુપગલાં વડે તમારાં સર્વનાં જીવનમાં સુખ, સૌભાગ્ય ને આનંદ પ્રકટો! ચિ૦ ચંપાને મારા અત્યંત વહાલ સાથે આશીર્વાદ, પણ એને તેં તદ્દન નિર્ભય બનાવી છે એવા શુભ સમાચારની હું ઉત્સુકતાભેર રાહ જોઉં છું.

પૂ૦ બાપુને વંદન. બા તો બાપડી ઘણી મૂંઝાયેલી છે. એના હૃદયને હળવું રાખજે ને હમણાં તો રોજ મને યાદ કરી મેન્ડોલીન બજાવતો રહેજે!

ઝવેરચંદ



**(૬૨૫) વેરિયર એલ્વીન ઉપર**

[જન્મે અંગ્રેજ, જાણીતા ભારતીય માનવવંશશાસ્ત્રી.]

Botad: 9-2-1947

My dear Mr. Elwin,

Ever since your 'Folk-songs of Chhatisgarh' came into my hands I have been daily longing to convey to you my deep joy and a feeling of self-illumination. The contents of your splendid work have thrown light, as did the previous ones, on many a dark corner of my labours in the field of folk-litrature.

For instance, the ballad of Prince Rasalu has given me a key to the folk-tale of Risalu Kunwar and Phoolwanti, which I had unearthed from my own district many years ago. In the tract of Kathiawad called Panchal I came across an old relic—a column of stone—to which clings the said tale. I was told

by the residents of that area that this column was the relic of an *ekdandia mahal* (i.e. the one–columned solitary palace) into which Prince Risalu kept well–guarded his child–bride Phoolwanti and awaited the blossoming of her youth — which eventually was enjoyed by a wayfaring merchant, Prince Hathia Vanzara. The other episodes of this tale viz. the juice of the betel–leaf splashed high on the wall, the detection of Hathia's amours, his murder, the gift of his heart–flesh to Phoolwanti — all tally almost to a detail. The only thing I missed was the ballad.

I need not tell you how many other folk–songs also in this book bear closest kinship with ours. I have already written one article on your book and contributed it to a Gujarati monthly *Sanskruti.* It is a great loss to me to be not doing such writing in English for it prevents me from maintaining contact with you, but I hasten to inform you that the reading of your works has put me in this frame of mind and I have started translating our songs into English. There is already enough material with me to send you for perusal and for your candid opinion whether it would be worthwhile of me to proceed further with a view to present the English–reading public with at least a sample of our folk–songs. If at all you find it worthwhile, my next step would be to ask you if you could bestow upon my labours the favour of an introduction. I hope to send you a typed copy in a few days. Meanwhile, with kindest greetings,

Yours sincerely
J. K. Meghani

□ અનુવાદ :

બોટાદ : ૯–૨–૧૯૪૭

પ્રિય શ્રી એલ્વીન,

આપનું પુસ્તક 'ફોકસૉંગ્ઝ ઑફ છત્તીસગઢ' મારા હાથમાં આવ્યું ત્યારથી મારાં ઊંડા આનંદ અને પ્રદીપ્ત અંતરોર્મિઓ આપની પાસે વ્યક્ત કરવા રોજ તલસી રહ્યો છું. આપનાં અગાઉનાં સર્જનોની જેમ જ આ પ્રભાવશીલ ગ્રંથે લોકસાહિત્યના ક્ષેત્રમાં મેં કરેલા પરિશ્રમની ઘણી અંધારી કુંચીઓને પ્રકાશમાન કરી છે. દા૦ ત૦ મારા પોતાના પ્રદેશમાંથી ઘણાં વર્ષો પૂર્વે મેં પ્રાપ્ત કરેલી 'રિસાળુ કુંવર અને ફૂલવંતી'

નામની લોકકથાની ચાવી મને રાજકુમાર રસાલુના કથાગીતમાંથી મળી આવી. કાઠિયાવાડના પાંચાલ પ્રદેશમાં મેં એક ખંડેર દીઠું : પથ્થરનો એક સ્તંભ, એ વાર્તાનો એક માત્ર આધાર. એ વિસ્તારના રહેવાસીઓએ મને કહ્યું કે આ સ્તંભ એ જ એકદંડિયા મહેલનું ખંડેર હતું કે જેમાં રાજકુમાર રિસાળુએ પોતાની બાળપત્ની ફૂલવંતીને એનું યૌવન ખીલે તેની રાહમાં પૂરી રાખેલી; આખરે એ યૌવનનો ઉપભોગ તો ત્યાંથી પસાર થતા હઠિયા વણઝારાએ કર્યો. એ વાર્તાના બીજા પ્રસંગો, જેમકે દીવાલ પર ઊંચે પાનની પિચકારીના ડાઘ, હઠિયાના પ્રેમકાંડનું છતું થવું, એની હત્યા, એના કાળજાની ફૂલવંતીને ધરાયેલી સોગાદ વગેરે બધા પ્રસંગો સૂક્ષ્મતમ વિગતોમાં પણ મળતા આવે છે. મને નહોતું સાંપડયું તે ફક્ત આ કથાગીત.

આપના ગ્રંથમાંનાં કેટલાં બીજાં લોકગીતો અમારાં લોકગીતો સાથે અતિનિકટતા દર્શાવે છે તે મારે આપને કહેવાનું ન હોય. આપના પુસ્તક વિશે મેં એક લેખ લખીને 'સંસ્કૃતિ' નામના ગુજરાતી માસિકમાં પ્રકાશન માટે મોકલ્યો છે. આવાં લખાણો હું અંગ્રેજીમાં નહોતો લખતો તે મારે માટે એક મોટી ખોટ છે કારણ કે એટલે જ આપની સાથે સંપર્ક જળવાયો નથી, પણ આપનાં સર્જનોનાં વાંચનથી મારું ચિત્ત એ દિશામાં પ્રેરાયું છે અને અમારાં ગીતોના અંગ્રેજી અનુવાદ કરવાનો મેં આરંભ કર્યો છે. અંગ્રેજી વાચકસમૂહ સમક્ષ અમારાં લોકગીતોમાંથી કંઈ નહીં તો પ્રસાદી રજૂ કરવાની દૃષ્ટિથી આપના આલોચન માટે અને મારે આમાં આગળ વધવું અર્થકારક છે કે નહીં એ વિશે આપના નિખાલસ અભિપ્રાય માટે આપને મોકલવા જેટલી સામગ્રી મારી પાસે તૈયાર છે. આપને જો એ રજૂ કરવા યોગ્ય લાગે તો પછી હું આપને મારા પરિશ્રમના ફળસ્વરૂપ સામગ્રીનો વાચકોને પરિચય કરાવવાની કૃપા કરવા વિનંતી કરવાનો છું. થોડા દિવસોમાં આપને ટાઇપ કરેલી નકલ મોકલવા ધારું છું. એ દરમ્યાન, સસ્નેહ અભિવાદન સાથે,

આપનો સહૃદયી, જે. કે. મેઘાણી

*

## રિસાળુ, ફૂલવંતી અને હઠિયો વણઝારો

"આ પૃથ્વી પર કદી હો વા ન હો, મારું મન તો એમનું સનાતન અસ્તિત્વ સ્વીકારી બેઠું છે. નાની એવી બાલિકાનું કળી-જીવન પરણ્યા પતિના કોઈક એકલ ગૃહમંદિરમાં પૂરાયું હશે, દિનો પછી દિનોનાં વહાણાં વાતાં હશે, કળીને ખીલવતાં ખીલવતાં વર્ષો વિદાય લેતાં હશે, પરણ્યો એની પરિપૂર્ણ પુષ્પિતાવસ્થાની વાટ જોતો હશે.

"એની સબૂરીને કલ્પનામાં ખડી કરું છું. કાચી કળીને અંતરની ધીરીધીરી ઉષ્મા આપતો દિવસો ખેંચતો હશે. એને ખબર નહીં હોય ને જોબન ફૂલવંતીમાં સળવળી

ઊઠચું હશે? એકલવાસી યૌવના પિયુને પોતાના ઉરની વાત મુખેથી શું કહી શકી નહીં હોય? કે શું આઠ વર્ષના વચગાળામાં સ્ત્રીનો હૃદયભાવ જુદે રસ્તે વળ્યો હશે? પોતાના પાલકપોષક પ્રત્યે વલ્લભની નહીં પણ વડીલની લાગણી પોષાયે ગઈ હશે?

"પાષાણી અવશેષો પર તો બુદ્ધિ માત્ર એક હાસ્ય વેરીને પાછી વળી જાય છે, પણ એવું હાસ્ય આ ટાંચણ કરેલી વાર્તાના અવશેષો પર વેરી શકાતું નથી."

['પરકમ્મા'માંથી સંપાદિત.]

*

## સંશોધનની નવી દિશા : 'સૌરાષ્ટ્ર' લોકો

"મદ્રાસના 'હિન્દુ' પત્રમાં તા૦ ૧૯મીના અંકમાં Social Uplift of Saurashtras ('સૌરાષ્ટ્ર' લોકોનું સામાજિક સમુત્થાન) એ શીર્ષક તળે 'સૌરાષ્ટ્ર' યુવકોની ત્રીજી પરિષદ એ નામના અપ્પમપેટ ગામે મળેલા સંમેલનનો અહેવાલ છે.

"આ અહેવાલ અમારી નજરે ચડચો ને અમારું કુતૂહલ ઉત્તેજિત થયું તે સાથે બે સ્નેહીજનો તરફથી એની કાપલીઓ પણ આવી પડી. અહેવાલમાં લખ્યું છે કે 'સ્વાગતપ્રમુખ શ્રી ગોપાલ સ્વામીએ 'સૌરાષ્ટ્ર' ભાષાના મહત્ત્વ પર ભાર મૂકી કહ્યું કે જ્યાં જ્યાં 'સૌરાષ્ટ્રો' રહેતા હોય તે પ્રત્યેક સ્થળમાં શાળાઓ–કૉલેજો ખોલી તેઓની જ માતૃભાષામાં શિક્ષણ આપવું જોઈએ.'

"કાપલીઓ મોકલનારા સ્નેહીઓ લખે છે કે આ 'સૌરાષ્ટ્રો' કોણ? તેઓના પ્રમુખની અટક 'નાગર' કેવી રીતે? આ 'સૌરાષ્ટ્ર' કયું? આપણા સૌરાષ્ટ્ર સાથે કંઈ સંબંધ ખરો?

"સંબંધ બેશક ખરો. અમને યાદ છે કે વર્ષો પૂર્વે મદ્રાસ–મલબાર બાજુનો પ્રવાસ કરીને શ્રી પરમાનંદ કાપડિયાએ આ 'સૌરાષ્ટ્ર' વિશે કંઈક લખાણ પ્રકટ કરેલું અને આપણા સૌરાષ્ટ્ર સાથેના સંબંધો પર પ્રકાશ પાડેલો. આપણી જ પ્રજાની કોઈ વસાહત ભૂતકાળમાં ત્યાં સ્થપાઈ હોય તેવો પૂરતો સંભવ છે. એમ તો સૌરાષ્ટ્રીઓ અને ગુર્જરો–નાગરો વગેરે ઉત્તર હિંદ તરફ પણ ગયા છે અને આજ પર્યંત આપણી સંસ્કારિતાના અમુક અંશો તેમણે અકબંધ તેમનાં સામાજિક તેમ જ ગૃહજીવનમાં સાચવી રાખેલ છે. મુંબઈ વિદ્યાપીઠના કોઈક યુવાને આ વિષય લઈ Ph. D. માટે સંશોધન કરવા જેવું છે. ઝ૦ મે૦" ['ઊર્મિ અને નવરચના' માસિકમાં ઑગસ્ટ ૧૯૪૬માં બાપુજીએ લખેલી નોંધ.]

(૬૨૬) **ડૉ૦ અંબાશંકર ભટ્ટ ઉપર**

બોટાદ : ૧૦–૨–૧૯૪૭

પ્રિય ભાઈ,

કંકોતરી પહોંચી. આ પ્રસંગે એક સાંજ માટે પણ હાજર રહેવાનું ખૂબ મન થયું. છેવટે વિચાર પડતો મૂક્યો. મારા પિત્રાઈ ભાઈ ડૉ૦ વ્રજલાલ મેઘાણીનું ખૂન હજી તાજું જ છે. કોઈ શુભ પ્રસંગે નીકળવા દિલ થતું નથી.

બ્હેનને મારા ઘણા ઘણા આશીર્વાદ. આપના સંસ્કારે વિભૂષિત દીકરી પતિગૃહની સાચી લક્ષ્મી બનો! માવતરનાં પેટ ઠારો! ઈશ્વર એને સુખી રાખો.

આ પ્રસંગે શ્રી સુશીલભાઈ દ્વારા મારા તરફથી જે કંઈ શુકન પહોંચે તેને સ્વીકારશો, સંકોચ સેવશો નહીં; હું એક આત્મજન છું એ ન ભૂલશો. મારાં બ્હેનને વંદન.

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ



(૬૨૭) **ઈશ્વર પેટલીકર ઉપર**

બોટાદ : ૧૧–૨–૧૯૪૭

સ્નેહી ભાઈશ્રી,

તમારાં ચાર પુસ્તકોની પ્રસાદી મળી. ઘણો આભાર. 'તાણાવાણા' તો તુરત વાંચવાય માંડ્યું છે. નીચલા થરના મધ્યમ વર્ગની જીવનસૃષ્ટિનું તમારું અવગાહન મને સ્પર્શે છે. તમે એ પ્રદેશના પ્રતિનિધિ જેવા બની રહ્યા છો. કુશળ હશો.

લિ૦ સ્નેહાધીન ઝવેરચંદનાં વં૦



(૬૨૮) **નાનુભાઈ દૂધરેજિયા ઉપર**

બોટાદ : ૧૨–૨–૧૯૪૭

ભાઈશ્રી,

૦૦૦૦ મારું 'સોરઠી સંતવાણી' છપાઈ રહેવા આવ્યું છે. એના સંબંધમાં કેટલાક મુદ્દા તમારી સાથે ચર્ચવા છે, તો તમે બની શકે તો તમારા નાના ભાઈને સાથે લઈ અહીં એક આંટો આવી જશો? ૦૦૦૦

લિ૦ સ્નેહ૦ ઝવેરચંદ મેઘાણી

શબ્દનાં બાણ

બાણ તો લાગ્યા જેને
પ્રાણ રે વિંધાણા એના
નેણાંમાં ઘૂરે રે નિશાણ
જીવો જેને લાગ્યાં ભજનુંનાં બાણ,
જીવો જેને લાગ્યાં શબ્દનાં બાણ.

[રવિ સાહેબ]

(૬૨૯) **મોહનલાલ છ૦ રાવળ ઉપર**

બોટાદ : ૧૩–૨–૧૯૪૭

ભાઈશ્રી,

૦૦૦૦ તમારો પુરાતત્ત્વ–રસ નિહાળી આનંદ પામું છું. તમને થયેલા અમુક વ્યક્તિઓના કડવા અનુભવોથી જરાકે નવાઈ કે દુઃખ પામતા નહીં. એથી તો હજારગણા કડવા ઘૂંટડા ઘણાને આ ક્ષેત્રમાં પીવા પડ્યા છે. પણ તમે તો એ ચોપડાં–થોથાંને જવા દઈ અત્યારે લોકજીભે જે જીવતી માહિતી—રંગભરપૂર દૃષ્ટિવાળી—પડી છે તેને જ ટપકાવવા માંડો. બસ, 'ઇતિહાસ, લોકોક્તિ ને કલ્પના' એનો સંગમ જ સાધો. મને સુખેથી મોકલશો. તમારી ઇચ્છા હશે તો કોઈ સારા માસિકને એ પ્રગટ કરવા કહીશું.

લિ૦ સેવક ઝવેરચંદ મેઘાણી

(૬૩૦) **ઉમેદભાઈ મણિયાર તરફથી**

તારા બાગ, મુંબઈ : ૨–૩–૧૯૪૭

પ્રિય ભાઈશ્રી,

૦૦૦ તમારા 'લોકકવિતાનો પારસમણિ'નો સાનંદ સ્પર્શ થયો; સ્પર્શ છતાં પણ જો કથીર જ રહ્યો હોઉં તો વાંક એમાં પારસમણિનો નથી! વારુ. વાંચી ખૂબ મજા પડી. તમે જે ગીત દુહા–સેર અને ભવાઈ–સાહિત્યને નામે આપ્યું છે એ મેં ઉતારેલા મીરાંના ગીત જોડે સરખાવી જોશો? અને પ્રકાશ પાડશો? વાંચતાં અચાનક જાણે પરિચિત ગીતનો ભણકાર કાનમાં ગુંજી ઊઠ્યો અને સામ્ય મળ્યું. તમારા ખ્યાલમાં હશે જ છતાંય તમારું ધ્યાન દોરવા થયું લાવ તમને સહેજ ઇશારો કરું.

હમણાં તો ખૂબ લખતા હો એવું લાગે છે. 'કાળચક્ર' પૂરું થયું કે હજીય લેખકના (અને વાચકના) માથા પર ઘૂમે છે? તબિયત સારી નથી એમ એક વેળા ભાઈ કિસનસિંહે કહ્યું હતું. કોઈ હોમિયોપથીની દવાથી ફાયદો છે એમ પણ એ કહેતા હતા.

થોડા વખત પહેલાં ડૉક્ટર મેઘાણીની શોકસભામાં તમે હાજર રહી કંઈ બોલ્યા હો એવું છાપાંઓમાં હતું. તમે મુંબઈમાં હતા?

ભાઈ મહેન્દ્રના લેખ જ્યારે જ્યારે વાંચું છું ત્યારે (અલબત્ત, બીજા જ ક્ષેત્રમાં) મોતીલાલ–જવાહિરની જોડી યાદ આવે છે. .... chip of the old block.... કુશળ હશો.

ઉમેદભાઇનાં વંદન

*

† 'પારસમણિનો સ્પર્શ' : 'લોકકવિતાનો પારસમણિ' શીર્ષક બાપુજી લિખિત લેખનો નિર્દેશ.

† 'કાળચક્ર' : બાપુજીની છેલ્લી નવલકથા, જે એમના અવસાનથી અધૂરી રહી.

*

● દુહા–સેર : 'પિયામિલન સંજોગ'

મેં જાણ્યું સજન પ્રીત ગઈ, પ્રીત તો જાશે મુંવાં;
સુતારી–ઘેર લાકડાં વેર્યાં થાશે જુવાં.†

સાજણ! ચીણગી પ્યારકી, રહી કલેજે લાગ;
જૈસી ધૂણી અતીતકી, જબ ખોલું તબ આગ.

સજણ! સુવાણી સ્નેહકી, પરમુંખ કહી ન જાય;
મૂંગેકો સપનો ભયો, સમજ સમજ પછતાય.

[illegible]
[illegible]

પિયુ પિયુ કર પ્યાસી ભઈ, જલમેં બેઠી નાગ્ય;
શિર પર પાની ફિર વળ્યો, પિયુ બિન પ્યાસ ન જાય.

પ્રીત કરી સુખ લેનકું, ઊલટ ભઈ દુઃખ દેન;
પહેલી આગ લગાય કે, દોડ્યો પાની લેન.

જો મેં ઐસા જાનતી, પ્રીત કિયે દુઃખ હોય;
નગર ઢંઢેરા ફેરતી, પ્રીત ન કરિયો કોઈ.

પિયુ પિયુ કરતાં પીળી હુઈ, લોક જાણે પાંડુ રોગ;
છાની લાંઘણ મેં કરું, પિયામિલન સંજોગ.

પ્રીતમ તેરે દરશ બિન, સૂકો શામ શરીર;
પાપી નેનાં ના સૂકે, ભરભર આવે નીર.

† જુવાં : જુદાં.

[ 'લોકસાહિત્યનો પારસમણિ' લેખમાંથી. ]



◆ મીરાં–ગીત : 'ઘાયલસી ઘૂમત ફિરું રે'

ઘડી એક નહીં આવડે, તુમ દરસણ બિન મોય;
તુમ હો મેરે પ્રાણજી, કાંસું જીવણ હોય.

ધાન ન ભાવે નીંદ ન આવૈ, બિરહ સતાવે મોય;
ઘાયલસી ઘૂમત ફિરું રે, મેરો દરદ ન જાણે કોય.

દિવસ તો ખાય ગવાઈયો રે, રૈણ ગમાઈ સોય;
પ્રાણ ગમાયા ઝૂરતાં રે, નૈન ગમાયા હોય.

જો મૈં ઐસી જાણતી રે, પ્રીતિ કિયાં દુઃખ હોય;
નગર ઢંઢેરા ફેરતી રે, પ્રીતિ કરો મત કોય.

પંથ નિહારું ડગર બહારું, ઊભી મારગ જોય;
મીરાં કે પ્રભુ કબ રે મિલોગે, તુમ મિલિયાં સુખ હોય.

[ઉમેદભાઈ મણિયારે મોકલેલું.]



## (૬૩૧) ઉમેદભાઈ મણિયાર ઉપર

બોટાદ : ૪–૩–૧૯૪૭

પ્રિય ભાઈ,

Guilty conscience લઈને મુંબઈના છ દિવસના નિવાસ પછી ચાલ્યો આવ્યો. આશા હતી કે છાનું રહેશે પણ તમારો કાગળ એકરાર કરવા ફરજ પાડે છે કે તા૦ ૨૧ થી તા૦ ૨૬ ત્યાં જ હતો. આગલે મહિને ડૉ૦ મેઘાણીના શોકપ્રસંગે ચાર દિવસ રહી ગયેલો. તમને દંપતીને ન મળી શક્યો એમાં ખોટ તો મને જ ગઈ.

મીરાં–ગીતે નવું અજવાળું પાડ્યું. ભક્તિથી લઈ ભવાઈ સુધીના પ્રદેશમાં રમણ કરતું લોકસાહિત્ય કેટલા રસનો વિષય છે! આ ભજનનો હું સારો વટાવ મેળવીશ. પારસમણિનો સ્પર્શ કેટલો પ્રાણદાયી છે તે તો તમારો પત્ર જ પુરવાર કરે છે. તમને એ લેખ ગમ્યો જાણી ઉત્સાહ વધે છે.

ખૂબ લખું છું એમ તો કેમ કહેવાય! સંસારની વિફલ જંજાળોમાં ડબકાં ખાઉં છું. મેરુ જેવડું કામ સામે પડ્યું છે. માંડ કાંકરા વીણી શકું છું. 'કાળચક્ર' તો, ભય છે કે, એના નામનું સાર્થક્ય કરશે. વાચકોનું તો કોણ જાણે, લેખકનું માથું એ દર મહિને વેં'રી રહેલ છે.

મહેન્દ્રે તમારો કાગળ વાંચ્યો છે. એ પોતાની ન્યૂનતા પ્રત્યે એટલો સભાન છે કે તમારી પ્રશંસાથી મલકાઈ જતો નથી. ૦૦૦૦

તમારો ઝવેરચંદ

## લોકકાવ્યોમાં સ્વપ્નનું સ્થાન

તને મેં સપનામાં દીઠી—
ભમરાના જેવા રંગબેરંગી ઝલકતી ચૂંદડી,
કાળા કેશમાં સેંથો પાડતી,
કાંડે કાળી બંગડીઓ,
આંખો ઉઘાડી આસપાસ જોયું,
અરેરે બિછાનું સૂનું હતું

[છત્તીસગઢનું આદિવાસી લોકગીત]

સપનાનાં આ મિલનો—
કેવાં દુઃખદાયી છે!
ઝબકીને જાગતાં
ચોપાસ આવલાં મારીએ,
કોઈનો સ્પર્શ મળતો નથી.

(જાપાનનું લોકકાવ્ય)

સાજણ સપને આવિયાં,
ઉરે ભરાવી બાથ;
જાગીને જોઉં ત્યાં જાતાં રિયાં,
પલંગે પછાડું હાથ.

પલંગે પછાડું હાથ
તે કાંઈ નો ભાળું;
વાલાં સાજણ સાટું
ખોબલે આંસુ ઢાળું.

આદર્યાં કામ તે અધવચ રિયાં,
જાગીને જોઉં તો સજણ જાતાં રિયાં.

(સોરઠી લોકકાવ્ય)

['Folksongs of Chhatisgarh' નામના વેરિયર એલ્વીન લિખિત પુસ્તક વિશે લખેલા લેખ 'લોકકવિતાનો પારસમણિ'માંથી સંકલિત.]

(૬૩૨) **ઉમાશંકર જોશી ઉપર**

બોટાદ : ૭–૩–૧૯૪૭

પ્રિય ભાઈ,

કાલે લેખ† બીડ્યો છે. ૦૦૦ મારો લેખ શરીર કામ કરી શકતું હશે ત્યાં સુધી તો દર અંકે હાજર થશે, પણ તમારે સ્થળસંકોચ હોય ત્યારે એને મુલતવી રાખતાં અચકાવું નહીં. ૦૦૦૦

૦૦ એ ભાઈ જો થોડા વધુ સત્યનિષ્ઠ બને તો ઘણું આપી શકે તેવા શક્તિશાળી છે પણ કંઈક અગડંબગડં કરવાની ટેવ ખરી. કમભાગ્યે આપણે લેખકો એકબીજાથી વેગળા, અન્યોન્યના નિયંત્રણથી વંચિત, છીએ. ૦૦૦

લિ૦ ઝવેરચંદ

*

† 'લેખ' : છેલ્લો સંપૂર્ણ લેખ 'દક્ષિણ ગુજરાતનાં લોકગીતો' મૃત્યુ પછી 'સંસ્કૃતિ માસિકમાં છપાયો.

*

● 'હોંશેથી ઘસાતું લખું!'

"સૌરાષ્ટ્રી ગીતો ને આની વચ્ચે વિભેદ થોડો જ છે, નવીનતા અલ્પ છે. સમસ્ત ગુજરાતમાં રમણ કરતી એની એ જ કૃતિઓ પ્રદેશભેદે નૂતન તળપદાં તેજછાયા ને રસરંગો ધારણ કરે છે, નૂતન તાલછંદે નાચી રહે છે ને પુરવાર કરે છે એકની એક વાત કે ગુર્જર જનતા પ્રદેશે પ્રદેશે, સાગર–પ્રાંતરે ને ડુંગરે–વેરાને, નિખિલતાના રાસમંડળમાં નિજત્વે રસેલી જૂજવી લીલા ખેલે છે. ગુજરાત સોહામણી ને કાવ્યશીલી છે.

"આ ભાઈએ† મને છેલ્લી વાત કહી ચમકાવ્યો. 'તમારા ચૂંદડી' નામે લગ્નગીતસંગ્રહની પ્રસ્તાવનામાં એક સૂરતી ફટાણું ટાંકીને તમે જે કઠોર ટીકા કરી છે તે વાંચીને જ મને ચાનક ચડી કે સૂરત–પ્રદેશની આ અવહેલનાનો ઉત્તર આપું, માટે જ મારી આ પ્રવૃત્તિ થઈ.' મનમાં થયું: આવી ચાનક જો બીજા પ્રદેશોના પુત્રોને પણ ચડતી હોય તો તો લ્યોને તેમની ભૂમિનું પણ હોંશેથી ઘસાતું લખું!"

[દક્ષિણ ગુજરાતનાં લોકગીતો' લેખમાંથી.]

*

† 'આ ભાઈએ' : મધુભાઈ પટેલ. ત્યારે મુંબઈની યુ ઇરા શાળામાં ચિત્ર–શિલ્પના શિક્ષક, જેમણે અઢી વરસ રઝળીને દક્ષિણ ગુજરાતનાં લોકગીતો એકઠાં કરેલાં.

## દખણ ગુજરાતમાં કિટ્સન–કોડિયાં

[સ્વામી આનંદ લિખિત સંસ્મરણ.]

એક વાર મેઘાણીજી, ઘણું કરીને ગુજર્યા તે જ વરસે, કશાક કાર્યક્રમ અંગે મુંબઈ ગએલા. ત્યાંથી વળતાં કશી જાહેરાત કે પ્રોગ્રામ વગર, કેવળ 'સુવાણે' એક બે દિવસ અમારી જોડે ગાળવા, વાપી આવેલા. છોટુભાઈ ખુશ ખુશ થઈ ગયા. કહે,

"તમે તો મોટા દેસકવિ. તમારું લાડકવાયાનું, ને કોરટમાં માજીસ્ટરને રડાવેલો તે, ને સૂરવીર કાયર બે ભાઈવાળું—એ બધાં તમારાં ગીતો મેં વાંચેલાં જો. ને તમારા 'માણસના દીવા' પણ. હું કઁ'વ, તમે તો ગીતો–વાતો એકઠી કરવા, ને એવેએવે બહુ જગાએ જતા છો. આ બાજુની જંગલપટીઓમાં કાં ન આવો? આ તરફ થાણા, ફરંગા (પોર્તુગીઝ સરહદનાં ગામો) ને વાંશદા ધરમપૂરની રાનીપરજોમાં મારી જોડે ફરો, તો એ લોકનાં ગીત ગાંસડે–પોટલે તમુંને બંધાવું."

વળી કહે, "ને માણસાઈની મશાલો ભલે તમે ગુજરાતમાં જોઈ. પણ આ દખણ ગુજરાતમાં આવો–ફરો તો, મશાલ નહીં તોય કિટ્સન–કોડિયાં તો અલબત્ત દેખડાવું. તેમાં ફેર ની મલે. કરી જુઓ અખતરો એકવાર જોઈએ તો!"

મેઘાણીજી એટલા બધા પ્રભાવિત થએલા કે ઘેર જઈને એકાદ મહિનાની અંદર જ એમણે છોટુભાઈ જોડે આ પ્રદેશો ફરવાનો પ્રોગ્રામ ઘડ્યો, અને તારીખ–વાર સહિત બધું લખી મોકલ્યું.

પણ વિધિનું નિર્માણ જુદું હતું. ['ધરતીની આરતી' પુસ્તકમાંથી શબ્દશઃ, સાભાર.]



## (૬૩૩) દિલીપ કોઠારી ઉપર

બોટાદ : ૮–૩–૧૯૪૭

પ્રિય ભાઈ,

તમે મારે માટે શુંયે ધાર્યું હશે! આપણો સંયોગ ન જ થઈ શક્યો. ૦૦૦

'સંસ્કૃતિ'માં મારો 'લોકસાહિત્યનો પારસમણિ' લેખ વાંચ્યો હશે. પેલા મધુભાઈનાં સંગ્રહેલાં સૂરત પ્રદેશનાં લોકગીતો એક રાતે ત્રણ કલાક બેસી સાંભળ્યાં. તેને વિશે આવતા 'સંસ્કૃતિ' અંક માટે લખ્યું છે. સુંદર ગીતો છે. મારા અંગ્રેજી અનુવાદો કેવાક લાગ્યા? ૦૦૦૦

પિપલ્સ થિયેટરનાં ત્રણ ખેલે પર મુંબઈ સરકારે મૂકેલો પ્રતિબંધ વખોડી કાઢવા અને સખ્ત વિરોધ ઉઠાવવા આપણે સૌએ સંયુક્ત બનવું જોઈએ. આ તો ઘણું

અનુચિત કહેવાય. હજુ સુધી કેમ કોઈ બોલતું નથી? મેં એ જોયાં છે ને મને એમાં કશું જ વાંધાભર્યું લાગ્યું નથી. મુંબઈ સરકારે તો માઝા મૂકવા માંડી છે. Power politicsની ગંદી રમતનું જ આ પરિણામ છે. મોરારજી દેસાઈ જેવો કલાસાહિત્યનો મૂળાક્ષર પણ ન સમજનાર મિથ્યાભિમાની માણસ પગલે પગલે લોકશ્વાસને રૂંધી રહેલ છે. બહુ ઉકળાટ થાય છે.

ઝ૦

*

## ‘પ્રતિક્રાંતિના વાયરા વાશે!’

“આપણું રાજકારણ ક્યાં જઈ રહ્યું છે? લોકસંઘની ત્રણ નાટિકાઓ ઉપર પ્રતિબંધ મુકાયો એ તમે વાંચ્યુંને? મેં એ નાટિકાઓ જોઈ છે ને એમાં વાંધાભરેલું મને લાગ્યું નથી. ટીકા પણ હળવાશથી કરી છે ને એમાં કલા છે. એક બાજુ કોમી છાપાંઓ રોજ ઝેર રેડે છે તેને કોઈ અટકાવતું નથી ને આ નાટિકાઓ પર પ્રતિબંધ! ...આપણા સેવકો સત્તાસ્થાને બેસે ત્યારે આવું કેમ બને? મને લાગે છે કે આમ થયા કરશે તો આપણામાં પક્ષો પડશે ને પ્રતિક્રાંતિના વાયરા વાશે. એ હવા ગતિમાન થઈ રહેલી હું જોઈ રહ્યો છું.”

[૮–૩–૧૯૪૭ના રોજ એક પત્રકાર સાથેના બાપુજીના વાર્તાલાપમાંથી સંપાદિત.]



## (૬૩૪) પત્રસ્મરણ : ગુણવંતરાય આચાર્યનું

[૧૯૪૭]

“અમદાવાદમાં એ મને મળવા માગે છે એવો એમનો મુંબઈથી પત્ર. અમદાવાદ એ ખાસ ઊતરેલા. એમનાં પત્નીની માંદગીના સમાચારને કારણે મળ્યા વગર એ બોટાદ ગયા. બોટાદથી એમણે પત્ર લખ્યો એ પત્ર મારા હાથમાં આવે છે: ‘ભાઈ! મળવાની ખૂબ ઇચ્છા છે. બોટાદ આવી જાઓ.’

“અગિયાર વાગે પત્ર મળે છે... ત્રણ વાગ્યાની ગાડીમાં મારે બોટાદ જવું છે... કાગળ મારા હાથમાં છે......મારી પત્નીને વંચાવું છું......મારી પત્ની કહે છે, ‘જઈ આવો....’

“કાકા! કાકા!”......મારો પુત્ર દોડતો બહારથી આવે છે......એના મોઢામાંથી લોહી નીકળે છે.

‘શું થયું?’

‘દોડતો આવતો હતો, રસ્તામાં પડી ગયો. મેઘાણીભાઈનું અવસાન થયું!’



(૬૩૫) **પૂ૦ મકરન્દભાઈ દવે તરફથી**

[ગોંડલ] : ૨૭–૧૧–૧૯૪૫

મુ૦ મેઘાણીભાઈ,

૦૦૦૦૦ કોણ જાણે કેમ પણ મનમાં વારંવાર એમ થાય છે કે તમે એક વાર ગોંડલ આવો તો ! શા માટે ? પૂછશો તો મૂંઝાઈ જઈશ. બસ, અમસ્તા જ ! નાનું સરખું ઘર ને નાનો સરખો બગીચો છે. સવારમાં ઊઠો તો મન પ્રફુલ્લ થઈ ઊઠે ને સાંજે કે સાંજ પણ આથમી જાય ને ઝાડવાંનાં પાન વચ્ચેથી ચાંદની ગળાતી આવે અથવા તો અંધારું પથરાય ત્યારે એવી શાંતિ છવાઈ રહે ! ટૂંકમાં કવિતા પ્રેરે એવું.... પણ તમે આવો ત્યારેને ?

આ કાંઈ 'Yarrow Unvisited' જેવું વર્ણન નથી ! એવે વખતે મેં મારા સરગવા તળે કે જામફળી નીચે બેસીને કેટલાંય કાવ્યો રચ્યાં છે. આ મોકલું છું તે 'ઝાંખી' એમ જ જન્મેલું. તેમાં mysticismની છાંટ છે. ૦૦૦ એક આછોતરું વાદળિયા તત્ત્વભર્યું દર્શનકાવ્ય છે. આજે તો એ જ આપી 'રવાંના' થાઉં. આવશોને ?

મકરન્દનાં વંદન

*

## Yarrow Stream, Unseen, Unknown !

We will not see them; will not go
Today, nor yet tomorrow;
Enough is in our hearts we know
There is such a place as Yarrow.
Be Yarrow stream unseen, unknown !
It must, or we shall rue it:
We have a vision of our own;
Ah ! Why should we undo it?
The treasured dreams of times long past,
We'll keep them, winsome Marrow !
For when we're there, although 'tis fair,
't will be another Yarrow.

[વૉલ્ટર સ્કોટની નવલકથાઓમાં યેરો નદીનાં વિવિધ વર્ણનો વાંચીને કલ્પનાને આધારે વર્ડ્ઝવર્થે લખેલું કાવ્ય 'યેરો અનવિઝિટેડ'માંથી બે કડીઓ, સાભાર.]

## ઝાંખી

જાદુભરી છાઈ રહે મારે શાંત બાગે રે
સુગંધીલ હવા;
ધારે ત્યારે મન કેરી સૂતી પાંખ જાગે રે
દૂરે ઊડી જવા

રાતરાણી આંખો મારી ઝાકળાંની લૂવે રે
પોઢાડી દે જરા;
આછી આછી ચાંદની ત્યાં પાન વીંધી ચૂવે રે
ભીંજડીની ધારા

મન મારું ઊંડું ઊંડું આતમ દેશ ચાલું રે
કોને કહું ભલા!
કોણ કાળે આવી મારી આંખમાં સમાતું રે
ખૂલે ગેબી કલા

અધઘડી ખૂલે એવી દરશન ઝાંખી રે
પાછી વળી જવા;
જાદુભરી બાગમાંહી જ્યારે એવી પાંખી રે
છાઈ રહે હવા.

[પૂ૰ મકરન્દભાઈ દવેએ બાપુજી પરના પત્ર સાથે મોકલેલું કાવ્ય, એમના હસ્તાક્ષરમાં.]



## A Look of A Real Poet

'He has a look of a real poet; nothing pseudo about him. He is built of sound stuff.'

[બાપુજીએ ૧૯૪૬ માં પૂ૦ મકરન્દભાઈ દવે વિષે ઉચ્ચારેલા શબ્દો.]



[પૂ૦ મકરન્દભાઈ દવે]

## સાચો વારસ

"ખરેખર, ભાઈ મકરન્દ મેઘાણીજીનો ખરો વારસ નીવડશે એવા જ મને તો એંધાણ દેખાય છે.'

[સ્વામી આનંદના ૧૫-૬-૧૯૫૬ના મહેન્દ્રભાઈ પરના પત્રમાંથી.]

(૬૩૬) **પૂ૦ મકરન્દભાઈ દવે તરફથી**

[ વિનોદ ઝ૦ મેઘાણી ઉપર ]

નંદિગ્રામ : ૯–૭–૧૯૮૬, ૨૯–૨–૧૯૮૮ અને
૧૧–૩–૧૯૮૮ [ સંકલિત ]

વહાલા બાબા,

આ પળે જ પત્રો પૂરા જોઈ બેઠો છું. મનમાં વારંવાર ભાદર નદીના જોયેલા પટ તરવરે છે. સૌરાષ્ટ્રના હૃદય સોંસરવી જતી, ધરાની ધોરી નસ જેવી, એ નદી ચોટીલા પાસે મદાળેથી નીકળી મધ્ય સૌરાષ્ટ્રને હર્યુંભર્યું કરતી નવી બંદર પાસે સમુદ્રમાં વિલીન થઈ જાય છે. આજ સુધી જેની સાથે હૈયું મેળવીને પ્રવાસ કરતો આવ્યો એ પણ ભાદરના પ્રાણથી ભરપૂર છે. એને ભાગે ખડકાળ પ્રદેશ ને બળબળતી રેતીના પટ આવ્યા પણ એને એ રોકી ન શક્યા ને શોષીયે ન શક્યા. ઊલટું ગામ–ગામને નગર–નગરને તેણે ઘેલાં પૂરની છોળે ઊછાળ્યાં. મારા મનમાં વિષાદ કે શોક નથી. છેલ્લે પરિપક્વતાની એક સૂઝ, એક સમજણ, એ ઘાયલ દિલમાંથી ઊઠતી આવે છે. કોઈ જાતની સાધના, ઉપાસના કે આધ્યાત્મિક કહેવાતી ક્રિયામાં પડ્યા વિના પોતાના અંતર–સત્ત્વને જ વફાદાર રહી આદમી વાટ ખેડે તો તેના જીવનમાં આવું ફીપ બંધાય છે. મારો કિરતાર પણ કેવો કે સૂરજ ડૂબે એ પહેલાં મને એનો ભેટો કરાવ્યો ને આવું—એને કાળજે પડેલું—અમી બહાર લાવવાનું સોંપ્યું. તારો બાપ બહુ બહુ છૂપો રહ્યો જીવતરમાં, બહુ બહુ અમીકુંપા ભંડારીને મોટે મારગે ઉપડી ગયો, પણ આ લોહીનાં લખાણ બહાર પડશે ત્યારે દુનિયા એને એક સાહિત્યકાર, લોકકથાકાર, કરતાં જુદે રૂપે ઓળખશે. એ મીરાંનો સહોદર ભાઈ જેવો લાગશે. ઝેરના ઘૂંટડા પી–પચાવીને ઉજ્જવળ વાણીનાં મોતી વેરતો ગયો. મને નિમિત્ત બનાવી એણે જાણે પોતાનું કાર્ય સાધી લીધું. ક્યાંક આનંદથી હસતા હશે ને એનાં ફૂલ અહીં ઝરે છે. મેઘાણીભાઈનો પ્રાણ ફરી ધબકતો અનુભવું છું ને સ્મશાનની રાખ ખંખેરીને સહુની ખબર કાઢવા ને, આગળ વધીને કહું તો, સહુને ઢંઢોળવા આવ્યા હોય એમ લાગે છે.

મારો પ્રવાસ સારો ગયો. ઘણોખરો સમય પત્રોમાં વહી ગયો. આવા પત્રોને પણ હીણી નજર અડવા આવે તો એ નજર બદલાઈ જાય. આ વિચાર આવ્યો ત્યાં આગળ જતા ટ્રક પર પાછળ લખેલું વાંચ્યું :

બૂરી નજરવાલે, તેરા મૂંહ કાલા.

મનોમન કહ્યું : ના રે દોસ્ત, ' નજરમેં ઉજાલા ' કહી દે !

આગળ કોઈ પંક્તિ હશે તે વળી બીજી ટૂક બોલતી ગઈ, યાદ રહી ગઈ :

પ્રેમકે ફૂલ ઔર પ્યારકી માલા !
આજ ભરપૂર ભાવે વધાવે વધાવે !

—સુગંધ છલકે છે આ સ્નેહમાંથી. મોજમાં જ રહો બાબાલાલ, ભારે જોગ થે ગો !

ચોળે નંઈ ભભૂત
ને ખોળે નંઈ ગેબી ગુફા
ઈ જોગીના પૂત
રંગે ખેલે રાજિયા !

મકરન્દ



**તોમાર કીર્તિર ચેયે તુમિ જે મહત**
**તાઈ તવ જીવનેર રથ**
**પશ્ચાતે ફેલિયા જાય કીર્તિરે તોમાર**
**બારંબાર**

તમારી કીર્તિ કરતાં તમે મહાન છો
તેથી તમારા જીવનનો રથ
તમારી કીર્તિને પાછળ ઠેલતો જાય છે
વારંવાર.

[રવીન્દ્રનાથ ટાગોર રચિત કાવ્ય 'શા—જહાન'માંથી, સાભાર.]



# એ આવશે! એ આવશે!

દિવસો ગયા, મહિનાઓ વીત્યા, અને આજે ત્રણ વર્ષ પણ પૂરાં થયાં. પણ પિતા હજી પાસે ને પાસે જ ક્યાંક હોય તેવું લાગ્યા કરે છે. જાણે કે હમણાં ગામતરેથી ઓચિંતા આવી પહોંચશે, સહુ ભાંડરડાંને ગોદમાં લેશે, 'ગયો ત્યારે પિતામહ તો હતો ને આવ્યો ત્યાં પાછો માતામહ પણ બનાવી દીધો!' એવો વિનોદ કરશે, ને પછી શ્વેત ઝુલ્ફાં ઝુલાવતાં ઝુલાવતાં પૌત્ર-દોહિત્રીને સમજાવશે : 'મને દાદાજી ભલે કહેજો, પણ એમ કાંઈ હું હજી બુઢ્ઢો નથી બની જવાનો હોને!'

રેલગાડીમાં, સ્ટેશન ઉપર, રસ્તાઓ ઉપર લોકમેદની વચ્ચે, જરાક ક્યાંક અણસાર વરતાય, ક્યાંક પેલું કાળું જાકીટ, ઝભ્ભો ને સુરવાળ, સાફો ને ભરત ભરેલી થેલી દેખાય, ને દોટ કાઢીને પકડી પાડવાનું મન થાય. ક્યાંક દુહાઓની રમઝટ બોલતી હોય, ક્યાંક ભજનમંડળીઓ પાછલી રાતના સૂનકાર ગજવતી હોય, ક્યાંક ગઝલોનો મુશાયરો જામ્યો હોય, એમાં જઈ-જઈને એમને શોધવાનું મન થાય. દિવસભર પ્રાણ એમ તલખતો રહે અને પછી રાતે સ્વપ્નામાં જીવન-મૃત્યુથી પર એવી કોઈ અદીઠ સૃષ્ટિમાં એ શાતા પામે.

> મારા દેવળમાં પડઘા પડે, મારો ક્યાં હશે દેવળનાથ!
> મારી આરતીના દીવડા બળે, મારે જાગવું માઝમ રાત.

મહાકાળની એ માઝમ રાત ત્રણ વરસની હો કે ત્રણ દાયકાની, પિતાની વાટ જોતાં એનાં જાગરણ કરવાનું બળ પૂરે છે પેલા અખંડ દીવડાઓ સમાન એમનાં નેવું જેટલાં પુસ્તકો. ૦૦૦ જેટલી વારે એ વાંચ્યા છે તેટલી વાર એનાં પાનેપાનાંએ કીકીઓમાં અશ્રુક્યારીઓ બાંધી છે, અને અંતરમાં પડઘા જગાવ્યા છે : એ આવશે! એ આવશે!

૯ માર્ચ, ૧૯૫૦ **મહેન્દ્ર મેઘાણી**

['મિલાપ' માસિકના માર્ચ ૧૯૫૦ના મેઘાણી-સાહિત્ય-અંકમાંથી, સાભાર.]



તલવારોને ઝાટકે વેતરાયેલો પિયુ પડ્યો છે.
એના જખમોને પારંપાર ટાંકા લીધા છે.

"થંભી જા, થંભી જા, ઓ ભાઈ ચારણ!
મને ફાળ પડે છે; તું વધુ બિરદાવીશ
તો એ પાછો ઊઠીને દોટ દેશે?"

[રજપૂતાનાનું એક યુદ્ધગીત]

# પરિશિષ્ટ (૧)

## કુટુંબ-વૃક્ષ



# પરિશિષ્ટ (૨)

## (અ) જન્મતારીખ ૨૮–૮–૧૮૯૬ (શ્રાવણ વદ પાંચમ, વિ૦ સં૦ ૧૯૫૨) વિશે સંદર્ભો.

(૧) ૧૯૦૧ના નવેમ્બરમાં રાજકોટ સદર તાલુકા શાળામાં બાપુજીને ભણવા બેસાડ્યા ત્યારે પૂ૦ કાળીદાસ–દાદાએ લખાવેલ વિગતોવાળું એમની સહી સાથેનું રજિસ્ટરનું પાનું. (જુઓ ફોટો–નકલ, સૌથી નીચે, કોલમ ૪–૫)
[૧૯૦૬માં પાળિયાદ શાળાના રજિસ્ટરમાં ૨૭–૮–૧૮૯૬ ભૂલથી લખાયેલું તે બાપુજીએ શાળળદાસ કૉલેજ (ભાવનગર)માં સુધારાવી લીધું છે. શામળદાસ કૉલેજના દસ્તાવેજોમાં જન્મતારીખ ૨૮–૮–૧૮૯૬.]

(૨) બાપુજીની હયાતિમાં, ૧૯૪૫માં, છપાયેલ એમના પુસ્તક 'રાજા–રાણી'ની બીજી આવૃત્તિના ફ્લૅપ પર આપેલા એમના પરિચયમાં લખાયું છે, "....શ્રી મેઘાણીનો જન્મ કાઠિયાવાડની પાંચાળ ભૂમિમાં, જાણીતા જૈન ફોજદાર પિતાને ઘેર, ઈ૦ ૧૮૯૬માં થયો હતો. ...."
[ઈ૦ સ૦ ૧૮૯૬ (વિ૦ સં૦ ૧૯૫૨)માં નાગપાંચમ (સૌ દ્વારા સ્વિકૃત) ૨૮–૮–૧૮૯૬ ને દિવસે હતી.]

(૩) પ્રથમ વિમાન–સફર કરીને ૨૫–૧–૧૯૪૭ના રોજ (અવસાનથી દોઢ માસ પૂર્વે) અમદાવાદથી બાપુજી બાને લખે છે, "...એમ લાગે છે કે એકાવન વર્ષે પહેલી જ વાર આ પૃથ્વીમાતાનું વિરાટ દર્શન કરીને હું પાવન થયો......" (પત્ર ૬૧૬)
[૧૯૪૭માં 'એકાવન વર્ષે' એટલે ૧૯૪૬માં પચાસ પૂરાં થયાં, એટલે જન્મ ઈ૦ સ૦ ૧૮૯૬માં; નાગપાંચમ સ્વીકારીએ એટલે જન્મતારીખ ૨૮–૮–૧૮૯૬.]

(૪) બાપુજીના અવસાન પછી ૯–૪–૧૯૪૭ને દિવસે પ્રગટ થયેલા 'ઊર્મિ અને નવરચના' માસિકના સ્મૃતિ–અંકમાં છપાયેલા સંસ્મરણ-લેખમાં ઉમાશંકર જોશી લખે છે,..."ગઈ શ્રાવણ વદ પાંચમે અમારે ત્યાં [મેઘાણીભાઈએ] વિદ્યાર્થીઓ સમક્ષ અઢી કલાક ભજન–સાહિત્ય પીરસ્યું. સાંજે મારે ત્યાં જમવાનું હતું. આવ્યા પછી કહે કે 'આજે મને પચાસ થયાં.' મેં તો કહ્યું, 'તો તો વિદ્યાર્થીઓની વચ્ચે ઠીક ઊજવણી થઈ.' જમતાં જમતાં મેં કહ્યું, 'હજી તો તમે જુવાન જ લાગો છો. You can very well begin life afresh — હજી તો નવેસરથી જીવન શરૂ કરી શકાય. પાછલુ તો બધું નફામાં!' એમ કહી

અમે યુરોપમાં તો પચાસે માણસને દાંત ફૂટયા ગણે છે, ત્યાં સુધી તો માણસ કાચાંમાં ખપે વગેરે વાતે ચઢયા. ....” (સ્મૃતિ–અંક પા૦ ૧૧૮)

['ગઈ શ્રાવણ વદ પાંચમ, એટલે ઈ૦ સ૦ ૧૯૪૬ (વિ૦ સં૦ ૨૦૦૨)ની નાગપાંચમ. વિ૦ સં૦ ૨૦૦૨ની નાગપાંચમે 'પચાસ પૂરાં થયાં' એટલે વિ૦ સં૦ ૧૯૫૨ ની નાગપાંચમે (૨૮–૮–૧૮૯૬) જન્મ.]

(૫) બાપુજીના અવસાન પછી 'ઊર્મિ અને નવરચના'ના ૯–૪–૧૯૪૭ના સ્મૃતિ–અંકમાં પ્રગટ થયેલા સંસ્મરણમાં ગુણવંતરાય આચાર્ય લખે છે, "...'બાપુ'ને પચાસ વર્ષ થયાં ને એમનો વનપ્રવેશ ઊજવવાની મેં દરખાસ્ત કરી—એક થેલી બાપુને અર્પવી..." જવાબમાં બાપુજીએ લખેલા પત્રનો ભાગ પત્ર ૫૮૬ માં કારણો આપી ઊજવણીનો વિરોધ કરે છે. [પચાસ વર્ષ પૂરાં થયાં એટલે જન્મ ૧૮૯૬ માં. નાગપાંચમ સ્વીકારીએ એટલે જન્મતારીખ ૨૮–૮–૧૮૯૬.]

## (બ) જન્મસ્થળ ચોટીલા વિશેના સંદર્ભ

(૧) રાજકોટ સદર તાલુકા શાળામા નવેમ્બર ૧૯૦૧માં ભણવા બેસાડતી વેળા પૂ૦ કાળીદાસ–દાદાએ લખાવેલ જન્મસ્થળ ચોટીલા. (જુઓ ફોટો–નકલ સૌથી નીચે કોલમ ૩)

(૨) પત્ર ૫૪ (રામચંદ્ર દા૦ શુક્લ ઉપર)માં ભાવનગરથી ૧૧–૧–૧૯૨૯ના રોજ બાપુજીએ લખ્યું છે, "મારા પર એક મોટી અસર મારા જન્મસ્થાનની પણ જણાય છે. મારો જન્મ પાંચાળના સુપ્રસિદ્ધ કેન્દ્ર ચોટીલામાં—ચોટીલા ડુંગરની તળેટીમાં જ—થયો છે, અને મને કહેવામાં આવ્યું છે કે બચપણમાં મને તેડીને એ ડુંગરની આસપાસ ફેરવતા હતા."

(૩) પત્ર ૧૮૩(ઉમાશંકર જોશી ઉપર)માં બોટાદથી ૨૩–૧૨–૧૯૩૮ના રોજ લખ્યું છે, "...મારો જન્મ પાંચાળના પહાડી કાઠી પ્રદેશના કેન્દ્ર ચોટીલામાં. ...."

(૪) બાપુજીની હયાતિ દરમ્યાન ૧૯૪૫માં છપાયેલ એમના 'રાજા–રાણી' પુસ્તકની બીજી આવૃત્તિના ફ્લૅપ પર બાપુજીનો પરિચય છે. તેમાં લખાયું છે, "...શ્રી મેઘાણીનો જન્મ કાઠિયાવાડની પાંચાળ ભૂમિમાં, જાણીતા જૈન કુટુંબમાં, ફોજદાર પિતાને ઘેર ઈ૦ ૧૮૯૬ માં થયો હતો...."



## પત્રોના પ્રાપ્તકર્તાઓ અને પ્રેષકોની

# વ્યક્તિ–સૂચિ

[આંકડા પત્રક્રમાંક સૂચવે છે. આંકડાની લિપિ પત્રની ભાષા સૂચવે છે. * નિશાની દર્શાવે છે કે એ પત્ર બાપુજી ઉપર લખાયો હતો.]

**પ્રાપ્તકર્તા અથવા પ્રેષક** **પત્ર–ક્રમાંક**



---

# સૂચિ

[પત્રોમાં તેમ જ નોંધોમાં આવતા મહત્ત્વનાં વ્યક્તિઓ, સંસ્થાઓ, કૃતિઓ અને વિષયોના ઉલ્લેખોનો આ સૂચિમાં સમાવેશ છે. આંકડા પત્ર-ક્રમાંક સૂચવે છે.]